JIVANDAS LILADHAR MATANI.

श्री

# मनुस्मृति

## ગુજરાતી ભાષાંતર સહિત

સંદિગ્ધ શાસ્ત્રીય વિષયોનાં વિવરણ સહિત


ભાષાંતરકર્તા

પંડિત નથ્થુરામ મહાશંકર

તથા

શાસ્ત્રી પ્રાણજીવન હરિહર પંડ્યા


'यन्मनुरवदत्तद्भेषजम्।' છાંદોગ્ય ઉ.


મુંબઈ—"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું

સંવત્ ૧૯૬૭ ઈ. ૧૯૧૧

મૂલ્ય ૩-૮-૦

# પ્ર સ્તા વ ના.

સર્વ મનુષ્યોને આ લોકમાં તથા પરલોકમાં સુખ સંપાદન કરવાનું મુખ્ય સાધન **ધર્મ** છે અને તે ધર્મ, શ્રુતિમાં તથા સ્મૃતિમાં વર્ણવ્યો છે. શ્રુતિ એટલે વિધિ, અર્થવાદ, મંત્ર અને નામધેયાત્મક વેદ. તે અપૌરુષેય હોવાથી સબલ પ્રમાણ છે અને તેની અપૌરુષેયતાને સર્વ શાસ્ત્રકારો માન્ય કરે છે. એ વાત પહેલા અધ્યાયના ત્રીજા શ્લોકમાં કહી છે. હવે પૌરુષેય ગ્રંથોમાં જે ગ્રંથોને પ્રમાણ તરીકે માનવામાં આવે છે, તેઓમાં સ્મૃતિઓ મુખ્ય ગણાય છે. કારણ કે વેદાર્થનું સ્મરણ કરીને સ્મૃતિઓને રચવામાં આવી છે. તે સ્મૃતિનું પ્રામાણ્ય પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા તથા તેનું વ્યાખ્યાન કરનારા કુમારિલ ભટ્ટ અને શ્રી શંકરાચાર્ય તથા શ્રી સાયણાચાર્યના ગ્રંથોને આધારે સિદ્ધ કરવામાં આવે છે. કેટલાએક શંકા કરે છે કે, સ્મૃતિમાં કહેલો ધર્મ સ્વતઃપ્રમાણ ન હોવાથી, તે તે સ્મૃતિવાક્યોને મૂલ શ્રુતિવાક્યોની અપેક્ષા છે. સ્મૃતિવાક્યો કંઈ સ્વતંત્ર રીતે પ્રમાણ થઈ શકતાં નથી. કારણ કે " अनुभवजन्यज्ञानं स्मृतिः અનુભવથી ઉત્પન્ન થયેલું જે જ્ઞાન, તે સ્મૃતિ કહેવાય છે. " અને તે સ્માર્ત વિજ્ઞાનને પૂર્વ અનુભવરૂપ વેદાદિ જ્ઞાનની અપેક્ષા છે. તંત્રવાર્તિકમાં કહ્યું છે કે, "पूर्वज्ञानाविषयं विज्ञानं स्मृतिरुच्यते । पूर्वज्ञानाद्विना तस्याः प्रामाण्यं नावधार्यते ॥ પ્રથમ અનુભવ કરેલાં વૈદિક જ્ઞાન વિષયક જે વિજ્ઞાન, તે સ્મૃતિ કહેવાય છે. માટે પૂર્વનાં વૈદિક જ્ઞાનવિના સ્મૃતિનાં પ્રામાણ્યનો નિશ્ચય થઈ શકતો નથી. " જેમ કે મન્વાદિ સ્મૃતિમાં કહેલો અષ્ટકાદિ ધર્મ, સ્વર્ગ મેળવવાનું સાધન છે, એ વાત પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણથી સિદ્ધ થઇ શકતી નથી, તેમ શબ્દ પ્રમાણથી પણ અગ્નિહોત્રાદિ ધર્મની પેઠે સાક્ષાત્ કહેલો ધર્મ દૃષ્ટિગોચર થતો નથી. માટે બીજાં લૌકિક કારણો મળવા છતાં પણ જ્યાં સૂધી સ્મૃતિનું મૂળ શ્રુતિવાક્ય ઉપલબ્ધ થાય નહિ, ત્યાં સૂધી સ્મૃતિવાક્યને પ્રમાણ માની શકાય નહિ. કદાચ તમે અષ્ટકાદિસ્મૃતિ વાક્યનાં મૂળભૂત શ્રુતિવાક્યો નાશ પામેલી શાખાઓમાં હશે, એમ અનુમાન કરીને તેને ધર્મ તરીકે સ્વીકારશો તો પછી બૌદ્ધ, જૈન વગેરેની સ્મૃતિઓ પણ નાશ પામેલી શાખાઓમાંથી ઉત્પન્ન થયેલી છે, એમ માનીને વેદવિરુદ્ધ ઉપદેશ કરનારાઓની સ્મૃતિઓ પણ પ્રમાણ માનવી પડશે અને તેથી જેને જેને જે જે ધર્માભાસ ઇષ્ટ હશે, તે તે નષ્ટ શાખાઓનું નામ લઇને પોતાના કલ્પિત ધર્મને પણ પ્રામાણિક ઠરાવશે. માટે અષ્ટકાદિ ધર્મનું મૂળ, નાશ પામેલી શાખાઓ છે, એમ કહીને તમે સ્મૃતિનું પ્રામાણ્ય સિદ્ધ કરી શકશો નહિ. આનો ઉત્તર આ પ્રમાણે છે કે, સ્મૃતિઓમાં જે અષ્ટકાદિ ધર્મોનું વર્ણન છે, તે નષ્ટશાખામૂલક નથી; પરંતુ ઉપલબ્ધ શાખામૂલક જ છે. અથર્વણ મંત્રોમાં અષ્ટકાદિ ધર્મની પ્રતીતિ થાય છે અને પૂર્વે અનુભવ કરેલા વૈદિક જ્ઞાનનું સ્મરણ કરીને તે સ્મૃતિઓ રચવામાં આવેલી છે.

સ્મૃતિપ્રામાણ્ય.

આ ઉપર કોઈ શંકા કરતાં કહે કે, ઋષિઓએ વેદનો સ્વાધ્યાય કરી, વેદાર્થનું સ્મરણ કરીને જેમ મનુસ્મૃતિ વગેરે સ્મૃતિઓને રચેલી છે, તેમ આધુનિક વિદ્વાનો પણ વેદાધ્યયન કરીને વેદમાંથી જ ધર્મ જાણી શકશે. મન્વાદિ સ્મૃતિઓ રચવાનું પ્રયોજન શું છે ? એટલું જ નહિ, પરંતુ સ્મૃતિવાક્યને પણ જો સ્વતંત્ર પ્રમાણ માનીશું તો અમુક સ્મૃતિવાક્ય અમુક વિધિવાક્યના સ્મરણરૂપે ગ્રહણ કર્યું છે કે અમુક અર્થવાદના સ્મરણરૂપે ગ્રહણ કર્યું છે, એ પણ જાણી શકાશે નહિ.

આ શંકાનું સમાધાન એવું છે કે, આ સ્મૃતિમાં કહેલાં વાક્યોનાં મૂલભૂત વિધિવાક્યો અનંત છે અને તે જૂદી જૂદી શાખાઓમાંથી મળે છે. પરંતુ તે તે શાખાઓ છૂટી છૂટી હોવાથી તથા તેમાં ઘણાં પ્રકરણો હોવાથી પ્રમાદ, આલસ્ય અને અલ્પાયુષ્યવાળા આધુનિક પુરુષો તે સર્વ શાખાઓનું અધ્યયન કરી શકશે નહિ; તેથી તે તે શ્રુતિઓ ક્યાં છે, તે વાત પણ જાણી શકશે નહિ, આવા અભિપ્રાયથી મનુ વગેરે ઋષિઓએ સ્વતંત્ર સ્મૃતિગ્રંથો રચ્યા છે.

અહીં કોઈ એવી શંકા કરે કે, મનુ વગેરે ઋષિઓએ સ્મૃતિઓ રચી, તેને બદલે અનુક્રમથી તે તે સ્મૃતિવાક્યોનાં મૂલભુત શ્રુતિવાક્યો શા માટે લખ્યાં નહિ ? તેનું સમાધાન એ છે કેઃ–'स्वाध्यायोऽध्येतव्यः' એ શ્રુતિમાં જ્યાં સ્વાધ્યાયની આજ્ઞા કરી છે ત્યાં વેદની આનુપૂર્વીનો સ્વાધ્યાય કરવાની આજ્ઞા છે. હવે મનુ વગેરે ઋષિઓ તે તે શ્રુતિવાક્યોના કટકાઓ જો લખી મૂકે તો તેથી વેદની આનુપૂર્વીનો ભંગ થાય. વળી દીક્ષિત પ્રકરણમાં 'मलवद्वाससा न संवसेत्' 'ब्राह्मणान् न निन्देत्' 'ब्राह्मणाय न अवागुरेत्' ઈત્યાદિ વાક્યોનો જ ઉદ્ધાર કરીને જો ઉપદેશ કરવામાં આવે તો વાક્યભંગ થાય અને ક્રમાન્યત્વ નામનો દોષ પણ પ્રાપ્ત થાય અને તેવાં ઉદ્ધૃત વાક્યો લખવાથી કેટલાએક દ્વિજો વેદના અર્થવાદ વાક્યોનો સ્વાધ્યાય ન કરતાં કેવળ વિધિવાક્યોનો જ સ્વાધ્યાય કરવા માંડે તો તેથી વેદની આનુપૂર્વીનો લોપ જ થઈ જાય. માટે મન્વાદિક સ્મૃતિકારોએ તે સર્વ શાખાઓનું અધ્યયન કરી, તેમાંથી દોહન કરીને સ્મૃતિઓ રચેલી છે, માટે તેઓ ભ્રાંતિમૂલક છે એમ માની શકાય નહિ. કારણ કે મનુએ પોતે જ 'वेदोऽखिलो धर्ममूलं સ્મૃતિઓ વેદમૂલક છે' એમ કહીને સ્મૃતિનું પ્રામાણ્ય જણાવ્યું છે.

માટે આ મનુસ્મૃતિમાં જે કંઈ ધર્મ વર્ણવ્યો છે, તે જૂદી જૂદી શાખાઓની શ્રુતિમાંથી જ વર્ણવ્યો છે. તંત્રવાર્તિકમાં કહ્યું છે કે; "वैदिकैः स्मर्यमाणत्वात् परिग्रहसमत्वतः। संभाव्यवेदमूलत्वात् स्मृतीनां मानतोचिता ॥ મંત્રદ્રષ્ટા ઋષિઓએ વેદાર્થનું સ્મરણ કરીને રચેલી હોવાથી તથા શિષ્ટ પુરુષોએ તેમને સ્વીકારેલી હોવાથી અને સંભાવનાપૂર્વક વેદમૂલક જ હોવાથી સ્મૃતિઓ સ્વતંત્ર રીતે પ્રમાણ ગણાય છે."

આ ઉપર કોઈ શંકા કરે કે, તમે જો સ્મૃતિ સ્વતંત્ર પ્રમાણ છે, આમ કહેશો તો તેમાં આ પ્રમાણે દોષો આવવાનો સંભવ છેઃ–'प्रायेणानृतवादित्वात् पुसां भ्रांत्यादिसंभवात्। चोदनानुपलब्धेश्च श्रद्धामात्रात् प्रमाणता ॥ આ જગતમાં પુરુષો અસત્યવાદી

હોવાથી ભ્રમ, પ્રમાદ, આલસ્ય વગેરે દોષવાળા હોવાથી તથા સ્મૃતિઓ વેદમૂલક ન હોવાથી, કેવળ જડ શ્રદ્ધામાત્રથી જ સ્મૃતિઓને પ્રમાણ માનવી પડશે;' પરંતુ તેમ નથી. સ્મૃતિઓ પંડે જ સ્વતંત્ર પ્રમાણ છે. તેને અપ્રમાણ માનવામાં કંઈ પણ કારણ નથી. સ્મૃતિઓના અપ્રામાણ્યમાં ઉપર કહેલા ત્રણે હેતુ અયોગ્ય છે. કારણ કે જન્મસિદ્ધ એવા મનુ, યાજ્ઞવલ્કય, પરાશર વગેરે મંત્રદ્રષ્ટા પુરુષોમાં અસત્યવાદિતાનો તથા ભ્રમ પ્રમાદાદિ દોષ હોવાનો સર્વથા અસંભવ છે. માટે પ્રથમના બે હેતુ સ્વરૂપથી જ અસિદ્ધ છે. વળી મન્વાદિ પ્રણીત સ્મૃતિઓ સારાં બંધારણવાળી હોવાથી અને તેમાં પરોક્ષ ધર્મનું પ્રતિપાદન કરેલું હોવાથી તેમાં કહેલા ધર્મોના આચરણથી અદૃષ્ટ ફલની કલ્પના અવશ્ય કરવી જોઈએ. આ વાત પૂર્વમીમાંસાના अपि वा कर्तृसामान्यात् प्रमाणमनुमानं स्यात् ॥ ૧।૩।૨ એ સૂત્રમાં વિસ્તારથી કહેલી છે. મન્વાદિક ઋષિઓ રાગદ્વેષથી રહિત હતા, સૃષ્ટિના આદિમાં માનસિક સૃષ્ટિ ન વધવાથી, બ્રહ્માએ મૈથુની સૃષ્ટિ રચવાનો વિચાર કરીને તે સમયે જે પ્રથમ પુરુષને ઉત્પન્ન કર્યો હતો, તે પંડે મનુ હતા અને જે પ્રથમ સ્ત્રીને ઉત્પન્ન કરી હતી તે શતરૂપા હતાં. આ બન્ને આદિ સ્ત્રી પુરુષથી આ આખી માનવી પ્રજા ઉત્પન્ન થયેલી છે. માટે જ પાણિનીયે ( मनोर्जातावञ्यतौषुक्च ) ૪।૧।૧૬૧। એ સૂત્રથી મનુષ્ય શબ્દ સિદ્ધ કરેલો છે અને મનુષ્ય માત્ર એ મનુનાં સંતાનો છે. કેવળ આપણે જ મનુને સૃષ્ટિના આદ્ય પુરુષ માનીએ છીએ એમ નથી, પરંતુ ઇજીપ્ત, લિડિયા, ગ્રીક, રોમન વગેરે પરદેશી પ્રાચીન પ્રજા પણ તે મનુને મેનીસ, મન્યુસ, મન્યુ વગેરે નામોથી સૃષ્ટિનો પ્રથમ પ્રવર્તક અને ઉપદેશક માને છે. માટે આપણે સર્વ પ્રજાના પિતા એવા તે મનુનું સામર્થ્ય સર્વ મનુષ્યોના કરતાં અધિક માનવું જોઈએ.

તે આદિપુરુષ મનુએ વેદોનું અધ્યયન કરી તે વેદાર્થનો સંપૂર્ણ વિચાર કર્યા પછી મનુસ્મૃતિની રચના કરી અને તેનો ભૃગુ વગેરે ઋષિઓને ઉપદેશ કર્યો હતો. આ સ્વાયંભુવ મનુ પછી બીજા સાત મનુઓ ઉત્પન્ન થયા હતા. શાસ્ત્રમાં કહ્યું છે કે, "यज्ञेऽध्वर्युरिव ह्यस्ति मनुर्मन्वन्तरे सदा। प्रतिमन्वंतरं चैव स्मृतिरन्या विधीयते। स्थिताश्च मनवो नित्यं कल्पे कल्पे चतुर्दश। तेन तद्वाक्यचेष्टानां सर्वदैवास्ति संभवः॥ પ્રત્યેક યજ્ઞમાં જેમ નવો અધ્વર્યુ થાય છે, તેમ પ્રત્યેક મન્વંતરમાં નવા નવા મનુ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે પ્રત્યેક કલ્પમાં ચૌદ મનુઓ ઉત્પન્ન થાય છે, તેથી તે તે સમયમાં તેનાં વાક્યરૂપ સ્મૃતિઓ થવાનો પણ સંભવ છે અને તે ધર્મ મનુષ્યોને આલોકમાં તથા પરલોકમાં સુખ આપનારો છે." શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે, "यन्मनुरवदत् तद्भेषजम् મનુએ જે ધર્મનો ઉપદેશ કર્યો છે, તે આ લોકનું અને પરલોકનું ઉત્તમ સાધન છે."

મહાભારત, રામાયણ, અને પુરાણોમાં તથા નિબંધકારોએ ધર્મનાં પ્રમાણ તરિકે મનુસ્મૃતિને માન્ય કરેલી છે. મહાભારતના આનુશાસનિક પર્વમાં ભીષ્મ પિતામહે યુધિષ્ઠિરને કહેલા ધર્મમાં તથા શ્રીકૃષ્ણે અર્જુનને કહેલી ગીતા, અને અનુગીતામાં

પણ મનુસ્મૃતિનાં વચનોનાં પ્રમાણ આપેલાં છે અને સર્વ સ્મૃતિકારોએ પણ મનુસ્મૃતિને શ્રુતિની પેઠે મૂલપ્રમાણ માનીને પોતાની સ્મૃતિઓમાં ન્યૂનાધિક વિચાર કરેલો છે. માટે કહ્યું છે કે; "मन्वर्थविपरीताश्च याश्च काश्च कुदृष्टयः। ताः सर्वा निष्फला ज्ञेया तमोरूपा हि ताः स्मृताः ॥ મનુના વિચારથી વિપરીત ઉપદેશ કરનારી અને શાસ્ત્રવિરુદ્ધ વિચારને દેખાડનારી જે સ્મૃતિઓ છે, તે નિષ્ફળ અને નરકને આપનારી છે." તેમ જ આનુશાસનિક પર્વમાં પણ કહ્યું છે કે; "धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः। द्वितीयं धर्मशास्त्रं तु तृतीयं लोकसंग्रहः ॥ ધર્મ જાણવાને ઇચ્છનારા પુરુષોને સૌથી સબલ પ્રમાણ વેદ છે, બીજું પ્રમાણ ધર્મશાસ્ત્ર છે અને ત્રીજું પ્રમાણ લોકોનો સદાચાર છે." એમ છતાં શ્રુતિમાં કહેલા ઉદિત તથા અનુદિત હોમની પેઠે તથા અતિરાત્રમાં ષોડશી ગ્રહણની પેઠે બે સ્મૃતિ વાક્યમાં પરસ્પર વિરુદ્ધતા જણાય તો તે બન્ને સ્મૃતિવાક્યને પ્રમાણ જાણવાં, એ વાત મનુએ પોતે જ 'स्मृतिद्वैधं तु यत्र स्यात् तत्र धर्मावुभौ स्मृतौ'। એ શ્લોકમાં સ્પષ્ટ કહી છે. કદાચ દૃષ્ટ કારણોથી અદૃષ્ટ પદાર્થોનું ખંડન કરવા માંડીએ તો એવો કોઈ વિષય નથી કે, જેમાં દૃષ્ટ કારણથી, અદૃષ્ટ કારણોનું ખંડન થઈ શકે નહિ. જો કે દૃષ્ટકર્મ તુરત ફલ આપનારાં છે અને અદૃષ્ટકર્મ પરલોકમાં ફલ આપનારાં છે; છતાં દૃષ્ટકર્મનું ફલ અલ્પ છે અને અદૃષ્ટ કર્મનું ફલ વિભુ છે. માટે દૃષ્ટકર્મનાં ફલથી લોભાઈ જઈ અદૃષ્ટકર્મનાં ફલનો તિરસ્કાર કરીને પરલોકથી ભ્રષ્ટ થવું, એ સત્પુરુષોને યોગ્ય નથી.

છતાં શ્રદ્ધાનો ત્યાગ કરીને જો કુતર્ક કરવા બેસીએ તો "रागद्वेषमदोन्मादप्रमादालस्यलुब्धताः। क्व वा नोत्पेक्षितुं शक्याः स्मृत्यप्रामाण्यहेतवः સ્મૃતિને અપ્રમાણ ઠરાવવામાં હેતુરૂપ રાગ, દ્વેષ, મદ, ઉન્માદ, પ્રમાદ, આલસ્ય, લોભ વગેરે દોષો કયા પુરુષમાં નથી ? માટે " यच्चादौ श्रद्धया सिद्धं पुनर्न्यायेन साधितम्। आज्ञासिद्धप्रमाणत्वं पुराणादिचतुष्टयम् ॥ तत्तथैवानुमन्तव्यं कर्त्तव्यं नान्तराश्लथम्। सर्वं श्लथयतः सीदेद्दुर्नद्धशकटादिवत् ॥ જે પ્રથમ શ્રદ્ધાથી સિદ્ધ થયેલાં હોય અને પાછળથી જેને ન્યાયથી સિદ્ધ કરવામાં આવ્યાં હોય તેવાં બ્રાહ્મણોક્ત પુરાણો, મનુસ્મૃતિમાં કહેલા ધર્મો, વેદનાં અંગો તથા ચિકિત્સા શાસ્ત્ર આ ચારેને સિદ્ધવત્ પ્રમાણ માનવાં. પરંતુ વચ્ચે શ્રદ્ધાને શિથિલ કરવી નહિ. કારણ કે શ્રદ્ધાને શિથિલ કરવાથી શિથિલ બંધનવાળાં ગાડાની પેઠે ધર્મનો નાશ થાય છે. "

આવા ઉદ્દેશથી જ કહ્યું છે કે, "श्रुतिं पश्यंति मुनयः स्मरंति च तथा स्मृतिम्। तस्मात् प्रमाणमुभयं प्रमाणैः प्रापितं भुवि ॥ મુનિઓ મંત્રોનો સાક્ષાત્કાર કરે છે અને તેનું સ્મરણ કરીને સ્મૃતિઓની રચના કરે છે, માટે શ્રુતિ તથા સ્મૃતિ સર્વ પ્રમાણોના કરતાં સિદ્ધ પ્રમાણ ગણાય છે." " योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयात् द्विजः। स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिंदकः ॥ કોઈ દ્વિજ સર્વ ધર્મના મૂળરૂપ શ્રુતિની તથા સ્મૃતિની તર્કશાસ્ત્રના આશ્રયથી અવગણના કરે તો તે નાસ્તિક અને વેદનિંદક પુરુષને સત્પુરુષોએ પોતાની જ્ઞાતિમાંથી બહાર કરવો જોઇએ." આજકાલ કેટલાએક

વિદ્વાનો પણ ઘરમાં બેઠા બેઠા વેદની નિન્દા કર્યાં કરે છે, પરંતુ જ્ઞાતિના આગેવાનો શિથિલ હોવાથી તેવા નિંદકો ફાવી જાય છે.

હવે આ સ્મૃતિનું વેદમૂલકત્વ કેવી રીતે છે, તે દર્શાવીએ છીએ. આ સ્મૃતિના પ્રથમ અધ્યાયમાં જગતની ઉત્પત્તિ બૃહદારણ્યક ઉપનિષદ્ પ્રમાણે વર્ણવી છે અને અનાદિ કાલથી પ્રવૃત્ત એવા યુગના સ્વભાવ જાણવા માટે તથા ધર્માધર્મના અનુષ્ઠાનથી થતા કર્મ-

મનુસ્મૃતિનું વેદ મૂલકત્વ.

વિપાકની વિચિત્રતા જાણવા માટે કહેલી યુગાદિ કાલની ગણના વેદાંગ તરિકે ગણાતાં જ્યોતિષ્શાસ્ત્રમાંથી વર્ણવી છે, બીજા અધ્યાયમાં ધર્માધર્મનાં સાધનરૂપ પ્રદેશોના વિભાગો, कुरुक्षेत्रं वै देवयजनमासीत એ શ્રુતિને અનુસરીને વર્ણવ્યા છે. ગૃહ્યસૂત્રમાં વિસ્તારથી વર્ણવેલા અને આ સ્મૃતિમાં સંક્ષેપે કહેલા સોળ સંસ્કારોનું વર્ણન વેદમાંથી ગ્રહણ કર્યું છે. ઉપનયન સંસ્કાર તથા આચમનનો વિધિ કઠ શાખામાંથી ગ્રહણ કર્યો છે. બ્રહ્મચર્યનું પ્રકરણ છાંદોગ્ય ઉપનિષદ્ના જાબાલનાં પ્રકરણમાંથી લેવામાં આવ્યું છે તથા અથર્વ વેદમાં પણ છે. બ્રહ્મચારીના ધર્મ તૈત્તિરીય ઉપનિષદ્માંથી વર્ણવ્યા છે, પ્રણવનું વ્યાખ્યાન ગોપથ બ્રાહ્મણ તથા માંડૂક્ય ઉપનિષદ્માંથી લીધું છે અને ગાયત્રીની ઉપાસના સર્વ શાખાઓમાંથી ઉદ્ધૃત કરેલી છે. ત્રીજા અધ્યાયમાં કહેલું વિવાહ-પ્રકરણ ઋગ્વેદોક્ત ઉષાના પ્રકરણમાંથી લીધું છે, દૈવવિવાહ શતપથ બ્રાહ્મણમાંથી વર્ણવ્યો છે, કન્યાના માતાપિતાના ગુણદોષનું વર્ણન આયુર્વેદમાંથી તથા જ્યોતિષ્શાસ્ત્ર-માંથી ગ્રહણ કર્યું છે અને પંચમહાયજ્ઞોનું, તથા દર્શ ( અમાવાસ્યા ) શ્રાદ્ધનું અથવા તો પિંડ પિતૃયજ્ઞનું વર્ણન બ્રાહ્મણ ગ્રંથોમાંથી વર્ણવેલું છે. ચોથા અધ્યાયમાં કહેલો ભક્ષ્યાભક્ષ્યનો નિર્ણય બ્રાહ્મણ ગ્રંથોના દીક્ષિત પ્રકરણમાંથી વર્ણવેલો છે, અનધ્યાયોનું વર્ણન પણ બ્રાહ્મણ ગ્રંથોમાંથી જ લેવામાં આવ્યું છે અને દ્રવ્યશુદ્ધિ આયુર્વેદમાંથી લીધી છે. પાંચમા તથા છઠ્ઠા અધ્યાયમાં કહેલા વાનપ્રસ્થના તથા સંન્યાસીના ધર્મો, ઉપ-નિષદોમાંથી અને આરણ્યકોમાંથી લેવામાં આવ્યા છે. સાતમા તથા આઠમા અધ્યા-યમાં કહેલો વ્યવહાર દૃષ્ટાદૃષ્ટ ઉભયમૂલક છે. નવમા અધ્યાયમાં કહેલા સ્ત્રીધર્મો તથા વિભાગધર્મો મનુના પોતાના અલૌકિક વિજ્ઞાનમૂલક છે. દશમા અધ્યાયમાં કહેલી જાતિઓ રુદ્રાધ્યાયમાંથી લેવામાં આવી છે. અગ્યારમા અધ્યાયમાં કહેલા મહાપાતકોનું તથા ઉપપાતકોનું વર્ણન શતપથ બ્રાહ્મણમાં વર્ણવેલાં સાત મહાપાપના વર્ણનમાંથી અહીં વિસ્તારપૂર્વક કહેવામાં આવ્યું છે. બારમા અધ્યાયમાં કાયિક, વાચિક, અને માનસિક કર્મોથી થતાં ફ્લોનું તથા બ્રહ્મજ્ઞાનનું વર્ણન ઉપનિષદ્માંથી લેવામાં આવ્યું છે. આ પ્રમાણે આ આખી મનુસ્મૃતિ વેદમૂલક હોવાથી પ્રમાણરૂપ છે.

સ્મૃતિકારોએ સ્માર્ત ધર્મની આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત, એમ ત્રણ વિભાગમાં વહેંચણી કરી છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, "विहितादाश्रमाचारादिष्टार्त्तिं पारलौ-किकीम । प्रसक्तो नरकोऽनिष्टो निषिद्धाचरणेन यः ॥ तन्निवृत्तिः स्फटा शास्त्रे प्रायश्चित्ता-

भिधायिनी ॥ परलोकप्रधानस्य धर्मस्यैषा द्वयी गतिः ॥ प्रायश्चित्तं तथाचारः श्रौतधर्मे तथेक्षणात् ધર્મશાસ્ત્રમાં કહેલા આશ્રમોના પાળવાથી પરલોક મળે છે, અને નિષિદ્ધાચરણ કરવાથી અનિષ્ટ એવા નરકની પ્રાપ્તિ થાય છે, અને તે અધર્મનો નાશ કરવા માટે શાસ્ત્રમાં પ્રાયશ્ચિત્તો કહેલાં છે. આ પ્રમાણે પરલોકને આપનારા ધર્મના આચાર તથા પ્રાયશ્ચિત્ત એવા બે ભેદ છે" એમ શ્રૌતધર્મમાં કહ્યું છે. "कारीर्यादिश्रौतधर्मो दृष्टैकफलको यथा । लाभपूजाख्यातिमात्रफला व्यवहृतिस्तथा ॥ जेतुर्लाभादिकं तद्वत् पराजेतुश्च दंडनं तावेव स्वर्गनरकौ विहितप्रतिषिद्धजौ ॥ જેમ કારીરિયાગ (પર્જન્યેષ્ટિ) કરવાથી દષ્ટ ફલનો એટલે વર્ષા થવારૂપી પ્રત્યક્ષ ફળનો લાભ થાય છે, તેમ આ સ્મૃતિમાં કહેલો વ્યવહાર પણ લાભ, સત્કાર અને કીર્તિરૂપ પ્રત્યક્ષ ફળને આપનારો છે. કજીઓ જિતનારાને જયરૂપ લાભ થાય છે અને હારનારાને દંડરૂપ હાનિ થાય છે. વ્યવહારમાં તે લાભ હાનિને જ શાસ્ત્રવિહિત સ્વર્ગ અને શાસ્ત્રપ્રતિષિદ્ધ નરક સમજવું." વળી તે વ્યવહાર કેવળ આ લોકમાં જ ઉપયોગી છે એમ નથી, પરંતુ પરલોકમાં પણ ઉપયોગી છે. કહ્યું છે કે; "ननु राज्ञश्च सभ्यानां साक्षिणां चान्यथाकृतौ। प्रत्यवायाद्व्यवहृतिः परलोकप्रयोजना ॥ રાજા, સભ્યો તથા સાક્ષી વ્યવહારના ધર્મોથી વિરુદ્ધ વર્તન કરે છે તો તેને પ્રત્યવાય લાગે છે, માટે વ્યવહાર પણ પારલૌકિક ફલમાં ઉપયોગી છે." પરંતુ આચાર અને પ્રાયશ્ચિત્ત કરતાં વ્યવહારમાં ભેદ માત્ર એટલો જ છે કે " एतल्लोकप्रधानो यः परलोकोपसर्जनः। स धर्मो व्यवहारः स्यादाचारस्तु विपर्ययात् જેમાં આલોકનું ફલ પ્રધાન હોય છે અને પરલોકનું ફલ ગૌણ હોય તે વ્યવહાર કહેવાય અને જેમાં આ લોકનું ફળ ગૌણ હોય અને પરલોકનું ફલ પ્રધાન હોય તે આચાર તથા (પ્રાયશ્ચિત્ત) કહેવાય છે." આ પ્રમાણે આચાર, વ્યવહાર તથા પ્રાયશ્ચિત્ત, એ ત્રણ વિષયોમાં બહુધા સ્માર્ત ધર્મનો ઉપસંહાર કરવામાં આવ્યો છે.

સંક્ષેપમાં કહીએ તો આ સ્મૃતિમાં ધર્મના અને મોક્ષના વિષયમાં જે કંઇ કહ્યું છે તે વેદમૂલક છે અને અર્થના તથા કામના વિષયમાં જે કંઇ કહ્યું છે, તે લોકવ્યવહારમૂલક છે.

નિયમ વિધિનું પ્રામાણ્ય.

વેદમાં જેમ व्रीहिभिर्यजेत् વ્રીહિવડે યજન કરવું' એ વિધિ વાક્યનો तुषावहननादि (વ્રીહિને ખાંડીને તેનાં ફોતરા ઉખેડી નાંખવા) વગેરે વાક્યો જેમ નિયમવિધિ છે અને તેનું ઉલ્લંઘન કરવાથી જેમ પાપ લાગે છે તેમ બ્રહ્મચારીએ ગુરુની પાસે અધ્યયન કરવું, ગૃહસ્થાશ્રમીએ સવર્ણ કન્યાની સાથે વિવાહ કરવો વગેરે વિધિવાકયોનો, ગુરુસેવા તથા પતિપત્નીના ધર્મો નિયમ વિધિ છે અને જેમ વ્રીહિનું અવહનન ન કરે તો પાપ લાગે છે તેમ સ્માર્ત નિયમવિધિને પણ જો ન પાળે તો પાપ લાગે છે.

વેદમાં જેમ અગ્નિષ્ટોમ પ્રકૃતિયાગ છે અને સાત સોમસસ્થાઓ વિકૃતિયાગ છે તેમ આ સ્મૃતિમાં પણ અષ્ટકા શ્રાદ્ધ તથા દર્શ શ્રાદ્ધ પ્રકૃતિશ્રાદ્ધ છે અને યુગાદિ, મન્વાદિ, નક્ષત્રશ્રાદ્ધ તથા તિથિશ્રાદ્ધ વિકૃતિશ્રાદ્ધ છે.

આ મનુસ્મૃતિના કરતાં યાજ્ઞવલ્કય, પારાશર વગેરે સ્મૃતિઓમાં જે કંઇ ન્યૂનાધિક જોવામાં આવે છે, તે પણ આ સ્મૃતિમૂલક જ છે. જેમ યાજ્ઞવલ્કય સ્મૃતિમાં શૂદ્રની કન્યાના વિવાહના સંબંધમાં 'नैतन्मम मतं' એ પદથી શૂદ્રકન્યાના વિવાહનો નિષેધ કર્યો છે. તે મનુમાં કહેલા वृषलीफेनपीतस्य... निष्कृतिर्न विधीयते આ શ્લોકને આધારે કહ્યા છે. તેમ મનુએ કહેલા 'हिंसाप्रायां पराधीनां कृषीं यत्नेन वर्जयेत्' આ શ્લોકના અપવાદરૂપે પરાશર સ્મૃતિમાં બ્રાહ્મણને પણ આઠ અથવા છ બળદ રાખીને ખેતી કરવાનું કહ્યું છે, તે પણ "ऊभाभ्यामप्यजीवंस्तु कथं स्यादिति चेद्भवेत्। कृषिगोरक्षमास्थाय जीवेद्वैश्यस्य जाविकाम्॥ જે બ્રાહ્મણની બ્રાહ્મણ તથા ક્ષત્રિયની વૃત્તિથી આજીવિકા ચાલતી ન હોય, તેણે શું કરવું તેનો ઉત્તર આપતાં કહે છે, કે તેણે કૃષિ, ગોરક્ષા વગેરે વૈશ્યની આજીવિકાનું અવલંબન કરીને આજીવિકા કરવી." આ મનુના વચનને આધારે કહ્યું છે. વળી પારાશરસ્મૃતિમાં બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્તના સંબંધમાં રામેશ્વરનાં દર્શન કરવાનું કહ્યું છે, તે પણ "जपन्वान्यतमं वेदं योजनानां शतं व्रजेत्। ब्रह्महत्यापनोदाय मितभुङ्नियतेन्द्रियः" આ શ્લોકને મનુના આધારે કહ્યું છે. અને તે જ પ્રમાણે બીજી સ્મૃતિઓમાં આચારના તથા પ્રાયશ્ચિત્તના સંબંધમાં જે જે સંકોચ જોવામાં આવે છે, તે આ સ્મૃતિમાં કહેલા આપદ્ધર્મ મૂલક જાણવો અને તેનું કારણ એવું છે કે "कलौ हि पापबाहुल्यं दृश्यते स्मर्यतेऽपि च। नराः प्रायोऽल्पसामर्थ्यास्तेषामनुजिघृक्षया। समकोचयदाचारं प्रायश्चित्तव्रतानि च કલિયુગમાં મનુષ્યો બહુ પાપ કરતા જોવામાં આવે છે, અને સ્મૃતિમાં પણ તેમ જ કહેલું છે. વળી મનુષ્યો બહુધા અલ્પસામર્થ્યવાળા છે, માટે તેઓના ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી (કાળની અપેક્ષાથી આપત્તિકાળ જોઇને) પરાશર મુનિએ આચારના અને પ્રાયશ્ચિત્તના વિષયમાં સંકોચ કર્યો છે.

સ્મૃતિઓનો વિરોધ પરિહાર.

કદાચ કોઇ શંકા કરે કે, એક જ પાપને માટે જૂદી જૂદી સ્મૃતિમાં જૂદાં જૂદાં પ્રાયશ્ચિત્તો કહેલાં હોય અને તેમાં ન્યૂનાધિક ભાવ પણ હોય તો, કયાં વચનને પ્રમાણ અને કયાં વચનને અપ્રમાણ માનવું, તેનો ઉત્તર એવો છે કે, જેમ એક જ સ્વર્ગ મેળવવાને માટે અગ્નિહોત્ર, સોમયાગ, વિશ્વજિત્યાગ વગેરે કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે તથા એક જ બ્રહ્મલોકની પ્રાપ્તિને માટે જેમ શાંડિલ્યવિદ્યા, દહરવિદ્યા વગેરે અનેક ઉપાસનાઓ કહેલી છે, તેમ જ એક પાપની નિવૃત્તિ કરવા માટે કહેલાં જૂદાં જૂદાં સર્વે પ્રાયશ્ચિત્તો તે તે પાપની નિવૃત્તિ કરવા સમર્થ છે, છતાં પણ જેમ અગ્નિહોત્રના ઉપાસકના કરતાં સોમ, વિશ્વજિત્, વગેરે યાગ કરનારો પુરુષ ઘણા કાળ સૂધી સ્વર્ગમાં રહે છે તેમ " कर्माधिक्यात् फलाधिक्यं અધિક કર્મ કરવાથી તેનું ફલ પણ અધિક મળે છે" એ ન્યાય પ્રમાણે અધિક પ્રાયશ્ચિત્ત કરવાથી વિશેષ શુદ્ધ થવાય છે; પરંતુ સામર્થ્ય છતાં પણ જો થોડું પ્રાયશ્ચિત્ત કરવામાં આવે છે તો પાપનો અંશ રહી

જાય છે અને અધિક કરવામાં આવે છે તો તે કરેલાં પાપનો નાશ કરવા ઉપરાંત બીજાં પાપોની પણ નિવૃત્તિ કરીને કર્તાના અંતઃકરણને શુદ્ધ કરે છે.

કલ્પસૂત્ર તથા ગૃહ્યસૂત્રોનું પ્રામાણ્ય.

શ્રુતિની પેઠે કલ્પસૂત્રો પણ વૈદિક વિધિઓનાં વિનિયોગ કરનારાં હોવાથી સર્વાંશમાં પ્રમાણરૂપ છે અને ગૃહ્યસૂત્રો પણ વેદમૂલક સોળ સંસ્કારોનાં તથા અષ્ટકાદિ ધમનાં અનુવાદક હોવાથી પ્રમાણરૂપ છે.

ઇતિહાસ પુરાણાદિકનું પ્રામાણ્ય.

ઇતિહાસોમાં વાલ્મીકિઋષિ પ્રણીત રામાયણ પ્રથમ છે; જેમાં ભગવાન રામચંદ્રનાં પવિત્ર ચરિત્રનું વર્ણન કર્યું છે. આ ગ્રંથમાં ઐતિહાસિક પુરુષોનાં દષ્ટાંતોથી જે જે ધર્મનું વર્ણન કર્યું છે, તે તે ધર્મ શ્રુતિથી તથા સ્મૃતિથી અવિરુદ્ધ હોય તો તે પ્રમાણ ગણાય છે. ભગવાન્ રામચંદ્રે જેમ બાલ્યાવસ્થામાં વિશ્વામિત્ર ઋષિના આશ્રમમાં રહીને તેમના યજ્ઞનું સંરક્ષણ કર્યું હતું, તેમ પ્રત્યેક ક્ષત્રિય બાળકોએ પણ ધૈર્ય ધારણ કરી, યજ્ઞનું (સ્વધર્મનું), બ્રાહ્મણ અને ગાયોનું રક્ષણ કરવું જોઇએ. ભગવાન્ રામચંદ્રની પેઠે પ્રત્યેક પુત્રોએ દુઃખ વેઠીને પણ માતા, પિતા અને ગુરુનાં વચનનું પરિપાલન કરવું જોઇએ, સ્ત્રીઓએ ભગવતી સીતાની પેઠે આપત્કાળમાં પણ પતિની સહચારિણી થવું જોઇએ, લક્ષ્મણની પેઠે લઘુબંધુઓએ જ્યેષ્ઠ બંધુઓની આજ્ઞામાં રહેવું જોઇએ, ભરતની પેઠે ભ્રાતૃવાત્સલ્ય રાખવું જોઇએ અને હનુમાનની પેઠે તન, મન તથા ધનથી સ્વામીનું દાસ્ય કરવું જોઇએ. આ પ્રમાણે રામાયણમાં પવિત્ર પુરુષોનાં દષ્ટાંતોથી સર્વમાન્ય એવા અનેક ધર્મોનો ઉપદેશ કર્યો છે અને તે શ્રુતિને તથા સ્મૃતિને અનુકૂળ હોવાથી સપ્રમાણ છે. વાલ્મીકિ રામાયણ ઉપરાંત બીજી પણ એકસો રામાયણ સાંપ્રતકાલમાં વિદ્યમાન છે અને તે તે રામાયણોમાં વાલ્મિક ઋષિ પ્રણીત રામાયણના ઇતિહાસ કરતાં જૂદા જ ઇતિહાસોનું વર્ણન છે. માટે તે તે ઇતિહાસોનાં દૃષ્ટાંતોથી વર્ણવેલો ધર્મ શ્રુતિથી તથા સ્મૃતિથી જો વિરુદ્ધ હોય તો તેને પ્રમાણ ગણવો નહિ.

બીજો ભગવાન્ વેદવ્યાસે રચેલો મહાભારત નામનો પ્રસિદ્ધ ઇતિહાસ છે. આ ઇતિહાસમાં કુરુવંશના રાજાઓનાં ચરિત્રને બહાને અનેક પ્રકારના ધર્મોનું વર્ણન કરવામાં આવ્યું છે. આ ઇતિહાસગ્રંથને વિદ્વાનો સ્મૃતિના જેટલું માન આપે છે. મહાભારતમાં કહ્યું છે કે; "स्त्रीशूद्रद्विजबंधूनां त्रयी न श्रुतिगोचरा। इति भारतमाख्यानं कृपया मुनिना कृतम्" સ્ત્રીઓ, શૂદ્રો તથા અસંસ્કૃત અને અભણ એવા દ્વિજોને વેદ ભણવાનો અધિકાર ન હોવાથી તેમનું કલ્યાણ કરવાની ઇચ્છાથી તેઓને ધર્મોપદેશ કરવા માટે વ્યાસ મુનિએ મહાભારત નામનો ગ્રંથ રચ્યો છે. શ્રૌત ધર્મ શિવાય પવિત્ર પુરુષોનાં દૃષ્ટાંતોદ્વારા સ્માર્ત ધર્મનો અનુવાદક જો કોઇ પણ ગ્રંથ હોય તો તે મહાભારત છે. આ ઇતિહાસમાં ત્રિત ઋષિના સોમયાગનું, વિશ્વામિત્રની ઇષ્ટિનું, યાજ્ઞવલ્ક્યના અગ્નિહોત્રનું, રામચંદ્રના અશ્વમેધ યજ્ઞનું અને ધર્મરાજાના રાજસૂય તથા અશ્વમેધ યજ્ઞનું વર્ણન કરીને જણાવ્યું છે કે, પ્રત્યેક દ્વિજોએ પારલૌકિક શ્રેયને માટે

યજ્ઞો કરવા જોઇએ. રામચંદ્ર, યુધિષ્ઠિર, પરશુરામ વગેરે મહાત્માઓ તથા પ્રસિદ્ધ પુરુષોએ કરેલાં શ્રાદ્ધોથી ચાતુર્વર્ણ્ય પ્રજાને પૂર્વજોનાં શ્રાદ્ધ કરવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે. હરિશ્ચંદ્રના ઇતિહાસથી સત્યનો, શિબિના દૃષ્ટાંતથી દયાનો, બલિનાં તથા કર્ણનાં દૃષ્ટાંતથી દાનનો, શ્રીકૃષ્ણનાં દૃષ્ટાંતથી શિવભક્તિનો તથા બ્રહ્મણ્યતાનો, પતિવ્રતાના માહાત્મ્યથી પાતિવ્રત ધર્મનો અને ધર્મવ્યાધનાં દૃષ્ટાંતથી વર્ણાશ્રમ ધર્મનો મહિમા વર્ણવ્યો છે. અનુશાસન પર્વમાં ગોદાનના માહાત્મ્યમાં ગોરક્ષણનો ઉત્તમ વિધિ વર્ણવ્યો છેઃ—ગાયના પ્રત્યેક અંગમાં જૂદા જૂદા દેવતાઓ રહેલા છે, જેનાં દૂધ દહી અને ઘીથી દેવતાઓને હવ્ય અને પિતૃઓને કવ્ય આપવામાં આવે છે, જેના ગોમય (છાંણ)થી તથા મૂત્રથી શારીર, આભ્યંતર તેમ જ બાહ્ય શુદ્ધિ થાય છે, ઔષધિઓનું અને ભૂમિનું શોધન થાય છે. વળી માતા બાલકોને જન્મ આપીને માત્ર બે વર્ષ સુધી જ દૂધ પાઇને ઉછેરે છે, ત્યારે ગૌમાતા પોતાનાં દૂધ, દહીં તથા ઘીથી જીવન પર્યંત મનુષ્યોનું પોષણ કરે છે. તેનું દુધ આયુષ્યવર્ધક, ત્રિદોષનાશક અને બુદ્ધિને સાત્વિક કરનારું છે. વળી જેઓના પુત્રો (બલદો) કૃષિથી આખા જગતનું પોષણ કરે છે. આવી પરોપકારિણી વિશ્વહિતૈષિણી ગોમાતાની હિંસા થતી અટકાવવાને તથા તેમનું પાલન કરવાને આર્યોએ પ્રયત્ન કરવો જોઇએ. આ પ્રમાણે અહિંસાદિ સાધારણ ધર્મનું, વૃત્તનું, શીલનું, યોગનું અને સાંખ્યનું વિવેચન, તથા વાનપ્રસ્થના અને સંન્યાસના ધર્મો દૃષ્ટાંતો આપીને વિસ્તારથી વર્ણવ્યા છે.

પુરાણની સંહિતાઓ.

વેદવ્યાસે મહાભારત રચ્યા પછી પુરાણની ચાર સંહિતાઓ રચીને પોતાના ચાર શિષ્યોને તે ભણાવી હતી. તે ચાર સંહિતાઓના સૂત શૌનકના સંવાદરૂપે અઢાર ભાગ થયા, જે અષ્ટાદશ પુરાણને નામે પ્રસિદ્ધ છે; અને આધુનિક સમયમાં તેઓની સંખ્યા વધી ગઇ છે. આ પુરાણોમાં બહુધા મહાભારતની જ કથાઓ વર્ણવેલી છે તથા રુદ્ર, ગણપતિ, ભૈરવ, દેવીઓ, આદિત્ય, મન્વન્તર વગેરેની કથા, વિષ્ણુના અવતારોનાં ચરિત્રો, પૂજાના પ્રકારો તથા ભક્તોનાં અને તીર્થોનાં માહાત્મ્યો વર્ણવ્યાં છે. આ ઇતિહાસોમાં તથા પુરાણોમાં શ્રુતિ અને સ્મૃતિથી વિરુદ્ધ અર્થવાદમૂલક જે જે ધર્મની કલ્પના કરવામાં આવી હોય, તે તે અપ્રમાણ ગણાય છે.

તીર્થપ્રામાણ્ય.

ઇતિહાસમાં તથા પુરાણોમાં વર્ણવેલા જે જે ધર્મો શ્રુતિમાં તથા સ્મૃતિમાં સાક્ષાત્ કહેલા નથી આવો ભાસ થાય છે, તેવા તીર્થયાત્રા, મૂર્તિપૂજા, ઇશ્વરાવતાર વગેરેને માટે આ પ્રમાણે નિર્ણય છે. ઋગ્વેદમાં "इमं मे गंगे यमुने शतद्रु" એ મંત્રમાં તથા બીજા અનેક મંત્રોમાં ગંગા, યમુના, સિંધુ, સતલજ, વગેરે સાત નદીઓનું વર્ણન છે. યજુર્વેદના ये तीर्थानि प्रचरन्ति એ મંત્રમાં તેમ જ શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે કે "कुरुक्षेत्रं वै देवयजनमासीत्' કુરુક્ષેત્ર યજ્ઞ કરવાને માટે ઉત્તમ ભૂમિ છે." આ મનુસ્મૃતિમાં પણ બ્રહ્માવર્ત વગેરે પવિત્ર યજ્ઞીય દેશોનું વર્ણન કરવામાં આવ્યું છે. કાત્યાયન સૂત્રમાં પ્રભાસ (સોમેશ્વર)

ક્ષેત્રને પવિત્ર ભૂમિ માનેલી છે અને મહાભારતમાં તથા પુરાણોમાં કાશ્મીરથી રામેશ્વર પર્યંત અને દ્વારિકાથી જગન્નાથ પર્યંત આખા ભારતવર્ષની પ્રસિદ્ધ નદીઓને તથા પ્રસિદ્ધ સ્થળોને તીર્થરૂપે વર્ણવ્યાં છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, યજ્ઞ, શ્રાદ્ધ, ઉપાસના, સ્વાધ્યાય વગેરે તપશ્ચર્યાનું શીઘ્ર તથા ઉત્તમ ફળ મેળવવા માટે પવિત્ર કુરુક્ષેત્ર (સ્થાનેશ્વર), કાશી, પ્રયાગ, હરદ્વાર, પ્રભાસ (સોમેશ્વર), રામેશ્વર વગેરે સ્થાનો, ગંગા, સિંધુ, નર્મદા વગેરે નદીઓ, ઉત્તરાયણ–વસન્ત વગેરે કાળ અને રોહિણી–મૃગશીર્ષ–પુનર્વસુ–પુષ્ય–શ્રવણ વગેરે નક્ષત્રોની અપેક્ષા છે. તેથી પવિત્ર નદીઓના સંગમોને, તપસ્વીઓને અને વિદ્વાનોને રહેવાનાં એકાંત સ્થાનોને તથા ઉત્તમ સરોવરોને મહાત્મા પુરુષોએ તીર્થરૂપ માન્યાં છે; જ્યાં નિવાસ કરવાથી તથા જે તીર્થોમાં સ્નાન કરીને તપસ્વીઓને અને વિદ્વાનોને દાન દેવાથી તથા બીજાં સત્કર્મો કરવાથી મનુષ્યોનું કલ્યાણ થાય છે. આ રીતે તીર્થો પણ વેદમૂલક હોવાથી તેઓને માનવાની આવશ્યકતા છે.

મૂર્તિપૂજાનું પ્રામાણ્ય.

તેમ જ મૂર્તિપૂજા પણ હાલમાં ઉપલબ્ધ થતી વેદની શાખાઓમાં સાક્ષાત્ વિધિરૂપે વર્ણવેલી જોવામાં આવતી નથી, છતાં પણ સામવેદના દૈવત મહાબ્રાહ્મણમાં કહેલા મૂર્તિઓના ઉપચારોના વર્ણનથી, અથર્વવેદમાં દેવતાઓની મૂર્તિઓનાં હસન, રોદનાદિ વિકારોની શાંતિ માટે કહેલા વિધિઓ ઉપરથી તથા આ સ્મૃતિમાં કહેલા 'देवतानां च पूजनम्' 'पूज्या गृह्याश्च देवताः' ઇત્યાદિક વચનોથી; મૂર્તિપૂજાની મૂલભૂત શ્રુતિનું અનુમાન કરવું જોઇએ અને તેને જ આધારે મહાભારતમાં તથા પુરાણોમાં દેવમંદિરો સ્થાપવાની ક્રિયાઓનું તથા તેમની પૂજાના પ્રકારોનું બહુ સ્થળે વર્ણન કરવામાં આવ્યું છે. માટે સર્વે આર્યોએ શિવ, વિષ્ણુ, ઇંદ્ર, પ્રજાપતિ, અગ્નિ, સૂર્ય, વરુણ, ગણપતિ, વસુ, રુદ્ર, આદિત્ય, વિશ્વેદેવ, સાધ્ય, વાયુ, ગૌરી, સરસ્વતી, લક્ષ્મી વગેરે વૈદિક દેવતાઓનું પૂજન કરવું જોઇએ. આ વાત બીજા અધ્યાયના ૧૭૬ મા શ્લોકમાં વિસ્તારથી વર્ણવી છે.

અવતાર પ્રામાણ્ય.

બ્રહ્મવાદીઓ ઇશ્વર (માયાશબલ બ્રહ્મ) ના અવતારોને માનતા નથી, પરંતુ માત્ર તેનો પ્રાદુર્ભાવ જ માને છે. જેમ કે સામવેદી તવલ્કાર ઉપનિષદ્‌માં ब्रह्म ह देवेभ्यो विजिग्ये એ પ્રકરણમાં કહ્યું છે કે, ઇંદ્ર, અગ્નિ વગેરે દેવતાઓની પાસે ઇશ્વર એક મહાન્ તેજોમયરૂપે પ્રકટ થયા અને તેનું સ્વરૂપ જાણવા માટે અગ્નિ, વાયુ વગેરે દેવતાઓ તેમની પાસે અનુક્રમે ગયા. પરંતુ તેઓ પરમાત્માની શક્તિને લીધે જ શક્તિવાળા હતા, તેથી તેઓની શક્તિ ક્ષીણ થઈ ગઈ અને છેવટે હૈમવતી (ગૌરી અથવા બ્રહ્મવિદ્યા) એ તે દેવોને બ્રહ્મનું સ્વરૂપ સમજાવ્યું. તેમ જ સનકાદિક મુનિઓને જ્ઞાન આપવા માટે પરમાત્મા દક્ષિણામૂર્તિરૂપે પ્રકટ થયા હતા, એમ દક્ષિણામૂર્તિ ઉપનિષદ્‌માં વર્ણવ્યું છે. આ પ્રમાણે દેવતાઓને અને ઋષિઓને જ્ઞાન આપવા માટે ઇશ્વરનો પ્રાદુર્ભાવ વર્ણવ્યો છે. પરંતુ પુરાણોમાં જે જે અવતારોનું વર્ણન કર્યું છે, તે સર્વે પરમાત્માના અંશરૂપ વિરાટ્ (સ્થૂલાભિમાની વિષ્ણુ)ના અંશરૂપ જીવો છે. કારણ કે તેઓ જરાયુજ, અંડજ,

વગેરે પાંચભૌતિક શરીરને ધારણ કરનારા પરમાત્માના ઉપાસક તથા પરમાત્મા શિવની અને રુદ્રની અપ્રતિમ ભક્તિ કરીને જગતને ઈશ્વરી જ્ઞાનનો ઉપદેશ કરનારા છે. જેમકે કપિલ મુનિએ સાંખ્ય શાસ્ત્રનો ઉપદેશ કરીને આત્માનું નિર્ગુણ સ્વરૂપ સમજાવ્યું છે. નરનારાયણ ઋષિઓએ હિમાલયમાં ઉત્તમ તપશ્ચરણ કરીને આ લોકનું અને પરલોકનું ઉત્તમ સાધન તપ છે, એમ બતાવી નારદાદિ ઋષિઓને જ્ઞાનનો ઉપદેશ કર્યો છે; ભગવાન્ રામચન્દ્રે મન્વાદિ સ્મૃતિમાં કહ્યા પ્રમાણે બ્રહ્મચર્યાવસ્થામાં ગુરુની પાસે ધનુર્વેદનું અધ્યયન કરીને ગૃહસ્થાશ્રમમાં યજ્ઞાદિકર્મ કરીને ત્રણ ઋણમાંથી મુક્ત થવાનું તથા પોતાની પતિવ્રતા પત્ની સીતાનું હરણ કરનારા રાવણનો વધ કરીને ક્ષત્રિયોને વર્ણાશ્રમના ધર્મનું સ્વરૂપ સમજાવ્યું છે; તથા ભારતવર્ષના દક્ષિણ સમુદ્રના તીર ઉપર રામેશ્વર નામના જ્યોતિર્લિંગનું સ્થાપન કરીને શિવની ભક્તિનું માહાત્મ્ય દર્શાવ્યું છે. શ્રી રામચંદ્ર સીતાને લઇને જ્યારે પાછા ફર્યાં ત્યારે તેમણે સીતાને સેતુબંધ રામેશ્વરનાં દર્શન કરાવતાં કહ્યું છે કે;—

अत्र पूर्वं महादेवः प्रसादमकरोद्विभुः ।
सेतुबंध इति ख्यातं त्रैलोक्येन च पूजितम् ॥ रामा. लंका. स. १२३–२.

સમુદ્રના ઉલ્લંઘન પહેલાં જે પરમાત્મા શિવ આ સ્થળે મને પ્રસન્ન થયા હતા, તે ત્રણ લોકમાં પૂજ્ય શ્રી શંકરનું સેતુબંધ રામેશ્વર નામનું આ પ્રસિદ્ધ તીર્થ છે. વળી કૂર્મપુરાણમાં પણ કહ્યું છે કે, "सेतुमध्ये महादेवमीशानं कृत्तिवाससं । स्थापयामास लिंगस्थं पूजयामास राघवः ॥ સેતુબંધમાં ગજચર્મ ધારણ કરનારા તથા સર્વને શાસન કરનારા શ્રીમહાદેવનું સ્થાપન કરીને શ્રી રામચંદ્રે તેમની પૂજા કરી હતી." આ ઉપરથી સિદ્ધ થાય છે કે, રામચંદ્ર શિવના પરમ ઉપાસક હતા. માટે કાશીમાં મરણ પામનારા પ્રાણીને રુદ્ર, જે તારક મંત્રનો ઉપદેશ કરે છે એ તારક મંત્રને કેટલાએક રામમંત્ર એમ કહે છે; પરંતુ એ રામ મંત્ર નથી પણ પ્રણવ છે. પરશુરામે પણ મહાદેવની પાસેથી ઉત્તમ શસ્ત્રવિદ્યા સંપાદન કરી હતી. તેમણે બ્રાહ્મણનો દ્રોહ કરનારા ક્ષત્રિયોનો સંહાર કરી અને પ્રજાનું સંરક્ષણ કરીને બતાવી આપ્યું હતું કે, પ્રત્યેક કાર્ય જ્યારે વિકાર પામે છે ત્યારે તે કારણમાં લય પામે છે. 'ब्रह्मणः क्षत्रमुत्थितम्' એ મનુવચન પ્રમાણે બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલું અધાર્મિક ક્ષત્ર પાછું બ્રાહ્મણમાં જ લય પામે છે. ભગવાન્ દત્તાત્રેયે પણ યોગથી ઈશ્વર અથવા ગુરુરૂપ શિવની ઉપાસના કરીને ઈશ્વર યોગસાધ્ય છે, એમ બતાવી આપ્યું છે. પૃથુ રાજાએ ઉંચી નિચી ભૂમિનું સમીકરણ કરી, પૃથ્વી ઉપર મેઘજલ સ્થિર રહી શકે તેવો યોગ કરી, ખાતર નાંખી, બીજોને પુષ્ટ બનાવ્યાં હતાં અને પૃથ્વીમાંથી બહુ અન્ન ઉત્પન્ન કરીને ક્ષત્રિયોને ઉપદેશ કર્યો હતો કે રાજ્યના અભ્યુદયનું મુખ્યસાધન કૃષિ હોવાથી પડતર ભૂમિનું ખેડાણ કરી ગોરક્ષાદ્વારા બળદોનું પાલન કરવું; અને ખેડુતોને કરના બોજામાંથી મુક્ત કરી અન્નનો પુષ્કળ પાક સંપાદન કરવો તથા તેમણે સનકાદિક મુનિની પાસેથી જ્ઞાન સંપાદન કરી, વાનપ્રસ્થાશ્રમ ધારણ કરીને દર્શાવ્યું હતું કે, રાજાઓએ મરણ પર્યંત મોજ શોખમાં જીવન નહિ ગાળતાં ઉત્તરા-

વસ્થામાં એકાંતમાં રહી તપશ્ચરણ, યોગ તથા ઈશ્વરની ઉપાસનાથી આત્માનું કલ્યાણ કરવું.

શ્રીકૃષ્ણ ભગવાને વ્રજમાં રહીને ગાયોનું પાલન કરીને બતાવી આપ્યું છે કે, ગોપાલનના અધિકારી વૈશ્યોએ ગાડીઓમાં જોડાતા ઘોડાઓની સંપત્તિઓ વધારવા તરફ લક્ષ આપીને અશ્વપાલક નહિ થતાં ગોધનનું પાલન કરી ગોપાલ નામને સાર્થક કરવું, એ જ વૈશ્યોનો પરમ ધર્મ છે. તથા ભારતના યુદ્ધના પ્રારંભમાં ક્ષાત્ર ધર્મ સ્વીકારવાથી સંબંધીઓનો વધ કરવો પડશે, એવી ગ્લાનિથી યુદ્ધથી નિવૃત્ત થયેલા અર્જુનને ભગવદ્ગીતારૂપી સ્મૃતિથી કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડના સમુચ્ચયરૂપ વર્ણાશ્રમ ધર્મનો ઉપદેશ કર્યો હતો, કે જેને પ્રતાપે અર્જુનને એકાત્મ્ય જ્ઞાન થવાથી અમુક મરે છે અને અમુક મારનાર છે, એવી ભેદબુદ્ધિ નાશ પામી હતી અને તેણે કહ્યું હતું કે, " नष्टो मोहः स्मृतिर्लब्धा करिष्ये वचनं तव હે કૃષ્ણ ! મારું અજ્ઞાન નાશ પામ્યું છે અને મને જ્ઞાન થયું છે. હવે હું તમારા કહેવા પ્રમાણે કરીશ " આમ કહી ગાંડીવ ધનુષ્ય હાથમાં લઇ શત્રુઓનો પરાજય કર્યો હતો. આમ છતાં ગીતાનું તાત્પર્ય સંન્યાસ લેવામાં છે, એમ માની સર્વે દ્વિજો વિરક્ત થઇ જાય છે એ યોગ્ય નથી. ब्राह्मणो निर्वेदमायात् એ શ્રુતિ બ્રાહ્મણને જ સંન્યાસનો અધિકારી કહે છે અને ક્ષત્રિયોને તથા વૈશ્યોને બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ એ ત્રણ આશ્રમના અધિકારી કહે છે, અને શૂદ્રોને માત્ર ગૃહસ્થાશ્રમના જ અધિકારી કહે છે. માટે પૃથુ, પ્રિયવ્રત, અંગ, ધૃતરાષ્ટ્ર, ઋષભદેવ, ભરત વગેરે, રાજર્ષિઓએ વાનપ્રસ્થાશ્રમ અંગીકાર કર્યો હતો. ભીષ્મપિતામહે નૈષ્ઠિક બ્રહ્મચર્ય જ પાળ્યું હતું તથા ઉગ્રસેન, વસુદેવ, જનક વગેરે રાજાઓ જ્ઞાની હોવા છતાં પણ ગૃહસ્થાશ્રમમાં જ રહ્યા હતા અને यावज्जीवमग्निहोत्रं जुहुयात् એ શ્રુતિ પ્રમાણે અગ્નિમાં હોમ કરીને જીવતાં સૂધી ગૃહસ્થાશ્રમના ધર્મનું પાલન કર્યું હતું. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, ગીતાનું તાત્પર્ય વર્ણાશ્રમ ધર્મનું પાલન કરવામાં છે. વળી શ્રીકૃષ્ણે સાંદીપનિ, ઉપમન્યુ, દુર્વાસા, સુદામા વગેરે ઉત્તમ બ્રાહ્મણોની સેવા કરી બ્રહ્મણ્યતા દર્શાવી આપી હતી તથા તેઓ પરમાત્મા શિવના પરમ ઉપાસક હતા. ભારતના સૌપ્તિક પર્વમાં મહાદેવ જ અશ્વત્થામાને કહે છે કે, " सत्यशौचार्जवत्यागतपसा नियमेन च। क्षांत्या भक्त्या च धृत्या च बुद्ध्या च वचसा तथा ॥ यथावदहमाराद्धः कृष्णेनाक्लिष्टकर्मणा । तस्मादिष्टतमः कृष्णादन्यो मम न विद्यते ઉત્તમ કર્મવાળા શ્રીકૃષ્ણે સત્ય, શૌચ, સરળતા, ત્યાગ, તપશ્ચરણ, નિયમ, સહનશીલતા, ભક્તિ, ધીરજ, બુદ્ધિ, સ્તુતિ વગેરેથી શાસ્ત્રોક્ત વિધિપ્રમાણે મારું આરાધન કર્યું છે, માટે મને બીજો કોઈ પણ ભક્ત શ્રીકૃષ્ણથી વધારે પ્રિય નથી." વળી તેમણે વ્યાસના પુત્ર ઉપમન્યુની પાસેથી ઉપદેશ લઇને તપશ્ચરણ કર્યું હતું. શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છે કે "ब्रह्मचर्यं महद्घोरं तीर्त्वा द्वादशवार्षिकम् । हिमवत्पार्श्वमास्थाय यो मया तपसार्जितः ॥ समानव्रतचारिण्यां रुक्मिण्यां योन्वजायत । सनत्कुमारस्तेजस्वी प्रद्युम्नो नाम मे सुतः ॥ મેં બાર વર્ષ સૂધી હિમાલયની તલેટીમાં ઘોર બ્રહ્મચર્ય વ્રત પાળી તપશ્ચરણ કરીને મારા

સમાનવ્રતાચરણ કરનારી રુક્મિણીને વિષે તેજસ્વી સનતકુમારના અવતારને પ્રદ્યુમ્ન નામના પુત્રરૂપે પ્રાપ્ત કર્યો છે.' વળી મહાભારતના સભાપર્વમાં કહ્યું છે કે; स चापि केशौ हरिरुद्ववर्ह शुक्लमेकमपरं चापि कृष्णं । तौ चापि केशौ निविशेतां यदूनाम् कुले स्त्रियौ देवकीं रोहिणींच । तयोरेकोबलदेवो बभूव योऽसौ श्वेतस्तस्य देवस्य केशः ॥ कृष्णो द्वितीयः केशवः संबभूव । केशो योऽसौ वर्णतः कृष्ण उक्तः ॥ "દેવતાઓએ સ્તુતિ કર્યા પછી હરિએ એક ધોળો અને એક કાળો એવા બે કેશો ઉખેડીને ફેંકી દીધા અને તે બે કેશો યાદવકુળમાં દેવકી અને રોહિણી નામની સ્ત્રીઓના ઉદરમાં પેઠા; તેમાંથી જે ધોળો કેશ હતો તે બલદેવરૂપે જન્મ પામ્યો; અને બીજો કાળો કેશ શ્રીકૃષ્ણરૂપે જમ્મ પામ્યો હતો. અહીં કેશ શબ્દ અંશનો વાચક છે અર્થાત વિરાટ્‌ના અંશમાંથી આ બે મહાપુરુષો જન્મ્યા હતા અને છેવટે સ્વર્ગારોહણપર્વમાં શ્રીકૃષ્ણ ઇન્દ્રની સભામાં ગયા હતા, આમ કહ્યું છે.

વેદવ્યાસે પણ બ્રાહ્મણો ચાતુર્હોત્ર કર્મ સહેલાઇથી કરી શકે, એટલા માટે વેદની શાખાઓના વિભાગ કરીને જૂદા જૂદા શિષ્યોને ભણાવી હતી તથા મનુષ્યોનાં કલ્યાણને માટે ઇતિહાસની અને પુરાણોની રચના કરી હતી. તેમણે પણ મહાદેવ ઉપર તપ કરી શુકદેવ અને ઉપમન્યુ નામના બે પુત્રોને પ્રાપ્ત કર્યા હતા.

આ પ્રમાણે ઇતિહાસ તથા પુરાણોનાં વચનો ઉપરથી સિદ્ધ થાય છે કે, પુરાણોમાં કહેલા ઈશ્વરના અવતારો પરમાત્મા શિવના પરમ ઉપાસક હતા. અહી કોઇ શંકા કરે કે, મંત્રોમાં ઇંદ્રાદિક દેવોએ તથા વામદેવ વગેરે ઋષિઓએ અને સ્મૃતિઓમાં તથા પુરાણોમાં અવતારોએ પોતે પરમાત્મા છે અને સૂર્યાદિ દેવોને તેમનાં કાર્યોમાં પ્રેરનારા છે આમ શામાટે કહ્યું છે, તેનું સમાધાન એવું છે કે, જેને જેને ઇશ્વરની સાથે અભેદ જ્ઞાન થયું છે, તે તે મહાત્માઓએ બ્રહ્મરૂપે જ શિષ્યને ઉપદેશ કર્યો છે. આ વાત 'शास्त्रदृष्टया तूपदेशो वामदेववत्' એ બ્રહ્મમીમાંસાંના સૂત્રમાં કહી છે. અવતારોએ ઉપદેશથી તથા ક્ષાત્ર ધર્મથી યજ્ઞ, ગાય અને બ્રાહ્મણનું રક્ષણ કરીને જગતના ઉપર પરમ ઉપકાર કર્યો છે, માટે આર્યોએ તેમના તરફ પરમ પૂજ્યબુદ્ધિ રાખવી જોઇએ. પરંતુ આર્યો અવતારોની મૂર્તિનું સ્થાપન કરીને પૂજા કરતા હોય, એમ ઇતિહાસોમાં તથા પુરાણોમાં કોઇ ઠેકાણે જોવામાં આવતું નથી; માટે જેઓએ વિષ્ણુનું પૂજન કરવું હોય, તેઓએ શાલિગ્રામમાં અથવા તો શંખ, ચક્ર, ગદા, પદ્મ સહિત ચતુર્ભુજ ધારણ કરનારા વિષ્ણુની મૂર્તિમાં વિરાટનું અથવા નારાયણનું પૂજન કરવું. કદાચ કોઇ શંકા કરે કે, ત્યારે આ જગતમાં શિવ (બ્રહ્મ) તથા વિષ્ણુ એ બે ઇશ્વર છે, પરંતુ તેમ નથી. કારણ કે લિંગપુરાણમાં વિષ્ણુ બ્રહ્માને કહે છે કે; "प्रधानमव्ययो योनिरव्यक्तं प्रकृतिस्तमः। ममैवैतानि नामानि नित्यं प्रसवधर्मिणः। एष बीजी भवान् बीजं अहं योनिः सनातनः પ્રધાન–અવ્યય–કારણ–અવ્યકત–પ્રકૃતિ–તમ વગેરે જગતને ઉત્પન્ન કરનાર ઉપાદાન કારણરૂપ જે હું તેનાં નામો છે. આ મહેશ્વર એ બીજી (પુરુષ) છે, તું બીજ (પુત્રરૂપ જીવ) છો અને હું આ જગતનું સનાતન

એવું કારણ (પ્રકૃતિ અથવા સ્ત્રી) છું." એટલે વિષ્ણુ એ ગૌરી અથવા તો ઉમારૂપ છે અને એ વાત ભાગવતમાં વિષ્ણુએ મોહિનીનું સ્વરૂપ ધારણ કરીને દર્શાવી આપી છે. પરમાત્માના સ્વરૂપવિષે માંડૂક્ય ઉપનિષદ્‌માં આ પ્રમાણે કહ્યું છે; "પ્રણવ ની ચાર માત્રાઓ છે, ( વ્યાહૃતિઓ પણ ચાર છે અને ગાયત્રીનાં પદો પણ ચાર છે. ) તેમાં પ્રથમ માત્રા અકાર અને તેના દેવતા વિરાટ ( મહાવિષ્ણુ–નારાયણ ) છે અને તે હિરણ્યગર્ભથી ઉત્પન્ન થાય છે. બીજી માત્રા ઉકાર છે, તેના દેવતા હિરણ્યગર્ભ છે. તેનાં બ્રહ્મા, મહેંદ્ર, પ્રજાપતિ વગેરે નામો છે. તે સૃષ્ટિમાં પ્રથમ જીવરૂપ છે અને તે માયાશબલ બ્રહ્મ ( પ્રકૃતિ પુરુષ, કાલી રુદ્ર અથવા તો ગૌરી શંકર )થી ઉત્પન્ન થાય છે. એ જ વાત "मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरं । तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत्॥ માયાને પ્રકૃતિ અને તેના અધિષ્ઠાતાને મહેશ્વર જાણવા અને તેનાં અવયવરૂપ હિરણ્યગર્ભ, વિરાટ વગેરે જીવોથી આ સર્વ જગત્ વ્યાપ્ત થયેલું છે," એમ શ્વેતાશ્વતર ઉપનિષદમાં સ્પષ્ટ કહેલું છે. ત્રીજી માત્રા મકાર અને તેના દેવ માયાશબલ બ્રહ્મ (પ્રકૃતિ પુરુષ અથવા તો ઉમામહેશ્વર) છે. જગતને ઉત્પન્ન કરવા માટે પરમાત્મા માયાનો અંગીકાર કરે છે; તેથી માયાશબલ કહેવાય છે અને ચોથી માત્રા (અર્ધમાત્રા) છે અને તેના દેવ પરમાત્મા પરમશિવ છે. શ્રુતિમાં કહ્યું છે કે;— "प्रपञ्चोपशमं शान्तं शीवं चतुर्थं मन्यन्ते સર્વે કારણની નિવૃત્તિના અવધિરૂપ, શાંત, ચોથી માત્રારૂપ પરમાત્મા પરમ શિવ ઉપાસના કરવા યોગ્ય છે."

આ ઉપરથી સિદ્ધ થાય છે કે, પ્રત્યેક દ્વિજાતિએ પોતાની મુક્તિને માટે વ્યાહૃતિ, ગાયત્રી તથા પ્રણવથી પરમાત્મા પરમ શિવની ઉપાસના કરવી અને સ્ત્રીઓએ તથા સંસ્કારરહિત ક્ષત્રિયોએ, વૈશ્યોએ અને શૂદ્રોએ નામ મંત્રોથી પરમાત્મા શિવની ઉપાસના કરવી.

સદાચાર પ્રામાણ્ય.

અમુક કર્મ કરવાથી ધર્મ થશે, આવી સદ્‌બુદ્ધિથી પાળવામાં આવેલો આચાર સદાચાર કહેવાય છે, કે જે સદાચાર ઋષિઓ, મુનિઓ, રાજાઓ, પવિત્ર વૈશ્યો અને શૂદ્રોમાં પણ જોવામાં આવે છે. ઇતિહાસોમાં તથા પુરાણોમાં જે જે પુરુષોનાં આચરણને સદાચાર માનીને લોકો જેઓનું અનુકરણ કરે છે, તેવા પુરુષોનાં પણ ઇતિહાસોમાં તથા પુરાણોમાં કોઈ કોઈ ધાર્મિક તથા વ્યાવહારિક આચરણ શ્રુતિથી તથા સ્મૃતિથી વિરુદ્ધ વર્ણન કર્યાં હોય તો તે સદાચાર કહેવાય નહિ. શ્રુતિમાં કહ્યું છે કે; "न ह वै सशरीरस्य प्रियाप्रिययोरत्यन्तमुपहतिरस्ति જ્યાં સૂધી શરીર છે ત્યાં સૂધી કોઈ પણ પુરુષને પ્રિય અને અપ્રિયનો ( રાગ દ્વેષનો ) અત્યંત અભાવ થતો નથી." માટે સાત્વિક જન્મવાળા દેવતાઓને અને ઋષિઓને પણ અલ્પ રાગ દ્વેષ હોવાનો સંભવ છે અને તે રાગ દ્વેષથી ઉત્પન્ન થનારાં સુખદુઃખ તેઓને પણ ભોગવવાં પડે છે. માટે દેહધારી અવતારી પુરુષોને પણ રાગદ્વેષમૂલક શિષ્ટાનુગ્રહ, દુષ્ટનિગ્રહ વગેરે કરવા માટે કોઇક વખતે અસદાચરણ પણ કરવાં પડે છે અને તે જ કારણથી વિશ્વામિત્ર–પરાશર–રામ–કૃષ્ણ–યુધિષ્ઠિર–વગેરે દેવમનુષ્યોનાં

આચરણમાં વ્યવહારમૂલક સ્ખલન જોવામાં આવે તો તે સ્ખલન ધર્મબુદ્ધિથી કરવામાં આવેલું ન હોવાથી તે સદાચાર કહેવાતો નથી, માટે તેને સદાચાર માનીને તે પ્રમાણે બીજાઓએ વર્તવું નહિ.

હવે સનાતન વેદધર્મ કેવી રીતે પડતી સ્થિતિમાં આવ્યો? તેના સંબંધમાં વિચાર કરીએ. સત્યયુગથી આરંભીને કલિયુગનાં અઢી હજાર વર્ષ સૂધી તો સનાતન વૈદિક ધર્મ અવિચ્છિન્ન રીત્યા ચાલ્યો હતો; પરંતુ કુલીન ક્ષત્રિયોનો નાશ થયો અને ક્ષત્રિયોથી શૂદ્રોની કન્યામાં ઉત્પન્ન થયેલા ઉગ્ર રાજાઓ ભારતવર્ષના રાજ્યાસન ઉપર આવ્યા ત્યારે બ્રાહ્મણોએ તેઓને ઉપનયનાદિક સંસ્કારો કરવા બંધ કર્યા, તેથી તેઓને વૈદિક ધર્મના તરફ અને બ્રાહ્મણોના તરફ ઈર્ષ્યા ઉત્પન્ન થઈ. તે સમયે બાહાર પ્રાંતમાં શુદ્ધોદન રાજાનો પુત્ર શાકયસિંહ ( બુદ્ધ ) જન્મ્યો હતો; તેણે ક્ષત્રિય ધર્મનો ત્યાગ કરીને વિધર્મ એવો ભિક્ષુકનો ધર્મ અંગીકાર કર્યો હતો; તેણે વૈદિક સંસ્કારથી હીન થયેલા ક્ષત્રિયોને અને વૈશ્યોને અહિંસા વગેરે સામાન્ય ધર્મનો ઉપદેશ કરીને વર્ણાશ્રમ ધર્મનો નાશ કરવાનો આરંભ કર્યો. વૈદિક દેવોની નિંદા કરીને તેમને ઠેકાણે બુદ્ધદેવને મનાવ્યા અને ધીરે ધીરે બુદ્ધધર્મ જ્યારે રાજધર્મ થઈ પડ્યો ત્યારે પુરાણકારોએ પણ "संमोहाय सुरद्विषां બુદ્ધદેવ દૈત્યોને સંમોહ કરવા માટે અવતાર ધરશે" એમ નિંદાત્મક સ્તુતિરૂપે પુરાણમાં બુદ્ધને પણ દશમો અવતાર ગણીને તેનો ઉલ્લેખ કર્યો. તે બુદ્ધદેવનાં નિર્વાણ પછી લગભગ સવાસો વર્ષે મહાવીર સ્વામીનો જન્મ થયો. આ મહાત્માનું શરીર તો ઋષભદક્ષ બ્રાહ્મણ અને દેવાનંદા બ્રાહ્મણીના વીર્યથી બંધાયું હતું; પરંતુ તેમના અનુયાયીઓએ વેદધર્મના ઉપદેશક બ્રાહ્મણોને ઉતારી પાડવાની ઇચ્છાથી એવી કલ્પના ઘડી કાઢી કે;–તીર્થંકરો બ્રાહ્મણના કુળમાં જન્મે જ નહિ; કારણ કે બ્રાહ્મણ કુલ તો ભિક્ષુક છે; આમ કહીને તેઓએ મહાવીર સ્વામીને ત્રિશલા નામની ક્ષત્રિયાણીના ઉદરમાં મૂકવાની કલ્પના કરી કાઢી; જો કે તેમના આગમમાં જ બ્રાહ્મણને અધ્યાપક માન્યા છે અને મહાવીર સ્વામી પણ બ્રાહ્મણની પાસેથી જ ચાર વેદ તથા શિક્ષા, કલ્પ, વ્યાકરણ વગેરે છ અંગો ભણ્યા હતા; છતાં વિદ્યોપદેષ્ટા બ્રાહ્મણનું કુળ અધમ અને શસ્ત્રજીવી ઘોર કર્મ કરનારા ક્ષત્રિયનું તથા સત્યાનૃતથી વ્યાપાર કરીને જીવિત ગાળનારા વણિકનું કુળ ઉત્તમ, ધન્ય છે એમની બુદ્ધિમત્તાને! પ્રત્યેક પ્રજામાં વિદ્યોપદેશ કુળ જ શ્રેષ્ઠ ગણાય છે. ઇરાનીઓમાં આથર્વણ અને ગ્રીક તથા ઇજીપ્સન પ્રજામાં પણ અધ્યાપકકુળ જ શ્રેષ્ઠ ગણાતું હતું. જૈનો આર્યો છતાં અને બ્રાહ્મણોની પાસે વેદાદિકનું અધ્યયન કરનારા છતાં પણ તેઓએ બ્રાહ્મણકુળને અપમાન આપવા માટે બહુ બહુ પ્રયત્નો આરંભ્યા હતા. મહાવીર સ્વામીના સમય પછી તેઓએ શબ્દ પ્રમાણરૂપ વેદને આગમ તરિકે ન માનતાં માત્ર પ્રત્યક્ષ અને અનુમાન બે જ પ્રમાણ માન્યાં હતાં; પરંતુ પાછળથી પોતાના ગ્રંથોને 'આગમ' નામ આપીને પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અને

સનાતન ધર્મની પડતીનાં કારણો.

આગમ એમ ચાર પ્રમાણને માનવા લાગ્યા. વળી તેઓએ આર્યોના મહાભારત અને રામાયણના પ્રતિનિધિરૂપ *જૈન મહાભારત* અને *જૈન રામાયણ*ની રચના કરી, રામ, કૃષ્ણ, રાવણ, વામન વગેરે વૈદિક ધર્માચરણ કરનારા મહાત્માઓને જૈનધર્મી ઠરાવી પાડ્યા; અને આર્યોએ માનેલા ચોવીશ અવતારોને ઠેકાણે ચોવીસ તીર્થંકરોની કલ્પના કરીને રામ, કૃષ્ણ, વામન, પાંડવો વગેરેને તેમના ઉપાસકો બનાવ્યા. આ રીતે જૈનોએ પણ વેદો, ઇતિહાસો, પુરાણો, દેવો, બ્રાહ્મણો અને અવતારોની નિંદા કરવામાં બાકી રાખી નથી; તેઓએ ધર્મના મુખ્ય ગ્રંથોની પ્રાકૃત ભાષામાં એટલે માગધી, પાલી વગેરે ભાષામાં રચના કરીને, તેઓને આગમનું નામ આપ્યું છે. આ પ્રાકૃત ભાષા સંસ્કૃત ભાષામાંથી અપભ્રષ્ટ થયેલી એક ભાષા છે. હિમાચાર્ય પ્રાકૃત શબ્દની વ્યુત્પત્તિ કરતાં જણાવે છે કે; "प्रकृतिः संस्कृतं પ્રકૃતિ કહેતાં સંસ્કૃત અને તેમાંથી થયેલી ભાષા તે પ્રાકૃત ભાષા." જૈનોના આગમ ગ્રંથોમાં વૈદિક દેવોને ઠેકાણે ચૈત્યવંદન તથા તીર્થંકરોની પૂજાઓ કલ્પવામાં આવી છે. મહાવીર સ્વામીના વિહારસમયનું જ્યાં જ્યાં વર્ણન કરવામાં આવ્યું છે ત્યાં ત્યાં શિવ, ચંડી, ભૈરવ, યક્ષ વગેરેનાં મંદિરોનું વર્ણન જોવામાં આવે છે; પરંતુ તીર્થંકરોનાં મંદિરોનું વર્ણન જોવામાં આવતું નથી. તે ઉપરથી જણાય છે કે, મહાવીર સ્વામીની પહેલાના તીર્થંકરોની કદાચ કલ્પના જ હોય અને જૈનધર્મનો આરંભ મહાવીર સ્વામીથી જ હોય.

આ રીતે જૈનધર્મના આચાર્યોએ પણ સનાતન ધર્મનું ખંડન અને વર્ણાશ્રમ ધર્મનો નાશ કરવા માટે યથાશક્તિ પ્રયત્ન કર્યો હતો, પરંતુ એટલામાં શ્રીમાન્ આદિ શંકરાચાર્ય પ્રકટ થયા અને તેમણે વૈદિક ધર્મથી ભ્રષ્ટ થયેલી ત્રૈવર્ણિક પ્રજાને પાછી વૈદિક સંસ્કારોથી સંસ્કૃત કરીને છિન્ન ભિન્ન થયેલા વૈદિક ધર્મની પુનઃ સ્થાપના કરી; તેમણે પોતાના અલ્પ વયના પ્રમાણમાં વૈદિક ધર્મના ઉદ્ધાર માટે અને ઉદ્ધૃત ધર્મનાં રક્ષણ માટે જોઇએ તે કરતાં વિશેષ કર્યું; પરંતુ તેમનાં નિર્વાણ પછી કેટલાએક સંપ્રદાયો ઉભા થયા. તેઓએ પણ વૈદિક ધર્મની છાયા તળે રહીને વૈદિક ધર્મનો જ નાશ કરવા માંડ્યો. તેમણે પણ વૈદિક દિક્ષાને ઠેકાણે નવીન દિક્ષાઓ, વૈદિક મંત્રોને ઠેકાણે નવીન મંત્રો, વૈદિક યજ્ઞયાગને ઠેકાણે નવીન પૂજાઓ, વ્રતો, ઉત્સવો તથા પ્રાયશ્ચિત્તને ઠેકાણે નામ સ્મરણો વગેરેની યોજના કરી. સાવિત્રીપતિત ક્ષત્રિયો અને વૈશ્યો તથા શૂદ્રોના સરખા અધિકાર રાખ્યા, તેથી લોકો વૈદિક સનાતન ધર્મનો ત્યાગ કરીને નવીન મત પંથોનો આશ્રય કરવા લાગ્યા, એટલે તે જાતિની પાછળ જીવન ગાળનારી પરાધીન એવી બ્રાહ્મણજાતિ પણ વૈદિક ધર્મનો ત્યાગ કરીને તે તે જાતિને અનુસરવા લાગી અને કાળે કરીને તે તે મત પંથની અત્યંત આગ્રહી થઇને વૈદિક ધર્મ તરફ અનાદર દૃષ્ટિથી જોવા લાગી. આ રીતે ઉત્તરોત્તર વૈદિક સનાતન ધર્મની પડતી જ થવા લાગી, અને સુધન્વા રાજાની રાણીના કહેવા પ્રમાણે "को वेदानुद्धरिष्यति અરે રે હવે વેદોનો કોણ ઉદ્ધાર કરશે?" આવી વેદોની તથા સનાતન વૈદિક ધર્મની દુઃસ્થિતિ અત્યારે થઈ પડી છે.

આ સર્વ સંદર્ભનો સારાંશ એ છે કે; બહુ જ પ્રાચીનકાળમાં એશિયાની અને યૂરોપની સર્વ પ્રજા વૈદિક દેવોનું પૂજન કરતી હતી. ગ્રીક, રોમન વગેરે યૂરોપની પ્રજા અને ઇજીપ્તની પ્રજા વેદમાં વર્ણવેલા ઇંદ્ર, રુદ્ર, વિષ્ણુ, ઇંદ્રાણી, વૃષાકપાયી (ગૌરી તથા લક્ષ્મી ) વગેરે દેવોને ઉદ્દેશીને અગ્નિમાં હોમ કરતી હતી, તથા મહેંદ્ર, રુદ્ર, વિષ્ણુ, મૃત્યુ વગેરે નામોથી પ્રસિદ્ધ સૂર્યમંડલસ્થ પુરુષની ઉપાસના કરતી હતી. ઇરાનની, ચીનની તથા જાપાનની પ્રજા યમ, અર્યમા, ત્વષ્ટા, અપાનપાત્ વગેરે દક્ષિણાયનના દેવતાઓનું તથા પોતાના મૃત પિતૃઓનું યજન કરતી હતી અને આર્યો ઉત્તરાયણના તથા દક્ષિણાયનના એમ બન્નેના દેવતાઓની તથા પિતૃઓની ઉપાસના કરતા હતા. તે ઉપરાંત તેઓ તત્ત્વજ્ઞાની હતા અને પરબ્રહ્મના સ્વરૂપનું પણ જ્ઞાન ધરાવતા હતા. આ રીતે આખી પૃથ્વીની વિદુષી પ્રજા બહુધા વૈદિક દેવતાઓની ઉપાસક હતી અને એ વાત વેદ, અવસ્તા તથા ગ્રીકના પ્રાચીન ઇતિહાસોની કથાઓ-પરથી સિદ્ધ થાય છે. પરંતુ કળિયુગનો આરંભ થયા પછી ભારતવર્ષમાં બુદ્ધદેવ, આચાર્યો અને બીજા દેશોમાં પેગંબરો જન્મ્યા અને તે આચાર્યોએ તથા પેગમ્બરોએ અનેક દેવો, દેવીઓ, અવતારો, તીર્થંકરો, યોગિનીઓ, ભૈરવો, યક્ષો, ફીરસ્તાઓ, ક્ષેત્રપાલો, પિશાચો વગેરેની ઉપાસનાઓ ચલાવી અને પોતાના ઇષ્ટ દેવોની મૂર્તિઓને સ્થાપીને તે તે સ્થાનોને તીર્થો બનાવ્યાં. લોકો પણ તે તે આચાર્યોના અને પેગમ્બરોના ઉપદેશથી પ્રાચીન એવા વૈદિક દેવોની ઉપાસનાનો ત્યાગ કરીને નવીન દેવોની ઉપાસના કરવા લાગ્યા અને મત પંથની જાળમાં ફસાવાથી આર્યો સનાતન એવા વૈદિક ધર્મને વિસરી ગયા. જો કે તે તે દેવ દેવીઓની ઉપાસના કરવાથી કેટલીક કામના સિદ્ધ થાય છે. પરંતુ "योयमुपासते स तदेव भवति જે પુરુષ જેની ઉપાસના કરે છે, તે તેના સ્વરૂપને પામે છે." એ શ્રુતિ અનુસાર ઉપાસકો પોતાના ઉપાસ્ય દેવની સાયુજ્ય ગતિને પામે છે, પરંતુ તેઓની મુક્તિ થતી નથી. માટે ખરેખર ઐહિક અભ્યુદયનું તથા પારલૌકિક નિઃશ્રેયસનું સાધન તો વૈદિક દેવોની જ ઉપાસના છે. માટે સનાતન ધર્મની ઉન્નતિ કરવા માટે જ્યાંસૂધી આર્યોના સંતા-નોને વેદ તથા ધર્મશાસ્ત્રોનું ફરજીયાત અધ્યયન કરાવવામાં આવશે નહિ, ત્યાંસૂધી તેઓ સનાતન ધર્મનાં સ્વરૂપને સમજશે પણ નહિ, અને ભવિષ્યની પ્રજા જ્યાંસૂધી સનાતન ધર્મથી અજ્ઞાત રહેશે ત્યાંસૂધી દેશોન્નતિને માટે આશા રાખવી, એ ગગનપુષ્પની સુવાસ સમાન છે. માટે આર્ય પ્રજાએ ધર્મશાસ્ત્રનો અભ્યાસ, શ્રવણ, મનન વગેરે કરવાની ઘણી જ જરૂર છે.

**ધર્મનાં શિક્ષણની આવશ્યક્તા.**

જે સમયે વેદ અને ધર્મશાસ્ત્રનું વ્યાવહારિક શિક્ષણની સાથે ફરજીયાત શિક્ષણ આપવામાં આવતું હતું, તે સમયે આપણી કેવી સ્થિતિ હતી, તેના સંબંધમાં જો આપણે દૃષ્ટિ કરીશું તો તે સમય સત્યયુગના જેવો હતો. તે સમયે આર્ય જાતિનાં સંતાનો ઉપનયન સંસ્કાર કર્યા પછી ગુરુની દેખરેખ નીચે ગુરુને ઘેર રહેતા હતા. ગુરુ તેમને શૌચ-બાહ્ય અને

આંતરની સ્વચ્છતા, સદાચાર, સંધ્યાવંદન, વેદ અને ધર્મશાસ્ત્રનું શિક્ષણ આપ્યા પછી જાતિ અનુસાર તેઓની આજીવિકાને માટે ધનુર્વેદ, અર્થશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, કળા, નીતિશાસ્ત્ર વગેરેનું અધ્યયન કરાવતા હતા, શિષ્યો અખંડ બ્રહ્મચર્ય પાળીને વિદ્યાભ્યાસ કર્યા પછી ગુરુની આજ્ઞા માગી તેમનો સત્કાર કરીને સમાવર્તન નામનો સંસ્કાર કરી ગૃહસ્થાશ્રમ માંડતા હતા. ગૃહસ્થાશ્રમના ધર્મો પ્રથમથી જ જાણેલા હોવાથી તેઓ ગૃહસ્થાશ્રમને પણ અત્યંત દીપાવતા હતા, ધર્માચરણથી આરોગ્ય રહેનારા તે પુરુષોની પ્રજા પણ રોગરહિત અને સંપૂર્ણ આયુષ્યવાળી થતી હતી તથા વડીલોનો સદાચાર જોઇને તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરતી હતી. પુત્રો ગૃહધુરા ચલાવવાને શક્તિમાન્ થતા કે પિતા માતા વગેરે વડીલો વાનપ્રસ્થ થતા હતા અને ઇશ્વરના સમારાધનમાં પાછળનું જીવન ગાળતા હતા. દેશ પણ તે સમયે સમૃદ્ધ હતો, વૃષ્ટિ યથેષ્ટ થતી હતી અને પરદેશીઓ વિદ્યા, કળા તથા ચરિત્ર શિખવા માટે આર્યાવર્તમાં આવતા હતા.

પરંતુ 'જેનો ઉદય તેનો અસ્ત' એ નિયમાનુસાર કેટલોક કાળ વીતી ગયા પછી કળિયુગમાં સંસ્કારભ્રષ્ટ થયેલા ક્ષત્રિય રાજાઓએ જ વર્ણાશ્રમ ધર્મનો નાશ કરવા માંડ્યો. બ્રાહ્મણ પ્રજા શિવાયની બીજી દ્વિજ પ્રજામાં વૈદિક સંસ્કારો બંધ પડ્યા, અસંસ્કૃત પ્રજાને આધારે જીવન ગાળનારી બ્રાહ્મણ પ્રજાનાં વેદ તથા શાસ્ત્રોનાં અધ્યયન નિરર્થક થવા લાગ્યાં, નવીન મત પંથીઓએ નવા નવા મત પંથો ઉભા કરીને નવા નવા ગ્રંથો રચ્યા, વેદ તથા ધર્મશાસ્ત્રની જગ્યાએ તેઓનું પઠન પાઠન ચાલુ થયું, એટલામાં કાળબળથી યવનોનું રાજ્ય થયું, રાજભાષા તરિકે બીજી ભાષા થઈ અને લૌકિક વ્યવહાર વધવા લાગ્યો, પવિત્ર એવા વેદનાં અને શાસ્ત્રનાં માન ઓછાં થઈ ગયાં, આર્ષ ગ્રંથોને ઠેકાણે નવીન ગ્રંથોનું પઠન પાઠન ચાલુ થયું. વિદ્યાભ્યાસમાં લોકો બે ભાગમાં વહેંચાઈ ગયા. એક વર્ગ કેવળ પોષણને માટે જ વ્યાવહારિક વિદ્યા ભણીને પોતાને કૃતાર્થ માનવા લાગ્યો ત્યારે બીજો સંસ્કૃત ભાષા ભણનારો વર્ગ કે જે કેવળ બ્રાહ્મણ જ હતા, તેઓ પણ વેદનાં અંગ તરિકે ગણાતાં વ્યાકરણ, ન્યાય તથા સાહિત્યનો અભ્યાસ કરવામાં પોતાનું આયુષ્ય ગાળવા લાગ્યા, પરંતુ તેઓએ વેદોને અને ધર્મશાસ્ત્રને તદન વિસારી દીધાં. જો કે વ્યાકરણ, ન્યાય વગેરે વ્યુત્પત્તિ કરનારાં શાસ્ત્રો ભણવાં જોઇએ, પરંતુ જેને માટે તે ભણવાં જોઇએ તેવા વેદ તથા ધર્મશાસ્ત્રો નહિ ભણતાં તેના અંગ ગણાતા ગ્રંથો ભણવામાં જ આયુષ્ય ગાળી કાઢવું એ નિરર્થક છે. બ્રાહ્મણો જ્યારે વેદ તથા શાસ્ત્રનું અધ્યયન છોડી બેઠા, એટલે તેમના તરફથી અપાતો સનાતન ધર્મનો ઉપદેશ પણ બંધ પડ્યો, વર્ણાશ્રમ ધર્મની પડતી થવા માંડી, અરાજકતાને લીધે પ્રજામાં અધરોત્તરતા થવા માંડી, નિરંકુશ ત્રૈવર્ણિક પ્રજામાંથી કોઇએ બૌદ્ધ, કોઇએ જૈન અને કોઇએ યવન ધર્મ અંગીકાર કર્યો. તે સમયે કેટલાએક વિદ્વાન્ બ્રાહ્મણોએ શ્રીશંકરાચાર્યની પેઠે વેદધર્મનો ઉદ્ધાર નહિ કરતાં નવા નવા પંથો ઉભા કરીને પોતાના આચાર્યોને ઇશ્વરાવતાર બનાવ્યા, તેમના મુખ્ય

શિષ્યોને તેમના પાર્ષદ બનાવ્યા, તેઓની ઉપાસનાના મંત્રો, સ્તોત્રો તથા પુરાણો રચીને શિષ્યોને તેનો ઉપદેશ આપવા લાગ્યા, અને વેદશાસ્ત્ર ભણાવવાનો તથા ધર્મનો ઉપદેશ કરવો બંધ કરી દઇને માત્ર પ્રસાદથી જ શિષ્યોને પ્રસન્ન કરવા માંડ્યા.

આવી રીતે સનાતન ધર્મનો ઉપદેશ બંધ પડ્યો, એટલે ત્રૈવર્ણિક પ્રજા ઇશ્વરનું સ્વરૂપ, દેવોનું સ્વરૂપ, માતા પિતાની સેવા, વૃદ્ધોના તરફ ભકિત તથા નમ્રતા, માતા, પિતા અને બીજા વડીલોની આજ્ઞા પાળવી, બ્રહ્મચર્ય પાળીને વિદ્યાભ્યાસ કરવો, પાંચ મહાયજ્ઞો કરવા વગેરે સનાતન ધર્મનો ત્યાગ કરવા લાગી, માતા પિતાએ પુત્રનું પાલન કરવું છોડી દીધું, પુત્રો ઉદ્ધત થઇને માતા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા લાગ્યા, સ્ત્રીઓ ગુરુ અથવા તો ઇશ્વરતુલ્ય પોતાના પતિની આજ્ઞાનો લોપ કરવા માંડી, પતિવ્રતા જેવો મહાન્ ધર્મ નાશ થવા માંડ્યો, લોકો અસત્ય ભાષણ કરવા લાગ્યા, અસત્ય ચાલવા લાગ્યા, ઇંદ્રિયનિગ્રહને અભાવે તરુણ વયમાં જ મનુષ્યો મરવા લાગ્યાં, પ્રજા અલ્પાયુષ્ય અને અલ્પ બળવાળી થવા લાગી. આ બધું ધર્મોપદેશના અભાવે અધર્મની વૃદ્ધિ થવાથી થયું અને હાલ આપણે તેજ દુર્દશાની ટોચપર પહોંચી ગયા છીએ. ક્ષત્રિય વૈશ્યની વાત તો એક તરફ રહી, પરંતુ બ્રાહ્મણો પણ અભક્ષ્ય ભક્ષણ અને અપેયપાન કરવા લાગ્યાછે, કેટલાએક ચંડાળ, મ્લેચ્છો વગેરેની સાથે ભોજનો કરે છે, કેટલાએક શાસ્ત્રવેત્તાઓ પણ પ્રસિદ્ધ રીતે વિધવાવિવાહની હિમાયત કરવા લાગ્યા છે, કોઈ જનોઈ કાઢી નાખીને વટલી ગયા છતાં જ્ઞાતિની સાથે છૂપી રીતે જેવો ને તેવો જ વ્યવહાર રાખી રહ્યા છે. આવી દુર્દશા થવાનું કારણ ધર્મશિક્ષણનો અભાવ છે. વ્યાવહારિક પાઠશાળાઓમાં અભ્યાસ કરતા આપણા સંતાનોને જો ધર્મ સંબંધી કંઈ પણ કેળવણી આપવામાં આવશે નહિ તો આપણી ધાર્મિક સ્થિતિ સાંપ્રત સમયના કરતાં પણ વધારે દુર્દશામાં આવી પડશે, એટલા માટે વ્યાવહારિક કેળવણીની સાથે સાથે વિદ્યાર્થીઓને ધર્મશિક્ષણ આપવામાં આવે તો તેઓ ભવિષ્યમાં આદર્શ પુરુષો થાય અને દેશનું કલ્યાણ કરવાને સમર્થ થાય. માટે પ્રત્યેક આર્યોએ પોતાના સંતાનોને પ્રથમ ધર્મશિક્ષણ આપવાની આવશ્યકતા છે.

ધર્મનું શિક્ષણ આપવાના ત્રણ માર્ગ છેઃ—પાઠશાળામાં ભણતા વિદ્યાર્થીઓને ફરજીયાત ધર્મનું શિક્ષણ આપવું, ઉપદેશકોદ્વારા લોકોને ધર્મનો ઉપદેશ કરવો તથા ધર્મના ગ્રંથોનો દેશી ભાષામાં મોટા વિસ્તારથી ફેલાવો કરવો. આ ત્રણે માર્ગોનો જો ઉપયોગ કરવામાં આવે તો લોકો સનાતન ધર્મ જાણવાને શકિતમાન્ થાય અને ધર્મ જાણીને તે પ્રમાણે વર્તનારી પ્રજાનો ઉત્તરોત્તર ઉદય થાય છે, એ વાત તો પ્રસિદ્ધ જ છે.

સનાતન ધર્મ જાણવા માટે શાસ્ત્રના ગ્રંથોનું પઠનપાઠન કરવાની જરૂર છે.

કેટલાએક લોકો આજકાલ ધર્મ જાણવાની ઇચ્છાથી જેમાં કથાઓની સાથે અહિંસાદિક ધર્મનો ઉપદેશ કરવામાં આવ્યો છે, તેવા ગ્રંથોને ધર્મશાસ્ત્રના ગ્રંથો સમજીને, તેઓનું અધ્યયન તથા શ્રવણ કરે છે. પરંતુ જેમાં સાક્ષાત્ ધર્મનું શાસન કરવામાં આવ્યું છે તેવાં ધર્મશાસ્ત્રોનું અધ્યયન કે શ્રવણ કરતા નથી. કોઇ ગીતાનું, કોઈ

અનુગીતાનું, કોઇ મોક્ષધર્મનું, કોઇ યોગવાસિષ્ઠ વગેરેનું ધર્મ જાણવા માટે અધ્યયન, તથા શ્રવણ કરે છે, પરંતુ તે તે ગ્રંથો તો જ્ઞાનના ગ્રંથો છે. ધર્મશાસ્ત્રમાં કહેલા ધર્મો પાળીને સાધન ચતુષ્ટય સંપન્ન થયા પછી જ મનુષ્ય જ્ઞાન સંપાદન કરવાને અધિકારી થાય છે. માટે બ્રહ્મચારીઓએ તથા ગૃહસ્થાશ્રમી પુરુષોએ તો અધિકારી થવા માટે પ્રથમ ધર્મશાસ્ત્રનું જ પઠન તથા શ્રવણ કરવું જોઇએ. આપણામાં મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્કય, ઉશના, અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ અને વસિષ્ઠ વગેરે ઋષિઓએ રચેલાં ઘણાં ધર્મશાસ્ત્રો છે. તેમાંનાં કેટલાંએક હજી સૂધી જેવાં ને તેવાં જ રહ્યાં છે, કેટલાંએક ખંડિત થઈ ગયાં છે અને કેટલાંએકમાં પાછળથી ઉમેરો કરાવામાં આવ્યો છે. જે ધર્મશાસ્ત્રો જેવાં ને તેવાં જ સંપૂર્ણ રહેવા પામ્યાં છે તેવાં મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કય, પારાશર વગેરે ધર્મશાસ્ત્રોમાં મનુસ્મૃતિ મુખ્ય ગણાય છે; તે વિસ્તારવાળી છે, તેના ઉપર ટીકાકારો પણ ઘણા થયા છે અને જેમાંના મેધાતિથિ, સર્વજ્ઞનારાયણ, કુલ્લુક ભટ્ટ, રાઘવાનન્દ, નન્દન, રામચન્દ્ર, ગોવિંદરાજ, શ્રીમાધવાચાર્ય, ધરણીધર, શ્રીધરસ્વામી, રુચિદત્ત, વિશ્વરૂપ, ભોજદેવ અને ભારુચિ વગેરેનાં નામો હાલમાં પ્રસિદ્ધિમાં આવ્યાં છે; તેમાંથી મેધાતિથિની, સર્વજ્ઞનારાયણની, કુલ્કુક ભટ્ટની, રાઘવાનંદની, નંદનની, રામચંદ્રની અને ગોવિંદરાજની એમ સાત ટીકાઓ મનુસ્મૃતિની સાથે છપાયલી છે અને બીજી ટીકાઓ હજી હાથ આવી નથી. મનુસ્મૃતિના ટીકાકારોમાં મહામીમાંસક મેધાતિથિનું મનુસ્મૃતિ ઉપરનું ભાષ્ય ઘણું જ ઉત્તમ છે, કુલ્લુક ભટ્ટ બહુધા મેધાતિથિની અને ગોવિંદરાજની ટીકાને અધારે જ લખે છે; ખરી રીતે કહીએ તો મેધાતિથિનાં વિસ્તૃત ભાષ્યને તેમણે સંક્ષિપ્તમાં લખી કાઢ્યું છે. કોઇ કોઇ ઠેકાણે રાઘવાનંદે તથા નંદને પણ મૂળ ગ્રંથને બહુ જ ઉત્તમ રીતે સ્ફુટ કર્યો છે. અમે અમારા ભાષાંતરમાં બહુધા મેધાતિથિને અને થોડે અંશે કુલ્લુકભટ્ટ, રાઘવાનંદ, નંદન વગેરે ટીકાકારોને અનુસર્યા છીએ અને વિવરણો લખવા માટે વેદ, પૂર્વમીમાંસા, ઉત્તરમીમાંસા, કલ્પસૂત્રો, ગૃહ્યસૂત્રો, ધર્મશાસ્ત્રો, આયુર્વેદ, રામાયણ, મહાભારત અને બીજા સંગ્રહ ગ્રંથોનો પણ ઉપયોગ કર્યો છે. ક્ષેપક શ્લોકોને પણ મૂળ શ્લોકોની સાથે જ કાંઉસમાં દાખલ કરવામાં આવ્યા છે, તથા પરદેશગમન, શ્રાદ્ધ, ભક્ષ્યાભક્ષ્ય, નિયોગ, જાતિ વગેરે શાસ્ત્રીય વિષયો ઉપર વિવરણો લખીને તેનો નિર્ણય કરવામાં આવ્યો છે અને ભાષાંતરને બનતાં સૂધી સમજાય તેવું સરળ કરવાનો પ્રયત્ન કર્યો છે. જેઓ સંસ્કૃત ભાષા જાણતા નથી, તેવા ધર્મજ્ઞાજિસુઓ આ ગુજરાતી ભાષાંતર વાંચીને અથવા તો બીજાની પાસેથી શ્રવણ કરીને સનાતન ધર્મ જાણવાને શક્તિમાન્ થાય, એવા આશયથી આ ધર્મશાસ્ત્રને ગુજરાતી ભાષામાં રચવાનો અમારો હેતુ છે. તે ઉદ્દેશને પરમાત્મા સફળ કરો, એવી અમારી પ્રાર્થના છે.

સંવત્ ૧૯૬૨. શ્રાવણ વદિ ૮ અને રવિવાર. મુંબઈ.

**પંડિત નથ્થુરામ મહાશંકર.**
**શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.**

# શ્રીયુત પંડિત નથ્થુરામ મહાશંકર.

આ મનુસ્મૃતિનું ગુજરાતી ભાષાંતર કરનારા પંડિત શ્રી નથ્થુરામ મહાશંકર, સનાતન ધર્મના મોટા પક્ષપાતી અને શાસ્ત્રીય વિચારો કરવામાં પોતાનું જીવન ગાળનારા છે; તેમનાં ઉપદેશાત્મક જીવનનું લોકોને દિગ્દર્શન કરાવવું યોગ્ય ગણાશે.

પંડિત શ્રી નથ્થુરામ જ્ઞાતે ઔદીચ બ્રાહ્મણ, શુકલ યજુર્વેદની માધ્યન્દિની શાખાધ્યાયી ભારદ્વાજ ગોત્રી અને અવટંકે પંડ્યા છે. જ્યારે દિલ્હીની ગાદી ઉપર શાહાજહાન બાદશાહ રાજ્ય કરતો હતો, ત્યારે કાઠિયાવાડના ગોહીલવાડ પ્રાંતમાં આવેલા દીહોર ગામમાં હમીરજી નામનો એક રજપૂત ગરાસીઓ બત્રીસ ગામપર આધિપત્ય ભોગવતો હતો; તેણે પંડ્યા ગોપાલજી વગેરે ચાર ભાઇઓને દીહોર ગામની સ્થાપના માટે મોટા માન સાથે બોલાવ્યા અને તેમણે દીહોર ગામને તોરણ બંધાવ્યાં. હમીરજીએ તેમને તેર પ્રાજા-૩૯૦ વીંઘા ભૂમિ બ્રહ્માર્પણ કરીને પોતાના ગામમાં મોટા માન સાથે રાખ્યા. પંડ્યા ગોપાલજીના વંશમાં ઉત્તરોત્તર ગોવિંદજી, રઘુનાથ, પુરુષોત્તમ, ડોસા આ પ્રમાણે પુત્રો થયા અને તેમના પુત્ર પંડ્યા શ્રી ઉદ્ધવજી દીહોરમાં રહ્યા અને પંડ્યા શ્રી મહાશંકરે દીહોરથી ભાવનગરમાં આવીને નિવાસ કર્યો.

પંડ્યા શ્રીમહાશંકર પોતાના કુલોપાસ્ય કામનાથ મહાદેવના અને ભગવતી અન્નપૂર્ણાના પરમ ભક્ત હતા, તે ઉપરાંત સ્નાન સંધ્યાશીલ, સંતોષી, સત્યવાદી અને કુટુંબવત્સલ હતા, તથા તેમનો ગૃહાચાર પણ બીજાઓને અનુકરણીય થઇ પડ્યો હતો. તેમના પંડિત નથ્થુરામ તથા મણિલાલ એ બે પુત્રો છે.

પંડિત શ્રી નથ્થુરામનો જન્મ સંવત ૧૯૨૪ની સાલમાં છે; તેમણે પાંચ વર્ષની ઉમરે વિદ્યાધ્યયન આરંભ્યું અને ગુજરાતી નિશાળમાં સાત ચોપડીનો અભ્યાસ કર્યો પછી ધમડાછાના રહેવાશી શાસ્ત્રી શ્રી ભાનુશંકરની પાસે સિદ્ધાંત કૌમુદી, મનોરમા વગેરે વ્યાકરણ ગ્રંથોનો, કાવ્યોનો તથા સાહિત્યોનો અભ્યાસ કર્યો અને વ્યાકરણ શાસ્ત્રનો વિશેષ અભ્યાસ કરવા માટે તે કાશીએ ગયા અને ત્યાં પ્રસિદ્ધ પંડિત દામોદર શાસ્ત્રીના જ્યેષ્ઠ બંધુ રામશાસ્ત્રીની પાસે પરિભાષેંદુશેખર, શબ્દેંદુશેખર, મહાભાષ્ય વગેરે કેટલાએક ગ્રંથો સંપૂર્ણ કર્યાં પછી પાછા પોતાના નિવાસસ્થાન ભાવનગર આવ્યા.

તેમનો વિવાહ કાશી ગયા પહેલાં જ થયો હતો, તેમ તેમના પિતા પણ વૃદ્ધ વયના થયા હતા. નાના ભાઇ મણિલાલ વિદ્યાર્થીજીવન ગાળતા હતા, તેથી ગૃહધુરાનું વહન કરવાનું તેમના શિર હતું. તેઓ આજીવિકાર્થે મુંબઇ આવ્યા અને શ્રીયુત શેઠ દેવકરણ નાનજીને મળ્યા; તેમણે કોટ સંસ્કૃત પાઠશાળામાં અધ્યાપક તરિકે તેમની યોજના કરી. આ રીતે આજીવિકાનું સાધન મળતાં પંડિત નથ્થુરામનાં શાસ્ત્રસંસ્કૃત મનમાં અપૂર્ણ રહેલા વ્યાકરણશાસ્ત્રના ગ્રંથો પૂર્ણ કરવાની ઇચ્છા પ્રથમથી જ હતી, તે ઇચ્છા પૂર્ણ કરવા માટે ભણાવવાના સમય ઉપરાંતના સમયમાં

શબ્દકૌસ્તુભ, કૈયટ, વિવરણ વગેરે ગ્રંથો વાંચવા માંડ્યા અને બધા ગ્રંથોનો અભ્યાસ થઇ રહ્યો કે, તેમણે વડોદરે જઇને વ્યાકરણશાસ્ત્રની પરીક્ષા આપી; જેમાં તે ઉત્તીર્ણ થયા અને તેમની ત્યાં વાર્ષિક દક્ષિણા થઇ.

વ્યાકરણશાસ્ત્ર પૂર્ણ થયા પછી તેમનું લક્ષ વેદ તથા ધર્મશાસ્ત્રો વાચવા તરફ ગયું. તે સમયે ધર્મશાસ્ત્ર ભણવાથી સંસ્કારી થયેલા શેઠ શ્રી દેવકરણ નાનજીના એવા વિચારો થયા હતા કે, દેશમાંથી સનાતન ધર્મનો તદ્દન નાશ થઇ ગયો છે અને પંડિતો પણ વ્યાકરણ ન્યાયાદિકના અભ્યાસમાં જ સમ્પૂર્ણ આયુષ્ય ગાળી કાઢે છે, પરંતુ વેદ તથા ધર્મશાસ્ત્ર જેવા સનાતન ધર્મના પ્રાચીન મહાન્ ગ્રંથોના તરફ લક્ષ જ આપતા નથી. માટે વેદશાસ્ત્રસંપન્ન પંડિતોને તૈયાર કરવાની ઘણી જ જરૂર છે. આવી ઇચ્છાથી તેમણે પંડિત નથ્થુરામને આજી-વિકાની સહાયતા આપી. પંડિત નથ્થુરામને પણ વેદ તથા ધર્મશાસ્ત્રો વાચવાની ઘણી જ ઉત્કંઠા હતી, તેથી તેમણે વેદ, બ્રાહ્મણ ગ્રંથો, શ્રૌતસૂત્રો, ગૃહ્યસૂત્રો, ધર્મશાસ્ત્રો, રામાયણ, મહાભારત વગેરે ઇતિહાસો, પુરાણો તથા ઉપપુરાણો વગેરે પ્રાચીન પુસ્તકોનો સ્વાધ્યાય કર્યો અને તે ઉપરાંત દુનિયામાં ચાલતા અનેક ધર્મોનું જ્ઞાન મેળવવા માટે પારસીની ઝંદાવસ્થા, જસન (યજ્ઞ), બંદીદાદ વગેરે ગ્રંથો, મુસલમાન ધર્મનું કુરાન, જૈનોનાં ભગવતી સૂત્ર વગેરે આગમો તથા ક્રીશ્ચીયનનાં ધર્મપુસ્તક બાઇબલ અને જૂદા જૂદા સાંપ્રદાયિક ગ્રંથોનું પણ અવલોકન કર્યું.

આ રીતે શાસ્ત્રચિંતન ચાલતું હતું, તે સમયે સંવત ૧૯૫૬ની સાલમાં દુષ્ટ મરકીના ઉપદ્રવને લીધે તેમનાં સુશીલવતી ધર્મપત્ની બાઇ મોતીએ, બે પુત્ર નરોત્તમ તથા ગૌરીશંકર અને ભાગીરથી નામની પુત્રીને મુકીને સ્વર્ગવાસ કર્યો; તેથી નાના પુત્રને ઉછેરીને મોટો કરવાનો સર્વ કાર્યભાર તેમનાં વૃદ્ધ માતા યમુનાને શિર આવી પડ્યો. આ દુઃખાત્મક બનાવ બન્યા પછી એક વર્ષે પંડિતજીના પિતાશ્રી સ્વર્ગવાસી થયા. સંબંધીઓએ અને સ્નેહીઓએ ફરીને વિવાહ કરવા માટે પંડિતજીને આગ્રહ કર્યા છતાં પણ શાસ્ત્રવિચારથી સંસ્કારી તથા વિરક્ત થયેલાં તેમનાં હૃદયને ફરીને સંસારચક્રમાં પડવાની ઇચ્છા જ થઇ નહિ. વિવાહનું ફળ જે પ્રજા ગણાય છે, તે તો તેમને પ્રાપ્ત જ હતું, તેથી તેઓ ફરીને વિવાહ નહિ કરતાં વાનપ્રસ્થ જીવન ગાળવા લાગ્યા.

શાસ્ત્રમાં કહ્યું છે કે "अयं तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम् । સર્વ ધર્મમાં પરમ ધર્મ એ છે કે, યોગવડે આત્મતત્વનું દર્શન કરવું" અને તે યોગનો પ્રાણાયામથી આરંભ થાય છે. ભગવાન્ મનુ પણ કહે છે કે;—"प्राणायामैर्दहेद्दोषान्धारणाभिश्च किल्बिषान् પ્રાણાયામ કરીને રાગદ્વેષાદિ અથવા વાત, પિત્ત, કફાદિ દોષોને બાળી નાંખવા અને ધારણાઓવડે પાપને બાળી નાંખવાં." તેઓ પણ હાલમાં આહાર, વિહાર તથા વ્યાવહારિક ચેષ્ટાઓ બહુ જ નિયમિત કરી નાંખીને પ્રાણાયામનો અભ્યાસ કરે છે અને દિવસનો અર્ધો ભાગ સ્નાન, સંધ્યા, સ્વાધ્યાય તથા પરમાત્મા દક્ષિણા-

મૂર્તિની ઉપાસનામાં ગાળે છે અને બાકીના અર્ધા દિવસમાં અધ્યાપન, શાસ્ત્રચિંતન તથા વ્યાવહારિક કાર્ય કરે છે.

તેઓ વાનપ્રસ્થનાં વર્તનથી રહે છે, સનાતન ધર્મના મોટા હિમાયતી છે, ધર્મને માટે સ્વાર્થનો પણ ભોગ આપે તેવા, જિતેંદ્રિય, સત્યવાદી અને એકવચની છે. તેમણે સાંસારિક ભોગ વિલાસોનો ત્યાગ કર્યો છે. અત્યાવશ્યક વ્યાવહારિક કાર્યો શિવાય બીજાં કાર્યોમાં બહુધા ભાગ લેતા નથી. શિથિલ થઈ પડેલી ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા પાછી સજીવન થાય અને સનાતન ધર્મની ઉન્નતિ થાય, આવી તેઓ ઇચ્છા ધરાવે છે અને તેજ હેતુથી આ મનુસ્મૃતિનું ગુજરાતી ભાષાંતર કરવા માટે તેઓ મારી સાથે જોડાયા હતા. સંવત ૧૯૫૯ ની સાલમાં જ્યારે મેં તેમની પાસે મનુસ્મૃતિનું ગૂજરાતી ભાષાંતર કરવાનો મારો વિચાર જણાવ્યો ત્યારે તેમણે મને જણાવ્યું કે, મારી પણ તેજ ઇચ્છા છે. જેઓ સંસ્કૃત ભાષા જાણતા નથી, તેઓને ભાષાંતરદ્વારા સનાતન ધર્મનું જ્ઞાન આપવાની હાલમાં ઘણીજ જરુર છે. તેમજ મેં વેદ અને ધર્મશાસ્ત્રો વાંચતી વખતે કેટલાએક શાસ્ત્રીય વિષયો ઉપર નોંધ કરી રાખેલી છે તેનો વિવરણ તરિકે ઉપયોગ કરવાથી, વેદ તથા ધર્મશાસ્ત્રો ઉપર મિથ્યા આક્ષેપો થવાથી સંદેહમાં પડી ગયેલા લોકોનાં મનનું સમાધાન થશે. પંડિતજીનું આ કહેવું સાંભળીને મારો મનોરથ સફળ થયો અને પંડિતજીએ તથા મેં ભાષાંતરનું કાર્ય આરંભ્યું. અવકાશના સમયમાં તેમણે વિવરણો લખવા માંડ્યાં, કેટલાંક વિવરણો અમે બન્નેએ સાથે બેશીને લખ્યાં, કેટલાએક વિષયો ઉપર ઉહાપોહ કર્યો; અને આજે ચાર વર્ષે ઈશ્વરકૃપાથી આ ગ્રંથને છપાવીને બહાર પાડવાનો શુભ અવસર આવ્યો છે. આ ગ્રંથનાં વિવરણો 'नामूलं लिख्यते किंचिन्नानपेक्षितमुच्यते' એ નિયમાનુસાર લખવામાં આવ્યાં છે. સનાતન ધર્માવલંબીઓ જો આ ધર્મશાસ્ત્રના ગ્રંથનું પઠન, શ્રવણ અને મનન કરીને તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરશે તો ધર્મની ઉન્નતિ ઇચ્છનારા પંડિત શ્રી નથ્થુરામનો તથા મારો પરિશ્રમ સફળ થયો ગણાશે.

આ લેખ પૂરો કરતાં પહેલાં મારા સ્નેહીઓ તથા શિષ્યોના અનુરોધથી મારા સંબંધમાં પણ દિગ્દર્શન કરવું યોગ્ય ધારું છું:—હું યજુર્વેદી, માધ્યંદિની શાખાધ્યાયી, સાંખ્યાયન ગોત્રી તથા જ્ઞાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છું અને જુનાગઢ મારી જન્મભૂમિ તથા નિવાસસ્થાન છે. મારા પૂર્વજો જામ તમાચીના વખતમાં જામનગરની પડોસમાં આવેલા એક ગામમાં રહેતા હતા. અને પૌરાણિક વૃત્તિથી જીવન ગાળતા હતા. તેમાંના પંડ્યા શ્રી આણંદજીના પુત્ર પ્રેમજી નાગર ગૃહસ્થોના આમંત્રણથી પોતાના પુત્ર ભીમજી તથા રાઘવજીની સાથે જુનાગઢમાં આવીને રહ્યા. પંડયા શ્રી ભીમજીને હરિહર તથા ભોળારામ નામના બે પુત્ર હતા; તેમાં મારા પિતા શ્રીહરિહર ભીમજી ધર્મનિષ્ઠ, સ્નાનસંધ્યાશીલ, સુશીલ, યદૃચ્છાલાભસંતુષ્ટ, કુટુંબવત્સલ અને કુલોપાસ્ય શ્રી હાટકેશ્વરના પરમ ઉપાસક હતા. મારો જન્મ સંવત્ ૧૯૧૯ ના માર્ગશીર્ષ વદિ ૮ ને દિવસે થયો હતો. સાતમે વર્ષે ઉપનયન સંસ્કાર થયા પછી મેં ગૂજરાતી

શાળામાં સાત ચોપડીનો અભ્યાસ કર્યો અને તે પછી શાસ્ત્રી શ્રીકરુણાશંકર, શાસ્ત્રી શ્રી હરિદત્ત તથા પંડિત શ્રીકમલનયનાચાર્યની પાસે ઉત્તરોત્તર સિદ્ધાંત કૌમુદી, પંચકાવ્ય, કાવ્યપ્રકાશ વગેરે સાહિત્ય ગ્રંથોનો વેદાંતના ગ્રંથોનો તથા ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કર્યો. આટલો અભ્યાસ થયો, એટલામાં મારા પૂજ્ય પિતાશ્રીએ સંવત્ ૧૯૪૨ ના વર્ષમાં સ્વર્ગવાસ કર્યો, તે સમયે મારા નાના ભાઈ શિવશંકર વિદ્યાર્થી જીવન ગાળતા હતા; તેથી કુટુંબના ભરણપોષણનો સર્વ ભાર મારા ઉપર આવ્યો. તે સમયે જુનાગઢની સંસ્કૃત પાઠશાળામાં દ્વિતીયાધ્યાપક તરિકે મારી યોજના થઇ અને હું અધ્યાપકવૃત્તિથી તથા અવકાશના સમયમાં પૌરાણિક વૃત્તિથી આજીવન કરવા લાગ્યો.

તે સમયે મુંબઇનિવાસી પ્રસિદ્ધપંડિત શ્રી ગટ્ટુલાલજી જુનાગઢમાં પધાર્યા હતા, તેમણે મુંબઈમાં આશ્રય આપવાનું મને વચન આપ્યું; તેથી હું સંવત્ ૧૯૪૫ ના વર્ષમાં મુંબઈ આવ્યો અને તેમની પાસે છ મહિના રહ્યો. તે સમયે ગુજરાતી પત્રના અધિપતિ વિદ્યાવિનોદી રા. રા. ઈચ્છારામ સૂર્યરામ જેઓ પ્રજાપક્ષના જેમ હિમાયતી છે તેમ સનાતન ધર્મના પણ હિમાયતી છે, તેમને સંસ્કૃત ભાષાનાં સાહિત્યને ગૂજરાતી ભાષામાં કરાવીને સંસ્કૃત ભાષાથી અજ્ઞાત ગુર્જર પ્રજાને તેનો લાભ આપવાના હેતુથી તથા ગૂજરાતી સાહિત્યનાં કલેવરની વૃદ્ધિ કરવાના હેતુથી ઇતિહાસો, પુરાણો, નીતિગ્રંથો તથા વેદાંતનાં ગ્રંથોનાં ભાષાંતર કરાવવાની ઇચ્છા થઈ હતી, દેશી સાહિત્યની વૃદ્ધિ કરવી એ પણ એક દેશસેવા ગણાય છે. અને તે જ હેતુથી તેમણે તે કાર્ય ઉપર મારી યોજના કરી, એટલે રામાયણ, મહાભારત વગેરે ઇતિહાસો અધ્યાત્મ્યશાસ્ત્ર, પુરાણો અને નીતિના ગ્રંથોનો સ્વાધ્યાય કરવાનો મને સમય મળ્યો, જે અદ્યાપિ ચાલુ જ છે. બીજી તરફ સનાતન ધર્મની ઉન્નતિ થવાની ઇચ્છા રાખનારા શ્રીયુત રા. રા. શેઠ દેવકરણ નાનજીએ કોટ-સંસ્કૃતશાળામાં અધ્યાપક તરિકે મારી યોજના કરી, તેથી ત્યાં પણ તેમના આશ્રયથી ધર્મશાસ્ત્રોનો, આયુર્વેદનો અને મીમાંસાનો સ્વાધ્યાય ચાલુ થયો, અને તે અદ્યાપિ ચાલુ જ છે.

મારો નાનો ભાઈ સંવત્ ૧૯૪૯ ના વર્ષમાં વિદ્યાર્થી સ્થિતિમાં જ સ્વર્ગવાસી થયો, તે પછી સાત વર્ષે મારાં પરમ પૂજ્ય માતુશ્રી રાધા તથા બે બ્હેનો ઉત્તરોત્તર સ્વર્ગવાસી થયાં અને સંવત્ ૧૯૬૧ના કાર્તિક માસમાં સરસ્વતી નામની એક પુત્રીને મૂકીને મારી સ્ત્રીએ પણ સ્વર્ગવાસ કર્યો. આ રીતે સંબન્ધીઓનો ઉત્તરોત્તર સ્વર્ગવાસ થયો છે. હમણા શાસ્ત્રીય ગ્રંથોના સ્વાધ્યાયમાં જ હું મારું એકાંતિક જીવન ગાળું છું અને આ મનુસ્મૃતિનું ભાષાંતર પણ એ જ શાસ્ત્રના સ્વાધ્યાયને આભારી છે. ધર્મ જીજ્ઞાસુઓ આ મનુસ્મૃતિને ભણીને અથવા તો શ્રવણ કરીને તે પ્રમાણે વર્તવાનો જો પ્રયત્ન કરશે તો મારો તથા પંડિત શ્રી નથ્થુરામનો પરિશ્રમ સફળ થશે.

મુંબઇ—વિક્રમાર્ક—
૧૯૬૨-શ્રાવણ.

**શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.**
**ધર્મશાસ્ત્રના અધ્યાપક; કોટ-સંસ્કૃતશાલા.**

## કોટ–સંસ્કૃતશાળા તથા શ્રીયુત દેવકરણ નાનજી દેશાઈ જે. પી.

જેમની સહાયતાથી મનુસ્મૃતિ વગેરે ધર્મશાસ્ત્રના ગ્રંથો વાંચવાનો અમને અવકાશ મળ્યો છે તથા જેમણે આ મનુસ્મૃતિનાં ગૂજરાતી ભાષાંતરને પ્રસિદ્ધ કરવા માટે અમને ઉત્સાહ તથા ઉત્તેજન આપ્યું છે, એવા ધર્મનિષ્ઠ શ્રીયુત શેઠ દેવકરણ નાનજી દેશાઈના સંબંધમાં તથા જે સંસ્કૃતશાળામાં અમે આજ દિવસ સૂધી અધ્યાપકનું કાર્ય કરીએ છીએ તે કોટ–સંસ્કૃત શાળાના સંબંધમાં અમારે અવશ્ય દિગ્દર્શન કરવું જ જોઇએ.

શેઠ શ્રી દેવકરણ નાનજી ધર્મશાસ્ત્રના અભ્યાસી, સનાતન ધર્મના અનુયાયી, ધર્મની ઉન્નતિ જોવાને ઉત્સુક, વિદ્વાન્ બ્રાહ્મણો ઉપર શ્રદ્ધા તથા ભક્તિ ધરાવનારા, ચાતુર્વર્ણ્ય પ્રજાની સદ્વ્યવસ્થા જોવાને ઉત્કંઠિત, સત્યવાદી, કુટુંબીઓના તથા નાતિલાઓના તરફ વાત્સલ્ય ધરાવનારા, સ્મિતપૂર્વાભિભાષી, શ્રીમંત છતાં નિરભિમાની, પરોપકારી અને સ્વદારનિરત સદ્ગૃહસ્થ છે.

તેઓ કાઠિયાવાડમાં આવેલા પોરબંદરના રહેવાસી છે, જ્ઞાતે મોઢ વાણીયા છે, અને માનવંતા દેશાઈના કુલીન કુળમાં સંવત્ ૧૯૧૪ ના વર્ષમાં જન્મ્યા છે. તેમણે ૧૧ વર્ષની ઉમ્મરે પોતાના જ્યેષ્ઠબંધુ છગનદાસ દેશાઈના આશ્રય નીચે મુંબઈમાં આવીને ગૂજરાતી તથા ઈંગ્રેજી ભાષાનો અભ્યાસ આરંભ્યો હતો અને મેટ્રીકમાં પાસ થયા પછી વ્યાપારમાં જોડાયા હતા. મુંબઈ જેવી પ્રવૃત્તિમય નગરીમાં રહેવા છતાં તથા વ્યાપારમાં જોડાયા છતાં પણ તેમના સંસ્કારી હૃદયમાં સનાતન ધર્મની જિજ્ઞાસા ઉત્પન્ન થઈ અને તે જિજ્ઞાસાને પૂર્ણ કરવા માટે તેઓ શાસ્ત્રી શ્રી રણછોડજી ઉદ્ધવજીની પાસે સંસ્કૃત ભાષાનો વિશેષ અભ્યાસ કરીને મનુસ્મૃતિ ભણવા લાગ્યા. જેમ જેમ મનુસ્મૃતિનો અભ્યાસ વધતો ગયો, તેમ તેમ તેમાં વર્ણવેલા વર્ણાશ્રમના ધર્મો તેમના જાણવામાં આવતા ગયા; તેથી તેમની મનુસ્મૃતિ ઉપર શ્રદ્ધા વધવા લાગી, અને નિત્ય તેનો સ્વાધ્યાય કરવાથી તેમને ધર્મશાસ્ત્રનું જ્ઞાન પણ થયું. તેઓ પંડે જ જ્ઞાન સંપાદન કરીને બેશી રહ્યા નહિ, પરંતુ બીજા ધર્મજિજ્ઞાસુઓને પણ ધર્મનું જ્ઞાન સંપાદન કરાવીને તેઓને કલ્યાણના માર્ગ ઉપર લઇ જવાની ઇચ્છાથી સંવત્ ૧૯૪૮ ના શ્રાવણ વદિ ૧૧ ને દિવસે શેઠ શ્રી ધર્મસિંહ પુરુષોત્તમની તથા બીજા ધર્મનિષ્ઠ સદ્ગૃહસ્થોની સહાયતાથી કોટમાં "કોટ સંસ્કૃતશાળા" નામની સંસ્કૃતશાળા સ્થાપન કરી.

આ સંસ્કૃતશાળા ધર્મશાસ્ત્ર ભણાવવાના ઉદ્દેશથીજ સ્થાપન કરવામાં આવી છે, તેથી તેમાં મુખ્ય ધર્મશાસ્ત્ર ભણાવવામાં આવે છે અને તે ઉપરાંત વ્યાકરણ, સાહિત્ય, વેદાંત, ઇતિહાસ, પુરાણ વગેરે પણ ભણાવવામાં આવે છે. આ શાળામાં ધર્મનું શિક્ષણ અપાવવા ઉપરાંત તેમણે ઇંગ્રેજી હાઈસ્કુલમાં પણ ધર્મશિક્ષણ દાખલાં

કરાવ્યું હતું અને જેનું બીજી હાઇસ્કુલોએ પણ અનુકરણ કર્યું છે. આ ધર્મકાર્ય ઉપરાંત તેમણે પોતાનાં સ્વર્ગવાસી માતુશ્રી દેવકુંવર બાઇના તથા પ્રથમનાં સ્વર્ગવાસી પત્ની કપુરબાઇનાં પુણ્યાર્થે દાદરમાં શ્રી ધર્મસિંહ પુરુષોત્તમની સાથે ધર્મશાળા તથા શિવમંદિર સ્થાપન કર્યું છે. પોતાના સ્વર્ગવાસી પિતા શ્રી નાનજી ગોકુળજીના પુણ્યાર્થે પોરબંદરમાં એક પુસ્તકાલય સ્થાપન કર્યું છે તથા પોતાના જ્યેષ્ઠ બંધુ છગનદાસ નાનજીના સ્મરણાર્થે જ્ઞાતિઆશ્રય ફંડ સ્થાપન કરીને ભ્રાતૃભક્તિ દર્શાવી આપી છે તથા આ ઉપરાંત બીજાં પણ ધર્મનાં કાર્યો કર્યા કરે છે.

કોટ—સંસ્કૃતશાળાનું સ્થાપન કર્યા પછી તેઓ વારંવાર પંડિતોના સમાગમમાં આવવા લાગ્યા. તેમનો ધર્મશાસ્ત્રનો સ્વાધ્યાય તો ચાલુ જ હતો, તેથી તેમને વૈદિક સંસ્કારોથી સંસ્કૃત થવાની ઇચ્છા થઇ અને પંડિત શ્રીગટ્ટુલાલજીની પાસે તેમણે વિધિપૂર્વક ઉપવીત ગ્રહણ કર્યું તથા બીજા વૈશ્યોને પણ વૈદિક સંસ્કારોથી સંસ્કૃત થવા માટે ઉત્સાહી કર્યા; તેમના જ્યેષ્ઠ પુત્ર ચુનીલાલે સંવત્ ૧૯૬૪ ના કાર્તિક માસમાં વિધિપૂર્વક ઉપવીત ગ્રહણ કર્યું છે તથા દ્વિતીય પુત્ર પ્રાણુલાલે સંવત્ ૧૯૬૭ ના માઘ માસમાં વિધિપૂર્વક ઉપવીત ગ્રહણ કર્યું છે અને બીજા પણ કેટલાએક વૈશ્યોએ વિધિપૂર્વક ઉપવીત ગ્રહણ કર્યું છે. શેઠ શ્રી દેવકરણ નાનજીની ઉપવીત લીધા પછી દિન પ્રતિદિન ધર્મ ઉપર શ્રદ્ધા વધતી ગઇ અને नृदेहमाद्यं खलु धर्मसाधनम् એ વચનાનુસાર ધર્મશાસ્ત્રના ઉત્તેજન ઉપરાંત તેમણે લોકોનાં શારીરિક આરોગ્યનાં સંરક્ષણમાટે આયુર્વેદ જાણનારા વિદ્વાન્ વૈદ્યો તૈયાર કરવાની ઇચ્છાથી કેટલાએક વિદ્વાનોને વૈદ્યકશાસ્ત્રમાં આયુર્વેદ તરિકે ગણાતા ચરક અને સુશ્રુત ભણવા માટે આશ્રય આપવો ચાલુ કીધો છે; જે હમણા પણ ચાલુ જ છે.

તેઓ સંવત્ ૧૯૫૭ ના વર્ષમાં પોતાનાં સૌભાગ્યવંતાં પત્ની કેસરબાઈ, જ્યેષ્ઠ પુત્ર ચુનીલાલ, દ્વિતીય પુત્ર પ્રાણુલાલ, પુત્રી કલાવતી તથા બીજા કુટુંબીઓની સાથે ઉત્તર હિંદુસ્તાનની યાત્રા કરવા ગયા હતા; ત્યાં સિદ્ધપુર, મથુરા, કાશી, પ્રયાગ, હરદ્વાર, અયોધ્યા, જગન્નાથ, નાથદ્વારા, જયપુર, દીલ્લી, આગ્રા, કલકત્તા વગેરે દરેક સ્થળે તીર્થસ્નાન અને દેવદર્શન કરવા ઉપરાંત તેમણે પંડિતોની સભાઓ ભરી, ધાર્મિક પ્રશ્નો પૂછીને વિદ્યાવિનોદ પણ મેળવ્યો હતો.

બીજીવાર પોતાના ઉપલા પરિવાર તથા સૌથી નાના પુત્ર ત્રિભોવનદાસ સહિત નાસિક, ત્ર્યંબક, વિઠ્ઠલનાથજી તથા મથુરાંની યાત્રાએ ગયા હતા. તે પ્રસંગે તેમણે મથુરામાં પંડિતોની સભાસમક્ષ વિધવાવિવાહના ખંડન ઉપર શાસ્ત્રાનુસાર એક અસરકારક ભાષણ આપ્યું હતું; જે સાંભળીને પંડિતોએ પ્રસન્ન થઈ શ્રીયુત શેઠ દેવકરણને પ્રશંસાપત્ર આપ્યું હતું. તેમનું ધાર્મિક જીવન જેમ ઉત્તમ છે, તેમ જ તેમનું વ્યાવહારિક—વ્યાપારિક જીવન પણ અનુકરણ કરવા જેવું છે. સત્ય બોલવું અને સત્ય ચાલવું, આ તેમનો મુખ્ય ઉદ્દેશ છે.

બ્રીટીશ સરકારે પણ તેમની ઉત્તમ પ્રતિની રહેણી કરણી જોઇને તેમને ' જસ્ટીસ ઑફ ધી પીસ ' ના માનવંતા હોદ્દાથી નવાજ્યા છે.

બીજા સદ્‌ગૃહસ્થો પણ જો શ્રીમાન્ શેઠ દેવકરણ નાનજીની પેઠે ધર્મનિષ્ઠ વિદ્વાન્ બ્રાહ્મણો ઉપર ભક્તિ રાખે અને સનાતન ધર્મની ઉન્નતિને માટે પ્રયત્ન કરે તો પોતાનો, પોતાની જ્ઞાતિનો તથા પોતાના દેશનો પણ અભ્યુદય કરવા શક્તિમાન્ થાય. ઈશ્વર શેઠ શ્રી દેવકરણ નાનજીની ધર્મ ઉપર અચળ શ્રદ્ધા રાખો તથા ધર્મથી મેળવેલી સંપત્તિનો સન્માર્ગે વ્યય કરવાની તેમને સદ્દબુદ્ધિ આપો, આવો અમારો તેમને આશીર્વાદ છે.

કોટ–સંસ્કૃતશાળા. મુંબઇ. } પંડિત નથ્થુરામ મહાશંકર. શાસ્ત્રી પ્રાણજીવન હરિહર.

# અનુક્રમણિકા.

## અધ્યાય ૧ લો.

## અધ્યાય ૨ જો.

## અધ્યાય ૩ જો.

## અધ્યાય ૪ થો.

## અધ્યાય ૭ મો.

| વિષય. | પત્રાંક. | શ્લોકાંક. |
|---|---|---|
| ભૂત તથા ભવિષ્યકાળનાં કાર્યના ગુણદોષનો વિચાર કરવો. ... | ૩૪૬ | ૧૭૮-૧૭૯ |
| સંક્ષિપ્ત રાજનીતિ. ... ... ... ... | ,, | ૧૮૦ |
| શત્રુ રાજા ઉપર ચઢાઇની રીત. ... ... ... | ૩૪૭ | ૧૮૧-૧૮૫ |
| શત્રુસેવી મિત્ર વગેરેથી સાવધાન રહેવું. ... ... | ૩૪૮ | ૧૮૬ |
| વ્યૂહ રચના. ... ... ... ... ... | ,, | ૧૮૭-૧૯૧ |
| સપાટ પ્રદેશમાં તથા જળાદિકમાં યુદ્ધ કરવા વિષે. ... | ૩૪૯ | ૧૯૨ |
| સેનાના મોખરા પર રાખવા યોગ પુરુષો. ... ... | ,, | ૧૯૩ |
| સૈન્યની પરીક્ષા કરવી. ... ... ... ... | ,, | ૧૯૪ |
| શત્રુના દેશને પીડવો. ... ... ... ... | ,, | ૧૯૫-૧૯૬ |
| શત્રુના વંશજોને લાલચ બતાવી ફોડવા. ... ... | ૩૫૦ | ૧૯૭ |
| બને ત્યાં સુધી શત્રુની સાથે યુદ્ધ કરવું નહિ. ... ... | ,, | ૧૯૮-૧૯૯ |
| અણછૂટકે યુદ્ધ કરવું. ... ... ... ... | ,, | ૨૦૦ |
| જિત કર્યા પછી બ્રાહ્મણોની પૂજા કરવી અને પ્રજાને અભય-દાન આપવું. ... ... ... ... ... | ,, | ૨૦૧ |
| તેના વંશજને સત્કારપૂર્વક તેનું રાજ્ય પાછું સોંપવું. ... | ૩૫૧ | ૨૦૨-૨૦૩ |
| સમયાનુસાર કરેલું કાર્ય શોભે છે. ... ... ... | ,, | ૨૦૪ |
| મનુષ્યે અવશ્ય પ્રયત્ન કરવો. ... ... ... ... | ,, | ૨૦૫ |
| ચઢાઇનાં ત્રણ ફળ છે. ... ... ... ... | ૩૫૨ | ૨૦૬ |
| મિત્રતાની પ્રશંસા. ... ... ... ... ... | ૩૫૩ | ૨૦૭-૨૦૯ |
| શત્રુ રાજાના ગુણો. ... ... ... ... ... | ,, | ૨૧૦ |
| ઉદાસીન રાજાના ગુણો. ... ... ... ... | ૩૫૪ | ૨૧૧ |
| પોતાના રક્ષણ માટે ભૂમિ વગેરેનો પણ ત્યાગ કરી દેવો... | ,, | ૨૧૨-૨૧૩ |
| આપત્તિમાં ઉપાયનો વિચાર કરવો. ... ... ... | ,, | ૨૧૪-૨૧૫ |
| રાજાનું ભોજન. ... ... ... ... ... | ,, | ૨૧૬ |
| અન્નાદિકની પરીક્ષા... ... ... ... ... | ૩૫૫ | ૨૧૭-૨૨૦ |
| રાજાએ વિહારાદિક કરવા. ... ... ... ... | ,, | ૨૨૧ |
| આયુધશાળામાં જઇને આયુધોની તપાસ કરવી. ... ... | ,, | ૨૨૨ |
| સંધ્યાવંદન કર્યા પછી દૂતોની તથા એલચીઓની સાથે વાતચિત કરવી. ... ... ... ... ... | ,, | ૨૨૩ |
| રાત્રિ ભોજન વગેરે. ... ... ... ... ... | ૩૫૬ | ૨૨૪ |
| રાત્રે વિશ્રાંતિ માટે નિદ્રા કરવી... ... ... ... | ,, | ૨૨૫ |
| શરીર સારું ન હોય તો રાજાએ સર્વે રાજકાર્યો સેવકોની પાસે કરાવવાં. ... ... ... ... ... | ,, | ૨૨૬ |

| વિષય. | પત્રાંક. | શ્લોકાંક. |
|---|---|---|
| **અધ્યાય ૮ મો.** | | |
| રાજાએ રાજસભામાં ન્યાય કરવા બેસવું... | ૩૫૭ | ૧-૨ |
| દેશની રૂઢિ તથા ધર્મશાસ્ત્ર પ્રમાણે ન્યાય કરવો... | ” | ૩ |
| અઢાર જાતના વ્યવહાર. | ૩૫૮ | ૪-૭ |
| ધર્મશાસ્ત્રને અનુસરતો નિર્ણય કરવો. | ” | ૮ |
| રાજા પોતે અશક્ત હોય તો વિદ્વાન્ બ્રાહ્મણને ન્યાયાધીશ ઠરાવવા. | ” | ૯ |
| રાજાએ ત્રણ વિદ્વાન્ બ્રાહ્મણોને પાસે રાખીને ન્યાય કરવો... | ૩૫૯ | ૧૦ |
| રાજાની ન્યાયસભાની સ્તુતિ. | ” | ૧૧ |
| રાજસભામાં અન્યાય થાય તો તેનો દોષ સભાસદોને શીર છે... | ” | ૧૨ |
| ન્યાયસભામાં સત્ય બોલવું. | ” | ૧૩ |
| અન્યાયનો દોષ સભાસદોને શીર હોય છે. | ” | ૧૪ |
| અધર્મ તેના કર્તાનો નાશ કરે છે. | ૩૬૦ | ૧૫-૧૬ |
| એક ધર્મ જ પરલોકમાં સહાય કરે છે.... | ” | ૧૭ |
| અન્યાય થવાથી ન્યાયાધીશ વગેરે દોષના ભાગી થાય છે. ... | ” | ૧૮ |
| સત્ય ન્યાયનું ફળ. | ” | ૧૯ |
| ન્યાયનું કામ શૂદ્રને સોંપવું નહિ. | ૩૬૧ | ૨૦ |
| શૂદ્રને ન્યાય સોંપવાથી દેશનો નાશ થાય છે. | ” | ૨૧ |
| રાજ્યમાં નાસ્તિક વગેરેને રહેવા દેવા નહિ. | ” | ૨૨ |
| લોકપાલને પ્રણામ કરીને ન્યાયાસન ઉપર બેસવું.... | ” | ૨૩ |
| પક્ષકારોનું કામ વર્ણાનુક્રમે તપાસવું. | ” | ૨૪ |
| બહારના હાવભાવ ઉપરથી અંદરનો ભેદ સમજવો... | ૩૬૨ | ૨૫-૨૬ |
| બાળક યોગ્ય ઉમરનો થાય ત્યાં સુધી તેના ધનનું રાજાએ રક્ષણ કરવું. | ” | ૨૭ |
| વાંઝણી, વિધવા વગેરેના ધનનું રાજાએ રક્ષણ કરવું. | ” | ૨૮ |
| તેઓનું ધન હરનારાને રાજાએ શિક્ષા કરવી. | ” | ૨૯ |
| નિધણીયાતી મીલકત રાજાએ ક્યાં સુધી રાખવી?... | ૩૬૩ | ૩૦ |
| મિલકતના ધણીની તપાસ કરીને તેને તે આપવી. | ” | ૩૧ |
| એધાણી ન આપે તો તે દંડને પાત્ર થાય છે. | ” | ૩૨ |
| તેમાંથી રાજાએ કેટલો હિસ્સો લેવો? | ૩૬૩ | ૩૩ |
| ચોકીમાંથી ચોરી કરનારાને શિક્ષા. | ” | ૩૪ |
| ભૂમિમાંથી મળેલાં ધનનો રાજાએ કેટલો ભાગ લેવો? | ” | ૩૫ |
| ભંડારને માટે જૂઠું બોલનારાને દંડ. | ૩૬૪ | ૩૬ |
| બ્રાહ્મણને મળેલા ભંડારમાંથી રાજાએ લેવું નહિ. ... | ” | ૩૭ |
| રાજાને મળેલા ભંડારમાંથી અર્ધું બ્રાહ્મણને આપવું... | ” | ૩૮-૩૯ |
| ચોરાયેલી મિલકત જડે તો રાજાએ તેના માલીકને આપવી... | ” | ૪૦ |
| દેશ ધર્મ વગેરેનો વિચાર કરીને રાજાએ ન્યાય કરવો. | ૩૬૫ | ૪૧ |
| ન્યાયથી વર્તનારો મનુષ્ય પ્રિય થઈ પડે છે. | ” | ૪૨ |

| વિષય. | પત્રાંક. | શ્લોકાંક. |
|---|---|---|
| રાજાએ પ્રજામાં કજીયો વધારવો નહિ. ... ... ... | ૩૬૫ | ૪૩ |
| ન્યાયમાં ખરું ખોટું અનુમાનથી શોધી કાઢવું. ... ... | ,, | ૪૪ |
| સત્યથી ન્યાય કરવો.... ... ... ... ... | ,, | ૪૫ |
| સદાચારને અનુસરીને ન્યાય કરવો. ... ... ... | ,, | ૪૬ |
| લેણદેણસંબંધી વિચારો ... ... ... ... | ૩૬૬ | ૪૭ |
| લેણદારે હરેક ઉપાયોથી ધન વસુલ કરવું. ... ... | ,, | ૪૮–૪૯ |
| લેણદાર ધન વસુલ કરે તેને રાજાએ ઠપકો આપવો નહિ. ... | ,, | ૫૦ |
| લેણું સાબીત થવાથી કરજદારનો દંડ કરવો. ... ... | ,, | ૫૧ |
| લેણદારે કચેરીમાં લેખ બતાવવો. .. ... ... | ૩૬૭ | ૫૨ |
| ઉલટા સુલટું બોલનારો હારી જાય છે.... ... ... | ,, | ૫૩–૫૪ |
| સાક્ષીઓ સાથે વાતો કરવી નહિ. ... ... ... | ,, | ૫૫ |
| કચેરીમાં પૂરાવો બરાબર કરી આપવો ... ... ... | ,, | ૫૬ |
| મારા સાક્ષીઓ છે આમ કહીને તે સાક્ષીઓને હાજર કરે નહિ તે હારી જાય છે. ... ... ... ... | ,, | ૫૭ |
| ઢીલ કરનારને દંડ. ... ... ... ... ... | ૩૬૮ | ૫૮ |
| ખોટા દાવા કરનારને દંડ. ... ... ... ... | ,, | ૫૯ |
| સાક્ષી બોલાવવાનાં કારણો. ... ... ... ... | ,, | ૬૦ |
| સાક્ષીઓ કેવા રાખવા? ... ... ... ... | ,, | ૬૧–૬૩ |
| કેવા સાક્ષીઓ ન રાખવા? ... ... ... ... | ૩૬૯ | ૬૪–૬૭ |
| સ્ત્રીઓની સાક્ષી સ્ત્રીઓએ પૂરવી. ... ... ... | ૩૭૦ | ૬૮ |
| અનુભવી ગમે તે સાક્ષી થઇ શકે છે. ... ... ... | ,, | ૬૯–૭૦ |
| બાળક વગેરેની સાક્ષી અસ્થિર ગણાય છે. ... ... | ,, | ૭૧ |
| સાહસિક કામમાં ગમે તે સાક્ષી થઇ શકે છે. ... ... | ,, | ૭૨ |
| બે પ્રકારની સાક્ષી પડી હોય ત્યારે શું કરવું? ... ... | ૩૭૧ | ૭૩ |
| સાક્ષીએ સાચું બોલવું. ... ... ... ... | ,, | ૭૪ |
| જૂઠી સાક્ષીનો દોષ. ... ... ... ... ... | ,, | ૭૫ |
| જેવું જોયું અથવા સાંભળ્યું હોય તેવું સાચે સાચું કહી દેવું... | ,, | ૭૬ |
| સારો સાક્ષી માત્ર એક જ હોય તો પણ તેના ઉપર ભરોસો રાખવો. ... ... ... ... ... | ,, | ૭૭ |
| સ્વાભાવિક રીતે સાક્ષીઓ બોલે તે માનવું. ... ... | ૩૭૨ | ૭૮ |
| સાક્ષીઓને સવાલ પૂછવા. ... ... ... ... | ,, | ૭૯–૮૦ |
| સત્ય સાક્ષીનું ફળ. ... ... ... ... ... | ૩૭૩ | ૮૧–૮૩ |
| છાનાં કરેલાં કર્મને આત્મા જાણે છે. ... ... ... | ,, | ૮૪ |
| છાનાં પાપને દેવતાઓ જાણે છે. ... ... ... | ,, | ૮૫–૮૬ |
| દેવ બ્રાહ્મણની સાંનિધ્યમાં સાક્ષી લેવી.... .. ... | ૩૭૪ | ૮૭ |
| ચારેય વર્ણને સાક્ષી પૂછવાની રીત. ... ... ... | ,, | ૮૮ |
| જૂઠું બોલવામાં દોષ છે. ... ... ... ... | ,, | ૮૯–૯૧ |

## અધ્યાય ૯ મો.

## અધ્યાય ૧૦ મો.

## અધ્યાય ૧૧ મો.

## અધ્યાય ૧૨ મો.

---:o:---

JIVANDAS LILADHAR MATANI.

# मनुस्मृति

## (માનવ ધર્મશાસ્ત્ર)

## ગુજરાતી ભાષાંતર.

### અધ્યાય ૧ લો.

ॐ नमः प्रणवार्थाय शुद्धज्ञानैकमूर्त्तये ।
निर्मलाय प्रशान्ताय दक्षिणामूर्त्तये नमः ॥

*मनुमेकाग्रमासीनमभिगम्य महर्षयः ।
प्रतिपूज्य यथान्यायमिदं वचनमब्रुवन् ॥ १ ॥

ઋષિઓ મનુને ધર્મ પૂછે છે.

૧ એકાગ્ર ચિત્તથી પરબ્રહ્મનું ચિંતન કરતા, આનંદમાં બેઠેલા મનુ ભગવાનની પાસે જઇને, મોટા ઋષિઓ પોતાનું પૂજન કરનારા મનુ મહારાજનું સામું પૂજન કરીને, ઘટતી રીતે (જે પ્રમાણે પ્રશ્ન પૂછવો જોઇએ તે પ્રમાણે શ્રદ્ધા, ભક્તિ અને વિનય વગેરેથી) આવો પ્રશ્ન પૂછવા લાગ્યા.

* મહર્ષિઓએ પ્રજાપતિ મનુની પાસે જઇને તેને ધર્મસંબંધી પ્રશ્ન પૂછયો. તેના ઉત્તરમાં મનુએ શ્રૂયતામ્ એમ ચોથા શ્લોકથી જે ઉત્તર આપ્યો છે, તેટલા શ્લોકોમાં તેમણે આ શાસ્ત્રનાં વિષય, સંબંધ અને પ્રયોજન કહ્યાં છે. આ શાસ્ત્રનો મુખ્ય વિષય ધર્મ છે અને ધર્મની સાથે આ માનવ ધર્મશાસ્ત્રને પ્રતિપાદ્યપ્રતિપાદક ભાવરૂપ સંબંધ છે. કારણ કે બીજા કોઇપણ પ્રમાણાદિકથી સિદ્ધ થઇ શકે નહિ તેવો, સ્વર્ગના અને મોક્ષના સાધનરૂપ ધર્મ, આ શાસ્ત્રથી જાણવામાં આવે છે. સ્વર્ગ તથા મોક્ષની પ્રાપ્તિ આદિ જણાવવાં, એ આ શાસ્ત્રનું પ્રયોજન છે અને તે ધર્મને આધીન છે. વળી આ શાસ્ત્રમાં પત્નીના સહવાસ કરવારૂપી કામનું પણ કથન કરેલું છે; પરંતુ "ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतः सदा પુરુષે ઋતુકાળમાં જ સ્ત્રીનો સહવાસ કરવો તથા પોતાની સ્ત્રી વિષે જ સદા પરાયણ રહેવું," ઇત્યાદિ નિયમો કહીને કામને પણ ધર્મરૂપે કહેલો છે. ધન સંપાદન કરવા માટે કહ્યું છે, તે પણ "ऋतामृताभ्यांजीवेत्तु

***भगवन्सर्ववर्णानां यथावदनुपूर्वशः ।**
**अन्तरप्रभवाणां च धर्मान्नो वक्तुमर्हसि ॥ २ ॥**

૨ હે ભગવન્! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર આ ચાર વર્ણના તથા અનુલોમ જાતિના (એટલે ઉંચી જાતિના પુરુષથી ઉતરતી જાતિની સ્ત્રીમાં

---

ઋત અને અમૃત આજીવિકાથી જીવવું" આમ કહીને ધનાર્જનને પણ ધર્મરૂપે જ કહ્યું છે. મોક્ષના ઉપાયરૂપે કહેલું આત્મજ્ઞાન પણ ધર્મરૂપ જ છે; તેથી આ શાસ્ત્ર ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થનો ઉપદેશ કરનારું છે.

મનુનાં વાક્યો પૌરુષેય છે, તો પણ તે પવિત્ર એવા મહાત્મા પુરુષોએ માન્ય કરેલાં છે તથા તેઓનું મૂળ વેદ છે, તેથી તે પ્રમાણ ગણાય છે. છાંદોગ્ય બ્રાહ્મણમાં કહ્યું છે કે, "मनुर्वै यत्किंचिदवदत्तद्भेषजं भेषजतायाः મનુએ જે કંઈ કહ્યું છે, તે ઔષધનું પણ ઔષધરૂપ છે, અર્થાત્ હિતકારક છે." બૃહસ્પતિ પણ કહે છે કે; "वेदार्थोपनिबन्धत्वात्प्राधान्यं हि मनोः स्मृतम् । मन्वर्थविपरीता तु या स्मृतिः सा न शस्यते ॥ तावच्छास्त्राणि शोभन्ते तर्कव्याकरणानि च । धमार्थमोक्षोपदेष्टा मनुर्यावन्न दृश्यते વેદનો અર્થ મનુસ્મૃતિમાં કહેલો હોવાથી મનુસ્મૃતિ બીજા ધર્મશાસ્ત્રોમાં મુખ્ય ગણાય છે. જે ધર્મશાસ્ત્ર મનુસ્મૃતિથી વિરુદ્ધ છે, તે પ્રમાણરૂપ ગણાતું નથી. જ્યાં સુધી ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો ઉપદેશ કરનારા મનુએ રચેલી મનુસ્મૃતિ જોવામાં આવતી નથી, ત્યાં સુધી તર્ક, વ્યાકરણ આદિ શાસ્ત્રો, મોટાં છે આમ જાણવામાં આવે છે, પણ મનુસ્મૃતિનું શ્રવણ મનન થયા પછી તેની પાસે બીજાં શાસ્ત્રો સાધારણ જણાય છે."

મહાભારતમાં પણ કહ્યું છે કે;—"पुराणं मानवो धर्मः साङ्गो वेदश्चिकित्सितम् । आज्ञासिद्धानि चत्वारि न हन्तव्यानि हेतुभिः ॥ પુરાણ, મનુસ્મૃતિ, વેદો, તેનાં અંગો અને ચિકિત્સા આ ચાર આજ્ઞાસિદ્ધ છે. તેઓનાપર વિરોધીઓએ ગોઠવેલા મિથ્યા તર્કો કરીને તેઓનું ખંડન કરવું નહિ."

ગ્રંથના આરંભમાં મંગળાચરણ હોવું જોઈએ, આવો શિષ્ટોનો સંપ્રદાય છે. એ નિયમ પ્રમાણે આ સ્મૃતિના આરંભમાં પણ પ્રથમ શ્લોકના આરંભમાં મનુ શબ્દનો જે ઉલ્લેખ છે, તે મંગલવાચક છે; કારણ કે પરમાત્મા પોતે જ સર્વજ્ઞાદિ ગુણસંપન્ન મનુરૂપે અવતાર ધરે છે. વળી મનુ ઋગ્વેદના કેટલાએક મંત્રોના દ્રષ્ટા છે, બ્રાહ્મણ ગ્રંથોમાં પણ તેમનું વર્ણન છે ને આ ધર્મશાસ્ત્રના ૧૨ મા અધ્યાયમાં મનુનું વર્ણન કરતાં કહ્યું છે કે "एनमेके वदन्त्यग्निं मनुमन्ये प्रजापतिम् । કેટલાએક મનુને અગ્નિ કહે છે, કેટલાએક પ્રજાપતિ કહે છે ને કેટલાએક મનુ કહે છે." આ રીતે પ્રજાપતિરૂપ મનુના મંગલસૂચક પવિત્ર નામથી આ માનવ ધર્મશાસ્ત્રનો આરંભ કરવામાં આવ્યો છે.

* અહિં ભગવત્ શબ્દમાં ભગ શબ્દ ઐશ્વર્ય આદિકનો વાચક છે. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે; "ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः । ज्ञानवैराग्ययोश्चैव षण्णां

ઉત્પન્ન થયેલા મનુષ્યોના) અને પ્રતિલોમ જાતિના (એટલે ઉતરતી જાતિના પુરુષથી ઉંચી જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોના) ધર્મો, બ્રાહ્મણ આદિ જાતિના ક્રમવાર જેવા હોય તેવા, અમને કહો !

**( जरायुजाण्डजानां च तथा संस्वेदजोद्भिदाम् ।**
**भूतग्रामस्य सर्वस्य प्रभवं प्रलयं तथा ॥**

જરાયુજ (કોથળીમાંથી ઉત્પન્ન થનારાં પ્રાણીઓ)ની, અંડજ (ઇંડાંમાંથી ઉત્પન્ન થનારાં પ્રાણીઓ)ની, સ્વેદજ ( પરસેવામાંથી ઉત્પન્ન થનારાં પ્રાણીઓ )ની તથા સર્વ પ્રાણી સમુદાયની ઉત્પત્તિ તથા વિનાશ કહો. )

**( आचारांश्चैव सर्वेषां कार्याकार्यविनिर्णयम् ।**
**यथाकामं यथायोगं वक्तुमर्हस्यशेषतः ॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર તથા વર્ણસંકર એ સર્વેના સંપૂર્ણ આચારો અને કાર્યનો તથા અકાર્યનો સંપૂર્ણ નિર્ણય, તમે ઇચ્છાનુસાર યથાર્થ રીતે અમને કહેવાને યોગ્ય છો. )

***त्वमेको ह्यस्य सर्वस्य विधानस्य स्वयंभुवः ।**
**अचिन्त्यस्याप्रमेयस्य कार्यतत्त्वार्थवित्प्रभो ॥ ३ ॥**

૩ હે પ્રભુ ! અપૌરુષેય ( કોઇ પણ પુરુષે રચેલા નહિ એવા ), અપ્રમેય ( અસંખ્ય શાખાઓમાં વહેંચાઈ જવાથી આટલા છે એમ માપી શકાય નહિ તેવા) અને તેથી જ અચિંત્ય (મીમાંસા આદિ શાસ્ત્રો ભણ્યા વિના જેનો અભિપ્રાય જાણી શકાય નહિ તેવા ), સંપૂર્ણ વેદે કહેલા અગ્નિહોત્ર વગેરે કર્મકાણ્ડના વિષયને તથા જ્ઞાનકાણ્ડના વિષયને એક આપ જ જાણો છો, ( માટે આપ ધર્મનું સ્વરૂપ કહેવાને યોગ્ય છો ).

---

भग इतीरणा ॥ સંપૂર્ણ ઐશ્વર્ય, વીર્ય, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્ય આ છ ભગ કહેવાય છે અને તે છ પદાર્થો જેને વિષે હોય, તે ભગવાન્ કહેવાય છે."

* વેદ ઈશ્વરપ્રેરિત હોવાથી અપૌરુષેય છે અને તેથી સ્વતઃપ્રમાણ છે; તેને બીજા કોઈ પણ પ્રમાણની જરૂર નથી. શ્રુતિમાં કહ્યું છે કે; "अस्य महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः सामवेद इतिहासः पुराणं च ॥ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, બ્રાહ્મણોમાં કહેલા ઇતિહાસો અને પુરાણો પરમાત્માના નિઃશ્વાસરૂપ છે." વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે;—

"यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।

**स तैः पृष्टस्तथा सम्यगमितौजा महात्मभिः ।**
**प्रत्युवाचार्च्य तान्सर्वान्महर्षीञ्छ्रूयतामिति ॥ ४ ॥**

૪ ઉદાર મનવાળા તે મહર્ષિઓએ સારી રીતે (પ્રણામભક્તિ વગેરેથી) ધર્મ સંબંધી પ્રશ્ન પૂછ્યો, એટલે અપાર સામર્થ્યવાળા ભગવાન્ મનુ તે સર્વે મહર્ષિઓની પૂજા કરીને, તેમના પ્રતિ બોલ્યા, કે સાંભળોઃ–

---

જે પરમાત્મા સૃષ્ટિના આરંભમાં બ્રહ્માને ઉત્પન્ન કરે છે અને તેના હૃદયમાં વેદોની પ્રેરણા કરે છે." આ શ્રુતિ તથા બીજી શ્રુતિઓ, સ્મૃતિઓ તથા પુરાણવાક્યોથી સિદ્ધ થાય છે કે, વેદ ઈશ્વરપ્રેરિત અનાદિસિદ્ધ છે. અહીં કોઈ શંકા કરે કે, મહાભારત વગેરે ગ્રંથો જેમ પુરુષપ્રણીત હોવાથી પૌરુષેય છે, તેમ વેદવાક્યો પણ પૌરુષેય હોવાં જોઈએ; કારણ કે વર્ણ, પદ, વાક્ય વગેરેનું જેમાં ક્રમવાર પુરુષે ઉચ્ચારણ કર્યું હોય, તે પૌરુષેય કહેવાય છે અને તેવો ક્રમ વેદમાં પણ જોવામાં આવે છે; માટે તેને પણ પૌરુષેય માનવો જોઈએ. અહિં એક શંકા થાય છે કે, તે પુરુષ શરીરવાળો છે કે શરીરવિનાનો છે? જો તેને શરીરરહિત માનીએ તો તે ઉચ્ચારણપૂર્વક ઉપદેશ કરે, એ વાત સંભવે નહિ અને શરીરવાળો કહીએ તો વેદનો કર્તા મહાભારત વગેરે ગ્રંથોના કર્તાની પેઠે સ્પષ્ટ જાણવામાં કેમ આવતો નથી? કોઈ કહેશે કે, બહુ પ્રાચીન હોવાથી વેદનો કર્તા સ્મરણમાં આવતો નથી, પરંતુ તેમ કહેવું યોગ્ય નથી. કણાદ, ગૌતમ, મનુ, વ્યાસ વગેરે ઋષિ મુનિઓ પ્રાચીન હોવા છતાં તેમના ગ્રંથોમાં તેમનાં નામ જોવામાં આવે છે. કદાચ કોઈ કહે કે ગૌતમ, કણાદ વગેરે શાસ્ત્રકર્તાની પેઠે વેદની શાખાઓના કર્તા તરિકે કઠ, કૌથુમ, માધ્યંદિન વગેરેનાં નામો પણ શ્રવણ થાય છે, તેનું સમાધાન શું? તેનું ઉત્તર આટલું જ કે, તે ઋષિઓ તે તે શાખાઓના કર્તા નથી, પરંતુ તે તે શાખાઓના અધ્યયન કરનારા પ્રસિદ્ધ પુરુષો છે; કારણ કે તે તે શાખાઓમાં જ અનેક મંત્રદ્રષ્ટા પુરુષોનાં નામો છે, તો પછી જે શાખાના અનેક મંત્રદ્રષ્ટા છે, તેવી શાખાનો કર્તા એક કેમ હોઈ શકે? કદાચ કોઈ કહે કે, વસિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરા, ભરદ્વાજ, કશ્યપ વગેરે જૂદા જૂદા પુરુષોના રચેલા મંત્રોનો સમુદાય એકઠો કરીને તેની શાખાઓ બાંધી છે, તેથી તે તે ઋષિઓ વેદના કર્તા છે, પરંતુ એમ કહેવું પણ યોગ્ય નથી. કારણ કે તે તે નામો કોઈ પણ પુરુષનાં નથી, પરંતુ સૃષ્ટિનાં અનાદિપ્રસિદ્ધ નિત્ય પદાર્થોનાં છે. જેમ કે વસિષ્ઠ એટલે પ્રાણ, અંગિરા એટલે અંગોનો રસરૂપ પ્રાણ વગેરે વગેરે. વળી વેદમાં સૂર્ય, ઉષા, અગ્નિ, વાયુ, ઇંદ્ર વગેરે દેવોને મંત્રોના કર્તા નહિ, પણ દ્રષ્ટા માનેલા છે, તેથી વેદ અપૌરુષેય છે. વળી સૃષ્ટિમાં વેદની પહેલાંનો કોઈ પણ ગ્રન્થ કે જ્ઞાન જોવામાં આવતું નથી તથા પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણથી જાણી શકાય નહિ એવા પુત્રેષ્ટિ, પર્જન્યેષ્ટિ, અભિચારપ્રયોગ, ધનુર્વેદ, ગાન, શિલ્પ, આયુર્વેદ, ભૂતવિદ્યા, નક્ષત્રવિદ્યા, સર્પવિદ્યા, દેવયજનવિદ્યા, સ્વર્ગનાં અને મોક્ષનાં સાધનભૂત કર્મ,

***आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम् ।**
**अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥ ५ ॥**

૫ પૂર્વે પ્રલય વખતે આ સંપૂર્ણ જગત્ માયામાં લય થઈ જવાથી જાણે અંધારામાં ડૂબી ગયું હોય તેવું, અવ્યાકૃત અવસ્થાવાળું, ઇંદ્રિયાદિ પ્રત્યક્ષ પ્રમાણોથી જાણી શકાય નહિ તેવું, અનુમાનથી જેનું લક્ષણ બાંધી શકાય નહિ તેવું, તર્કમાં આવી શકે નહિ તેવું, (વાચક સ્થૂલ શબ્દો પણ તે વખતે ન હોવાથી) શબ્દાદિ પ્રમાણોથી પણ જાણી શકાય નહિ તેવું તથા ચોતરફથી જાણે સુષુપ્તિ અવસ્થાને વશ થયું હોય તેવું હતું.

પ્રલય સમયે જગત્ સ્થિતિ.

---

ઉપાસના તથા જ્ઞાન વગેરેના ભંડારરૂપ વેદ કોઈ પણ પુરુષનો રચેલો હોય એમ અનુમાન કરવું, એ કેવળ અજ્ઞાન છે. આવા સર્વ જ્ઞાનનાં ભંડારરૂપ વેદની ઈશ્વર જ પ્રજાપ્રતિના હૃદયમાં પ્રેરણા કરે છે. પ્રજાપતિ (હિરણ્યગર્ભ) વિરાટને ઉપદેશ કરે છે અને તે પછી અગ્નિ, સૂર્ય, વાયુ વગેરે દેવોદ્વારા વૈખરી (ઉચ્ચારણ કરાતી) વાણીથી ઋષિઓને પ્રાપ્ત થાય છે. આવા અનાદિકાળથી સિદ્ધ અપૌરુષેય વેદ, સર્વ સ્મૃતિ પુરાણાદિનું પણ મૂળ હોવાથી સ્મૃતિ, પુરાણાદિ પૌરુષેય ગ્રન્થોમાં તેના પ્રમાણની જરૂર છે, પરંતુ વેદને સ્મૃતિ પુરાણ વગેરેનાં પ્રમાણની જરૂર નથી, પણ તે તો સ્વતઃપ્રમાણ છે.

* મેધાતિથિ તથા ગોવિંદરાજ આ શ્લોકનું વિવેચન કરતાં કહે છે કે,ઋષિઓએ મનુને વર્ણધર્મ, આશ્રમધર્મ તથા વર્ણસંકરના ધર્મો વિષે પ્રશ્ન કર્યો હતો. તેના ઉત્તરમાં મનુ વર્ણાશ્રમાદિકના ધર્મો નહિ કહેતાં જગતની ઉત્પત્તિ કહે છે. તેનું તાત્પર્ય એવું છે કે, બ્રહ્માથી આરંભીને સ્થાવરજંગમાત્મક આ સર્વ જગતની ઉત્પત્તિ, ધર્મ તથા અધર્મને લીધે વિચિત્ર પ્રકારની થાય છે. ધર્માચરણ કરવાથી દેવાદિકની યોનિમાં, ધર્મ તથા અધર્મ એમ બંનેના મિશ્ર આચરણથી મનુષ્યની યોનિમાં અને કેવળ અધર્માચરણથી નરકમાં, વૃક્ષ વગેરે સ્થાવરની યોનિમાં પશુ તથા પક્ષી વગેરેની યોનિમાં જન્મ થાય છે. આવી રીતનું ધર્મ તથા અધર્મનું પરિણામ દર્શાવવા માટે આ પ્રથમ અધ્યાયમાં જગતની ઉત્પત્તિ કહેશે. બારમા અધ્યાયમાં આ વિષય ઉપસંહાર કરતાં મનુ કહે છે કેઃ–

"एता दृष्ट्वा तु जीवस्य गतीः स्वेनैव चेतसा । धर्मतोऽधर्मतश्चैव धर्मे दध्यात्सदा मनः ॥
મનુ૦ અ૦ ૧૨–૨૩.

આ પ્રમાણે પોતાનાં મનવડે ધર્મથી તથા અધર્મથી થનારી જીવની ગતિઓનો વિચાર કરીને સદાય ધર્મમાં મન રાખવું અર્થાત્ જગતની ઉત્પત્તિનો આધાર ધર્મ તથા અધર્મ ઉપર છે." માટે ધર્મનાં તથા અધર્મનાં સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવા માટે તેના પરિણામરૂપ સ્થાવરજંગમાત્મક જગતની ઉત્પત્તિ કહે છે.

કુલ્લુકભટ્ટ આ શ્લોકનું વિવેચન કરતાં કહે છે કે, મુનિઓએ ધર્મ સંબંધી પ્રશ્ન પૂછયો હતો. તેના ઉત્તરમાં જગતના કારણરૂપ બ્રહ્મનું પ્રતિપાદન કરવામાટે જગતની

**ततः स्वयंभूर्भगवानव्यक्तो व्यञ्जयन्निदम् ।**
**महाभूतादि वृत्तौजाः प्रादुरासीत्तमोनुदः ॥ ६ ॥**

૬ એ પ્રલાયકાળ પૂરો થયા પછી ભગવાન્ (છ ઐશ્વર્યવાળા) સ્વયંભૂ પરમાત્માએ અવ્યક્ત (ધ્યાન તથા યોગાભ્યાસ નહિ કરનાર મનુષ્યોથી દેખાય નહિ એવા) રહીને, આ મહાભૂતાદિને (પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ એ પાંચ મહાભૂતોને તથા તેઓના કારણભૂત શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધને તથા મહત્તત્ત્વને ) પ્રકટ કરીને સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું પોતાનું સામર્થ્ય વધાર્યું અને પછી મહાપ્રલયની અવસ્થાનો નાશ કરીને પોતે પ્રકટ થયા.

સ્વયંભૂનો પ્રાદુર્ભાવ.

**योऽसावतीन्द्रियग्राह्यः सूक्ष्मोऽव्यक्तः सनातनः ।**
**सर्वभूतमयोऽचिन्त्यः स एव स्वयमुद्बभौ ॥ ७ ॥**

૭ શાસ્ત્રમાં તથા વેદમાં પ્રસિદ્ધ, બાહ્ય ઇંદ્રિયોથી જાણી શકાય નહિ તેવા, સૂક્ષ્મ સ્વરૂપધારી, અવયવોથી રહિત, સનાતન ( આદિ તથા અંત રહિત), સર્વ પ્રાણીઓના આત્મારૂપ તથા પ્રમાણોથી જાણી શકાય નહિ તેવા (જે પરમાત્મા છે), તે પરમાત્મા પોતે જ (હિરણ્યગર્ભરૂપે) પ્રકટ થયા.

**सोऽभिध्याय शरीरात्स्वात्सिसृक्षुर्विविधाः प्रजाः ।**
**अप एव ससर्जादौ तासु बीजमवासृजत् ॥ ८ ॥**

૮ તે પરમાત્માને પોતાના શરીરમાંથી અનેક જાતની પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા થવાથી તેમણે મનમાં સંકલ્પ કરીને આરંભમાં ( આકાશ, વાયુ અને તેજ એ ત્રણ તત્ત્વો રચ્યાં. પછી) પાણી ઉત્પન્ન કર્યું અને તે પાણીમાં પોતાની શક્તિરૂપી બીજને રોપ્યું.

જળની સૃષ્ટિ.

ઉત્પત્તિ કહે છે, તે અપ્રસ્તુત પ્રસંગ નથી. આત્મજ્ઞાન પણ ધર્મરૂપ જ ગણાય છે. મનુએ પોતે જ ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇંદ્રિયનિગ્રહ, ધી, વિદ્યા, સત્ય અને અક્રોધ એ ધર્મનાં દશ લક્ષણોમાં વિદ્યાને એટલે આત્મજ્ઞાનને પણ ધર્મરૂપે ગણેલી છે.

મહાભારતમાં પણ "आत्मज्ञानं तितिक्षा च धर्मः साधारणो नृप હે રાજા ! આત્મજ્ઞાન અને તિતિક્ષા એ સાધારણ ધર્મ છે." આ રીતે આત્મજ્ઞાનને સાધારણ ધર્મ કહ્યો છે. યાજ્ઞવલ્કયે પણ આત્મજ્ઞાનને પરમધર્મ તરિકે વર્ણવ્યું છે અને તે જ્ઞાનરૂપ પરબ્રહ્મ જગતનું કારણ છે, માટે જગતની ઉત્પત્તિ તથા પ્રલયના કારણરૂપ પરબ્રહ્મનાં સ્વરૂપનું જ્ઞાન થવા માટે આ અધ્યાયમાં જગતની ઉત્પત્તિ કહેશે અને ધર્મના અંગભૂત સંસ્કારાદિકનું વર્ણન હવે પછીના અધ્યાયોમાં કરશે.

**तदण्डमभवद्धैमं सहस्रांशुसमप्रभम् ।**
**तस्मिञ्जज्ञे स्वयं ब्रह्मा सर्वलोकपितामहः ॥ ९ ॥**

૯ તે બીજ પરમાત્માની ઇચ્છાથી સુવર્ણના જેવું નિર્મળ તથા સૂર્યના જેવું કાન્તિવાળું ઇંડું થયું અને તે ઇંડામાં સર્વ લોકોના પિતામહ (ઉત્પન્ન કરનારા) બ્રહ્મા પોતાની મેળે વિરાટરૂપે ઉત્પન્ન થયા.

**आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।**
**ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः ॥ १० ॥**

નારાયણ શબ્દનો અર્થ.

૧૦ જળને 'नार' કહેવામાં આવે છે, કારણ કે તે नरથી કહેતાં પરમાત્માથી ઉત્પન્ન થાય છે. તે 'नार' પૂર્વે જગતના આરંભમાં પરમાત્માનું 'अयन' કહેતાં નિવાસસ્થાન હતું, તે ઉપરથી પરમાત્મા 'नारायण' કહેવાય છે.

**( सहस्रशीर्षा पुरुषो रुक्मबाहुस्त्वतीन्द्रियः ।**
**ब्रह्मा नारायणाख्यस्तु सुष्वाप सलिले तदा ॥**

હજાર મસ્તકવાળા, સુવર્ણના જેવા ઝળહળતા બાહુવાળા, ઇંદ્રિયોથી જણાય નહિ તેવા તથા જેમનું બ્રહ્મા અને નારાણય નામ છે એવા પુરુષરૂપ પરમાત્માએ તે વખતે જળમાં શયન કર્યું.)

***यत्तत्कारणमव्यक्तं नित्यं सदसदात्मकम् ।**
**तद्विसृष्टः स पुरुषो लोके ब्रह्मेति कीर्त्यते ॥ ११ ॥**

૧૧ શાસ્ત્રમાં તથા વેદમાં પ્રસિદ્ધ, સર્વ જગતના કારણરૂપ, બાહ્ય વિષયોને ગ્રહણ કરનારી ઇંદ્રિયોથી જાણવામાં આવે નહિ તેવા, નિત્ય (ઉત્પત્તિ તથા વિનાશથી રહિત), વેદાંતશાસ્ત્રદ્વારા જ્ઞાનીઓને જાણવામાં આવતા હોવાથી સત્યસ્વરૂપ તથા અજ્ઞાનીઓના જાણવામાં નહિ આવતા હોવાથી અસત્યરૂપ એવા પરમાત્મા જે પુરુષને ઉત્પન્ન કરે છે, તે પુરુષ જગતમાં બ્રહ્માને નામે કહેવાય છે.

**तस्मिन्नण्डे स भगवानुषित्वा परिवत्सरम् ।**
**स्वयमेवात्मनो ध्यानात्तदण्डमकरोद्द्विधा ॥ १२ ॥**

---

* આ શ્લોકમાં જે પુરુષનું વર્ણન કરવામાં આવ્યું છે, તે સાતમા શ્લોકમાં વર્ણવેલા પુરુષનું છે.

૧૨ તે ભગવાન્ નારાયણે તે ઇંડામાં દેવતાનું એક વર્ષ રહ્યા પછી "તે ઇંડાના બે કટકા થાય તો ઠીક" આવો પોતે જ પોતાનાં મનની સાથે વિચાર કરીને તે ઇંડાના બે કટકા કર્યા.

**ताभ्यां स शकलाभ्यां च दिवं भूमिं च निर्ममे ।**
**मध्ये व्योम दिशश्चाष्टावपां स्थानं च शाश्वतम् ॥ १३ ॥**

૧૩ નારાયણે તે બે કટકામાંના ઉપરના કટકામાંથી સ્વર્ગલોક અને નીચેના કટકામાંથી પૃથ્વી ઉત્પન્ન કરી અને તેની વચ્ચે આકાશ, આઠ દિશાઓ તથા પાણીનું સનાતન સ્થાન (સમુદ્ર તથા મેઘમંડળ) નિર્માણ કર્યું.

**( वैकारिकं तैजसं च तथा भूतादिमेव च ।**
**एकमेव त्रिधाभूतं महानित्येव संस्थितम् ॥**
**इंद्रियाणां समस्तानां प्रभवं प्रलयं तथा ।**

મહત્તત્ત્વ વૈકારિક, તૈજસ અને તામસ, એમ ત્રણ પ્રકારનાં અભિમાનરૂપે થયું, જે સર્વ ઇંદ્રિયોની (મનની) ઉત્પત્તિનું તથા પ્રલયનું કારણ છે.)

**उद्बबर्हात्मनश्चैव मनः सदसदात्मकम् ।**
**मनसश्चाप्यहंकारमभिमन्तारमीश्वरम् ॥ १४ ॥**

૧૪ તે પરમાત્માએ પોતાને વિષે સૂક્ષ્મરૂપે રહેલાં, કારણરૂપ તથા કાર્યરૂપ મહત્તત્ત્વને ઉત્પન્ન કર્યું અને તે મહત્તત્ત્વમાંથી "હું સર્વ કાર્ય કરવાને સમર્થ છું" આવું અભિમાન રાખનારા તથા જગતની રચના કરવામાં સમર્થ એવા અહંકારને ઉત્પન્ન કર્યો.

મહત્તત્ત્વાદિકની ઉત્પત્તિ

**महान्तमेव चात्मानं सर्वाणि त्रिगुणानि च ।**
**विषयाणां ग्रहीतॄणि शनैः पञ्चेन्द्रियाणि च ॥ १५ ॥**

૧૫ અહંકારમાંથી મનને, સત્વ, રજ તથા તમ, એ ત્રણ ગુણોને અને શબ્દાદિક વિષયોને ગ્રહણ કરનારી પાંચ જ્ઞાનેન્દ્રિયોને તથા પાંચ કર્મેન્દ્રિયોને ઉત્પન્ન કરી.

**( अविशेषान् विशेषांश्च विषयांश्च पृथक् पृथक् ।**

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ વિષયોને, પાંચ મહાભૂતોને તથા તેઓની પાંચ તન્માત્રાઓને પણ જૂદી જૂદી રચી ).

*तेषां त्ववयवान्सूक्ष्मान्षण्णामप्यमितौजसाम् ।
सन्निवेश्यात्ममात्रासु सर्वभूतानि निर्ममे ॥ १६ ॥

૧૬ પછી પરમાત્માએ મહાબળવાળા એવા તે છ પદાર્થોના સૂક્ષ્મ અવયવોને (એટલે અહંકાર તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ તન્માત્રાઓને), તેઓના પોતાના વિકારોની સાથે (એટલે ઇંદ્રયોની તથા પાંચ મહાભૂતોની સાથે) એકઠા કરીને, સર્વ પ્રાણીઓને એટલે દેવો, મનુષ્યો પશુઓ, પક્ષીઓ વગેરેને નિર્માણ કર્યાં.

यन्मूर्त्यवयवाः सूक्ष्मास्तस्येमान्याश्रयन्ति षट् ।
तस्माच्छरीरमित्याहुस्तस्य मूर्तिं मनीषिणः ॥ १७ ॥

૧૭જે કારણથી, પરમાત્માએ ઉત્પન્ન કરેલા, શરીરસંપાદક અને સૂક્ષ્મ એવા અહંકાર તથા પાંચતન્માત્રારૂપ પોતાને ઉત્પન્ન કરનારા છ પદાર્થોનો, પાંચ મહાભૂતો તથા ઇંદ્રિયો આશ્રય કરે છે ત્યારે શરીર ઉત્પન્ન થાય છે; તે માટે પંડિતો પ્રધાનની મૂર્તિને શરીર કહે છે. (षडाश्रयणाच्छरीरम् છ તત્ત્વોનો આશ્રય કરે તે શરીર કહેવાય.)

†तदाविशन्ति भूतानि महान्ति सह कर्मभिः ।
मनश्चावयवैः सूक्ष्मैः सर्वभूतकृदव्ययम् ॥ १८ ॥

---

* પાંચ મહાભૂતમાંના અક્કેકા ભૂતના બબ્બે ભાગ કરવા અને તેમાંના એક ભાગને એમ જ રહેવા દઇને બીજા એક એક ભાગના ચાર ચાર ભાગ કરવા અને પછી તે પ્રત્યેકના એક એક ભાગ સાથે બીજા ભૂતનો અર્ધો અર્ધો ભાગ મેળવી દેવો. જેમકે પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ આ પાંચ ભૂતોમાંથી પૃથ્વીના અર્ધા ભાગ સાથે બીજા ચાર ભૂતોનો એક એક અષ્ટમાંશ મેળવીને ભૂચર પ્રાણીઓ બનાવ્યાં. જળના અર્ધા ભાગ સાથે બીજા ચાર ભૂતોનો એક એક અષ્ટમાંશ મેળવીને તેમાંથી વરુણલોકચારી પ્રાણીઓ બનાવ્યાં, તેજના અર્ધા ભાગ સાથે બીજા ચાર ભૂતોના એક એક અષ્ટમાંશને મેળવીને તેમાંથી દિવિચર પ્રાણીઓ બનાવ્યાં, વાયુનો અર્ધો ભાગ લઇને તેની સાથે બીજા ચાર ભૂતોનો એક એક અષ્ટમાંશ મેળવીને અંતરિક્ષચર, પિશાચાદિક બનાવ્યાં. આવી રીતે પરમાત્મા પાંચ મહાભૂતોમાંથી દિવિચર, અંતરિક્ષચર, ભૂચર વગેરે પ્રાણીઓને ઉત્પન્ન કરે છે.

† પદાર્થોને ધારણ કરવા આ કાર્ય પૃથ્વીનું છે, છૂટી છૂટી વસ્તુઓને પિંડરૂપે કરવી આ કાર્ય જળનું છે, બાહ્ય તથા આભ્યંતરમાં અપકવ વસ્તુને પકવ કરવી આ કાર્ય અગ્નિનું છે, જેમ કે જઠરમાં અન્નાદિકને જઠરનો અગ્નિ પકવ કરે છે અને મૃત્તિકા

૧૮ આકાશ વગેરે પાંચ મહાભૂતો પોતપોતાનાં કાર્યોની સાથે તથા સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારું અને અવિનાશી એવું મન, પોતાના શુભ તથા અશુભ સંકલ્પરૂપી સૂક્ષ્મ અવયવોની સાથે, વિરાટ્ પુરુષમાં પ્રવેશ કરે છે.

**तेषामिदं तु सप्तानां पुरुषाणां महौजसाम् ।**
**सूक्ष्माभ्यो मूर्तिमात्राभ्यः संभवत्यव्ययाव्ययम् ॥ १९ ॥**

૧૯ પુરુષ થકી ઉત્પન્ન થયેલાં અને પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં પરાક્રમી એવાં મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ એ સાત તત્ત્વોના શરીરસંપાદક અવયવોમાંથી ( એટલે પાંચ મહાભૂતો, દશ ઇંદ્રિયો અને મન એ સોળ પદાર્થોમાંથી ) આ નાશવંત શરીર ઉત્પન્ન થાય છે. ( એટલે અવિનાશી એવી પ્રકૃતિથી અથવા તો પરબ્રહ્મથી આ નાશવંત જગત્ ઉત્પન્ન થાય છે.

જગતની ઉત્પત્તિ.

***आद्याद्यस्य गुणं त्वेषामवाप्नोति परः परः ।**
**यो यो यावतिथश्चैषां स स तावद्गुणः स्मृतः ॥ २० ॥**

૨૦ એ પાંચ મહાભૂતોમાંથી પહેલા પહેલા તત્ત્વોના શબ્દાદિક ગુણો પછી પછીનાં તત્ત્વોમાં મળે છે ને તેઓમાં જે જે તત્ત્વ જેટલા જેટલામું છે, તે તે તત્ત્વોના તેટલા તેટલા ગુણો જાણવા.

**†सर्वेषां तु स नामानि कर्माणि च पृथक् पृथक् ।**
**वेदशब्देभ्य एवादौ पृथक्संस्थाश्च निर्ममे ॥ २१ ॥**

---

વગેરેને બાહ્ય અગ્નિ પકવે છે. ઉત્ક્ષેપણ, અપક્ષેપણ, આકુંચન, પ્રસારણ અને ગમન એ વાયુનાં કાર્યો છે અને અવકાશ આપવો એ આકાશનું કાર્ય છે. આ પ્રમાણે પંચ મહાભૂતોનાં કાર્યો છે.

* આકાશનો એક શબ્દ જ ગુણ છે, વાયુનો મુખ્ય ગુણ સ્પર્શ છે અને આકાશનો શબ્દ ગુણ તેમાં મળવાથી તેના બે ગુણ થાય છે. તેજનો મુખ્ય ગુણ રૂપ છે અને આકાશ તથા વાયુના શબ્દ તથા સ્પર્શ બે ગુણો તેમાં મળવાથી તેના ત્રણ ગુણો થાય છે. જળનો મુખ્ય ગુણ રસ છે અને આકાશ, વાયુ તથા તેજના શબ્દ, સ્પર્શ ને રૂપ એ ત્રણ ગુણો તેમાં મળવાથી તેના ચાર ગુણો થાય છે. પૃથ્વીનો મુખ્ય ગુણ ગંધ છે. તેમાં આકાશ, વાયુ, તેજ અને જળના અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણો મળવાથી તેના પાંચ ગુણો થાય છે.

† સૂતેલો મનુષ્ય નિદ્રામાંથી જાગ્રત થયા પછી જેમ પોતાનાં આગલા દિવસનાં અપૂર્ણ રહેલાં વ્યાપારાદિક કાર્યો પાછાં કરવા માંડે છે, તેમ બ્રહ્મા પણ જાગૃત થયા પછી

૨૧ તે પરમાત્માએ સૃષ્ટિના આરંભમાં સર્વ પદાર્થોનાં જૂદાં જૂદાં નામો (જેમ કે ભૂઃ, ભુવઃ, સ્વઃ બ્રાહ્મણ, ગાય, અશ્વ વગેરે) તથા જૂદાં જૂદાં કર્મો (જેમકે બ્રાહ્મણનાં અધ્યયન અધ્યાપન, ક્ષત્રિયનાં પ્રજાપાલન, વૈશ્યનાં કૃષિ વ્યાપારાદિ વગેરે કર્મો) વેદમાંથી જાણી લઈને જૂદી જૂદી લૌકિક વ્યવસ્થાઓ નિર્માણ કરી.

**कर्मात्मनां च देवानां सोऽसृजत्प्राणिनां प्रभुः ।**
**साध्यानां च गणं सूक्ष्मं यज्ञं चैव सनातनम् ॥ २२ ॥**

૨૨ તે પછી પરમાત્માએ યજ્ઞાદિક કર્મમાં જેમને આહુતિ અપાય છે એવા, પ્રાણવાળા ઇંદ્રાદિ દેવોને, વનસ્પતિ તથા પથ્થર વગેરે પ્રાણ રહિત પદાર્થોના અધિષ્ઠાતા દેવોને તથા સાધ્ય દેવોના સૂક્ષ્મ ગણોને ઉત્પન્ન કર્યા.

***अग्निवायुरविभ्यस्तु त्रयं ब्रह्म सनातनम् ।**
**दुदोह यज्ञसिद्धयर्थमृग्यजुःसामलक्षणम् ॥ २३ ॥**

૨૩ તે પછી યજ્ઞ, યાગ વગેરે ક્રિયાની સિદ્ધિને માટે બ્રહ્માએ અગ્નિ, વાયુ અને સૂર્યમાંથી અનુક્રમે **ऋक्**, **यजुष्** અને **साम** નામના ત્રણ સનાતન વેદોને દોહી કાઢ્યા.

---

પૂર્વ કલ્પની સૃષ્ટિ પ્રમાણે વેદાર્થોનું સ્મરણ કરીને ચાલતા કલ્પમાં પણ પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, પર્વતો, નદીઓ, ભિન્ન ભિન્ન પ્રાણીઓ વગેરે વિવિધ પ્રકારની સૃષ્ટિ રચે છે. વેદમાં કહ્યું છે કે; "धाता यथापूर्वमकल्पयत् । दिवं च पृथिवीं चान्तरिक्षमथोस्वः ધાતા એટલે પ્રજાપતિ સ્વર્ગ, પૃથ્વી, અંતરિક્ષ વગેરે સૃષ્ટિને પૂર્વકલ્પની પેઠે સર્જે છે."

*બ્રહ્માએ અગ્નિમાંથી ઋગ્વેદ, વાયુમાંથી યજુર્વેદ અને સૂર્યમાંથી સામવેદ દોહી કાઢયા એમ આ શ્લોકમાં કહ્યું છે. તેનું તાત્પર્ય એવું છે કે, મહાપ્રલય વીતી ગયા પછી સૃષ્ટિના આરંભમાં વિરાટ્ પુરુષ અંડમાંથી ઉત્પન્ન થાય છે અને તે પોતે જ પોતાના શરીરમાંથી અગ્નિ, વાયુ અને સૂર્યરૂપે પ્રગટ થાય છે અને પોતાને વિષે બીજરૂપ રહેલા વેદો તેઓને ભણાવે છે અને તે ત્રણદ્વારા ત્રણ વેદો આ લોકમાં ઋષિઓને પ્રાપ્ત થાય છે, માટે તે દેવોથી વેદોની ઉત્પત્તિ કહેલી છે. અથવા તો ઋગ્વેદના આરંભમાં અગ્નિ દેવના મંત્રો હોવાથી તેને અગ્નિમાંથી દોહી કાઢ્યો એમ કહ્યું છે, યજુર્વેદના આરંભમાં વાયુદેવના મંત્રો હોવાથી તેને વાયુ દેવમાંથી દોહી કાઢ્યો એમ કહ્યું છે અને સામવેદ આદિત્યદેવની સ્તુતિ કરનાર હોવાથી તેને સૂર્યમાંથી દોહી કાઢ્યો એમ કહ્યું છે. અથર્વવેદ ઋચારૂપ હોવાથી તેનો ઋગ્વેદમાં સમાવેશ થઈ જવાથી મૂળ શ્લોકમાં ત્રણ વેદનાં જ નામ લખેલાં છે.

**कालं कालविभक्तीश्च नक्षत्राणि ग्रहांस्तथा ।**
**सरितः सागराञ्छैलान्समानि विषमाणि च ॥ २४ ॥**
**तपो वाचं रतिं चैव कामं च क्रोधमेव च ।**
**सृष्टिं ससर्ज चैवेमां स्रष्टुमिच्छन्निमाः प्रजाः ॥ २५ ॥**

૨૪–૨૫ તે પછી દેવ, મનુષ્ય આદિ પ્રજાને સરજવાની ઇચ્છાવાળા બ્રહ્માએ સંવત્સરરૂપી કાળને, કાળના વિભાગોને (ઉત્તરાયણ, દક્ષિણાયન, ઋતુ, માસ, પક્ષ તથા દિવસ વગેરેને), નક્ષત્રોને (અશ્વિની, ભરણી વગેરેને), સૂર્ય વગેરે નવગ્રહોને, નદીઓનો, પર્વતોને, સપાટ પ્રદેશોને તથા ઉંચા નીચા પ્રદેશોને, તપને (પ્રાજાપત્ય વગેરેને), વાણીને (સ્મૃતિરૂપી વાણીને), રતિને (મનના સંતોષને), કામને તથા ક્રોધને ઉત્પન્ન કર્યાં.

***कर्मणां च विवेकार्थं धर्माधर्मौ व्यवेचयत् ।**
**द्वन्द्वैरयोजयच्चेमाः सुखदुःखादिभिः प्रजाः ॥ २६ ॥**

* મેધાતિથિ આ શ્લોકનું વિવેચન કરતાં લખે છે કે 'धर्माधर्मौ व्यवेचयत् એટલે અમુક ધર્મ અને અમુક અધર્મ એમ ભિન્નભિન્નરૂપે ધર્મની અને અધર્મની પ્રજાપતિએ વ્યવસ્થા કરી છે.' કોઇને શંકા થાય કે, કર્મો તો ધર્મ તથા અધર્મવડે મિશ્ર હોવાથી અમુક કર્મ ધર્મરૂપ છે અને અમુક કર્મ અધર્મરૂપ છે, એમ નિર્ણય થઈ શકશે નહિ. જેમ જ્યોતિષ્ટોમ યજ્ઞ પોતે ધર્મરૂપ છે, પરંતુ તેના એક અંગમાં હિંસા રહેલી હોવાથી તે અધર્મરૂપ પણ ગણાશે. આવી શંકાને દૂર કરવા માટે મનુ કહે છે કે, કર્મોની વ્યવસ્થા કરવા માટે અહીં ધર્મનો તથા અધર્મનો વિવેક કરવામાં આવ્યો છે. અહીં કર્મ શબ્દ કર્મના પ્રયોગનો વાચક છે. જો તે કર્મનો પ્રયોગ અન્યથા કરવામાં આવે છે તો તેનું પરિણામ વિપરીત આવે છે ને ધર્મ અધર્મરૂપ થઈ પડે છે તથા અધર્મ ધર્મરૂપ થઈ પડે છે. વિધિમાં જણાવ્યા પ્રમાણે નહિ પણ તેથી વિરુદ્ધ યજ્ઞની બહાર હિંસા કરવામાં આવે છે તો તે અધર્મરૂપ થઈ પડે છે. કારણ તે શ્રુતિમાં "मा हिंस्यात्सर्वा भूतानि કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ" આમ નિષેધ કર્યો છે. પરંતુ અગ્નિષ્ટોમીય યજ્ઞમાં કહેલી હિંસા વિધિરૂપ હોવાથી ધર્મરૂપ ગણાય છે. એવી રીતે નિયોગ વિધિના નિયમ વગર દેવર ભ્રાતૃપત્ની વિષે પુત્ર ઉત્પન્ન કરે તો તે અધર્મ ગણાય છે. પરંતુ ભ્રાતૃપત્ની ગુરુનિયુક્તા હોય, પુત્રાર્થિની હોય અને પુરુષ ધૃતાક્ત થઇને સંતાન ઉત્પન્ન કરે તો ધર્મરૂપ ગણાય. માટે સ્વરૂપ એક હોવા છતાં પણ તેના પ્રયોગમાં જો ભેદ પડે છે તો તે કર્મ અધર્મરૂપ થઈ પડે છે. માટે પ્રયોગાત્મક કર્મનાં વિવેચન માટે પ્રજાપતિએ ધર્મની તથા અધર્મની વ્યવસ્થા કરી છે અને પુણ્યકર્મ કરનારાને સુખના અને પાપકર્મ કરનારાને દુઃખના ભાગી બનાવ્યા છે.

૨૬ યજ્ઞયાગરૂપી ધર્મ કરવા યોગ્ય છે અને બ્રહ્મહત્યાદિક અધર્મ ત્યાગ કરવા યોગ્ય છે. આ રીતે કર્મોના (પ્રયોગોના) વિભાગો પાડવા માટે પ્રજાપતિએ ધર્મનું તથા અધર્મનું વિવેચન કર્યું અને પરસ્પર વિરુદ્ધ એવાં ધર્મ તથા અધર્મનાં ફલરૂપ સુખદુઃખાદિની સાથે ઉત્પન્ન કરેલી પ્રજાને જોડી.

**अण्व्यो मात्रा विनाशिन्यो दशार्धानां तु याः स्मृताः ।**
**ताभिः सार्धमिदं सर्वं संभवत्यनुपूर्वशः ॥ २७ ॥**

૨૭ પાંચ મહાભૂતોની જે નાશવંત સૂક્ષ્મ તન્માત્રાઓ છે અને જે પાંચ મહાભૂતોરૂપે પરિણામ પામે છે, તે પાંચ તન્માત્રાઓથી આ જગત્ ક્રમવાર ઉત્પન્ન થાય છે (અર્થાત્ સૂક્ષ્મ પદાર્થોમાંથી સ્થૂલ પદાર્થો અનુક્રમે ઉત્પન્ન થાય છે.)

***यं तु कर्माणि यस्मिन्स न्ययुङ्क्त प्रथमं प्रभुः ।**
**स तदेव स्वयं भेजे सृज्यमानः पुनः पुनः ॥ २८ ॥**

---

* આ શ્લોકમાં કહ્યું છે કે; 'પરમાત્મા સૃષ્ટિના આરંભમાં જે પ્રાણીને સરજીને જે કર્મની સાથે જોડે છે' તેજ કર્મ તે પ્રાણી કરે છે. આ ઉપરથી એમ સિદ્ધ થશે કે, સૃષ્ટિના આરંભમાં પ્રાણીઓને પરમાત્મા જ શુભ અથવા તો અશુભ કર્મમાં જોડે છે. વળી આ જ વિષયને અનુસરતી બે સ્મૃતિઓ આ પ્રમાણે છેઃ—"कर्तृत्वं प्रतिपद्यन्ते अनीशाः स्वेषु कर्मसु । महेश्वरेण प्रेर्यन्ते शुभे वा यदि वाऽशुभे ॥ अज्ञो जन्तुरनीशोयमात्मनः सुखदुःखयोः । ईश्वरप्रेरितो गच्छेत् श्वभ्रं वा स्वर्गमेव वा ॥ પ્રાણીઓ પોતપોતાનાં કર્મોને આધીન રહીને કર્મ કરે છે ને મહેશ્વર તેને શુભ અથવા તો અશુભ કર્મ કરવા માટે પ્રેરણા કરે છે; માટે અજ્ઞાની જીવ પોતે સુખ અથવા તો દુઃખ ભોગવવાને અસમર્થ છે, પરંતુ ઈશ્વરની પ્રેરણાપ્રમાણે તે સ્વર્ગમાં અથવા તો નરકમાં પડે છે." જો આ પ્રમાણે માનીશું તો શુભાશુભ કર્મ કરનારા પ્રાણીને તેનાં કર્મનું ફલ મળશે નહિ અને કર્મ નહિ કરનારો ફલભોક્તા થઈ પડશે. તેમ અગ્નિહોત્રાદિક શ્રૌતકર્મો, ઈશ્વરોપાસના, પુરુષાર્થ વગેરે પણ નિષ્ફલ થઈ પડશે.

આ શંકાનું સમાધાન કરતાં ભગવાન્ શંકરાચાર્ય વ્યાસસૂત્રના ભાષ્યમાં કહે છે કે; પરમાત્મા જો પોતાની ઈચ્છાથી જ જીવને શુભાશુભ કર્મમાં પ્રવૃત્ત કરાવે તો તેના ઉપર વિષમતાનો અને નિર્દયતાનો દોષારોપ આવી પડે. ઈશ્વર સર્વના પિતા છે. તે પોતાની ઈચ્છા પ્રમાણે પોતાની પ્રજામાંથી જ એકને રંક અને બીજાને રાજા, એકને દુઃખી અને બીજાને સુખી બનાવે તો તેની વિષમતા અને નિર્દયતા ગણાય. પરંતુ ઈશ્વર ઉપર તેવો આરોપ મૂકવો નિર્મૂલ છે. આ સંસારપ્રવાહ અનાદિ કાળનો છે. જગતનો પ્રલય થયા પછી પ્રત્યેક પ્રાણી પોતપોતાની વાસના પ્રમાણે પ્રકૃતિમાં લય પામે છે

૨૮ પ્રજાપતિ સૃષ્ટિના આરંભમાં જે જીવને જે કર્મવિષે (હિંસક અહિંસક વગેરે કર્મવિષે) જોડે છે, તે કર્મને જ વારંવાર સરજાતો જીવ, ઉત્પન્ન થયા પછી પોતે કરવા માંડે છે.

***हिंस्राहिंस्रे मृदुक्रूरे धर्माधर्मावृतानृते ।**
**यद्यस्य सोऽदधात्सर्गे तत्तस्य स्वयमाविशेत् ॥ २९ ॥**

૨૯ બ્રહ્મા સૃષ્ટિના આરંભમાં હિંસક કર્મ અથવા તો અહિંસક કર્મ, કોમળ કર્મ અથવા તો ક્રૂર કર્મ, ધર્મ અથવા તો અધર્મ, સત્ય અથવા તો અસત્ય, એમાંથી જે જીવને માટે જેવું કર્મ નિર્માણ કરે છે, તેવું કર્મ તે જીવને પોતાની મેળે પ્રાપ્ત થાય છે.

**यथर्तुलिङ्गान्यृतवः स्वयमेवर्तुपर्यये ।**
**स्वानि स्वान्यभिपद्यन्ते तथा कर्माणि देहिनः ॥ ३० ॥**

૩૦ વસંતાદિક ઋતુઓ જ્યારે બદલાય છે ત્યારે તેઓ પોતે જ પોતાની ઋતુઓનાં ચિહ્નોને (આંબામાં મ્હોર ફૂટવો, નવાં પાંદડાં ફૂટવાં, ગરમી પડવી, વરસાદ પડવો વગેરે ચિહ્નોને) ધારણ કરે છે; તેમ દેહધારી પ્રાણીઓ પણ

---

અને સૃષ્ટિ રચતી વેળા પ્રજાપતિ જીવોને તેમના કર્મની વાસનાઓ સાથે જ સરજે છે. જેનાં શુભ કર્મ હોય છે તેને દેવાદિકની યોનિમાં સરજે છે અને જેનાં અશુભ કર્મ હોય છે તેને પશુ પક્ષીઓની દુઃખ આપનારી યોનિમાં સરજે છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, "यमभ्यो लोकेभ्य उन्निनीषते तं साधु कर्म कारयाति यमधो निनीषते तमसाधु कर्म कारयाति જે પ્રાણીએ પૂર્વ જન્મમાં શુભ કર્મ કર્યાં હોય, તેની પાસે શુભ કર્મ કરાવીને તેને ઉપરના લોકમાં લઈ જાય છે અને જે પ્રાણીએ પૂર્વ જન્મમાં અશુભ કર્મ કર્યાં હોય તેની પાસે અશુભ કર્મ કરાવીને તેને અધમ લોકમાં જન્મ આપે છે" અર્થાત્ આ પ્રમાણે માનવાથી ઈશ્વર ઉપર વિષમતા, નિર્દયતા આદિ દોષો આવતા નથી અને પ્રજાપતિ પ્રત્યેક કલ્પમાં પ્રાણીઓને તેના કર્મ પ્રમાણે ઉત્પન્ન કરે છે અને પ્રાણી ઉત્પન્ન થયા પછી પોતાની જાતિ અનુસાર કર્મ કરે છે. તેથી પ્રજાપતિનું શુભ તથા અશુભ કર્મમાં પ્રવર્ત્તકપણું સિદ્ધ થાય છે.

* સિંહ વગેરેનું કર્મ હિંસક ગણાય છે, હરિણ વગેરેનું કર્મ અહિંસક ગણાય છે, બ્રાહ્મણ વગેરેનું કર્મ મૃદુ ગણાય છે, ક્ષત્રિય વગેરેનું કર્મ ક્રૂર ગણાય છે, બ્રહ્મચારી વગેરેનો ગુરુસેવા આદિ ધર્મ છે, સુરાપાન, અગમ્યાગમન વગેરે કર્મો અધર્મ ગણાય છે, દેવાદિકનાં કર્મો સત્યપ્રધાન હોય છે અને મનુષ્યોનાં કર્મો બહુધા અસત્યમિશ્ર હોય છે.

જન્મ બદલાય છે ત્યારે પોતેજ પોત પોતાનાં સારાં નરસાં ફળને આપનારાં હિંસા આદિ કર્મોને ગ્રહણ કરે છે.

*लोकानां तु विवृद्ध्यर्थं मुखबाहूरुपादतः ।
ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रं च निरवर्तयत् ॥ ३१ ॥

૩૧ તે પછી પ્રજાપતિએ પ્રજાની વૃદ્ધિ કરવા માટે મુખ, બાહુ, સાથળ અને ચરણમાંથી અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણોને ઉત્પન્ન કર્યા.

द्विधा कृत्वात्मनो देहमर्धेन पुरुषोऽभवत् ।
अर्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभुः ॥ ३२ ॥

૩૨ તે પછી બ્રહ્મા પોતાના શરીરના બે વિભાગ કરીને, તેમાંના અર્ધા-ભાગમાંથી પુરુષ થયા અને અર્ધાભાગમાંથી નારીરૂપે (સ્ત્રી) થયા અને તેમણે તે સ્ત્રીમાંથી મૈથુનધર્મવડે વિરાટ પુરુષને (પ્રજાપતિને) ઉત્પન્ન કર્યા.

तपस्तप्त्वासृजद्यं तु स स्वयं पुरुषो विराट् ।
तं मां वित्तास्य सर्वस्य स्रष्टारं द्विजसत्तमाः ॥ ३३ ॥

૩૩ તે વિરાટ પુરુષે (પ્રજાપતિએ) પોતે તપ કરીને, જે પુરુષને ઉત્પન્ન કર્યો હતો, તે હું આ સર્વ જગતનો સરજનારો મનુ છું, એમ હે શ્રેષ્ઠ ઋષિઓ! તમે જાણજો.

---

* સૃષ્ટિના આરંભમાં પ્રજાપ્રતિના શરીરના જૂદા જૂદા અવયવોમાંથી બ્રાહ્મણ આદિ ચાર વર્ણના અધિદેવોની ક્રમવાર ઉત્પત્તિ થાય છે, આમ આ શ્લોકમાં કહ્યું છે તથા મહાભારતાદિક ઇતિહાસોમાં પણ નારદ વગેરે દશ ઋષિઓ બ્રહ્માના જૂદા જૂદા અવયવોમાંથી ઉત્પન્ન થયા આમ કહ્યું છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, સૃષ્ટિના આરંભમાં મૈથુન વિનાની સૃષ્ટિ હતી અને સ્વાયંભૂ મનુ તથા શતરૂપાથી મૈથુની સૃષ્ટિનો આરંભ થયો છે.

આ શ્લોકમાં પરમાત્માના મુખ, બાહુ, સાથળ તથા ચરણમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો ઉત્પન્ન થયા. આમ કહેવાનું તાત્પર્ય એ છે કે, મુખથી થઇ શકે તેવાં અધ્યયન, અધ્યાપન આદિ કર્મનો અધિકાર બ્રાહ્મણોને છે; બાહુથી થઈ શકે તેવાં પ્રજારક્ષણઆદિ કર્મનો અધિકાર ક્ષત્રિયોને છે; સાથળથી થઈ શકે એવાં કૃષિ વ્યાપાર વગેરે કર્મનો અધિકાર વૈશ્યોને છે અને ચરણથી થઈ શકે તેવી સેવા કરવાનો અધિકાર શૂદ્રને છે. આમ અધિકાર પરત્વે બ્રાહ્મણ વગેરે વર્ણની ઉત્પત્તિ કહેલી છે.

**अहं प्रजाः सिसृक्षुस्तु तपस्तप्त्वा सुदुश्चरम् ।**
**पतीन्प्रजानामसृजं महर्षीनादितो दश ॥ ३४ ॥**

૩૪ પછી મેં પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છાથી મહા કઠિન તપ કરીને સૃષ્ટિના આરંભમાં પ્રજાપતિતરિકે ગણાતા દશ મહર્ષિઓને ઉત્પન્ન કર્યા.

**मरीचिमत्र्यङ्गिरसौ पुलस्त्यं पुलहं क्रतुम् ।**
**प्रचेतसं वासिष्ठं च भृगुं नारदमेव च ॥ ३५ ॥**

૩૫ તે મહર્ષિઓનાં નામ આ પ્રમાણે છે;–મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, પ્રચેતા, વસિષ્ઠ, ભૃગુ અને નારદ.

**एते मनूंस्तु सप्तान्यानसृजन्भूरितेजसः ।**
**देवान्देवनिकायांश्च महर्षींश्चामितौजसः ॥ ३६ ॥**

૩૬ એ મરીચિ વગેરે દશ પ્રજાપતિઓએ મહાતેજસ્વી એવા બીજા સાત મનુઓને, દેવોને, દેવોનાં સ્થાનકોને તથા અપાર બળવાળા મહર્ષિઓને ઉત્પન્ન કર્યા.

**यक्षरक्षःपिशाचांश्च गन्धर्वाप्सरसोऽसुरान् ।**
**नागान्सर्पान्सुपर्णांश्च पितॄणां च पृथग्गणान् ॥ ३७ ॥**

૩૭ યક્ષો, રાક્ષસો, પિશાચો, ગંધર્વો, અપ્સરાઓ, અસુરો, વાસુકી વગેરે નાગો, સર્પો (નાગોથી ઉતરતા એક જાતના સર્પો), ગરુડો અને પિતૃઓના જૂદા જૂદા ગણોને ઉત્પન્ન કર્યા.

**विद्युतोऽशनिमेघांश्च रोहितेन्द्रधनूंषि च ।**
**उल्कानिर्घातकेतूंश्च ज्योतींष्युच्चावचानि च ॥ ३८ ॥**

૩૮ વળી વિજળીઓ, ઇંદ્રનું વજ્ર, મેઘો, લાલ, કાળાં તથા પીળાં રંગનાં ઇંદ્રનાં ધનુષો, ખરતા તારાઓ, ઉત્પાતધ્વનિ (કડાકાઓ), પૂછડીઆ તારાઓ તથા નાના મોટા બીજા તારાઓને (ધ્રુવ, અગસ્ત્ય વગેરેને) ઉત્પન્ન કર્યા.

**किन्नरान्वानरान्मत्स्यान्विविधांश्च विहङ्गमान् ।**
**पशून्मृगान्मनुष्यांश्च व्यालांश्चोभयतोदतः ॥ ३९ ॥**

૩૯ વળી કિન્નરો, વાનરો, મત્સ્યો, જાતજાતનાં પક્ષીઓ, પશુઓ, મૃગો, મનુષ્યો તથા બન્ને બાજુ તરફ દાંતવાળાં હિંસક પ્રાણીઓને ઉત્પન્ન કર્યા.

**कृमिकीटपतङ्गांश्च यूकामक्षिकमत्कुणम् ।**
**सर्वं च दंशमशकं स्थावरं च पृथग्विधम् ॥ ४० ॥**

૪૦ નાનાં જીવડાંઓ, કીડીઓ, પતંગીઆંઓ, જૂ, માંખી, માંકડ, સર્વ જાતના ડાંસ, મચ્છર તથા જૂદી જૂદી જાતનાં વૃક્ષ વગેરે સ્થાવર પદાર્થને ઉત્પન્ન કર્યાં.

**( यथाकर्म यथाकालं यथाप्रज्ञं यथाक्रमम् ।**
**यथायुगं यथादेशं यथावृत्ति यथाक्रमम् ॥**

જે પ્રાણીનું જેવું કર્મ, કાળ, બુદ્ધિ, શાસ્ત્રશ્રવણ, સત્યાદિ યુગ, દેશ, વર્તન અને ક્રમ હતો, તે પ્રમાણે સર્વ પ્રાણીઓને સરજ્યાં. )

**एवमेतैरिदं सर्वं मन्नियोगान्महात्मभिः ।**
**यथाकर्म तपोयोगात्सृष्टं स्थावरजङ्गमम् ॥ ४१ ॥**

૪૧ આ રીતે એ મહાત્માઓએ મારી આજ્ઞાથી તપના પ્રભાવથી જીવોનાં કર્મ પ્રમાણે આ સ્થાવર તથા જંગમરૂપ સર્વ જગતને ઉત્પન્ન કર્યું છે.

**येषां तु यादृशं कर्म भूतानामिह कीर्तितम् ।**
**तत्तथा वोऽभिधास्यामि क्रमयोगं च जन्मनि ॥ ४२ ॥**

૪૨ જે પ્રાણીઓનું જેવું કર્મ છે, તે કર્મ તે જ પ્રમાણે મેં તમને અહીં કહ્યું. હવે હું તમને પ્રાણીઓના જન્મો અનુક્રમે કહીશ.

**पशवश्च मृगाश्चैव व्यालाश्चोभयतोदतः ।**
**रक्षांसि च पिशाचाश्च मनुष्याश्च जरायुजाः ॥ ४३ ॥**

૪૩ પશુઓ, મૃગો, બન્ને બાજુએ દાંતવાળાં હિંસક પ્રાણીઓ, રાક્ષસો, પિશાચો અને મનુષ્યો, એ જરાયુજ (ગર્ભના આવરણરૂપ કોથળીમાંથી ઉત્પન્ન થનારાં ) કહેવાય છે.

**अण्डजाः पक्षिणः सर्पा नक्रा मत्स्याश्च कच्छपाः ।**
**यानि चैवंप्रकाराणि स्थलजान्यौदकानि च ॥ ४४ ॥**

૪૪ પક્ષીઓ, સર્પો, મગરમચ્છો, માછલાંઓ, કાચબાઓ તથા જેઓ એના જેવાં સ્થળચર અને જળચર પ્રાણીઓ છે, તે સર્વે અંડજ (ઇંડાંમાંથી ઉત્પન્ન થનારાં) કહેવાય છે.

***स्वेदजं दंशमशकं यूकामक्षिकमत्कुणम् ।**
**उष्मणश्चोपजायन्ते यच्चान्यत्किंचिदीदृशम् ॥ ४५ ॥**

૪૫ ડાંસ, મચ્છર, જૂ, માંખી, માંકડ તથા એના જેવાં બીજાં જંતુઓ બાફથી ઉત્પન્ન થાય છે, તે સ્વેદજ (પરસેવાથી ઉત્પન્ન થનારાં) કહેવાય છે.

**उद्भिज्जाः स्थावराः सर्वे बीजकाण्डप्ररोहिणः ।**
**ओषध्यः फलपाकान्ता बहुपुष्पफलोपगाः ॥ ४६ ॥**

૪૬ જે જે સ્થાવર પદાર્થો પૃથ્વીને ફોડીને પેદા થાય છે તે ઉદ્ભિજ્જ કહેવાય છે અને તે ઉદ્ભિજ્જ બે જાતનાં છે. એક बीजप्ररोही એટલે બીજ વાવવાથી ઉગનારાં અને બીજાં कांडप्ररोही એટલે ડાળ વાવવાથી ઉગનારાં. જેને ઘણાં ફૂલો અને ફળો આવે છે અને ફળ પાકયા પછી જેના છોડવાનો નાશ થાય છે, તે ओषधि કહેવાય છે.

**अपुष्पाः फलवन्तो ये ते वनस्पतयः स्मृताः ।**
**पुष्पिणः फलिनश्चैव वृक्षास्तूभयतः स्मृताः ॥ ४७ ॥**

૪૭ જેઓને ફૂલ આવ્યા વિના જ ફળો આવે છે, તે वनस्पति કહેવાય છે; અને જેઓને પ્રથમ ફૂલ આવે છે અને પછી ફળ આવે છે; આમ જેઓને ફૂલ અને ફળ બન્ને આવે છે, તે वृक्ष કહેવાય છે.

**गुच्छगुल्मं तु विविधं तथैव तृणजातयः ।**
**बीजकाण्डरुहाण्येव प्रताना वल्ल्य एव च ॥ ४८ ॥**

૪૮ જેના મૂળમાંથી અનેક લતાઓ ઉત્પન્ન થાય છે અને ઉપરના ભાગમાં જેને ગુચ્છાઓ થાય છે, તે गुच्छ કહેવાય છે. જેના મૂળમાંથી એક જ સાંઠો ઉત્પન્ન થાય છે અને જેના ઉપરના ભાગમાં જાળની પેઠે જથ્થો હોય છે તે गुल्म કહેવાય છે. આ અનેક જાતના ગુચ્છો તથા ગુલ્મો, જાત જાતનાં ખડ, જમીનપર પથરાઇને ચાલનારા તંતુવાળા વેલાઓ તથા ઝાડને વળગીને ઉપર ચઢનારા ગળો વગેરેના વેલાઓ, એ સર્વે બી વાવવાથી તથા ડાંખળીઓ વાવવાથી ઉગે છે, તેથી તેઓ बीजप्ररोही અને कांडप्ररोही કહેવાય છે.

---

* માંકડ, જૂ વગેરે, મનુષ્યોના પરસેવાથી ઉત્પન્ન થાય છે; અને છાણ, મૂત્ર, ગારો વગેરે પાર્થિવ દ્રવ્યોનો સૂર્ય અથવા તો અગ્નિના તાપની સાથે સંબંધ થવાથી જે બાફ ઉત્પન્ન થાય છે, તેમાંથી ડાંસ, મચ્છર વગેરે ઉત્પન્ન થાય છે.

तमसा बहुरूपेण वेष्टिताः कर्महेतुना ।
अन्तःसंज्ञा भवन्त्येते सुखदुःखसमन्विताः ॥ ४९ ॥

૪૯ એ વનસ્પતિઓ તથા વૃક્ષો અનેક પ્રકારે દુઃખદેનારાં પૂર્વ જન્મનાં પાપકર્મને લીધે તમોગુણથી ભરપૂર હોય છે; તથાપિ તેઓને ઉંડું ઉંડું જ્ઞાન હોવાથી કોઇ પાણી રેડે છે ત્યારે તે સુખનો અને જ્યારે કોઈ કાપે છે ત્યારે દુઃખનો અનુભવ કરે છે.

एतदन्तास्तु गतयो ब्रह्माद्याः समुदाहृताः ।
घोरेऽस्मिन्भूतसंसारे नित्यं सततयायिनि ॥ ५० ॥

૫૦ પ્રાણીઓને જન્મમરણ આપનાર, સદા નાશવંત તથા બહુ દુઃખોને લીધે ભયંકર એવા આ જગતમાં બ્રહ્માથી માંડીને વૃક્ષ સુધીની ઉત્પત્તિ કહી સંભળાવી.

एवं सर्वं स सृष्ट्वेदं मां चाचिन्त्यपराक्रमः ।
आत्मन्यन्तर्दधे भूयः कालं कालेन पीडयन् ॥ ५१ ॥

૫૧ અચિંત્ય પરાક્રમવાળા પ્રજાપતિ, ઉપર કહ્યા પ્રમાણે આ સ્થાવર જંગમ સર્વ જગતને તથા મને ઉત્પન્ન કરીને પાછા પ્રલય સમયે સૃષ્ટિના સમયનો નાશ કરીને પોતે પોતાને વિષે લય પામે છે.

यदा स देवो जागर्ति तदेदं चेष्टते जगत् ।
यदा स्वपिति शान्तात्मा तदा सर्वं निमीलति ॥ ५२ ॥

૫૨ પ્રજાપતિ (બ્રહ્મા) જ્યારે જાગતા હોય છે (એટલે જગત્ ઉત્પન્ન થાઓ અને આટલા સમય સૂધી તે અસ્તિત્વ ભોગવો, એમ ઇચ્છા કરે છે) ત્યારે આ જગત્ આહાર વિહાર આદિ કાર્યમાં પ્રવૃત્ત થાય છે; અને જ્યારે તે જગતનો સંહાર કરવાની ઇચ્છાથી શયન કરે છે ( અર્થાત્ જગતની રચનાથી નિવૃત્તિ પામે છે ) ત્યારે આ સર્વ જગતનો પ્રલય થાય છે.

तस्मिन्स्वपति सुस्थे तु कर्मात्मानः शरीरिणः ।
स्वकर्मभ्यो निवर्त्तन्ते मनश्च ग्लानिमृच्छति ॥ ५३ ॥

૫૩ બ્રહ્મા દેહના તથા મનના સર્વ વ્યાપારોનો ઉપસંહાર કરીને શયન કરે છે ( અર્થાત્ નિવૃત્તિ પામે છે ), ત્યારે કર્મથી દેહને ધારણ કરનાર દેહધારી પ્રાણીઓ પોતાનાં દેહ ધારણ કરવારૂપી કર્મોમાંથી છૂટાં થાય છે (અર્થાત્ મરણ પામે છે); અને મન સર્વ ઇંદ્રિયોની સાથે સંકલ્પ વિકલ્પોથી છૂટું થાય છે.

**युगपत्तु प्रलीयन्ते यदा तस्मिन्महात्मनि ।**
**तदायं सर्वभूतात्मा सुखं स्वपिति निर्वृतः ॥ ५४ ॥**

૫૪ જ્યારે સર્વ પ્રાણીઓ મહાત્મા પ્રજાપતિને વિષે એક સમયે જ લય પામે છે, ત્યારે સર્વ પ્રાણીઓના આત્મારૂપ એ પ્રજાપતિ જાગ્રત, સ્વપ્ન વગેરે વ્યાપારથી નિવૃત્ત થઈને સુખમાં શયન કરે છે.

**तमोऽयं तु समाश्रित्य चिरं तिष्ठति सेन्द्रियः ।**
**न च स्वं कुरुते कर्म तदोत्क्रामति मूर्तितः ॥ ५५ ॥**

૫૫ જીવ, જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયોની સાથે ઘણા વખત સૂધી અજ્ઞાનનો આશ્રય કરીને રહે છે અને પોતાનું શ્વાસ, પ્રશ્વાસ આદિ સ્વાભાવિક કર્મ કરતો નથી, ત્યારે તે પૂર્વ દેહનો ત્યાગ કરીને બીજા દેહમાં જાય છે એમ જાણવું.

**यदाणुमात्रिको भूत्वा बीजं स्थास्नु चरिष्णु च ।**
**समाविशति संसृष्टस्तदा मूर्तिं विमुञ्चति ॥ ५६ ॥**

૫૬ એ જીવ જ્યારે પરમાણુ જેવડો થઈને (એટલે દેહ, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, વાસના, કર્મ, વાયુ અને અવિદ્યા, એ આઠ પુરીઓની સાથે એકઠો થઈને) સ્થાવર બીજમાં પ્રવેશ કરે છે ત્યારે વૃક્ષાદિકનાં શરીરને ધારણ કરે છે અને જંગમ બીજમાં પ્રવેશ કરે છે ત્યારે મનુષ્યાદિકનાં શરીરને ધારણ કરે છે.

**एवं स जाग्रत्स्वप्नाभ्यामिदं सर्वं चराचरम् ।**
**संजीवयति चाजस्रं प्रमापयति चाव्ययः ॥ ५७ ॥**

૫૭ એ રીતે અવિનાશી એવા પ્રજાપતિ જાગ્રત થઈને વારંવાર આ સ્થાવર જંગમરૂપ સર્વ જગતને ઉત્પન્ન કરે છે અને નિદ્રા કરીને વારંવાર આ સ્થાવર જંગમરૂપ જગતનો નાશ કરે છે.

***इदं शास्त्रं तु कृत्वासौ मामेव स्वयमादितः ।**
**विधिवद्ग्राहयामास मरीच्यादींस्त्वहं मुनीन् ॥ ५८ ॥**

---

* અહીં મૂળમાં જે 'શાસ્ત્ર' શબ્દ કહ્યો છે, તેનો અર્થ વિધિ પ્રતિષેધનો સમૂહ એમ જાણવો. બ્રહ્માએ વિધિરૂપ તથા પ્રતિષેધરૂપ શાસ્ત્રનો મનુને ઉપદેશ કર્યો અને મનુએ તે વિધિપ્રતિષેધરૂપ શાસ્ત્રને ગ્રંથાકારમાં રચ્યું, તે ઉપરથી આ શાસ્ત્રનું મનુસ્મૃતિ અથવા તો માનવ ધર્મ શાસ્ત્ર એવું નામ પડ્યું. વેદના મંત્રો અનાદિ હોવા છતાં કઠે જે મંત્રો શિષ્યોને ભણાવ્યા અને જેનું વ્યાખ્યાન કર્યું, તે મંત્રો કાઠકને નામે

૫૮ બ્રહ્માએ પોતે આ ધર્મશાસ્ત્ર રચીને આરંભમાં મને જ ભણાવ્યું હતું અને મેં આ શાસ્ત્ર મરીચિ વગેરે મુનિઓને વિધિપ્રમાણે તે ભણાવ્યું છે.

**एतद्वोऽयं भृगुः शास्त्रं श्रावयिष्यत्यशेषतः ।**
**एतद्धि मत्तोऽधिजगे सर्वमेषोऽखिलं मुनिः ॥ ५९ ॥**

૫૯ આ ભૃગુમુનિ આ ધર્મશાસ્ત્ર તમને સંપૂર્ણ રીતે સંભળાવશે. કારણ કે એ મુનિ આ સર્વ શાસ્ત્ર, રહસ્ય સાથે મારી પાસે ભણ્યા છે.

**ततस्तथा स तेनोक्तो महर्षिर्मनुना भृगुः ।**
**तानब्रवीदृषीन्सर्वान्प्रीतात्मा श्रूयतामिति ॥ ६० ॥**

૬૦ તે પછી મનુએ મહર્ષિ ભૃગુને સંભળાવવાની આજ્ઞા કરી; એટલે ભૃગુએ મનમાં પ્રસન્ન થઇને તે ઋષિઓને કહ્યું કે સાંભળો!

**स्वायंभुवस्यास्य मनोः षड्वंश्या मनवोऽपरे ।**
**सृष्टवन्तः प्रजाः स्वाः स्वा महात्मानो महौजसः ॥ ६१ ॥**

૬૧ એ બ્રહ્માના પુત્ર સ્વાયંભુવ મનુના વંશમાં બીજા છ મનુઓ ઉત્પન્ન થયા, એ મહાત્મા તથા મહા સામર્થ્યવાળા મનુઓએ પોતપોતાની પ્રજાઓને ઉત્પન્ન કરી.

સાત મનુની ઉત્પત્તિ.

**स्वारोचिषश्चोत्तमश्च तामसो रैवतस्तथा ।**
**चाक्षुषश्च महातेजा विवस्वत्सुत एव च ॥ ६२ ॥**

૬૨ તે છ મનુઓનાં નામ આ પ્રમાણે છે;—સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત, મહાતેજસ્વી એવા ચાક્ષુષ તથા સૂર્યના પુત્ર વૈવસ્વત.

**स्वायंभुवाद्याः सप्तैते मनवो भूरितेजसः ।**
**स्वे स्वेऽन्तरे सर्वमिदमुत्पाद्यापुश्चराचरम् ॥ ६३ ॥**

---

પ્રસિદ્ધ થયા. તે મંત્રોના ભણાવનારા અને ભણનારા ઘણા હતા, તો પણ કઠના નામથી પ્રસિદ્ધ થયા છે; તેમ પ્રજાપતિએ આ ધર્મશાસ્ત્ર મનુને ભણાવ્યું અને મનુએ આ ધર્મશાસ્ત્રને સંક્ષેપમાં રચ્યું, તે ઉપરથી આ શાસ્ત્રનું નામ મનુસ્મૃતિ પડ્યું છે. મનુ પોતે કહે છે કે, પરમાત્માએ આ શાસ્ત્ર રચીને મને ભણાવ્યું છે; તેથી આ શાસ્ત્રમાં અક્ષર, માત્રા વગેરે પડવાનો જરા પણ સંભવ નથી; કારણ કે ગ્રંથકાર પોતે જ પોતાનો ગ્રંથ શિષ્યને ભણાવે તો તેના ગ્રંથને કોઇ પણ રીતે હાનિ પહોંચે નહિ. "તેમણે મને આ ધર્મશાસ્ત્ર વિધિપૂર્વક ભણાવ્યું છે; અને મેં મરીચિ વગેરે પ્રખ્યાત પ્રભાવવાળા મુનિઓને ભણાવ્યું છે." આમ કહેવાનું કારણ એ છે કે, આ ધર્મશાસ્ત્ર શિષ્ય પ્રશિષ્ય પરંપરાથી જેવું ને તેવું ચાલ્યું આવે છે.

૬૩ મહાતેજસ્વી એવા સ્વાયંભુવ તથા ઉપરના છ મનુઓ મળીને સાત મનુઓએ પ્રત્યેકે પોતપોતાના મન્વંતરમાં આ સ્થાવર જંગમરૂપ સર્વ જગતને ઉત્પન્ન કરીને તેનું પાલન કર્યું હતું.

( **कालप्रमाणं वक्ष्यामि यथावत्तन्निबोधत**

હવે હું તમને કાળનું યથાર્થ પ્રમાણ કહું છું, તે તમે સાંભળો.)

**निमेषा दश चाष्टौ च काष्ठा त्रिंशत्तु ताः कला ।**
**त्रिंशत्कला मुहूर्तः स्यादहोरात्रं तु तावतः ॥ ६४ ॥**

૬૪ અઢાર નિમેષની એક કાષ્ઠા, ત્રિશ કાષ્ઠાની એક કળા, ત્રિશ કળાનો એક મુહૂર્ત અને ત્રિશ મુહૂર્તનો એક અહોરાત્ર (રાત્રિ દિવસ) થાય છે.

કાળનું પ્રમાણ.

**अहोरात्रे विभजते सूर्यो मानुषदैविके ।**
**रात्रिः स्वप्नाय भूतानां चेष्टायै कर्मणामहः ॥ ६५ ॥**

૬૫ સૂર્ય, મનુષ્યના તથા દેવતાના દિવસનો અને રાત્રિનો વિભાગ કરે છે, તેમાં રાત્રિને સર્વ પ્રાણીઓના સૂવા માટે, નિર્માણ કરેલી છે અને દિવસને લોકોના કામકાજ માટે નિર્માણ કરેલો છે.

**पित्र्ये रात्र्यहनी मासः प्रविभागस्तु पक्षयोः ।**
**कर्मचेष्टास्वहः कृष्णः शुक्लः स्वप्नाय शर्वरी ॥ ६६ ॥**

૬૬ મનુષ્યનો એક મહિનો તે પિતૃઓનો રાત દહાડો ગણાય છે અને તે બે પક્ષમાં વહેંચાયલો છે. તેમાં કૃષ્ણપક્ષ પિતૃઓનો કામ કરવાનો દિવસ છે અને શુકલપક્ષ નિદ્રા કરવા માટે રાત્રિ છે.

**दैवे रात्र्यहनी वर्षं प्रविभागस्तयोः पुनः ।**
**अहस्तत्रोदगयनं रात्रिः स्याद्दक्षिणायनम् ॥ ६७ ॥**

૬૭ મનુષ્યોનું એક વર્ષ તે દેવતાઓનો રાત દિવસ ગણાય છે; અને તેના બે વિભાગો છે. તેમાં ઉત્તરાયણ દિવસ ગણાય છે અને દક્ષિણાયન રાત્રિ ગણાય છે.

**ब्राह्मस्य तु क्षपाहस्य यत्प्रमाणं समासतः ।**
**एकैकशो युगानां तु क्रमशस्तन्निबोधत ॥ ६८ ॥**

૬૮ હવે બ્રહ્માના રાત્રિ દિવસનું તથા એક એક યુગનું જે પ્રમાણ છે, તે પ્રમાણ હું અનુક્રમે ટૂંકામાં કહું છું, તે તમે સાંભળો.

**चत्वार्याहुः सहस्राणि वर्षाणा तु कृतं युगम् ।**
**तस्य तावच्छती संध्या संध्यांशश्च तथाविधः ॥ ६९ ॥**

૬૯ દેવતાનાં ચાર હજાર વર્ષોને ઋષિઓ કૃત (સત્ય) યુગ કહે છે. પ્રત્યેક યુગના પૂર્વ ભાગને યુગસંધ્યા કહે છે અને ઉત્તર ભાગને સંધ્યાંશ કહે છે. સત્યયુગની સંધ્યાનાં અને સંધ્યાંશનાં ચારસો વર્ષ છે.

યુગોનું પરિમાણ.

**इतरेषु ससंध्येषु ससंध्यांशेषु च त्रिषु ।**
**एकापायेन वर्तन्ते सहस्राणि शतानि च ॥ ७० ॥**

૭૦ બાકીના ત્રણ યુગોનું એટલે ત્રેતા, દ્વાપર અને કળિયુગનું તથા તેઓની સંધ્યા અને સંધ્યાંશનું પરિમાણ અનુક્રમે એક એક હજારની તથા એક એકસોની સંખ્યા ઓછી કરવાથી થાય છે; (જેમ કે દેવતાનાં ત્રણ હજાર વર્ષને એક ત્રેતાયુગ છે, ત્રણ સો વર્ષની સંધ્યા છે અને ત્રણ સો વર્ષનો સંધ્યાંશ છે. દેવતાનાં બે હજાર વર્ષનો દ્વાપરયુગ છે, બસો વર્ષની સંધ્યા છે તથા બસો વર્ષનો સંધ્યાંશ છે. દેવતાનાં એક હજાર વર્ષનો કળિયુગ છે, સો વર્ષની સંધ્યા છે અને સો વર્ષનો સંધ્યાંશ છે.)

**यदेतत्परिसंख्यातमादावेव चतुर्युगम् ।**
**एतद्द्वादशसाहस्रं देवानां युगमुच्यते ॥ ७१ ॥**

૭૧ આ ચાર યુગનું આરંભમાં જ જે પરિમાણ કહ્યું, તે સર્વને સાથે ગણતાં, દેવોનાં બાર હજાર વર્ષો થાય છે અને તે દેવોનો એક યુગ કહેવાય છે.

**दैविकानां युगानां तु सहस्रं परिसंख्यया ।**
**ब्राह्ममेकमहर्ज्ञेयं तावतीं रात्रिमेव च ॥ ७२ ॥**

૭૨ દેવોના એક હજાર યુગ, તે બ્રહ્માનો એક દિવસ જાણવો અને તેટલા જ સમયને બ્રહ્માની રાત્રિ જાણવી.

**तद्वै युगसहस्रान्तं ब्राह्मं पुण्यमहर्विदुः ।**
**रात्रिं च तावतीमेव तेऽहोरात्रविदो जनाः ॥ ७३ ॥**

૭૩ દેવોના એક હજાર યુગ પૂરા થાય છે, ત્યારે બ્રહ્માનો એક પુણ્ય દિવસ પૂરો થાય છે અને રાત્રિ પણ તેટલી જ છે; આમ જે મનુષ્યો જાણે છે, તેઓ રાત્રિના તથા દિવસના વિભાગને જાણનારા છે, આમ સમજવું.

**तस्य सोऽहर्निशस्यान्ते प्रसुप्तः प्रतिबुध्यते ।**
**प्रतिबुद्धश्च सृजति मनः सदसदात्मकम् ॥ ७४ ॥**

૭૪ ઉપર કહેલાં દિવસ તથા રાત્રિ પૂરી થયા પછી બ્રહ્મા ઘણા કાળ સૂધી કરેલી નિદ્રામાંથી જાગ્રત થાય છે અને જાગ્યા પછી પ્રકૃતિ તથા વિકૃતિ-રૂપ મનને સર્જે છે.

***मनः सृष्टिं विकुरुते चोद्यमानं सिसृक्षया ।**
**आकाशं जायते तस्मात्तस्य शब्दं गुणं विदुः ॥ ७५ ॥**

૭૫ પરમાત્મા સૃષ્ટિ કરવાની ઇચ્છાથી મનને પ્રેરે છે, એટલે તે પ્રથમ દર્શાવેલા ક્રમ પ્રમાણે સૃષ્ટિને રચે છે એટલે મનમાંથી પ્રથમ આકાશ ઉત્પન્ન થાય છે અને તેનો ગુણ શબ્દ છે, આમ વિદ્વાનો જાણે છે.

**आकाशात्तु विकुर्वाणात्सर्वगन्धवहः शुचिः ।**
**बलवाञ्जायते वायुः स वै स्पर्शगुणो मतः ॥ ७६ ॥**

૭૬ આકાશ વિકાર પામે છે, એટલે તેમાંથી સુગંધ, દુર્ગંધ, એમ સર્વ પ્રકારના ગંધને વહન કરનારો પવિત્ર અને બળવાન્ એવો વાયુ ઉત્પન્ન થાય છે અને તેના ગુણને સ્પર્શ કહે છે.

**वायोरपि विकुर्वाणाद्विरोचिष्णु तमोनुदम् ।**
**ज्योतिरुत्पद्यते भास्वत्तद्रूपगुणमुच्यते ॥ ७७ ॥**

૭૭ વાયુ વિકાર પામે છે, એટલે તેમાંથી બીજા પદાર્થોને પ્રકાશ કરનારું તથા અંધકારનો નાશ કરનારું ભાસ્વત્ ( ચળકતું ) તેજ ઉત્પન્ન થાય છે અને તેના ગુણને રૂપ કહે છે.

**ज्योतिषश्च विकुर्वाणादापो रसगुणाः स्मृताः ।**
**अद्भ्यो गन्धगुणा भूमिरित्येषा सृष्टिरादितः ॥ ७८ ॥**

૭૮ તેજ વિકારને પામે છે, એટલે તેમાંથી જળ ઉત્પન્ન થાય છે અને તેના ગુણને રસ કહે છે. જળમાંથી પૃથ્વી ઉત્પન્ન થાય છે અને તેના ગુણને ગંધ કહે છે. આ પ્રમાણે આરંભથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

---

* બ્રહ્મા મનને સર્જે છે, એટલે સૃષ્ટિ રચવા માટે મનને પ્રેરણા કરે છે; કારણ કે અવાંતર પ્રલયમાં મનનો નાશ થતો નથી. પરંતુ મહાપ્રલયમાં મનનો નાશ થાય છે.

**(परस्परानुप्रवेशाद्धारयन्ति परस्परम् ।**
**गुणं पूर्वस्य पूर्वस्य धारयन्त्युत्तरोत्तरम् ॥**

ભૂતો એક બીજામાં પ્રવેશ કરીને એક બીજાના ગુણોને ધારણ કરે છે. પછી પછીનાં ભૂતો, પૂર્વ પૂર્વ ભૂતના ગુણોને ધારણ કરી રહ્યાં છે.)

**यत्प्राग्द्वादशसाहस्रमुदितं दैविकं युगम् ।**
**तदेकसप्ततिगुणं मन्वन्तरमिहोच्यते ॥ ७९ ॥**

૭૯ પહેલાં દેવતાઓનો, બાર હજાર વર્ષનો જે એક યુગ કહ્યો છે, તેવા એકોતેર યુગને અહીં મન્વંતર કહેવામાં આવે છે.

**मन्वन्तराण्यसंख्यानि सर्गः संहार एव च ।**
**क्रीडन्निवैतत्कुरुते परमेष्ठी पुनः पुनः ॥ ८० ॥**

૮૦ આ પ્રમાણે પરમેષ્ઠી (બ્રહ્મા), અસંખ્ય મન્વંતરોને, જગતની ઉત્પત્તિને તથા સંહારને રમત કરતા હોય, તેમ વારંવાર કર્યા કરે છે.

***चतुष्पात्सकलो धर्मः सत्यं चैव कृते युगे ।**
**नाधर्मेणागमः कश्चिन्मनुष्यान्प्रति वर्तते ॥ ८१ ॥**

૮૧ સત્ય યુગમાં સકળ ધર્મ ચારે પગવાળો હોય છે અર્થાત્ તપ, જ્ઞાન, યજ્ઞ અને દાન, અથવા તો ચાર આશ્રમો અથવા તો હોતા, ઉદ્ગાતા, અધ્વર્યુ અને બ્રહ્મા, એ ચાર ચરણોવાળો હોય છે. સત્ય પણ સંપૂર્ણ હોય છે તથા મનુષ્યો ધન, વિદ્યા વગેરે અધર્મથી મેળવતા નથી, પરંતુ ધર્મથી મેળવે છે.

યુગધર્મ.

**इतरेष्वागमाद्धर्मः पादशस्त्ववरोपितः ।**
**चौरिकानृतमायाभिर्धर्मश्चापैति पादशः ॥ ८२ ॥**

૮૨ પરંતુ બીજા ત્રણ યુગોમાં (એટલે ત્રેતા, દ્વાપર અને કળિયુગમાં) અધર્મથી મેળવેલા ધન, વિદ્યા વગેરેથી ધર્મનો અક્કેકો ચરણ નાશ પામે છે. જેમ કે, ચોરી, અસત્ય અને કપટથી, ધન, વિદ્યા વગેરે મેળવ્યાં હોય તો તેથી તપ, જ્ઞાન, યજ્ઞ અને દાનરૂપી ધર્મનો એક એક ચરણ ઓછો થાય છે.

*ધર્મનું સ્વરૂપ પુરુષના જેવું નથી, પશુના જેવું પણ નથી, પરંતુ તે તો રૂપરહિત છે, છતાં તેનાં રૂપની કલ્પના કરવામાં આવી છે અને તપ, જ્ઞાન, યજ્ઞ અને દાન એ ચારને તેના ચરણ કલ્પ્યા છે, જે ચરણો ચોરી વગેરે અધર્મથી નાશ પામે છે. આ વાત હવે પછીના શ્લોકમાં કહેશે.

***अरोगाः सर्वसिद्धार्थाश्चतुर्वर्षशतायुषः ।**
**कृतत्रेतादिषु ह्येषामायुर्ह्रसति पादशः ॥ ८३ ॥**

૮૩ સત્ય યુગમાં સર્વ મનુષ્યો રોગ વિનાનાં હોય છે, તેઓની સર્વ મન કામનાઓ સિદ્ધ થાય છે અને તેઓનું આયુષ્ય ચારસો વર્ષનું હોય છે અને ત્રેતા, દ્વાપર તથા કળિયુગમાં મનુષ્યોનું આયુષ્ય ઉત્તરોત્તર એક એક ચતુર્થાંશ ઘટતું જાય છે.

---

* આયુષ્યના સંબંધમાં આચાર્યોમાં મોટો મતભેદ જોવામાં આવે છે. કેટલાએકનો મત એવો છે કે, જ્યારથી જીવ જન્મે છે, ત્યારથી જ તેનું આયુષ્ય નિર્માણ થાય છે. મહાભારતમાં કહેલું છે કેઃ-

आयुः कर्म च वित्तं च विद्या निधनमेव च । पञ्चैतानीह सृज्यन्ते गर्भस्थस्यैव देहिनः ॥

આયુષ્ય, કર્મ, ધન, વિદ્યા અને મરણ, એ પાંચ જીવ ગર્ભમાં હોય છે, ત્યારથી જ નિર્માણ થાય છે.

આ ઉપરથી જણાશે કે, વ્યાસ મુનિ, પ્રત્યેક વ્યક્તિના આયુષ્યને નિયત માને છે. ત્યારે કેટલાએકનો એવો મત છે કે, બાળક બાલગ્રહોમાંથી મુક્ત થઇને મોટું થયા પછી તેનું આયુષ્ય નિયત થાય છે. આયુર્વેદમાં "षड् त्रिंशत् सहस्राणि रात्रीणां हितभोजनः । जीवत्यनातुरो जन्तुर्जितात्मा संमतः सताम् ॥ ઇત્યાદિ વચનોથી મનુષ્યોનું સામાન્ય આયુષ્ય સો વર્ષનું બતાવીને વિમાનસ્થાનના ત્રીજા અધ્યાયમાં આયુષ્ય અનિયત છે, એમ નિશ્ચય કરેલો છે અને ત્યાં અગ્નિવેશે મહર્ષિ આત્રેયને પ્રશ્ન કર્યો છે કેઃ-"किन्नु खलु भगवन् नियतकाल प्रमाणमायुः सर्वं न वेति" હે ભગવન્ આત્રેય! સર્વ મનુષ્યોનાં આયુષ્યનું પ્રમાણ નિયત છે કે અનિયત છે? આત્રેયે ઉત્તર આપ્યો કેઃ-"इहाग्निवेश भूतानामायुर्युक्तिमपेक्षते ॥ दैवे पुरुषकारे च स्थितं ह्यस्य बलाबलम् ॥ दैवमात्मकृतं विद्यात्कर्म यत्पौर्वदेहिकम् ॥ स्मृतः पुरुषकारस्तु क्रियते यदिहापरम् ॥ बलाबलविशेषोऽस्ति तयोरपि च कर्मणोः ॥ दृष्टं हि त्रिविधं कर्म हीनं मध्यममुत्तमम् । तयोरुदारयोर्युक्तिर्दीर्घस्य च सुखस्य च ॥ नियतस्यायुषो हेतुर्विपरीतस्य चेतरा ॥ मध्यमा मध्यमस्येष्टा कारणं शृणु चापरम्॥ दैवं पुरुषकारेण दुर्बलं ह्युपहन्यते ॥ दैवेन चेतरत्कर्म विशिष्टेनोपहन्यते ॥ दृष्ट्वा यदेके मन्यन्ते नियतं मानमायुषः ॥ कर्म किञ्चित्क्वचित्काले विपाके नियतं महत् ॥ किञ्चित्त्वकालनियतं प्रत्ययैः प्रतिबुद्ध्यते ॥ तस्मादुभयदृष्टत्वादेकान्तग्रहणमसाधु ॥ હે અગ્નિવેશ! આ સંસારમાં પ્રાણીઓનું આયુષ્ય નિયત અથવા અનિયત હોવામાં દૈવ અને પુરુષાર્થ, એ બન્ને પ્રકારનાં કર્મોના ઉત્તમ, મધ્યમ અને અધમ પ્રકારના યોગ ઉપર આધાર રહેલો છે. કારણ કે, એનું બલાબલ, દૈવ અને પુરુષાર્થ, એ બન્ને પ્રકારનાં કર્મો ઉપર જ આધાર રાખે છે. પોતે પૂર્વ જન્મમાં જે કર્મ કરેલું હોય, તેને દૈવ કહેવામાં આવે છે અને આ જન્મમાં જે કર્મ કરવામાં આવે છે, તેને પુરુષાર્થ કહેવામાં આવે છે. એ બન્ને પ્રકારનાં કર્મોમાં પણ બલવ-

**वेदोक्तमायुर्मर्त्यानामाशिषश्चैव कर्मणाम् ।**
**फलन्त्यनुयुगं लोके प्रभावश्च शरीरिणाम् ॥ ८४ ॥**

ત્તાનો અને નિર્બલતાનો ભેદ રહેલો છે. કારણ કે, કર્મ, હીન મધ્યમ અને ઉત્તમ, એમ ત્રણ પ્રકારનું જોવામાં આવે છે. જો ઉત્તમ દૈવ અને ઉત્તમ પુરુષાર્થનો યોગ થયો હોય તો આયુષ્ય લાંબુ, સુખી અને નિયત થાય છે. જો અધમ દૈવ અને અધમ પુરુષાર્થનો યોગ થયો હોય તો આયુષ્ય ટુંકું, દુઃખી અને અનિયત થાય છે અને જો મધ્યમ દૈવ અને મધ્યમ પુરુષાર્થનો યોગ થયો હોય તો આયુષ્ય મધ્યમ થાય છે. જો દૈવ અને પુરુષાર્થ બન્ને પરસ્પરથી વિરુદ્ધ હોય તો, બળવાન્ પુરુષાર્થથી દુર્બળ દૈવ પરાભવ પામે છે અને જો દૈવ બળવાન્ હોય તો તે દુર્બળ પુરુષાર્થનો પરાભવ કરે છે. કેટલાએક આચાર્યો, દૈવથી પુરુષાર્થનો પરાભવ થાય છે એમ જોઇને આયુષ્યને દૈવાધીન–નિયત જ માને છે; પરંતુ તેઓનું આ માનવું ઠીક નથી. કારણ કે, કોઇક મોટું કર્મ એવું હોય છે કે, જે વિપાકના–પરિણામના સંબંધમાં નિયત હોય છે, એટલે તે અમુક સમયે વિપાક પામે જ છે અને કોઇક કર્મ વિપાકના સંબંધમાં અનિયત હોય છે, એટલે તે અમુક સમયે વિપાક પામતું નથી. પરંતુ જો તેને પુરુષાર્થની સહાયતા મળે છે, તો જ તે વિપાક પામે છે. આ પ્રમાણે દૈવથી પુરુષાર્થનો અને પુરુષાર્થથી દૈવનો પરાભવ થતો જોવામાં આવે છે, માટે આયુષ્ય નિયત જ છે, આમ માનવું યોગ્ય નથી. આ બાબતમાં હું ઉદાહરણો પણ આપું છું, તે સાંભળો. જો આયુષ્ય નિયત જ હોય તો પછી આયુષ્યની કામનાથી મંત્ર જપવા, ઓષધિઓ સેવવી, શરીર ઉપર મણિઓ ધારણ કરવાં, માંગલિક ક્રિયાઓ કરવી, દેવતાઓને જાતજાતનાં બલિ આપવાં, હોમ હવન કરવા, નિયમો પાળવા, પ્રાયશ્ચિત્તો કરવાં, ઉપવાસ કરવા, સ્વસ્તિવાચન કરાવવાં, ગુરુઓને તથા વૃદ્ધજનોને પ્રણામ કરવા, તીર્થયાત્રા વગેરે કર્મો કરવાં અને ઇષ્ટિઓ કરવી, આ સર્વ નિરર્થક થઈ પડે. ઉન્મત્ત, પ્રચંડ અને ચપલ એવા ગોધા, હાથી, ઉંટ, ગધેડા, ઘોડા, પાડા વગેરેને તથા બગડી ગયેલાં વાતાવરણને પણ અટકવાનું પ્રયોજન રહે નહિ. પર્વતના ઉંચા નીચા પ્રદેશો ઉપરથી નીચે પડવાથી, પર્વતોના ઉંચા નીચા પ્રદેશોમાં હરવા ફરવાથી અને પાણીના પૂરમાં પડવાથી પણ આયુષ્યનો નાશ થાય નહિ; પ્રમત્ત, ઉન્મત્ત, ઉચ્છૃંખલ, પ્રચંડ, ચપલ અને મોહાકુલ મનવાળા પુરુષો, શત્રુઓ, વધી ગયેલો અગ્નિ, સર્પ વગેરે ઝેરી પ્રાણીઓ, અત્યંત સાહસિક કર્મો, અયોગ્ય સમયે અને અયોગ્ય ઠેકાણે હરવું ફરવું તથા રાજાઓનો ક્રોધ વગેરે પણ આયુષ્યનો નાશ કરી શકે નહિ. કારણ કે આયુષ્ય તો નિયત પ્રમાણવાળું જ છે. તેમ અકાળ મરણથી રક્ષણ કરનારા પદાર્થોનું સેવન નહિ કરનારાઓને પણ અકાળ મરણનો ભય રહે નહિ. મહર્ષિઓએ અકાળ મરણના નિવારણ માટે રસાયનાધિકારમાં જે ચિકિત્સાનો ઉપદેશ કર્યો છે તથા રસાયનના પ્રયોગો બનાવવામાં જે બુદ્ધિઓ વાપરી છે, તે પણ વ્યર્થ થઇ પડે. ઇંદ્ર પણ નિયત આયુષ્યવાળા શત્રુને વજ્રથી મારી શકે નહિ. ઋષિઓ

૮૪ વેદમાં કહેલું મનુષ્યોનું આયુષ્ય, કામ્ય કર્મોનાં ફળો તથા બ્રાહ્મણાદિકના શાપ અને અનુગ્રહ, આ બધું જગતમાં યુગ પ્રમાણે ફલીભૂત થાય છે.

---

તપસ્ચર્યાવડે યથેષ્ટ આયુષ્ય મેળવી શકે નહિ. જેઓએ સર્વ જાણવાનું જાણ્યું છે, એવા મહર્ષિઓ અને ઇંદ્ર આયુષ્ય વધારનારા રસાયનાદિકના પ્રયોગોનું અવલોકન કરે નહિ, તેનો ઉપદેશ પણ કરે નહિ તેમ પોતે પણ તે પ્રમાણે આચરણ કરે નહિ. વળી સર્વ પ્રમાણોમાં શ્રેષ્ઠ ગણાતાં ચક્ષુવડે પ્રત્યક્ષ જોઇએ છીએ કે, યુદ્ધ કરનારા શસ્ત્રથી મરે છે અને યુદ્ધ નહિ કરનારા શસ્ત્રથી મરતા નથી. જેઓ ઉત્પન્ન થયેલા વ્યાધિની તુરત ચિકિત્સા કરે છે તેઓ બચે છે અને જેઓ ચિકિત્સા કરતા નથી તેઓ મરે છે. જેઓ વિષપાન કરે છે તેઓ મરી જાય છે અને જેઓ વિષપાન કરતા નથી તેઓ મરતા નથી. તેમ જ પાણી ભરવાના ઘડાનું અને દેખાવ માટે જ રાખી મૂકેલા ઘડાનું આયુષ્ય સરખું હોતું નથી. માટે હિતકારક ઉપચારો કરવાથી આયુષ્ય વધે છે અને વિપરીત ઉપચારો કરવાથી મરણ નીપજે છે. જ્યોતિઃશાસ્ત્રમાં પણ પરમ આયુષ્યનું પ્રમાણ કહેલું છે. છતાં પણ શુભાશભ ગ્રહોના સંબંધથી તેને અનિયત માનેલું છે. બૃહજ્જાતકમાં કહેલું છે કે 'नवसहितादशभिःस्वनुगमेषु' અર્થ–સૂર્યનાં ૧૯, ચંદ્રનાં ૨૫, મંગળના ૧૫, બુધનાં ૧૨, ગુરુનાં ૧૫, શુક્રનાં ૨૧ ને શનિનાં ૨૧ વર્ષો મનુષ્ય ભોગવે છે, અર્થાત્ જો મનુષ્યના સૂર્યાદિ ગ્રહો ઉચ્ચસ્થાનમાં પડેલા હોય છે તો ઉપર જણાવેલા પોતપોતાના વર્ષોનું આયુષ્ય આપે છે. આ પ્રમાણે એકંદર ગણતાં જે મનુષ્યના સઘળા ગ્રહો ઉચ્ચના હોય, તે મનુષ્યનું આયુષ્ય ૧૨૭ વર્ષોનું થાય છે. પરંતુ ગ્રહો જો નીચસ્થાનમાં પડેલા હોય તો પોતપોતાનાં આયુષ્યનાં વર્ષોનો ક્ષય કરે છે, તેથી પરમાયુમાં (સંપૂર્ણ આયુષ્યમાં) ન્યૂનતા થાય છે. આયુષ્ય અનિયત હોવાથી જ ઇતિહાસોમાં તથા પુરાણોમાં યોગભ્યાસથી ઋષિમુનિઓનાં આયુષ્ય લાંબાં થવાનું વર્ણવ્યું છે. કારણ કે યોગાભ્યાસથી પ્રાણ બળવાન્ બને છે અને જ્યારે મનુષ્ય સમાધિની સ્થિતિમાં આવે છે ત્યારે કાળચક્ર તેના ઉપર પોતાની સત્તા ચલાવી શકતું નથી, તેથી યોગી યથેષ્ટ આયુષ્ય ભોગવી શકે છે. બ્રહ્મચર્યાદિ કારણોથી પણ આયુષ્યમાં વધારો થાય છે. તેમાં હનૂમાન્, ભીષ્મ વગેરે દૃષ્ટાંત છે. ધર્મશાસ્ત્રમાં પણ પુણ્યથી આયુષ્યની વૃદ્ધિ અને પાપથી આયુષ્યનો ક્ષય માનેલો છે. કાળભેદથી પણ આયુષ્ય અનિયત છે, એમ જણાય છે. કેમકે મનુ મહારાજે સત્યયુગમાં મનુષ્યોનું ચારસો વર્ષનું આયુષ્ય જણાવેલું છે. અહીં કોઈ શંકા કરે કે, મનુ જ્યારે સત્યયુગમાં ચારસો વર્ષનું આયુષ્ય જણાવે છે, તો પછી "शतं जीवेम शरदः। शतायुर्वै पुरुषः। शतमिन्नु शरदः" વગેરે વેદ મંત્રોમાં શત શબ્દનો ઉલ્લેખ કર્યો છે, તેનું કેમ? તેનો ઉત્તર એવો છે કે–જ્યાં જ્યાં શત શબ્દનો ઉલ્લેખ છે ત્યાં ત્યાં તે અનેક સંખ્યાનો વાચક છે. હાલમાં જ્યારે પ્રાણો અન્નમય કોશમાં રહે છે અર્થાત્ અન્નમય પ્રાણ કહેવાય છે ત્યારે સત્યયુગમાં પ્રાણ અસ્થિમાં રહેતા હતા; તેથી તેઓ લાંબા કાળ સુધી આયુષ્ય ભોગવતા હતા. તેથી સત્યયુગમાં મનુષ્યોનું આયુષ્ય ચારસે વર્ષોનું કહેલું છે. પરંતુ જેમ જેમ યુગોમાં ઘટાડો થતો જાય છે, તેમ

*अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरेऽपरे ।
अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः ॥ ८५ ॥

૮૫ મનુષ્યોના ધર્મો સત્યયુગમાં જૂદા હોય છે, ત્રેતાયુગમાં જૂદા હોય છે, દ્વાપરયુગમાં જૂદા હોય છે અને કળિયુગમાં જૂદા હોય છે. યુગોના ઘટાડા પ્રમાણે ધર્મના સ્વરૂપમાં પણ ઘટાડો થયા કરે છે.

†तपः परं कृतयुगे त्रेतायां ज्ञानमुच्यते ।
द्वापरे यज्ञमेवाहुर्दानमेकं कलौ युगे ॥ ८६ ॥

---

તેમ આયુષ્યના પ્રમાણમાં પણ ઘટાડો થતો જાય છે, તેથી કળિયુગમાં મનુષ્યનું આયુષ્ય સામાન્ય રીતે સો વર્ષનું ગણાય છે. છતાં પણ હાલમાં કેટલાએક થંડા દેશમાં ઘણાં મનુષ્યો દોઢસો વર્ષનું આયુષ્ય ભોગવતાં સાંભળીએ છીએ. આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, મહાભારતમાં ગર્ભમાંથી જ અમુક આયુષ્ય નિર્માણ થવાનું લખ્યું છે, તે તેમના કહેવા પ્રમાણે સામાન્ય નિયત થયા છતાં પણ યોગાભ્યાસીઓ, મંત્રાભ્યાસીઓ, રસાયનાભ્યાસીઓ વગેરે આયુષ્યમાં વૃદ્ધિ કરી શકે છે. પરંતુ અધર્મીઓ અને સાહસિકોનાં આયુષ્યનો ક્ષય થાય છે; તેથી આયુષ્ય નિયત નથી, પરંતુ અનિયત છે.

* જેમ વસંત, ગ્રીષ્મ વગેરે ઋતુઓમાં પદાર્થોના ધર્મો (સ્વભાવો) બદલાય છે તેમ સત્ય, ત્રેતા વગેરે યુગોમાં પણ તે તે શક્તિના ફેરફારથી પદાર્થોના ધર્મોમાં–સ્વભાવોમાં ફેરફાર થાય છે. પદાર્થોના રસકસ, શારીરશક્તિ, આકૃતિ, આયુષ્ય, કર્મનાં ફળો વગેરે ધર્મો યુગના ફેરફારની સાથે ફેરફારને પામે છે. તેવા ઉદ્દેશથી યુગ યુગપરત્વે જૂદા જૂદા ધર્મોમાં ન્યૂનાધિકપણું છે, એમ આ શ્લોકમાં કહ્યું છે.

† આ શ્લોક ઉપરથી એમ સમજવાનું નથી કે, કેવળ દાન દઇને જ બેસી રહેવું; પરંતુ આમ કહેવાનું તાત્પર્ય એ છે કે, સત્યયુગમાં લોકો લાંબા આયુષ્યવાળા, રોગરહિત ને હાડપિંજર રહે ત્યાંસૂધી જીવનારા હોવાથી તપશ્ચર્યા કરી શકતા હતા; તેથી સત્યયુગમાં તપને પ્રધાન ગણવામાં આવ્યું છે. ત્રેતાયુગમાં મનુષ્યોનાં શરીરો ક્લેશ સહન કરવાને અશક્ત હોવાથી તેઓ જ્ઞાન સંપાદન કરવામાં તત્પર રહેતા હતા, તેથી ત્રેતામાં જ્ઞાનને પ્રધાન ગણવામાં આવ્યું છે. દ્વાપરમાં તેના કરતાં પણ શારીરબળ ઓછું થઇ જવાથી મનુષ્યો બાહ્ય પદાર્થોની સંપત્તિથી થતા યજ્ઞાદિક કરવા લાગ્યા, તેથી દ્વાપરમાં યજ્ઞને પ્રધાન ગણવામાં આવ્યો છે અને કળિયુગમાં શારીર ક્લેશ સહન થઈ શકતો નથી, તેમ અંતઃસંયમથી સાધી શકાય તેવું જ્ઞાન પણ મેળવી શકાતું નથી તથા વેદાધ્યયન પણ થઈ શકતું નથી, તેથી યજ્ઞાદિક ક્રિયા પણ કરી શકાતી નથી; માટે દાનને જ પ્રધાન વર્ણવેલું છે. છતાં તપ, જ્ઞાન, યજ્ઞ, યાગ કરવાની શક્તિ હોય તો તે પણ અવશ્ય કરવાં. કારણ કે યજ્ઞ, દાન અને તપ આ ત્રણ કર્મની વેદમાં અને ધર્મશાસ્ત્રમાં બહુ પ્રશંસા કરી છે.

૮૬ સત્યયુગમાં તપ શ્રેષ્ઠ કહેવાય છે, ત્રેતાયુગમાં જ્ઞાન શ્રેષ્ઠ કહેવાય છે, દ્વાપરયુગમાં યજ્ઞ શ્રેષ્ઠ કહેવાય છે અને કળિયુગમાં એક દાન જ શ્રેષ્ઠ કહેવાય છે.

**( ब्राह्मं कृतयुगं प्रोक्तं त्रेता तु क्षत्रियं युगम् ।**
**वैश्यो द्वापरमित्याहुः शूद्रः कलियुगः स्मृतः ।**

સત્યયુગ બ્રાહ્મણનું સ્વરૂપ છે, ત્રેતાયુગ ક્ષત્રિયનું સ્વરૂપ છે, દ્વાપરયુગ વૈશ્યનું સ્વરૂપ છે અને કળિયુગ શૂદ્રનું સ્વરૂપ છે.)

**सर्वस्यास्य तु सर्गस्य गुप्त्यर्थं स महाद्युतिः ।**
**मुखबाहूरुपज्जानां पृथक्कर्माण्यकल्पयत् ॥ ८७ ॥**

ચાર વર્ણની ઉત્પત્તિ ને તેનાં કર્મ.

૮૭ તે મહાતેજસ્વી એવા પરમાત્માએ આ સર્વ સૃષ્ટિની રક્ષા માટે મુખ, બાહુ, સાથળ તથા ચરણ એ ચાર અવયવોમાંથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને માટે જૂદાં જૂદાં કર્મો નિર્માણ કર્યાં છે.

**अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।**
**दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥ ८८ ॥**

બ્રાહ્મણના વિશેષ ધર્મ.

૮૮ વેદ ભણવો તથા ભણાવવો, યજ્ઞ કરવો તથા કરાવવો, દાન આપવું તથા લેવું, આ છ કર્મો બ્રાહ્મણોને માટે નિર્માણ કર્યાં છે.

**प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च ।**
**विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥ ८९ ॥**

ક્ષત્રિયના વિશેષ ધર્મ.

૮૯ પ્રજાનું રક્ષણ કરવું, દાન દેવું, યજ્ઞ કરવો, વેદ ભણવો અને સંસારના વિષયો ઉપર આસક્તિ રાખવી નહિ, આ કર્મો ક્ષત્રિયને માટે ટૂંકામાં નિર્માણ કર્યાં છે.

**पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ।**
**वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥ ९० ॥**

વૈશ્યના વિશેષ ધર્મ.

૯૦ પશુઓનું પાલનાદિ કરવું, દાન દેવું, યજ્ઞ કરવો, વેદ ભણવો, વ્યાપાર કરવો, વ્યાજ વટંતરનો ધંધો કરવો તથા ખેતીવાડી કરવી, આ કર્મ વૈશ્યને માટે નિર્માણ કર્યાં છે.

**एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।**
**एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥ ९१ ॥**

૯૧ શૂદ્રને માટે બ્રહ્માએ એકજ કર્મ નિર્માણ કર્યું છે. તે એ કે, તેણે બ્રાહ્મણ વગેરે ત્રણે વર્ણોની ઇર્ષ્યા કર્યા વિના સેવા કરવી.

શૂદ્રના વિશેષ ધર્મ.

**ऊर्ध्वं नाभेर्मेध्यतरः पुरुषः परिकीर्तितः ।**
**तस्मान्मेध्यतमं त्वस्य मुखमुक्तं स्वयंभुवा ॥ ९२ ॥**

૯૨ બ્રહ્માએ પુરુષનો નાભિની ઉપરનો ભાગ વિશેષ પવિત્ર કહેલો છે અને તેના કરતાં પણ મુખને વિશેષ પવિત્ર કહ્યું છે.

**उत्तमाङ्गोद्भवाज्ज्यैष्ठ्याद्ब्रह्मणश्चैव धारणात् ।**
**सर्वस्यैवास्य सर्गस्य धर्मतो ब्राह्मणः प्रभुः ॥ ९३ ॥**

૯૩ બ્રાહ્મણ, અંગોમાં ઉત્તમ ગણાતા, પરમાત્માના મુખમાંથી ઉત્પન્ન થાય છે. ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ બધા કરતાં પહેલો જન્મે છે, વેદને મુખપાઠે રાખે છે તથા ધર્મનો ઉપદેશ કરે છે તેથી બ્રાહ્મણ, આ સર્વ સૃષ્ટિનો પ્રભુ (શાસનકર્તા) ગણાય છે.

બ્રાહ્મણની શ્રેષ્ઠતા.

**तं हि स्वयंभूः स्वादास्यात्तपस्तप्त्वादितोऽसृजत् ।**
**हव्यकव्याभिवाह्याय सर्वस्यास्य च गुप्तये ॥ ९४ ॥**

૯૪ સ્વયંભૂ એવા બ્રહ્માએ તપ કરીને દેવોને હવ્ય અને પિતૃઓને કવ્ય પહોંચાડવામાટે તથા આ સર્વ જગતનું (યજ્ઞ યાગાદિક ક્રિયાદ્વારા વરસાદ વરસાવવા વગેરેથી ) રક્ષણ કરવામાટે, આરંભમાં પોતાના મુખમાંથી બ્રાહ્મણને ઉત્પન્ન કર્યા છે.

**यस्यास्येन सदाश्नन्ति हव्यानि त्रिदिवौकसः ।**
**कव्यानि चैव पितरः किं भूतमधिकं ततः ॥ ९५ ॥**

૯૫ દેવતાઓ જેના મુખથી હવ્યોનું ભક્ષણ કરે છે અને પિતૃઓ જેના મુખથી કવ્યોનું ભક્ષણ કરે છે, તેના કરતાં કયું પ્રાણી અધિક હોઇ શકે ?

**भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिनां बुद्धिजीविनः ।**
**बुद्धिमत्सु नराः श्रेष्ठा नरेषु ब्राह्मणाः स्मृताः ॥ ९६ ॥**

૯૬ સ્થાવર અને જંગમ પ્રાણીઓમાં આહાર, નિદ્રા આદિ કરનારા પ્રાણીઓ શ્રેષ્ઠ છે, તે પ્રાણીઓમાં બુદ્ધિથી આજીવિકા કરનારાં પ્રાણીઓ શ્રેષ્ઠ છે, બુદ્ધિમાન્ પ્રાણીઓમાં મનુષ્યો શ્રેષ્ઠ છે, મનુષ્યોમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે,

**ब्राह्मणेषु च विद्वांसो विद्वत्सु कृतबुद्धयः ।**
**कृतबुद्धिषु कर्तारः कर्तृषु ब्रह्मवेदिनः ॥ ९७ ॥**

૯૭ બ્રાહ્મણોમાં વિદ્વાનો શ્રેષ્ઠ છે, વિદ્વાનોમાં વેદ તથા શાસ્ત્રોક્ત કર્મ જાણનારા શ્રેષ્ઠ છે, વેદ તથા શાસ્ત્રોક્ત કર્મને જાણનારાઓમાં વેદ તથા શાસ્ત્રોક્ત કર્મ કરનારા શ્રેષ્ઠ છે અને વેદ તથા શાસ્ત્રોક્ત કર્મ કરનારાઓમાં પરબ્રહ્મનાં સ્વરૂપને જાણનારા શ્રેષ્ઠ છે.

**( तेषां न पूजनीयोन्यास्त्रिषु लोकेषु विद्यते ।**
**तपोविद्याविशेषेण पूजयन्ति परस्परम्**
**ब्रह्मविद्भ्यः परं भूतं न किंचिदिह विद्यते ॥**

ત્રણે લોકમાં બ્રાહ્મણોને બીજો કોઇ પણ પૂજા કરવા યોગ્ય નથી. પરંતુ બ્રાહ્મણોએ પોતપોતામાં તપ અને વિદ્યાથી જે અધિક હોય, તેની પરસ્પર પૂજા કરવી. આ જગતમાં બ્રહ્મવેત્તા મનુષ્યના કરતાં બીજું કોઇ પણ પ્રાણી શ્રેષ્ઠ નથી.)

**उत्पत्तिरेव विप्रस्य मूर्तिर्धर्मस्य शाश्वती ।**
**स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥ ९८ ॥**

૯૮ બ્રાહ્મણની ઉત્પત્તિ જ ધર્મની સનાતન મૂર્તિ ગણાય છે. તે ધર્માચરણ કરવા માટે જ ઉત્પન્ન થયો છે અને તે મોક્ષ મેળવવાને પણ સમર્થ થઇ શકે છે.

**ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ।**
**ईश्वरः सर्वभूतानां धर्मकोशस्य गुप्तये ॥ ९९ ॥**

૯૯ બ્રાહ્મણ, ધર્મના ભંડારની રક્ષા કરવા માટે જન્મથી જ પૃથ્વીનો અધિપતિ થઇને જન્મે છે અને સર્વ પ્રાણીઓનો તે પ્રભુ છે.

**सर्वं स्वं ब्राह्मणस्येदं यत्किंचिज्जगतीगतम् ।**
**श्रैष्ठ्येनाभिजनेनेदं सर्वं वै ब्राह्मणोऽर्हति ॥ १०० ॥**

૧૦૦ ત્રણ લોકમાં જે કંઇ દ્રવ્ય છે તે સર્વ બ્રાહ્મણનું છે અને બ્રાહ્મણ પરમાત્માના મુખમાંથી ઉત્પન્ન થવાથી તથા સર્વ કરતાં શ્રેષ્ઠ હોવાથી સર્વ દ્રવ્ય ગ્રહણ કરવાને યોગ્ય છે.

**स्वमेव ब्राह्मणो भुङ्क्ते स्वं वस्ते स्वं ददाति च ।**
**आनृशंस्याद्ब्राह्मणस्य भुञ्जते हीतरे जनाः ॥ १०१ ॥**

૧૦૧ બ્રાહ્મણ પોતાનાં અન્નનું જ ભોજન કરે છે, પોતાનાં વસ્ત્રોને જ પહેરે ઓઢે છે તથા પોતાનાં દ્રવ્યનું જ દાન કરે છે અને ક્ષત્રિય આદિ બીજી જાતિઓ બ્રાહ્મણની દયાથી તે તે દ્રવ્યનો ઉપભોગ કરે છે.

**तस्य कर्मविवेकार्थं शेषाणामनुपूर्वशः ।**
**स्वायंभुवो मनुर्धीमानिदं शास्त्रमकल्पयत् ॥ १०२ ॥**

૧૦૨ તે બ્રાહ્મણનાં તથા ક્ષત્રિય આદિ બીજા વર્ણનાં ક્રમવાર ધર્મકર્મોનાં વિવેચનમાટે બ્રહ્માના બુદ્ધિમાન્ પુત્ર સ્વાયંભૂ મનુએ આ ધર્મશાસ્ત્ર રચેલું છે.

***विदुषा ब्राह्मणेनेदमध्येतव्यं प्रयत्नतः ।**
**शिष्येभ्यश्च प्रवक्तव्यं सम्यङ्नान्येन केनचित् ॥ १०३ ॥**

૧૦૩ વિદ્વાન્ બ્રાહ્મણે આ ધર્મશાસ્ત્રને પ્રયત્નપૂર્વક ભણવું, શિષ્યોને પણ સારી રીતે ભણાવવું અને ત્રૈવર્ણિક પ્રજાને તેનો ઉપદેશ પણ આપવો, પરંતુ બ્રાહ્મણ શિવાય બીજા કોઈ પણ વર્ણને આ શાસ્ત્ર ભણાવવાનો અધિકાર નથી.

**इदं शास्त्रमधीयानो ब्राह्मणः शंसितव्रतः ॥**
**मनोवाग्देहजैर्नित्यं कर्मदोषैर्न लिप्यते ॥ १०४ ॥**

૧૦૪ બ્રાહ્મણ જો આ ધર્મશાસ્ત્ર ભણે છે અને તેમાં કહેલા યમનિયમને નિત્ય પાળે છે તો તે મન, વાણી તથા કાયાથી થનારા દોષોથી લેપાતો નથી.

---

* આ શ્લોકમાં अध्येतव्यं અને प्रवक्तव्यं એમ બે ઠેકાણે तव्य પ્રત્યય છે તે વિધ્યર્થમાં નથી પણ યોગ્ય અર્થમાં છે અને તે પ્રત્યય, વિદ્વાન્ બ્રાહ્મણે તો આ શાસ્ત્રનું અવશ્ય અધ્યયન કરવું જોઇએ એમ દર્શાવી વેદ અને શાસ્ત્રો ભણવામાં તથા તેનો ઉપદેશ આપવામાં બ્રાહ્મણની યોગ્યતા દર્શાવે છે. જો કે આપત્તિ કાળમાં ક્ષત્રિય અને વૈશ્યની પાસેથી પણ વેદાધ્યયન કરવા વિષે શાસ્ત્રની આજ્ઞા છે, તોપણ તે કર્મ બ્રાહ્મણનું મુખ્ય છે. વ્યાકરણ, મીમાંસા, વગેરે ભણ્યા વિના વેદનું અને શાસ્ત્રનું રહસ્ય યથાર્થ રીતે સમજાતું નથી અને રહસ્ય સમજ્યા વિના શાસ્ત્રનો ઉપદેશ પણ યથાર્થ રીતે કરી શકાતો નથી. આવા અભિપ્રાયથી "विदुषा ब्राह्मणेनेदमध्येतव्यं प्रयत्नतः વિદ્વાન્ બ્રાહ્મણે આ શાસ્ત્ર પ્રયત્નપૂર્વક ભણવું" એમ કહ્યું છે. તેમાં પણ प्रवक्तव्यं એ પદ ઉપર વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે અને તેથી એવું સૂચવ્યું છે કે, પ્રવચનનો—અધ્યાપન-ઉપદેશનો અધિકાર માત્ર બ્રાહ્મણનેજ છે. આ જ વિષય બીજા અધ્યાયના ૧૬ મા શ્લોકમાં પણ કહ્યો છે.

पुनाति पङ्क्तिं वंश्यांश्च सप्त सप्त परावरान् ।
पृथिवीमपि चैवेमां कृत्स्नामेकोऽपि सोऽर्हति ॥ १०५ ॥

૧૦૫ વળી ધર્મશાસ્ત્ર જાણનારા બ્રાહ્મણ જે પંક્તિમાં ભોજન કરવા બેસે છે, તે બ્રાહ્મણોની પંક્તિને પણ પવિત્ર કરે છે, સાત થઈ ગયેલા વંશજોને તથા સાત થનારા વંશજોને તારે છે અને તે એકજ આખી પૃથ્વીનો પ્રતિગ્રહ કરવાને પણ યોગ્ય છે.

( यथा त्रिवेदाध्ययनं धर्मशास्त्रमिदं तथा
अध्येतव्यं ब्राह्मणेन नियतं स्वर्गमिच्छता ॥

સ્વર્ગની ઇચ્છાવાળા બ્રાહ્મણે જેમ ત્રણ વેદનું અધ્યયન અવશ્ય કરવું જોઈએ; તેમ આ ધર્મશાસ્ત્રનું પણ અધ્યયન અવશ્ય કરવું જોઈએ.)

*इदं स्वस्त्ययनं श्रेष्ठमिदं बुद्धिविवर्धनम् ।
इदं यशस्यमायुष्यमिदं निःश्रेयसं परम् ॥ १०६ ॥

૧૦૬ આ ધર્મશાસ્ત્ર કલ્યાણ કરનારું, ધર્માચરણનો ઉપદેશ કરનારું હોવાથી શ્રેષ્ઠ, બુદ્ધિને વધારનારું, યશને અને આયુષ્યને આપનારું તથા પરમ મોક્ષસુખને આપનારું છે.

अस्मिन्धर्मोऽखिलेनोक्तो गुणदोषौ च कर्मणाम् ।
चतुर्णामपि वर्णानामाचारश्चैव शाश्वतः ॥ १०७ ॥

આચારની પ્રશંસા.

૧૦૭ આ ધર્મશાસ્ત્રમાં મનુષ્યોના સર્વ ધર્મનું વર્ણન કરવામાં આવ્યું છે. શાસ્ત્રોમાં કર્તવ્ય તરિકે કહેલા યજ્ઞાદિ કર્મોના ગુણો તથા શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલા બ્રહ્મહત્યાદિ અધર્મોના દોષો કહ્યા છે અને ચારેય વર્ણનો સનાતન ( પરંપરાથી ઉતરી આવેલો શૌચ, આચમન વગેરે) આચાર પણ કહ્યો છે.

---

* ધર્મશાસ્ત્ર જપ, હોમ વગેરે કલ્યાણકારી કર્મનો ઉપદેશ કરનારું હોવાથી કલ્યાણ પ્રાપ્ત કરવાનું સાધન છે, જ્ઞાન આપીને અજ્ઞાનને દૂર કરી બુદ્ધિની વૃદ્ધિ કરનારું છે, ધર્મજિજ્ઞાસુ પુરુષોના ધાર્મિક પ્રશ્નોનો ઉત્તર આપનારા વિદ્વાનોને યશ આપનારું છે, ધર્માધર્મના જ્ઞાનદ્વારા ધર્માચરણ કરવાથી આયુષ્ય આપનારું છે, સ્વર્ગ તથા મોક્ષ આપનારું હોવાથી પરમ નિશ્રેયસ કરનારું પણ છે. આમ અનેક શ્રેયનું સાધન હોવાથી દ્વિજવર્ણે ધર્મશાસ્ત્ર અવશ્ય ભણવું જ જોઇએ.

*आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।
तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विजः ॥ १०८ ॥

૧૦૮ શ્રુતિમાં કહેતાં વેદમાં તથા સ્મૃતિમાં કહેતાં ધર્મશાસ્ત્રમાં કહેલો આચાર એ જ પરમ ધર્મ છે. દ્વિજવર્ણને (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને) જો પોતાના આત્માનું હિત કરવાની ઇચ્છા હોય તો તેણે સદા આચાર પાળવા માટે તત્પર રહેવું.

आचाराद्विच्युतो विप्रो न वेदफलमश्नुते ।
आचारेण तु संयुक्तः संपूर्णफलभाग्भवेत् ॥ १०९ ॥

૧૦૯ આચારથી ભ્રષ્ટ થયેલો દ્વિજ વેદોક્ત કર્મનાં ફળને પામતો નથી, પરંતુ આચાર પાળનારો દ્વિજ વેદોક્ત કર્મનાં સંપૂર્ણ ફળને ભોગવે છે.

एवमाचारतो दृष्ट्वा धर्मस्य मुनयो गतिम् ।
सर्वस्य तपसो मूलमाचारं जगृहुः परम् ॥ ११० ॥

૧૧૦ ઉપર કહ્યા પ્રમાણે આચાર પાળવાથી ધર્મની પ્રાપ્તિ થાય છે, એમ જોઇને મુનિઓએ સર્વ તપનું મૂળ પરમ આચાર આમ સ્વીકાર્યું છે.

जगतश्च समुत्पत्तिं संस्कारविधिमेव च ॥
व्रतचर्योपचारं च स्नानस्य च परं विधिम् ॥ १११ ॥

આ ધર્મશાસ્ત્રમાં વર્ણવેલા વિષયોનું વર્ણન.

૧૧૧ જગતની ઉત્પત્તિ પહેલા અધ્યાયમાં કહેલી છે. ગર્ભાધાન વગેરે સંસ્કારોનો વિધિ, બ્રહ્મચારીનાં વ્રતો, ગુરુને પ્રણામ કરવાનો તથા તેમની સેવાનો પ્રકાર બીજા અધ્યાયમાં કહ્યો છે. ગુરુકુળમાંથી ભણી ગણીને ઘેર આવતા બ્રહ્મચારીને કરવાનો ઉત્તમ પ્રકારનો સ્નાનવિધિ, સમાવર્તન સંસ્કાર,

---

* કેટલાએક ધર્મશાસ્ત્રકારોએ આચાર માં સર્વ ધર્મનો સમાવેશ કર્યો છે. ભગવાન્ યાજ્ઞવલ્કયે વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત સિવાયના છએ ધર્મોનો આચારમાં સમાવેશ કર્યો છે અને તે વાત આચારાધ્યાયથી સ્પષ્ટ થાય છે. ભગવાન્ મનુ ૧૦૭ મા શ્લોકમાં આચારને ધર્મથી છૂટો પાડે છે અને આ શ્લોકમાં આચારને પરમ ધર્મ તરિકે વર્ણવે છે. આચાર એટલે મૃત્તિકા, પાણી વગેરેથી હાથ પગ વગેરે શરીરના અવયવોને શુદ્ધ કરવા તથા ઘરનાં રાચરચીલાંને શુદ્ધ કરવાં તે. અહીં જે આચાર શબ્દ લખ્યો છે, તે પવિત્રતાના અર્થમાં છે.

**दाराधिगमनं चैव विवाहानां च लक्षणम् ।**
**महायज्ञविधानं च श्राद्धकल्पश्च शाश्वतः ॥ ११२ ॥**

૧૧૨ કેવી કન્યાને પરણવી તે, બ્રાહ્મ વગેરે વિવાહોનાં લક્ષણો, પંચ મહાયજ્ઞોનો વિધિ તથા સનાતન એવો શ્રાદ્ધનો વિધિ ત્રીજા અધ્યાયમાં કહ્યો છે.

**वृत्तीनां लक्षणं चैव स्नातकस्य व्रतानि च ।**
**भक्ष्याभक्ष्यं च शौचं च द्रव्याणां शुद्धिमेव च ॥ ११३ ॥**

૧૧૩ આજીવિકાઓનાં લક્ષણો, સ્નાતકના નિયમો (ગૃહસ્થોના નિયમો) ચોથા અધ્યાયમાં કહ્યા છે. ભક્ષ્ય (ખાવા યોગ્ય), અભક્ષ્ય (નહિ ખાવા યોગ્ય) પદાર્થોનો નિર્ણય, શૌચ (મરણાશૌચ, જનનાશૌચ તથા બાહ્ય આભ્યંતર શુદ્ધિ) નો વિધિ, પદાર્થોની શુદ્ધિ (વાસણ કુસણ વગેરે પદાર્થોને શુદ્ધ કરવાનો વિધિ),

**स्त्रीधर्मयोगं तापस्यं मोक्षं संन्यासमेव च ।**
**राज्ञश्च धर्ममखिलं कार्याणां च विनिर्णयम् ॥ ११४ ॥**

૧૧૪ અને સ્ત્રીઓના ધર્મ પાંચમા અધ્યાયમાં કહ્યા છે. વાનપ્રસ્થના ધર્મ, મોક્ષધર્મ તથા સંન્યાસીના ધર્મ છઠ્ઠા અધ્યાયમાં કહ્યા છે. રાજાના સંપૂર્ણ ધર્મ સાતમા અધ્યાયમાં કહ્યા છે. વાદી પ્રતિવાદીએ કરેલા દાવાઓનો નિર્ણય,

**साक्षिप्रश्नविधानं च धर्मं स्त्रीपुंसयोरपि ।**
**विभागधर्मं द्यूतं च कण्टकानां च शोधनम् ॥ ११५ ॥**

૧૧૫ અને સાક્ષીઓને પ્રશ્ન પૂછવાની રીત આઠમા અધ્યાયમાં કહી છે. સ્ત્રીઓના તથા પુરુષોના ધર્મો, વારસાના ધર્મો, જુગારનો નિષેધ તથા ચોર વગેરે અપરાધીઓને શિક્ષા કરવાની રીત નવમા અધ્યાયમાં કહી છે.

**वैश्यशूद्रोपचारं च संकीर्णानां च संभवम् ।**
**आपद्धर्मं च वर्णानां प्रायश्चित्तविधिं तथा ॥ ११६ ॥**

૧૧૬ વૈશ્યોના તથા શૂદ્રોના ધર્મ, વર્ણસંકર જાતિની ઉત્પત્તિ તથા વર્ણોના આપત્તિના ધર્મ દશમા અધ્યાયમાં કહ્યા છે. પાપનાં પ્રાયશ્ચિતોનો વિધિ અગ્યારમા અધ્યાયમાં કહ્યો છે.

**संसारगमनं चैव त्रिविधं कर्मसंभवम् ।**
**निःश्रेयसं कर्मणां च गुणदोषपरीक्षणम् ॥ ११७ ॥**

૧૧૭ ત્રણ પ્રકારનાં કર્મોથી થનારા ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એમ ત્રણ પ્રકારના જન્મનું વર્ણન, આત્મજ્ઞાનનું સ્વરૂપ તથા શાસ્ત્રમાં કહેલાં કર્મોના ગુણોની અને શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલાં કર્મોના દોષોની પરીક્ષા બારમા અધ્યાયમાં કહી છે.

**देशधर्माञ्जातिधर्मान्कुलधर्मांश्च शाश्वतान् ।**
**पाषण्डगणधर्मांश्च शास्त्रेऽस्मिन्नुक्तवान्मनुः ॥ ११८ ॥**

૧૧૮ આ ઉપરાંત સનાતન એવા દેશના ધર્મો, જાતિના ધર્મો, કુળના ધર્મો, પાખંડીઓના ધર્મો તથા વ્યાપારી મંડળના ધર્મો પણ આ ધર્મશાસ્ત્રમાં મનુએ કહ્યા છે.

**यथेदमुक्तवाञ्छास्त्रं पुरा पृष्टो मनुर्मया ।**
**तथेदं यूयमप्यद्य मत्सकाशान्निबोधत ॥ ११९ ॥**

॥ इतिश्री मानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां प्रथमोध्यायः ॥

૧૧૯ પૂર્વે મારા પૂછવા ઉપરથી મનુએ મને જે પ્રમાણે આ ધર્મશાસ્ત્ર કહ્યું હતું, તે પ્રમાણે તમે પણ મારી પાસેથી આજે આ ધર્મશાસ્ત્ર શ્રવણ કરો.

ઇતિશ્રી ગુજરાતી ભાષાન્તરસહિત મનુસ્મૃતિમાં 'જગતની ઉત્પત્તિ' એ નામનો અધ્યાય ૧ લો સમાપ્ત.



## અધ્યાય ૨ જો.

***विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।**
**हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥ १ ॥**

* શાસ્ત્રને નહિ જાણનારા મનુષ્યો ધર્મનાં ખરાં સ્વરૂપથી અજાણ્યા હોય છે; તેથી શંખ, ચક્રની છાપો, તિલક, કંઠી, માળા વગેરે ધારણ કરવામાં જ ધર્મ માને છે અને તે સંબંધે સ્મૃતિ તથા પુરાણાદિકનાં પ્રમાણો પણ આપે છે. પરંતુ તે એક જાતનાં બાહ્ય ચિહ્નો છે, પણ તે કંઇ ધર્મનાં સાધનો નથી. ભગવાન્ મનુએ છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે "**न लिङ्गं धर्मकारणम्** છાપાં, તિલક વગેરે ચિહ્ન ધર્મનાં કારણ નથી." આવા અભિપ્રાયથી આ શ્લોકના આરંભમાં જ "विद्वद्भिः" એવું પદ કહ્યું છે. વિદ્વાનો કહેતાં ધર્મશાસ્ત્ર જાણનારાઓ જે ધર્માચરણ કરે તેને ધર્મ જાણવો. વિદ્વાનો પણ જો રાગ, દ્વેષ અને લોભને વશ હોય તો તેઓ પણ લોભથી લોકોને મંત્રતંત્રાદિકમાં પ્રવૃત્તિ કરાવીને તેઓની પાસે પોતાની પૂજા કરાવે છે તથા રાગથી (પ્રેમથી) એકને સત્ય ધર્મનો ઉપદેશ કરે છે અને દ્વેષથી બીજાને સત્યથી ચલાયમાન કરે છે; તેથી તેઓ રાગદ્વેષવાળા કહેવાય છે. તેમ જેઓ પોતાનાં સ્ત્રી પુત્રાદિક ઉપર પ્રેમ રાખનારા, શત્રુઓના ઉપર દ્વેષ રાખનારા તથા ધનાદિકના લોભી હોય છે, તેઓ પણ રાગદ્વેષવાળા ગણાય છે અને તેઓ ધર્મતત્ત્વને જાણી શકતા નથી. માટે "अद्वेषरागिभिः" એવું વિદ્વાનોને વિશેષણ આપવામાં આવ્યું છે. જે વિદ્વાનો રાગદ્વેષથી રહિત હોય છે, તેઓ જ સંત કહેવાય છે. તેથી મૂળમાં "सद्भिः" એવું પદ આપ્યું છે. કેટલાએક વિદ્વાનો રાગ, દ્વેષથી રહિત હોય, છતાં રાજાના ભયથી અથવા તે લોકોમાં અપકીર્તિ થવાના ભયથી બાહ્ય ધર્મનું આચરણ કરે છે; તે પણ ધર્મ ગણાતો નથી. પરંતુ રાગ દ્વેષરહિત પુરુષો અંતઃકરણથી જેને ધર્મ માનીને સેવે છે તે જ ધર્મ ગણાય છે, એમ સૂચવવા માટે શ્લોકમાં "**हृदयेनाभ्यनुज्ञातः**" આવું ધર્મને વિશેષણ આપ્યું છે.

હવે ધર્મનાં સાધનો તથા તેની વ્યાખ્યામાટે શાસ્ત્રમાં શું કહ્યું છે, તેનો વિચાર કરીએ. કેટલાએક વિદ્વાનો અનુમાન, ઉપમાન, અર્થાપત્તિ વગેરે પ્રમાણોથી ધર્મ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. પરંતુ શાસ્ત્ર વિના બીજાં પ્રમાણોથી ધર્મ સિદ્ધ થઇ શકતો નથી. કુમારિલભટ્ટે ધર્મની સિદ્ધિના વિષયમાં વિચાર કરતાં શ્લોકવાર્તિકમાં તથા તંત્રવાર્ત્તિકમાં શબ્દ પ્રમાણ સિવાય સર્વ પ્રમાણોનું ખંડન કર્યું છે. વાર્તિકકાર કહે છે કે, પ્રત્યક્ષ પ્રમાણથી ધર્મ સિદ્ધ થતો નથી. કેમકે તે તો વિદ્યમાન વસ્તુને જ પ્રતિપાદન કરે છે અને ધર્મ તો અનુષ્ઠાન કર્યા પછી જ ઉત્પન્ન થાય છે, તેથી તે સમયે તેમાં પ્રત્યક્ષ પ્રમાણને અવકાશ નથી. તેમ અનુષ્ઠાન કર્યા પછી પણ ઉત્પન્ન થયેલો ધર્મ રૂપાદિકથી રહિત હોવાને લીધે, ઇંદ્રિયોથી જાણી શકાતો નથી; તેથી પણ પ્રત્યક્ષ પ્રમાણથી અગમ્ય છે. તેમ અનુમાન પ્રમાણથી પણ ધર્મ જાણવામાં આવતે

૧ વેદ તથા શાસ્ત્રને જાણનારા અને નિત્ય રાગદ્વેષથી રહિત એવા ધર્મનિષ્ઠ પુરુષો જે ધર્મને પાળે છે તથા અંતઃકરણથી જેનો કલ્યાણનાં સાધન તરીકે સ્વીકાર કરે છે, તેનું નામ ધર્મ જાણવો અને તે ધર્મ તમે સાંભળો !

ધર્મનું સ્વરૂપ.

---

નથી. પર્વત અગ્નિમાન્ છે, તેમાં જેમ ધૂમરૂપ હેતુનો અગ્નિ સાથે વ્યાપ્ય વ્યાપક ભાવ સંબંધ રસોડામાં જોયો છે; તેથી પર્વતમાં અનુમાન થાય છે. તેમ ધર્મ જ્યારે પ્રત્યક્ષ પ્રમાણથી ક્યાંઇ જોવામાં આવતો નથી ત્યારે તેનો અનુમાનથી બીજે ઠેકાણે સંબંધ કરવો, એ દુર્ઘટ છે. તેથી જ ધર્મ અનુમેય પણ નથી. તેમ જ કોઇના સમાન ન હોવાથી ઉપમેય પણ નથી. તેમ જગતની વિચિત્રતા પણ ધર્મ વિના સંભવતી ન હોવાથી અર્થાપત્તિ પ્રમાણ માનશો તો તેથી ધર્મસામાન્યની જ પ્રતીતિ થશે અને જ્યારે ધર્મવિશેષને માટે શબ્દ પ્રમાણ માનવું જ પડશે ત્યારે ધર્મસામાન્ય બોધક અર્થાપત્તિ પણ વ્યર્થ જ છે. આ પ્રમાણે કોઇ પણ પ્રમાણથી ધર્મ જાણવામાં આવતો નથી. માત્ર એક શબ્દના એટલે વેદના પ્રમાણથી જ ધર્મ જાણવામાં આવે છે. તર્કવાદી કણાદ મુનિ ધર્મ જાણવાનાં સાધનોનો વિચાર કરતાં કહે છે કે, અનુમાનના ત્રણ ભેદ છે. તેમાં સામાન્યદૃષ્ટ નામના અનુમાનથી ધર્મનું સામાન્ય જ્ઞાન થવા છતાં પણ, વિશેષ જ્ઞાન થઈ શકતું નથી. પરંતુ આગમ (શાસ્ત્ર)થી જ ધર્મનું જ્ઞાન થઈ શકે છે. એ વાત તેમણે "तस्मादागमिकः" એ સૂત્રમાં વિસ્તારથી કહી છે. પૂર્વમીમાંસા ઉપર વ્યાખ્યાન કરનારા શબર સ્વામી કહે છે કે;–"नोदनैव प्रमाणम् કેવળ વેદવિહિત પ્રેરણા જ ધર્મ જાણવામાં કારણ છે." શાસ્ત્રદીપિકાકાર પાર્થસાર્થમિશ્ર પણ એ જ પ્રમાણે કહે છે. સાયણાચાર્ય લઘુપારાશર સ્મૃતિની ટીકામાં ધર્મની વ્યાખ્યા કરનારાઓની એકવાક્યતા કરતાં કહે છે કે,"स्वर्गसाधनस्य शास्त्रैकसमधिगम्यातिशयस्य धर्मत्वेन सर्वसंप्रतिपत्तेः સ્વર્ગના સાધનરૂપ તથા કેવળ શાસ્ત્રથી જ જાણી શકાય એવી જે વસ્તુવિશેષ, તેનું નામ ધર્મ." આ લક્ષણ સર્વ વ્યાખ્યાકારોને માન્ય છે અને મનુ પણ ધર્મને કેવળ શાસ્ત્રથી જ જાણવાયોગ્ય માને છે.

"मनुमेकाग्रमासीनम्" એ શ્લોકની ટીકામાં મેધાતિથિ પણ કહે છે કે, "धर्मलक्षणश्चार्थो न लोकावगम्यः शास्त्रैकगोचरोयम् ધર્મરૂપી પદાર્થ લૌકિક પ્રમાણોથી જાણવામાં આવતો નથી, પરંતુ એક શાસ્ત્રથી જ જાણવામાં આવે છે." કુલ્લૂક ભટ્ટ એ શ્લોકની વ્યાખ્યા કરતાં કહે છે કે "प्रमाणान्तराऽसन्निकृष्टस्य स्वर्गापवर्गादिसाधनस्य धर्मस्य शास्त्रैकगम्यत्वात् સ્વર્ગ તથા અપવર્ગ આદિના સાધનરૂપ ધર્મ બીજાં કોઈ પણ પ્રમાણોથી સિદ્ધ થઈ શકતો નથી." માત્ર એક શાસ્ત્રપ્રમાણથી જ સિદ્ધ થઈ શકે છે." ભગવાન્ શ્રીશંકરાચાર્ય પણ સિદ્ધવસ્તુરૂપ પરબ્રહ્મ શાસ્ત્રથી જ જણાય છે, એમ માને અને કહે છે કે "शास्त्रादेव प्रमाणाज्जगतो जन्मादिकारणं ब्रह्म अधिगम्यते જગતના જન્માદિકનાં કારણભૂત બ્રહ્મ એક શાસ્ત્ર પ્રમાણથી જ જાણવામાં આવે છે." આ

कामात्मता न प्रशस्ता न चैवेहास्त्यकामता ।
काम्यो हि वेदाधिगमः कर्मयोगश्च वैदिकः ॥ २ ॥

૨ ફળની કામનાથી ધર્માચરણ કરવું એ સારું નથી, તેમ આ જગતમાં

પ્રમાણે સ્વર્ગાદિકના સાધનભૂત ધર્મ તથા મોક્ષના સાધનભૂત બ્રહ્મ, એ બન્ને કેવળ શાસ્ત્રથી જ જાણી શકાય તેવા છે. આવો ઋષિ મુનિઓનો મત છે અને શ્રી શંકરાચાર્ય, સાયણાચાર્ય, શબર સ્વામી, પાર્થસારથિ મિશ્ર, કુમારરિલ ભટ્ટ વગેરે પણ એમ જ માને છે.

આ ધર્મના શ્રૌત તથા સ્માર્ત એમ બે ભેદ છે. શ્રુતિમાં કહેલો અગ્નિહોત્રથી આરંભીને અંત્યેષ્ટિપર્યંત જે ધર્મ તે શ્રૌત ધર્મ અને સૂત્રોમાં તથા સ્મૃતિઓમાં ગર્ભાધાનથી આરંભીને વિવાહપર્યંત કહેલો ધર્મ તથા સ્મૃતિઓમાં કહેલો વર્ણાશ્રમાદિક ધર્મ સ્માર્ત ધર્મ કહેવાય છે. તે ઉપરાંત દેશધર્મ, જાતિધર્મ, કુલધર્મ, નીતિધર્મ, વયોધર્મ, શાસ્ત્રધર્મ, કાળધર્મ, આપદ્ધર્મ વગેરે ધર્મના અનેક ભેદ છે. દર્શનકારોએ ધર્મ શબ્દની વ્યાખ્યા કરતાં તેનાં અનેક લક્ષણો બાંધ્યાં છે.

ધૃઞ્ ધાતુને ધારણ કરવું, એ અર્થમાં मट् પ્રત્યય લાગીને ધર્મ શબ્દ થયો છે. મીમાંસાકાર કહે છે કે "नोदनालक्षणोऽर्थो धर्मः વેદનાં વિધિવાક્યોથી જે પ્રેરણા કરવામાં આવે છે તેનું નામ ધર્મ" અને દ્રવ્ય, ગુણ તથા કર્મ તેનાં સાધનો છે. સ્વર્ગ એ જ મોક્ષ છે. સ્વર્ગનાં સાધનભૂત પ્રવૃત્તિ લક્ષણ વેદવિહિત કર્મો જ ધર્મ છે અને બ્રહ્મપ્રતિપાદક "सत्यं ज्ञानमनन्तं ब्रह्म," વગેરે શ્રુતિવચનો યજન કરનારાના આત્માની સ્તુતિ કરનારાં છે અને કર્મથી જ ભોગ તથા અપવર્ગ ( મોક્ષ ) મળે છે, એમ મીમાંસક પ્રભાકર માને છે. પરંતુ જૈમિની અને વ્યાસ એ બન્ને ગુરુશિષ્ય હોવાથી તેઓમાં એવો મતભેદ હોવાનો સંભવ નથી. માત્ર ગૃહસ્થાશ્રમમાં ઉપયુક્ત કર્મ વિષયક વેદાર્થનો વિચાર જ પૂર્વમીમાંસાના સોળ અધ્યાયમાં કર્યો છે. "स्वर्गकामो ज्योतिष्टोमेन यजेत સ્વર્ગની કામનાવાળાએ જ્યોતિષ્ટોમ યાગ કરવો." એ વિધિવાક્યનું જેમ સ્વાર્થમાં જ પ્રામાણ્ય છે, તેમ 'तत्त्वमसि' ઇત્યાદિ આત્માને બ્રહ્મની સાથે એકત્વ પ્રતિપાદન કરનારાં વાક્યો પણ અપૂર્વ ઉપદેશક વાક્યો હોવાથી સ્વતંત્ર રીતે જ સ્વાર્થમાં પ્રામાણ્યવાળાં હોવાથી ધર્મ રૂપ છે, આવો જૈમિનિનો આશય છે. ઉત્તરમીમાંસાકાર ભગવાન્ બાદરાયણે ગૃહસ્થાશ્રમનાં અગ્નિહોત્રાદિક સ્વર્ગનાં સાધનભૂત કર્મોને માન્ય રાખીને "सत्यं ज्ञानमनन्तं ब्रह्म" ઇત્યાદિ મહાવાક્યો બ્રહ્મને પ્રતિપાદન કરનારાં છે એમ સિદ્ધ કર્યું છે અને સ્વર્ગથી મોક્ષને ભિન્ન સ્વીકાર્યો છે. આ પ્રમાણે સ્વર્ગ તથા મોક્ષના સાધનભૂત જે ધર્મ, તે વેદમાં તથા સ્મૃતિમાં વર્ણવ્યો છે અને તે બન્નેના હેતુરૂપ ધર્મનું લક્ષણ બાંધતાં વૈશેષિક દર્શનકાર કહે છે કે "यतोऽभ्युदयनिश्रेयससिद्धिः स धर्मः જેનાથી ઇહલૌકિક તથા પારલૌકિક ઉદય થાય, તેનું નામ ધર્મ" અને એ ધર્મ આ માનવ ધર્મશાસ્ત્રમાં વિસ્તારથી વર્ણવ્યો છે.

કામના વિના કર્મો કરવામાં આવે છે, એ પણ સંભવતું જ નથી. કારણ કે વેદનું અધ્યયન તથા વેદોક્ત કર્મો પણ કામનામાટે કરવામાં આવે છે.

**संकल्पमूलः कामो वै यज्ञाः सङ्कल्पसंभवाः ।**
**व्रतानि यमधर्माश्च सर्वे सङ्कल्पजाः स्मृताः ॥ ३ ॥**

૩ (અમુક કર્મ કરવાથી અમુક જાતનું પ્રત્યક્ષ ફળ મળે છે એવા વિચારને સંકલ્પ કહેવામાં આવે છે) તે સંકલ્પથી જ સર્વ કામનાઓ ઉત્પન્ન થાય છે તથા યજ્ઞો, વ્રતો અને યમો એ સર્વે ધર્મો પણ સંકલ્પથી જ (ફળની આશાથી જ) કરવામાં આવે છે, એમ શાસ્ત્રમાં કહેલું છે.

**अकामस्य क्रिया काचिद्दृश्यते नेह कर्हिचित् ।**
**यद्यद्धि कुरुते किंचित्तत्तत्कामस्य चेष्टितम् ॥ ४ ॥**

૪ આ જગતમાં કોઇ પણ સમયે કામનારહિત પુરુષની કોઇ પણ ક્રિયા જોવામાં આવતી નથી. મનુષ્ય જે જે કર્મ કરે છે, તે તે કર્મ કામનાને લીધે કરે છે.

***तेषु सम्यग्वर्तमानो गच्छत्यमरलोकताम् ।**
**यथा संकल्पितांश्चेह सर्वान्कामान्समश्नुते ॥ ५ ॥**

૫ (માટે જે પુરુષ લૌકિક કામનાઓ એટલે સ્ત્રી, પુત્ર, ધન વગેરે મળે એવી ઇચ્છાનો ત્યાગ કરીને) શાસ્ત્રમાં કહેલાં કર્મોનેવિષે સારી રીતે તત્પર રહે છે, તે દેવલોકમાં જાય છે અને આ લોકમાં જે પ્રમાણે સંકલ્પ કરે છે, તે પ્રમાણે સર્વ કામનાઓને તે મેળવે છે.

---

* યજ્ઞયાગ, ખેતીવાડી, વ્યાપાર, વગેરે જે જે કર્મો કરવામાં આવે છે, તે બધાં કામનાથી જ કરવામાં આવે છે. એટલું જ નહિ, પરંતુ જેને પોતાના હિતની તથા અહિતની ખબર હોતી નથી, એવો બ્રહ્મચારી વેદાધ્યયન કરે છે, તેમાં પણ તેની આ લોક પરલોકના અભ્યુદયની કામના સમાયલી હોય છે. પરંતુ શાસ્ત્રમાં તો કામનાથી ધર્માચરણ કરવાનો નિષેધ કર્યો છે. માટે યજ્ઞ, દાન, તપ વગેરે ધર્મકૃત્યોમાં કામના સમાયલી હોવાથી તે તે નહિ કરવાં, આમ સિદ્ધ થશે. કારણ કે કામના કરવી, એ અયોગ્ય છે ત્યારે બીજી તરફ યજ્ઞ, દાન વગેરે કર્મો કરવાની શાસ્ત્રમાં આજ્ઞા કરવામાં આવી છે. આ રીતે શાસ્ત્રમાં પરસ્પર વિરોધ પ્રાપ્ત થતાં તેનું સમાધાન એવું છે કે;- અગ્નિહોત્ર, સોમયાગ વગેરે શ્રૌત કર્મોને વેદાજ્ઞા સમજીને જ કરવાં. પરંતુ તેનાં ફળની ઇચ્છા રાખવી નહિ. કોઇ પણ જાતનાં ફળની ઇચ્છા વગર પણ વાવેલું આંબાનું ઝાડ સમયપર છાયા તથા ફળ બન્નેને આપે છે, તેમ નિષ્કામ કરેલાં શ્રૌત, સ્માર્ત કર્મો પણ સમયપર કર્તાને યથોચિત ફળ આપે છે.

(असद्वृत्तस्तु कामेषु कामोपहतचेतनः ।
नरकं समवाप्नोति तत्फलं न समश्नुते ॥

અધમ કામના કરનારો તથા કામનાઓથી વિક્ષિપ્ત મનવાળો પુરુષ કામનાનાં ફળને પામતો નથી, પરંતુ નરકમાં પડે છે.)

(तस्माच्छ्रुतिस्मृतिप्रोक्तं यथाविध्युपपादितम् ।
काम्यं कर्मेह भवति श्रेयसे न विपर्ययः ॥

તે માટે શ્રુતિમાં અને સ્મૃતિમાં કહેલાં તથા વિધિવાકયોથી નિર્ણય કરેલાં કામ્ય કર્મ આલોકમાં તથા પરલોકમાં શ્રેય કરે છે, પરંતુ વિપરીત ફળ આપતાં નથી.)

*वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥ ६ ॥

ધર્મનાં પ્રમાણો. ૬ સંપૂર્ણ વેદ, વેદશાસ્ત્ર જાણનારાઓએ રચેલાં ધર્મશાસ્ત્રો તથા તેઓનાં શીલ, સત્પુરુષોનો આચાર અને સત્પુરુષોનાં મનનો સંતોષ, આટલાંને ધર્મનાં પ્રમાણ જાણવાં.

---

* આર્ય લોકોનાં સૂત્રો, સ્મૃતિઓ, ઇતિહાસો, પુરાણો અને ધર્મનું મૂળ વેદ છે. વેદ શબ્દ विद् ज्ञाने એ ધાતુને કરણમાં घञ् પ્રત્યય લાગીને થયો છે. મેધાતિથિ આ શબ્દનું નિર્વચન આ પ્રમાણે કરે છે:—" विदन्ति अनन्यप्रमाणवेद्यं धर्मलक्षणमर्थमस्मादिति वेदः પ્રત્યક્ષ, અનુમાન આદિ પ્રમાણોથી જાણી શકાય નહિ તેવા ધર્મનું સ્વરૂપ જેનાથી જાણવામાં આવે તેનું નામ વેદ." આ વેદના બે વિભાગ છે. કાત્યાયન તથા આપસ્તંબ સૂત્રકાર વેદનું લક્ષણ કહેતાં કહે છે કે; "मंत्रब्राह्मणयोर्वेदनामधेयम् મંત્ર અને બ્રાહ્મણ એમ બે ભાગ મળીને વેદ કહેવાય છે." તે વેદની ચાર સંહિતાઓ છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ. આ સંહિતાઓમાં ઋગ્વેદની એકવીશ શાખાઓ છે. ઋગ્વેદની ચરણ વ્યૂહમાં શાકલા, બાષ્કલા, આશ્વલાયની, સાંખ્યાયની અને માંડૂકાયની એમ પાંચ શાખા કહી છે. મેધાતિથિએ ૨૧ શાખાઓ કહી છે, જેનાં નામ મળતાં નથી.

ઋગ્વેદનાં બ્રાહ્મણો:—ઐતરેય અને કૌશીતકી છે. શ્રૌત સૂત્રો;—આશ્વલાયન અને સાંખ્યાયન છે. ગૃહ્યસૂત્રોમાં આશ્વલાયન, સાંખ્યાયન અને બૌધાયન છે અને ઐતરેય, કૌશીતકી, નાદબિંદુ, આત્મપ્રબોધ, નિર્વાણ, મુદ્ગલા, ક્ષમાલિકા, ત્રિપુરા, સૌભાગ્ય, બહ્વૃચાનાં આ દશ ઉપનિષદ્ છે તથા ઐતરેય આરણ્યક છે.

યજુર્વેદની મેધાતિથિના કહેવા પ્રમાણે ૧૦૦ શાખાઓ છે. માનસદીપિકા તથા ચરણવ્યૂહમાં ૮૬ શાખાઓ, મુક્તિકોપનિષદમાં ૧૦૯ શાખાઓ અને અગ્નિપુરાણમાં

**यः कश्चित्कस्यचिद्धर्मो मनुना परिकीर्तितः ।**
**स सर्वोऽभिहितो वेदे सर्वज्ञानमयो हि सः ॥ ७ ॥**

૭ મનુએ જે વર્ણનો જે કંઈ ધર્મ કહ્યો છે, તે સર્વ ધર્મ વેદમાં કહ્યો છે; કારણ કે વેદ સર્વ જ્ઞાનના ભંડારરૂપ છે.

---

૭ શાખાઓ કહેલી છે. તેનાં નામઃ–કાણ્વ, માધ્યંદિની, કઠી, માધ્યકઠી, મૈત્રાયણી, તૈત્તિરીય અને વૈશંપાયની. માનસદીપિકા અને ચરણવ્યૂહમાં ચરક નામની શાખાના ચરક, આહ્વરક, કઠ, પ્રાચ્યકઠ, કપિષ્ઠલકઠ, ચારાયણ્યા, વારાયણ્યા, વારતાંતવ્યા, શ્વેતાશ્વતર, ઔપમન્યવ, પાતંકિનીયા, મૈત્રાયણીયા આવા ૧૨ ભેદ કહ્યા છે. મૈત્રાયણી શાખાના ૭ ભેદ છે. માનવ, દુંદુભા, વારાહા, હારિદ્રવીયા, છગલેયા, સામાયણીયા. આ ૧૮ ભેદો પૂર્વ, ઉત્તર અને નૈઋત્ય દિશાઓમાં ચાલે છે. વાજસનેયી શાખાના ૧૭ ભેદ છે, જાબાલા, બૌધેય, કાણ્વ, માધ્યંદિન, શાખેયા, તપનીયા, કપોલા, પૌન્ડ્રવત્સા, આવટિકા, પરમાવટિકા, પારાશર્યા, વૈનેયા, વૈધેયા, ઓઢેયા, ગાલવા, બૈજવા, કાત્યાયની આ પૂર્વ, ઉત્તર અને નૈર્ઋત્ય દિશામાં ચાલે છે. કૃષ્ણ યજુર્વેદના ઔખ્ય અને કાંડીકેય એવા બે ભેદ છે, તેમાં કાંડીકેયના ભારદ્વાજી, કાલેતા, શાટ્યાયની, આપસ્તંબી, બૌધાયની, સત્યાશાળી, હિરણ્યકેશી અને ઔધેયીક, એવા આઠ ભેદ છે. શુક્લ યજુર્વેદનું શતપથ બ્રાહ્મણ અને કૃષ્ણ યજુર્વેદનું આપસ્તંબ અને તૈત્તિરીય બ્રાહ્મણ છે તથા શુક્લ યજુર્વેદનું કાણ્વ અને હિરણ્ય કેશી નામનાં બ્રાહ્મણો છે. શુક્લ યજુર્વેદનાં ઉપનિષદોઃ–ઇશાવાસ્ય, બૃહદારણ્ય, જાબાલ, હંસ, પરમહંસ, સુબાલા, મંત્રિકા, નિરાલંબ, વિશિખ, બ્રાહ્મણ મંડળ, બ્રાહ્મણદ્વયતારક, પિંગળ, ભિક્ષુ, તુરીયા, તિતાધાત્મ, તારસાર, યાજ્ઞવલ્કય, સાઠયાયની મુક્તિકાના. કૃષ્ણ યજુર્વેદનાં ઉપનિષદો આ પ્રમાણે છેઃ–કઠવલ્લી, તૈત્તિરીયક, બ્રહ્મ, કૈવલ્ય, શ્વેતાશ્વતર, ગર્ભ, નારાયણ, અમૃતબિંદુ, મૃતનાદ, કાલાગ્નિરુદ્ર, ક્ષુરિકા, સર્વસાર, શુકરહસ્ય, તેજોબિંદુ, ધ્યાનબિંદુ, બ્રહ્મવિદ્યા, યોગતત્ત્વ, દક્ષિણામૂર્તિ, સ્કંદ, શારીરક, યોગશિખી, કાક્ષ, રાક્ષ્ય, અવધૂત, કઠરુદ્ર,, હૃદય યોગકુંડલિની, પંચબ્રહ્મ, પ્રાણાગ્નિહોત્ર, વરાહ, કલિસંતરણ ને સરસ્વતી. તેનાં શ્રૌતસૂત્રો આ પ્રમાણે છે;–કાત્યાયન શ્રૌતસૂત્ર, ભારદ્વાજ શ્રૌતસૂત્ર તથા પારસ્કર ગૃહ્યસૂત્ર. કૃષ્ણયજુર્વેદનાં શ્રૌતસૂત્રો આ પ્રમાણે છેઃ–આપસ્તંબ શ્રૌતસૂત્ર અને આપસ્તંબ ગૃહ્યસૂત્ર. તે સિવાય શુક્લ યજુર્વેદનાં હિરણ્યકેશી ગૃહ્યસૂત્ર અને સાંખ્યાયન ગૃહ્યસૂત્ર છે.

સામવેદની ચરણ વ્યૂહમાં એક હજાર શાખાઓ કહેલી છે. તેમાંથી નીચેની શાખાઓ હાલ ઉપલબ્ધ છે. આસુરાયણીયા, વાસુરાયણીયા, વાર્ત્તાન્તરેયા, પ્રાંજલ, ઋગ્વૈનવિધિ, પ્રાચીન યોગ, રાણાયનીય, આ સાત. તેમાં રાણાયનીયના નવ ભેદ છે. શાત્યાયનીય, શાત્યમુગ્રા, ખલ્વલ, મહાખલ્વલ, લાંગલ, કૌથુમ, ગૌતમ, જૈમિનીય. ઉપલી શાખામાંથી ત્રણ શાખાઓ પ્રસિદ્ધ છે. ગૂજરાતમાં કૌથુમી શાખાનો પ્રચાર છે, કર્ણાટકમાં જૈમિનીય શાખાનો અને મહારાષ્ટ્રમાં રાણાયનીય શાખાનો પ્રચાર છે.

सर्वं तु समवेक्ष्येदं निखिलं ज्ञानचक्षुषा ।
श्रुतिप्रामाण्यतो विद्वान्स्वधर्मे निविशेत वै ॥ ८ ॥

૮ વેદ તથા શાસ્ત્રનાં ચિંતનરૂપી જ્ઞાનદૃષ્ટિવડે આ સંપૂર્ણ માનવ ધર્મ શાસ્ત્રને સારી રીતે જાણીને તથા વેદનાં પ્રમાણોને અનુસરીને વિદ્વાન્ પુરુષે સ્વધર્મનું આચરણ કરવું જોઇએ.

---

કૌથુમી શાખાના ૭ ભેદ છે:–કૌથુમ, આસુરાયણ, વાતાયન, પ્રાંજલી, દૈનમૃત, પ્રાચીન યોગ્ય, નૈગમીયા. સામમાં ચાર આર્ચિક છે:–છંદ, આરણ્યક, મહાનામ્ન અને ઉત્તર તથા ચાર ગાન છે–સ્તોત્ર, ગેય, આરણ્ય અને ઉહ. ચાર પરિશિષ્ટ છે:–મહાનામ્ન, ભારંડ, તવસ્ક્ષાપીય ને ગાયત્ર્ય. સામનાં બ્રાહ્મણો અને દૈવત, મંત્ર, સંહિતોપનિષદ્, વંશ, પંચવિંશ, તાંડય મહાબ્રાહ્મણ, સામવિધાન, ષડ્વિંશ, આર્ષેય અને સંહિતા બ્રાહ્મણ છે. સામવેદનાં ઉપનિષદો આપ્રમાણે છે:–કેન, છાંદોગ્ય, આરુણી, મૈત્રાયણી, મૈત્રાય, પૈત્રેયી, વજ્રસૂચિક, યોગચૂડામણિ, વાસુદેવ, મહત્ સંન્યાસ, અવ્યક્ત, તુંડિકા, સાવિત્રી, રુદ્રાક્ષ, જાબાલ, દર્શન અને જાબાલી. શ્રૌતસૂત્રો:–લાટચાયન શ્રૌતસૂત્ર અને ગોભીલ ગૃહ્યસૂત્ર છે.

અથર્વવેદની માનસદીપિકા તથા ચરણવ્યૂહમાં ૧૯ શાખાઓ કહી છે. મુક્તિકોપનિષદ્માં ૫૦ શાખાઓ કહેલી છે. તેની ૯ શાખાઓ આ પ્રમાણે છે:–પૈપ્પલા, દાંત, દામોદાંત, જાબાલા, ઓતાયના, બ્રહ્મપલાશા, શૌનકી, દેવદર્શી અને અરણવિદ્યા. તેનું ગોપથ નામનું એક બ્રાહ્મણ છે અને તેનાં ઉપનિષદો:–પ્રશ્ન, મુંડક અને માંડૂક્ય છે.

શ્રૌતસૂત્રો;–સાંખ્યાયન શ્રૌતસૂત્ર છે. નક્ષત્રકલ્પ, વિધાનકલ્પ, સંહિતા વિધિકલ્પ, અભિચારકલ્પ, શાંતિકલ્પ એ કલ્પસૂત્રો છે અને સાંખ્યાયન ગૃહ્યસૂત્ર છે. ઉપનિષદો–પ્રશ્ન, મુંડ, માંડૂક્ય, અથર્વશીર્ષ અને અથર્વશિખા.

બૃહજ્જાબાલ, નૃસિંહતાપની, નારદપરિવ્રાજક, સીતા, શરભ, મહાનારાયણ, રામરહસ્ય, રામતાપની, શાંડિલ્ય, પરમહંસ, પરિવ્રાજકાંજનપૂર્ણા, સૂર્યાત્મ, પાશુપત, પરબ્રહ્મ, ત્રિપુરાતપન, દેવી, ભાવના, ભસ્મ, જાબાલ, ગણપતિ, મહાવાક્ય, ગોપાલતપન, કૃષ્ણ, હયગ્રીવ, દત્તાત્રેય અને ગારુડા.

આ ચારેય મંત્ર સંહિતાની પદ તથા ક્રમ આવી બે પ્રકૃતિ છે અને જટા, માલા, શિખા, રેખા, ધ્વજ, દંડ, રથ અને ધન, આ આઠ વિકૃતિઓ છે. આ વેદના ચાર ઉપવેદ છે. ઋગ્વેદનો ઉપવેદ આયુર્વેદ, યજુર્વેદનો ધનુર્વેદ, સામનો ગાંધર્વવેદ અને આથર્વણનો શિલ્પશાસ્ત્ર તથા આયુર્વેદ ઉપવેદ છે. શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ આ ૭ વેદનાં અંગો છે. ઉપનિષદો, ઉપવેદો તથા અંગો સાથે મંત્રબ્રાહ્મણાત્મક વેદ ધર્મનું મૂળ ગણાય છે અર્થાત્ વેદમાં ધર્મનું વિવેચન કરેલું છે; તેથી વેદ ધર્મમાં પ્રમાણ ગણાય છે. અહીં મૂળમાં અખિલ એટલે સંપૂર્ણ વેદ ધર્મ જાણવાનું સાધન છે, એમ જે કહ્યું છે, તેનું તાત્પર્ય એ છે કે, વેદના વર્ણ (અક્ષર), માત્રા, પદ પ્રત્યેક સાર્થક હોવાથી ધર્મ જાણવામાટે સંપૂર્ણ વેદ પ્રમાણ ગણાય છે.

श्रुतिस्मृत्युदितं धर्ममनुतिष्ठन्हि मानवः ।
इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥ ९ ॥

૯ મનુષ્ય શ્રુતિમાં અને સ્મૃતિમાં કહેલો ધર્મ પાળવાથી આ લોકમાં કીર્તિ મેળવે છે અને મરણ પછી પરલોકમાં સર્વોત્તમ સુખ મેળવે છે.

*श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः ।
ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ॥ १० ॥

---

વેદવેત્તાઓએ રચેલી સ્મૃતિઓ ધર્મ જાણવામાં પ્રમાણ ગણાય છે અને તે પણ મનુ, અત્રિ, વિષ્ણુ, હારિત, યાજ્ઞવલ્કય, ઉશના, અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ, વસિષ્ઠ, સુમંતુ, બૌધાયન, વૃદ્ધ મનુ, વૃદ્ધ પરાશર, વૃદ્ધ હારિત, વૃદ્ધ સ્મૃતિ, નારદ સ્મૃતિ અને પૈઠીનસી, આ અઠ્ઠાવીશ સ્મૃતિઓ છે. વેદવેત્તાઓનાં શીલ પણ ધર્મ જાણવાનાં સાધનો ગણાય છે. તે શીલ બ્રહ્મણ્યતા, દેવપિતૃભક્તિ, સૌમ્યતા, અપરોપતાપિતા (બીજાને સંતાપ નહિ કરવો તે), અનસૂયતા (ઇર્ષ્યા નહિ કરવી તે), મૃદુત્વ, અપારુષ્ય (અકઠોરતા), મૈત્રતા (સૌ સાથે મિત્રતા), પ્રિયવાદિતા, કૃતજ્ઞતા, શરણ્યતા, કારુણ્ય અને પ્રશાંતિ, એમ તેર છે તે, તથા તેનું જેમાં વર્ણન કરવામાં આવ્યું છે એવાં મહાભારત, રામાયણ વગેરે ઇતિહાસ અને પુરાણો પણ ધર્મમાં પ્રમાણ ગણાય છે. એ જ પ્રમાણે ઇતિહાસ પુરાણોમાં વર્ણવેલો સદાચાર પણ ધર્મમાં પ્રમાણ ગણાય છે. તેમ જ વેદવેત્તા મહાત્મા પુરુષોનું મન જે ધર્માચરણ કરવાથી પ્રસન્ન રહે, તે પણ ધર્મમાં પ્રમાણ ગણાય છે. મેધાતિથિ શીલ શબ્દ ઉપર વિવેચન કરતાં કહે છે કેઃ–'शील समाधौ શીલ ધાતુ સમાધિ અર્થમાં છે, માટે જેઓ વિદ્વાનો હોવા ઉપરાંત ગુરુ, ઉપાધ્યાય વગેરેની પાસે વેદાધ્યયન કરીને વિધિ પ્રમાણે વર્તે છે, તેવા પુરુષોનાં સ્મરણો એટલે સ્મૃતિઓ પણ ધર્મમાં પ્રમાણ ગણાય છે. પરંતુ વેદબાહ્ય શાક્ય, ભોજક, બૌદ્ધ, જૈન વગેરેના સ્મૃતિ-ગ્રન્થો વૈદિકપ્રમાણો વિનાના હોવાથી પ્રમાણ ગણાતા નથી તથા વેદને નામ માત્રથી જ માનનારા છતાં વેદવિરુદ્ધ ઉપદેશ કરનારા પાંચરાત્ર, પાશુપત, અઘોરી, ભૈરવો, શાક્તો, લિંગાયતિકો વગેરેના ગ્રન્થો પણ પ્રમાણ ગણાતા નથી. કારણ કે તેઓએ પોત પોતાના ગ્રંથોમાં પોત પોતાના આચાર્યોને ઇશ્વરાવતાર અને દેવાવતાર વર્ણવ્યા છે તથા તેઓના ઉપાસ્ય દેવો અને ઉપાસનાના વિધિઓ પણ વેદવિરુદ્ધ હોવાથી ધર્મમાં પ્રમાણ ગણાતા નથી. સાધુઓનો કહેતાં મહાત્મા પુરુષોનો આચાર પણ ધર્મમાં પ્રમાણ ગણાય છે. કારણ કે મહાત્માઓ શાસ્ત્રાનુસાર જ આચાર પાળે છે તથા તેઓનું મન જે વિષયનો સ્વીકાર કરે છે, તે પણ ધર્માનુકૂળ હોવાથી ધર્મ જાણવામાં પ્રમાણભૂત થઈ પડે છે.

* સદાચાર ધર્મમાં પ્રમાણ ગણાય છે, પરંતુ તેમાં અંધપરંપરા ઉતરી આવવાનો સંભવ હોય છે. વળી તે બહુ વિસ્તારવાળો હોય છે. ત્યારે સ્મૃતિનાં વાક્યો નિયમિત

૧૦ શ્રુતિ એટલે વેદ અને સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્ર, તે બન્ને ઉપર મિથ્યા તર્કો કરીને તેમાં કહેલા વિચારોપર અશ્રદ્ધા કરવી નહિ. કારણ કે તે બન્નેમાંથી ધર્મ ઉત્પન્ન થયો છે.

*योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद्द्विजः ।
स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥ ११ ॥

---

હોય છે અને શ્રુતિઓના અર્થોનું સ્મરણ કરીને તેમાં ધર્મનો ઉપદેશ કરવામાં આવેલો હોવાથી શ્રુતિ તથા સ્મૃતિ આ બન્ને સબળ પ્રમાણ ગણાય છે, તેમાં પણ શ્રુતિ કહેતાં વેદ સૃષ્ટિના આરંભથી જ સનાતનરૂપે સિદ્ધ છે અને તેમાંથી જ આપણે અમુક ક્રિયા ધર્મરૂપ છે અને અમુક ક્રિયા અધર્મરૂપ છે, એમ જાણી શકીએ છીએ. વેદમાં કહ્યું છે કેઃ–"सोममपाम अमृताश्चामूम અમે સોમનું પાન કરીએ અને અમૃત થઇએ" અર્થાત્ સોમપાન કરનારો શુદ્ધ થઇને સ્વર્ગમાં જાય છે ત્યારે સુરાપાન કરનારો નરકમાં જાય છે તથા અગ્નિષ્ટોમીય પશુહિંસાથી અભ્યુદય થાય છે અને લૌકિક હિંસાથી પાપ થાય છે, આ વાત વેદમાં કહેલી છે. તેના ઉપર કોઇ કુતર્ક કરે કે જેમ લૌકિક હિંસા પાપ-રૂપ છે, તેમ વૈદિક હિંસા પણ પાપરૂપ હોવી જોઇએ. કારણ કે તે પણ એક જાતની હિંસા જ છે અને જો વૈદિકી હિંસા અભ્યુદય કરનારી હોય તો પછી લૌકિકી હિંસા કેમ અભ્યુદય કરે નહિ? પરંતુ આવા કુતર્કોને સિદ્ધાંતરૂપે માનવા, એ અધર્મ ગણાય છે. કારણ કે લૌકિકી હિંસા રાગથી કરવામાં આવે છે માટે તે અધર્મ ગણાય છે; પરંતુ યજ્ઞમાં પશુનું આલભન રાગથી કરવામાં આવતું નથી, પણ વેદવિહિત વિધિથી કર-વામાં આવે છે માટે ધર્મરૂપ ગણાય છે; માટે શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલા વિધિઓ ઉપર કુતર્કો કરવા નહિ, આમ આ શ્લોકમાં મનુ સ્પષ્ટ રીતે કહે છે.

* આજ કાલ કેટલાએક લોકો તર્કને પ્રધાન માને છે અને તેમાં પ્રમાણ તરિકે નિરુક્તની નીચેની આખ્યાયિકાનું પ્રમાણ આપે છે; "ઋષિઓએ દેવોને પ્રશ્ન કર્યો કે, ભવિષ્યમાં અમારામાં કોઇ ઋષિ (મંત્રદ્રષ્ટા) ન થાય તો અમારે વેદાર્થનો વિચાર કેવી રીતે કરવો? ત્યારે દેવોએ તેઓને તર્ક નામનો ઋષિ આપ્યો અર્થાત્ તેઓને કહ્યું કે તમારે તર્કથી વેદાર્થનો વિચાર કરવો." આવા એક પ્રમાણ ઉપરથી કેટલાએક તર્કને જ મુખ્ય માનીને શ્રુતિનો તથા સ્મૃતિનો મનમાનતો અર્થ કરે છે અને વેદમાં તથા ધર્મશાસ્ત્રમાં પોતાના વિચારથી વિરુદ્ધ પડતા ભાગને પ્રક્ષિપ્ત ઠરાવે છે. ત્યારે કેટલાએક શ્રદ્ધાળુ છતાં પણ પોતાના મતની પુષ્ટિને માટે ખેંચતાણ કરીને શ્રુતિના અને સ્મૃતિના ખરા અર્થો તજી દઇને અનર્થ કરે છે. પરંતુ શ્રદ્ધાહીન શુષ્ક તર્ક કરવાનો શાસ્ત્રમાં નિષેધ કર્યો છે. વ્યાસસૂત્રમાં તર્કનું ખંડન કરતાં કહ્યું છે કે; "तर्काप्रतिष्ठानात् તર્ક કરવાથી તત્ત્વજ્ઞાન થતું નથી." મનુએ પણ ધર્મનું જ્ઞાન થવાનો ઉપાય દર્શાવતાં ૧૨ મા અધ્યાયમાં કહ્યું છે કે;–

" वेदशास्त्राविरोधिना । यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः ॥

૧૧ જે દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) જાતિનો પુરુષ નાસ્તિક લોકોએ રચેલાં તર્કશાસ્ત્રના આધારે ધર્મનાં મૂળ તરિકે ગણાતી શ્રુતિનું તથા સ્મૃતિનું અપમાન કરે તો સત્પુરુષોએ વેદની નિંદા કરનારા તે પુરુષને નાસ્તિક જાણવો અને તેને પોતાના મંડળમાંથી બહાર કાઢવો.

**वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।**
**एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥ १२ ॥**

૧૨ વેદ, સ્મૃતિ, સત્પુરુષોનો આચાર તથા જે આચરણ કરવાથી પોતાનું મન પ્રસન્ન થાય તે, આમ ચાર પ્રકારનું ધર્મનું સાક્ષાત્ લક્ષણ (પ્રમાણ) કહેલું છે.

***अर्थकामेष्वसक्तानां धर्मज्ञानं निधीयते ।**
**धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥ १३ ॥**

---

જે મનુષ્ય વેદ તથા શાસ્ત્રને અનુકૂળ તર્ક કરે છે તે ધર્મને જાણે છે, બીજો જાણતો નથી." આવા જ વિચારો આ શ્લોકમાં દર્શાવતાં ભગવાન્ મનુ કહે છે કે, જે બૌદ્ધાદિકનાં તર્કશાસ્ત્રને આધારે સાક્ષાત્ શ્રુતિમાં તથા સ્મૃતિમાં કહેલા ધર્મનો અનાદર કરે છે, તેને નાસ્તિક અને વેદનિંદક જાણવો.

* અર્થમાં આસક્તિવાળા કહેતાં પૃથ્વી, ગાય, ઘોડા, પશુઓ અને ધન વગેરે મેળવવા માટે વ્યાપાર, ખેતી વગેરે ધંધો કરનારા તથા કામમાં આસક્તિવાળા એટલે સ્ત્રી, સંગીત, વાદિત્રોના શોખમાં રચી પચી રહેલા લોકો વેદ તથા વેદનાં અંગોનું અધ્યયન કરી શકતા નથી અને તેથી તેઓ ધર્મનું સૂક્ષ્મ સ્વરૂપ જાણી શકતા નથી. કારણ કે અર્થ અને કામની આસક્તિ રાખવાથી વેદ, વેદનાં અંગો, ધર્મશાસ્ત્ર, ઇતિહાસ, પુરાણ વગેરે ભણવાનો કે વાંચવાનો અવસર મળતો નથી અને તેથી ધર્મનું જ્ઞાન પણ થતું નથી. માટે ધર્મ જાણવાની ઇચ્છાવાળાએ અર્થ તથા કામના ઉપરથી આસક્તિ દૂર કરીને ધર્મશાસ્ત્રોનું અધ્યયન કરવાની જરૂર છે. જેણે વેદનું તથા વેદાંગનું અધ્યયન કરેલું હોય અને જેને સમાવર્તન સંસ્કાર થયો ન હોય, એવો બ્રહ્મચારી ધર્મજિજ્ઞાસાને યોગ્ય છે. એ વાત "अथातो धर्मजिज्ञासा" એ સૂત્રના વિવેચનમાં સ્પષ્ટ રીતે કહી છે. વેદ સર્વ વિદ્યાનો ભંડાર છે અને તેમાં રહેલા અલૌકિક જ્ઞાનને લીધે વિદેશીઓ પણ વેદને માન આપે છે. માટે વેદધર્મીઓએ તો સ્વધર્મનો નિર્ણય વેદવચનોથી જ કરવો જોઇએ. વેદને અનુકૂળ એવાં સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ વગેરેને પણ પ્રમાણ માનવાં. પણ ધર્મ જાણવા માટે સર્વ કરતાં મુખ્ય અને સબળ પ્રમાણ શ્રુતિ કહેતાં વેદ છે. આ વાત દર્શાવતાં આઠમા શ્લોકમાં કહ્યું છે કે; "श्रुतिप्रामाण्यतो विद्वान् स्वधर्मे निविशेत वै વિદ્વાન પુરુષે શ્રુતિનાં પ્રમાણોનો આધાર લઇને સ્વધર્માચરણ કરવું."

૧૩ અર્થ (ધન) સંપાદન કરવામાં અને કામ (વૈભવો) ભોગવવામાં જેઓનું મન આસક્ત થયું ન હોય, તેઓને ધર્મનો ઉપદેશ કરવો, આમ શાસ્ત્રમાં કહ્યું છે અને ધર્મ જાણવાની ઇચ્છા રાખનારાઓને મુખ્ય પ્રમાણ શ્રુતિ એટલે વેદ છે.

**श्रुतिद्वैधं तु यत्र स्यात्तत्र धर्मावुभौ स्मृतौ ।**
**उभावपि हि तौ धर्मौ सम्यगुक्तौ मनीषिभिः ॥ १४ ॥**

૧૪ જ્યાં બે શ્રુતિઓ પરસ્પર વિરુદ્ધ વિષયને કહેતી હોય, ત્યાં તે બન્નેય વિષયને ધર્મ સમજવા. કારણ કે ઋષિઓએ તે બન્નેયને સત્ય ધર્મ કહેલો છે.

**उदितेऽनुदिते चैव समयाध्युषिते तथा ।**
**सर्वथा वर्तते यज्ञ इतीयं वैदिकी श्रुतिः ॥ १५ ॥**

૧૫ અગ્નિમાં હોમ ક્યારે કરવો, તે વિશે ત્રણ શ્રુતિઓ નીચે પ્રમાણે ભિન્ન ભિન્ન સમય દર્શાવે છે; उदिते जुहुयात् સૂર્યોદય પછી હોમ કરવો, अनुदिते जुहुयात् સૂર્યોદય પહેલાં અરુણોદય સમયે હોમ કરવો તથા समयाध्युषितेजुहुयात् સૂર્ય અને નક્ષત્ર એમાનું કોઇ પણ દેખાતું ન હોય, તેવે સમયે હોમ કરવો; આમ હોમને માટે ત્રણ જૂદા જૂદા સમય કહેલા છે, માટે એ ત્રણમાંથી હરકોઇ સમયે સર્વથા અગ્નિહોત્રમાં હોમ આપવો. આવું વેદની શ્રુતિનું તાત્પર્ય છે અને આ ત્રણેય પક્ષ સત્ય છે.

**(श्रुतिं पश्यन्ति मुनयः स्मरन्ति तु थथास्मृति ।**
**तस्मात्प्रमाणं मुनयः प्रमाणं प्रथितं भुवि ॥**

મુનિઓ શ્રુતિઓના દ્રષ્ટા છે અને તેઓ શ્રુતિઓનું સ્મરણ કરીને સ્મૃતિના ગ્રંથો રચે છે; માટે મુનિઓએ રચેલી સ્મૃતિઓ જગતમાં પ્રમાણ-તરિકે પ્રસિદ્ધ ગણાય છે.)

**(धर्मव्यतिकरो दृष्टः श्रेष्ठानां साहसं तथा ।**
**तदन्वीक्ष्य प्रयुञ्जानाः सीदन्त्यपरधर्मजाः ॥**

મહાત્મા પુરુષો ધર્મોલ્લંઘન કરે તથા સાહસ કર્મ કરે, તે જોઇને જે પુરુષો તેઓનું અનુકરણ કરે છે તેઓ સીદાય છે.)

**निषेकादिश्मशानान्तो मन्त्रैर्यस्योदितो विधिः ।**
**तस्य शास्त्रेऽधिकारोऽस्मिञ्ज्ञेयो नान्यस्य कस्यचित् ॥ १६ ॥**

૧૬ જેને ગર્ભાધાન સંસ્કારથી માંડીને અંત્યેષ્ટિ સૂધીના સંસ્કારો વેદના મંત્રોથી કરવા આમ કહ્યું છે, તે દ્વિજવર્ણને આ ધર્મશાસ્ત્ર ભણવાનો અધિકાર છે; બીજા કોઇને પણ અધિકાર નથી એમ જાણવું.

**सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।**
**तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते ॥ १७ ॥**

૧૭ સરસ્વતી અને દૃષદ્વતી નામની દેવતાઓની બે નદીઓની વચ્ચે દેવતાઓએ નિર્માણ કરેલા દેશને બ્રહ્માવર્ત દેશ કહે છે.

પવિત્ર દેશ.

***तस्मिन्देशे य आचारः पारंपर्यक्रमागतः ।**
**वर्णानां सान्तरालानां स सदाचार उच्यते ॥ १८ ॥**

૧૮ તે દેશમાં વસતા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રોનો અને વર્ણસંકર પ્રજાનો પરંપરાથી ક્રમવાર જે આચાર ચાલ્યો આવે છે, તે સદાચાર કહેવાય છે.

**( विरुद्धा च विगीता च दृष्टार्थादिष्टकारणे ।**
**स्मृतिर्न श्रुतिमूला स्याद्या चैषा संभवश्रुतिः ॥**

જે સ્મૃતિ વેદવિરુદ્ધ આચાર કહેતી હોય, નિંદાપાત્ર હોય, પ્રત્યક્ષ પ્રમાણસિદ્ધ લૌકિકાર્થનો વિચાર કરનારી હોય અને જેનાં મૂળને માટે શ્રુતિની સંભાવના કરવામાં આવતી હોય, પરંતુ ખરી રીતે જેનું મૂળ શ્રુતિ ન હોય, તેને સ્મૃતિ તરીકે પ્રમાણ માનવી નહિ.)

---

* આ શ્લોકમાં બ્રહ્માવર્ત દેશના આચારને સદાચાર માનવાનું કહ્યું છે, પરંતુ બ્રહ્માવર્ત દેશમાં રહેનારા વિદ્વાન્ અને સત્પુરુષોના આચારનેજ સદાચાર માનવો કે, ત્યાં વસનારા સર્વના આચારને સદાચાર માનવો, આ એક પ્રશ્ન છે. જો તે દેશના વિદ્વાનોના જ આચારને સદાચાર માનવામાં આવે તો સર્વ દેશના સત્પુરુષોના આચારોને પણ સદાચાર માનવો જોઇએ અને તે વાત "आचारश्चैव साधूनाम्" એ શ્લોકમાં કહી જ છે. માટે આ શ્લોક નિરર્થક થશે. આ શંકાનું સમાધાન આ પ્રમાણે છેઃ– પ્રાચીન સમયમાં બ્રહ્માવર્તમાં રહેનારા બહુધા કુળપરંપરાથી ધર્મના સંસ્કારવાળા હતા, તેથી સદાચારી હતા. અહીં તે દેશના આચારનું મુખ્ય વર્ણન કર્યું છે. બ્રહ્માવર્ત વગેરે દેશના વર્ણન ઉપરથી કોઈ અબુધ શંકા કરે કે, બ્રહ્માવર્તના રહેનારા બ્રાહ્મણે આ સ્મૃતિ રચેલી હશે, પરંતુ તેમ કહેનારાનું તે અનુમાન ખોટું છે. અહીં તો ધર્મનું વર્ણન કરતાં પ્રસંગાવશાત્ પવિત્ર દેશો કયા, આવો પ્રશ્ન ઉત્પન્ન થતાં પવિત્ર અને ધર્માચરણ કરવા યોગ્ય બ્રહ્માવર્ત વગેરે દેશો ક્યાં આવેલા છે અને તેની સીમા કેટલી છે, તે દર્શાવ્યું છે.

**कुरुक्षेत्रं च मत्स्याश्च पञ्चालाः शूरसेनकाः ।**
**एष ब्रह्मर्षिदेशो वै ब्रह्मावर्तादनन्तरः ॥ १९ ॥**

૧૯ કુરુક્ષેત્ર તથા મત્સ્ય દેશ, પંચાલદેશ અને શૂરસેનદેશ, એ બ્રહ્મર્ષિ દેશ કહેવાય છે અને તે બ્રહ્માવર્તના કરતાં જરા ઉતરતા ગણાય છે.

**एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।**
**स्वं स्वं चरित्रं शिक्षेरन्पृथिव्यां सर्वमानवाः ॥ २० ॥**

૨૦ ઉપર કહેલા દેશમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણની પાસેથી પૃથ્વી ઉપરનાં સર્વે મનુષ્યોએ પોતપોતાનો સદાચાર શીખવો.

**हिमवद्विन्ध्ययोर्मध्यं यत्प्राग्विनशनादपि ।**
**प्रत्यगेव प्रयागाच्च मध्यदेशः प्रकीर्तितः ॥ २१ ॥**

૨૧ હિમાચળ અને વિંધ્યાચળની વચ્ચે, જ્યાં સરસ્વતી નદી લુપ્ત થઈ ગઈ છે, તેના પૂર્વ ભાગમાં તથા પ્રયાગથી પશ્ચિમ ભાગમાં આવેલો પ્રદેશ મધ્યદેશ કહેવાય છે.

**आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् ।**
**तयोरेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥ २२ ॥**

૨૨ પૂર્વ સમુદ્રથી આરંભીને પશ્ચિમ સમુદ્રની વચ્ચેના અને હિમાચળથી આરંભીને વિંધ્યાચળ સૂધીની વચ્ચેના પ્રદેશને વિદ્વાનો આર્યાવર્ત કહે છે.

***कृष्णसारस्तु चरति मृगो यत्र स्वभावतः ।**
**स ज्ञेयो यज्ञियो देशो म्लेच्छदेशस्त्वतः परः ॥ २३ ॥**

---

* આ શ્લોકમાં યજ્ઞ કરવાયોગ્ય દેશનું તથા મ્લેચ્છદેશનું વિવેચન કરવામાં આવ્યું છે. આ શ્લોક એવો વિધિ દર્શાવતો નથી કે, જે દેશમાં કાળીયાર મૃગ ફરતો હોય તેજ દેશમાં યજન કરવું. પરંતુ જ્યાં કાળીયાર મૃગ ફરતો હોય, તે દેશ યજ્ઞ કરવાયોગ્ય છે, આમ દેશની યોગ્યતા બતાવે છે. કારણ કે તેવા દેશમાં સોમ, ખેર, દર્ભ, ખાખરો, ઉદુંબર વગેરે યજ્ઞની સામગ્રી સુલભ હોય છે. આ ભારતવર્ષ પણ તેવો જ દેશ છે. આ દેશમાં ચાતુર્હોત્ર કર્મ કરનારી પ્રજા પણ વસે છે, તેથી આ દેશને યજ્ઞકરવાયોગ્ય આર્યાવર્ત કહ્યો છે અને ભારતવર્ષ શિવાયના બીજા દેશને મ્લેચ્છદેશ કહ્યા છે. કારણ કે તે દેશોમાં મ્લેચ્છો વસે છે. વિષ્ણુસ્મૃતિમાં કહેલું છે કે;

"चातुर्वर्ण्यव्यवस्थानं यस्मिन्देशे न विद्यते । स म्लेच्छदेशो विज्ञेय आर्यावर्तस्ततः परः"

જે દેશમાં બ્રાહ્મણાદિક ચાર વર્ણની વ્યવસ્થા ન હોય, તેને મ્લેચ્છ દેશ જાણવો અને જે દેશમાં ચાર વર્ણની વ્યવસ્થા હોય તેને આર્યાવર્ત જાણવો."

૨૩ જે દેશમાં કૃષ્ણ વર્ણનો મૃગ (હરણ) સ્વાભાવિક રીતે ફર્યા કરે છે, તે દેશને યજ્ઞ કરવાયોગ્ય દેશ જાણવો અને તે શિવાયના બીજા દેશને મ્લેચ્છદેશ જાણવો.

*एतान्द्विजातयो देशान्संश्रयेरन्प्रयत्नतः ।
शूद्रस्तु यस्मिन्कस्मिन्वा निवसेद्वृत्तिकर्शितः ॥ २४ ॥

---

* દ્વિજવર્ણની સેવા કરવી, આ શૂદ્રોનો ધર્મ હોવાથી જે દેશમાં દ્વિજ વર્ણ રહેતા હોય, તે દેશમાંજ શૂદ્રને રહેવાનું કહ્યું છે. છતાં તેનું કુટુંબ જો મોટું હોય અને તેઓની આજીવિકા ચાલતી ન હોય તો તેણે બ્રહ્માવર્તાદિક દેશ તજીને બીજા દેશોમાં પણ નિવાસ કરવો, પરંતુ મ્લેચ્છ દેશોમાં તો નિવાસ કરવોજ નહિ. કારણ કે ત્યાં વાસ કરવાથી તે દેશના લોકોની સાથે હરવાફરવાનો, જળપાનનો, તેમણે રાંધેલાં અન્નનાં ભોજનનો એમ અનેક જાતનો પ્રસંગ આવી પડવાથી મ્લેચ્છ થવાનો પ્રસંગ પણ આવે છે. મનુસ્મૃતિના ટીકાકાર મેધાતિથિ મ્લેચ્છદેશમાં વાસ કરવાના સંબંધમાં કહે છે કે;—

"देशान्तरे संभवति धनार्जने निवसेत् । तत्रापि न म्लेच्छभूयिष्ठे" किं तर्हि अयज्ञीये । म्लेच्छावृते यानासनाशनादिक्रियानिमित्तस्य संसर्गस्य अपरिहार्यत्वात्तद्भावापत्तिप्रसङ्गात् ॥ પોતાના દેશ વિના બીજા દેશમાં જો ધન સંપાદન કરવાનો સંભવ હોય તો ત્યાં રહેવું. પરંતુ જ્યાં ઘણા મ્લેચ્છો રહેતા હોય તેવા દેશમાં રહેવું નહિ, પરંતુ કોઇ અયજ્ઞીય દેશમાં જઇને રહેવું. જ્યાં મ્લેચ્છોજ વસતા હોય તેવા દેશોમાં રહેવાથી તેઓની સાથે બેસવા ઉઠવાનો તથા ભોજન વગેરેનો પ્રસંગ છોડી શકાતો નથી, તેથી ત્યાં રહેનારાને મ્લેચ્છ થવાનો પ્રસંગ આવી પડે છે." આવી રીતે મનુ શૂદ્રને પણ મ્લેચ્છ દેશમાં નિવાસ કરવાનો નિષેધ કરે છે તો પછી દ્વિજો તો મ્લેચ્છના દેશમાં કેમ જ રહી શકે? કદાચ તીર્થયાત્રાપ્રસંગે પગ રસ્તે જતાં માર્ગમાં મ્લેચ્છદેશ આવી ચડે, તો તેવા દેશોમાંથી ઘેર આવ્યા પછી પ્રાયશ્ચિત્ત કરવું. અહીં બીજો એક પ્રશ્ન એવો પણ થાય છે કે, ભૂમિને અપવિત્ર માનવી કે મનુષ્યોને અપવિત્ર માનવા. આના સંબંધમાં મેધાતિથિ કહે છે કેઃ—

"न भूमिः स्वतो दुष्टा संसर्गादिह सा दुष्यति अमेध्योपहता इव ॥ ભૂમિ પોતે અપવિત્ર નથી, પરંતુ વિષ્ઠા વગેરે અપવિત્ર વસ્તુના સંસર્ગથી પદાર્થ જેમ અપવિત્ર થાય છે, તેમ ભૂમિ પણ મ્લેચ્છોના સંબંધથી અપવિત્ર થાય છે.

પુરુષ અને દેશના સંબંધમાં મેધાતિથિ કહે છે કે;—

"न देशसंबन्धेन पुरुषा म्लेच्छाः किं तर्हि पुरुषसंबन्धेन म्लेच्छदेशता ॥

દેશના સંબંધથી પુરુષો મ્લેચ્છ થતા નથી, પરંતુ મ્લેચ્છ પુરુષોના સંબંધથી દેશ મ્લેચ્છ બને છે." માટે જ આર્ય લોકોએ મ્લેચ્છ દેશમાં જઇને નિવાસ કરવો નહિ.

૨૪ દ્વિજવર્ણે ઉપર કહેલા દેશોમાં પ્રયત્નપૂર્વક નિવાસ કરવો અને

---

કારણ કે ત્યાં નિવાસ કરવાથી મ્લેચ્છોની સાથે ભોજનાદિનો પ્રસંગ આવી પડે છે, માટે તેવા દેશમાં જવાનો કે નિવાસ કરવાનો શાસ્ત્રમાં નિષેધ કર્યો છે.

હવે આપણે સમુદ્રયાન તથા પરદેશગમનવિષે ધર્મશાસ્ત્રકારોના વિચારોનું અવલોકન કરીએ. સમુદ્રયાન કરનારા દ્વિજવર્ણને બૌધાયને ત્રિવાર્ષિક પ્રાજાપત્યનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે. પરંતુ હાલના સમય તરફ જોતાં જે આર્યો સમુદ્રને માર્ગે મ્લેચ્છદેશોમાં જાય છે, તેઓને સમુદ્રયાનથી જ ઉત્પન્ન થતા પાપની નિવૃત્તિ માટે બૌધાયન સ્મૃતિમાં કહેલું ત્રિવાર્ષિક પ્રાયશ્ચિત્ત આપવું નિરર્થક છે. કારણ કે સમુદ્રયાનની સાથે ૧ મ્લેચ્છસહ ભોજન, ૨ મ્લેચ્છોચ્છિષ્ટ ભોજન, ૩ મ્લેચ્છસિદ્ધાન્ન (મ્લેચ્છોએ રાંધેલું) ભોજન, ૪ મ્લેચ્છસ્પૃષ્ટાન્ન ભોજન, ૫ મ્લેચ્છદેશનિવાસ. આ રીતે અનેક પાપો ઉત્પન્ન થાય છે અને તે તે પાપો પતિત કરનારાં છે. શાસ્ત્રમાં સુરાપાન, અગમ્યાગમન, ગોમાંસભક્ષણ વગેરે પાપો કરનારાઓને મહાપાતકી કહેલા છે. બૃહસ્પતિસ્મૃતિમાં કહેલું છે કે;– "एकशय्यासनं पङ्क्तिर्भाण्डपक्त्त्यन्नमिश्रणम् । याजनाध्यापने योनिस्तथा च सहभोजनम् ॥ नवधा संकरः प्रोक्तो न कर्त्तव्योऽधमैः सह ॥ પતિતોની સાથે સુવાથી, બેસવાથી, એક પંક્તિમાં ભોજન કરવાથી, એક પાત્રમાં રસોઇ કરીને જમવાથી, અન્નનું મિશ્રણ થવાથી, યાજન, અધ્યાપન, કન્યાસંબંધ અને સહભોજન કરવાથી, એમ નવ પ્રકારે સંબંધ કરવાથી પતિત થવાય છે. માટે તેઓની સાથે તેવો સંબંધ કરવો નહિ." દેવલસ્મૃતિમાં પણ કહ્યું છે કે; "संलापस्पर्शनिःश्वाससहयानासनाशनात् । याजनाध्यापनाद्यौनात्पापं संक्रमते नृणाम् ॥ પતિતની સાથે વાર્તાલાપ, સ્પર્શ, શ્વાસોશ્વાસ, સહગમન, સાથે બેસવું, સાથે ભોજન, યાજન, અધ્યાપન અને કન્યા સંબંધ આટલાં કર્મ કરવાથી તે પતિતનું પાપ, તેનો સંબંધ કરનારાને પણ લાગે છે." પરંતુ પતિતની સાથે ઉપરના સંબંધમાંથી કયા કયા સંબંધ કરવાથી કેટલે વખતે અને કેવી જાતના પતિત થવાય છે, તેને માટે યાજ્ઞવલ્ક્ય કહે છે કે;–"ब्रह्महा मद्यपः स्तेनस्तथैव गुरुतल्पगः ॥ एते महापातकिनो यश्च तैः सह संवसेत् । एभिस्तु संवसेद्यो वै वत्सरं सोपि तत्समः॥ બ્રહ્મહત્યા કરનારા, મદ્યપાન કરનારા, બ્રાહ્મણનું સુવર્ણ ચોરનારા અને ગુરુપત્નીની સાથે ગમન કરનારા મહાપાતકીઓ ગણાય છે અને એ મહાપાતકીઓની સાથે જે એક વર્ષ સૂધી રહે છે, તે પણ મહાપાતકી થાય છે." આ સ્મૃતિમાં પણ કહ્યું છે કે;– "संवत्सरेण पतति पतितेन सहाचरन् । याजनाध्यापनाद्यौनान्न तु यानासनाशनात् ॥ પતિતની સાથે એક વર્ષ સૂધી એક ગાડીમાં બેસીને જવા આવવાથી, એક આસન ઉપર બેસવાથી તથા એક પંક્તિમાં બેસીને ભોજન કરવાથી પુરુષ પતિત થાય છે." પરંતુ યાજન, અધ્યાપન અને કન્યા લેવા દેવાથી તો વર્ષ દિવસે નહિ, પરંતુ તુરત જ પતિત થાય છે." વ્યાસસ્મૃતિમાં કહ્યું છે કે;–"यो येन संवसेद्वर्षं सोपि तत्समतामियात् જે પુરુષ જે પતિતની સાથે એક વર્ષ સૂધી રહે છે, તે પુરુષ તેના જેવો થાય છે."

શૂદ્રે તો ઉપર કહેલા દેશોમાં પોતાની આજીવિકા ન ચાલે તો હરકોઈ પણ દેશમાં નિવાસ કરવો.

---

દેવલસ્મૃતિમાં તથા બૌધાયનસ્મૃતિમાં કહ્યું છે કે;—"याजनं योनिसंबंधं स्वाध्यायं सहभोजनम्। कृत्वा सद्यः पतन्त्येते पतितेन न संशयः ॥ પતિતને યજ્ઞ કરાવવાથી, કન્યા આપવાથી (તેની કન્યા પરણવાથી, થોડું પ્રાયશ્ચિત્ત લાગે છે તેથી તે પતિત નથી), પતિતને વેદ શાસ્ત્રનું અધ્યાપન કરાવવાથી, પતિતની પાસે વેદ શાસ્ત્રનું અધ્યયન કરવાથી તથા તેની પાસે એક પંક્તિમાં બેસીને ભોજન કરવાથી પણ પુરુષ સર્વથા તુરત જ પાતકી થાય છે."

આ સર્વ સંદર્ભ ઉપરથી આટલું તો સિદ્ધ થાય છે કે, પતિતની સાથે ઉપર દર્શાવેલો યાજનાદિક ચાર જાતનો સંબંધ કરવાથી તુરત પતિત થવાય છે અને બીજા સહયાન આદિ સંબંધ કરવાથી એક વર્ષે પતિત થવાય છે.

આ પ્રમાણે ભારતવર્ષમાં જ જન્મેલો આર્ય જાતિનો પુરુષ જો ઉપર કહેલાં મહાપાપો એક વાર પણ કરે છે તો તે પતિત થાય છે અને તેનો સંસર્ગી પણ પતિત થાય છે તો પછી જેઓ જન્મથી જ મ્લેચ્છો છે, જેઓના પૂર્વજો અને તેઓ પોતે જન્મથી જ સુરાપાન, અગમ્યાગમન, ગોમાંસભક્ષણ વગેરે મહાપાપો કરતા આવ્યા છે અને કરે છે, તેઓની સાથે ભોજન કરનારો, તે જમ્યા પછી બાકી વધેલું ઉચ્છિષ્ટ ભોજન કરનારો અને તેનું રાંધેલું જમનારો પુરુષ સર્વથા મ્લેચ્છ થાય, તેમાં લેશ પણ સંશય નથી અને તેવા પુરુષોને માટે ધર્મશાસ્ત્રકારોએ પ્રાયશ્ચિત્ત કહ્યું જ નથી. કારણ કે ચાંડાલ, મ્લેચ્છ, પુલ્કસ વગેરેને યાજ્ઞવલ્કય સ્મૃતિકારે સમાન સ્થિતિમાં મૂક્યા છે. ચાંડાલનું ભોજન કરનારાને અંગિરાએ આ પ્રમાણે પ્રાયશ્ચિત્ત આપ્યું છે:—"चाण्डालपतितादीनामुच्छिष्टान्नस्य भक्षणे। चान्द्रायणं चरेद्विप्रः क्षत्रः सांतपनं चरेत् ॥ षड्रात्रं च त्रिरात्रं च वर्णयोरनुपूर्वशः। ચાંડાલ તથા પતિત-(મ્લેચ્છ) વગેરેનાં ઉચ્છિષ્ટાન્નનું ભોજન કરનારા બ્રાહ્મણે ચાંદ્રાયણ પ્રાયશ્ચિત્ત કરવું, ક્ષત્રિયે સાંતપન કરવું, વૈશ્યે છ રાત્રિ અને શૂદ્રે ત્રણ રાત્રિ ઉપવાસ કરવા." ચાંડાલનું રાંધેલું ભોજન કરનારાને આપસ્તંબ આ પ્રમાણે પ્રાયશ્ચિત્ત આપે છે:—"चाण्डालान्नं यदा भुक्तं ब्राह्मणाद्यैः प्रमादतः। चांद्रायणं चरेद्विप्रः क्षत्रः सांतपनं चरेत् ॥ षड्रात्रं च त्रिरात्रं च वर्णयोरनुपूर्वशः। બ્રાહ્મણ વગેરે જાતિનો પુરુષ ચાંડાળ વગેરેના અન્નનું પ્રમાદથી જો ભોજન કરે તો બ્રાહ્મણે ચાંદ્રાયણ અને ક્ષત્રિયે સાંતપન વ્રત કરવું તથા વૈશ્યે છ રાત્રિ અને શૂદ્રે ત્રણ રાત્રિ ઉપવાસ કરવા." તે જ વિષયમાં બૃહસ્પતિ કહે છે કે;—"पतितानां गृहं गत्वा भुक्त्वा वा प्रतिगृह्य च। मासोपवासं कुर्वीत चांद्रायणमथापि वा ॥ પતિતોને ઘેર જઈને ભોજન કરવાથી અથવા તો તેઓને ત્યાંથી દાન લેવાથી મનુષ્ય પાતકી થાય છે અને તેણે તે પાપમાંથી છૂટવા માટે એક મહિના સુધી ઉપવાસ કરવા અથવા તો ચાંદ્રાયણ વ્રત કરવું."

*एषा धर्मस्य वो योनिः समासेन प्रकीर्तिता ।
संभवश्चास्य सर्वस्य वर्णधर्मान्निबोधत ॥ २५ ॥

૨૫ તમને ધર્મનાં આ સાધનો ટુંકામાં કહ્યાં તથા સર્વ જગતની ઉત્પત્તિ પણ કહી. હવે તમે બ્રાહ્મણ વગેરે વર્ણના ધર્મ સાંભળો !

---

આ પ્રમાણે આપસ્તંબ અને અંગિરા સ્મૃતિની આજ્ઞાપ્રમાણે જ મ્લેચ્છોએ રાંધેલું તથા તેઓનું ઉચ્છિષ્ટાન્ન એકવાર અજ્ઞાનથી જમનારાને બેવાર ચાંદ્રાયણ કરવું પડે છે, બુદ્ધિપૂર્વક જમનારાને ચાર ચાંદ્રાયણ કરવાં પડે છે અને તે ગણત્રી પ્રમાણે બુદ્ધિપૂર્વક અનેક દિવસો, અનેક મહિનાઓ અને વર્ષોસુધી જેઓ પતિતોની સાથે ભોજન કરે છે તે "ज्ञानात्साम्यं तु गच्छति જાણી જોઇને પતિતોની સાથે ભોજન કરવાથી પતિત સમાન થાય છે" આ વચનાનુસાર લાંબા વખત સુધી બુદ્ધિપૂર્વક સંસર્ગ રાખનારાઓ મ્લેચ્છ થાય છે અને તેઓને માટે શાસ્ત્રમાં પ્રાયશ્ચિત્ત છે જ નહિ, માટે જ "द्विजस्याब्धौ तु नौयातुः शोधितस्यापि संग्रहो न कर्तव्यः" એમ આદિત્ય પુરાણના કલિવર્જ્ય પ્રકરણમાં કહ્યું છે. "समुद्रयातुःस्वीकारः (कलौ न कर्तव्यः)" ઇત્યાદિ બૃહન્નારદીયપુરાણમાં પણ કહ્યું છે. આ રીતે કળિયુગમાં સમુદ્ર માર્ગે મ્લેચ્છદેશમાં જઇ આવનારાઓને જ્ઞાતિમાં ખાનપાનાદિકનો વ્યવહાર કરવામાટે શાસ્ત્રમાં નિષેધ કરવામાં આવ્યો છે.

સત્યયુગ વગેરે પ્રાચીન કાળમાં પુરુષો જે જે પાપ કરતા હતા, તે તે પાપ પરિષદ્‌ની (વેદ શાસ્ત્ર જાણનારા બ્રાહ્મણોની સભા) પાસે યથાર્થરીતે કહેતા હતા અને પરિષદ્ જેવું પ્રાયશ્ચિત્ત કહેતી હતી, તેવું જ પ્રાયશ્ચિત્ત કરીને તે પાપમાંથી છૂટતા હતા. તે સમયમાં બીજા દેશમાં પણ ચારે વર્ણની પ્રજા રહેતી હતી અને તે પણ યથાર્થ રીતે ધર્માચરણ કરતી હતી. પરંતુ કાળે કરીને ચાર વર્ણની પ્રજા માત્ર ભારતવર્ષમાં જ રહી અને સમુદ્ર ઉલ્લંઘી દેશાંતરમાં જનારાઓ કળિયુગનાં પ્રમાણ પ્રમાણે મ્લેચ્છોના સંસર્ગથી પતિત થશે ને પરિષદ્‌ની પાસે મ્લેચ્છભોજનના પ્રાયશ્ચિત્તને બદલે સમુદ્રયાનનું પ્રાયશ્ચિત્ત માગશે, એમ સમજીને ભવિષ્યવેત્તા ઋષિ મુનિઓએ કળિયુગમાં સમુદ્રયાનવડે દ્વીપાંતર ગમનનો નિષેધ કર્યો છે.

*ધર્મશાસ્ત્રમાં ધર્મના છ ભેદ કહ્યા છે. વર્ણધર્મ, આશ્રમધર્મ, વર્ણાશ્રમધર્મ, ગુણધર્મ, નિમિત્તધર્મ અને સાધારણધર્મ. કેવળ વર્ણને જ ઉદ્દેશીને કહેવામાં આવેલો ધર્મ વર્ણધર્મ કહેવાય છે, યાજન, અધ્યાપન વગેરે ધર્મ બ્રાહ્મણનો વર્ણધર્મ છે, સીમાપાલન, રાજ્યરક્ષણ એ ક્ષત્રિયનો વર્ણધર્મ છે, કૃષિ, વ્યાપાર વગેરે વૈશ્યનો વર્ણધર્મ છે અને સેવા એ શૂદ્રોનો વર્ણધર્મ છે. આ સર્વે વર્ણધર્મ કહેવાય છે. કેવળ આશ્રમને ઉદ્દેશીને જ કહેવામાં આવેલો ધર્મ આશ્રમધર્મ કહેવાય છે. જેમકે બ્રહ્મચારીએ ભિક્ષાભોજન કરીને અધ્યયન કરવું, ગુરુની સેવા કરવી વગેરે. તે પ્રમાણે જ ગૃહસ્થાશ્રમના અને

**वैदिकैः कर्मभिः पुण्यैर्निषेकादिर्द्विजन्मनाम् ।**
**कार्यः शरीरसंस्कारः पावनः प्रेत्य चेह च ॥ २६ ॥**

દ્વિજવર્ણના સંસ્કારો.

૨૬ દ્વિજવર્ણને ( બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય જાતિના પુરુષને ) વેદમાં કહેલાં પવિત્ર કર્મોવડે ગર્ભાધાન વગેરે શરીરના સંસ્કારો કરવા; તે સંસ્કારો આ લોકમાં તથા પરલોકમાં પવિત્ર કરનારા છે. અર્થાત્ સંસ્કાર કરવાથી આ લોકમાં વેદાધ્યયન વગેરેનો અધિકાર મળે છે ને પરલોકમાં યાગાદિનું ફળ મળે છે.

***गार्भैर्होमैर्जातकर्मचौडमौञ्जीनिबन्धनैः ।**
**बैजिकं गार्भिकं चैनो द्विजानामपमृज्यते ॥ २७ ॥**

---

વાનપ્રસ્થાશ્રમના ધર્મો પણ સમજી લેવા. વર્ણ તથા આશ્રમ એ બન્નેને ઉદ્દેશીને કહેલો ધર્મ વર્ણાશ્રમધર્મ કહેવાય છે. જેમકે બ્રાહ્મણ જાતિના બ્રહ્મચારીએ બીલીનો અથવા તો ખાખરાનો દંડ ધારણ કરવો વગેરે. અમુક સંસ્કાર કરવાથી અમુક ગુણ પ્રાપ્ત થાય, તે ગુણધર્મ કહેવાય છે. જેમ કે અગ્નિહોત્રની દીક્ષા લેનારો દીક્ષિત કહેવાય છે અને તેવા દીક્ષિતો જે ધર્માચરણ કરે છે, તે ગુણધર્મ કહેવાય છે. કોઈ પણ નિમિત્તને ઉદ્દેશીને કહેલો ધર્મ નિમિત્તધર્મ કહેવાય છે. જેમ કે પ્રાયશ્ચિત્ત, પદાર્થશુદ્ધિ વગેરે ધર્મો શુદ્ધિરૂપ નિમિત્તને લઇને કહેલા છે અને ધૃતિ ક્ષમા દમ વગેરે પાંચમા અધ્યાયમાં કહેલા ધર્મો સાધારણ ધર્મો કહેવાય છે. આ શ્લોકથી બ્રાહ્મણ વગેરે વર્ણના ધર્મો કહેવાનો આરંભ કરે છે.

*પ્રત્યેક પ્રાણીનાં શરીરની ઉત્પત્તિ માતાનાં રુધિરથી અને પિતાનાં વીર્યથી થાય છે. આવી રીતે અપવિત્ર એવાં રજથી તથા વીર્યથી ઉત્પન્ન થયેલું શરીર સ્વાભાવિક રીતે અપવિત્ર હોવાથી શ્રૌત તથા સ્માર્ત કર્મો કરવાને અયોગ્ય છે, માટે તેને સંસ્કારો કરવાની જરૂર છે. જેમ જળ તથા મૃત્તિકા વગેરેથી દુર્ગંધનો લેપ દૂર થાય છે, તે આપણે પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ, તેમ રજનો અને બીજનો દોષ સંસ્કારવડે શરીરપરથી ધોવાઇ જાય છે પરંતુ તે આપણે પ્રત્યક્ષ જોઇ શકતા નથી. કારણ કે આખું શરીર જ તેનાથી બનેલું છે પરંતુ વૈદિક સંસ્કાર થવાથી શુદ્ધ થયેલો પુરુષ શ્રૌત, સ્માર્તકર્મ કરવાને અધિકારી થાય છે. જેમ ધૃત વગેરે પદાર્થો સ્વચ્છ હોય તો તેનો ભોજનમાં ઉપયોગ થઇ શકે છે, પરંતુ મંત્રથી સંસ્કાર કર્યા વિના તેનો યજ્ઞમાં હોમ થઈ શકતો નથી. તેમ પુરુષ ગમે તેવો સુંદર હોવા છતાં પણ સંસ્કારથી શુદ્ધ થયા વિના યજ્ઞાદિ કર્મ અને ઉપાસના કરવાને યોગ્ય થતો નથી; માટે તેને સંસ્કાર કરવાની જરૂર છે.

એ સંસ્કારો ગર્ભાધાનથી આરંભીને સોળ છે; અને તેનાં નામ આ પ્રમાણે છે: [1]ગર્ભાધાન, [2]પુંસવન, [3]અનવલોભન, [4]સીમંતોન્નયન, [5]જાતકર્મ, [6]નામકરણ,

૨૭ ગર્ભને પવિત્ર કરનારા હોમો કરવાથી, જાતકર્મ (જન્મ વખતનો સંસ્કાર) કરવાથી, ચૂડાકર્મ કરવાથી (બાળમોવાળા ઉતરાવવાથી), મૌંજીબંધન (ઉપવીત સંસ્કાર) કરવાથી, દ્વિજ વર્ણનું બૈજીક પાપ (પિતાએ કરેલાં નિષિદ્ધ મૈથુનના સંકલ્પાદિકવડે તેના વીર્યદ્વારા બાળકમાં ઉતરેલા દોષો) તથા ગાર્ભિક પાપ (માતાએ કરેલાં નિષિદ્ધ મૈથુનાદિના સંકલ્પદ્વારા તેના રુધિરદ્વારા બાળકમાં ઉતરેલા દોષો અથવા તો વીર્યમાં અને રજમાં રહેલી અપવિત્રતા) નાશ પામે છે.

**स्वाध्यायेन व्रतैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः ।**
**महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥ २८ ॥**

૨૮ સ્વાધ્યાય (વેદોનો પાઠ) કરવાથી, મધુમાંસાદિકના ત્યાગરૂપ વ્રતો કરવાથી, અથવા આદિત્યવ્રત વગેરે વેદાધ્યયન કરવાનાં વ્રતો કરવાથી, અથવા પ્રાજાપત્ય, ચાંદ્રાયણ વગેરે પ્રાયશ્ચિત્ત વ્રતો કરવાથી, અગ્નિહોત્રાદિક હોમો કરવાથી, ત્રણ વેદ ભણવા માટે શાસ્ત્રોક્ત વ્રતો કરવાથી, દેવતા, ઋષિ તથા પિતૃઓનું તર્પણ કરવાથી, પુત્રોને ઉત્પન્ન કરવાથી તથા પાંચ મહાયજ્ઞો અને જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો કરવાથી આ શરીરમાં રહેલો આત્મા પરબ્રહ્મનું જ્ઞાન મેળવવાને યોગ્ય થાય છે.

**प्राङ्नाभिवर्धनात्पुंसो जातकर्म विधीयते ।**
**मन्त्रवत्प्राशनं चास्य हिरण्यमधुसर्पिषाम् ॥ २९ ॥**

---

[૭]નિષ્ક્રમણ, [૮]અન્નપ્રાશન, [૯]ચૌલ, [૧૦]મૌંજીબંધન, [૧૪]ચાર વેદવ્રત, [૧૫]સમાવર્તન અને [૧૬]વિવાહ આ સોળ સંસ્કારો સ્મૃતિમાં ઉપદેશ કરેલા હોવાથી સ્માર્ત કહેવાય છે. કોઈ શાખામાં આ સંસ્કારોમાંના અનવલોભનને નહિ ગણતાં પંદરમા કેશાન્ત સંસ્કારને ગણે છે. આ સોળ ઉપરાંત શ્રૌત અને આઠ આત્મગુણો મળીને કુલ અડતાળીશ સંસ્કારો છે, જેનાં નામ આ પ્રમાણે છે. બ્રહ્મયજ્ઞ, તર્પણ, વૈશ્વદેવ, ભૂતબલિ અને અતિથિપૂજન એ [૨૧]પાંચ મહાયજ્ઞો, [૨૨]અષ્ટકા, [૨૩]પાર્વણશ્રાદ્ધ, [૨૪]શ્રાવણી, [૨૫]આગ્રહાયણી, [૨૬]ચૈત્રી અને [૨૭]આશ્વયુજી આ સાત પાકસંસ્થાઓ, [૨૮]અગ્ન્યાધાન, [૨૯]અગ્નિહોત્ર, [૩૦]દર્શપૂર્ણમાસ, [૩૧]ચાતુર્માસ્ય, [૩૨]આગ્રયણ, [૩૩]નિરૂઢપશુબંધ અને [૩૪]સૌત્રામણી આ સાત હવિર્યજ્ઞ સંસ્થાઓ, [૩૫]અગ્નિષ્ટોમ, [૩૬]અત્યગ્નિષ્ટોમ, [૩૭]ઉકથ, [૩૮]ષોડશી, [૩૯]વાજપેય [૪૦]અતિરાત્ર, અને [૪૧]આપ્તોર્યામ, આ સાત સોમસંસ્થાઓ છે. આ ઉપરાંત આત્માના નીચે પ્રમાણે આઠ ગુણો છે તેનાં નામ; દયા, ક્ષાન્તિ, અનસૂયા, શૌચ, અનાયાસ, માંગલ્ય અને અકાર્પણ્ય છે. આ પ્રમાણે જે બ્રાહ્મણ અડતાલીશ સંસ્કારોથી સંસ્કૃત થયેલો હોય છે, તે પરમાત્માનાં સ્વરૂપને પામે છે.

૨૯ દ્વિજવર્ણના પુત્રને નાલચ્છેદનની પૂર્વે જાતકર્મ નામનો સંસ્કાર કરવો અને પોતાની શાખાના ગૃહ્યસૂત્રમાં કહેલા મંત્ર ભણીને સુવર્ણ, મધ અને ઘીનું પ્રાશન કરાવવું ( ચટાડવું ).

જાતકર્મ સંસ્કાર.

**नामधेयं दशम्यां तु द्वादश्यां वास्य कारयेत् ।**
**पुण्ये तिथौ मुहूर्ते वा नक्षत्रे वा गुणान्विते ॥ ३० ॥**

૩૦ જન્મથી દશમે દિવસે અથવા તો બારમે દિવસે પિતાએ પુત્રનું નામ પાડવું એટલે નામકરણ નામનો સંસ્કાર કરવો. ઉપર કહેલે દિવસે નામકરણ સંસ્કાર થઈ શકે નહિ તો પવિત્ર તિથિને દિવસે, પવિત્ર મુહૂર્તમાં અથવા તો જે દિવસે સારું ગુણવાળું નક્ષત્ર હોય તે દિવસે નામ પાડવું.

નામકરણ સંસ્કાર.

**मङ्गल्यं ब्राह्मणस्य स्यात्क्षत्रियस्य बलान्वितम् ।**
**वैश्यस्य धनसंयुक्तं शूद्रस्य तु जुगुप्सितम् ॥ ३१ ॥**

૩૧ બ્રાહ્મણનું મંગલકારક નામ પાડવું (કલ્યાણશર્મા, ગોશર્મા, ધનશર્મા વગેરે), ક્ષત્રિયોનું બળવાળું નામ પાડવું (પ્રજાપાલ, પરંતપ, દુર્યોધન વગેરે), વૈશ્યનું ધનની સાથે સંબંધ ધરાવનારું નામ પાડવું (મહાધન, ગોમાન, ધાન્યગ્રહ વગેરે) અને શૂદ્રનું દીનતા દર્શાવનારું (દીન, કૃપણક, શબરક, પુંજાભાઈ, ઉકરડાભાઈ વગેરે) નામ પાડવું.

**शर्मवद्ब्राह्मणस्य स्याद्राज्ञो रक्षासमन्वितम् ।**
**वैश्यस्य पुष्टिसंयुक्तं शूद्रस्य प्रेष्यसंयुतम् ॥ ३२ ॥**

૩૨ બ્રાહ્મણના નામને છેડે 'શર્મ' એવું ઉપનામ રાખવું, ક્ષત્રિયના નામને છેડે 'વર્મ' એવું ઉપનામ રાખવું, વૈશ્યના નામને છેડે 'ભૂતિ' 'ગુપ્ત' એવું ઉપનામ રાખવું અને શૂદ્રના નામને છેડે 'દાસ' એવું ઉપનામ રાખવું.

**स्त्रीणां सुखोद्यमक्रूरं विस्पष्टार्थं मनोहरम् ।**
**मङ्गल्यं दीर्घवर्णान्तमाशीर्वादाभिधानवत् ॥ ३३ ॥**

૩૩ સ્ત્રીઓનું નામ સ્ત્રીઓ તથા બાળકો પણ સુખેથી બોલી શકે તેવું, કોઈની પણ લાગણી ન દુખાય એવું સ્પષ્ટ અર્થવાળું, મનોહર, મંગળ સૂચવનારું, છેડામાં દીર્ઘ અક્ષરવાળું તથા આશિર્વાદવાચક શબ્દવાળું, જેમકે યશોદા, મંગળાદેવી, મંગળાગૌરી વગેરે નામ પાડવું.

चतुर्थे मासि कर्तव्यं शिशोर्निष्क्रमणं गृहात् ।
षष्ठेऽन्नप्राशनं मासि यद्वेष्टं मङ्गलं कुले ॥ ३४ ॥

નિષ્ક્રમણ તથા અન્નપ્રાશન સંસ્કાર.

૩૪ છોકરાંને ચોથે મહીને નિષ્ક્રમણ નામનો સંસ્કાર કરવો (એટલે ઘરમાંથી બહાર લઇ જઇને પૂર્ણિમાને દિવસે ચંદ્રનાં દર્શન કરાવવાં તથા શુભ દિવસે સૂર્યનાં દર્શન કરાવવાં,) છઠ્ઠે મહીને અન્નપ્રાશન નામનો સંસ્કાર (અન્ન બોટણીયાં) કરવો અથવા તો પોતાના કુળની રીત પ્રમાણે નિષ્ક્રમણ તથા અન્નપ્રાશન વગેરે સંસ્કારો અને શિવ, વિષ્ણુ વગેરે દેવનાં દર્શન–પૂજન વગેરે ઇષ્ટ એવાં શુભ કર્મ કરવાં.

चूडाकर्म द्विजातीनां सर्वेषामेव धर्मतः ।
प्रथमेऽब्दे तृतीये वा कर्तव्यं श्रुतिचोदनात् ॥ ३५ ॥

ચૌલ સંસ્કાર.

૩૫ સર્વે દ્વિજવર્ણના બાળકને (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના બાળકને) પહેલે વર્ષે અથવા તો ત્રીજે વર્ષે ચૂડાકર્મ નામનો (બાળ મોવાળા ઉતરાવવાનો) સંસ્કાર કરવો, એમ વેદમાં કહેલું છે.

*गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम् ।
गर्भादेकादशे राज्ञो गर्भात्तु द्वादशे विशः ॥ ३६ ॥

ઉપનયન સંસ્કાર.

૩૬ બ્રાહ્મણ જાતિના બટુકને ગર્ભમાં અવતરે ત્યારથી અથવા તો જન્મ થાય ત્યારથી આઠમે વર્ષે, ક્ષત્રિય જાતિના બટુકને ગર્ભમાં અવતરે ત્યારથી અથવા તો જન્મ થાય ત્યારથી અગ્યારમે વર્ષે અને વૈશ્ય જાતિના બટુકને ગર્ભમાં અવતરે ત્યારથી અથવા તો જન્મ થાય ત્યારથી બારમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવો (જનોઇ દેવી).

†ब्रह्मवर्चसकामस्य कार्यं विप्रस्य पञ्चमे ।
राज्ञो बलार्थिनः षष्ठे वैश्यस्येहार्थिनोऽष्टमे ॥ ३७ ॥

---

* આ ઉપનયન સંસ્કાર બ્રાહ્મણ જાતિના બટુકને વસંત ઋતુમાં કરવો, ક્ષત્રિય જાતિના બટુકને ગ્રીષ્મઋતુમાં કરવો અને વૈશ્ય જાતિના બટુકને વર્ષાઋતુમાં અથવા તો શરદૃઋતુમાં કરવો.

† શાસ્ત્રના નિયમ પ્રમાણે કર્તા જ ફળનો ભોક્તા થઇ શકે છે, છતાં આ જગમાં બે ધર્મકર્મ એવાં છે કે જે કર્મનો કર્તા પુરુષ ભિન્ન હોય છે અને ફળનો ભોક્તા

૩૭ બ્રાહ્મણે પોતાના પુત્રને વેદાદિક શાસ્ત્રો ભણાવીને બ્રહ્મતેજ પ્રાપ્ત કરાવવાની ઇચ્છા હોય તો પાંચમે વર્ષે, ક્ષત્રિયે પોતાના પુત્રને બળ પ્રાપ્ત કરાવવાની ઇચ્છા હોય તો છઠ્ઠે વર્ષે અને વૈશ્યે પોતાના પુત્રને ધનવાન્ કરવાની ઇચ્છા હોય તો આઠમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવો.

***आषोडशाद्ब्राह्मणस्य सावित्री नातिवर्तते ।**
**आद्वाविंशात्क्षत्रबन्धोराचतुर्विंशतेर्विशः ॥ ३८ ॥**

૩૮ સોળ વર્ષ પછી બ્રાહ્મણને, બાવીશ વર્ષ પછી ક્ષત્રિયને અને ચોવીશ વર્ષ પછી વૈશ્યને ઉપનયન સંસ્કારનો સમય વીતી જાય છે.

---

પુરુષ ભિન્ન હોય છે. તેવાં કર્મ ઉપનયન અને શ્રાદ્ધ છે. જે પોતાના પિતૃઓનાં પારલૌકિક શ્રેયને માટે શ્રાદ્ધ કરે છે, તેનું ફળ તેના પિતૃઓને મળે છે તથા પિતા પુત્રને જે સંસ્કારો કરે છે, તે સંસ્કારોનું ફળ પુત્રને મળે છે.

* બ્રાહ્મણને ત્રણ પાદવાળી ગાયત્રીનો ઉપદેશ કરવાની, ક્ષત્રિયને ચાર પાદવાળા ત્રિષ્ટુપનો ઉપદેશ કરવાની અને વૈશ્યને ચાર પાદવાળી જગતીનો ઉપદેશ કરવાની શાસ્ત્રાજ્ઞા છે. તેમાં ગાયત્રીના પ્રથમ પાદમાં આઠ અક્ષરો હોવાથી બ્રાહ્મણને આઠમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવામાં આવે છે, ત્રિષ્ટુપના પ્રથમ પાદમાં અગ્યાર અક્ષર હોવાથી ક્ષત્રિયને અગ્યારમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવામાં આવે છે અને જગતીના પ્રથમ પાદમાં બાર અક્ષરો હોવાથી વૈશ્યને બારમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવામાં આવે છે. પરન્તુ આ ઉપનયન સંસ્કારનો નિયમિત કાળ જો બમણો વીતી જાય તો તેના છંદનાં બબ્બે પાદ પૂરાં થઈ જાય છે, તેથી તે છંદો નીરસ થઈ જવાથી સંસ્કારના સમયને ઉલ્લંઘી જનારા પુરુષને તે તે છંદોનો ઉપદેશ કર્યા છતાં પણ તે તે છંદો તેને ફળ આપી શકતા નથી. બ્રાહ્મણને ઉપનયનનો પરમ અવધિ સોળ વર્ષનો, ક્ષત્રિયને ઉપનયનનો પરમ અવધિ બાવીશ વર્ષનો અને વૈશ્યને ઉપનયનનો પરમ અવધિ ચોવીશ વર્ષનો શાસ્ત્રમાં કહ્યો છે.

શાસ્ત્રોક્ત સમયે જો ઉપનયન સંસ્કાર થઈ શકે નહિ તો પ્રાયશ્ચિત્ત કરીને ઉપનયન ગ્રહણ કરવું. હાલમાં ઘણા વિદ્વાનો ત્રણેય વર્ણને ગાયત્રી મંત્રનો જ ઉપદેશ કરે છે અને તે માટે " तदित्यृचोऽस्या सावित्र्याः " એ મનુના શ્લોકનું પ્રમાણ પણ આપે છે. પરંતુ તેઓએ જાણવું જોઇએ કે, વર્ણોમાં બ્રાહ્મણ વર્ણ પ્રધાન હોવાથી મનુએ આ શ્લોકમાં માત્ર એક ગાયત્રીની જ ઉત્પત્તિનું વર્ણન કરીને તેના જપનું વિધાન કર્યું છે, પરન્તુ તેથી એમ સમજવાનું નથી કે, બીજા વર્ણોએ પણ તે મંત્રનો જ જપ કરવો. દ્વિજ વર્ણે પોતપોતાના ઉપાસ્ય મંત્રનો જપ કરવો જોઇએ. ગૃહ્યસૂત્રમાં ત્રણે વર્ણને પોતપોતાના વર્ણાનુસાર છંદોનો ઉપદેશ કરવામાં આવ્યો છે. યજુર્વેદના ગૃહ્યસૂત્રમાં પારસ્કરાચાર્યે પણ 'सर्वेषां वा गायत्री' અથવા તો સર્વેએ ગાયત્રીનો જપ

*अत ऊर्ध्वं त्रयोऽप्येते यथाकालमसंस्कृताः ।
सावित्रीपतिता व्रात्या भवन्त्यार्यविगर्हिताः ॥ ३९ ॥

૩૯ ઉપનયન સંસ્કારનો સમય વીતી ગયા પછી સમય પ્રમાણે જેઓને સંસ્કાર કરવામાં આવ્યો ન હોય એવા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એમ ત્રણે વર્ણના પુરુષો સાવિત્રીથી ભ્રષ્ટ થઈને व्रात्य નામના થાય છે અને આર્યલોકોમાં નિંદાપાત્ર થાય છે.

---

કરવો, એમ જે વિકલ્પ લખ્યો છે તેનો અભિપ્રાય એવો છે કે, જે બ્રાહ્મણ, ક્ષત્રિય, અથવા તો વૈશ્ય પોતપોતાના મંત્રોથી પરિપૂર્ણ ઉપાસના કરીને કૃતકૃત્ય થયા હોય અને તેને વિશ્વામિત્રની પેઠે જો બ્રહ્મવર્ચસની કામના હોય તો તેણે ગાયત્રી મંત્રથી પરમાત્માની ઉપાસના કરવી. પરન્તુ મુખ્યત્વે કરીને તો પ્રત્યેક વર્ણને જૂદા જૂદા છંદોનો ઉપદેશ કરવો. "तस्माद् गायत्रो ब्राह्मणः त्रैष्टुभो राजन्यः जागतो वैश्यः" એ સૂત્રથી ત્રણે વર્ણને જૂદા જૂદા છંદો કરેલા છે. આ વાત યજુર્વેદના ૧૦ મા અધ્યાયમાં તથા તૈત્તિરીય શાખાના યજુર્વેદમાં મંત્રોના લિંગથી જણાવેલી છે.

*મહાભારતના યુદ્ધમાં લગભગ વીશ વર્ષથી એંશી વર્ષની ઉમરના ક્ષત્રિયો નાશ પામ્યા હતા. માત્ર ભીરુ, નાની ઉમરના તથા ગર્ભમાં રહેલા કેટલાક ક્ષત્રિયો બચી ગયા હતા. સંગ્રામમાં દેહાર્પણ કરીને સ્વર્ગમંડળને ભેદનારા ક્ષત્રિયોના બાકી બચેલા વંશજોએ મહાભારતના યુદ્ધ પછી બે હજાર વર્ષ સૂધી રાજ્ય ભોગવ્યું હતું. જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયમાં કાળ, સ્વભાવ, નિયતિ વગેરે જે જે કારણો ઉપનિષદમાં કહેલાં છે, તે નિયમ પ્રમાણે બ્રાહ્મણ તથા ક્ષત્રિય વગેરે દ્વિજ પ્રજાની પડતીનો સમય આવી લાગ્યો અને ચન્દ્રવંશમાં પ્રખ્યાત અર્જુનના પૌત્ર પરીક્ષિતથી આરંભીને ક્ષેમક, રિપુંજય વગેરે રાજાઓ સૂધી કલિયુગમાં એ વંશ ચાલ્યો હતો અને સૂર્યવંશમાં સુમિત્ર રાજા સૂધી એ વંશ ચાલ્યો હતો. આ રાજાઓ પછી મગધદેશમાં રાજ્ય કરતા, શૂદ્રની કન્યામાં ઉત્પન્ન થયેલા નંદ નામના લોભી રાજાએ દ્રવ્યના લોભથી રાજ્યાસન ભોગવતા ક્ષત્રિયોનો નાશ કર્યો હતો. તે સમયે રાજ્યના નાશની સાથે અનેક યુવાન્ તથા વૃદ્ધ ક્ષત્રિયોનો પણ બહુધા નાશ થયો હતો. તે જ સમયે તે દેશમાં ગૌતમ બુદ્ધનો જન્મ થયો હતો. ક્ષત્રિયથી શૂદ્રની કન્યામાં ઉત્પન્ન થયેલા ઉગ્ર જાતિના નંદ રાજાએ પોતાના જેવા ઉગ્ર રાજાઓને રાજ્યાસન ઉપર સ્થાપન કરેલા હોવાથી તથા ભારતવર્ષ ઉગ્રના હાથમાં આવી પડેલો હોવાથી ગૌતમ બુદ્ધે તે સમયને અનુસરીને વૈદિક માર્ગનો અને ચાતુર્વર્ણ્યને વ્યવસ્થાનો નાશ કરી સર્વમાન્ય સામાન્ય ધર્મનો ઉપદેશ કરવા માંડ્યો. શૂદ્ર હોવાથી વૈદિક કર્મ કરવાને અયોગ્ય એવા તે સમયના રાજાઓએ એ ધર્મનો સ્વીકાર કર્યો અને પછી "राजा कालस्य कारणम् સારા અથવા નરસા સમયનું કારણ રાજા છે." એ વચન પ્રમાણે બીજી પ્રજાઓ પણ તે રાજ્યધર્મને અનુસ-

રવા લાગી. વૈશ્ય પ્રજા રાજાને કર ભરનારી, નિર્બળ અને નિરાયુધ પ્રજા હોવાથી રાજ્યને જ અનુસરનારી હોય છે. તે પ્રજાએ પણ રાજ્યધર્મનો સ્વીકાર કર્યો અને શૂદ્રોને તો તે ધર્મ અનુકૂળ જ હતો, તેથી બુદ્ધધર્મ પ્રવૃત્ત થયો. માત્ર બ્રાહ્મણો જ પોતાની વિદ્યાના બળથી તથા તેમના આશ્રયથી કેટલાક ક્ષત્રિયો વૈદિક ધર્મને જાળવી રહ્યા હતા. તો પણ 'यथा राजा तथा प्रजाः' એ નિયમ પ્રમાણે ક્ષત્રિયોનો તથા વૈશ્યોનો મોટો ભાગ પોતાના શૂદ્ર રાજાઓની પેઠે ઉપવીતના સંસ્કારથી રહિત થઈ ગયો.

શસ્ત્ર (ક્ષત્ર) અને શાસ્ત્ર (બ્રહ્મ) એ બન્ને જો પરસ્પર ઉપકાર્ય ઉપકારક સંબંધથી રહે તો જ ટકી શકે છે. નહિતર એક લાકડીને બીજી લાકડીનો ટેકો ન હોવાથી જેમ પડી જાય, તેમ તે બન્ને અધમ સ્થિતિએ પહોંચે છે. આ નિયમ પ્રમાણે જ્યારે વૈદિક ધર્મ પાળનારા ક્ષત્રિયોની પડતી થઈ ત્યારે વેદ ધર્મની તથા બ્રાહ્મણોની પણ પડતી થઈ અને ઉગ્ર રાજાઓના આશ્રય નીચે બૌદ્ધ ધર્મની તથા જૈન ધર્મની ઉન્નતિ થઈ. તેણે કેટલાંક વર્ષો સુધી ભારત વર્ષમાં સામ્રાજ્ય ભોગવ્યું. ત્યાર પછી કુમારિલ ભટ્ટે તથા શ્રી શંકરાચાર્યે બૌદ્ધ ધર્મનો તથા જૈન ધર્મનો ઉચ્છેદ કરીને, વૈદિક ધર્મને પુનઃ સજીવન કર્યો અને સનાતન વૈદિક ધર્મની તથા બ્રાહ્મણાદિ પ્રજાની વ્યવસ્થા કરી. પરંતુ શંકરાચાર્યે બત્રીશ વર્ષની વયે જ કૈલાસવાસ કરવાથી ક્ષત્રિયોની તથા વૈશ્યોની પુનઃ ઉપનયન સંસ્કાર વગેરે વ્યવસ્થા થઈ શકી નહિ.

આ પ્રમાણે નંદ, ચંદ્રગુપ્ત, અશોક વગેરે રાજાઓના પ્રબળ રાજ્યસમયમાં જ વૈદિક સંસ્કારથી હીન થઇ ગયેલી ક્ષત્રિય તથા વૈશ્ય જાતિઓમાંથી જ હમણાની ક્ષત્રિય અને વૈશ્ય જાતિ ઉતરી આવેલી છે કે કેમ? આ વિષે વિદ્વાનોમાં સંદેહ ઉત્પન્ન થયો છે. કેટલાક એમ પણ માને છે કે, નંદ રાજાએ આસપાસના કેટલાક રાજાઓનો તથા પ્રબળ ક્ષત્રિયોનો નાશ કર્યા હશે, એથી આખા ભારતવર્ષના ક્ષત્રિયોનો નાશ થયો હતો, એમ માની શકાય નહિ. વળી તે ક્ષત્રિયોનાં પ્રાચીન સૂર્ય, ચંદ્ર વગેરે ગોત્ર તથા જાતિ પુરોહિતદ્વારા જણાય છે, તેમ વૈશ્યોનાં કુળ, ઉપાસ્ય દેવતાઓ તથા પુરોહિતો વગેરેનું અવલોકન કરતાં તે જાતિની પરંપરા પણ સ્પષ્ટ જણાય છે. આ પ્રમાણે તે બન્ને જાતિને પુરાણી ભીંતની પેઠે ઉભેલી જોઇએ છીએ. માત્ર તેના ઉપરથી સંસ્કારરૂપી ચિત્રો ભુંસાઇ ગયાં છે તે, તેમને શાસ્ત્રથી પ્રાપ્ત થાય કે નહિ, તે વિશેનો વિચાર કરવાની જરૂર છે. શાસ્ત્રમાં બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યને ક્રમથી આઠ, અગિયાર અને બાર વર્ષે ઉપવીત આપવાનું કહ્યું છે. છતાં તે તે સમયે ઉપનયન સંસ્કાર ન થયો હોય તો બ્રાહ્મણને સોળ, ક્ષત્રિયને બાવીશ અને વૈશ્યને ચોવીશ વર્ષ પર્યંત સંસ્કાર કરવો, આવી શાસ્ત્રની આજ્ઞા છે. પરંતુ બમણાં વર્ષો સુધી જો સંસ્કાર કરવામાં આવે નહિ તો પછી તે વ્રાત્ય એટલે સંસ્કાર-

**ब्राह्मान्यौनांश्च संबन्धान्नाचरेद्ब्राह्मणः सह ॥ ४० ॥**

---

ભ્રષ્ટ થાય છે અને તેને વૈદિક કર્મો કરવાનો અધિકાર રહેતો નથી અને તેને મનુ, કાત્યાયન, આપસ્તંબ વગેરે સ્મૃતિમાં પ્રાયશ્ચિત્ત કરાવીને ઉપનયન સંસ્કાર કરવાનું કહ્યું છે. આપસ્તંબ સૂત્રમાં "अतिक्रान्ते सावित्र्याः काले ऋतुत्रैविद्यं ब्रह्मचर्यं चरेदथोपनयनं ततः संवत्सरं उदकोपस्पर्शमथाध्याप्यः ॥ જે દ્વિજને સાવિત્રીના ઉપદેશનો ગૌણકાળ વીતી ગયો હોય તેણે પોતાના વસંત વગેરે સમયે વેદાધ્યયન, ગુરુશુશ્રૂષા તથા અગ્નિપરિચર્યા કરવા માટે એક ઋતુ બ્રહ્મચર્ય પાળવું; પછી ઉપનયન સંસ્કાર કરવો અને પછી તે દ્વિજવર્ણના પુરુષે વર્ષપર્યંત સ્નાન મંત્રોથી સ્નાન કરવું અને પછી ગુરુએ તેને વેદાધ્યયન કરાવવું." અહીં જે બ્રહ્મચર્ય કહ્યું છે તે તો માત્ર સાવિત્રીના સમયોલ્લંઘનને માટે કહ્યું છે. પરન્તુ આપણે જે પુરુષોનો વિચાર કરવા બેઠા છીએ, તે ક્ષત્રિયો તથા વૈશ્યોને તો ક્યારે ઉપવીત હતું, તેની પણ આપણને ખબર નથી. ઉપર કહેલો બૌદ્ધનો સમય, એ સર્વસાધારણ સમય છે; પરન્તુ શ્રી શંકરાચાર્યે ધર્મવ્યવસ્થા કર્યા પછી પણ, આ દેશમાં કેટલોક ફેરફાર થયો છે. તોપણ બૌદ્ધના સમય પછી તેઓ ઉપવીતરહિત થયા, એમ માની શકાય. કાત્યાયન મુનિનો મત એવો છે કે, જે દ્વિજને સોળ, બાવીશ અને ચોવીશ વર્ષનો ઉપવીત સમય વીતી ગયો હોય, તેઓ સાવિત્રીપતિત કહેવાય છે. તેઓને અધ્યાપન, યાજન વગેરે કરાવવું નહિ, પણ તેઓ જો ઋતુબ્રહ્મચર્ય વગેરે પ્રાયશ્ચિત્ત કરે તો તેઓને સંસ્કાર કરીને અધ્યાપન વગેરે કરાવવું. પરંતુ જે દ્વિજને ત્રણ પેઢી સુધી ઉપનયન સંસ્કાર થયો ન હોય, તે પુરુષની ચોથી પેઢીએ જે પુત્ર જન્મે, તેને ઉપનયન સંસ્કાર કરવો નહિ. પરંતુ તે ત્રણમાંથી કોઇને સંસ્કારની ઇચ્છા હોય તો તેણે વ્રાત્યસ્તોમ વગેરે પ્રાયશ્ચિત્ત કરી, જનોઇ લઇ વેદાધ્યયન વગેરે કરવું. આ મતને અનુસરીને નાગેશભટ્ટ, હરદત્ત વગેરે દાક્ષિણાત્ય પંડિતો ઘણી પેઢીથી અસંસ્કૃત એવા દ્વિજોને સંસ્કાર કરવાની ના કહે છે. મૂળ સૂત્રમાં "अपत्ये संस्कारो नाध्यापनम्" એવો પાઠ હોવાથી ચોથી પેઢીવાળા પુત્રને સંસ્કાર કરવો, પણ અધ્યાપન વગેરે કરાવવું નહિ, એમ નાગેશભટ્ટ વગેરેનો મત છે. આ ઉપરાંત આપસ્તંબ સૂત્રમાં નીચે પ્રમાણે કહે છે "यस्य पितापितामहौ अनुपनीतौ स्यातां ते ब्रह्महसंस्तुतास्तेषामभ्यागमनं भोजनं विवाहमिति वर्जयेत् तेषां इच्छतां प्रायश्चित्तं यथाप्रथमेऽतिक्रमे ऋतुरेवं संवत्सरः अथोपनयनम् तत उदकोपस्पर्शनम् प्रतिपुरुषं संख्याय संवत्सरान् यावन्तोऽनुपेताःस्युः सप्तभिः पावमानीभिः यदन्ति यच्च दूरके इत्येताभिर्यजपवित्रेण आङ्गिरसेनेत्यपि व्याहृतिभिः अथाध्याप्यः જે પુરુષના પિતા તથા પિતામહને ઉપવીત થયું ન હોય તેઓ વેદની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા હોવાથી બ્રહ્મવાદીઓ તેને બ્રહ્મહા (વેદ હણનારા) કહે છે. તેવાઓનો માનપૂર્વક સત્કાર કરવો નહિ તથા તેમની સાથે ભોજન, વિવાહ વગેરે વ્યવહાર, વૈદિક સંસ્કારવાળા વર્ણે કરવો નહિ. જો તેઓને પ્રાયશ્ચિત્તની ઇચ્છા હોય

૪૦ એ અપવિત્ર લોકો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરીને જ્યાં

(બલાત્કારે અથવા બીજાઓના દબાણથી અશ્રદ્ધા અથવા અવજ્ઞાપૂર્વક લેતો હોય તો નહિ)ને લેનારો એક જ ઉપવીત રહિત હોય તો એક ઋતુ બ્રહ્મચર્ય પાળવું; પણ પિતા તથા પિતામહ ઉપવીત રહિત હોય તો એક સંવત્સર બ્રાહ્મચર્ય પાળ્યા પછી ઉપવીત લેવું. જો પોતે એક જ ઉપવીતરહિત હોય તો એક વર્ષ, પિતા પણ ઉપવીતરહિત હોય તો બે વર્ષ, પિતામહ પણ ઉપવીતરહિત હોય તો ત્રણ વર્ષ એમ જેટલી પેઢી સુધી ઉપવીતનું ઉલ્લંઘન થયું હોય, તેટલી પેઢીને ગણીને તેટલા વર્ષ સુધી બ્રહ્મચર્ય વ્રત પાળવું. "यदन्ति यच्च दूरके' ઇત્યાદિ સાત સોમ દેવતાવાળી ઋચાઓ ભણીને તથા यजुः पवित्रं એટલે आपोऽस्मान् मातरः शुन्धयन्तु ઇત્યાદિ મંત્રથી તથા सामपवित्रं એટલે " कयानश्चित्र आभुव" ઇત્યાદિ મંત્ર ભણીને તથા आङ्गिरसः એટલે "हंसः शुचिसद्वसु" ઇત્યાદિ મંત્ર ભણીને જળવડે પોતાના મસ્તક ઉપર માર્જન કરવું અથવા તો વ્યાહૃતિ મંત્રથી માર્જન કરવું અને પછી તેને વેદાધ્યયન કરાવવું.

આ પ્રમાણે અગ્યાર પેઢી સુધીનું અગીયાર વર્ષ સુધી પ્રાયશ્ચિત્ત કરવું. મૂળ વચનમાં"यस्य पितापितामहादेर्नानुस्मर्यत उपनयनं ते स्मशानसंस्तुताः જેના પિતા તથા પિતામહ વગેરેની ઘણી પેઢી સુધી ઉપનયન થવાની ખબર જ ન હોય તો જેમ સ્મશાનની આસપાસ વેદાધ્યયનનો નિષેધ છે, તેમ તેઓની પાસે પણ વેદાધ્યયન કરવાનો નિષેધ છે." "तेषां द्वादशाब्दं प्रायश्चित्तम् તેવાઓને બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય તથા માર્જન વગેરે પ્રાયશ્ચિત્ત કરાવવું" "अथ गृहमेधोपदेशनम् ઉપનયન કર્યા પછી માર્જન કરીને તેને ગૃહ્યકર્મમાં ઉપયોગી હોય તેટલા જ વેદમંત્રોનું અધ્યયન કરાવવું." "नाध्यापनम् પરંતુ સમગ્ર શાખાનું અધ્યાપન કરાવવું નહિ." "ततो यो निवर्तते तस्य संस्कारो यथा प्रथमेऽतिक्रमे ઉપર પ્રમાણે પ્રાયશ્ચિત્ત કર્યા પછી તેને જે પુત્ર ઉત્પન્ન થાય તેને પ્રથમ અતિક્રમ પ્રમાણે ઋતુબ્રહ્મચર્ય પળાવીને સંસ્કાર કરવો." 'तत ऊर्ध्वं प्रकृतिवत् અને તે પછી જે પુત્ર ઉત્પન્ન થાય તે પુત્રને પ્રાયશ્ચિત્ત કરાવ્યા વગર જ સંસ્કાર કરવો.' કેટલાએક એવી શંકા કરે છે કે, વેદાધ્યયનને માટે ઉપનયન કર્યા પછી બ્રહ્મચર્ય પાળવું અને તે પછી ગૃહસ્થાશ્રમ પ્રાપ્ત થાય છે. પરંતુ વિવાહ થયા પછી જો બ્રહ્મચર્ય પાળે તો આશ્રમમાં વ્યત્યાસ થવાથી આરૂઢપતિત કહેવાય છે, માટે વિવાહ પછી ઉપનયન થઈ શકે જ નહિ. પરંતુ આમ કહેવું યોગ્ય નથી. કારણ કે ગૃહસ્થાશ્રમી પુરુષ જ્યારે અધિક પાપ કરે ત્યારે શાસ્ત્રકાર તેને પુનઃ સંસ્કાર કરવાનું કહે છે અને સંસ્કારને અંગે તેને પણ બ્રહ્મચર્ય આદિ વ્રત કરવાં પડે છે. પ્રાયશ્ચિત્તને અંગે વ્રત કરવાનો બાધ નથી. શાસ્ત્રમાં બાર વર્ષનું બ્રહ્મચર્ય કહ્યું છે તે તો અવિવાહિતને માટે છે. પરંતુ વિવાહિતને તો વ્રાત્યસ્તોમ કરાવીને ગૃહ્યકર્મમાં ઉપયોગી જ મંત્ર ભણાવવાનું આપસ્તંબે કહ્યું છે. વળી "तेषामिच्छतां प्रायश्चित्तम् ॥" એ પદમાં 'इच्छताम्' એ બહુવચનનો પ્રયોગ હોવાથી જો પિતા તથા પિતામહને પણ

સૂધી શુદ્ધ થાય નહિ ત્યાં સૂધી એઓની સાથે બ્રાહ્મણ આદિ વર્ણોએ આપત્તિના સમયમાં પણ કોઈ દાહાડો વેદ ભણવા ભણાવવાનો તથા કન્યા લેવા દેવાનો સંબંધ કરવો નહિ.*

**कार्ष्णरौरवबास्तानि चर्माणि ब्रह्मचारिणः ।**
**वसीरन्नानुपूर्वेण शाणक्षौमाविकानि च ॥ ४१ ॥**

૪૧ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય જાતિના બ્રહ્મચારીએ અનુક્રમે કાળિયાર મૃગનાં, રુરુ મૃગનાં અને બકરાંનાં ચામડાંને શરીર ઉપર ઓઢવાં તથા

---

સંસ્કાર કરાવવાની ઇચ્છા હોય તો તેઓને પણ સંસ્કાર કરવો. કેમકે તાંડ્ય બ્રાહ્મણમાં 'शमनी चामेढ्राणां स्तोमे ये ज्येष्ठाः सन्तो व्रात्यां प्रवसेयुस्त एतेन यजेरन् યુવાવસ્થા પૂરી થઈ જવાથી જેની ઇન્દ્રિયો શિથિલ થઈ ગઈ હોય, એવો વૃદ્ધ પુરુષ પણ વ્રાત્ય હોય તો તેને વ્રાત્યસ્તોમથી યજન કરાવવું.' પરંતુ વ્રાત્ય ક્ષત્રિયોને અથવા વૈશ્યોને પોતાના પિતૃવર્ગને સંસ્કાર ન હોવાથી, પોતાને પણ યોગ્ય સમયે સંસ્કાર ન થવાથી, બ્રહ્મચર્ય ન પાળવાથી, બ્રહ્મચર્યની પહેલાં જ ગૃહસ્થાશ્રમ માંડવાથી, આશ્રમમાં વ્યત્યાસ થવાથી તથા ઉપનયનરહિત સ્થિતિમાં પુત્રાદિ ઉત્પન્ન કરવાથી આવાં અનેક કારણોથી અનેક પ્રાયશ્ચિત્તો લાગે છે. પરંતુ તે સર્વ નાનાં નાનાં પાપો એક મહાપાપના પ્રાયશ્ચિત્ત સમાન બાર વર્ષના પ્રાયશ્ચિત્તમાં સમાઈ જાય છે. જો કે આપસ્તંબ મુનિના મત પ્રમાણે વ્રાત્યસ્તોમ કરવાથી વ્રાત્યો ઉપનયન લઈ શકે છે, માટે તેમના કહ્યા પ્રમાણે વિદ્વાનોએ પ્રાયશ્ચિત્ત આપી, વ્રાત્યોને પણ ઉપવીત આપવું. પરંતુ પ્રાયશ્ચિત્ત આપ્યા વગર જ અથવા સાધારણ પ્રાયશ્ચિત્ત કરાવીને ઉપવીત આપે અથવા તો શૂદ્રોને પણ ઉપવીત આપે તો અશાસ્ત્રીય કર્મ કરાવવાથી પોતે અયાજ્યને યાજન કરાવવાના પાપનો ભાગી થાય છે. વ્રાત્યો વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત નહિ કરવાથી તથા શૂદ્રો અધિકારી નહિ હોવા છતાં સંસ્કૃત થઇને જે કર્મ કરે છે, તે કર્મથી તેઓનો અભ્યુદય થતો નથી, પણ તેઓ ઉલટા પાપના ભાગી થાય છે. તેઓને પ્રાયશ્ચિત્ત કર્યાં પછી પણ સંધ્યા, તર્પણ, વૈશ્વદેવ વગેરે કર્મ કરવાનો જ અધિકાર થાય છે, પરંતુ વેદાધ્યનનો અધિકાર થતો નથી.

* જે સમયે ક્ષત્રિયોને અને વૈશ્યોને દ્વિજત્વ લાવનારા સંસ્કારો થતા હતા, તે સમયે બ્રાહ્મણો પણ તેઓની સાથે ભોજનવ્યવહાર, કન્યા વ્યવહાર તથા વેદશાસ્ત્રના અધ્યાપનનો વ્યવહાર રાખતા હતા. પરંતુ બૌદ્ધાદિકના સમય પછી ક્ષત્રિયોએ અને વૈશ્યોએ વૈદિક સંસ્કારોનો ત્યાગ કર્યો, ત્યારથી બ્રાહ્મણોએ પણ તેમની સાથે ભોજનાદિકનો વ્યવહાર છોડી દીધો. ઉપનયન સંસ્કારથી રહિત ક્ષત્રિયને તથા વૈશ્યને બ્રાહ્મણોએ, વૈદિક કર્મ કરાવવાં નહિ; કારણ કે તેમ કરવાથી અયાજ્યયાજક સંબંધી ઉપપાતક લાગે છે.

ક્રમવાર શણનાં, અળસીનાં અને ઘેટાનાં વાળનાં વસ્ત્રોને ધોતીયાં તરિકે પહેરવાં.

**मौञ्जी त्रिवृत्समा श्लक्ष्णा कार्या विप्रस्य मेखला ।**
**क्षत्रियस्य तु मौर्वी ज्या वैश्यस्य शणतान्तवी ॥ ४२ ॥**

૪૨ બ્રાહ્મણે મુંજના દોરાથી ત્રેવડો વણેલો, લીસો તથા સરખા તાંતણામાંથી બનાવેલો કંદોરો પહેરવો, ક્ષાત્રિયે મોરવેલના રેસામાંથી બનાવેલો અથવા તો ધનુષની* દોરીનો ત્રણ શેરવાળો કંદોરો પહેરવો અને વૈશ્યે શણના દોરાનો ત્રણ શેરવાળો કંદોરો પહેરવો.

**मुञ्जालाभे तु कर्तव्या कुशाश्मन्तकबल्वजैः ।**
**त्रिवृता ग्रन्थिनैकेन त्रिभिः पञ्चभिरेव वा ॥ ४३ ॥**

૪૩ ઉપર કહેલી મુંજ, મોરવેલ અને શણ ન મળે તો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના બ્રહ્મચારીએ ક્રમવાર દર્ભના, અશ્મન્તકના અને બળબીજના રેસામાંથી ત્રણ શેરનો કંદોરો બનાવી, તેને એક, ત્રણ અથવા તો પાંચ ગાંઠો પાડીને તે પહેરવો.

**†कार्पासमुपवीतं स्याद्विप्रस्योर्ध्ववृतं त्रिवृत् ।**
**शणसूत्रमयं राज्ञो वैश्यस्याविकसौत्रिकम् ॥ ४४ ॥**

૪૪ બ્રાહ્મણે સુતરની જનોઇ પહેરવી. તે જનોઇ ત્રણ શેરવાળી અને જમણી બાજુથી વળ દઇને વણેલી હોવી જોઇએ, ક્ષત્રિયે તેવી જ શણની જનોઇ પહેરવી અને વૈશ્યે તેવી જ ઉનની જનોઇ પહેરવી.

**ब्राह्मणो बैल्वपालाशौ क्षत्रियो वाटखादिरौ ।**
**पैलवौदुम्बरौ वैश्यो दण्डानर्हन्ति धर्मतः ॥ ४५ ॥**

---

* ધનુષની દોરી ચામડાંની હોય છે અથવા તો મોરવેલના રેસાની પણ બનાવેલી હોય છે. તેને ધનુષ ઉપરથી ઉતારી તેનો કંદોરો કરીને તે પહેરવો.

† ઉપવીત સંસ્કાર એ વૈદિક કર્મો કરવાની યોગ્યતા લાવનારો એક સંસ્કાર છે. શ્રુતિમાં પણ યજ્ઞોપવીત સંબંધે કહ્યું છે કે, यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात् ॥ યજ્ઞોપવીત પરમ પવિત્ર છે અને સૃષ્ટિના આરંભમાં પ્રજાપતિની સાથે જ તે ઉત્પન્ન થયું છે.

બીજી શ્રુતિમાં પણ કહ્યું છે કે 'उपव्ययते देवलक्ष्म एव तत्कुरुते ઉપવીત પહેરે છે, એટલે દેવનાં ચિહ્નને ધારણ કરે છે.' અર્થાત્ સંસ્કારહીન પુરુષો દેવયોનિને પ્રાપ્ત

૪૫ ધર્મશાસ્ત્રમાં કરેલી આજ્ઞા પ્રમાણે બ્રાહ્મણે બીલીનો અથવા તો ખાખરાનો દંડ ધારણ કરવો, ક્ષત્રિયે વડનો અથવા તો ખેરનો દંડ ધારણ કરવો અને વૈશ્યે પીલુડીનો અથવા તો ઉંબરાનો દંડ ધારણ કરવો.

**केशान्तिको ब्राह्मणस्य दण्डः कार्यः प्रमाणतः ।**
**ललाटसंमितो राज्ञः स्यात्तु नासान्तिको विशः ॥ ४६ ॥**

૪૬ બ્રાહ્મણનો દંડ તેની શિખા સૂધી પહોંચે એટલો ઉંચો કરવો, ક્ષત્રિયનો દંડ તેના લલાટ સૂધી પહોંચે એટલો ઉંચો કરવો અને વૈશ્યનો દંડ તેના નાકની દાંડી સૂધી પહોંચે એટલો ઉંચો કરવો.

**ऋजवस्ते तु सर्वे स्युरव्रणाः सौम्यदर्शनाः ।**
**अनुद्वेगकरा नृणां सत्वचो नाग्निदूषिताः ॥ ४७ ॥**

૪૭ તે સઘળા દંડો સીધા, છિદ્ર વિનાના, સુંદર દેખાવવાળા, મનુષ્યોને ઉદ્વેગ નહિ કરનારા (અર્થાત્ તે દંડથી કોઇ પ્રાણીને ભય ઉપજાવવો નહિ) છાલવાળા અને અગ્નિથી નહિ બળેલા હોવા જોઇએ.

**प्रतिगृह्येप्सितं दण्डमुपस्थाय च भास्करम् ।**
**प्रदक्षिणं परीत्याग्निं चरेद्भैक्षं यथाविधि ॥ ४८ ॥**

૪૮ બ્રહ્મચારીએ શાસ્ત્રમાં કહેલો અને પોતાને પ્રિય લાગે તેવો દંડ ધારણ કરીને સૂર્યનું ઉપસ્થાન કરવું તથા અગ્નિને પ્રદક્ષિણા કર્યા પછી શાસ્ત્રમાં કરેલી આજ્ઞા પ્રમાણે ભિક્ષા માગવા જવું.

**भवत्पूर्वं चरेद्भैक्षमुपनीतो द्विजोत्तमः ।**
**भवन्मध्यं तु राजन्यो वैश्यस्तु भवदुत्तरम् ॥ ४९ ॥**

૪૯ જેને ઉપનયનનો સંસ્કાર કરેલો હોય તેવા બ્રાહ્મણ જાતિના બ્રહ્મ-

---

કરાવનારાં કોઈ પણ કર્મ કરી શકતા નથી. પરંતુ સંસ્કારી દ્વિજો પંચમહાયજ્ઞ, અગ્નિહોત્ર આદિ કર્મો કરીને દેવલોકમાં જાય છે. માટે પ્રત્યેક દ્વિજોએ યજ્ઞાદિ ક્રિયા કરવા માટે યજ્ઞોપવીત ધારણ કરવુંજ જોઇએ. ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ અને આહવનીય એ ત્રણ અગ્નિથી તથા પ્રાતર, મધ્યાહ્ન અને સાયંકાળ, એ ત્રણ સવનથી તથા વિરાડ્, હિરણ્યગર્ભ અને ઈશ્વરની અથવા તો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની ઉપાસનાથી, ઋગ્, યજુષ્ અને સામ એ ત્રણ વેદના સ્વાધ્યાયથી, રજ, તમ અને સત્ત્વ એ ત્રણ ગુણને જિતવાથી ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે. એમ ત્રણ સાધનને જણાવનારાં ત્રણ આંટાવાળાં ઉપવીતને દ્વિજો ધારણ કરે છે.

ચારીએ ભિક્ષા માગતી વખતે भवत् શબ્દનો પ્રથમ પ્રયોગ કરવો. એટલે भवति भिक्षां देहि એમ ભિક્ષા માંગતી વખતે કહેવું, ક્ષત્રિય જાતિના બ્રહ્મચારીએ ભિક્ષા માગતી વખતે भवत् શબ્દનો વચ્ચે પ્રયોગ કરવો એટલે भिक्षां भवति देहि એમ ભિક્ષા માગતી વખતે કહેવું તથા વૈશ્ય જાતિના બ્રહ્મચારીએ ભિક્ષા માગતી વખતે भवत् શબ્દનો છેવટમાં પ્રયોગ કરવો એટલે 'भिक्षां देहि भवति' એમ ભિક્ષા માગતી વખતે કહેવું.

**मातरं वा स्वसारं वा मातुर्वा भगिनीं निजाम् ।**
**भिक्षेत भिक्षां प्रथमं या चैनं नावमानयेत् ॥ ५० ॥**

૫૦ ભિક્ષા માગનારા બ્રહ્મચારીએ પહેલે દહાડે માતા, બહેન અથવા તો માશીની પાસે ભિક્ષા માગવા જવું અને તેમણે તેનું અપમાન કરવું નહિ.

**समाहृत्य तु तद्भैक्षं यावदर्थममायया ।**
**निवेद्य गुरवेऽश्नीयादाचम्य प्राङ्मुखः शुचिः ॥ ५१ ॥**

ભોજનવિધિ.

૫૧ પોતાને જોઇએ તેટલી ભિક્ષા માગી લાવી, કપટ રાખ્યા વિના ગુરુને તે બતાવવી અને પવિત્ર થઈ પૂર્વ દિશા તરફ મુખ કરી, આચમન કરીને પછી ભોજન કરવું.

**आयुष्यं प्राङ्मुखो भुङ्क्ते यशस्यं दक्षिणामुखः ।**
**श्रियं प्रत्यङ्मुखो भुङ्क्ते ऋतं भुङ्क्ते ह्युदङ्मुखः ॥ ५२ ॥**

૫૨ લાંબાં આયુષ્યની ઇચ્છા રાખનારા પુરુષે પૂર્વ દિશા તરફ મુખ રાખીને ભોજન કરવું, યશની ઇચ્છા રાખનારા પુરુષે દક્ષિણ દિશા તરફ મુખ રાખીને ભોજન કરવું, લક્ષ્મીની ઇચ્છા રાખનારા પુરુષે પશ્ચિમ દિશા તરફ મુખ રાખીને ભોજન કરવું અને સત્યની ઇચ્છા રાખનારા પુરુષે ઉત્તર દિશા તરફ મુખ રાખીને ભોજન કરવું.

**( सायं प्रातर्द्विजातीनामशनं स्मृतिनोदितम् ।**
**नान्तरे भोजनं कुर्यादग्निहोत्रसमो विधिः ॥**

દ્વિજવર્ણને શાસ્ત્રમાં પ્રભાતે તથા રાત્રે એમ બે વાર ભોજન કરવાનું કહ્યું છે. આ વિધિ અગ્નિહોત્રના જેવો છે. અર્થાત્ પ્રભાતે તથા સાયંકાળે જેમ બે વાર અગ્નિમાં હોમ આપવામાં આવે છે, તેમ બે વાર ભોજનનો પણ વિધિ છે. પરંતુ જેમ મધ્યકાળમાં હોમ કરવામાં આવતો નથી, તેમ ભોજન પણ ભોજનના બે સમયની વચ્ચે ત્રીજી વાર કરવું નહિ.)

**उपस्पृश्य द्विजो नित्यमन्नमद्यात्समाहितः ।**
**भुक्त्वा चोपस्पृशेत्सम्यगद्भिः खानि च संस्पृशेत् ॥ ५३ ॥**

૫૩ બ્રાહ્મણે, ક્ષત્રિયે અને વૈશ્યે નિત્ય સાવધાન થઇ, હાથ પગ ધોઇ, જળનું આચમન કરીને ભોજન કરવું અને ભોજન કરી રહ્યા પછી પણ સારી રીતે આચમન કરવું તથા પાણીવડે ઇંદ્રિયોનો એટલે આંખનો, નાકનો અને કાનનો સ્પર્શ કરવો.

**पूजयेदशनं नित्यमद्याच्चैतदकुत्सयन् ।**
**दृष्ट्वा हृष्येत्प्रसीदेच्च प्रतिनन्देच्च सर्वशः ॥ ५४ ॥**

૫૪ અન્નની નિત્ય પૂજા કરવી (એટલે તે પ્રાણનું રક્ષણ કરનાર છે એમ તેનું ધ્યાન કરવું), તેની નિંદા કર્યા વિના (એટલે કે આ તો ખરાબ છે, ખારું છે, ખાટું છે વગેરે વચનોથી તિરસ્કાર કર્યા વિના) જમવું, અન્નને જોઇને હર્ષ પામવો, પ્રસન્ન થવું તથા સર્વ પ્રકારનાં અન્નને અભિનંદન આપવું (એટલે અમને દરરોજ આવું અન્ન મળ્યા કરો, એમ કહીને અન્નને પ્રણામ કરવા).

**पूजितं ह्यशनं नित्यं बलमूर्जं च यच्छति ।**
**अपूजितं तु तद्भुक्तमुभयं नाशयेदिदम् ॥ ५५ ॥**

૫૫ અન્ન ઉપર પૂજ્ય બુદ્ધિ રાખવાથી તે અન્ન જમનારાને નિત્ય શારીરબળ તથા પ્રાણબળ આપે છે, પરંતુ નિંદા કરવાથી ખાધેલું તે અન્ન આ બન્ને બળનો નાશ કરે છે.

**नोच्छिष्टं कस्यचिद्दद्यान्नाद्याच्चैव तथान्तरा ।**
**नचैवाध्यशनं कुर्यान्न चोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥ ५६ ॥**

૫૬ કોઇને ઉચ્છિષ્ટ (જમતાં બાકી રહેલું) અન્ન આપવું નહિ, પ્રભાતના અને રાત્રિના ભોજનની વચ્ચે પણ જમવું નહિ, અર્થાત્ ત્રણ ચાર વાર જમવું નહિ. અતિભોજન પણ કરવું નહિ (અર્થાત્ પ્રમાણસર જમવું) તથા એઠે મોઢે ઉઠીને ક્યાંઇ જવું પણ નહિ.

**अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम् ।**
**अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत्परिवर्जयेत् ॥ ५७ ॥**

૫૭ અતિભોજન (અકરાંતીયાવેડા) કરવાથી આરોગ્યનો અને આયુષ્યનો નાશ થાય છે, યાગાદિક ધર્મ કર્મ નિયમિત રીતે કરી શકાતાં નથી, તેથી

સ્વર્ગ મળતું નથી. વળી તે પાપરૂપ છે અને લોકોમાં નિંદાપાત્ર ગણાય છે, માટે અતિભોજનનો ત્યાગ કરવો.

**ब्राह्मेण विप्रस्तीर्थेन नित्यकालमुपस्पृशेत् ।**
**कायत्रैदशिकाभ्यां वा न पित्र्येण कदाचन ॥ ५८ ॥**

૫૮. દ્વિજોએ શરીરની શુદ્ધિ કરતી વખતે તથા નિત્ય નૈમિત્તિક કર્મ કરતી વખતે બ્રાહ્મતીર્થે કરીને, પ્રજાપતિ તીર્થે કરીને, અથવા તો દૈવ તીર્થે કરીને આચમન કરવું; પણ પિતૃતીર્થથી કોઈ પણ દિવસ આચમન કરવું નહિ.

આચમનનો વિધિ.

**अङ्गुष्ठमूलस्य तले ब्राह्मं तीर्थं प्रचक्षते ।**
**कायमङ्गुलिमूलेऽग्रे दैवं पित्र्यं तयोरधः ॥ ५९ ॥**

૫૯. અંગુઠાના મૂળ ભાગને બ્રાહ્મતીર્થ કહેલું છે, આંગળીઓના મૂળ ભાગને પ્રજાપતિતીર્થ કહેલું છે, આંગળીઓના અગ્રભાગને દૈવતીર્થ કહેલું છે અને અંગુઠાના તથા તર્જનીના વચલા ભાગને પિતૃતીર્થ કહેલું છે.

**त्रिराचामेदपः पूर्वं द्विः प्रमृज्यात्ततो मुखम् ।**
**खानि चैव स्पृशेदद्भिरात्मानं शिर एव च ॥ ६० ॥**

૬૦. આચમન કરનારાએ આરંભમાં ત્રણ વાર આચમન કરવું, તે પછી બે વાર જળથી મુખ ધોવું અને પછી પાણીવડે આંખ, નાક, કાન, મુખ, નાભિ વગેરે ઇંદ્રિયોનો, હૃદયનો અને મસ્તકનો સ્પર્શ કરવો.

**अनुष्णाभिरफेनाभिरद्भिस्तीर्थेन धर्मवित् ।**
**शौचेप्सुः सर्वदाचामेदेकान्ते प्रागुदङ्मुखः ॥ ६१ ॥**

૬૧. ધર્મવેત્તા પુરુષે નિત્ય પવિત્ર થવાની ઇચ્છાથી એકાંતપ્રદેશમાં પૂર્વ દિશા તરફ, ઉત્તર દિશા તરફ અથવા તો ઇશાન ખૂણા તરફ મુખ કરીને બેસવું ને થંડાં તથા ફીણ વિનાનાં પાણીથી બ્રાહ્મ વગેરે તીર્થવડે આચમન કરવું.

**हृद्गाभिः पूयते विप्रः कण्ठगाभिस्तु भूमिपः ।**
**वैश्योऽद्भिः प्राशिताभिस्तु शूद्रः स्पृष्टाभिरन्ततः ॥ ६२ ॥**

૬૨. બ્રાહ્મણ હૃદય સૂધી પહોંચે તેટલા પાણીથી પવિત્ર થાય છે, ક્ષત્રિય કંઠ સૂધી પહોંચે તેટલાં પાણીથી પવિત્ર થાય છે, વૈશ્ય મુખ ભીંજાય તેટલાં પાણીથી પવિત્ર થાય છે અને શૂદ્ર હોઠ ભીંજાય તેટલાં પાણીથી પવિત્ર થાય છે.

**उद्धृते दक्षिणे पाणावुपवीत्युच्यते द्विजः ।**
**सव्ये प्राचीन आवीती निवीती कण्ठसज्जने ॥ ६३ ॥**

૬૩. જમણો હાથ ઉપવીત તથા ઉત્તરીય વસ્ત્રથી બહાર કાઢ્યા પછી, જેને ડાબે ખભે જનોઇ હોય, તે દ્વિજ उपवीती કહેવાય છે, ડાબો હાથ ઉંચો કર્યા પછી જેને જમણે ખભે જનોઇ હોય તે प्राचीनावीती કહેવાય છે તથા જેણે કંઠમાં સીધું જનોઇ પહેર્યું હોય, તે निवीती કહેવાય છે.

**मेखलामजिनं दण्डमुपवीतं कमण्डलुम् ।**
**अप्सु प्रास्य विनष्टानि गृह्णीतान्यानि मन्त्रवत् ॥ ६४ ॥**

૬૪. મેખલા (કેડનો કંદોરો), મૃગચર્મ, દંડ, જનોઇ અને કમંડળ એ જ્યારે જૂનાં થઇ જાય અથવા તો ભાંગી તૂટી જાય ત્યારે તેને પાણીમાં નાંખી દેવાં અને બીજાં નવાં પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલા મંત્રો ભણીને ધારણ કરવાં.

**केशान्तः षोडशे वर्षे ब्राह्मणस्य विधीयते ।**
**राजन्यबन्धोर्द्वाविंशे वैश्यस्य द्व्यधिके ततः ॥ ६५ ॥**

૬૫. બ્રાહ્મણને ગર્ભથી સોળમે વર્ષે, ક્ષત્રિયને ગર્ભથી વીશમે વર્ષે અને
કેશાંત સંસ્કાર. વૈશ્યને ગર્ભથી ચોવીશમે વર્ષે કેશાંત સંસ્કાર કરવો.

**अमन्त्रिका तु कार्येयं स्त्रीणामावृदशेषतः ।**
**संस्कारार्थं शरीरस्य यथाकालं यथाक्रमम् ॥ ६६ ॥**

૬૬. સ્ત્રીઓનાં શરીરને પણ આ સર્વ સંસ્કારો તેના સમય પ્રમાણે તથા ક્રમ પ્રમાણે કરવા, પરંતુ તે સંસ્કારો વેદના મંત્રો ભણ્યા વિના કરવા.

***वैवाहिको विधिः स्त्रीणां संस्कारो वैदिकः स्मृतः ।**
**पतिसेवा गुरौ वासो गृहार्थोऽग्निपरिक्रिया ॥ ६७ ॥**

---

* ચારે આશ્રમમાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે. કારણ કે બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસી એ ત્રણ આશ્રમીઓનો આધાર ગૃહસ્થાશ્રમીના ઉપર છે. મનુ મહારાજા ગૃહસ્થાશ્રમની પ્રશંસા કરતાં કહે છે કે;–'अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा । दाराधीनस्तथा स्वर्गःपितृणामात्मनश्च ह ॥ પુત્ર (શ્રાદ્ધ કર્મ, વૃષોત્સર્ગ વગેરે ક્રિયા કરીને પિતૃઓને તારનારા પુત્ર) ની ઉત્પત્તિ, ધર્મનાં કાર્યો (અગ્નિ હોત્ર વગેરે યજ્ઞો, અષ્ટકા વગેરે શ્રાદ્ધો), ઉત્તમ પ્રતિની સેવા, ઉત્તમ રતિ અને પિતૃઓની તથા પોતાની સ્વર્ગગતિ આ બધાં કર્મ સ્ત્રીને આધીન છે. કારણ કે ગૃહસ્થાશ્રમી પુરુષ સ્ત્રીની સહાયતાથી આ બધાં કર્મ કરી શકે છે.'

૬૭ પરંતુ કન્યાને વિવાહ નામનો સંસ્કાર કરવો, તે ઉપનયન નામનો હોવાથી વેદના મંત્રો ભણીને કરવો. પતિની સેવા કરવી, એ તેનો ગુરુના ઘરનો વાસ સમજવો અને ઘરનું કામ-કાજ કરવું, એ તેની સવાર સાંજ કરવામાં આવતી અગ્નિની ઉપાસના સમજવી.

કન્યાનો વિવાહસંસ્કાર.

---

ગૃહ્યસૂત્રકારોએ સોળ સંસ્કારોનો વિધિ તથા તેના જૂદા જૂદા સમયો દર્શાવ્યા છે. પરંતુ વિવાહસંસ્કાર માટે વરકન્યાનું વય સાક્ષાત્ દર્શાવ્યું નથી. માત્ર ઋતુકાળમાં ગર્ભાધાન કરવું, એમ શ્રુતિમાં તથા સ્મૃતિમાં કહ્યું છે. આશ્વલાયન સ્મૃતિમાં આ વાતનું સ્પષ્ટીકરણ કરતાં કહે છે કે 'गर्भाधानं द्विजः कुर्यादृतौ प्रथम एव हि, દ્વિજ વર્ણના પુરુષે પ્રથમ ઋતુમાં જ ગર્ભાધાન સંસ્કાર કરવો.

તેમ જ આશ્વલાયન પરિશિષ્ટમાં પણ પ્રથમ ઋતુમાં જ પ્રાજાપત્ય હોમ અને ગર્ભાધાન સંસ્કાર કરવાનું જણાવ્યું છે. 'अथ ऋतुमत्याः प्राजापत्यं ऋतौ प्रथमे अनुकूलेऽहनि सुस्नाताया अन्वारब्धो जुहूयात् । अथ गर्भलंभनम् ऋतावनुकूलायां निशि उपगच्छेत् સ્ત્રીને ઋતુ આવ્યા પછી પ્રથમ ઋતુએ જ અનુકૂળ દિવસે સ્ત્રીએ ઋતુસ્નાન કર્યા પછી પુરુષે તે સ્ત્રીની સાથે છેડાછેડી બાંધીને પ્રાજાપત્ય હોમ કરવો અને પછી ગર્ભાધાન કરવું.' મનુ પણ કહે છે કે "ऋतुकालाभिगामी स्यात् પુરુષે ઋતુ કાળમાં સ્ત્રીની સાથે ગમન કરવું." બૌધાયન પણ તેના સંબંધમાં કહે છે કે;–"ऋतौ नोपैति यो भार्यामनृतौ चोपगच्छति । तुल्यमाहुस्तयोर्दोषम् જે પુરુષ ઋતુમાં સ્ત્રી સાથે સહવાસ કરતો નથી તેમ જે પુરુષ ઋતુ ન હોય ત્યારે સ્ત્રીનો સહવાસ કરે છે, તે બન્નેને સમાન દોષ લાગે છે." પારાશર સ્મૃતિમાં કહ્યું છે કે; 'ऋतुस्नातां तु यो भार्यां सन्निधौ नोपगच्छति । पितरस्तस्य तन्मासं तस्मिन् रजसि शेरते જે પુરુષ ઋતુના ચાર દિવસ પછી સ્નાન કરીને શુદ્ધ થયેલી સ્ત્રી સાથે ગમન કરતો નથી, તેના પિતરો તેના રજમાં એક મહિના સૂધી શયન કરે છે.' એટલું જ નહિ પણ "घोरायां भ्रूणहत्यायां युज्यते नात्र संशयः ઘોર ગર્ભહત્યા તેને લાગે છે, એમાં સંદેહ નથી." મનુના ટીકાકાર મેધાતિથિ તથા યાજ્ઞવલ્ક્યના ટીકાકાર વિજ્ઞાનેશ્વર ऋतावुपेयादेव એમ કહીને નિયમ વિધિ જ ઠરાવે છે. તેથી સિદ્ધ થાય છે કે, પ્રથમ ઋતુમાં અવશ્ય ગમન કરવું જોઇએ.

આ બધા સંદર્ભ ઉપરથી સિદ્ધ થાય છે કે, ઋતુકાળ પહેલાં એટલે ઋતુ આવ્યા પહેલાં કન્યાનો વિવાહકાળ છે. હવે તે કાળ કયો? તેનો નિર્ણય કરવાની જરૂર છે. આ ભારતવર્ષ સમશીતોષ્ણ હોવાથી સ્ત્રીઓ તેરથી સોળ વર્ષની અંદર રજસ્વલા થાય છે. માટે તે પહેલાંનો સમય તે કન્યાનો વિવાહ સમય સમજવો. યમસ્મૃતિમાં કહ્યું છે કે, "प्राप्ते तु द्वादशे वर्षे यः कन्यां न प्रयच्छति। मासि मासि रजस्तस्याः पिता पिबति शोणितम् બાર વર્ષ થયા છતાં જે પિતા પોતાની પુત્રીનો વિવાહ કરતો નથી, તે મહિને મહિને તે કન્યાનાં રુધિરનું પાન કરે છે." અહીં જેમ પ્રત્યક્ષ બાર વર્ષો કહ્યાં છે, તેમ જ મનુ પણ કહે છે કે;–"त्रिंशद्वर्षो वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम्। त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे

(अग्निहोत्रस्य शुश्रूषा सायमुद्वासमेव च ।
कार्यं पत्न्या प्रतिदिनं इति कर्म च वैदिकम् ॥

सीदति सत्वरः ॥ ત્રીસ વર્ષના પુરુષે બાર વર્ષની હૃદયને ગમતી કન્યા સાથે પરણવું અને જો ધર્મના કર્મમાં અડચણ આવતી હોય તો ચોવીશ વર્ષના પુરુષે આઠ વર્ષની કન્યા સાથે પરણવું." આ બન્ને સ્મૃતિઓ બાર વર્ષની કન્યા સાથે વિવાહ કરવાનું કહે છે. તેનો તાત્પર્ય એવો છે કે, રજોદર્શન જેને થયું ન હોય તેવી બાર વર્ષની કન્યા સાથે વિવાહ કરવામાં દોષ નથી; કારણ કે ગૌતમ કહે છે કે 'कन्याप्रदानं प्रागृतोः ॥ ઋતુ પહેલાં કન્યાનું દાન કરવું.' આ રીતે પરાશરની ટીકાકર્તા નંદપંડિત કહે છે. વિવાહ એ પણ એક સંસ્કાર છે તેથી ભગવાન્ મનુએ સંસ્કારોનું વિવેચન કરતી વખતે ઉપનયન સંસ્કાર જ્યાં કહ્યો, ત્યાં જ તેમણે કહ્યું કે, પુરુષોનો જે ઉપનયન સંસ્કાર છે, તે જ સ્ત્રીઓનો વિવાહ સમય છે. આમ કહીને કન્યાના વિવાહકાળનો પણ નિર્ણય કર્યો છે અને તેને માટે ઉપનયન સંસ્કાર પ્રકરણનું વર્ણન કરતાં કહે છે કે 'वैवाहिको विधिः स्त्रीणां संस्कारो वैदिकः स्मृतः ।' અને આ શ્લોકના પૂર્વાર્ધના બીજા ચરણમાં औपनायनिकः परः એવો પાઠાંતર છે. એ પાઠાંતર ઉત્તરાર્ધ 'पतिसेवा गुरौ वासः' એ પદનું સમર્થન કરે છે. કારણ કે બ્રહ્મચારીને ઉપનયનમાં જેમ ગુરુસેવા, અગ્નિસેવા વગેરે સંભવે છે તે, ઠેકાણે સ્ત્રીને અહીં પતિસેવા, ગૃહપરિચર્યા વગેરે કહેલી છે. માટે બ્રહ્મચારીને જે ઉપનયન સમય કહ્યો છે, તે જ સમય કન્યાને વિવાહનો છે. મેધાતિથિ વગેરે ટીકાકારો પણ એ વાતને પુષ્ટિ આપે છે. ઉપરનાં તથા 'प्राप्ते तु द्वादशे वर्षे' તથા 'त्रिंशद्वर्षो' એ બન્ને શ્લોકો વિવાહ પ્રકરણના નથી. પરંતુ પ્રસંગવશાત્ વિવાહ-વિષયનું કથન કરનારા છે.

તે જ અધ્યાયના ૯૩ મા શ્લોકમાં ઋતુમતી કન્યાને પરણનારા વરે, તે કન્યાનું શુલ્ક આપવું નહિ, એમ કહીને બાર વર્ષ પછી રજોદર્શનનો સંભવ છે એમ માનીને ૯૪ મા શ્લોકમાં બાર વર્ષની કન્યાને પરણવાનું કહેલું છે. પરંતુ તે વચન વિવાહનું વિધાયક વચન નથી. ટીકાકાર મેધાતિથિ તે શ્લોકનું વિવેચન કરતાં કહે છે કે, "न पुनरेताव-द्वयस एव विवाह इत्युपदेशार्थः । अथापि न यथाश्रुतवर्षसंख्यैव नह्येतद्विवाहप्रकरणे श्रुतम् । येन संस्कार्यविशेषणत्वेन तदंगदशादिवर्षां पंचविंशत्यादिवर्षं च निवर्त्तयेत् ॥ અમુક વય-વાળી કન્યાનો અમુક વયવાળા વર સાથે વિવાહ કરવો, એમ નિયમ કરવા માટે આ શ્લોક નથી. તેમ વયનું સંખ્યાદર્શક પણ આ વચન નથી. અથવા તો આ વચન વિવાહના પ્રકરણમાં ભણેલું નથી, કે જેથી વિવાહ સંસ્કાર કરવામાં આવતાં વર વધૂનાં વિશેષણ થઈ શકે! બ્રાહ્મવિવાહ વગેરેથી જેને સંસ્કાર થયો ન હોય એવી આસુરવિ-વાહ યોગ્ય કન્યાનો આ "બાર વર્ષ" છેવટનો સમય છે. એમ બતાવવા માટે આ વચન છે. એમ મેધાતિથિ, સર્વજ્ઞનારાયણ વગેરે માને છે. માટે ઉત્તરાર્દ્ધમાં આઠ વર્ષની કન્યા કહી છે. તે બતાવી આપે છે કે, બ્રાહ્માદિક વિવાહમાં આઠથી બાર વર્ષ

ધર્મપત્નીએ પ્રતિદિવસ અગ્નિહોત્રની સેવા કરવી તથા સાયંકાળે ભારેલા અગ્નિને કુંડમાંથી બહાર કાઢવો, આ વૈદિક કર્મ જાણવું).

---

સુધીના વિવાહો શાસ્ત્રસંમત છે. એજ વાત મનુએ આ શ્લોકમાં કહેલી છે કે;–
"वैवाहिको विधिः स्त्रीणां संस्कारो वैदिकः स्मृतः ॥

જે વર્ણના કુમારને જે સમયે ઉપનયન સંસ્કાર કરવામાં આવે છે, તે સમયે તે વર્ણની કન્યાને વિવાહ સંસ્કાર કરવો." આ વિધિ ઉપરથી દ્વિજ વર્ણના બાળકોને જે આઠ, અગ્યાર અને બાર વર્ષે ઉપનયન કરવામાં આવે છે, તેજ તે તે વર્ણની કન્યાનો વિવાહસમય છે.

કેટલાક પુરુષો આ પ્રકરણને બ્રહ્મચારીનું પ્રકરણ સમજે છે, પરંતુ તેમ નથી; આ પ્રકરણ સંસ્કારપ્રકરણ છે. કેમકે મનુસ્મૃતિની જ અનુક્રમણિકામાં "जगतश्च समुत्पत्तिं संस्कारविधिमेव च જગતની ઉત્પત્તિ અને પછી બીજા અધ્યાયમાં સંસ્કારનો વિધિ કહ્યો છે." એ વચનથી તથા મૂળપરથી આ સંસ્કારનું પ્રકરણ છે અને આ પ્રકરણમાં પુત્રને ગોદાનપર્યંત સંસ્કારો કહ્યા પછી કન્યાને તે જ સંસ્કારો તેના સમય પ્રમાણે અમંત્રક કરવા, એમ यथाकालं यथाक्रमम् પદવડે કહીને પછી આ શ્લોકમાં કન્યાને વિવાહસંસ્કાર ઉપનયનને સમયે કરવો એમ કહ્યું છે; તેથી બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યના પુત્રને જેમ આઠ, અગ્યાર અને બાર વર્ષે ઉપનયન કરવામાં આવે છે, તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની કન્યાનો આઠ, અગ્યાર અને બાર વર્ષે વિવાહ કરવો.

કન્યાનો વિવાહકાળ દર્શાવતાં સંવર્ત મુનિ કહે છે "विवाहोऽष्टमवर्षायाः कन्यायास्तु प्रशस्यते. આઠ વર્ષની કન્યાનો વિવાહ શ્રેષ્ઠ ગણાય છે." દેવલ પણ કહે છે કે;—
" कुलशीलवयोवृत्तरूपाढ्यां नग्निकां शुभाम् । विधिना तु वरः कन्यामुद्वहेदात्मनः समाम् ॥ सप्ताद्वात्कन्यका नाम्नी शैशवी स्याच्छुभान्विता । तामष्टादशवर्षीयो विवहेद्विधिवत्पुमान् ॥ याष्टवर्षा भवेद्गौरी पुत्रपौत्रविवर्धिनी । पंचविंशतिवर्षीयस्तां कन्यामुद्वहेद्द्विजः ॥ रोहिणी नववर्षा स्याद्धनधान्यविवर्धिनी । तामुद्वहेन्मतिमान् सर्वकामार्थसिद्धये ॥

અર્થઃ–કુળ, શીળ, વય આચરણ અને રૂપસંપન્ન વરે નગ્નિકા નામની પોતાના યોગ્ય કન્યાને શાસ્ત્રોકત વિધિથી પરણવી, સાતમે વર્ષે શુભ એવી તે કન્યા કહેવાય છે તેની સાથે અઢાર વર્ષના પુરુષે વિધિપૂર્વક વિવાહ કરવો, પુત્રો તથા પૌત્રોને વધારનારી આઠ વર્ષની કન્યા ગૌરી કહેવાય છે તેને પચીશ વર્ષના દ્વિજે પરણવી, ધન તથા ધાન્યની વૃદ્ધિ કરનારી નવ વર્ષની કન્યા રોહિણી કહેવાય છે અને તેને બુદ્ધિમાન્ પુરુષે સર્વ કામનાની સિદ્ધિમાટે પરણવી."

શાસ્ત્રમાં કહ્યું છે કે ઋતુ આવ્યા પહેલાં સહવાસ ન થવો જોઇએ. કન્યાને પરણાવી, એટલે ધણીના સમાગમનો હક્ક થયો એ વાતને શાસ્ત્ર માન્ય કરતું નથી. પરણવાપરથી પતિને ગમનનો અધિકાર પ્રાપ્ત થતો નથી. મેધાતિથિ 'ऋतुकालभिगामी स्यात्', એ શ્લોકનું વિવેચન કરતાં કહે છે કે; "उक्तो विवाहस्तास्मिन् निर्वृत्ते समुपयाते दारत्वे तदहरेवेच्छयोपगमे प्राप्ते तन्निवृत्त्यर्थमिदमारभ्यते વિવાહ કહ્યો તે વિવાહ થઈ ગયા પછી કન્યામાં દારાપણું પણ પ્રાપ્ત થયું, તેથી તેજ દિવસે ઇચ્છાથી

एष प्रोक्तो द्विजातीनामौपनायनिको विधिः ।
उत्पत्तिव्यञ्जकः पुण्यः कर्मयोगं निबोधत ॥ ६८ ॥

---

ઉપગમન પણ પ્રાપ્ત થયું તેના નિષેધ માટે મનુ કહે છે કે ऋतुकालाभिगामी स्यात ઋતુકાળમાં જ પતિએ સ્ત્રીનો સંગ કરવો."

કેટલાએક પુરુષો ગૃહ્યસૂત્રમાં વિરોધ બતાવે છે, પણ સમાવર્તન સંસ્કાર પછી ગૃહ્યસૂત્રમાં કહેલાં તે વચનોનો વિચાર આ પ્રમાણે છે.

'अत उर्ध्वं अक्षारलवणाशिनौ ब्रह्मचारिणौ अधः शायिनौ स्याताम्। त्रिरात्रं द्वादशरात्रं संवत्सरं वा ॥ વિવાહ સંસ્કાર થયા પછી કન્યા મટીને સ્ત્રી થાય છે, તેથી ઇચ્છા પ્રમાણે તેજ દિવસે સમાગમ પ્રાપ્ત થાય, પરંતુ તેમ નહિ કરતાં ઓછામાં ઓછું ત્રણ રાત્રિથી આરંભીને વર્ષપર્યંત બ્રહ્મચર્ય પાળવું જોઇએ.' આ ગૌણ બ્રહ્મચર્ય ઉપરથી જો આપણે એવું અનુમાન કરીએ કે, આર્યાવર્તમાં સર્વ કન્યાઓને ઋતુ પછી પરણાવવામાં આવતી હતી અને વિવાહ પછી તરતજ સ્ત્રી પુરુષો ગૃહસ્થ ધર્મમાં પ્રવૃત્ત થતાં હતાં. આવાં અનુમાન કરવાથી 'सोमोऽददद्गंधर्वाय गंधर्वोऽददग्नये । रयिं च पुत्रांश्चादादग्निर्मह्यमथो इमाम् સોમે ગંધર્વને આપી, ગંધર્વે અગ્નિને આપી અને અગ્નિએ ધન અને પુત્રો સહિત તે કન્યા મને આપી.' આજ અર્થવાળો મંત્ર सोमः प्रथमो विविदे' એ પણ છે. તેમજ 'सोमःशौचं ददावासां गंधर्वश्च शुभां गिरम्। पावकः सर्वमेध्यत्वम् मेध्या वै योषितो ह्यतः।' આ શ્લોકનો અર્થ વિજ્ઞાનેશ્વર લખે છે કે, સ્ત્રીને પરણ્યા પહેલાં સોમ, ગંધર્વ અને અગ્નિ ભોગવીને શૌચ, મધુરવચન અને સર્વ જાતની પવિત્રતા આપે છે. પરંતુ તે ક્યારે ભોગવે છે, તેના ઉત્તરમાં ચ્યવન કહે છે કે, 'षड्द्वमध्ये नोद्वाह्या कन्या वर्षद्वयं यतः सोमो भुङ्क्तेऽथ गंधर्वस्ततः पश्चाद्धुताशनः કન્યાને ૭ વર્ષની અંદર પરણાવવી નહિ. કારણ કે સોમ, ગંધર્વ અને અગ્નિ એ ત્રણ દેવો કન્યાને બબ્બે વર્ષ ભોગવે છે.' એટલે ૭ વર્ષ પછી કન્યાનાં લગ્ન કરવાં, એમ ધર્મશાસ્ત્ર તથા જ્યોતિષ શાસ્ત્રથી સિદ્ધ થાય છે. ઉપરની શ્રુતિ તથા એ જ અર્થવાળી યાજ્ઞવલ્કયસ્મૃતિની સાથે ઉપર કહેલાં મનુ વગેરેનાં સ્મૃતિવચનોની સાથે તથા પ્રથમ ઋતુકાળે ગર્ભાધાન સંસ્કારનો ઉપદેશ કરનારાં ગૃહ્યસૂત્રનાં વચનોની સાથે વિરોધ આવશે તથા આર્યાવર્તમાં કાનીન અને વર્ણસંકર પ્રજાનો વધારો થઇ પડશે. પરંતુ ઉપરનાં ગૃહ્યસૂત્ર વચનની સાથે સ્મૃતિ વચનોનો વિરોધ ન આવે, તેમ ટીકાકારોએ આ પ્રમાણે નિર્ણય કર્યો છે;-'तत्र संवत्सरस्यान्तरापतित ऋतौ गमनं नास्ति। एवमस्मात्कालादूर्ध्वं असति ऋतौ गमनं नास्ति ॥ एवं एते स्मृती अविरोधिन्यौ भवतः त्रिरात्रादीनां तु विकल्पः । अत्यंतरागपीडितयोऽस्तु गमनम् । धैर्यवतोऽस्तु ब्रह्मचर्यम् ॥ પરણ્યા પછી સંકલ્પ કરેલાં બ્રહ્મચર્યનાં વર્ષની અંદરમાં જો ઋતુ પ્રાપ્ત થાય તો પણ સંગ કરવો નહિ. તેમ એક વર્ષના બ્રહ્મચર્ય પછી પણ ઋતુ પ્રાપ્ત થયા વિના સંગ કરવો નહિ. આ પ્રમાણે કહેનારાં ગૃહ્યસૂત્ર તથા ઋતુ કાળમાં સંગનો ઉપદેશ કરનારી સ્મૃતિ બન્ને વિરોધ રહેશે નહિ. ત્રણ રાત્રિ, બાર રાત્રિ અથવા

૬૮ દ્વિજવર્ણનું એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિનું દ્વિજપણું ઉત્પન્ન કરનારો પવિત્ર એવો ઉપનયન નામનો સંસ્કાર કહ્યો. હવે જેને ઉપનયન સંસ્કાર કર્યો હોય, તેને કરવા યોગ્ય કર્મનો વિધિ સાંભળો.

બ્રહ્મચારીનાં કર્મો.

---

તો એક વર્ષના બ્રહ્મચર્ય માટે વિકલ્પ લખેલ છે તે ઇચ્છાનુસાર જાણવો. બન્ને અત્યંત પ્રેમથી પીડાતાં હોય તો ઋતુકાળ સુધી બ્રહ્મચર્ય પાળીને સહવાસ કરવો અને જે ધીરજ ધારી શકે તેમણે બ્રહ્મચર્ય પાળવું.'

કેટલાક નીચેના શ્લોકો દર્શાવીને ઋતુ પછી વિવાહકાળ સિદ્ધ કરવાનો યત્ન કરે છે. તે આ શ્લોકો છે. 'त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्युतुमती सती । उर्ध्वंतु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥ મનુ. અ૦૯–૯૦ ઋતુ આવ્યા પછી પણ પિતા વગેરે પોતાને પરણાવે નહિ તો કન્યાએ ત્રણ વર્ષ સુધી વાટ જોઇને પછી પોતાની મેળે પોતાની જાતના વર સાથે પરણવું.'

'काममामरणात्तिष्ठेद्गृहे कन्यर्तुमत्यपि । नचैवैनां प्रयच्छेत्तु गुणाहीनाय कर्हिचित् ॥ મનુ. અ૦ ૯–૮૯ કન્યા અડકાતી હોય તો પણ જો સારો વર મળતો ન હોય તો કન્યાએ મરતાં સુધી બાપના ઘરમાં બેસી રહેવું. પરંતુ તેના પિતાએ વિદ્યા આદિક ગુણહીન પુરુષની સાથે કન્યાને કદી પણ પરણાવવી નહિ.'

આ બધા શ્લોકોનું તાત્પર્ય ગુણહીન વરને કન્યા નહિ આપવામાં છે. અથવા તો દાતાને અભાવે કુમારી રહેલી કન્યાએ પોતાની મેળે પરણવામાં તાત્પર્ય છે. શુશ્રુતનું વચન ટાંકીને કેટલાએક મોટી વયની કન્યાનો વિવાહ સિદ્ધ કરે છે, તે વચન આ પ્રમાણે છે. 'उनषोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिं । 'यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः सविपद्यते ॥ जातो वा न चिरं जीवेत સોળ વર્ષની અંદરની સ્ત્રીમાં પચીશ વર્ષની અંદરનો પુરુષ ગર્ભાધાન કરે તો તે ગર્ભનો પાત થાય છે અથવા જન્મે છે તો તે ઘણા કાળ જીવતો નથી.' આ શ્લોક પછી બીજો એક શ્લોક ટાંકીને કહે છે. તે આ;–'तस्मादत्यंतबालायां गर्भाधानं न कारयेत् માટે તેવી અત્યન્ત બાલા સ્ત્રીમાં ગર્ભાધાન કરાવવું નહિ;' ચૌદ વર્ષની ઉપરની સ્ત્રીને અત્યંત બાલા કહેવી અને તેની પ્રજા મરણ પામે અથવા ઘણો કાળ જીવે નહિ. એ પ્રત્યક્ષ પ્રમાણથી વિરુદ્ધ છે, કેમકે તેવી સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા હજારો પુરુષો હમણા જીવતા આપણે જોઇએ છીએ. ખરું જોતાં તો "उनषोडष" એ પાઠ નવીન છે. કારણ કે ત્રણસો વર્ષ ઉપરની લખેલી પ્રતમાં "उन्ना द्वादश" એવો પાઠ છે. વળી વિરોધ એ આવશે કે, આ દેશમાં તેર વર્ષે રજોદર્શન, થાય છે તો પછી સોળ વર્ષની અંદરની કન્યાને અત્યંત બાળા કહી શકાય 'अथास्मै पञ्चविंशतिवर्षाय द्वादशवर्षीयां कन्यामावहति પચીશ વર્ષની સાથે બ કન્યાને પરણાવવી,' આમ કહીને સુશ્રુતે પોતે જ વિવાહકાળ બાર વર્ષનો, અને સ્મૃતિકારોએ ઋતુકાળમાં ગર્ભાધાન કરવાનું કહ્યું છે. તો પછી સ્મૃતિ૭૭ ॥

**उपनीय गुरुः शिष्यं शिक्षयेच्छौचमादितः ।**
**आचारमग्निकार्यं च संध्योपासनमेव च ॥ ६९ ॥**

૬૯. ગુરુએ શિષ્યને ઉપનયન સંસ્કાર કરીને (જનોઈ દઈને) આરંભમાં શૌચ એટલે માટી વગેરેથી હાથ પગ વગેરે ધોઇને શરીરને શુદ્ધ કરવાની રીત, આચાર એટલે સ્નાન આચમન કરવાની રીત, પ્રભાતમાં અને સાયંકાળે અગ્નિમાં હોમ કરવાનો વિધિ તથા પ્રભાત, મધ્યાહ્ન અને સાયંકાળનું સંધ્યા-વંદન શીખવવું.

**अध्येष्यमाणस्त्वाचान्तो यथाशास्त्रमुदङ्मुखः ।**
**ब्रह्माञ्जलिकृतोऽध्याप्यो लघुवासा जितेन्द्रियः ॥ ७० ॥**

૭૦. ભણનારા શિષ્યે ભણતી વખતે સાદાં તથા ધોયેલાં વસ્ત્ર પહેરી, ઉત્તર દિશા તરફ મુખ રાખી, જિતેંદ્રિય થઇ, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે આચમન કરવું તથા બ્રહ્માંજલિ કરીને ગુરુની પાસે બેસવું અને ગુરુએ તેવા વિદ્યાર્થીને ભણાવવો.

વેદાધ્યયનનો વિધિ.

**ब्रह्मारम्भेऽवसाने च पादौ ग्राह्यौ गुरोः सदा ।**
**संहत्य हस्तावध्येयं स हि ब्रह्माञ्जलिः स्मृतः ॥ ७१ ॥**

૭૧. વેદ ભણવાનો આરંભ કરતી વખતે તથા વેદ ભણી રહ્યા પછી શિષ્યે નિત્ય પોતાના બે હાથવડે ગુરુનાં બન્ને ચરણનો સ્પર્શ કરવો અને બે હાથ જોડી રાખીને અધ્યયન કરવું (ભણવું), આને બ્રહ્માંજલિ કહેવામાં આવે છે.

**व्यत्यस्तपाणिना कार्यमुपसंग्रहणं गुरोः ।**
**सव्येन सव्यः स्प्रष्टव्यो दक्षिणेन च दक्षिणः ॥ ७२ ॥**

---

કરીને ઋતુ આવ્યા છતાં પણ ગર્ભાધાન ન કરવું, એ શાસ્ત્રથી વિરુદ્ધ છે. તેમણે સમજવું જોઇએ કે, પ્રજા નિર્બળ થવાનું કારણ બાળલગ્ન નથી, પરંતુ ऋतुकालाभिगामी न्तरात् ઋતુકાળે જ ગમન કરવું એ શાસ્ત્રોક્ત વિધિનું ઉલ્લંઘન કરી વીર્યની અપકવ સ્મૃતી નિમાં સ્ત્રી સાથે વ્યવહાર કરવાથી પ્રજા નિર્બળ થાય છે. એ ઉપરાંત પ્રજા નિર્બળ धैर्यवतोऽस्तु બીજાં કારણો પણ છે. નેપાળ, પંજાબ, કાશ્મીર તથા ઉત્તર હિંદુસ્થાનના ઋતુ પ્રાપ્ત ની વયમાં પરણ્યા છતાં પણ ત્યાંનાં હવા પાણી બહુ જ આરોગ્યદાયક અને પ્રાપ્ત થયા વિનાથી ત્યાંની પ્રજા બળવાન્ નિપજે છે. ત્યારે દક્ષિણ, ગૂજરાત અને બંગા-સંગનો ઉપદેશ સ્વાભાવિક રીતે જ હવા, પાણી તથા ખોરાક નબળાં હોવાથી નિર્બળ જન્મે છે.

૭૨. ઉલટા હાથથી ગુરુના બન્ને ચરણનો સ્પર્શ કરવો. તે એવી રીતે કે ડાબા હાથથી ડાબા ચરણનો અને જમણા હાથથી જમણા ચરણનો સ્પર્શ કરવો.

**अध्येष्यमाणं तु गुरुर्नित्यकालमतन्द्रितः ।**
**अधीष्व भो इति ब्रूयाद्विरामोऽस्त्विति चारमेत् ॥ ७३ ॥**

૭૩. ગુરુએ નિત્ય આળસ તજીને અભ્યાસ કરનારા શિષ્યને પ્રથમ (અધ્યયન કરો) આમ કહીને ભણાવવાનો આરંભ કરવો અને પાઠ બંધ કરવો હોય ત્યારે विरामोऽस्तु (પાઠ બંધ કરો) એમ કહી પાઠ બંધ કરાવીને વિશ્રાંતિ લેવી.

**ब्रह्मणः प्रणवं कुर्यादादावन्ते च सर्वदा ।**
**स्रवत्यनोंकृतं पूर्वं पुरस्ताच्च विशीर्यति ॥ ७४ ॥**

૭૪. વેદાધ્યયનના આરંભમાં અને અંતમાં સર્વદા ૐકારનો ઉચ્ચાર કરવો. ભણવાના આરંભમાં ૐકારનો ઉચ્ચાર ન કર્યો હોય તો ભણેલી વિદ્યા આવડતી નથી અને ભણી રહ્યા પછી ૐકારનો ઉચ્ચાર ન કર્યો હોય તો ભણેલી વિદ્યા મનમાં સ્થિર થતી નથી, પરંતુ ભૂલી જવાય છે.

**प्राक्कूलान्पर्युपासीनः पवित्रैश्चैव पावितः ।**
**प्राणायामैस्त्रिभिः पूतस्तत ओंकारमर्हति ॥ ७५ ॥**

૭૫. વેદાધ્યયન કરનારા પુરુષે પૂર્વ તરફ જેના અગ્રભાગ છે એવા દર્ભાસન ઉપર બેસી, બન્ને હાથમાં દુર્ભો લઈને પવિત્ર થવું અને ત્રણ પ્રાણાયામ કરીને પવિત્ર થયા પછી વેદાધ્યયન માટે પ્રથમ ૐકારનો ઉચ્ચાર કરીને સ્વાધ્યાયનો આરંભ કરવો.

**अकारं चाप्युकारं च मकारं च प्रजापतिः ।**
**वेदत्रयान्निरदुहद्भूर्भुवःस्वरितीति च ॥ ७६ ॥**

૭૬. પ્રજાપતિએ અકાર, ઉકાર અને મકાર એ ત્રણ અક્ષરમાંથી થયેલા ૐકારને તથા ભૂર્, ભૂવર્, સ્વર્ એ ત્રણ વ્યાહૃતિને ત્રણ વેદમાંથી એટલે ऋक्, यजुष् અને સામમાંથી દોહી કાઢેલી છે.

**त्रिभ्य एव तु वेदेभ्यः पादं पादमदूदुहत् ।**
**तदित्यृचोऽस्याः सावित्र्याः परमेष्ठी प्रजापतिः ॥ ७७ ॥**

૭૭. જન્મમરણ રહિત ઉત્તમ સ્થાનમાં રહેનારા પ્રજાપતિએ तत् એ પ્રતીકથી આરંભ થતી ગાયત્રીની ઋચાનાં ત્રણ પાદને–ચરણને ત્રણ વેદમાંથી દોહી કાઢ્યાં છે.

**एतदक्षरमेतां च जपन्व्याहृतिपूर्विकाम् ।**
**संध्ययोर्वेदविद्विप्रो वेदपुण्येन युज्यते ॥ ७८ ॥**

૭૮ વેદવેત્તા બ્રાહ્મણ પ્રભાતમાં તથા સાયંકાળે ૐકારનો તથા भूर्, भुवर् અને स्वर्, એ વ્યાહૃતિપૂર્વક ગાયત્રીનો જપ કરે છે તો તેને વેદાધ્યયનનું ફળ મળે છે.

**सहस्रकृत्वस्त्वभ्यस्य बहिरेतत्त्रिकं द्विजः ।**
**महतोऽप्येनसो मासात्त्वचेवाहिर्विमुच्यते ॥ ७९ ॥**

૭૯ જે દ્વિજ જાતિનો પુરુષ નગરની કે ગામની બહાર જળાશયની સમીપમાં ૐકાર, વ્યાહૃતિ તથા ગાયત્રી મંત્ર આ ત્રણેયનો એક હજાર જપ કરે છે, તો સર્પ જેમ કાંચળીમાંથી મુક્ત થાય છે તેમ તે દ્વિજ જાતિનો પુરુષ મહાપાપમાંથી પણ મુક્ત થાય છે.

**एतयर्चा विसंयुक्तः काले च क्रियया स्वया ।**
**ब्रह्मक्षत्रियविट्योनिर्गर्हणां याति साधुषु ॥ ८० ॥**

૮૦ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ગાયત્રીનો જપ કરતો નથી તથા સમય પ્રમાણે એટલે સવાર, સાંજ પોતાની અગ્નિહોત્ર આદિક ક્રિયા કરતો નથી તો તે સત્પુરુષોમાં નિંદાને પાત્ર થાય છે.

**ओंकारपूर्विकास्तिस्रो महाव्याहृतयोऽव्ययाः ।**
**त्रिपदा चैव सावित्री विज्ञेयं ब्रह्मणो मुखम् ॥ ८१ ॥**

૮૧ અવિનાશી એવી ૐકારપૂર્વક ત્રણ મહાવ્યાહૃતિઓને તથા ત્રણ ચરણવાળી ગાયત્રીને વેદનું મુખ જાણવું. (માટે એ ત્રણ ભણ્યા પછી વેદ ભણવાનો આરંભ કરવો.)

**योऽधीतेऽहन्यहन्येतांस्त्रीणि वर्षाण्यतन्द्रितः ।**
**स ब्रह्म परमभ्येति वायुभूतः खमूर्तिमान् ॥ ८२ ॥**

૮૨ જે પુરુષ આળસનો ત્યાગ કરી, ત્રણ વર્ષ સૂધી ગાયત્રીનો જપ કરે છે, તે મરણ પછી વાયુરૂપ થાય છે (મરજીમાં આવે ત્યાં જઇ શકે છે) તથા તે પછી આકાશના જેવો વ્યાપક થઇને પરબ્રહ્મને પામે છે.

**एकाक्षरं परं ब्रह्म प्राणायामाः परं तपः ।**
**सावित्र्यास्तु परं नास्ति मौनात्सत्यं विशिष्यते ॥ ८३ ॥**

૮૩ ૐકાર એ પરબ્રહ્મ છે (તેનો જપ કરવાથી પરબ્રહ્મને પામે છે.) પ્રાણાયામ એ મોટું તપ ગણાય છે, (પ્રાણાયામ કરવાથી શરીરના સર્વે દોષો નાશ પામે છે.) ગાયત્રી કરતાં બીજો કોઇ મંત્ર ઉત્તમ નથી અને મૌન રહેવા કરતાં સત્ય ભાષણ શ્રેષ્ઠ ગણાય છે.

**क्षरन्ति सर्वा वैदिक्यो जुहोति यजति क्रियाः ।**
**अक्षरं दुष्करं ज्ञेयं ब्रह्म चैव प्रजापतिः ॥ ८४ ॥**

૮૪ વેદમાં કહેલી હોમની તથા યાગની સર્વ ક્રિયાઓ નાશવંત છે, તેથી તેનાં ફળરૂપ સ્વર્ગાદિ લોક પણ નાશવંત છે એમ જાણવું. માત્ર એક ૐકારને અવિનાશી જાણવો અને તે પરબ્રહ્મ તથા પ્રજાપતિનું સ્વરૂપ છે.

***विधियज्ञाज्जपयज्ञो विशिष्टो दशभिर्गुणैः ।**
**उपांशुः स्याच्छतगुणः साहस्रो मानसः स्मृतः ॥ ८५ ॥**

જપનું માહાત્મ્ય.

૮૫ કર્મયજ્ઞો કરતાં એટલે દર્શ, પૌર્ણમાસ નામના યજ્ઞો કરતાં જપયજ્ઞ દશગણો ઉત્તમ છે, ઉપાંશુ જપ એટલે પાસે બેસનારો પણ ન સાંભળે એવો જપ સોગણો ઉત્તમ છે તથા માનસિક જપ એટલે હોઠ હાલે નહિ તેમ મનમાં કરેલો જપ હજાર ગણો ઉત્તમ છે એમ જાણવું.

**ये पाकयज्ञाश्चत्वारो विधियज्ञसमन्विताः ।**
**सर्वे ते जपयज्ञस्य कलां नार्हन्ति षोडशीम् ॥ ८६ ॥**

૮૬ કર્મ યજ્ઞો (દર્શ, પૌર્ણમાસ યજ્ઞો) સહિત જે ચાર પાક યજ્ઞો (વૈશ્વદેવ, બલિકર્મ, નિત્યશ્રાદ્ધ અને અતિથિ ભોજન) કહેલા છે, તે સર્વે જપયજ્ઞની સોળમી કળા જેટલા પણ થવાને યોગ્ય નથી.

**†जप्येनैव तु संसिध्येद्ब्राह्मणो नात्र संशयः ।**
**कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥ ८७ ॥**

* આ શ્લોકનું તાત્પર્ય સ્વાધ્યાયની પ્રશંસા કરવામાં છે; એટલે સ્વાધ્યાયાદિક કરવાથી સ્વર્ગાદિક ફળ મળે છે એમ કહેવામાં છે. પરંતુ વિધિ યજ્ઞોનું ફળ અલ્પ છે, એમ કહેવામાં નથી.

† બ્રાહ્મણ સર્વ પ્રાણીઓનો મિત્ર ગણાય છે, યજ્ઞયાગ વગેરે કરવામાં પશુ-

૮૭. બ્રાહ્મણ ગાયત્રીનો જપ કરવાથી જ મુક્તિને પામે છે, એમાં સંદેહ નથી. પછી તે યજ્ઞયાગાદિ કરે કે ન કરે. કારણ કે બ્રાહ્મણ યાગાદિ ક્રિયામાં ઉપયોગી એવાં પશુઓનો તથા બીજનો વધ વગેરે ન કરવાથી અથવા તો ગાયત્રીવડે મિત્ર ( સૂર્ય ) નો ઉપાસક હોવાથી મૈત્ર કહેવાય છે.

**इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।**
**संयमे यत्नमातिष्ठेद्विद्वान्यन्तेव वाजिनाम् ॥ ८८ ॥**

૮૮. જેમ રથમાં જોડેલા ઘોડાને સારથિ તાબામાં રાખે છે, તેમ મનને હરણ કરી જનારા વિષયોમાં ફરનારી ઇંદ્રિયોને પંડિત પુરુષે પોતાના તાબામાં રાખવાનો યત્ન કરવો.

ઇંદ્રિયનિગ્રહનું માહાત્મ્ય.

**एकादशेन्द्रियाण्याहुर्यानि पूर्वे मनीषिणः ।**
**तानि सम्यक्प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥ ८९ ॥**

૮૯. પ્રાચીન કાળના પંડિતો જે અગિયાર ઇંદ્રિયો કહી ગયા છે, તે ઇંદ્રિયો અને તેનાં કર્મો નામોની સાથે હું તમને યથાર્થ રીતે અનુક્રમે કહું છું.

**श्रोत्रं त्वक्चक्षुषी जिह्वा नासिका चैव पञ्चमी ।**
**पायूपस्थं हस्तपादं वाक्चैव दशमी स्मृता ॥ ९० ॥**

૯૦. શ્રોત્ર ( કાન ) ત્વક્ ( ચામડી ) ચક્ષુષ્ ( આંખો ), જિહ્વા (જીભ ) અને નાસિકા (નાક) એ પાંચ તથા પાયુ (ગુદા), ઉપસ્થ (શિશ્ન અથવા યોનિ), હાથ, પગ અને વાચા આ પાંચ મળીને દશ ઇંદ્રિયો કહેલી છે.

**बुद्धीन्द्रियाणि पञ्चैषां श्रोत्रादीन्यनुपूर्वशः ।**
**कर्मेन्द्रियाणि पञ्चैषां पाय्वादीनि प्रचक्षते ॥ ९१ ॥**

૯૧ એમાં પહેલી પાંચને એટલે શ્રોત્રાદિને જ્ઞાનેંદ્રિયો કહે છે અને પાયુ, ઉપસ્થ આદિ પાંચને કર્મેન્દ્રિયો કહે છે.

---

હિંસા, બીજહિંસા, વગેરે કરવાનો પ્રસંગ આવી પડે છે, તેથી સર્વ પ્રાણીઓની પ્રીતિ સંપાદન કરી શકાતી નથી અને તેથી તેનામાં મિત્રતાનો ધર્મ રહેતો નથી, પરંતુ પ્રણવ તથા ગાયત્રીનો જપ કરવામાં તેવો પ્રસંગ આવતો નથી તેથી મિત્રધર્મ સચવાય છે. માટે ગાયત્રીનો જપ કરવાથી પણ બ્રાહ્મણને મોક્ષ મળે છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે, બ્રાહ્મણે યજ્ઞયાગ કરવા નહિ. કારણકે યજ્ઞયાગ કરવામાટે શાસ્ત્રની આજ્ઞા છે. માટે તે તો અવશ્ય કરવા જોઇએ. પરંતુ અહીં જપનું માહાત્મ્ય દર્શાવવામાટે જપની પ્રશંસા કરવામાં આવી છે.

**एकादशं मनो ज्ञेयं स्वगुणेनोभयात्मकम् ।**
**यस्मिञ्जिते जितावेतौ भवतः पञ्चकौ गणौ ॥ ९२ ॥**

૯૨. તથા અગિયારમું મન જાણવું. તે પોતાના સંકલ્પ વિકલ્પરૂપ ગુણવડે બન્ને ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાં પ્રવૃત્તિ કરાવે છે, તેથી જો મન જિતાય છે તો દશે ઇંદ્રિયો જિતાય છે.

**इन्द्रियाणां प्रसङ्गेन दोषमृच्छत्यसंशयम् ।**
**संनियम्य तु तान्येव ततः सिद्धिं नियच्छति ॥ ९३ ॥**

૯૩. ઇંદ્રિયોના વિષયોની સાથે સંગ કરવાથી જીવ અવશ્ય દોષને પામે છે, પરંતુ તેઓને જ વશ કરી રાખવાથી જીવ મોક્ષને પામે છે.

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ ९४ ॥**

૯૪. વિષયોનો ઉપભોગ કરવાથી કામ કદાપિ શાંત પડતો નથી, પણ જેમ અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિનું બળ વધતું જાય છે, તેમ વિષયોને સેવવાથી કામ પણ વધારે જ વધે છે.

**यश्चैतान्प्राप्नुयात्सर्वान्यश्चैतान्केवलांस्त्यजेत् ।**
**प्रापणात्सर्वकामानां परित्यागो विशिष्यते ॥ ९५ ॥**

૯૫. જે મનુષ્ય જગતની સર્વ કામનાઓને પૂરી પાડે છે અને જે મનુષ્ય જગતની સર્વ કામનાઓનો કેવળ ત્યાગ કરે છે, એ બન્નેમાં કામનાઓ મેળવીને તેઓનો ઉપભોગ કરવા કરતાં તેઓનો ત્યાગ કરવો વધારે શ્રેષ્ઠ છે.

***न तथैतानि शक्यन्ते संनियन्तुमसेवया ।**
**विषयेषु प्रजुष्टानि यथा ज्ञानेन नित्यशः ॥ ९६ ॥**

---

* આ ઇંદ્રિયનિગ્રહનું પ્રકરણ છે અને તે નિગ્રહ બ્રહ્મચારીને માટે જ નથી, પરંતુ ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યાસી તથા સ્ત્રીઓ એમ સર્વેને માટે છે. આ બન્ને શ્લોકનું તાત્પર્ય એવું છે કે, વિષયોને તજી દેવાથી ઇંદ્રિયોનો નિગ્રહ થતો નથી; પરતુ તત્ત્વજ્ઞાનવડે તે તે વિષયોની અસારતા જાણીને તેઓનાપર દોષદૃષ્ટિ કરવાથી તે તે વિષયોનો જ્યારે ત્યાગ થાય છે ત્યારે જ ખરેખરો ઇંદ્રિયનિગ્રહ થાય છે. પરંતુ જ્યાં સુધી વિષયોપર દોષદૃષ્ટિ થતી નથી, ત્યાં સુધી વિષયોનું માનસિક સ્મરણ થવાથી અંતઃકરણ દૂષિત રહે છે અને તેવા પુરુષો ગમે તેટલા યમ, નિયમ, ત્યાગ, વૈરાગ્ય, સ્વાધ્યાય, યજ્ઞ વગેરે ધર્મનું અનુષ્ઠાન કરે છે તો પણ તે ધર્મકૃત્યો તે પુરુષને કંઈ પણ ફળ આપતાં નથી. એ જ

૯૬. વિષયોમાં આસક્ત થયેલી ઇંદ્રિયોને નિત્ય જે રીતે જ્ઞાનથી (વિષયો તથા શરીર નાશવંત અને મિથ્યા છે એવાં જ્ઞાનથી) વશ કરી શકાય છે, તે રીતે કેવળ વિષયોનો ત્યાગ કરવાથી વશ કરી શકાતી નથી.

**वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च ।**
**न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥ ९७ ॥**

૯૭. જેનું મન વિષયોમાં લાગ્યું હોય, તે પુરુષને વેદાધ્યયન, દાન, યજ્ઞો, નિયમો તથા તપો, એ સર્વે કોઈપણ દિવસ ફળ આપતાં નથી.

**श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च भुक्त्वा घ्रात्वा च यो नरः ।**
**न हृष्यति ग्लायति वा स विज्ञेयो जितेन्द्रियः ॥ ९८ ॥**

૯૮ જે પુરુષ (સ્ત્રીઓનાં સુંદર ગાયનો અથવા તો આપ બૃહસ્પતિ જેવા છો વગેરે સ્તુતિ અથવા તો કઠોર શબ્દો) સાંભળવાથી તથા (કોમળ અંગનો અથવા સુંદર શય્યાનો, રેશમી વસ્ત્રો વગેરેનો અથવા તો કઠોર પર્વતોની ગુફાઓનો અથવા તો વલ્કલ, ઉર્ણા વગેરેનો) સ્પર્શ કરવાથી (પ્રમદા, ઉદ્યાન, નૃત્ય વગેરેનાં અથવા તો દુઃખ ઉપજાવનાર દાવાનલ વગેરેનાં) દર્શનથી (મધુર પકવાન્નનાં અથવા તો શુષ્ક અન્ન, ફળ, મૂળ, કંદ વગેરેનાં) ભોજનથી તથા (સુગંધી અથવા તો દુર્ગંધી પદાર્થો) સુંઘવાથી, જેને હર્ષ પણ થતો નથી અથવા શોક પણ થતો નથી, તેને જિતેંદ્રિય જાણવો.

**इन्द्रियाणां तु सर्वेषां यद्येकं क्षरतीन्द्रियम् ।**
**तेनास्य क्षरति प्रज्ञा दृतेः पादादिवोदकम् ॥ ९९ ॥**

૯૯ પાણીની પખાલમાં એક કાણું પડે છે તો તેમાંથી જેમ પાણી નિકળી જાય છે, તેમ સર્વે ઇંદ્રિયોમાંથી એક પણ ઇંદ્રિય જો વિષયમાં આસક્ત થાય છે તો તે દ્વારા મનુષ્યની બુદ્ધિ નાશ પામે છે.

---

વાત ભગવાને ગીતાના ત્રીજા અધ્યાયમાં કહી છે કે;–"कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् । इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥જે મનુષ્ય પરમાત્માની ઉપાસના કરવાના બહાનાથી વાણી, હાથ, પગ વગેરે પાંચ કર્મેન્દ્રિયોનો નિગ્રહ કરે છે એટલે મૌન વ્રત રાખે છે, એક હાથજ ઉભો રાખે છે, કાંતો ઉભોજ રહે છે, કાંતો ભૂમિપર સુઇને ચાલે છે. પરતુ મનમાં ઇંદ્રિયોના વિષયોનું ધ્યાન કર્યા કરે છે તે પુરુષ મિથ્યા આચારવાળો–કપટી–કહેવાય છે." માટે ઇંદ્રિયોનો નિગ્રહ કરવાની ઇચ્છાવાળા પુરુષે અથવા તો સ્ત્રીએ વિષયો નાશવંત ને મિથ્યા છે, એવી રીતે અંતઃકરણપૂર્વક દોષદષ્ટિ કરવાની જરૂર છે.

**वशे कृत्वेन्द्रियग्रामं संयम्य च मनस्तथा ।**
**सर्वान्संसाधयेदर्थानक्षिण्वन्योगतस्तनुम् ॥ १०० ॥**

૧૦૦ માટે ઇંદ્રિયોના સમુદાયને વશ કરીને તથા મનને નિયમમાં રાખીને શુભ ઉપાયોથી જે રીતે શરીર ક્ષીણ થાય નહિ, તે રીતે સર્વે અર્થો (ધર્મ અર્થ, કામ તથા મોક્ષ)ને સાધવા.

**पूर्वां संध्यां जपंस्तिष्ठेत्सावित्रीमार्कदर्शनात् ।**
**पश्चिमां तु समासीनः सम्यगृक्षविभावनात् ॥ १०१ ॥**

સંધ્યાવંદન.

૧૦૧ પ્રાતઃકાળની સંધ્યા વખતે સૂર્યનાં દર્શન થાય ત્યાં સૂધી ઉભાં ઉભાં ગાયત્રીનો જપ કર્યા કરવો અને સાયંકાળની સંધ્યા વખતે નક્ષત્રો દેખાય ત્યાં સૂધી બેઠાં બેઠાં ગાયત્રીનો જપ કર્યા કરવો.

***पूर्वां संध्यां जपंस्तिष्ठन्नैशमेनो व्यपोहति ।**
**पश्चिमां तु समासीनो मलं हन्ति दिवाकृतम् ॥ १०२ ॥**

૧૦૨ પ્રાતઃકાળે ઉભા રહીને ગાયત્રીનો જપ કરનારો પુરુષ પોતાનાં રાત્રિમાં કરેલાં પાપનો નાશ કરે છે અને સાયંકાળે બેસીને ગાયત્રીનો જપ કરનારો પુરુષ દિવસે કરેલાં પાપનો નાશ કરે છે.

**न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यश्च पश्चिमाम् ।**
**स शूद्रवद्बहिष्कार्यः सर्वस्माद्द्विजकर्मणः ॥ १०३ ॥**

૧૦૩ જે દ્વિજ જાતિનો પુરુષ પ્રભાતની સંધ્યાનું અથવા તો સાયંકાળની સંધ્યાનું વંદન કરતો ન હોય, તેને દ્વિજ જાતિનાં સર્વ કર્મોમાંથી શૂદ્રની પેઠે દૂર કરવો.

---

* આ શ્લોકમાં પ્રાતઃકાળની સંધ્યા કરવાથી રાત્રિનાં અને સાયંકાળની સંધ્યા કરવાથી દિવસનાં પાપનો નાશ થાય છે એમ કહ્યું છે; તેપરથી એમ સમજવાનું નથી કે, મનુષ્ય જે જે પાપ કરે છે, તે બધાં સંધ્યા કરવાથી નાશ પામે છે. જો એમ હોય તો પછી બ્રહ્મહત્યાદિક મહાપાપોને માટે શાસ્ત્રમાં કહેલાં પ્રાયશ્ચિત્તો નિરર્થક થઈ પડે. માટે આ શ્લોકનું તાત્પર્ય એવું છે કે, રાત્રે શય્યામાં આળોટતાં માકડ, ચાંચડ વગેરે મરી જાય તથા દિવસે ઉઠતાં બેસતાં અને હાલતાં ચાલતાં અજાણતાં જે કંઈ જીવ-હિંસા થઈ જાય, તેવાં સામાન્ય પાપો સંધ્યાવંદનથી નાશ પામે છે અને બુદ્ધિની વૃદ્ધિ થાય છે.

**अपां समीपे नियतो नैत्यकं विधिमास्थितः ।**
**सावित्रीमप्यधीयीत गत्वारण्यं समाहितः ॥ १०४ ॥**

૧૦૪ બ્રહ્મયજ્ઞરૂપી નિત્યકર્મ કરનારા દ્વિજે અરણ્યમાં નદીના અથવા તો તળાવના તીર ઉપર બેસી, ઇંદ્રિયોને નિયમમાં રાખી મનને એકાગ્ર કરીને (વેદવેદાંગ વગેરેનો સ્વાધ્યાય કરવો અને તે ન થઈ શકે તો) ગાયત્રીના જપથી પણ સ્વાધ્યાય કરવો.

સ્વાધ્યાય.

**वेदोपकरणे चैव स्वाध्याये चैव नैत्यके ।**
**नानुरोधोऽस्त्यनध्याये होममन्त्रेषु चैव हि ॥ १०५ ॥**

૧૦૫ વેદનાં છ અંગો ભણવામાં, નિત્ય બ્રહ્મયજ્ઞ કરવામાં તથા અગ્નિહોત્રમાં હોમ કરતી વખતે વેદના મંત્રો ભણવામાં અનધ્યાય ગણાતો નથી.

**नैत्यके नास्त्यनध्यायो ब्रह्मसत्रं हि तत्स्मृतम् ।**
**ब्रह्माहुतिहुतं पुण्यमनध्यायवषट्कृतम् ॥ १०६ ॥**

૧૦૬ નિત્યકર્મ કરવામાં અનધ્યાય નડતો નથી; કારણ કે તે બ્રહ્મયજ્ઞ કહેવાય છે. પૂર્વયજ્ઞના અંતમાં તે યજ્ઞની સમાપ્તિ માટે બોલવામાં આવતો વષટ્કાર તે પછી કરવામાં આવનારા ઉત્તર હોમનો જેમ સંધિરૂપ ગણાય છે, તેમ પવિત્ર આહુતિસમાન વેદાધ્યયનના સ્વાધ્યાયરૂપી હોમ પણ બન્ને અનધ્યાયના સંધિરૂપ ગણાય છે.

***यः स्वाध्यायमधीतेऽब्दं विधिना नियतः शुचिः ।**
**तस्य नित्यं क्षरत्येष पयो दधि घृतं मधु ॥ १०७ ॥**

૧૦૭ જે દ્વિજ જાતિનો પુરુષ મનને નિયમમાં રાખી, સ્નાનાદિકથી પવિત્ર થઇ, શાસ્ત્રમાં કહેલા વિધિપ્રમાણે એક વર્ષ સૂધી વેદોનો સ્વાધ્યાય ( વેદોનું અધ્યયન ) કરે છે, તેને એ સ્વાધ્યાય દુધ, દહિ, ઘી તથા મધ આપે છે.

**अग्नीन्धनं भैक्षचर्यामधःशय्यां गुरोर्हितम् ।**
**आसमावर्तनात्कुर्यात्कृतोपनयनो द्विजः ॥ १०८ ॥**

---

* સ્વાધ્યાય કરનારા પુરુષને વેદો દુધ, દહીં, ઘી અને મધ આપે છે, એટલે ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચારે પુરુષાર્થ તેને આપે છે અથવા તો દુધ વગેરે ચાર પદાર્થોથી દેવ અને પિતૃઓ જેમ તૃપ્ત થાય છે તેમ જ ઋગ્, યજુષ્, સામ અને અથર્વનો સ્વાધ્યાય કરવાથી તૃપ્ત થયેલા દેવો અને પિતૃઓ સ્વાધ્યાય કરનારાને દુધ દહિ વગેરે સર્વ રસો પૂરા પાડે છે.

૧૦૮ બ્રાહ્મણે, ક્ષત્રિયે અને વૈશ્યે જનોઇ લીધા પછી સમાવર્ત્તન નામને સંસ્કાર કરતાં સૂધી (એટલે વેદ ભણીને પોતાને ઘેર જતાં સૂધી) ગુરુને ઘેર રહી, સમિધ (યજ્ઞમાં હોમવાનાં કાષ્ઠ) એકઠાં કરવાં, ભિક્ષા માગી લાવવી, ભૂમિ ઉપર સૂવું અને ગુરુનું હિત (સેવા) કરવું.

**आचार्यपुत्रः शुश्रूषुर्ज्ञानदो धार्मिकः शुचिः ।**
**आप्तः शक्तोऽर्थदः साधुः स्वोऽध्याप्या दश धर्मतः ॥१०९॥**

ભણાવવાયોગ્ય શિષ્યો.

૧૦૯ આચાર્યને પુત્ર, સેવા કરનાર, વ્યાવહારિક જ્ઞાન આપનાર, અગ્નિહોત્રાદિ કર્મ કરનાર, ન્યાયથી મેળવેલા ધનાદિકથી તથા સ્નાનાદિકથી પવિત્ર રહેનાર, બંધુ, મિત્ર વગેરે આપ્ત, અધ્યયન કરવાને સમર્થ, ધન આપનાર, સદાચરણવાળો અને પુત્ર વગેરે સંબંધી, આ દશને ધર્માર્થે ભણાવવા.

**नापृष्टः कस्यचिद्ब्रूयान्न चान्यायेन पृच्छतः ।**
**जानन्नपि हि मेधावी जडवल्लोक आचरेत् ॥ ११० ॥**

૧૧૦ બુદ્ધિમાન્ પુરુષ પોતે જાણતો હોય તો પણ સામા મનુષ્યના પૂછ્યા વિના કોઈને ઉપદેશ આપવો નહિ. તેમ અન્યાયથી પૂછનારાને પણ ઉત્તર આપવો નહિ, પરંતુ પોતે જાણતાં છતાં પણ જગતમાં મુંગાની પેઠે વ્યવહાર કરવો.

**अधर्मेण च यः प्राह यश्चाधर्मेण पृच्छति ।**
**तयोरन्यतरः प्रैति विद्वेषं वाधिगच्छति ॥ १११ ॥**

૧૧૧ જે પૂછેલા પ્રશ્નનો અધર્મથી ઉત્તર આપે છે અને જે અધર્મથી પ્રશ્ન કરે છે, તે બન્નેમાંથી એક કાંતો વાદ કરતાં કરતાં મરી જાય છે અને જો જીવે છે તો તે બન્નેને પરસ્પર દ્વેષ થાય છે.

**धर्मार्थौ यत्र न स्यातां शुश्रूषा वापि तद्विधा ।**
**तत्र विद्या न वक्तव्या शुभं बीजमिवोषरे ॥ ११२ ॥**

૧૧૨ જે શિષ્યને ભણાવવાથી ધર્મને અથવા તો અર્થ (ધન) નો લાભ થતો ન હોય, તેમ વિદ્યાના પ્રમાણમાં સેવા પણ થતી નહોય તો ઉષર ભૂમિમાં જેમ ઉત્તમ બીજ વાવવામાં આવે નહિ, તેમ તેને વિદ્યા ભણાવવી નહિ.

**विद्ययैव समं कामं मर्तव्यं ब्रह्मवादिना ।**
**आपद्यपि हि घोरायां न त्वेनामिरिणे वपेत् ॥ ११३ ॥**

૧૧૩ વેદ જાણનારાએ વેદવિદ્યાની સાથે જ મરી જવું એ સારું છે. પરંતુ ભયંકર આપત્તિમાં પણ કુપાત્રમાં વિદ્યારૂપી બીજને રોપવું નહિ અર્થાત્ કુપાત્રને વિદ્યા ભણાવવી નહિ.

**विद्या ब्राह्मणमेत्याह शेवधिस्तेऽस्मि रक्ष माम् ।**
**असूयकाय मां मादास्तथा स्यां वीर्यवत्तमा ॥ ११४ ॥**

૧૧૪ વેદવિદ્યાએ પોતે વિદ્યા ભણાવનારા બ્રાહ્મણની પાસે આવીને કહ્યું કે, "હું તારો સમૃદ્ધિનો ભંડાર છું, તું મારી રક્ષા કર! તું ઈર્ષાખોરને મને આપીશ મા, તેમ કરવાથી હું વિદ્યા તારે વિષે વધારે બળવાન્ થઈને રહીશ."

**यमेव तु शुचिं विद्यान्नियतब्रह्मचारिणम् ।**
**तस्मै मां ब्रूहि विप्राय निधिपायाप्रमादिने ॥ ११५ ॥**

૧૧૫ તું જેને પવિત્ર, ઈર્ષારહિત તથા જિતેંદ્રિય બ્રહ્મચારી જાણ, તેવા વિદ્યારૂપી ભંડારનું રક્ષણ કરનારા પ્રમાદ વિનાના બ્રાહ્મણને વેદવિદ્યા ભણાવજે.

**ब्रह्म यस्त्वननुज्ञातमधीयानादवाप्नुयात् ।**
**स ब्रह्मस्तेयसंयुक्तो नरकं प्रतिपद्यते ॥ ११६ ॥**

૧૧૬ ગુરુ એકને વેદનું અધ્યયન કરાવતા હોય, તે વખતે જે વિદ્યાર્થી ગુરુની આજ્ઞા વગર વેદાધ્યયન કરે છે, તે વેદનો ચોર ગણાય છે અને નરકમાં પડે છે.

**लौकिकं वैदिकं वापि तथाध्यात्मिकमेव च ।**
**आददीत यतो ज्ञानं तं पूर्वमभिवादयेत् ॥ ११७ ॥**

૧૧૭ જેમની પાસેથી લૌકિક જ્ઞાન (અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, શારીર શાસ્ત્ર વગેરે વ્યાવહારિકનું જ્ઞાન), વૈદિકજ્ઞાન (વેદોક્ત કર્મકાંડનું જ્ઞાન) તથા આધ્યાત્મિક જ્ઞાન (પરબ્રહ્મવિશે જ્ઞાન) મેળવ્યું હોય, તેવા ગુરુને શિષ્યે પ્રથમ પ્રણામ કરવા.

**( जन्मप्रभृति यत्किंचिच्चेतसा धर्ममाचरेत् ।**
**तत्सर्वं विफलं ज्ञेयमेकहस्ताभिवादनात् ॥**

જન્મથી આરંભીને અંતઃકરણવડે જે ધર્માચરણ કર્યું હોય, તે સર્વ એક હાથે નમસ્કાર કરવાથી નિષ્ફળ થાય છે એમ જાણવું.)

*सावित्रीमात्रसारोऽपि वरं विप्रः सुयन्त्रितः ।
नायन्त्रितस्त्रिवेदोऽपि सर्वाशी सर्वविक्रयी ॥ ११८ ॥

૧૧૮ બ્રાહ્મણ માત્ર ગાયત્રી મંત્ર જ જાણતો હોય, તો પણ તે જો શાસ્ત્રમાં કહેલા નિયમ પ્રમાણે મનને વશમાં રાખીને રહેતો હોય તો તે શ્રેષ્ઠ ગણાય છે, પણ ત્રણ વેદ ભણ્યા છતાં પણ જે શાસ્ત્રમાં કહેલા નિયમ પ્રમાણે વર્તતો ન હોય, શાસ્ત્રમાં નિષેધ કરેલી સર્વ વસ્તુ (દારુ માંસ વગેરે) ખાતો હોય તથા જે વસ્તુ વેચવાનો શાસ્ત્રમાં નિષેધ કરેલો છે તેવી સર્વ વસ્તુઓ (લાખ, દુધ, મીઠું વગેરે) વેચતો હોય, તે ઉત્તમ ગણાતો નથી.

शय्यासनेऽध्याचरिते श्रेयसा न समाविशेत् ।
शय्यासनस्थश्चैवैनं प्रत्युत्थायाभिवादयेत् ॥ ११९ ॥

૧૧૯ આપણા કરતાં વિદ્યા વગેરેથી શ્રેષ્ઠ એવો પુરુષ અથવા તો આપણા ગુરુ અથવા તો કોઇ વડીલ જે શય્યા અથવા તો જે આસન ઉપર બેઠા હોય તે શય્યા ઉપર કે આસન ઉપર તેમની સાથે બેસવું નહિ. આપણે શય્યા ઉપર અથવા તો આસન ઉપર બેઠા હોઇએ ત્યારે આપણા કરતાં વિશેષ વિદ્વાન્ પુરુષ, વડિલ અથવા ગુરુ આવે તો તેમની સામા ઉભા થઇને તેમને પ્રણામ કરવા.

उर्ध्वं प्राणा ह्युत्क्रामन्ति यूनः स्थविर आयति ।
प्रत्युत्थानाभिवादाभ्यां पुनस्तान्प्रतिपद्यते ॥ १२० ॥

૧૨૦ ગુરુ અથવા તો વડિલ જન આવે ત્યારે તરુણ પુરુષના પ્રાણ-સંભ્રમને લીધે ઉપર ચઢી જાય છે અને તે જ્યારે ઉઠીને ગુરુજનને પ્રણામ કરે છે ત્યારે પાછો પ્રાણને પ્રાપ્ત કરે છે. અર્થાત્ વૃદ્ધ પુરુષ આવે ત્યારે તરુણ પુરુષે ઉભા થઇને તેમને પ્રણામ કરવા.

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।
चत्वारि तस्य वर्धन्ते आयुर्विद्या यशो बलम् ॥ १२१ ॥

* કેટલાએક બ્રાહ્મણો સારા વિદ્વાનો તથા વેદવેત્તા હોવા છતાં પણ ગમે તેના હાથનું રાંધેલું જમે છે, ગમે ત્યાં ખાઇ લે છે તથા અમુક પદાર્થ ખાવામાટે શાસ્ત્રમાં નિષેધ કર્યો છે, એમ જાણ્યા છતાં પણ તેવા પદાર્થો ખાતાં ડરતા નથી તેવા સર્વભક્ષી વિદ્વાનોના કરતાં તો માત્ર ગાયત્રી મંત્ર જ જાણનારો, પરંતુ ખાવાપીવામાં નિયમિત રહેનારો મૂર્ખ બ્રાહ્મણ પણ ઉત્તમ ગણાય છે. આ જ વાત આ શ્લોકમાં દર્શાવીને એમ સૂચવ્યું છે કે, જેમ બને તેમ પ્રત્યેક દ્વિજેએ ખાવાપીવામાં બહુ જ સંભાળ રાખવી. શાસ્ત્રમાં જે પદાર્થો ખાવાનો નિષેધ કર્યો હોય, તે પદાર્થો ખાવા નહિ.

૧૨૧ જે મનુષ્ય નિત્ય વૃદ્ધને પ્રણામ કરે છે તથા તેમની સેવા કરે છે,
પ્રણામનું ફળ. તેનું આયુષ્ય, વિદ્યા, યશ અને બળ એ ચાર વધે છે.

**अभिवादात्परं विप्रो ज्यायांसमभिवादयन् ।**
**असौ नामाहमस्मीति स्वं नाम परिकीर्तयेत् ॥ १२२ ॥**

૧૨૨ પોતાના ગુરુને અથવા તો વડિલને પ્રણામ કરનારા દ્વિજે પ્રણામ કર્યા પછી 'હું અમુક નામનો છું' એ રીતે પોતાનું નામ કહેવું.

***नामधेयस्य ये केचिदभिवादं न जानते ।**
**तान्प्राज्ञोऽहमिति ब्रूयात्स्त्रियः सर्वास्तथैव च ॥ १२३ ॥**

* જેમ ક્ષારભૂમિમાં વાવેલાં ઘઉં વગેરેનાં બીજ ઉગીને ફળ આપતાં નથી પરંતુ નાશ પામે છે અને વાવ્યા વિના પણ ખારી જાળ, મોરડ વગેરે ઉત્પન્ન થાય છે, તેમ દુરાચારી, લશણ વગેરે અભક્ષ્ય ભક્ષણ કરનારા, મદિરા વગેરે અપેય પાન કરનારા, આચારહીન તથા વેદોક્ત સંસ્કારહીન શૂદ્રાદિકને જો વેદ તથા શાસ્ત્ર ભણાવવામાં આવે તો તેથી અનધિકારી શૂદ્રને ઉત્તમ ફળ ન થતાં ઉલટો તે વેદશાસ્ત્રમાં કુતર્ક કરી પાખંડ મતનો ઉપદેશ કરે છે, તેથી શાસ્ત્રનો દુરુપયોગ થવાનો સંભવ છે. હાલમાં વેદધર્મની પડતી થયેલી છે, પાખંડી ધર્મોની વૃદ્ધિ થએલી છે અને લોકો વર્ણાશ્રમ ધર્મથી ભ્રષ્ટ થયા છે, તેનું કારણ પણ તેજ છે.

અનધિકારી લોકો વેદશાસ્ત્ર પોતાની મેળે વાંચે છે, તેથી તેઓ તેનું ગંભીર રહસ્ય સમજતા નથી અને પોતાની ઇચ્છા પ્રમાણે અર્થના અનર્થો કરી વેદશાસ્ત્ર ઉપર કુતર્કો કરીને લોકોના મનમાં ભ્રમ ઉત્પન્ન કરે છે તેથી દેશની પડતી થયેલી છે અને વિશેષ થશે. માટે સંસ્કારોથી સંસ્કૃત થયેલા દ્વિજ વર્ણોને જો પ્રાચીન પદ્ધતિ પ્રમાણે બ્રહ્મચર્યાદિક વ્રતો કરાવીને તેઓને વેદશાસ્ત્રનું અધ્યાપન કરાવવામાં આવે અને તેવા પુરુષો જો ધર્મોપદેશ કરે તો આર્યોની લૌકિક તથા પારલૌકિક ઉન્નતિ થાય. ધર્મનો ઉપદેશ આપવા માટે પણ અધિકારીની અવશ્યકતા છે. તેને માટે છાંદોગ્યમાં ઇંદ્ર અને વિરોચનની એક આખ્યાયિકા છે. એક વખતે ઇંદ્ર અને વિરોચન પોતાના ગુરુ પ્રજાપતિની પાસે વેદાધ્યયન કરવાને ગયા હતા. પ્રજાપતિએ બન્નેને બ્રહ્મવિદ્યા ભણાવી. વિરોચન બ્રહ્મવિદ્યાનો ઉલટો અર્થ સમજ્યો એટલે દેહનેજ આત્મા માનીને તેનું પાલન કરવામાં જ શ્રેય માની બેઠો, પરંતુ ઇંદ્રને તેથી સંતોષ થયો નહિ. તેણે ફરીને પ્રજાપતિને પૂછ્યું કે મહારાજ ! આપે ઉપદેશ કર્યો હતો તેનો અર્થ આ પ્રમાણે છે? પ્રજાપતિએ ફરી તેને બ્રહ્મચર્ય પળાવીને બીજીવાર બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. એમ ઇંદ્રે ચાર વાર બ્રહ્મચર્ય વ્રત પાળીને પ્રજાપતિની પાસે બ્રહ્મવિદ્યાનું અધ્યયન કર્યું ત્યારે ચોથી વાર તેને યથાર્થ જ્ઞાન થયું. જ્યારે ઇંદ્ર જેવા સાત્વિક અધિકારીને પણ

૧૨૩ આપણે જેઓને પ્રણામ કરવા હોય, તેઓ સંસ્કૃત ભાષા ન જાણ-વાથી આપણે કરેલા પ્રણામનો કેવી રીતે સામો સત્કાર કરવો તે સમજતા ન હોય તેવા દ્વિજોને વિદ્વાન્ માણસે પ્રણામ કરતી વખતે માત્ર "હું છું" એટલું જ કહેવું અને સર્વ સ્ત્રીઓને પણ પ્રણામ કરતી વખતે તેમ જ કહેવું.

**भोःशब्दं कीर्तयेदन्ते स्वस्य नाम्नोऽभिवादने ।**
**नाम्नां स्वरूपभावो हि भोभाव ऋषिभिः स्मृतः ॥ १२४ ॥**

૧૨૪ પ્રણામ કરતી વખતે પ્રણામ કરનારાએ પોતાના નામને છેડે भोः શબ્દ બોલવો. કારણ કે भो શબ્દ સામા મનુષ્યના નામના સ્વરૂપરૂપ ગણાય છે, એમ ઋષિઓ કહે છે. જેમકે—"अभिवादये शुभशर्माहमस्मि भोः"

**आयुष्मान्भव सौम्येति वाच्यो विप्रोऽभिवादने ।**
**अकारश्चास्य नाम्नोऽन्ते वाच्यःपूर्वाक्षरः प्लुतः ॥ १२५ ॥**

૧૨૫ પ્રણામ કર્યા પછી આશીર્વાદ આપનારા બ્રાહ્મણે પ્રણામ કરનારા બ્રાહ્મણને **आयुष्यमान् भव सौम्य** (હે સૌમ્ય ! ઘણાં વર્ષ સૂધી જીવ) એમ કહેવું અને એ દ્વિજના નામના અંતમાં રહેલા અકારનો અને વ્યંજનાંત નામ હોય તો તેની પહેલાંના અક્ષરના સ્વરનો પ્લુત ઉચ્ચાર કરવો.

**यो न वेत्त्यभिवादस्य विप्रः प्रत्यभिवादनम् ।**
**नाभिवाद्यः स विदुषा यथा शूद्रस्तथैव सः ॥ १२६ ॥**

૧૨૬ જે બ્રાહ્મણ નમસ્કાર કરનારાને સામો આશીર્વાદાત્મક નમસ્કાર કરવાની રીત જાણતો ન હોય, તેને વિદ્વાન્ બ્રાહ્મણે નમસ્કાર કરવા નહિ. કારણ કે જેવો શૂદ્ર હોય છે, તેના જેવો જ તે છે.

**ब्राह्मणं कुशलं पृच्छेत्क्षत्रबन्धुमनामयम् ।**
***वैश्यं क्षेमं समागम्य शूद्रमारोग्यमेव च ॥ १२७ ॥**

---

બ્રહ્મચર્યપૂર્વક વેદાધ્યયન કરવાની જરૂર પડી હતી અને તેણે બ્રહ્મવિદ્યાને યથાર્થ સમજીને તેનો સદુપયોગ કર્યો હતો ત્યારે વિરોચન જેવા અનધિકારીએ બ્રહ્મવિદ્યાનો ઉલટો ઉપયોગ કર્યો હતો, માટે અનધિકારીઓ વેદ, શાસ્ત્ર ભણીને તેનો સદુપયોગ નહિ કરતાં દુરુપયોગ કરે છે, જેનો પ્રત્યક્ષ દાખલો હાલ આપણે નજરે જોઇએ છીએ. એટલા જ માટે મનુએ આ બે શ્લોકથી અનધિકારીઓને વિદ્યાધ્યયન કરાવવાની ના પાડી છે.

*આ પ્રશ્નો સમાન વયના પુરુષો વચ્ચેના છે. બ્રાહ્મણે વેદ તથા શાસ્ત્રના અધ્યયન વિશે કુશળતા પૂછવી ક્ષત્રિયે દેશ વગેરેના સુખ વિશેનો પ્રશ્ન પૂછવો, વૈશ્યે ખેતીવાડી વ્યાપાર વગેરેની સારી સ્થિતિ વિશે પ્રશ્ન પૂછવો ને શૂદ્રે શરીરના આરોગ્ય વિશે પૂછવું.

૧૨૭ બ્રાહ્મણે બ્રાહ્મણ સામો મળે ત્યારે 'કુશળ છો?' એમ કહીને સમાચાર પૂછવા, ક્ષત્રિયે ક્ષત્રિય સામો મળે ત્યારે 'આરોગ્ય છો?' એમ કહીને સમાચાર પૂછવા, વૈશ્યે વૈશ્ય સામો મળે ત્યારે 'ક્ષેમ કુશળ છો?' એમ કહીને સમાચાર પૂછવા અને શૂદ્રે શૂદ્ર સામો મળે ત્યારે 'આરોગ્ય છો?' એમ કહીને સમાચાર પૂછવા.

**अवाच्यो दीक्षितो नाम्ना यवीयानपि यो भवेत् ।**
**भोभवत्पूर्वकं त्वेनमभिभाषेत धर्मवित् ॥ १२८ ॥**

૧૨૮ જે બ્રાહ્મણે યજ્ઞમાં દીક્ષા લીધી હોય, તે બ્રાહ્મણ ઉમરમાં પોતાના કરતાં નાનો હોય તો પણ તેને નામ લઈને બોલાવવો નહિ, પરંતુ ધર્મવેત્તા પુરુષે એ દીક્ષિતજી! આ કામ કરો, એમ માનપૂર્વક તેની સાથે ભાષણ કરવું.

**परपत्नी तु या स्त्री स्यादसंबन्धा च योनितः ।**
**तां ब्रूयाद्भवतीत्येवं सुभगे भगिनीति च ॥ १२९ ॥**

૧૨૯ જે પારકી સ્ત્રી હોય અથવા તો જે સ્ત્રીની સાથે બેન વગેરેનો સંબંધ ન હોય, તેવી સ્ત્રીની સાથે વાત કરતી વખતે "આપ, બા, બેન, સૌભાગ્યવતી" એમ મોટાં નામથી બોલાવીને વાત કરવી.

**मातुलांश्च पितृव्यांश्च श्वशुरानृत्विजो गुरून् ।**
**असावहमिति ब्रूयात्प्रत्युत्थाय यवीयसः ॥ १३० ॥**

૧૩૦ મામાઓ, કાકાઓ, સસરાઓ, ઋત્વિજો તથા વિદ્યાવૃદ્ધો પોતાના કરતાં નાની ઉમરના હોય તો તેઓને મળતી વખતે તેઓની સામે ઉભા થઈને 'હું ફલાણો છું' એમ કહેવું.

**मातृष्वसा मातुलानी श्वश्रूरथ पितृष्वसा ।**
**संपूज्या गुरुपत्नीवत्समास्ता गुरुभार्यया ॥ १३१ ॥**

૧૩૧ માસી, મામી, સાસુ અને ફઈ આ બધાં ગુરુપત્નીના સમાન ગણાય છે, માટે ગુરુપત્નીના જેટલું તેઓને માન આપવું.

**भ्रातुर्भार्योपसंग्राह्या सवर्णाहन्यहन्यपि ।**
**विप्रोष्य तूपसंग्राह्या ज्ञातिसंबन्धियोषितः ॥ १३२ ॥**

૧૩૨ બ્રહ્મચારીએ મોટા ભાઈની સ્ત્રી જો પોતાની જાતિની હોય તો તેના ચરણમાં નિત્ય પ્રણામ કરવા તથા પિતા તરફની અને મોસાળ તરફની સ્ત્રીઓને તો પરદેશથી આવ્યા પછી પ્રણામ કરવા.

**पितुर्भगिन्यां मातुश्च ज्यायस्यां च स्वसर्यपि ।**
***मातृवद्वृत्तिमातिष्ठेन्माता ताभ्यो गरीयसी ॥ १३३ ॥**

૧૩૩ ફઈ, માશી અને મોટી બ્હેનને માતા સમાન જાણવી અને તેમના તરફ માતાની પેઠે વૃત્તિ (વર્તન) રાખવી. પરંતુ માતાને તે સર્વના કરતાં શ્રેષ્ઠ જાણવી.

**दशाब्दाख्यं पौरसख्यं पञ्चाब्दाख्यं कलाभृताम् ।**
**त्र्यब्दपूर्वं श्रोत्रियाणां स्वल्पेनापि स्वयोनिषु ॥ १३४ ॥**

૧૩૪ એક જ નગરમાં કે ગામમાં રહેનારો વયમાં (ઉમરમાં) દશ વર્ષ મોટો હોય, નૃત્ય, ગાયન વગેરે કળા જાણનારો વયમાં પાંચ વર્ષ મોટો હોય, વેદ ભણેલો ત્રણ વર્ષ મોટો હોય અને સંબંધી સહેજ સાજ મોટો હોય તો પણ તે બધા સમાન વયના ગણાય છે. (તેના કરતાં વિશેષ વયનો પુરુષ જ્યેષ્ઠ ગણાય છે.)

**ब्राह्मणं दशवर्षं तु शतवर्षं तु भूमिपम् ।**
**पितापुत्रौ विजानीयाद्ब्राह्मणस्तु तयोः पिता ॥ १३५ ॥**

૧૩૫ બ્રાહ્મણ દશ વર્ષનો હોય અને રાજા સો વર્ષનો હોય, તો પણ તેઓને પિતા પુત્ર જાણવા. એટલે તે બન્નેમાં નાની વયના બ્રાહ્મણને વૃદ્ધ ક્ષત્રિયે પિતાના જેટલુ માન આપવું.

**†वित्तं बन्धुर्वयः कर्म विद्या भवति पञ्चमी ।**
**एतानि मान्यस्थानानि गरीयो यद्यदुत्तरम् ॥ १३६ ॥**

---

* આ શ્લોકનું તાત્પર્ય એવું છે કે, ફઈ, માશી અને મોટી બ્હેનના કરતાં પણ માતાની આજ્ઞાને વધારે માન્ય ગણવી. કારણ કે તેના આપણા ઉપર અનંત ઉપકારો થયા છે.

† ઉતરતી જાતિના પુરુષે ચઢતી જાતિના પુરુષને માન આપવું જોઇએ, એ વાત ઉપલા પ્રકરણમાં કહી. હવે સમાન જાતિના પુરુષોમાં કોણે કોને માન્ય ગણીને માન આપવું, એ વાત આ શ્લોકમાં કહે છે. ધન, મોટું કુટુંબ, ઉમર, કર્મ અને વિદ્યા આ પાંચ પુરુષમાં શ્રેષ્ઠતા લાવનારાં છે. જે વિશેષ ધનવાન્ હોય છે, તે જ્ઞાતિમાં શ્રેષ્ઠ ગણાય છે. પરંતુ જેનું કુટુંબ મોટું હોય છે અથવા તો જેના સંબંધીઓ વધારે હોય છે, તે ધનવાનના કરતાં પણ વધારે શ્રેષ્ઠ ગણાય છે. વૃદ્ધ તથા અનુભવી તેના કરતાં પણુ શ્રેષ્ઠ ગણાય છે અને તે સર્વ કરતાં પણ જે પુરુષ કર્મમાં ઉપયોગી એવી માત્ર

૧૩૬. ધન, કુટુંબીઓ, ઉમર, અગ્નિહોત્રાદિક કર્મ અને વિદ્યા, એ પાંચ માનનાં સ્થાનક છે. તેમાં પહેલાં પહેલાંના કરતાં પછી પછીનાં વધારે માન્ય ગણાય છે.

માનનાં કારણ.

*पञ्चानां त्रिषु वर्णेषु भूयांसि गुणवन्ति च।
यत्र स्युः सोऽत्र मानार्हः शूद्रोऽपि दशमीं गतः ॥ १३७ ॥

---

પોતાની શાખા જ ભણેલો હોય અને અગ્નિહોત્રાદિ ધર્મ કર્મ કરતો હોય તો તે ધર્મશીલ હોવાથી પહેલાના કરતાં વિશેષ માન્ય ગણાય છે અને તેના કરતાં પણ વેદની અનેક શાખાઓ, સૂત્રો અને ઉપનિષદો ભણ્યો હોય, તે સર્વના કરતાં શ્રેષ્ઠ ગણાય છે. પરંતુ હમણાં મનુષ્યો શાસ્ત્રીય વ્યવહારને છોડી દઇને ધનને પ્રધાન માનવા લાગ્યા છે, તેથી વિદ્યાનો દિવસે દિવસે ક્ષય થવા લાગ્યો છે અને તેને લીધે ધર્મને મોટી હાનિ પહોંચી છે.

* પૂર્વ શ્લોકમાં પહેલાં કરતાં બીજો અને બીજા કરતાં ત્રીજો એમ ઉતરોત્તર એક એક ગુણવાળાની શ્રેષ્ઠતા દર્શાવી છે. પરંતુ જેની પાસે એક કરતાં વિશેષ ગુણો હોય, તેઓમાં પરસ્પર કેવી રીતે શ્રેષ્ઠતા જાણવી ? તે વાત આ શ્લોકમાં કહે છેઃ–શૂદ્રોમાં વિદ્યા અને અગ્નિહોત્ર આદિ કર્મ હોતાં નથી. માત્ર બાકીનાં ધનાદિ વસ્તુવડે તેઓ પોતાની જાતિમાં માન્ય ગણાય છે. પરંતુ એક શૂદ્ર પણ લગભગ નેવું વરસનો અને અનુભવી હોય તો તે દ્વિજવર્ણમાં પણ માન્ય ગણાય છે. દ્વિજોમાં પણ ઉત્તમ વર્ણનો પુરુષ માન્ય ગણાય છે. જાંઘના બળથી અર્થાત્ દેશ પરદેશ ખેડીને વ્યાપારાદિક વૃત્તિથી ધન ધાન્ય મેળવી ધનાઢ્ય થયેલા વશ્યોનું ક્ષત્રિયો રક્ષણ કરે છે અને બ્રાહ્મણો ક્ષત્રિયોને તથા વૈશ્યોને ધર્મોપદેશ કરીને તેનું લૌકિક તથા પારલૌકિક શ્રેય કરે છે. માટે જ વૈશ્ય જાતિને બ્રાહ્મણ, ક્ષત્રિય અને ક્ષત્રિય જાતિને બ્રાહ્મણ પૂજ્ય ગણાય છે. ક્ષત્રિયો ક્ષાત્ર કર્મથી લૌકિક અનંત સુખ મેળવવાને શક્તિમાન્ હોય છે. પરંતુ તે કરતાં પણ પારલૌકિક સુખ અનંત અને વિભુ છે અને તે અગ્નિહોત્રાદિક કર્મને તથા વિદ્યાને આધીન છે અને તે કર્મ તથા વિદ્યાના ઉપદેષ્ટા બ્રાહ્મણો હોવાથી તેનાં કરતાં પણ બ્રાહ્મણો શ્રેષ્ઠ ગણાય છે. પોતપોતાની જાતિમાં પણ સ્વધર્મથી મેળવેલ ધનાદિકવડે શ્રેષ્ઠતા ગણાય છે. જેમ કે એક બ્રાહ્મણે યાજન, અધ્યાપન, પ્રતિગ્રહ વગેરેથી થોડું પણ ધન મેળવ્યું હોય તો વ્યાપારાદિ વૃત્તિથી ઘણું ધન મેળવનારા બ્રાહ્મણના કરતાં તે શ્રેષ્ઠ ગણાય છે. કારણ કે ધર્મથી મેળવેલા થોડા દ્રવ્યથી પણ યજ્ઞાદિક ધર્માનુષ્ઠાન કરવામાં આવે છે અને તેનું જે ફળ થાય છે, તે વ્યાપારાદિક વૃત્તિથી મેળવેલા અનંત દ્રવ્યોથી મળતું નથી. મહાભારતમાં આ વિશે એક ઉદાહરણ છે. એક નોળિયું આખું સુવર્ણનું થવા માટે યુધિષ્ઠિર રાજાના યજ્ઞમાં ગયું હતું ને તેના યજ્ઞમાં અવભૃથ સ્નાનના પાણીમાં આળોટ્યું, પરંતુ આખું સુવર્ણનું થયું નહિ. તેથી તેણે ખેદ કરતાં કહ્યું કે, શીલોંછ

૧૩૭ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના જે પુરુષમાં પાંચમાંની ગુણ-વાળી બાબતો વધારે હોય, તે પુરુષ આ જગતમાં માનને યોગ્ય ગણાય છે. તેમ જ દશમી અવસ્થામાં આવેલો એટલે નેવું વર્ષની ઉમરનો શૂદ્ર પણ માનપાત્ર ગણાય છે.

*चक्रिणो दशमीस्थस्य रोगिणो भारिणः स्त्रियाः ।
स्नातकस्य च राज्ञश्च पन्था देयो वरस्य च ॥ १३८ ॥

---

વૃત્તિથી આજીવિકા ચલાવનારા એક બ્રાહ્મણે શેરભર અનાજથી કરેલા યજ્ઞમાં, અવ-ભૃથ સ્નાનના જળમાં આળોટવાથી હું અર્ધું સુવર્ણનું થયું છું. પરંતુ તે પછી હું મરુત્ત વગેરે અનેક રાજાઓના યજ્ઞોમાં, અવભૃથ સ્નાનના જળમાં આળોટયું, પરંતુ આખું સુવર્ણનું થયું નથી. અર્થાત્ સ્વધર્મથી મેળવેલા અલ્પ ધનવડે કરેલાં યજ્ઞ, દાન જે ફળ આપે છે, તે ફળ પોતાની જાતિથી વિરુદ્ધ કર્મવડે મેળવેલા બહુ ધનથી પણ મેળવી શકાતું નથી. જેની પાસે ધન અને બંધુ એ બે ગુણો હોય તો તે વયોવૃદ્ધના કરતાં માન્ય ગણાય છે. તેમ ધનાદિ ત્રણ ગુણવાળો પુરુષ એક સામાન્ય કર્મ કર-નારા કરતાં શ્રેષ્ઠ ગણાય છે અને જેનામાં કર્મ સહિત ચારેય ગુણો હોય છે, તે વિદ્વાનો કરતાં પણ શ્રેષ્ઠ ગણાય છે. પરંતુ ધન, બંધુ અને વય આ પ્રમાણે ત્રણ ગુણોવાળો પણ કર્મ તથા વિદ્યાવાળા કરતાં પૂજ્ય (માન્ય) ગણાતો નથી. કારણ કે પૂર્વના ત્રણ ગુણો કર્મ અને વિદ્યા વિના શ્રેયસ્કર થઈ શકતા નથી. કર્મ અને વિદ્યા બીજા જન્મમાં પણ સાથે આવે છે. શ્રુતિ કહે છે, "तं विद्याकर्मणी समन्वारमेते વિદ્યા અને કર્મ જીવ જ્યાં જાય ત્યાં તેની સાથે જાય છે." ધનાદિ ત્રણ ગુણો વિશેષ હોય, છતાં પણ તે જો અગ્નિહોત્રાદિક ધર્મ કર્મથી રહિત હોય તો તે માન્ય ગણાતાં નથી. ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે "कर्मज्यायोह्यकर्मणः કર્મ ન કરનારા કરતાં કર્મ કરનારો શ્રેષ્ઠ છે." તેમ ઇષાવાસ્ય ઉપનિષદમાં પણ કહ્યું છે કે "कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः અગ્નિ-હોત્રાદિક કર્મ કરીને સો વર્ષ સૂધી જીવવાની ઇચ્છા કરવી" વગેરે શ્રુતિ પણ અધ્યાલી, ત્રઆદિક ધર્મકર્મની પ્રશંસા કરે છે. માટે ધર્મ કર્મ નહિ કરનારા લોકોનાં સનાતન નિરર્થક છે. કર્માદિ ચાર ગુણવાળો પુરુષ વેદવેદાંગ જાણનારા પુરુષ કરતાં ેના ઉપા-છે અને અનેક શાખાઓ તથા ઉપનિષદાદિક બ્રહ્મવિદ્યા ભણનારો બ્રહ્માં ઉપયોગી તે સર્વ કરતાં શ્રેષ્ઠ ગણાય છે. ાર્ય તથા તેમના

*ધર્મશાસ્ત્ર નહિ જાણનારા કેટલાએક કહે છે કે; આર્યોના ધર્મ માટે નવા મંત્રો માન આપવાનું લખ્યું નથી તથા તેની પદવી પણ પુરુષના કરતાં ઉતરંસદેશ ન કરતાં, પણ તેઓનું આમ કહેવું મિથ્યા છે. સ્ત્રીઓને માન આપવાની વાત આર્યો પોતાના આપણે ઘણે ઠેકાણે વાંચી ગયા છીએ અને આ શ્લોકમાં પણ કહે છે ્થા નવા નવા આવતી હોય તો પડખે તરી જઇને તેને માર્ગ આપવો. મેધાતિથિ જણાવે અને તેઓએ अनपेक्ष्य जातिगुणभर्तृसंबंधान्स्त्रीत्वमात्रेणैव સ્ત્રીની જાતિ, ગુણ તથા ભર્તારકારી ઠરાવ્યા.

૧૩૮ ગાડામાં બેઠેલાને, નેવું વર્ષ ઉપરની ઉમરનાને, રોગીને, માથે ભાર લાધેલા પુરુષને, સ્ત્રીને, ગુરુને ઘેર રહી સંપૂર્ણ વિદ્યા ભણેલા બ્રહ્મચારીને, રાજાને અને વરને, જવા માટે બાજુપર ખસી જઇને માર્ગ આપવો.

**तेषां तु समवेतानां मान्यौ स्नातकपार्थिवौ ।**
**राजस्नातकयोश्चैव स्नातको नृपमानभाक् ॥ १३९ ॥**

૧૩૯ તે સર્વે એકઠા મળેલા હોય તો તેમાં સ્નાતક બ્રાહ્મણ અને રાજા માન્ય ગણાય છે અને રાજા તથા સ્નાતક એકઠા થાય ત્યાં રાજાએ સ્નાતકને માન આપવું અર્થાત્ રાજાએ દૂર ખસી જઇને સ્નાતકને જવાનો માર્ગ આપવો.

***उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद्द्विजः ।**
**सकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥ १४० ॥**

વિચાર કર્યા વિના જ કેવળ સ્ત્રી જાતિ જ છે, એમ ગણીને પુરુષે દૂર ખસી જઇને સ્ત્રીને જવાનો માર્ગ આપવો."

* આચાર્યો પ્રાચીનકાળમાં બહુધા નગરોથી દૂર એકાંત પ્રદેશમાં આશ્રમો બાંધીને રહેતા હતા અને ત્યાં બ્રહ્મચારીઓને આકર્ષણ કરનારા સાંસારિક વિષયોનો લેશ પણ જોવામાં આવતો નહિ. દ્વિજવર્ણના (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણના) પુત્રો વિદ્યાધ્યયન કરવા માટે આચાર્યોની પાસે રહેતા હતા. આચાર્યો પણ સેવા ઉપરાંત વિદ્યાર્થીઓની પાસેથી કોઇ પણ જાતની લાલચ રાખતા નહતા, તેમ વિદ્યા-
ચે. ર્થીઓ પણ દિવસ રાત્રિ ગુરુની સેવા કરીને વિદ્યાધ્યયન કરતા હતા. તે વિદ્યાધ્યયનનો
વૈશ્ય ગ્રા સેવાનો પ્રકાર મનુએ મૂળમાં વર્ણવ્યો છે. જેમની પાસે દશ હજાર શિષ્યો
ક્ષાત્ર કર્મા, તે આચાર્યને કુલપતિ કહેવામાં આવતા હતા. વિદ્યાર્થીઓ પણ અંગો, ઉપ-
પારલૌકિક રહસ્યો તથા ઉપવેદો સહિત સાર્થ પ્રત્યેક વેદનું બાર બાર વર્ષ સુધી અધ્યયન
આધીન છે'. બ્રાહ્મણો અગ્નિહોત્રાદિ કર્મો, શાંતિપૌષ્ટિક કર્મો તથા આયુર્વેદ, ધનુર્વેદ,
બ્રાહ્મણો શ્રેષ્ઠ ગશિલ્પ વગેરે ઉપવેદોનું અધ્યયન કરી સારી યોગ્યતા સંપાદન કરી બીજી
શ્રેષ્ઠતા ગણાય છે.પન કરાવવામાંજ પોતાનું જીવન ગાળતા હતા; ક્ષત્રિયો વેદો અને ઉપ-
પણ ધન મેળવ્યું જ્ઞાદિક ક્રિયા કરવામાં તથા ધનુર્વેદાદિક ભણીને પ્રજાનું રક્ષણ કરવામાં
તે શ્રેષ્ઠ ગણાય ળા હતા; વૈશ્યો આયુર્વેદ, શિલ્પકળા વગેરે અર્થશાસ્ત્ર ભણીને વ્યાપારાદિક
કરવામાં આવે ન ગાળતા તથા યજ્ઞાદિક કરતા હતા. આ રીતે ત્રણે વર્ણ ઉપર દર્શાવેલા
દ્રવ્યોથી મળ સેથી પોતપોતાના વર્ણ અનુસાર શાસ્ત્રો ભણીને પોતાનો વ્યવહાર કરતા
સુવર્ણનું થવા બધાનું તાત્પર્ય એ છે કે, ઉપર દર્શાવ્યા પ્રમાણે જે અધ્યાપન કરાવતા હતા, તે
પાણીમાં આ હેવાતા હતા. પરંતુ પાછળથી કાલના હ્રાસને લીધે મનુષ્યોની શક્તિમાં પણ

૧૪૦ જે બ્રાહ્મણ પોતાના શિષ્યને ઉપનયન સંસ્કાર કરી, કલ્પસૂત્ર વગેરે અંગો તથા ઉપનિષદો સાથે વેદ ભણાવે છે, તે આચાર્ય કહેવાય છે.

આચાર્ય વગેરેનાં લક્ષણ.

**एकदेशं तु वेदस्य वेदाङ्गान्यपि वा पुनः ।**
**योऽध्यापयति वृत्यर्थमुपाध्यायः स उच्यते ॥ १४१ ॥**

૧૪૧ જે બ્રાહ્મણ વેદનો એક ભાગ અથવા તો વેદના છ અંગો આજીવિકા માટે ભણાવે છે, તે ઉપાધ્યાય કહેવાય છે.

---

હ્રાસ થઇ ગયો. ચારે વેદોનું અધ્યાપન અધ્યયન, કરાવવા કરવાને ગુરુ તથા શિષ્ય અસમર્થ થયા, ત્યારે એક એક વેદનાં અધ્યયન અધ્યાપનની પ્રવૃત્તિ થઇ. તે પછી આચાર્યો પણ ગ્રામ અને નગરમાં વસવા લાગ્યા અને ત્યાંનો વ્યવહાર જોઇને તેઓને પણ સાંસારિક વિષયો ઉપર મોહ થવાથી તેઓ લોભી થતા ગયા; તેથી પ્રાચીન કાળનું અધ્યયન, અધ્યાપન છૂટી ગયું અને તેઓ શિષ્યોને વેદ વેદાંગોનું ઉપયોગી અધ્યાપન કરાવવા લાગ્યા તથા શાસ્ત્રાર્થનો નિર્ણય કરીને પ્રજાને આચારનો ઉપદેશ કરવા લાગ્યા. તે સમય પુરાણનો હતો. તે સમયે આચાર્યનું લક્ષણ આ પ્રમાણે બંધાયું. "स्वयमाचरते यस्तु आचारे स्थापयत्यपि । आचिनोति च शास्त्रार्थानाचार्यस्तेन चोच्यते ॥ જે પોતે આચાર પાળે છે, બીજાને આચાર પળાવે છે અને શાસ્ત્રના અર્થોનો નિર્ણય કરે છે, તે આચાર્ય કહેવાય છે."આ શ્લોકમાં કહેલી મર્યાદા પ્રમાણે શ્રીશંકરાચાર્યે ધર્મની મર્યાદા બાંધી હતી અને પ્રજાને સદાચારમાં પ્રવર્તાવી હતી. તે ઉપરથી તેમને આચાર્ય પદવી આપવામાં આવી હતી અને તેમણે ચાતુર્વર્ણ્ય પ્રજાને ધર્મોપદેશ કરવા માટે આર્યાવર્તનાં ચાર મોટાં ધામમાં પોતાના મઠો સ્થાપન કરીને તથા બીજા પ્રદેશોમાં પણ પોતાના શિષ્યોને મોકલીને સદુપદેશ પ્રવર્તાવ્યો હતો. પોતે સ્વમુખે આજ્ઞા કરતા ગયા છે કે, જે વેદશાસ્ત્ર સંપન્ન હોય તથા મારા સિદ્ધાંતને જાણતો હોય તેવા વિરક્ત પુરુષે મારી ગાદી ઉપર બેસીને ધર્મોપદેશ કરવો. તેમની પાછળ થોડોક સમય તો તેવી જ વ્યવસ્થા ચાલી, પરંતુ કાળ જતાં તેમનાં ધર્માસન ઉપર અવિદ્વાન્ સંન્યાસીઓ આવવાથી સનાતન ધર્મોપદેશની વ્યવસ્થા પડી ભાંગી અને પુરાણોમાં વર્ણવેલા જૂદાજૂદા દેવતાઓના ઉપાસક બ્રાહ્મણોએ પોતપોતાના ઉપાસ્ય દેવોની પૂજા તથા તે તે પૂજામાં ઉપયોગી આચારો, વ્રતો વગેરે પ્રજાની પાસે પળાવવા માંડ્યા; પરંતુ શ્રીશંકરાચાર્ય તથા તેમના શિષ્યો, પ્રશિષ્યો વેદોક્ત સિવાયના બીજા દેવતાઓ, તેમને પ્રસન્ન કરવા માટે નવા મંત્રો તથા તે મંત્રોથી કરવામાં આવતી નવીન પૂજાના પ્રકારો વગેરેનો ઉપદેશ ન કરતાં, માત્ર વેદોક્ત ધર્મ કર્મનો જ ઉપદેશ આપતા હતા. ત્યારે નવીન આચાર્યો પોતાના સંપ્રદાયોમાં અનેક અવૈદિક દેવોની ઉપાસનાનો, તેના નવીન મંત્રોનો તથા નવા નવા પૂજાના પ્રકારો વગેરેનો ઉપદેશ કરીને પ્રજામાં તેનો પ્રચાર કરવા લાગ્યા અને તેઓએ પોતાના ધર્માસનને માટે પોતાના કૃપાપાત્ર શિષ્યોને તથા વંશજોને અધિકારી ઠરાવ્યા.

**निषेकादीनि कर्माणि यः करोति यथाविधि ।**
**संभावयति चान्नेन स विप्रो गुरुरुच्यते ॥ १४२ ॥**

૧૪૨ જે દ્વિજવર્ણનો પુરુષ ( પિતા ) ગર્ભાધાનાદિ સંસ્કારો શાસ્ત્રના વિધિ પ્રમાણે કરે છે અને અન્નથી પોષણ કરે છે, તે દ્વિજ ગુરુ કહેવાય છે.

**अग्न्याधेयं पाकयज्ञानग्निष्टोमादिकान्मखान् ।**
**यः करोति वृतो यस्य स तस्यर्त्विगिहोच्यते ॥ १४३ ॥**

૧૪૩ વરણમાં વરાવેલો જે બ્રાહ્મણ જેનું અગ્ન્યાધેય એટલે અરણીમાંથી આહવનીય આદિ અગ્નિ ઉત્પન્ન કરવાનું કામ, પાકયજ્ઞો એટલે પકવહવિષ્યથી કરવામાં આવતા અષ્ટકા, દર્શ, પૂર્ણમાસ વગેરે યજ્ઞો તથા અગ્નિષ્ટોમ આદિ યજ્ઞો કરે છે, તે બ્રાહ્મણ તેનો ઋત્વિજ ગણાય છે.

**य आवृणोत्यवितथं ब्रह्मणा श्रवणावुभौ ।**
**स माता स पिता ज्ञेयस्तं न द्रुह्येत्कदाचन ॥ १४४ ॥**

૧૪૪ જે બ્રાહ્મણ વર્ણના તથા સ્વરના દોષરહિત વેદનાં શબ્દોથી બન્ને કાનને ભરી દે છે, અર્થાત્ શુદ્ધોચ્ચાર સાથે વેદ ભણાવે છે, તેને માતા અને પિતા સમાન જાણવા અને તેનો કોઇ દહાડો દ્રોહ કરવો નહિ.

---

તેને લીધે વેદવિદ્યાની પડતીનો આરંભ થયો અને વેદશાસ્ત્રનું અધ્યયન કર્યા વિના જન્મથીજ આચાર્યપદના અધિકાર ઉપર આવેલા પુરુષો પોતાના પૂર્વજોએ મેળવેલી સંપત્તિથી મદમત્ત થઇને પોતાનાં આચાર્યપદનાં કર્તવ્યને ભૂલી ગયા, વેદશાસ્ત્રનું અધ્યયન છોડી દઇને મનમાનતો ઉપદેશ કરવા લાગ્યા અને ઇશ્વરને બદલે પોતપોતાના પૂર્વજ આચાર્યોને પણ ઈશ્વર તરિકે પૂજાવા લાગ્યા. આ પ્રમાણે ભરતખંડમાં અનેક સંપ્રદાયો ઉભા થવાથી વૈદિક ધર્મને મોટી હાનિ પહોંચી છે અને જ્યાં વેદશાસ્ત્રનો ઉપદેશ કરવો જોઇએ ત્યાં તે તે સંપ્રદાયના આચાર્યો પોતાના પૂર્વજોએ તથા પંડે કરેલા ગ્રંથોનો ઉપદેશ કરે છે. ચાતુર્વર્ણ્ય પ્રજા પોતપોતાના ધર્મકર્મથી ભ્રષ્ટ થઈ ગઇ છે અને સનાતન ધર્મ પણ નષ્ટપ્રાય થયો છે, તો પણ હજી સનાતન ધર્મનો ઉદ્ધાર થઈ શકે તેમ છે અને તે કાર્ય દેશના વિદ્વાન્ બ્રાહ્મણોએ કરવાની જરૂર છે. કારણ કે જ્યારે જ્યારે ધર્મવિપ્લવ થાય છે ત્યારે ત્યારે બ્રાહ્મણોએજ ધર્મની રક્ષા કરી છે. માટે વિદ્વાન્ બ્રાહ્મણોએ સ્મૃતિમાં કહેલા આચાર્યના ગુણો સંપાદન કરીને તેમ ન બને તો પુરાણોક્ત આચાર્યના ગુણો સંપાદન કરીને શ્રી શંકરાચાર્યની સ્થાપેલી સનાતન ધર્મની વ્યવસ્થાને પાછી સજીવન કરી, આ દેશની લૌકિક અને પારલૌકિક ઉન્નતિ કરવાની જરૂર છે.

*उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता।
सहस्रं तु पितॄन्माता गौरवेणातिरिच्यते ॥ १४५ ॥

૧૪૫ ઉપાધ્યાય કરતાં આચાર્ય દશગણા અધિક પૂજ્ય ગણાય છે, આચાર્ય કરતાં પિતા સોગણા અધિક પૂજ્ય ગણાય છે અને પિતા કરતાં માતા હજાર ગણાં અધિક પૂજ્ય ગણાય છે.

उत्पादकब्रह्मदात्रोर्गरीयान्ब्रह्मदः पिता।
ब्रह्मजन्म हि विप्रस्य प्रेत्य चेह च शाश्वतम् ॥ १४६ ॥

૧૪૬ ઉત્પન્ન કરનારા પિતા અને વેદ ભણાવનારા ગુરુ એ બન્નેમાં વેદ ભણાવનારા ગુરુને શ્રેષ્ઠ જાણવા, કારણ કે વેદ ભણવામાટે ઉપનયન સંસ્કારથી દ્વિજ જાતિનો જે જન્મ થાય છે તે આ લોકમાં તથા મરણ પછી પરલોકમાં સદા ઉપકાર કરનારો છે તથા પરબ્રહ્મની પ્રાપ્તિ કરાવનારો હોવાથી નિત્ય કહેવાય છે.

कामान्माता पिता चैनं यदुत्पादयतो मिथः।
संभूतिं तस्य तां विद्याद्यद्योनावभिजायते ॥ १४७ ॥

૧૪૭ માતા અને પિતા પરસ્પર કામનાથી બાળકને ઉત્પન્ન કરે છે અને એ બાળક જે યોનિમાંથી (માના ઉદરમાંથી) ઉત્પન્ન થાય છે તે તો માત્ર બાળકનાં અંગ પ્રત્યંગો જ ઉત્પન્ન કરે છે.

आचार्यस्त्वस्य यां जातिं विधिवद्वेदपारगः।
उत्पादयति सावित्र्या सा सत्या साजरामरा ॥ १४८ ॥

૧૪૮ પરંતુ વેદમાં પારંગત એવા આચાર્ય શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે ગાયત્રીરૂપી માતાથકી જે જન્મ આપે છે, તે જન્મ સત્ય, અજર અને અમર છે.

---

* આ શ્લોકમાં પિતાને આચાર્યના કરતાં સોગણો શ્રેષ્ઠ કહ્યો છે અને હવે પછીના શ્લોકમાં વેદ ભણાવનારા પિતાને ઉત્પન્ન કરનારા પિતા કરતાં પણ શ્રેષ્ઠ કહેશે. આમ પરસ્પર વિરોધ દર્શાવનારાં વચનોનું તાત્પર્ય એવું છે, કે જે આચાર્ય માત્ર ઉપનયન સંસ્કાર કરીને આચાર માત્ર શિખવે છે તથા સાધારણ જ્ઞાન આપે છે, તેવા આચાર્યના કરતાં પિતાને ઉત્તમ કહ્યો છે અને કેવળ જન્મ જ આપનારા પિતાના કરતાં પણ ઉપનયન સંસ્કાર કરીને છ અંગો સાથે વેદ ભણાવનારા આચાર્યને શ્રેષ્ઠ કહ્યા છે.

**अल्पं वा बहु वा यस्य श्रुतस्योपकरोति यः ।**
**तमपीह गुरुं विद्याच्छ्रुतोपक्रियया तया ॥ १४९ ॥**

૧૪૯ જે ઉપાધ્યાય વેદ ભણાવીને જે શિષ્યનો થોડો અથવા તો ઘણો ઉપકાર કરે, તેને પણ વેદ ભણાવવારૂપી ઉપકાર કરવાથી શિષ્યે ગુરુ જાણવા.

**ब्राह्मस्य जन्मनः कर्ता स्वधर्मस्य च शासिता ।**
**बालोऽपि विप्रो वृद्धस्य पिता भवति धर्मतः ॥ १५० ॥**

૧૫૦ વેદ ભણવા યોગ્ય જન્મ આપનાર એટલે ઉપનયન સંસ્કાર કરનાર તથા વેદધર્મનો ઉપદેશ કરનાર બ્રાહ્મણ બાળક હોય તો પણ ધર્મ પ્રમાણે તે વૃદ્ધનો પિતા ગણાય છે.

વિદ્વાનની મહત્તા.

**अध्यापयामास पितॄञ्शिशुराङ्गिरसः कविः ।**
**पुत्रका इति होवाच ज्ञानेन परिगृह्य तान् ॥ १५१ ॥**

૧૫૧ નાની વયના અંગિરાના પુત્ર કવિ, પૂર્વે પોતાના કાકા, મામા વગેરેને વેદાધ્યયન કરાવતા હતા; તેમણે વેદાધ્યયન કરાવવારૂપી ઉપકારથી તેઓને શિષ્ય ગણીને 'હે પુત્રો!' એમ કહીને બોલાવ્યા,

**ते तमर्थमपृच्छन्त देवानागतमन्यवः ।**
**देवाश्चैतान्समेत्योचुर्न्याय्यं वः शिशुरुक्तवान् ॥ १५२ ॥**

૧૫૨ તેથી તેઓને ક્રોધ ઉત્પન્ન થયો અને તેઓએ દેવતાઓને પૂછયું કે; આ કવિ અમને પુત્રો કહીને બોલાવે છે તે યોગ્ય છે? દેવતાઓએ એકઠા મળીને તેઓને કહ્યું કે; તમને એ બાળકે, પુત્ર કહ્યા તે યોગ્ય કહ્યું છે.

**अज्ञो भवति वै बालः पिता भवति मन्त्रदः ।**
**अज्ञं हि बालमित्याहुः पितेत्येव तु मन्त्रदम् ॥ १५३ ॥**

૧૫૩ કારણ કે અજ્ઞાની મનુષ્ય બાળક ગણાય છે અને વેદ ભણાવનારો પિતા ગણાય છે. ધર્મશાસ્ત્રવેત્તાઓ અજ્ઞાનીને 'બાળક' કહે છે અને વેદ ભણાવનારાને 'પિતા' કહે છે.

**न हायनैर्न पलितैर्न वित्तेन न बन्धुभिः ।**
**ऋषयश्चक्रिरे धर्मं योऽनूचानः स नो महान् ॥ १५४ ॥**

૧૫૪ ઘણાં વર્ષો થવાથી, પળીઆં આવવાથી, ધનથી અથવા તો બાંધવોથી એટલે સગાં વહાલાંઓના જથ્થાથી, બ્રાહ્મણ મોટો ગણાતો નથી, પરંતુ

ઋષિઓ એવો ઠરાવ કરી ગયા છે કે, અમારામાં જે વેદ તથા તેનાં અંગો ભણેલો હોય તેને મોટો (ઉત્તમ) માનવો.

विप्राणां ज्ञानतो ज्यैष्ठ्यं क्षत्रियाणां तु वीर्यतः ।
वैश्यानां धान्यधनतः शूद्राणामेव जन्मतः ॥ १५५ ॥

૧૫૫ બ્રાહ્મણોનું મોટાપણું જ્ઞાનથી ગણાય છે, ક્ષત્રિયોનું મોટાપણું પરાક્રમથી ગણાય છે, વૈશ્યોનું મોટાપણું ધાન્યથી તથા ધનથી ગણાય છે અને શૂદ્રોનું મોટાપણું જન્મને લઈને જ ગણાય છે. અર્થાત્ જે શૂદ્ર ઉમરમાં મોટો હોય તે શ્રેષ્ઠ ગણાય છે.

न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः ।
यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥ १५६ ॥

૧૫૬ માથાપર પળીઆં આવવાથી મનુષ્ય વૃદ્ધ ગણાતો નથી, પરંતુ તરુણ છતાં પણ જે વેદ તથા શાસ્ત્ર ભણેલો હોય છે તેને દેવતાઓ વૃદ્ધ કહે છે.

यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥ १५७ ॥

૧૫૭ લાકડાનો હાથી અને ચામડાનો મૃગ જેમ નામનો જ હાથી અને નામનો જ મૃગ ગણાય છે, તેમ જે બ્રાહ્મણ વેદાધ્યયન કરતો નથી તે નામધારી બ્રાહ્મણ ગણાય છે. તે ત્રણેયને નામધારી જાણવા.

यथा षण्ढोऽफलः स्त्रीषु यथा गौर्गवि चाफला ।
यथा चाज्ञेऽफलं दानं तथा विप्रोऽनृचोऽफलः ॥ १५८ ॥

૧૫૮ નપુંસક પુરુષ જેમ સ્ત્રીવિશે નિષ્ફળ થાય છે (પ્રજા ઉત્પન્ન કરી શકતો નથી), એક ગાય જેમ બીજી ગાયવિશે નિષ્ફળ થાય છે તથા અજ્ઞાનીને આપેલું દાન જેમ નિષ્ફળ થાય છે, તેમ વેદ નહિ ભણનારો બ્રાહ્મણ પણ શ્રૌત તથા સ્માર્ત કર્મમાં અયોગ્ય હોવાને લીધે નિષ્ફળ થાય છે. અર્થાત્ તે, દાતાને દાનનું ફળ આપી શકતો નથી.

*अहिंसयैव भूतानां कार्यं श्रेयोऽनुशासनम् ।
वाक्चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥ १५९ ॥

* ઉપરના આઠ શ્લોકો ગુરુશિષ્યની પ્રશંસાના સંબંધમાં કહ્યા. વિદ્યાર્થી ચિત્તના ચાંચલ્યને લીધે ભણવામાં મન ન રાખતો હોય તો ગુરુને ક્રોધ આવે અને તેથી તેને

૧૫૯ ધર્મસંપાદન કરવાની ઇચ્છાવાળા ગુરુએ, શિષ્ય, ભાર્યા, પુત્ર, સહોદર, ચાકર વગેરેને શિક્ષા કર્યા વિના જ હિતકારક વિષયનું શિક્ષણ આપવું તથા મધુર અને કોમળ એવી વાણી બોલવી.

***यस्य वाङ्मनसी शुद्धे सम्यग्गुप्ते च सर्वदा ।**
**स वै सर्वमवाप्नोति वेदान्तोपगतं फलम् ॥ १६० ॥**

૧૬૦ જેનું મન સદા શુદ્ધ હોય છે, એટલે અનિષ્ટાદિકના ધ્યાનથી તથા ક્રોધથી રહિત હોય છે, તથા જેની વાણી સારી રીતે ગુપ્ત હોય છે એટલે અસત્ય ભાષણાદિકથી રહિત હોય છે, તે પુરુષ વેદશાસ્ત્રમાં કહેલાં કર્મનાં ફળને પામે છે.

**नारुन्तुदः स्यादार्तोऽपि न परद्रोहकर्मधीः ।**
**ययास्योद्विजते वाचा नालोक्यां तामुदीरयेत् ॥ १६१ ॥**

૧૬૧ મનુષ્યે દુઃખી થયા છતાં પણ સામાને મર્મનાં વચનો કહેવાં નહિ, તેમ પારકાનો દ્રોહ કરવાના કામમાં પણ બુદ્ધિ રાખવી નહિ તથા જે વાણીથી લોકો ઉદ્વેગ પામે તેવી, સ્વર્ગલોકમાંથી ભ્રષ્ટ કરનારી વાણી પણ બોલવી નહિ.

**संमानाद्ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव ।**
**अमृतस्येव चाकाङ्क्षेदवमानस्य सर्वदा ॥ १६२ ॥**

૧૬૨ બ્રાહ્મણે નિત્ય ઝેરની પેઠે સન્માનથી ડરતાં રહેવું તથા અપમાનની અમૃતની પેઠે સદા ઇચ્છા રાખવી. ( અર્થાત્ બ્રાહ્મણે માનઅપમાનને સહન કરવાં. )

**सुखं ह्यवमतः शेते सुखं च प्रतिबुद्ध्यते ।**
**सुखं चरति लोकेऽस्मिन्नवमन्ता विनश्यति ॥ १६३ ॥**

---

મારવાનો તથા કઠોર વેણ કહેવાનો પણ પ્રસંગ આવી લાગે, તેના નિષેધ માટે આ શ્લોક કહ્યો છે. સ્ત્રી, પુત્ર, દાસ, શિષ્ય તથા સહોદર નાનો ભાઈ આટલાને તેના હિતને માટે શિક્ષા કરવી. પરન્તુ તે શિક્ષા અમુક પ્રમાણમાં કરવી તેને માટે મનુ પોતે 'रज्जा वेणुदलेन च દોરીથી અથવા તો વાંસના દંડીકાથી શિક્ષા કરવી' વગેરે કહેશે. પરન્તુ આ શ્લોકમાં તો સાધારણ હિત શિક્ષા કરીને પુત્રાદિકને ભણાવવાનો ઉપદેશ કર્યો છે.

* આ શ્લોકમાં વાણીની અને મનની શુદ્ધિનાં તથા સંયમનાં વખાણ કર્યાં છે. મધુરતા વગેરે વાણીની શુદ્ધિ ગણાય છે, ક્રોધ નહિ કરતાં ક્ષમા વગેરે મનની શુદ્ધિ ગણાય છે, જુઠું નહિ બોલવું, એ વાણીની રક્ષા કરી ગણાય છે અને મિથ્યા વિષયોનું મનમાં ચિંતન નહિ કરવું એ મનની રક્ષા કરી ગણાય છે.

૧૬૩ આ જગતમાં અપમાન થયા છતાં જે બ્રાહ્મણ ખેદ પામતો નથી, તે બ્રાહ્મણ સુખેથી સુવે છે, સુખેથી જાગે છે અને સુખમાં ફરે હરે છે અને તેનું અપમાન કરનારો પુરુષ નાશ પામે છે.

**अनेन क्रमयोगेन संस्कृतात्मा द्विजः शनैः ।**
**गुरौ वसन्संचिनुयाद्ब्रह्माधिगमिकं तपः ॥ १६४ ॥**

વેદ ભણવાની આવશ્યકતા.

૧૬૪ આ ક્રમ પ્રમાણે ગર્ભાધાન સંસ્કારથી માંડીને ઉપનયન સૂધીના સંસ્કારોથી જેનો આત્મા સંસ્કૃત થયો હોય, તેવા દ્વિજ વર્ણે ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યે ) ગુરુના ઘરમાં રહીને વેદાધ્યયન કરવાને માટે ધીરે ધીરે તપનો સંગ્રહ કરવો.

***तपोविशेषैर्विविधैर्व्रतैश्च विधिचोदितैः ।**
**वेदः कृत्स्नोऽधिगन्तव्यः सरहस्यो द्विजन्मना ॥ १६५ ॥**

૧૬૫ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે જાતજાતનાં (કૃચ્છ્ર, ચાંદ્રાયણ વગેરે) તપો કરીને તથા ગૃહ્ય સૂત્રમાં કહેલાં ઔપનિષદ્, મહાનામ્નિક વગેરે વ્રતો કરીને અંગો સહિત મંત્ર, બ્રાહ્મણ અને ઉપનિષદાત્મક સંપૂર્ણ વેદનું અધ્યયન કરવું.

---

* આ શ્લોકમાં 'तपोविशेषैः' 'व्रतैश्च विधिचोदितैः' 'कृत्स्नः' 'सरहस्यः' 'द्विजन्मना' 'अधिगन्तव्यः' આ બધાં પદો અભિપ્રાયપૂર્વક કહેવામાં આવ્યાં છે. પ્રથમ તો વેદાધ્યયનનો અધિકારી કોણ ? એવો પ્રશ્ન ઉઠતાં વેદોક્ત સંસ્કારોથી સંસ્કૃત દ્વિજવર્ણનેજ અધિકાર છે આમ કહેવામાં આવ્યું, અને વેદાધ્યયન કેવી રીતે કરવું ? આ પ્રશ્નના ઉત્તરમાં આજ કાલ જેમ કેટલાએક વ્રાત્યો પોતાની મેળે નાહાયા ધોયા વિના ગમે તેવી સ્થિતિમાં વેદો વાંચે છે તેમ નહિ. પરંતુ તેમણે શાસ્ત્રોક્ત વ્રતો પાળીને વેદો ભણવા જોઇએ એમ કહ્યું. જેમ પર્જન્ય વ્રતમાં ચોમાસામાં વરસાદ વરસતો હોય ત્યારે પાણીમાં ઉભાં ઉભાં વેદના મંત્રો ભણવા, આદિત્ય વ્રતમાં ગ્રીષ્મ ઋતુમાં સખત તડકામાં ઉભા રહીને આદિત્યના મંત્રો ભણવા. આ રીતે શાસ્ત્રોક્ત વ્રતાચરણ કરીને વેદાધ્યયન કરવાનું કહ્યું છે અને તે વાત विधिचोदितै तथा तपोविशेषैः એ વાક્યોથી કહી છે. વેદ એટલે માત્ર મંત્રસંહિતા જ સમજવી નહિ. પરંતુ બ્રાહ્મણોક્ત નિરુક્ત, વ્યાકરણ, મીમાંસા વગેરે અંગો સાથે ભણવા, એટલા માટે મૂળમાં कृत्स्नः પદ કહ્યું છે અને તે વેદ અર્થસાથે ભણવા જોઇએ. એ વાત अधिगंतव्यः એ પદથી સ્પષ્ટ કરી છે. अधि ઉપસર્ગપૂર્વક गम् ધાતુનો અર્થ જાણવું એવો થાય છે. અર્થાત્ વેદ અર્થસાથે ભણવો જોઇએ, આવું આ શ્લોકનું તાત્પર્ય છે. શ્રુતિમાં કહ્યું છે કે; '**ब्राह्मणेन निष्कारणं षडंगो वेदोऽध्येयो ज्ञेयश्च** બ્રાહ્મણે નિષ્કામપણે છ અંગોની સાથે વેદોનું અધ્યયન કરવું અને તેના અર્થનું જ્ઞાન પણ મેળવવું.' આ શ્રુતિ આ શ્લોકનું મૂળ છે.

*वेदमेव सदाभ्यस्येत्तपस्तप्स्यन्द्विजोत्तमः ।
वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते ॥ १६६ ॥

૧૬૬ ઉત્તમ દ્વિજવર્ણના પુરુષને તપ કરવાની ઇચ્છા હોય તો તેણે સદા વેદનો જ સ્વાધ્યાય કર્યા કરવો, કારણ કે આ લોકમાં વેદનો સ્વાધ્યાય કરવો એ બ્રાહ્મણનું પરમ તપ કહેવાય છે.

आहैव स नखाग्रेभ्यः परमं तप्यते तपः ।
यः स्रग्व्यपि द्विजोऽधीते स्वाध्यायं शक्तितोऽन्वहम् ॥ १६७ ॥

૧૬૭ જે બ્રાહ્મણ નિત્ય શક્તિ પ્રમાણે વેદનો સ્વાધ્યાય કરતો હોય, તે પુષ્પની માળા ધાલીને મોજથી ફરતો હોય તોપણ તે નખશીખપર્યંત પરમ તપ કરે છે એમ જાણવું.

योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥ १६८ ॥

૧૬૮ જે બ્રાહ્મણ વેદ નહિ ભણતાં બીજાં શાસ્ત્રો ભણવાનો પ્રયત્ન કરે છે, તે જીવતાં જ પુત્રપૌત્રાદિક વંશજોની સાથે તુરત શૂદ્રપણાને પામે છે.

मातुरग्रेऽधिजननं द्वितीयं मौञ्जिबन्धने ।
तृतीयं यज्ञदीक्षायां द्विजस्य श्रुतिचोदनात् ॥ १६९ ॥

૧૬૯ દ્વિજ વર્ણનો માતાથી જે જન્મ થાય છે તે પહેલો જન્મ કહેવાય છે, ઉપનયન સંસ્કારથી જે જન્મ થાય છે તે બીજો જન્મ કહેવાય છે અને

---

* આધુનિક સમયમાં વૈદિકો માત્ર વેદનો પાઠ કરી જાય છે. પરંતુ વેદનો અર્થ જાણતા નથી; તેથી કેટલાએક તેમને વેદિયાં ઢોર કહીને તેઓનો તિરસ્કાર કરે છે. પરંતુ તેઓ વેદનાં ખરાં સ્વરૂપને જાણતા નથી. વેદનો એક અક્ષર, એક માત્રા, એક બિંદુ જે કંઈ છે તે સર્વ શબ્દબ્રહ્મરૂપ પરમાત્માનું સ્વરૂપ છે. વેદના અર્થને જાણવો, એ તો બહુ જ પરિશ્રમનું કામ છે. પરંતુ જે પુરુષ ચાર મંત્રસંહિતામાંની કોઈ એક સંહિતાનો સ્વર સાથે પાઠ પણ જો કરે છે તો તે પરમ તપસ્વી અને દાન આપવા માટે ઉત્તમ પાત્ર ગણાય છે. સાંપ્રત સમયમાં ભરતખંડમાં આપણે વેદોનાં દર્શન કરવાને તથા ભણવાને ભાગ્યશાળી થયા છીએ, તેનું માન વેદને મુખપાઠે કરનારા વૈદિક બ્રાહ્મણોને ઘટે છે. તેઓએ કેવળ પોતાના સનાતન ધર્મના રક્ષણ માટે દરિદ્રતાને પણ સહન કરીને તથા ભિક્ષાવૃત્તિથી આજીવિકા ચલાવીને પણ આપણા વેદોને મુખ પાઠે કરીને જેવાને તેવા જ જાળવી રાખ્યા છે, માટે વૈદિક બ્રાહ્મણોની નિંદા કરવી, એ કૃતઘ્નતા શિવાય બીજું કંઈ પણ નથી.

જ્યોતિષ્ટોમ વગેરે યજ્ઞોની દીક્ષા લેવાથી જે જન્મ થાય છે તે ત્રીજો જન્મ કહેવાય છે, એમ વેદમાં કહેલું છે.

**तत्र यद्ब्रह्मजन्मास्य मौञ्जिबन्धनचिह्नितम् ।**
**तत्रास्य माता सावित्री पिता त्वाचार्य उच्यते ॥ १७० ॥**

૧૭૦. એ ત્રણ જન્મમાં મૌંજીબંધનવાળા ઉપનયન સંસ્કારથી જે જન્મ થાય છે તે બ્રહ્મજન્મ કહેવાય છે ને તેમાં ગાયત્રી તેની માતા અને આચાર્ય તેના પિતા કહેવાય છે.

**वेदप्रदानादाचार्यं पितरं परिचक्षते ।**
**न ह्यस्मिन्युज्यते कर्म किंचिदामौञ्जिबन्धनात् ॥ १७१ ॥**

૧૭૧. ઉપનયન સંસ્કાર કરીને વેદાધ્યયન કરાવવાથી આચાર્યને પિતા કહેલા છે. કારણ કે બાળકને જ્યાં સૂધી ઉપનયન સંસ્કાર થતો નથી ત્યાં સૂધી શ્રૌત તથા સ્માર્ત એ બેમાંથી કોઇ પણ કર્મ કરવાની યોગ્યતા બાળકમાં આવતી નથી.

**नाभिव्याहारयेद्ब्रह्म स्वधानिनयनादृते ।**
**शूद्रेण हि समस्तावद्यावद्वेदे न जायते ॥ १७२ ॥**

૧૭૨. જેને જનોઈ દીધું ન હોય તેની પાસે જેમાં સ્વધા શબ્દનો ઉપયોગ થાય છે એવા શ્રાદ્ધ કર્મના મંત્ર વિના વેદનો ઉચ્ચાર કરાવવો નહિ. કારણ કે જ્યાં સૂધી બાળકને વેદ ભણવાનો અધિકાર થતો નથી એટલે ઉપનયન સંસ્કાર થતો નથી ત્યાં સૂધી તે શૂદ્રસમાન ગણાય છે.

**कृतोपनयनस्यास्य व्रतादेशनमिष्यते ।**
**ब्रह्मणो ग्रहणं चैव क्रमेण विधिपूर्वकम् ॥ १७३ ॥**

૧૭૩. શિષ્યને ઉપનયન સંસ્કાર કર્યા પછી વેદાધ્યયન કરવા માટે બ્રહ્મચર્યને લગતાં મહાનામ્ની, આદિત્ય, સાવિત્ર વગેરે વ્રતોનો તથા મધુમાંસ વગેરેના ત્યાગરૂપી વ્રતોનો ઉપદેશ કરવો અને ક્રમવાર વિધિપૂર્વક વેદ ભણાવવો.

**यद्यस्य विहितं चर्म यत्सूत्रं या च मेखला ।**
**यो दण्डो यच्च वसनं तत्तदस्य व्रतेष्वपि ॥ १७४ ॥**

૧૭૪. જે વર્ણના બ્રહ્મચારીને ઉપનયન સંસ્કાર વખતે જે ચર્મ, જે સૂત્ર, જે મેખલા, જે દંડ અને જે વસ્ત્ર ધારણ કરવાનું કહ્યું છે, તે વર્ણના બ્રહ્મચા-

રીએ, તે ચર્મ, તે સૂત્ર, તે મેખલા, તે દંડ અને તે વસ્ત્ર આદિત્ય, સાવિત્રી, ગોદાન આદિક વ્રતો પાળતી વખતે પણ ધારણ કરવાં.

**सेवेतेमांस्तु नियमान्ब्रह्मचारी गुरौ वसन् ।**
**सन्नियम्येन्द्रियग्रामं तपोवृद्ध्यर्थमात्मनः ।। १७५ ।।**

૧૭૫. બ્રહ્મચારીએ ગુરુના ઘરમાં રહીને પોતાનાં તપની વૃદ્ધિ કરવા માટે ઇંદ્રિયોના સમુદાયને નિયમમાં રાખીને નીચેના નિયમો પાળવા.

બ્રહ્મચારીના નિયમો.

***नित्यं स्नात्वा शुचिः कुर्याद्देवर्षिपितृतर्पणम् ।**
**देवताभ्यर्चनं चैव समिदाधानमेव च ।। १७६ ।।**

---

* કેટલાએક દેવતાઓ સૂક્તભાજ એટલે સૂક્તોથી તૃપ્ત થનારા હોય છે, કેટલાએક હવિર્ભાજ એટલે હવિષથી તૃપ્ત થનારા હોય છે, અહીં ઉદક-પાણીરૂપી હવિષથી પિતૃયજ્ઞ કરવા માટે કહ્યું છે, ઋષિતર્પણમાં પોતપોતાની શાખાના મંત્રદ્રષ્ટા ઋષિઓનું તર્પણ કરવાનું ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. તેમાં પિતૃ શબ્દથી પોતપોતાના મરણ પામેલા પિતા, પિતામહ વગેરે સપિંડ તથા સમાનોદકનું તર્પણ કરવું એમ જાણવું. આ વાત ત્રીજા અધ્યાયમાં વિસ્તારથી કહેવામાં આવશે. અહીં દેવોની પૂજા કરવાની આજ્ઞા કરી છે તે દેવો કયા? અને પૂજા એટલે શું? તે બે વિષય ઉપર વિચાર કરવો જોઇએ;-વેદમાં દેવ શબ્દની વ્યાખ્યા કરતાં કહે છે કે;-એક દેવ સૂક્તભાજ છે અને બીજા દેવ હવિર્ભાજ છે. જે દેવતાને ઉદ્દેશીની જે હવિષ્ આપવામાં આવે છે તે દ્રવ્યનો તે દેવતા ગણાય છે. જેમ કે "आग्नेयो वै अष्टाकपालो भवति અષ્ટાકપાલ (આઠ કપાલપર સંસ્કૃત થનારો પુરોડાશ) અગ્નિદેવને આપવામાં આવે છે માટે તેના દેવતા અગ્નિ છે" એમ સૂર્યને ઉદ્દેશીને આપવામાં આવતા ચરુના સૂર્ય દેવતા છે. મીમાંસામાં દેવનું લક્ષણ કહેતાં કહે છે કે; 'त्यज्यमानद्रव्ये उद्देशविशेषो देवः જે દેવને ઉદ્દેશીને દ્રવ્ય આપવામાં આવે છે તે તેના દેવતા ગણાય છે.' પછી તે ગમે તે હોય, મુખ્ય દેવ શબ્દ તો યજ્ઞથી જેનું યજન કરવામાં છે એવા વૈદિક દેવતાઓનો વાચક છે અને યજ્ઞથી તેઓનું અર્ચન કરવું એ વાત મુખ્ય છે. પરંતુ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે; "दैवतान्यभिगच्छेत्तु દેવતાઓની પાસે જવું." "मृदंगां दैवतानि प्रदक्षिणानि कुर्वीत મૃત્તિકા, ગાય, દેવતા વગેરેને જમણી બાજુએ રાખીને ચાલવું." તથા બીજી જગ્યાએ દેવદ્રવ્યનો અને દેવનાં પશુઓનો ઉપયોગ કરવો નહિ, પૈસા લઇને દેવની પૂજા કરનારાને અડીને નાવું વગેરેમાં જે દેવ શબ્દનો પ્રયોગ છે તે ઉપરથી ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરેથી પૂજ્ય એવી દેવપ્રતિમાઓનું પૂજન સમજવું. પરંતુ જે દેવોને ઉદ્દેશીને યાગાદિકમાં હવિષ્ આપવામાં આવે છે તે દેવતાઓનું મૂર્તિઓમાં જ પૂજન કરવું એમ સમજવું નહિ. અગ્નિ પોતે જ મૂર્તિમાન્ છે માટે તેનું હોમાદિકથી પૂજન

૧૭૬ નિત્ય નાહી, શુદ્ધ થઇને દેવતા, ઋષિ તથા પિતૃઓનું તર્પણ કરવું, દેવતાઓનું પૂજન કરવું તથા વનમાંથી યજ્ઞનાં કાષ્ઠો લાવીને અગ્નિહોત્રના કુંડમાં હોમવાં.

**वर्जयेन्मधु मांसं च गन्धं माल्यं रसान्स्त्रियः ।**
**शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥ १७७ ॥**

૧૭૭ મધ, ચંદનાદિક સુગંધી દ્રવ્ય, પુષ્પો, રસો, સ્ત્રીઓ, સર્વ જાતના આસવ વગેરે આથાઓ તથા પ્રાણીઓની હિંસા આ સર્વનો ત્યાગ કરવો.

**अभ्यङ्गमञ्जनं चाक्ष्णोरुपानच्छत्रधारणम् ।**
**कामं क्रोधं च लोभं च नर्तनं गीतवादनम् ॥ १७८ ॥**

---

કરવું, આદિત્ય પ્રત્યક્ષ છે તેની પવિત્ર સ્થળમાં ઉભા રહી, ગંધપુષ્પાદિક અર્પણ કરીને પૂજા કરવી, ઇંદ્ર, વિષ્ણુ, રુદ્રાદિને પણ તેઓના નામમંત્રોથી ગંધ પુષ્પાદિ અર્પણ કરીને તેમની પૂજા કરવી. પૂજા કરનારાએ તે તે દેવોનું સૂર્ય મંડળમાં, જળમાં અથવા તો તેઓની પ્રતિમામાં પૂજન કરવું. આ પૂજા બે પ્રકારની છે. વૈદિકી અને તાંત્રિકી. દેવોની સ્તુતિ કરનારા વેદમંત્રોથી પૂજા કરવામાં આવે છે તે વૈદિકી પૂજા અને તંત્રના મંત્રોથી દેવોની પૂજા કરવામાં આવે છે તે તાંત્રિકી પૂજા કહેવાય છે. અગ્નિહોત્રાદિક શ્રૌતકર્મના કરતાં પૂજા ઉતરતી ગણ્ય છે. પહેલા પ્રકારની પૂજા કરવાને અશક્ત થયેલા દ્વિજો વૈદિકી, તાંત્રિકી અથવા તો મિશ્ર પૂજા કરવાને તથા સ્ત્રી અને શૂદ્ર કેવળ તાંત્રિકી પૂજા કરવાને યોગ્ય છે. પ્રાચીન કાળમાં દ્વિજવર્ણ પોતપોતાના ઘરમાં યંત્રોમાં તથા પ્રતિમાઓમાં ઉપાસ્ય દેવોની પૂજા કરતા હતા અને તે પ્રાચીન કાળની સંસ્થા હજી સૂધી પણ આખા ભારતવર્ષમાં બ્રાહ્મણાદિ વર્ણના ઘરોમાં જોવામાં આવે છે. તે ઉપરાંત તે તે દેવોનાં પ્રસિદ્ધ દેવાલયો બાંધવામાં આવતાં હતાં અને તેઓનો જાહેર રીતે ઉત્સર્ગ કરવામાં આવતો હતો તેથી બ્રહ્મચારી, વાનપ્રસ્થો અને સંન્યાસીઓ તે દેવાલયોમાં વિશ્રાંતિ લેતા હતા અને દર્શનાર્થે આવનારાઓને ધર્મોપદેશ કરતા હતા. આ મંદિરોની મીલકત સાર્વજનિક ગણાતી હતી અને તેમાંથી ઉત્પન્ન થતાં દ્રવ્યનો ધર્મકાર્યમાં વિનિયોગ થતો હતો અને જેઓ ધન લઇને દેવોની પૂજા કરતા હતા તેઓને તે સમયમાં અધમ ગણવામાં આવતા હતા અને તેમના જ વંશજો હાલમાં તપોધનને નામે પ્રખ્યાત છે. પરંતુ હમણાં તે ક્રમ બદલાઇ ગયો છે. દેવમંદિરોને તેના પૂજારીઓ પોતાની ખાનગી મિલકત કરી બેઠા છે. બ્રહ્મચારીઓને, સંન્યાસીઓને તથા વિદ્યાર્થીઓને ક્ષણભર પણ ત્યાં વિશ્રામ લેવા દેવામાં આવતો નથી. દેવોને ધરાવવામાં આવતાં ભાત ભાતનાં નૈવેદ્યોને બજારમાં જાહેર રીતે વહેંચવામાં આવે છે એટલું જ નહિ, પરંતુ તે તે દેવોને, નામે ભિક્ષા માગીને તે દેવદ્રવ્યોનો પોતાની મોજમજાહ પૂરી પાડવામાં ઉપયોગ કરવામાં આવે છે; ત્યારે કેટલાએક

૧૭૮ શરીરે તેલનું મર્દન કરવું નહિ, આંખમાં આંજણ આંજવું નહિ, પગમાં પગરખાં પહેરવાં નહિ, માથે છત્રી ઓઢવી નહિ, કામ, ક્રોધ અને લોભ કરવો નહિ, નૃત્યુ કરવું નહિ. ગીત ગાવાં નહિ, અને વાદિત્ર વગાડવાં નહિ.

द्यूतं च जनवादं च परिवादं तथानृतम् ।
स्त्रीणां च प्रेक्षणालम्भमुपघातं परस्य च ॥ १७९ ॥

૧૭૯ જુગાર, વૃથા વાણીનો કજીઓ, પારકી નિંદા, જૂઠું બોલવું, પારકી સ્ત્રીઓને જોવી તથા તેઓનો સ્પર્શ કરવો અને પારકાનું ભૂંડું કરવું, આટલી બાબતનો ત્યાગ કરવો.

एकः शयीत सर्वत्र न रेतः स्कन्दयेत्कचित् ।
कामाद्धि स्कन्दयन्रेतो हिनस्ति व्रतमात्मनः ॥ १८० ॥

૧૮૦ બ્રહ્મચારીએ ઘરમાં અથવા તો ગુરુને ઘેર હરકોઈ પણ સ્થાનમાં એકલાં સુવું તથા કોઇપણ દહાડો વીર્યનો પાત કરવો નહિ. તે જો કામનાથી વીર્યનો પાત કરે છે તો પોતાનાં બ્રહ્મચર્ય વ્રતનો નાશ કરે છે.

स्वप्ने सिक्त्वा ब्रह्मचारी द्विजः शुक्रमकामतः ।
स्नात्वार्कमर्चयित्वा त्रिः पुनर्मामित्यृचं जपेत् ॥ १८१ ॥

૧૮૧ દ્વિજવર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિ)ના બ્રહ્મચારીને પોતાથી ઇચ્છા વિના સ્વપ્નમાં જો વીર્યપાત થઈ જાય તો તેણે નાહીને સૂર્યનું પૂજન કરવું અને "पुनर्मामेत्विन्द्रियम्" એ ઋચાનો ત્રણ વાર જપ કરવો.

उदकुम्भं सुमनसो गोशकृन्मृत्तिकाकुशान् ।
आहरेद्यावदर्थानि भैक्षं चाहरहश्चरेत् ॥ १८२ ॥

---

શ્રીમંતો પોતાના પૂર્વજોની પાછળ દેવાલયો બંધાવી તેમાં પગારદાર પૂજારીઓ રાખીને તેના દ્વારા દેવોની પૂજા કરાવે છે અને દેવમંદિરમાંથી ઉત્પન્ન થતા ધનના પોતેજ ધણીરણી થઇ પડે છે. તેવા દેવોની સ્થિતિ તરફ દૃષ્ટિ કરતાં તો હાલમાં તે દેવો જાણે પોતાના સ્થાપનારાઓના કરજદાર હોય તેવી સ્થિતિમાં આવી પડ્યા છે. માટે દેવમંદિર બાંધનારાઓએ દેવમંદિરની આવકનો અને દેવમંદિરનો સદુપયોગ કરવા માટે દેવમંદિરોનો જાહેરમાં ઉત્સર્ગ કરી દેવાની જરૂર છે. દેવમંદિરમાંથી થતી પેદાશમાંથી દેવમંદિરની પડોસમાં વિદ્યાર્થીઓને માટે પાઠશાળા તથા અન્નસત્રો સ્થાપવાં જોઇએ તથા મંદિરના દેવને ઉદ્દેશીને યજ્ઞો કરવા જોઇએ, આવી સુવ્યવસ્થા કરવાથી દેવદ્રવ્યનો સદુપયોગ થશે અને પ્રાચીન આર્ય વિદ્યાની ઉન્નતિસાથે દેશનો પણ ઉદય થશે.

૧૮૨ પાણીનો ઘડો, પુષ્પો, ગાયનું છાણ, માટી અને દર્ભ આટલી વસ્તુઓ ગુરુને જેટલી જોઇતી હોય તેટલી શિષ્યે લાવી આપવી તથા દરરોજ ભોજન માટે ભિક્ષા માગી લાવવી.

**वेदयज्ञैरहीनानां प्रशस्तानां स्वकर्मसु ।**
**ब्रह्मचार्याहरेद्भैक्षं गृहेभ्यः प्रयतोऽन्वहम् ॥ १८३ ॥**

૧૮૩ વેદાધ્યયન કરનારા, અગ્નિહોત્ર તથા પંચમહાયજ્ઞાદિ કર્મો કરનારા અને પોતાનાં શુભકર્મોથી પ્રસિદ્ધિને પામેલા ધર્મનિષ્ઠ ગૃહસ્થોને ઘેરથી બ્રહ્મચારીએ રોજ રોજ પોતાના નિયમમાં સાવધાન રહીને ભિક્ષા માગી લાવવી.

**गुरोः कुले न भिक्षेत न ज्ञातिकुलबन्धुषु ।**
**अलाभे त्वन्यगेहानां पूर्वं पूर्वं विवर्जयेत् ॥ १८४ ॥**

૧૮૪ બ્રહ્મચારીએ આચાર્યને ઘેર તથા તેના ભાઇઓને ઘેર, પોતાનાં સપિંડ બાંધવોને ઘેર તથા મામા માસી વગેરે મોસાળના પક્ષમાં ભિક્ષા માગવી નહિ, પરંતુ બીજા ગૃહસ્થોને ત્યાં ભિક્ષા માગવા જવું. જો બીજાં ભિક્ષા કરવા જેવાં ગૃહસ્થોનાં ઘર ન હોય તો નજીક નજીકના સંબંધીઓને તજીને દૂર દૂરના સંબંધીઓને ઘેર ભિક્ષા માગવી, એટલે મામા વગેરેને ત્યાં, ભિક્ષા માગવા જવું, ત્યાંથી જો મળે નહિ તો પછી સપિંડોને ત્યાં જવું અને ત્યાંથી પણ જો ભિક્ષા મળે નહિ તો પછી ગુરુને ઘેરથી ભિક્ષા લેવી.

**सर्वं वापि चरेद्ग्रामं पूर्वोक्तानामसंभवे ।**
**नियम्य प्रयतो वाचमभिशस्तांस्तु वर्जयेत् ॥ १८५ ॥**

૧૮૫ પ્રથમ કહેલા વેદધર્મનિષ્ઠ ગૃહસ્થો ગામમાં ન હોય તો આખા ગામમાં ભિક્ષા માટે ફરવું અને તે વખતે વાણીને નિયમમાં રાખીને સાવધાન રહેવું તથા જેઓનાપર મહાપાતકાદિ કરવાનો અભિશાપ આવ્યો હોય તેવા પુરુષોને ત્યાં ભિક્ષા માગવા જવું નહિ.

**दूरादाहृत्य समिधः संनिदध्याद्विहायसि ।**
**सायं प्रातश्च जुहुयात्ताभिरग्निमतन्द्रितः ॥ १८६ ॥**

૧૮૬ બ્રહ્મચારીએ વનમાં જઈ, દૂરથી સમિધોને (યજ્ઞનાં કાષ્ઠોને) લાવીને ખુલ્લા પ્રદેશમાં સૂકવવા માટે મૂકવાં અને તંદ્રારહિત થઇને સાયંકાળે તથા પ્રભાતમાં તે સમિધોનો અગ્નિમાં હોમ કરવો.

अकृत्वा भैक्षचरणमसमिध्य च पावकम् ।
अनातुरः सप्तरात्रमवकीर्णिव्रतं चरेत् ॥ १८७ ॥

૧૮૭ બ્રહ્મચારી સાજો સારો હોવા છતાં, જો સાત રાત્રિ સૂધી ભિક્ષા માગી લાવે નહિ તથા અગ્નિમાં હોમ પણ કરે નહિ તો તેણે અવકીર્ણિને કરવાનું વ્રત કરવું.

भैक्षेण वर्तयेन्नित्यं नैकान्नादी भवेद्व्रती ।
भैक्षेण व्रतिनो वृत्तिरुपवाससमा स्मृता ॥ १८८ ॥

૧૮૮ બ્રહ્મચારીએ એક ઘેરથી ભિક્ષા લાવીને ખાવી નહિ; પરંતુ ઘણાને ઘેરથી ભિક્ષા માગી લાવીને નિત્ય ખાવી. કારણ કે ઘણાને ઘેરથી માગી આણેલી ભિક્ષા ઉપર જે બ્રહ્મચારી આજીવિકા કરે છે તેની તે આજીવિકા ઉપવાસ સમાન ગણાય છે, એમ જાણવું.

( न भैक्ष्यं परपाकः स्यान्न च भैक्ष्यं प्रतिग्रहः ।
सोमपानसमं भैक्ष्यं तस्माद्भैक्षेण वर्तयेत् ॥

ભિક્ષાથી માગી આણેલું અન્ન પરાન્ન ગણાતું નથી, તેમ તે પ્રતિગ્રહ (દાન) પણ ગણાતો નથી. પરંતુ ભિક્ષાન્ન તો સોમપાનના સમાન ગણાય છે, માટે બ્રહ્મચારીએ ભિક્ષાથી આજીવિકા ચલાવવી.)

( भैक्ष्यस्यागमशुद्धस्य प्रोक्षितस्य हुतस्य च ।
यांस्तस्य ग्रसते ग्रासांस्ते तस्य क्रतुभिः समाः ॥

જે ભિક્ષાન્ન પવિત્ર પુરુષને ઘેરથી આવ્યું હોય, જેને વેદના મંત્રોથી પ્રોક્ષણ કર્યું હોય અને જે હોમ કરતાં બાકી બચેલું હોય તેવા ભિક્ષાન્નના જેટલા કોળીયા બ્રહ્મચારી ગળે છે તેટલા કોળીયા તેને યજ્ઞસમાન થઈ પડે છે.)

व्रतवद्देवदैवत्ये पित्र्ये कर्मण्यथर्षिवत् ।
काममभ्यर्थितोऽश्नीयाद्व्रतमस्य न लुप्यते ॥ १८९ ॥

૧૮૯ યજ્ઞયાગાદિકમાં તથા શ્રાદ્ધમાં બ્રહ્મચારીને ભોજનને માટે નિમંત્રણ કર્યું હોય તો તેણે દેવકાર્યમાં વ્રતધારીની પેઠે અને પિતૃકાર્યમાં ઋષિની પેઠે ભોજન કરવું. અર્થાત્ માંસભોજન કરવું નહિ. દેવકર્મમાં તથા પિતૃકર્મમાં એક ઘરનું અન્ન જમવાથી બ્રહ્મચારીનું વ્રત ખંડિત થતું નથી.

**ब्राह्मणस्यैव कर्मैतदुपदिष्टं मनीषिभिः ।**
**राजन्यवैश्ययोस्त्वेवं नैतत्कर्म विधीयते ॥ १९० ॥**

૧૯૦ યજ્ઞમાં અથવા તો શ્રાદ્ધમાં બ્રહ્મચારીને એકના જ ઘરનું ભોજન કરવાની ધર્મશાસ્ત્રવેત્તાઓએ જે આજ્ઞા કરી છે તે બ્રાહ્મણ વર્ણના બ્રહ્મચારીને માટે જ કરી છે. ક્ષત્રિય જાતિના તથા વૈશ્ય જાતિના બ્રહ્મચારીને માટે આજ્ઞા કરી નથી. ક્ષત્રિય તથા વૈશ્ય જાતિના બ્રહ્મચારીને શ્રાદ્ધમાં ભોજન કરવાનો અધિકાર નથી.

**चोदितो गुरुणा नित्यमप्रचोदित एव वा ।**
**कुर्यादध्ययने यत्नमाचार्यस्य हितेषु च ॥ १९१ ॥**

૧૯૧ ગુરુએ નિત્ય આજ્ઞા કરી હોય અથવાતો ન કરી હોય તોપણ બ્રહ્મચારીએ નિત્ય અધ્યયન માટે તથા આચાર્યના હિતકારક કામને માટે પ્રયત્ન કરવો.

**शरीरं चैव वाचं च बुद्धीन्द्रियमनांसि च ।**
**नियम्य प्राञ्जलिस्तिष्ठेद्वीक्षमाणो गुरोर्मुखम् ॥ १९२ ॥**

૧૯૨ બ્રહ્મચારીએ, શરીરને, વાણીને, જ્ઞાનેન્દ્રિયને, કર્મેન્દ્રિયને તથા મનને નિયમમાં રાખી, બે હાથ જોડી, ગુરુના મુખ સામે જોઇને ઉભા રહેવું.

**नित्यमुद्धृतपाणिः स्यात्साध्वाचारः सुसंयतः ।**
**आस्यतामिति चोक्तः सन्नासीताभिमुखं गुरोः ॥ १९३ ॥**

૧૯૩ બ્રહ્મચારીએ જમણા હાથને ઓઢેલાં વસ્ત્રમાંથી બહાર કાઢીને ઉંચો રાખવો, સદાચાર પાળવો, મન, વાણી અને કાયાને સારીરીતે નિયમમાં રાખવાં અને ગુરુ કહે કે બેસો એટલે ગુરુના સન્મુખ બેસવું.

**हीनान्नवस्त्रवेषः स्यात्सर्वदा गुरुसन्निधौ ।**
**उत्तिष्ठेत्प्रथमं चास्य चरमं चैव संविशेत् ॥ १९४ ॥**

૧૯૪ ગુરુની સમીપમાં સર્વદા સાદું ભોજન કરવું, સાદાં વસ્ત્રો પહેરવાં અને સાદો વેશ રાખવો તથા ગુરુના ઉઠ્યા પહેલાં ઉઠવું અને સૂતા પછી સૂવું.

**प्रतिश्रवणसंभाषे शयानो न समाचरेत् ।**
**नासीनो न च भुञ्जानो न तिष्ठन्न पराङ्मुखः ॥ १९५ ॥**

૧૯૫ બ્રહ્મચારીએ પથારીમાં સૂતાં સૂતાં, બેઠાં બેઠાં, જમતાં જમતાં, ઉભાં ઉભાં અથવા તો અવળે મોઢે ઉભાં ઉભાં, ગુરુની આજ્ઞાને સ્વીકારવી નહિ તથા તેવી સ્થિતિમાં વાતચિત પણ કરવી નહિ.

आसीनस्य स्थितः कुर्यादभिगच्छंस्तु तिष्ठतः ।
प्रत्युद्गम्य त्वाव्रजतः पश्चाद्धावंस्तु धावतः ॥ १९६ ॥

૧૯૬ પરંતુ ગુરુ જો આસન ઉપર બેઠા હોય તો શિષ્યે આસન ઉપરથી ઉઠી ઉભા થઈને તેમની આજ્ઞા સ્વીકારવી અથવા તો વાતચિત કરવી. ગુરુ ઉભા હોય તો કેટલાંએક ડગલાં તેમની સામે જઈને તેમની આજ્ઞા સ્વીકારવી અથવા તો વાતચિત કરવી; અને ગુરુ આવતા હોય તો તેમની સામે જઈને આજ્ઞા સ્વીકારવી તથા વાતચિત કરવી; ગુરુ જો દોડતા હોય તો તેમની પાછળ દોડીને તેમની આજ્ઞા સ્વીકારવી તથા વાતચિત કરવી.

पराङ्मुखस्याभिमुखो दूरस्थस्यैत्य चान्तिकम् ।
प्रणम्य तु शयानस्य निदेशे चैव तिष्ठतः ॥ १९७ ॥

૧૯૭ ગુરુ આડું જોઈને ઉભા હોય તો તેની સન્મુખ જઈને, દૂર હોય તો તેની પાસે જઈને, સૂતા હોય અથવા નજીકના ભાગમાં ઉભા હોય તો તેને પ્રણામ કરીને તેમની આજ્ઞાને સ્વીકારવી તથા તેમની સાથે વાતચિત કરવી.

नीचं शय्यासनं चास्य सर्वदा गुरुसन्निधौ ।
गुरोस्तु चक्षुर्विषये न यथेष्टासनो भवेत् ॥ १९८ ॥

૧૯૮ ગુરુની સમીપમાં નિત્ય ગુરુની શય્યા અને આસન કરતાં પોતાની શય્યા અને આસન નીચાં રાખવાં તથા ગુરુની નજર પડતી હોય ત્યાં મરજી પ્રમાણે બેસવું નહિ ( અર્થાત્ લાંબા પગ કરીને અથવાતો ઉદ્ધત રીતે બેસવું નહિ, પરંતુ સભ્યતાથી બેસવું. )

नोदाहरेदस्य नाम परोक्षमपि केवलम् ।
न चैवास्यानुकुर्वीत गतिभाषितचेष्टितम् ॥ १९९ ॥

૧૯૯ ગુરુના પરોક્ષમાં પણ બ્રહ્મચારીએ ગુરુને એક નામે બોલાવવા નહિ; તેમ તેની ચાલ, ભાષણ તથા ક્રિયાના ચાળા પણ પાડવા નહિ.

गुरोर्यत्र परीवादो निन्दा वापि प्रवर्तते ।
कर्णौ तत्र पिधातव्यौ गन्तव्यं वा ततोऽन्यतः ॥ २०० ॥

૨૦૦ જ્યાં આગળ ગુરુની ખરી કે ખોટી નિંદા થતી હોય ત્યાં આગળ શિષ્યે પોતાના બન્ને કાનો ઢાંકી દેવા અથવા તો ત્યાંથી બીજે ઠેકાણે ચાલ્યા જવું.

परीवादात्खरो भवति श्वा वै भवति निन्दकः ।
परिभोक्ता कृमिर्भवति कीटो भवति मत्सरी ॥ २०१ ॥

૨૦૧ ગુરુની નિંદા સાંભળવાથી અથવા તો કરવાથી શિષ્ય ગધેડો અથવા તો કુતરો જન્મે છે, ગુરુના ધન ઉપર આજીવિકા કરવાથી કૃમિ જન્મે છે અને ગુરુનો ઉત્કર્ષ નહિ સહન કરવાથી જીવડો થઇને જન્મે છે.

दूरस्थो नार्चयेदेनं न क्रुद्धो नान्तिके स्त्रियाः ।
यानासनस्थश्चैवैनमवरुह्याभिवादयेत् ॥ २०२ ॥

૨૦૨ શિષ્યે ઘરમાં બેશી રહીને, બીજાની પાસે ગુરુની પૂજા કરાવવી નહિ પરંતુ જાતે જઇને પૂજા કરવી, પોતે ક્રોધમાં હોય ત્યારે ગુરુની પૂજા કરવી નહિ, ગુરુ પોતાની સ્ત્રી સાથે ઉભા હોય ત્યારે પણ તેમની પૂજા કરવી નહિ તથા પોતે ગાડીમાં અથવાતો ઉંચા આસનપર બેઠો હોય તો ત્યાંથી નીચે ઉતરીને ગુરુને પ્રણામ કરવા.

प्रतिवातेऽनुवाते च नासीत गुरुणा सह ।
असंश्रवे चैव गुरोर्न किंचिदपि कीर्तयेत् ॥ २०३ ॥

૨૦૩ ગુરુના તરફથી શિષ્યના તરફ પવન આવતો હોય અને શિષ્યના તરફથી ગુરુના તરફ પવન જતો હોય તેવી રીતે શિષ્યે ગુરુની સામે બેસવું નહિ. તેમ જ્યાં વાત કરવાથી ગુરુ સાંભળી શકે નહિ તેવા સ્થાનમાં પણ ગુરુ વિશેની અથવા તો બીજાની કંઇ પણ વાત કરવી નહિ.

गोऽश्वोष्ट्रयानप्रासादस्रस्तरेषु कटेषु च ।
आसीत गुरुणा सार्धं शिलाफलकनौषु च ॥ २०४ ॥

૨૦૪ બળદના, ઘોડાના અને ઉંટના વાહનમાં, અગાશીપર, ઉર્ણા વગેરેના અથવાતો ખડ વગેરેના આસન ઉપર, શિલા ઉપર, પાટ ઉપર તથા નૌકામાં ગુરુની સાથે બેસવાની અડચણ નથી.

गुरोर्गुरौ सन्निहिते गुरुवद्वृत्तिमाचरेत् ।
न चानिसृष्टो गुरुणा स्वान्गुरूनभिवादयेत् ॥ २०५ ॥

૨૦૫ ગુરુના ગુરુ પાસે બેઠા હોય ત્યારે શિષ્યે તેમની સાથે પણ ગુરુની

પેઠે વર્તવું તથા ગુરુની આજ્ઞાવિના પોતાનાં માતપિતા વગેરે વડીલોને પણ પ્રણામ કરવા નહિ.

**विद्यागुरुष्वेतदेव नित्या वृत्तिः स्वयोनिषु ।**
**प्रतिषेधत्सु चाधर्मान्हितं चोपदिशत्स्वपि ॥ २०६ ॥**

૨૦૬ વિદ્યાગુરુઓની સાથે, પોતાના માતા, પિતા, કાકા વગેરેની સાથે, અધર્મ કરતાં અટકાવનારાઓની સાથે તથા હિતકારી બાબતોનો ઉપદેશ કરનારાઓની સાથે પણ ઉપર કહ્યા પ્રમાણે વર્તવું.

**श्रेयस्सु गुरुवद्वृत्तिं नित्यमेव समाचरेत् ।**
**गुरुपुत्रेषु चार्येषु गुरोश्चैव स्वबन्धुषु ॥ २०७ ॥**

૨૦૭ વિદ્યાથી અને વ્રતાદિકથી શ્રેષ્ઠ એવા પોતાના વડીલોની સાથે, ગુરુના સદાચારી પુત્રોની સાથે તથા ગુરુના પોતાના સંબંધીઓની સાથે નિત્ય જ ગુરુની પેઠે વર્તવું.

**बालः समानजन्मा वा शिष्यो वा यज्ञकर्मणि ।**
**अध्यापयन्गुरुसुतो गुरुवन्मानमर्हति ॥ २०८ ॥**

૨૦૮ ગુરુનો પુત્ર નાની વયનો હોય, સમાન વયનો હોય, વેદનાં અંગોમાં, મંત્રભાગમાં કે બ્રાહ્મણભાગમાં પોતાનો શિષ્ય હોય તોપણ તે જો અધ્યાપન કરાવતો હોય તો તે ગુરુના જેટલું માન મેળવવાને યોગ્ય થાય છે.

**उत्सादनं च गात्राणां स्नापनोच्छिष्टभोजने ।**
**न कुर्याद् गुरुपुत्रस्य पादयोश्चावनेजनम् ॥ २०९ ॥**

૨૦૯ શરીરના અવયવોને તેલથી મર્દન કરવું, નવરાવવું, ઉચ્છિષ્ટ ખાવું અને પગ પખાળવા આટલી બાબત ગુરુના પુત્રની કરવી નહિ.

**गुरुवत्प्रतिपूज्याः स्युः सवर्णा गुरुयोषितः ।**
**असवर्णास्तु संपूज्याः प्रत्युत्थानाभिवादनैः ॥ २१० ॥**

૨૧૦ ગુરુની સ્ત્રીઓ જો ગુરુની જ્ઞાતિની હોય તો તેમની ગુરુની પેઠે પૂજા કરવી, પરંતુ બીજી જ્ઞાતિની હોય તો તેને પ્રત્યુત્થાન આપીને તથા પ્રણામ કરીને તેનો સત્કાર કરવો.

**अभ्यञ्जनं स्नापनं च गात्रोत्सादनमेव च ।**
**गुरुपत्न्या न कार्याणि केशानां च प्रसाधनम् ॥ २११ ॥**

૨૧૧ ગુરુની સ્ત્રીને શરીરે તેલ ચોળવું નહિ, તેના શરીરના અવયવોને ચોળીને તેને નવરાવવી નહિ, તેના કેશને ઓળીને વેણી વગેરે ગુંથવી નહિ તથા સેંથામાં કુંકુમ, સિંદૂર વગેરે પણ ભરવાં નહિ.

**गुरुपत्नी तु युवतिर्नाभिवाद्येह पादयोः ।**
**पूर्णविंशतिवर्षेण गुणदोषौ विजानता ॥ २१२ ॥**

૨૧૨ સ્ત્રીનો સ્પર્શ નહિ કરવાથી બ્રહ્મચર્ય સચવાઇ રહે છે અને સ્પર્શ કરવાથી કામવિકાર થાય છે, આમ ગુણ તથા દોષને જાણનારા બરાબર વીશ વર્ષના શિષ્યે ગુરુની તરુણ સ્ત્રીના ચરણનો સ્પર્શ કરીને પ્રણામ કરવા નહિ. (પરંતુ દૂરથી વંદન કરવું).

**स्वभाव एष नारीणां नराणामिह दूषणम् ।**
**अतोऽर्थान्न प्रमाद्यन्ति प्रमदासु विपश्चितः ॥ २१३ ॥**

૨૧૩ પુરુષોનાં ધૈર્યનો નાશ કરનારા (મૃદુતા, હાસ્ય, સૌંદર્ય વગેરે) ગુણો સ્ત્રીઓમાં રહેલા છે; માટે વિદ્વાનોએ સ્ત્રીઓની પાસે સાવધાન રહેવું.

**अविद्वांसमलं लोके विद्वांसमपि वा पुनः ।**
**प्रमदा ह्युत्पथं नेतुं कामक्रोधवशानुगम् ॥ २१४ ॥**

૨૧૪ પુરુષ વિદ્વાન હોય કે અવિદ્વાન હોય, પરંતુ કામને તથા ક્રોધને વશ રહેનારા પુરુષને સ્ત્રીઓ આડે માર્ગે લઇ જઇ શકે છે.

**मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।**
**बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ २१५ ॥**

૨૧૫ પુરુષે માતા, બહેન અથવા તો દીકરીની સાથે એકાંતમાં બેસવું નહિ, કારણ કે ઇંદ્રિયોનો બળવાન્ સમુદાય વિદ્વાનને પણ મોહિત કરી નાંખે છે.

**कामं तु गुरुपत्नीनां युवतीनां युवा भुवि ।**
**विधिवद्वन्दनं कुर्यादसावहमिति ब्रुवन् ॥ २१६ ॥**

૨૧૬ માટે તરુણ વયના શિષ્યે તરુણ વયની ગુરુપત્નીઓને "હું ફલાણો પ્રણામ કરું છું" એમ કહીને વિધિપૂર્વક પૃથ્વીપર મસ્તક નમાવીને પ્રણામ કરવા.

विप्रोष्य पादग्रहणमन्वहं चाभिवादनम् ।
गुरुदारेषु कुर्वीत सतां धर्ममनुस्मरन् ॥ २१७ ॥

૨૧૭ બ્રહ્મચારીએ પરદેશમાંથી આવ્યા પછી સત્પુરુષોના ધર્મને યાદ કરીને ગુરુપત્નીના ચરણનો સ્પર્શ કરીને પ્રણામ કરવા અને દર રોજ પૃથ્વી પર પડીને પ્રણામ કરવા.

यथा खनन्खनित्रेण नरो वार्यधिगच्छति ।
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥ २१८ ॥

૨૧૮ પુરુષ જેમ કોદાળીથી પૃથ્વીને ખોદતાં ખોદતાં પાણીને મેળવે છે, એમ શિષ્ય પણ ગુરુની સેવા કરતાં કરતાં તેમની પાસે રહેલી વિદ્યાને મેળવે છે.

*मुण्डो वा जटिलो वा स्यादथवा स्याच्छिखाजटः ।
नैनं ग्रामेऽभिनिम्लोचेत्सूर्यो नाभ्युदियात्कचित् ॥ २१९ ॥

૨૧૯ બ્રહ્મચારીએ માથાપરના સર્વ વાળ ઉતરાવી નાંખવા, અથવા તો માથાપર જટા રાખવી અથવા તો ચોટલીરૂપી જટા રાખવી તથા ગામમાં અથવા તો નગરમાં કોઈ દહાડો સૂર્યોદય થતાં સૂધી સુઇ રહેવું નહિ. તેમ ગામમાં કે નગરમાં સૂર્યાસ્ત પણ થવા દેવો નહિ. (અર્થાત્ બ્રહ્મચારીએ પ્રભાતમાં તથા સાયંકાળે નગરની અથવા તો ગામની બહાર પવિત્ર જળાશયપર જઈને સંધ્યાવંદન કરવું.)

तं चेदभ्युदियात्सूर्यः शयानं कामचारतः ।
निम्लोचेद्वाप्यविज्ञानाज्जपन्नुपवसेद्दिनम् ॥ २२० ॥

---

* બ્રહ્મચારીએ આખા માથામાં મુંડન કરાવવું અથવાતો આખા માથામાં કેશ રખાવવા અથવા તો જટાના આકારની શિખા રખાવવી. એમ ત્રણ વાત આ શ્લોકમાં કહી છે. તેમાં મુંડન કરાવવું, એટલે શિખા રાખવી જ નહિ, આમ સમજવું નહિ. કારણ કે શિખા વગર સંધ્યાવંદન વગેરે વૈદિક કર્મો કરી શકાય નહિ. શાસ્ત્રમાં કહ્યું છે કે;—"विशिखो व्युपवीतश्च यत्करोति न तत्कृतम् જનોઇ તથા શિખા વગરનો એટલે ચોટલી વગરનો પુરુષ જે ધર્મકર્મ કરે છે તે નિષ્ફળ થાય છે." અહીં મુંડન કરાવવું એમ કહેવાનું તાત્પર્ય એવું છે કે, આખા માથામાં કેશ નહિ રાખતાં માત્ર શિખા જ રાખવી.

૨૨૦ બ્રહ્મચારી ઇચ્છાપૂર્વક સુઇ રહે અને સૂર્યનો ઉદય થઇ જાય અથવા તો તે નગરમાં હોય તેટલામાં તેના અજાણતાં સૂર્યનો અસ્ત થઇ જાય તો બ્રહ્મચારીએ એક દિવસ ઉપવાસ કરવો તથા ગાયત્રીનો જપ કરવો.

**सूर्येण ह्यभिनिर्मुक्तः शयानोऽभ्युदितश्च यः ।**
**प्रायश्चित्तमकुर्वाणो युक्तः स्यान्महतैनसा ॥ २२१ ॥**

૨૨૧ જે બ્રહ્મચારીને ગામમાં અથવા તો નગરમાં હરવા ફરવામાં સૂર્યાસ્ત થઈ જાય અથવા તો તે સૂતો હોય અને સૂર્યોદય થઈ જાય અને તે જો તેનું પ્રાયશ્ચિત્ત કરે નહિ તો તેને મહાપાપ લાગે છે.

**आचम्य प्रयतो नित्यमुभे संध्ये समाहितः ।**
**शुचौ देशे जपञ्जप्यमुपासीत यथाविधि ॥ २२२ ॥**

૨૨૨ બ્રહ્મચારીએ નિત્ય પ્રભાતમાં તથા સાયંકાળે મનને નિયમમાં રાખી, જિતેંદ્રિય થઈ, પવિત્ર જગ્યામાં બેસીને આચમન કરવું તથા શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે સંધ્યાવંદન કરીને ગાયત્રીનો જપ કરવો.

**यदि स्त्री यद्यवरजः श्रेयः किंचित्समाचरेत् ।**
**तत्सर्वमाचरेद्युक्तो यत्र वास्य रमेन्मनः ॥ २२३ ॥**

૨૨૩ આચાર્યની સ્ત્રી અથવા તો ગુરુના ઘરના ચાકર, નોકર, વગેરે જે કંઇ કલ્યાણકારક સદાચાર પાળતા હોય તે સર્વ પોતે પણ તત્પર થઇને પાળવા તથા જે (શાસ્ત્રાનુસાર) સદાચાર પાળવાને પોતાનું મન પ્રસન્ન હોય તેવા સદાચારો પણ પાળવા.

**धर्मार्थावुच्यते श्रेयः कामार्थौ धर्म एव च ।**
**अर्थ एवेह वा श्रेयस्त्रिवर्ग इति तु स्थितिः ॥ २२४ ॥**

૨૨૪ કેટલાએક કહે છે કે, ધર્મ તથા અર્થ કલ્યાણ કરનારા છે, કેટલાએક કહે છે કે, કામ તથા અર્થ કલ્યાણ કરનારા છે, કેટલાએક કહે છે કે, અર્થ કલ્યાણ કરનારો છે, ત્યારે કેટલાએક કહે છે કે ધર્મ જ કલ્યાણ કરનાર છે; પરંતુ ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પરસ્પર અનુકૂળતાથી સેવ્યા હોય તો તે કલ્યાણ કરે છે, આવો ધર્મશાસ્ત્રનો નિશ્ચય છે.

**आचार्यश्च पिता चैव माता भ्राता च पूर्वजः ।**
**नार्तेनाप्यवमन्तव्या ब्राह्मणेन विशेषतः ॥ २२५ ॥**

૨૨૫ આચાર્ય, પિતા, માતા અને જ્યેષ્ઠ ભ્રાતા આટલાનું તેમનાથી દુઃખી થયા છતાં પણ અપમાન કરવું નહિ. તેમાં પણ બ્રાહ્મણે તો વિશેષે કરીને તેઓનું અપમાન કરવું નહિ.

માતા, પિતા અને ગુરુની ભક્તિ.

**आचार्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापतेः ।**
**माता पृथिव्या मूर्तिस्तु भ्राता स्वो मूर्तिरात्मनः ॥ २२६ ॥**

૨૨૬ કારણ કે આચાર્ય બ્રહ્માની મૂર્તિ કહેવાય છે, પિતા પ્રજાપતિની મૂર્તિ કહેવાય છે, માતા પૃથ્વીની મૂર્તિ કહેવાય છે અને જ્યેષ્ઠ ભ્રાતા પોતાની પંડની મૂર્તિ કહેવાય છે. (અર્થાત્ આ સર્વનું અપમાન કરવાથી તે તે દેવતાઓનું અપમાન કર્યું ગણાય છે.)

**यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।**
**न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥ २२७ ॥**

૨૨૭ છોકરાંઓને જન્મ આપીને ઉછેરવામાં માતા પિતાને જે દુઃખ સહન કરવું પડે છે, તેનો બદલો છોકરાંઓ સેંકડો વર્ષો સૂધી સેવા કરવાથી પણ વાળી શકતાં નથી.

**तयोर्नित्यं प्रियं कुर्यादाचार्यस्य च सर्वदा ।**
**तेष्वेव त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥ २२८ ॥**

૨૨૮ માટે બ્રહ્મચારીએ માતા પિતાનું તથા આચાર્યનું નિત્ય મન ગમતું કરવું. તે ત્રણેયને સંતોષ આપવાથી સર્વ તપ સંપૂર્ણ થાય છે.

**तेषां त्रयाणां शुश्रूषा परमं तप उच्यते ।**
**न तैरभ्यननुज्ञातो धर्ममन्यं समाचरेत् ॥ २२९ ॥**

૨૨૯ કારણ કે તે ત્રણેયની સેવા કરવી, એ પરમ તપ કહેવાય છે. બ્રહ્મચારીએ ( વિદ્યાર્થીએ ) તેઓની આજ્ઞા વિના બીજો ધર્મ (એટલે તીર્થ-યાત્રા, ઉપવાસ વગેરે) કરવો નહિ.

**त एव हि त्रयो लोकास्त एव त्रय आश्रमाः ।**
**त एव हि त्रयो वेदास्त एवोक्तास्त्रयोऽग्नयः ॥ २३० ॥**

૨૩૦ કારણ કે તે જ ત્રણ લોક (પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ) કહેવાય છે, તે જ ત્રણ આશ્રમો (બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય અને સંન્યાસ) કહેવાય છે. તે જ ત્રણ વેદો ( ઋગ, યજુષ્ અને સામ) કહેવાય છે અને તે જ ત્રણ અગ્નિ કહેવાય છે.

पिता वै गार्हपत्योऽग्निर्माताग्निर्दक्षिणः स्मृतः ।
गुरुराहवनीयस्तु साग्नित्रेता गरीयसी ॥ २३१ ॥

૨૩૧ પિતા એ ગાર્હપત્ય અગ્નિ કહેવાય છે, માતા એ દક્ષિણાગ્નિ કહેવાય છે અને ગુરુ આહવનીય અગ્નિ કહેવાય છે. આમ તે ત્રણે અગ્નિની મોટી મૂર્તિ કહેવાય છે.

त्रिष्वप्रमाद्यन्नेतेषु त्रींल्लोकान्विजयेद्गृही ।
दीप्यमानः स्ववपुषा देववद्दिवि मोदते ॥ २३२ ॥

૨૩૨ જે ગૃહસ્થાશ્રમી પુરુષ એ ત્રણેની સેવામાં તત્પર રહે છે, તે ત્રણેય લોકોનો વિજય કરે છે અને સ્વર્ગમાં સૂર્યની પેઠે પોતાનાં તેજસ્વી શરીરવડે પ્રકાશતો થકો આનંદમાં રહે છે.

इमं लोकं मातृभक्त्या पितृभक्त्या तु मध्यमम् ।
गुरुशुश्रूषया त्वेवं ब्रह्मलोकं समश्नुते ॥ २३३ ॥

૨૩૩ પુરુષ માતાની ભક્તિ કરવાથી આ લોકને, પિતાની ભક્તિ કરવાથી મધ્યમ લોકને અને ગુરુની ભકિત કરવાથી બ્રહ્મલોકને પામે છે.

सर्वे तस्यादृता धर्मा यस्यैते त्रय आदृताः ।
अनादृतास्तु यस्यैते सर्वास्तस्याफलाः क्रियाः ॥ २३४ ॥

૨૩૪ જે એ ત્રણેનો આદર સત્કાર કરે છે, તેણે સર્વનો આદર સત્કાર કર્યો એમ સમજવું અને જે એ ત્રણેનો અનાદર કરે છે તેની સર્વે ધર્મક્રિયાઓ નિષ્ફળ થાય છે.

यावत्त्रयस्ते जीवेयुस्तावन्नान्यं समाचरेत् ।
तेष्वेव नित्यं शुश्रूषां कुर्यात्प्रियहिते रतः ॥ २३५ ॥

૨૩૫ જ્યાં સૂધી એ ત્રણે જીવતાં હોય ત્યાં સૂધી તેઓની આજ્ઞા વિના પુત્રે કે શિષ્યે બીજા ધર્મો પાળવા નહિ, પરંતુ નિત્ય તેઓની જ સેવા કરવી અને તેઓનું હિત તથા પ્રિય કરવામાં પરાયણ રહેવું.

*तेषामनुपरोधेन पारत्र्यं यद्यदाचरेत् ।
तत्तन्निवेदयेत्तेभ्यो मनोवचनकर्मभिः ॥ २३६ ॥

* આ પ્રકરણમાં માતા, પિતા અને ગુરુની સેવા કરવાવિષે ઉપદેશ છે. પુત્રે અથવા તો શિષ્યે માતા, પિતા અને ગુરુ એ ત્રણેનું હિત તથા તેમના મનગમતું કરવું,

૨૩૬ મન, વાણી તથા કાયાથી જે જે પરલોક સંબંધી કર્મ કરવાં, તે તે સર્વ તેમને કચવાવ્યા વિના કરવાં અને તે તે તેમને નિવેદન કરવાં.

त्रिष्वेतेष्वितिकृत्यं हि पुरुषस्य समाप्यते ।
एष धर्मः परः साक्षादुपधर्मोऽन्यउच्यते ॥ २३७ ॥

૨૩૭ એ ત્રણેયની સેવા કરવાથી પુરુષનું સર્વ કર્તવ્ય પૂર્ણ થાય છે. એ સાક્ષાત્ પરમ ધર્મ કહેવાય છે અને બીજો ઉપધર્મ કહેવાય છે.

*श्रद्दधानः शुभां विद्यामाददीतावरादपि ।
अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥ २३८ ॥

હિતકર ઉપદેશ.

૨૩૮ શ્રદ્ધાવાળા વિદ્યાર્થીએ વેદ શિવાય બીજી ઉત્તમ વિદ્યા (જેવી કે અર્થશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર વગેરે વિદ્યા) શૂદ્ર જાતિની પાસેથી પણ શિખવી, ઉત્તમ ધર્મ (લૌકિક મર્યાદારૂપ) ચંડાળની પાસેથી પણ ગ્રહણ કરવો તથા સ્ત્રીરૂપી રત્ન હીનકુળમાંથી પણ ગ્રહણ કરવું.

विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितम् ।
अमित्रादपि सद्वृत्तममेध्यादपि काञ्चनम् ॥ २३९ ॥

---

તેમની સેવામાં અડચણ પડે તેવાં કાર્ય કરવાં નહિ, તેમ તેમની સેવામાં અવિરોધી એવાં કાર્યો પણ તેમની આજ્ઞા વિના કરવાં નહિ. તથા જે જે ધર્મ કાર્ય કરવાં, તેનું ફળ માતા, પિતા અને ગુરુને અર્પણ કરવું. પરંતુ આપરથી એમ સમજવાનું નથી કે, બીજાં નિત્ય નૈમિત્તક કર્મો નહિ કરતાં માતાપિતાની સેવા જ કરીને બેસી રહેવું. માતા, પિતા અને ગુરુની સેવા ઉપરાંત પારલૌકિક શ્રેયને માટે સંધ્યાવંદનાદિ નિત્ય તથા નૈમિત્તિક કર્મો પણ કરવાં.

* આ શ્લોકમાં કહ્યું છે કે "अंत्यादपि परं धर्मम् ચંડાલની પાસેથી પણ પરમ ધર્મ શિખવો." આ અને બીજાં કેટલાંએક શાસ્ત્ર વચનોનો આધાર લઈને કેટલાક કહે છે કે, ધર્મોપદેશ કરવાનું કામ બ્રાહ્મણોનું જ નથી; પરંતુ હરકોઈને ધર્મોપદેશ કરવાનો અધિકાર છે. પરંતુ તેમણે સમજવું જોઈએ કે, વેદ તથા શાસ્ત્રો ભણ્યા વિના ધર્મ જેવી ગહન બાબત સમજી શકાતી નથી તથા વેદ અને શાસ્ત્રો ભણવામાં દ્વિજત્વાદિ જાતિની જરૂર છે. માટે અહીં 'પરમ ધર્મ' શબ્દવડે ઉત્તમ એવો લોકાચાર સમજવો. ઉતરતી જાતિનો પુરુષ પણ જો આપણા હિતમાટે આપણને સદાચારનો ઉપદેશ કરે તો તે ખુશીથી સ્વીકારવો. હિતની વાત ગમે તેની પાસેથી સ્વીકારવા માટે ધર્મશાસ્ત્રમાં આજ્ઞા કરેલી છે.

૨૩૯ ઝેરમાં પણ જો અમૃત ભળેલું હોય તો ઝેરને દૂર કરીને અમૃતને ગ્રહણ કરવું, બાળકની પાસેથી પણ સુભાષિત ગ્રહણ કરવું, શત્રુની પાસેથી પણ સદાચાર શીખવો અને અપવિત્ર સ્થાનમાંથી પણ સુવર્ણ ગ્રહણ કરવું.

स्त्रियो रत्नान्यथो विद्या धर्मः शौचं सुभाषितम् ।
विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥ २४० ॥

૨૪૦ સ્ત્રીઓ, રત્નો, વિદ્યા, ધર્મ, શૌચ (પવિત્રતા), સુભાષિત તથા અનેક જાતનાં શિલ્પ શાસ્ત્રો, આટલાં સર્વની પાસેથી ગ્રહણ કરવાં.

अब्राह्मणादध्ययनमापत्काले विधीयते ।
अनुव्रज्या च शुश्रूषा यावदध्ययनं गुरोः ॥ २४१ ॥

૨૪૧ આપત્તિના સમયમાં બ્રાહ્મણ નહિ તેવા અર્થાત્ ક્ષત્રિય, વૈશ્યાદિકની પાસેથી પણ અધ્યયન કરવું, પરંતુ તે ગુરુ જ્યાં જાય ત્યાં તેની પાછળ જવું તથા તેની સેવા વગેરે જ્યાં સૂધી અભ્યાસ ચાલતો હોય ત્યાં સૂધી જ કરવાં. (અર્થાત્ બ્રાહ્મણ જાતિના ગુરુના જેવી તેમની સેવા કરવી નહિ.)

नाब्राह्मणे गुरौ शिष्यो वासमात्यन्तिकं वसेत् ।
ब्राह्मणे चाननूचाने कांक्षन्गतिमनुत्तमाम् ॥ २४२ ॥

૨૪૨ મોક્ષની ઇચ્છાવાળા નૈષ્ઠિક બ્રહ્મચારીએ બ્રાહ્મણ શિવાય બીજી જાતના ગુરુને ત્યાં જીવિતપર્યંત વાસ કરવો નહિ. તેમ જે બ્રાહ્મણ સાંગવેદ ભણેલો ન હોય તેવા બ્રાહ્મણ ગુરુને ઘેર પણ જીવતાં સૂધી વાસ કરવો નહિ.

यदि त्वात्यन्तिकं वासं रोचयेत गुरोः कुले ।
युक्तः परिचरेदेनमाशरीरविमोक्षणात् ॥ २४३ ॥

૨૪૩ જો નૈષ્ઠિક બ્રહ્મચારીને ગુરુના ઘરમાં જીવિત પર્યંત વાસ કરવાની ઇચ્છા થાય તો તેણે ગુરુને ઘેર વાસ કરવો અને સાવધાન થઇને શરીર પડે ત્યાં સૂધી ગુરુની સેવા કર્યા કરવી.

आसमाप्तेः शरीरस्य यस्तु शुश्रूषते गुरुम् ।
स गच्छत्यञ्जसा विप्रो ब्रह्मणः सद्म शाश्वतम् ॥ २४४ ॥

૨૪૪ જે નૈષ્ઠિક બ્રહ્મચારી દેહ પડતાં સૂધી ગુરુની સેવા કરે છે તે કલેશ વગર (મનુષ્યાદિ જાતિની યોનિમાં અવતર્યા વિના જ) પરમાત્માના સનાતન એવા ધામમાં જાય છે.

न पूर्वं गुरवे किञ्चिदुपकुर्वीत धर्मवित् ।
स्नास्यंस्तु गुरुणाज्ञप्तः शक्त्या गुर्वर्थमाहरेत् ॥ २४५ ॥

૨૪૫ ધર્મવેત્તા બ્રહ્મચારીએ અધ્યયન કર્યા પહેલાં ગુરુનો કોઇ પણ જાતનો ઉપકાર કરવો નહિ. પરંતુ સમાવર્તન સંસ્કાર કર્યા પછી ગુરુની આજ્ઞાથી પોતાની શક્તિ પ્રમાણે ગુરુને દક્ષિણા આપવી.

क्षेत्रं हिरण्यं गामश्वं छत्रोपानहमासनम् ।
धान्यं शाकं च वासांसि गुरवे प्रीतिमावहेत् ॥ २४६ ॥

૨૪૬ ક્ષેત્ર, સુવર્ણ, ગાય, ઘોડા, છત્ર, પગરખાં, આસન, અનાજ, શાક અને વસ્ત્રો વગેરે ગુરુને અર્પણ કરીને તેમની પ્રીતિ સંપાદન કરવી.

आचार्ये तु खलु प्रेते गुरुपुत्रे गुणान्विते ।
गुरुदारे सपिण्डे वा गुरुवद्वृत्तिमाचरेत् ॥ २४७ ॥

૨૪૭ આચાર્ય મરી ગયા પછી ગુરુના જેવા જ વિદ્યાદિક ગુણવાળા ગુરુપુત્રને, ગુરુની સ્ત્રીને અથવા તો ગુરુના સપિંડી પુરુષોને એટલે તેમના ભાઇઓ વગેરે કુટુંબી પુરુષોને ગુરુના જેટલું જ માન આપીને તેમની સાથે ગુરુની પેઠે વર્તવું.

एतेष्वविद्यमानेषु स्थानासनविहारवान् ।
प्रयुञ्जानोऽग्निशुश्रूषां साधयेद्देहमात्मनः ॥ २४८ ॥

૨૪૮ એમાંનું કોઇ પણ ન હોય તો ગુરુના સ્થાનમાં રહીને તેના અગ્નિની સેવા કરવી અથવા સ્વસ્તિકાદિ આસન વાળીને યોગવિદ્યાથી પરમાત્માનું ધ્યાન કરવું અથવા તો ભિક્ષાચરણ કરીને ભ્રમણ કરવું. આવાં કર્મો કરીને પોતાના જીવને પરબ્રહ્મને પ્રાપ્ત કરવા યોગ્ય કરવો.

एवं चरति यो विप्रो ब्रह्मचर्यमविप्लुतः ।
स गच्छत्युत्तमस्थानं न चेहाजायते पुनः ॥ २४९ ॥

॥ इतिश्री मानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां द्वितीयोऽध्यायः ॥

૨૪૯ જે બ્રાહ્મણ ઉપર કહ્યા પ્રમાણે અખંડ બ્રહ્મચર્ય વ્રત પાળે છે તે ઉત્તમ સ્થાનમાં (પરલોકમાં) જાય છે અને તે ફરીને આ મર્ત્યલોકમાં જન્મતો નથી.

ઇતિ શ્રી ગુજરાતીભાષાન્તરસહિત મનુસ્મૃતિમાં બ્રહ્મચારીના ધર્મ એ નામનો અધ્યાય ૨ જો સમાપ્ત.



## અધ્યાય ૩ જો.



***षट्त्रिंशदाब्दिकं चर्यं गुरौ त्रैवेदिकं व्रतम् ।**
**तदर्धिकं पादिकं वा ग्रहणान्तिकमेव वा ॥ १ ॥**

૧ બ્રહ્મચારીએ (વિદ્યાર્થીએ) ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રણ વેદ ભણવા માટે છત્રીસ વર્ષ સૂધી, અઢાર વર્ષ સૂધી, નવ વર્ષ સૂધી અથવા તો વેદાધ્યયન પુરું થાય ત્યાં સૂધી ગુરુને ઘેર રહીને વેદવ્રત પાળવું.

**वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ।**
**अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममावसेत् ॥ २ ॥**

ગૃહસ્થાશ્રમ માંડવાનો સમય.

૨ બ્રહ્મચારીએ પોતાના બ્રહ્મચર્ય વ્રતને અખંડ રીતે પાળીને અનુક્રમે ત્રણ વેદોનું, બે વેદોનું અથવા તો એક વેદનું અધ્યયન કર્યા પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો.

**तं प्रतीतं स्वधर्मेण ब्रह्मदायहरं पितुः ।**
**स्रग्विणं तल्प आसीनमर्हयेत्प्रथमं गवा ॥ ३ ॥**

૩ બ્રહ્મચારીના ધર્મો પાળીને પ્રસિદ્ધ થયેલા તથા પિતાની પાસેથી વેદાધ્યયન કરનારા અને પિતાની પાસેથી દાય ભાગ ગ્રહણ કરનારા બ્રહ્મચારીને પ્રથમ તેના પિતાએ અથવા તો આચાર્યે બાજોઠ ઉપર બેસારી પુષ્પની માળા પહેરાવીને મધુપર્કના વિધિથી તેનું પૂજન કરવું.

**†गुरुणानुमतः स्नात्वा समावृत्तो यथाविधि ।**
**उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणान्विताम् ॥ ४ ॥**

---

* નૈષ્ઠિક અને ઉપકુર્વાણ એમ બે જાતના બ્રહ્મચારી હોય છે, તેમાં નૈષ્ઠિક બ્રહ્મચારીએ શરીર પડતાં સૂધી ગુરના ઘરમાં રહીને બ્રહ્મચર્ય પાળવું એ વાત બીજા અધ્યાયમાં કહી. હવે આ ત્રીજા અધ્યાયમાં ઉપકુર્વાણ કહેતાં ગૃહસ્થાશ્રમ માંડનારા બ્રહ્મચારીએ ક્યાં સૂધી બ્રહ્મચર્ય પાળવું તે વાત આ શ્લોકમાં કહે છે, તથા ગૃહસ્થાશ્રમીને ઉપયોગી એવા બીજા ધર્મો પણ આ અધ્યાયમાં કહેશે.

† આ શ્લોકમાં સ્નાન કરવાનું કહ્યું છે. તે સ્નાન પ્રાચીનકાળમાં વિદ્યાધ્યયન થઇ રહ્યા પછી ગુરુને ઘેર અથવા તો પોતાના પિતાને ઘેર થતું હતું. હમણાં જનોઈ દીધા પછી તે જ દિવસે બડવાને દોડાવવાની અગાઉ જે નવરાવીને વસ્ત્રાભૂષણ પહેરાવવામાં આવે છે તે એ સ્નાનવિધિ સમજવો. અથવા તો પરણવા અગાઉ વર સ્નાન

૪ વેદાધ્યયન માટે આરંભેલું વ્રત સમાપ્ત કર્યા પછી દ્વિજ વર્ણના શિષ્યે ગુરુની અનુમતિ લઈ, પોતાને ઘેર આવી, પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિ પ્રમાણે સ્નાન અને સમાવર્તન કરીને પોતાની જાતિની શુભ લક્ષણવાળી કન્યાને પરણવી.

*असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः ।
सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥ ५ ॥

પરણવાયોગ્ય કન્યા.

૫ જે કન્યા માતાની સપિંડ ન હોય અને પિતાની સગોત્રી ન હોય તેવી કન્યા, દ્વિજ વર્ણોને વિવાહ કરવામાં, દંપતીથી થઇ શકે તેવાં અગ્નિહોત્ર આદિ ધર્મ કર્મમાં તથા પ્રજોત્પત્તિ કરવામાં શ્રેષ્ઠ ગણાય છે.

---

કરીને વસ્ત્રો વગેરે પહેરે છે તે સ્નાન પણ આ જ સ્નાન સમજવું. મૂળમાં શુભ લક્ષણોવાળી કન્યા કહેલી છે, તે લક્ષણો હવે પછી કહેવામાં આવશે. પરંતુ તે ઉપરાંત જ્યોતિઃશાસ્ત્રમાં કહેલાં અવૈધવ્ય, સંતાન, ધન વગેરે શુભ ફળનાં સૂચક, વર્ણ, રેખાઓ વગેરે લક્ષણો પણ અહીં જાણવાં. કેટલાંએક કાર્મોમાં પ્રત્યક્ષ ફળ રહેલું છે, કેટલાંએક કર્મોમાં અદૃષ્ટ ફળ રહેલું છે અને કેટલાંએક કર્મોમાં પ્રત્યક્ષ તથા અદૃષ્ટ બન્ને ફળ રહેલાં છે. અહીં વિવાહ કર્મમાં પણ પ્રત્યક્ષ અને અદૃષ્ટ બન્ને ફળ રહેલાં છે. વિવાહ કરવાથી ભોગસિદ્ધિ થાય છે અને પરદારા, કન્યાગમનાદિ દોષોમાંથી બચી શકાય છે એ પ્રત્યક્ષ ફળ છે તથા સ્ત્રી સાથે રહીને અગ્નિહોત્રાદિક ધર્મ કર્મો અને દાન ધર્મો કરવામાં આવે છે તે અદૃષ્ટ ફળ પણ છે, આમ બન્ને ફળો વિવાહમાં સમાયલાં છે.

* અહીં માતાનું જે સાપિંડય લખ્યું છે, તે કેટલાએક ત્રણ પેઢી સૂધી માને છે ત્યારે ગૌતમ પાંચ પેઢી સૂધી માને છે; અર્થાત્ ગૌતમસ્મૃતિ પ્રમાણે માતાના કુળની પાંચ પેઢીમાંથી કન્યા લાવવી નહિ તથા દેવી નહિ અને પિતૃકુળમાંથી સાત પેઢી સૂધી કન્યા લાવવી નહિ તથા દેવી નહિ.

સગોત્રમાં પણ વિવાહ કરવાનો ધર્મશાસ્ત્રમાં નિષેધ કર્યો છે. આટલું જ નહિ પરંતુ યાજ્ઞવલ્કય તો 'असमानार्षगोत्रजां' આમ કહીને જેનું સમાન પ્રવર હોય તેની સાથે પણ વિવાહ કરવાનો નિષેધ કરે છે. ક્ષત્રિયોમાં તથા વૈશ્યોમાં પુરાણકાળથી જ ગોત્રોનો અને પ્રવરોનો નિયમ નથી. માટે કલ્પસૂત્રકાર કહે છે કે 'पौरोहित्याद्राजन्यवैश्ययोः ક્ષત્રિયોનું અને વૈશ્યોનું ગોત્ર પુરોહિતના ગોત્ર પ્રમાણે સમજવું.' પિતાથી સાત અને માતાથી પાંચ પેઢી સૂધીમાં વિવાહ નહિ કરવાનો નિષેધ તો સૌને સમાન જ છે. અમે એક અવટંકવાળા અથવા તો એક નુખવાળા છીએ, એવું જ્ઞાન જે પુરુષોની સાથે હોય તેવા પુરુષોની સાથે પણ કન્યા લેવાદેવાનો વ્યવહાર કરવો નહિ.

महान्त्यपि समृद्धानि गोजाविधनधान्यतः ।
स्त्रीसंबंधे दशैतानि कुलानि परिवर्जयेत् ॥ ६ ॥

૬ નીચેનાં દશ કુળો:–ગાય, બકરાં, મેઢાં, ધન અને ધાન્યવડે મોટાં સમૃદ્ધિવાળાં હોય તો પણ એ નીચે દર્શાવેલાં દશ કુળોની સાથે વિવાહનો સંબંધ કરવો નહિ.

हीनक्रियं निष्पुरुषं निश्छन्दो रोमशार्शसम् ।
क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठिकुलानि च ॥ ७ ॥

કેવી કન્યા સાથે પરણવું નહિ.

૭ તે દશ કુળ આ પ્રમાણે જાણવાં:–જેમાં જાતકર્માદિ સંસ્કારો કરવામાં આવતા ન હોય, જેમાં પુરુષની પ્રજા થતી ન હોય, જેમાં કોઈ વેદાધ્યયન કરતા ન હોય, જેમાં સ્ત્રી તથા પુરુષનાં શરીર ઉપર લાંબા વાળ થતા હોય તથા જે કુળનાં મનુષ્યોને હરસનો, ક્ષયનો, મંદાગ્નિનો, ફેફરાનો, સફેદ કોઢનો તથા બીજી જાતના કોઢનો રોગ થતો હોય તેવા કુળમાં કન્યા આપવી નહિ તેમ તેવાં કુળની કન્યાને પરણવી નહિ.

नोद्वहेत्कपिलां कन्यां नाधिकाङ्गीं न रोगिणीम् ।
नालोमिकां नातिलोमां न वाचाटां न पिङ्गलाम् ॥ ८ ॥

૮ કપિલવર્ણી (જેના માથાપર રાતા વાળ હોય તેવી), અધિક અવયવવાળી, (છ આંગળાંવાળી વગેરે) રોગી, કેશ વિનાની અથવા તો વધારે કેશવાળી, વાચાળ અને પીળી આંખવાળી કન્યાને પણ પરણવી નહિ.

नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।
न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥ ९ ॥

૯ જેનું નક્ષત્રને નામે નામ હોય, એટલે રેવતી, ભરણી એવું નામ હોય, જેનું વૃક્ષ, નદી, મલેચ્છ, પર્વત, પક્ષી, સર્પ અને દાસને નામે નામ હોય તથા જેનું ભયંકર નામ હોય એવી કન્યાને પરણવી નહિ.*

* આ શ્લોકના પૂર્વાર્દ્ધમાં કહ્યું છે કે, જે કન્યાના માતા તથા પિતાને ન જાણતા હોઈએ તેવી કન્યાને પરણવી નહિ. આમ કહેવાનું તાત્પર્ય એ છે કે, કેટલાએક કન્યાવિક્રય કરનારાઓ પૈસાની લાલચે હરકોઈ જાતની કન્યાને પોતાની પુત્રી બનાવીને કપટથી બીજાને પરણાવી દે છે અને પાછળથી તે વાત જો ઉઘાડી પડે છે તો પરણનારાની મોટી ફજેતી થાય છે. આવાં કારણોથી પાછળથી જ્ઞાતિનાં

( नातिस्थूलां नातिकृशां न दीर्घां नातिवामनाम् ।
वयोधिकां नांगहीनां न सेवेत्कलहप्रियाम् ॥

અતિસ્થૂળ, અતિદુર્બળ, લાંબી, બહુ ઠીંગણી, પોતાના કરતાં મોટી ઉમરની, હીન અંગવાળી તથા કલહપ્રિય કન્યાને પરણવી નહિ. )

अव्यङ्गाङ्गीं सौम्यनाम्नीं हंसवारणगामिनीम् ।
तनुलोमकेशदशनां मृद्वङ्गीमुद्वहेत्स्त्रियम् ॥ १० ॥

૧૦ પરંતુ જે કન્યા ખોડખાપણ વિનાનાં અંગવાળી હોય, જેનું નામ સુંદર હોય, જેની હંસ તથા હાથીના જેવી ચાલ હોય, જેના વાળ, રુવાડાં તથા દાંત સૂક્ષ્મ હોય અને જેનું અંગ કોમળ હોય એવી કન્યાને પરણવી.

यस्यास्तु न भवेद्भ्राता न विज्ञायेत वा पिता ।
नोपयच्छेत तां प्राज्ञः पुत्रिकाधर्मशङ्कया ॥ ११ ॥

૧૧ જે કન્યાને ભાઈ હોય નહિ અથવા તો જે કન્યાના પિતાને જાણતા ન હોઇએ, એવી કન્યા સાથે પુત્રિકાકરણની શંકાથી એટલે કન્યાનો પિતા તે કન્યાના પુત્રને ખોળે લેશે એવી શંકાથી બુદ્ધિમાન પુરુષે તે કન્યાને પરણવી નહિ.

सवर्णाग्रे द्विजातीनां प्रशस्ता दारकर्मणि ।
कामतस्तु प्रवृत्तानामिमाः स्युः क्रमशोऽवराः ॥ १२ ॥

૧૨ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને અગ્નિહોત્રાદિક ધર્મ કર્મ કરવા માટે તથા પ્રજા ઉત્પન્ન કરવા માટે પોતાની જાતની સ્ત્રી ઉત્તમ ગણાય છે. પરંતુ જેઓ કામનાને લીધે વિવાહ કરવાને પ્રવૃત્ત થાય છે તેઓને માટે ક્રમવાર બીજી જાતિની સ્ત્રીઓ સાથે કરેલો વિવાહ હીન ગણાય છે.

---

બંધારણો કરવામાં આવ્યાં છે. તેનો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે, કન્યા પોતાની જાતિની જ હોવી જોઇએ. હાલમાં કેટલાએક ભાઈ વગરની કન્યાને પરણવામાં પોતાને લાભ થયો સમજે છે. પરંતુ પોતાની પ્રજા પોતાને પિંડદાન કરે આવો વિવાહનો ઉદ્દેશ ભ્રાતા વિનાની કન્યાને પરણવાથી વહેંચાઈ જાય છે. કેમકે પોતાનાં પિતૃઓને પિંડદાન દેવા ઉપરાંત માતૃકુળમાં પિંડો આપવા, એમ વિભક્ત થવાથી પોતાનાં કુળને હાનિ પહોંચે છે. ભાઈ વિનાની કન્યા તેના પિતાની ( આ કન્યામાં જે પુત્ર ઉત્પન્ન થાય તે મને પિંડ આપે એવી ) ઇચ્છા માત્રથી જ પુત્રિકા થાય છે. એમ ગૌતમ કહે છે. માટે ભાઈ વિનાની કન્યાને, બુદ્ધિપૂર્વક પરણવી નહિ. પણ જો વિવાહ થયા પછી તે સ્ત્રી ભાઈ વિનાની થાય તો તેમાં પરણનારનો અપરાધ નથી.

**शूद्रैव भार्या शूद्रस्य सा च स्वा च विशः स्मृते ।**
**ते च स्वा चैव राज्ञश्च ताश्च स्वा चाग्रजन्मनः ॥ १३ ॥**

૧૩ શૂદ્ર જાતિનો પુરુષ શૂદ્ર જાતિની કન્યા સાથે વિવાહ કરી શકે છે, વૈશ્ય જાતિનો પુરુષ વૈશ્ય જાતિની તથા શૂદ્ર જાતિની કન્યા સાથે વિવાહ કરી શકે છે, ક્ષત્રિય જાતિનો પુરુષ ક્ષત્રિય જાતિની કન્યા ઉપરાંત વૈશ્ય અને શૂદ્ર જાતિની કન્યા સાથે વિવાહ કરી શકે છે અને બ્રાહ્મણ જાતિનો પુરુષ બ્રાહ્મણ જાતિની કન્યા ઉપરાંત ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતિની કન્યા સાથે વિવાહ કરી શકે છે.

કામનાથી કરવામાં આવતા વિવાહ.

***न ब्राह्मणक्षत्रिययोरापद्यपि हि तिष्ठतोः ।**
**कस्मिंश्चिदपि वृत्तान्ते शूद्रा भार्योपदिश्यते ॥ १४ ॥**

---

* તેરમા શ્લોકમાં શૂદ્રની કન્યા સાથે દ્વિજોનો વિવાહ કહ્યો છે અને તેનો આ શ્લોકમાં પાછો નિષેધ કરે છે. આ ઉપરથી કેટલાએક કહે છે કે, જેમ ઉદિત હોમ અને અનુદિત હોમને માટે બે શ્રુતિઓ છે, તે બંને જેમ વિકલ્પ સૂચવે છે. પરંતુ એક બીજાનો નિષેધ કરતી નથી. તેમ અહીં પણ આ બંને સ્મૃતિઓને વિકલ્પ માનવી જોઈએ. પરંતુ અહીં વિકલ્પ માની શકાય તેમ નથી. કારણ કે ઉદિત અને અનુદિત હોમ તો શાસ્ત્રથીજ પ્રાપ્ત છે અને તેમાં ધર્મ રહેલો છે. ત્યારે અહીં શૂદ્ર કન્યાનો વિવાહ રાગથી પ્રાપ્ત થાય છે. કારણ કે પુરુષ પોતાની જાતની કન્યાને છોડીને, શૂદ્રની કન્યાને પરણવા નિકળે ત્યારે તેમાં કેવળ તેનું સૌંદર્ય જ કારણ હોય છે, માટે તેનો નિષેધ જ યોગ્ય છે, યાજ્ઞવલ્કયે પણ તેજ કારણથી કહ્યું છે કે, "यदुच्यते द्विजातीनां शूद्राद्दारोपसंग्रहः। नैतन्मम मतम् બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને શૂદ્ર જાતિની કન્યા સાથે વિવાહ કરવાનું જે કહેવામાં આવે છે, એમાં મારો મત નથી." માટે આ સ્મૃતિની સાથે એકવાક્યતા કરતાં તો શૂદ્રકન્યાની સાથે વિવાહનો નિષેધજ યોગ્ય છે. અહીં કોઈક શંકા કરશે કે, મનુને જો દ્વિજવર્ણનો શૂદ્રકન્યાની સાથે વિવાહ ઇષ્ટ ન હોત તો પછી મનુ શા માટે લખત? આના ઉત્તરમાં તમે કહેશો કે આ શ્લોકમાંજ ક્ષત્રિયને અને બ્રાહ્મણને શૂદ્રકન્યાના વિવાહમાટે નિષેધ કર્યો છે; પરંતુ તે વિધિ વૈશ્યને માટે છે. તેના સંબંધમાં પણ તમે કહેશો કે, ૧૫ મા શ્લોકમાં તેનો પણ નિષેધ કર્યો છે, તેથી આ વિધિ નિષ્ફળ થશે, પરંતુ તેમ સમજવાનું નથી. કારણ કે ૧૨ મા શ્લોકમાંના सवर्णा પદ ઉપરથી અસવર્ણ વિવાહ નિંદ્ય છે અને તેનો પુનઃ તેરમા શ્લોકમાં વિધિ બતાવ્યો છે, તેથી શૂદ્રની કન્યા સાથે વિવાહનો વિધિ ચરિતાર્થજ છે.

પરંતુ તેમનું આવું કહેવું ઠીક નથી. કારણ કે सवर्णाग्रे એ શ્લોકમાં સજાતીયનો વિવાહ પ્રથમ કહ્યો છે તેથી વિજાતીયની નિવૃત્તિ સ્વતઃ સિદ્ધજ છે. છતાં ૧૪ અને

૧૪ બ્રાહ્મણ અને ક્ષત્રિય આપત્તિમાં આવી પડ્યા હોય તોપણ તેઓએ શૂદ્ર જાતિની કન્યા સાથે વિવાહ કર્યો હોય એવી વાત કોઈપણ ઇતિહાસમાં કહેલી નથી.

**हीनजातिस्त्रियं मोहादुद्वहन्तो द्विजातयः ।**
**कुलान्येव नयन्त्याशु ससंतानानि शूद्रताम् ॥ १५ ॥**

૧૫ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના પુરુષો જો ધન અથવા તો કામથી મોહ પામીને શૂદ્ર જાતિની કન્યાને પરણે છે તો તેઓ પોતાનાં કુળોને સંતાનોની સાથે તુરત શૂદ્રપણાને પમાડે છે.

**शूद्रावेदी पतत्यत्रेरुतथ्यतनयस्य च ।**
**शौनकस्य सुतोत्पत्त्या तदपत्यतया भृगोः ॥ १६ ॥**

૧૬ બ્રાહ્મણ જો શૂદ્ર જાતિની કન્યાને પરણે છે તો પતિત થાય છે એમ અત્રિનું તથા ઉતથ્યના પુત્ર ગૌતમનું મત છે. ક્ષત્રિય જો શૂદ્રની કન્યાને વિષે સંતાન ઉત્પન્ન કરે છે તો તે પતિત થાય છે એવું શૌનક ઋષિનું મત છે અને વૈશ્ય જાતિનો પુરુષ શૂદ્ર જાતિની સ્ત્રીને પરણ્યો હોય તો તેના પુત્રને ઘેર પુત્રનો જન્મ થાય ત્યારે તે પતિત થાય છે એવું ભૃગુ ઋષિનું મત છે.

**शूद्रां शयनमारोप्य ब्राह्मणो यात्यधोगतिम् ।**
**जनयित्वा सुतं तस्यां ब्राह्मण्यादेव हीयते ॥ १७ ॥**

૧૭ બ્રાહ્મણ શૂદ્ર જાતિની સ્ત્રીની સાથે શય્યામાં શયન કરવાથી પતિત થાય છે અને તેને વિષે પુત્રને ઉત્પન્ન કરે છે તો બ્રાહ્મણપણામાંથી જ ભ્રષ્ટ થાય છે.

---

૧૫ મા શ્લોકમાં શૂદ્રની કન્યા માટે પુનઃનિષેધ કર્યો છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે, વિજાતીય કન્યાનો નિષેધ અનિત્ય છે. એટલે જો પોતાની સજાતીય કન્યા મળે નહિ તો વિજાતીયની કન્યા પરણવી, પરંતુ શૂદ્રની કન્યાને તો પરણવી જ નહિ.

પ્રાચીનકાળમાં જ્યારે ક્ષત્રિયોને તથા વૈશ્યોને ઉપનયન સંસ્કાર હતા ત્યારે તેઓ પોતપોતાની પછીની જાતિમાં વિવાહ કરતા હતા, તે સમયની વાત અહીં વર્ણવી છે. પરંતુ અત્યારે તો ક્ષત્રિયો અને વૈશ્યોને ઉપનયન વગેરે સંસ્કારો થતા નથી માટે બીજા અધ્યાયમાં नैतैरपूतैः એ શ્લોકમાં કહ્યા પ્રમાણે સંસ્કારહીન વર્ણોની સાથે બ્રાહ્મણને કન્યા લેવાદેવાનો નિષેધ કરવામાં આવ્યો છે. આ પ્રચાર એટલેથી જ અટક્યો નથી. પરંતુ અત્યારે તો બ્રાહ્મણો પોતાની છૂટી પડેલી પાંક્ત બ્રાહ્મણ જ્ઞાતિની સાથે પણ કન્યા વ્યવહાર કરતા નથી. જો કે આ પ્રચાર શાસ્ત્રાનુસાર નથી, પરંતુ લૌકિક વ્યવહારને અનુસરતો છે અને તેથી કેટલીએક નાની નાની ન્યાતો કન્યાને અભાવે ક્ષીણ દશામાં આવી પડી છે; તેમણે શાસ્ત્રાનુસાર સુધારો કરવાની જરૂર છે.

दैवपित्र्यातिथेयानि तत्प्रधानानि यस्य तु ।
नाश्नन्ति पितृदेवास्तन्न च स्वर्गं स गच्छति ॥ १८ ॥

૧૮ જેના ઘરમાં દેવનો હોમાદિક વિધિ, પિતૃઓનો શ્રાદ્ધાદિક વિધિ અને અતિથિઓનો ભોજનાદિક વિધિ શૂદ્રજાતિની સ્ત્રીના ઉપરીપણા નીચે થાય છે તેનાં અન્નને દેવો, પિતૃઓ અને અતિથિઓ ગ્રહણ કરતા નથી અને તેને લીધે તે બ્રાહ્મણ સ્વર્ગમાં જઈ શકતો નથી.

वृषलीफेनपीतस्य निःश्वासोपहतस्य च ।
तस्यां चैव प्रसूतस्य निष्कृतिर्न विधीयते ॥ १९ ॥

૧૯ જે બ્રાહ્મણ શૂદ્ર જાતિની સ્ત્રીના હોઠનું ચુંબન કરે છે, જેનું મોઢું શૂદ્રજાતિની સ્ત્રીના નિશ્વાસથી અપવિત્ર થાય છે તથા જે શૂદ્રજાતિની સ્ત્રીને વિષે પ્રજા ઉત્પન્ન કરે છે તે બ્રાહ્મણના પાપની શુદ્ધિ માટે શાસ્ત્રમાં પ્રાયશ્ચિત્ત કહ્યું નથી.

चतुर्णामपि वर्णानां प्रेत्य चेह हिताहितान् ।
अष्टाविमान्समासेन स्त्रीविवाहान्निबोधत ॥ २० ॥

૨૦ ચારેય વર્ણોનું આલોકમાં અને પરલોકમાં હિત તથા અહિત કરનારા આઠ જાતના સ્ત્રીના વિવાહો હું તમને ટુંકામાં કહું છું, તે તમે સાંભળો!

ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः ।
गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥ २१ ॥

૨૧ બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને આઠમો અધમ પૈશાચ વિવાહ. આ આઠ પ્રકારના વિવાહ શાસ્ત્રમાં કહ્યા છે.

આઠ જાતના વિવાહ અને તેનાં લક્ષણો.

यो यस्य धर्म्यो वर्णस्य गुणदोषौ च यस्य यौ ।
तद्वः सर्वं प्रवक्ष्यामि प्रसवे च गुणागुणान् ॥ २२ ॥

૨૨ શાસ્ત્રમાં જે વર્ણને જે વિવાહ ધર્મવાળો કહ્યો છે, જે વિવાહના જે ગુણ તથા દોષ કહ્યા છે તથા તે તે વિવાહોથી ઉત્પન્ન થએલી પ્રજાના જે ગુણ તથા દોષ કહ્યા છે. તે સર્વ હું તમને કહું છું.

षडानुपूर्व्या विप्रस्य क्षत्रस्य चतुरोऽवरान् ।
विट्शूद्रयोस्तु तानेव विद्याद्धर्म्यानराक्षसान् ॥ २३ ॥

૨૩ એ વિવાહોમાં પ્રથમથી અનુક્રમે છ વિવાહો બ્રાહ્મણને માટે ધર્મવાળા જાણવા, છેવટના ચાર વિવાહો એટલે આસુરાદિક ચાર વિવાહો ક્ષત્રિયને ધર્મવાળા જાણવા અને વૈશ્ય તથા શૂદ્રને રાક્ષસ વિવાહ બાદ કરતાં બાકીના આસુર, ગાંધર્વ અને પૈશાચ વિવાહ ધર્મવાળા જાણવા.

**चतुरो ब्राह्मणस्याद्यान्प्रशस्तान्कवयो विदुः ।**
**राक्षसं क्षत्रियस्यैकमासुरं वैश्यशूद्रयोः ॥ २४ ॥**

૨૪ વિદ્વાનો બ્રાહ્મણને માટે પહેલા ચાર વિવાહને શ્રેષ્ઠ માને છે, ક્ષત્રિયને માટે એક રાક્ષસ વિવાહને શ્રેષ્ઠ માને છે અને વૈશ્ય તથા શૂદ્રને માટે આસુર વિવાહને શ્રેષ્ઠ માને છે.

***पञ्चानां तु त्रयो धर्म्या द्वावधर्म्यौ स्मृताविह ।**
**पैशाचश्चासुरश्चैव न कर्तव्यौ कदाचन ॥ २५ ॥**

૨૫ ધર્મશાસ્ત્રમાં છેલ્લા પાંચ વિવાહોમાં ત્રણ વિવાહ (પ્રાજાપત્ય, ગાંધર્વ અને રાક્ષસ) ને ધર્મવાળા ગણેલા છે અને બે વિવાહ (એટલે પૈશાચ તથા આસુરવિવાહ) ને અધમ વિવાહ ગણેલા છે, માટે પૈશાચ તથા આસુર વિવાહ કદી પણ કરવા નહિ.

---

* બ્રહ્મા જેમ સંપૂર્ણ વેદના જ્ઞાતા છે તેમ સર્વ વેદશાસ્ત્રનું અધ્યયન કરી સમાવર્તન સંસ્કાર કરીને ઘેર આવેલા બ્રાહ્મણને તેની યાચના વિના પોતાને ઘેર બોલાવીને કન્યાદાન કરવું, તેનું નામ બ્રાહ્મ વિવાહ. જેમ દેવોને ઉદ્દેશીને ઋત્વિજોને પદાર્થો આપવામાં આવે છે તેમ યજ્ઞમાં અધ્વર્યુનું સંપૂર્ણ કર્મ કરાવનારા પુરુષને તેના કર્મના બદલામાં જે કન્યાદાન કરવામાં આવે છે તે દૈવ વિવાહ. બ્રાહ્મ વિવાહ કરતાં દૈવ વિવાહ ઉતરતો છે; કારણ કે તેમાં યજ્ઞ કરાવવારૂપી યજમાનનો સ્વાર્થ રહેલો હોય છે. રોમપાદ રાજાએ પોતાના રાજ્યમાં વૃષ્ટિ ન થવાથી ઋષ્યશૃંગ મુનિ પાસે યજ્ઞ કરાવીને તેને પોતાની કન્યા પરણાવી હતી. ઋષિઓ જેમ વિદ્યાર્થીઓને વિદ્યાદાન આપીને તેના બદલામાં પોતાની સેવા કરાવે છે તેમ કન્યાદાતા માત્ર એક અથવા તો બે ગાયનું જોડું નિયમિત રીતે અગ્નિહોત્ર વગેરે ધર્મકર્મ માટે ગ્રહણ કરે તે આર્ષ વિવાહ. આ વિવાહ પ્રાજાપત્ય કરતાં ઉતરતો છે. સૃષ્ટિના આરંભમાં જેમ પ્રજાપતિએ સૃષ્ટિ સરજવાની ઈચ્છાથી સ્ત્રી ઉત્પન્ન કરીને પ્રજા ઉત્પન્ન કરવા માટે તેની સાથે ધર્માચરણ કર્યું હતું. તેમ જે વિવાહમાં કન્યાના માતાપિતા તરફથી વિવાહ વખતે 'सह धर्मं चरतां' એમ કહેવામાં આવે તે પ્રાજાપત્ય વિવાહ. તેમાં ધર્મ શબ્દ અર્થનો અને કામનો પણ વાચક છે તેથી વરને ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગનું સેવન પોતાની સ્ત્રીની સાથે રહીને કરવાનું છે. આવી જાતનો કન્યાનો સ્વાર્થ જોઈને તેવા

पृथक्पृथग्वा मिश्रौ वा विवाहौ पूर्वचोदितौ ।
गान्धर्वो राक्षसश्चैव धर्म्यौ क्षत्रस्य तौ स्मृतौ ॥ २६ ॥

પણથી કન્યાનું દાન કરવામાં આવે છે તેથી તે પ્રાજાપત્ય વિવાહ કહેવાય છે; અને તે દૈવ વિવાહ કરતાં ઉતરતો છે; તેનું કારણ એવું છે કે, પ્રાચીનકાળમાં જરત્કારુ વગેરે ઋષિઓ પોતાની ઇચ્છા સુધી સ્ત્રી સાથે રહેવાનું પણ કરીને પરણ્યા હતા. માટે જ આ વિવાહમાં નિત્ય સ્ત્રી સાથે ધર્માચરણનું પણ લેવરાવીને કન્યા આપવામાં આવે છે, તેથી આ વિવાહ દૈવ કરતાં ઉતરતો છે. ગંધર્વો બહુ જ કામી હોય છે, તેઓ જેમ પરસ્પર કામેચ્છાથી પરણે છે તેમ સ્ત્રી પુરુષ પોતપોતાની ઉત્કટ કામનાને લીધે જે વિવાહમાં પરણે છે, તે ગાંધર્વ વિવાહ અને તે ઐહિક ફળ જ આપનાર હોવાથી ઉપરના સર્વ વિવાહો કરતાં ઉતરતો છે. રાક્ષસના જેવાં ક્રૂર કર્મો કરીને જે વિવાહ કરવામાં આવે છે તે રાક્ષસ વિવાહ. તે ઉપરના વિવાહો કરતાં ઉતરતો છે. પરસ્પર બદલો કર્યા વિના કોઇને આપવું નહિ તે આસુરી કર્મ છે આમ વેદમાં કહ્યું છે. તે પ્રમાણે વરના કુળની પાસેથી બદલા તરિકે ધનાદિ લઇને કન્યા આપવી, તે આસુર વિવાહ કહેવાય છે, તે ઉપરના વિવાહોથી ઉતરતો છે. પિશાચો જેમ મદ્યપાનને પ્રિય ગણે છે અને વિધિનિષેધને નહિ ગણકારી ઇચ્છાનુસાર વર્તે છે તેમ વિધિનિષેધને નહિ ગણકારી એકાંતમાં મદમત્ત થઇને પડેલી સ્ત્રીનો તેની સંમતિ વગર ઉપભોગ કરવો, તે કાર્ય પૈશાચના જેવું હોવાથી તેને પૈશાચ વિવાહ કહે છે અને આ વિવાહ સર્વ વિવાહોમાં અધમ ગણાય છે. બ્રાહ્મણની કન્યાને માટે ઉપર દર્શાવેલા વિવાહોમાંથી પહેલા ચાર વિવાહ શ્રેષ્ઠ કહ્યા છે. એટલા માટે તેમણે આઠથી અગ્યાર વર્ષની અંદર જ વિવાહો કરવા. છતાં પણ સમય ઉપર ગુણવાન્ વર ન મળે તો અથવા તો કન્યાદાતાનો અભાવ હોય અથવા તો લોભ હોય તો પછી ગાંધર્વ અને આસુર વિવાહ કરવો પડે છે, તેથી બ્રાહ્મણને 'षडानुपूर्व्या विप्रस्य' એ પદથી મનુએ પોતે છ વિવાહો કહ્યા છે અને ક્ષત્રિયને છેલ્લા ચાર વિવાહો કહ્યા છે, તેનું કારણ એવું છે કે તેની પાસે રાજ્ય, ધન વગેરે હોવાથી તેઓમાં આસુર વિવાહનો સંભવ છે. વળી તેઓ સમાન રાજ્યવાળા તથા સમાન સંપત્તિવાળા પુરુષોની સાથે સંબંધ બાંધવાની લાલસાવાળા હોય છે, તેથી કન્યાને મોટી કરવાનો પણ સંભવ હોય છે અને તેથી જ તેમાં ગાંધર્વ વિવાહ થવાનો સંભવ છે. તેમ જ તેઓ બળસંપન્ન હોવાથી વખતપર પોતાનાં ક્ષાત્ર બળથી કન્યાનું હરણ પણ કરે છે, તેથી રાક્ષસ વિવાહનો પણ સંભવ છે. તેમ તેઓને આસવપાન વગેરેનો શાસ્ત્રમાં અધિકાર હોવાથી વખતપર આસવના પાનથી મત્ત થયેલાં સ્ત્રી પુરુષને પૈશાચ વિવાહનો પણ પ્રસંગ આવી પડે છે. છેલ્લા ચાર વિવાહોમાં પણ ક્ષત્રિયને રાક્ષસ વિવાહ શ્રેષ્ઠ કહ્યો છે. તેનું કારણ એ છે કે, તેઓએ ક્ષાત્રબળની સંપત્તિ મેળવવી જોઇએ. અને ક્ષાત્ર ધર્મથી જ સ્વયંવરાદિકમાં કન્યાને મેળવવી. પ્રાચીનકાળમાં રાજાઓ તે પ્રમાણે જ કન્યાને પરણતા હતા. વૈશ્ય પ્રજા, ખેતીવાડી

૨૬ મનુએ પૂર્વે કહેલા જુદા જુદા અથવા તો મિશ્ર* એવા ગાંધર્વ વિવાહ અને રાક્ષસવિવાહ ક્ષત્રિયને માટે ધર્મવાળા કહેલા છે.

आच्छाद्य चार्चयित्वा च श्रुतिशीलवते स्वयम् ।
आहूय दानं कन्याया ब्राह्मो धर्मः प्रकीर्तितः ॥ २७ ॥

૨૭ વેદશાસ્ત્રસંપન્ન તથા સદાચારવાળા વરને કન્યાનો બાપ પોતે બોલાવી, વર તથા કન્યાને વસ્ત્રો પહેરાવી, ઘરેણાંઓથી બન્નેનો સત્કાર કરીને, વરને કન્યાનું દાન કરે છે, તે બ્રાહ્મ વિવાહ કહેવાય છે.

यज्ञे तु वितते सम्यगृत्विजे कर्म कुर्वते ।
अलंकृत्य सुतादानं दैवं धर्मं प्रचक्षते ॥ २८ ॥

---

તથા વ્યાપાર કરનારી છે તેથી તેને ધન સુલભ છે અને તેને લીધે તેઓને આસુર વિવાહ શ્રેષ્ઠ કહ્યો છે અને સેવાથી ધન મેળવનારા શૂદ્રને પણ આસુર વિવાહ શ્રેષ્ઠ કહ્યો છે.

પ્રત્યેક વર્ણે શાસ્ત્રમાં કહેલા પોતપોતાની જાતિને અનુકૂળ વિવાહો કરવા. પરંતુ તેમ ન બની શકે તો પછી વિહિતપ્રતિષિદ્ધ એટલે કહીને નિષેધ કરેલા વિવાહો કરવા. જેમ કે બ્રાહ્મણને બ્રાહ્મ, દૈવ, આર્ષ અને પ્રાજાપત્ય આ ચાર વિવાહ મુખ્ય પ્રાપ્ત થાય છે; અને તે પછી ગાંધર્વ વિવાહ પણ પ્રાપ્ત થાય છે. પરંતુ આસુર વિવાહ કે જે વિવાહ 'आसुरो वैश्यशूद्रयोः' એ પદમાં કહ્યા પ્રમાણે વૈશ્ય, શૂદ્રને પ્રાપ્ત હોવાથી બ્રાહ્મણને વિહિતપ્રતિષિદ્ધ થયો, એટલે પરિસંખ્યા વિધિથી પ્રાપ્તબાધરૂપે પ્રાપ્ત થયો. માટે જો મુખ્ય વિવાહમાં પ્રવૃત્તિ થઇ શકે નહિ તો પછી તેમણે વિહિત-પ્રતિષિદ્ધ વિવાહમાં પ્રવૃત્તિ કરવી. ક્ષત્રિયને કેવળ રાક્ષસ વિવાહ મુખ્ય છે. કેમકે ચારેય શ્લોકમાં તેને માટે એ વિવાહ કહ્યો છે. આસુર, ગાંધર્વ અને પૈશાચનો વિકલ્પ છે અને પ્રાજાપત્ય વિવાહ પણ રાક્ષસની પેઠે ક્ષત્રિયને વિહિત છે (કરવાનો વિધિ છે.) વૈશ્ય તથા શૂદ્રને પણ પ્રાજાપત્ય નિત્ય પ્રાપ્ત છે અને આસુર તથા પૈશાચનો વિકલ્પ છે. કેમકે તે વિહિતપ્રતિષિદ્ધ છે અને રાક્ષસ વિવાહનો अराक्षसान् એ પદથી નિષેધ કર્યો છે અને 'त्रयोधर्म्याः' એ પદથી વિહિત પણ છે, માટે વિકલ્પ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, બ્રાહ્મણને પૈશાચ વિવાહ નથી અને ક્ષત્રિયાદિક ત્રણ વર્ણને બ્રાહ્મ, દૈવ અને આર્ષ એ ત્રણ વિવાહો નથી.

* મિશ્ર વિવાહનું લક્ષણ એવું છે કે, સ્ત્રી તથા પુરુષ પરસ્પર પ્રેમથી એક બીજાની સાથે સંવાદ કરે છે અને પછી પરણનારો યુદ્ધાદિકથી બીજા રાજાઓનો પરાજય કરીને કન્યાને પરણી જાય છે ત્યારે તે ગાંધર્વ અને રાક્ષસ એમ મિશ્ર વિવાહ કહેવાય છે. લક્ષ્મણાહરણ એ કેવળ રાક્ષસ વિવાહ છે, રુક્મિણીવિવાહ એ મિશ્ર વિવાહ છે, અને શકુંતલાનો વિવાહ કેવળ ગાંધર્વ વિવાહ છે.

૨૮ જ્યોતિષ્ટોમ વગેરે વિસ્તારવાળા યજ્ઞમાં ઋત્વિજનું કર્મ કરનારા બ્રાહ્મણને આભૂષણોથી કન્યાને શણગારીને તેનું જે દાન કરવામાં આવે છે, તે દૈવ વિવાહ કહેવાય છે.

*एकं गोमिथुनं द्वे वा वरादादाय धर्मतः ।
कन्याप्रदानं विधिवदार्षो धर्मः स उच्यते ॥ २९ ॥

૨૯ ધર્મશાસ્ત્રમાં કહેવા પ્રમાણે એક ગાય અને બળદ અથવા તો બે ગાય ને બે બળદ વરની પાસેથી લઈને વિધિ પ્રમાણે તેને કન્યાદાન કરવામાં આવે છે તે આર્ષ વિવાહ કહેવાય છે.

सहोभौ चरतां धर्ममिति वाचानुभाष्य च ।
कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥ ३० ॥

૩૦ કન્યાદાન દેતી વખતે "सहोभौ चरतां धर्मम" તમે બન્ને સાથે રહીને ધર્માચરણ કરો, એવું વચન કહીને વર તથા કન્યાની પૂજા કરીને વરને કન્યાદાન કરવામાં આવે છે તેને પ્રાજાપત્ય વિવાહ કહે છે.

ज्ञातिभ्यो द्रविणं दत्त्वा कन्यायै चैव शक्तितः ।
कन्याप्रदानं स्वाच्छन्द्यादासुरो धर्म उच्यते ॥ ३१ ॥

---

* કેટલાક આચાર્યો કહે છે કે, આર્ષ વિવાહમાં એક અથવા તો બે ગોમિથુન (એક બળદ અને એક ગાય) રૂપી શુલ્ક લેવું, પરંતુ તે વાત મિથ્યા છે. અલ્પ મૂલ્યથી મળી શકે તેવું હોય તે અલ્પવિક્રયવાળું અને બહુ મૂલ્યથી મળી શકે તેવું હોય તે બહુ વિક્રયવાળું ગણાય છે. માટે તે બન્ને વિક્રયરૂપ જ છે. આ શ્લોકના સંબંધમાં ગોવિંદરાજ કહે છે કે, આર્ષ વિવાહમાં ગોમિથુનરૂપી દ્રવ્ય લેવું એમ કેટલાક આચાર્યો કહે છે પરંતુ તે મનુનો મત નથી, પણ બીજા આચાર્યોનો મત છે. પરંતુ તેમનું એ કહેવું અયોગ્ય છે. કારણ કે મનુએ પોતે જ પ્રથમ 'अष्टाविमान् समासेन' એ પદથી આઠ વિવાહો કહ્યા છે; તેમાં જો આર્ષ વિવાહનું લક્ષણ ગણીએ નહિ તો સાત વિવાહ થાય. વરની પાસેથી જેમાં ગોમિથુન ગ્રહણ કરીને કન્યાદાન કરવામાં આવે છે તે આર્ષ, આમ મનુએ પોતે જ આર્ષવિવાહનું લક્ષણ બાંધ્યું છે. ગોવિંદરાજ જો 'एकं गोमिथुनं,' એ એક મત છે આમ જણાવશે તો પછી મનુના મતમાં આર્ષ વિવાહનું લક્ષણ તેમણે બતાવવું જોઈએ. વળી મનુએ પોતે વિવાહોત્પન્ન પ્રજાના ગુણો દર્શાવતાં 'आर्षोढाजः' એમ કહીને આર્ષ વિવાહથી ઉત્પન્ન થયેલી પ્રજાના ગુણો પણ દર્શાવ્યા છે. તે મનુ પોતે જ શું આર્ષવિવાહનાં લક્ષણો જણાવવાને અસમર્થ હતા? માટે આ શ્લોકનો અર્થ આ પ્રમાણે છેઃ—આર્ષવિવાહમાં ગોમિથુનને કેટલાએક આચાર્યો શુલ્કરૂપે કહે છે, તે વાત મિથ્યા છે.

૩૧ કન્યાનાં માબાપને અથવા તો તેનાં સગાંવહાલાંને ધન આપીને તથા કન્યાને પણ શક્તિ પ્રમાણે પલ્લાં તરિકે ધન આપીને સ્વછંદપણે (શાસ્ત્રાનુસાર નહિ) કન્યાને પરણવામાં આવે છે તે આસુર વિવાહ કહેવાય છે.

**इच्छयान्योन्यसंयोगः कन्यायाश्च वरस्य च ।**
**गान्धर्वः स तु विज्ञेयो मैथुन्यः कामसंभवः ॥ ३२ ॥**

૩૨ કન્યા અને વર અન્યોન્યની ઇચ્છાથી એક બીજાને પરણે છે તે વિવાહને ગાંધર્વ વિવાહ જાણવો અને તે વિવાહ એક બીજાના ભોગની કામનાથી થાય છે.

**हत्वा छित्त्वा च भित्त्वा च क्रोशन्तीं रुदतीं गृहात् ।**
**प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ॥ ३३ ॥**

૩૩ કન્યાના સંબંધીઓને મારી નાંખીને તથા તેઓનું છેદન તથા ભેદન કરીને રડતી અને ચીસો પાડતી કન્યાને ઘરમાંથી બળાત્કારે હરણ કરી જવી તે રાક્ષસ વિવાહ કહેવાય છે.

***सुप्तां मत्तां प्रमत्तां वा रहो यत्रोपगच्छति ।**
**स पापिष्ठो विवाहानां पैशाचश्चाष्टमोऽधमः ॥ ३४ ॥**

૩૪ સુતેલી, કેફી વસ્તુના ઘેનમાં પડેલી તથા બેભાન થઈ ગએલી કન્યાની સાથે એકાંતમાં સંભોગ કરવો, તે પૈશાચ વિવાહ કહેવાય છે અને સર્વે વિવાહમાં તે વિવાહ મહાપાપી અને અધમ છે.

**अद्भिरेव द्विजाग्र्याणां कन्यादानं विशिष्यते ।**
**इतरेषां तु वर्णानामितरेतरकाम्यया ॥ ३५ ॥**

૩૫ વરના હાથમાં પાણી આપીને કન્યાદાન દેવું, એ બ્રાહ્મણોમાં ઉત્તમ પક્ષ ગણાય છે અને બીજા વર્ણોને માટે તો પોતપોતાની ઈચ્છા પ્રમાણે એટલે વરના હાથમાં જળ આપ્યા વિના પણ વિવાહ કરવાનું કહ્યું છે.

**यो यस्यैषां विवाहानां मनुना कीर्तितो गुणः ।**
**सर्वं शृणुत तं विप्राः सर्वं कीर्तयतो मम ॥ ३६ ॥**

૩૬ હવે મનુએ આ વિવાહોમાં જે જે વિવાહના જે જે ગુણો કહ્યા છે, તે સર્વ હું તમને કહું છું, તે તમે હે બ્રાહ્મણો ! સાંભળો.

---

* ગાંધર્વ અને પૈશાચ એ બન્ને વિવાહમાં વિવાહવિધિ વિના જ પુરુષ કન્યાગમન કરે છે અને તેથી તેને કન્યાગમનનું પાપ લાગે છે, માટે તેવા વિવાહ કરનારાએ વિવાહવિધિથી તેવી કન્યાની સાથે લગ્ન કરવાં કે જેથી તેને કન્યાગમનનું પાપ લાગે નહિ.

**दश पूर्वान्परान्वंश्यानात्मानं चैकविंशकम् ।**
**ब्राह्मीपुत्रः सुकृतकृन्मोचयेदेनसः पितॄन् ॥ ३७ ॥**

વિવાહનાં ફળ.

૩૭ બ્રાહ્મ વિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર જો પુણ્ય કર્મ કરે તો પોતાના પિતા, પિતામહ વગેરે દશ પૂર્વજોને, પુત્ર પૌત્ર વગેરે દશ થનારા વંશજોને તથા એકવીશમા પોતાના આત્માને પાપમાંથી છોડાવે છે.

***दैवोढाजः सुतश्चैव सप्त सप्त परावरान् ।**
**आर्षोढाजः सुतस्त्रींस्त्रीन्षट्षट् कायोढजः सुतः ॥ ३८ ॥**

૩૮ દૈવ વિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર જો પુણ્ય કર્મ કરે છે તો તે સાત થઈ ગએલા પૂર્વજોને અને સાત થનારા વંશજોને તારે છે, આર્ષ વિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર જો પુણ્ય કર્મ કરે છે તો તે પોતાની થઈગએલી ત્રણ પેઢીને તથા થનારી ત્રણ પેઢીને તારે છે, પ્રાજાપત્ય વિવાહથી ઉત્પન્ન થએલો પુત્ર જો પુણ્ય કર્મ કરે છે તો તે થઈ ગએલી છ પેઢીને તથા થનારી છ પેઢીને તારે છે.

**†ब्राह्मादिषु विवाहेषु चतुर्ष्वेवानुपूर्वशः ।**
**ब्रह्मवर्चस्विनः पुत्रा जायन्ते शिष्टसंमताः ॥ ३९ ॥**

૩૯ બ્રાહ્મથી માંડીને અનુક્રમે ચાર વિવાહોથી જે પુત્રો ઉત્પન્ન થાય છે તેઓ બ્રહ્મતેજવાળા તથા શિષ્ટ પુરુષોમાં સારા માન્ય થાય છે.

**रूपसत्त्वगुणोपेता धनवन्तो यशस्विनः ।**
**पर्याप्तभोगा धर्मिष्ठा जीवन्ति च शतं समाः ॥ ४० ॥**

૪૦ વળી તે પુત્રો રૂપાળા, સત્વ ગુણસંપન્ન, ધનવંત, યશસ્વી, સંપૂર્ણ વૈભવોનો ઉપભોગ કરનારા અને ધર્મિષ્ઠ થાય છે તથા સો વર્ષ સૂધી જીવે છે.

---

* શ્લોક ૩૭ મામાં અને ૩૮ મામાં परावरान् એવું પદ છે તેમાં अवर પદનો કેટલાએક માતામહ વગેરે એવો અર્થ કરે છે. તેના મત પ્રમાણે માતામહના પણ ક્રમવાર દશ, સાત, છ અને ત્રણ ત્રણ પુરુષો દોહિતરાનાં પુણ્ય કર્મને લીધે તરી જાય છે, એમ સમજવું.

† બ્રાહ્માદિક ચાર વિવાહોથી ઉત્પન્ન થયેલી પ્રજા બ્રહ્મતેજસ્વી થાય છે; અને મોટી વયનાં સ્ત્રી પુરુષોના ગાંધર્વાદિક વિવાહોથી ઉત્પન્ન થયેલી પ્રજા વેદ અને ધર્મનો દ્વેષ કરનારી થાય છે, માટે જેમાં કોઈપણ જાતની કામનાઓ હોતી નથી, તેવા બ્રાહ્મ વગેરે શુદ્ધ વિવાહ જો કરવામાં આવે તોજ ધર્મનો અને તેનીસાથે દેશનો ઉદય થાય.

इतरेषु तु शिष्टेषु नृशंसानृतवादिनः ।
जायन्ते दुर्विवाहेषु ब्रह्मधर्मद्विषः सुताः ॥ ४१ ॥

૪૧ તે શિવાયના બીજા દુષ્ટ વિવાહોથી ઉત્પન્ન થયેલા પુત્રો ઘાતકી, અસત્યવાદી અને વૈદિક ધર્મની નિંદા કરનારા જન્મે છે.

अनिन्दितैः स्त्रीविवाहैरनिंद्या भवति प्रजा ।
निन्दितैर्निन्दिता नृणां तस्मान्निन्द्यान्विवर्जयेत् ॥ ४२ ॥

૪૨ મનુષ્યોને ઉત્તમ પ્રકારના વિવાહથી ઉત્તમ પ્રજા ઉત્પન્ન થાય છે અને અધમ વિવાહથી અધમ પ્રજા ઉત્પન્ન થાય છે, માટે નિન્દિત વિવાહો કરવા નહિ.

पाणिग्रहणसंस्कारः सवर्णासूपदिश्यते ।
असवर्णास्वयं ज्ञेयो विधिरुद्वाहकर्मणि ॥ ४३ ॥

૪૩ પાણિગ્રહણનો સંસ્કાર એટલે વિવાહસંસ્કાર પોતાની જાતિની કન્યા સાથે કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે, પરંતુ બીજી જાતની કન્યા સાથે વિવાહ કરવો હોય ત્યારે તેનો વિધિ આ પ્રમાણે જાણવો.

शरः क्षत्रियया ग्राह्यः प्रतोदो वैश्यकन्यया ।
वसनस्य दशा ग्राह्या शूद्रयोत्कृष्टवेदने ॥ ४४ ॥

૪૪ ક્ષત્રિયની કન્યાએ બ્રાહ્મણની સાથે પરણતી વખતે પોતાના હાથમાં બાણ પકડી રાખવું, વૈશ્યની કન્યાએ બ્રાહ્મણની સાથે પરણતી વખતે હાથમાં પરોણી પકડી રાખવી અને શૂદ્રની કન્યાએ બ્રાહ્મણને પરણતી વખતે તેનાં વસ્ત્રનો છેડો પકડી રાખવો. આ પ્રમાણે વૈશ્યની કન્યાએ ક્ષત્રિયને પરણતી વખતે પરોણી ઝાલવી અને શૂદ્રની કન્યાએ ક્ષત્રિયને પરણતી વખતે તેના વસ્ત્રનો છેડો ઝાલવો તથા શૂદ્રની કન્યાએ વૈશ્યને પરણતી વખતે તેના વસ્ત્રનો છેડો પકડી રાખવો.

*ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतः सदा ।
पर्ववर्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥ ४५ ॥

---

* ધર્મશાસ્ત્રમાં ત્રણ પ્રકારનો વિધિ છે. અપૂર્વ વિધિ, નિયમ વિધિ અને પરિસંખ્યા વિધિ અને તે વિધિ કર્તવ્યતાનો બોધક છે, જેમકે "अग्निहोत्रं जुहुयात्स्वर्गकामः સ્વર્ગની કામનાવાળાએ અગ્નિહોત્રમાં હોમ કરવો." આ વચન વિના બીજા કોઇ પણ વચનથી અગ્નિહોત્રનો વિધિ પ્રાપ્ત થતો નથી. તેથી 'अग्निहोत्रं' એ વચનને અપૂર્વ

૪૫ પુરુષે ઋતુકાળ પ્રાપ્ત થાય ત્યારે પોતાની સ્ત્રી સાથે ગમન કરવું જ, સદાય પોતાની સ્ત્રીને વિષે જ પરાયણ રહેવું તથા સ્ત્રી, રતિની કામનાથી પ્રાર્થના કરે તો પુરુષે પર્વોને છોડીને સ્ત્રીપ્રતિ ગમન કરવું.

સ્ત્રીગમનનો સમય.

---

વિધિ માનવામાં આવે છે. અદૃષ્ટસિદ્ધિ માટે કહેલા અર્થની વચન વિના પક્ષમાં પ્રાપ્તિ હોય, તે નિયમ વિધિ કહેવાય છે. દર્શ, પૂર્ણમાસ વગેરે યાગ કરવા માટે કોઇ પણ ભૂમિ હોવી જોઇએ. ભૂમિ તો સમ અને વિષમ એમ બન્ને પ્રકારની હોય છે, જે મનુષ્ય સમ ભૂમિમાં યાગ કરવાની ઇચ્છા કરે છે, તેને તો આ વચન માત્ર અનુવાદક જ છે. છતાં ઇચ્છાના નિરંકુશપણાથી કોઇ વિષમ ભૂમિમાં પણ યજ્ઞ કરવાને ઇચ્છે તો તેને માટે આ વચન નિયમ કરે છે કે, સમ ભૂમિમાં જ યજન કરવું. તેમ કરવાથી અદૃષ્ટ ફળની સિદ્ધિ થાય છે. જે વિધિ કહેવાનો હોય તેમાં તથા તે શિવાયના વિષયમાં પણ પ્રાપ્ત હોય, છતાં પણ જે નિયમ કરવામાં આવે તેને પરિસંખ્યા વિધિ કહે છે. જેમકે પંચ પંચનખા મક્ષ્યાઃ' આ ઠેકાણે ક્ષુધાની નિવૃત્તિ કરનારા પુરુષને પાંચ નખવાળાં સસલાં વગેરે પ્રાણીઓ ભક્ષ્ય છે. તેમ વાનર વગેરે પણ ક્ષુધાની નિવૃત્તિ માટે ભક્ષ્ય છે. આમ એક વખતે જ ભક્ષ્ય તથા અભક્ષ્ય બન્ને જાતનાં પ્રાણીઓનું ભક્ષણ પ્રાપ્ત થતાં નિયમ કરે છે કે, 'પંચ પંચનખા મક્ષ્યાઃ' પાંચ નખવાળાં પાંચ પ્રાણીઓનું જ ભક્ષણ કરવું. આ પરિસંખ્યા વિધિમાં ત્રણ દોષ રહેલા છે. ૧ સ્વાર્થત્યાગ (પોતાના અર્થનો ત્યાગ કરવો તે), ૨ પરાર્થકલ્પના (બીજા અર્થની કલ્પના કરવી તે) અને ૩ પ્રાપ્તબાધ (પ્રાપ્ત વસ્તુનો બાધ કરવો તે). 'પંચ પંચનખા મક્ષ્યાઃ, એ વાકયનું પંચ નખ શિવાયનાં બીજાં વાનર વગેરે પ્રાણીઓને નહિ ભક્ષણ કરવામાં તાત્પર્ય છે માટે પંચ પંચનખા એ વાકયનો પોતાનો અર્થત્યાગ થયો છે. જે નિષેધ, શ્લોકમાં દર્શાવ્યો નથી, તે અશ્રુત નિષેધરૂપપર અર્થની કલ્પના કરવામાં આવી છે અને પોતે ક્ષુધાની નિવૃત્તિ કરવા માટે અર્થી છે, તેને જે સર્વનું માંસભક્ષણ પ્રાપ્ત થયું તેનો બાધ થઇ જાય છે. તે પ્રમાણે ऋतुकालाभिगामी स्यात् અહીં સ્ત્રીગમન શાસ્ત્રથી નહિ, પણ રાગથી પ્રાપ્ત છે, તેથી તે અપૂર્વ વિધિ નથી, તેમ પરિસંખ્યા વિધિ પણ નથી. કારણ કે ઋતુમાં અને અનૃતુમાં એમ બન્ને સમયમાં ગમન પ્રાપ્ત થાય છે ત્યાં પરિસંખ્યા વિધિ માનીએ તો ऋतुकालाभिगामी स्यात् એ વાકયનું તાત્પર્ય अनृतौ न गच्छेत् એમાં માનવું પડશે તેથી ઋતુકાલાભિગમનરૂપ સ્વાર્થનો ત્યાગ કરવો પડશે. તેમ પાંચ નખવાળાના ભક્ષણની પેઠે ઐચ્છિક ગમન પણ પ્રાપ્ત થશે. એટલે સ્મૃતિનો બાધ આવશે. તે સ્મૃતિ આ છેઃ—"ऋतुस्नातां तु यो भार्यां संनिधौ नोपगच्छति। घोरायां भ्रूणहत्यायां युज्यते नात्र संशयः॥ ઋતુકાળમાં સ્નાન કર્યા પછી જે પુરુષ પોતાની સ્ત્રી પાસે જાય નહિ તેને ઘોર ગર્ભહત્યાનું પાપ લાગે છે." ઋતુ અને અનૃતુ બન્નેમાં રાગથી ઉપગમન પ્રાપ્ત થાય છે ત્યાં ऋतुकालाभिगामी स्यात्

**ऋतुःस्वाभाविकः स्त्रीणां रात्रयः षोडश स्मृताः ।**
**चतुर्भिरितरैः सार्धमहोभिः सद्विगर्हितैः ॥ ४६ ॥**

૪૬ સત્પુરુષોએ નિંદી કાઢેલા રજોદર્શનના (અટકાવના) ચાર દિવસો સહિત સોળ રાત્રિદિવસો, એ સ્ત્રીઓનો સ્વાભાવિક ઋતુકાળ કહેવાય છે.

**तासामाद्याश्चतस्रस्तु निन्दितैकादशी च या ।**
**त्रयोदशी च शेषास्तु प्रशस्ता दश रात्रयः ॥ ४७ ॥**

૪૭ તે સોળ રાત્રિઓમાં પહેલી ચાર રાત્રિઓ (એટલે રજોદર્શનની રાત્રિઓ) અગ્યારમી અને તેરમી રાત્રિ આટલી રાત્રિઓમાં શિષ્ટોએ સ્ત્રીગમનને નિંદી કાઢેલું છે અને બાકીની દશ રાત્રિઓ ઉત્તમ ગણાય છે.

***युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु ।**
**तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्तवे स्त्रियम् ॥ ४८ ॥**

૪૮ બેકી રાત્રિઓમાં ગમન કરવાથી પુત્રો ઉત્પન્ન થાય છે; અને એકી રાત્રિઓમાં ગમન કરવાથી કન્યાઓ ઉત્પન્ન થાય છે. માટે પુત્રની ઇચ્છાવાળાએ ઋતુકાળમાં બેકી રાત્રિઓમાં સ્ત્રીઓનો સહવાસ કરવો.

---

આ વચન નિયમ કરે છે કે; ऋतावुपेयादेव ઋતુમાં ઉપગમન કરવું જ. આ નિયમ એક પુત્ર ઉત્પન્ન કરવાથી સિદ્ધ થાય છે. કારણ કે મનુએ પોતે કહ્યું છે કે; कामजानितान्विदुः બીજા પુત્રોને કામજન્ય જાણવા. માટે આ નિયમ જેને પુત્ર ન હોય તેને માટે થયો. પરંતુ પુત્રોત્પન્ન થયા પછી તો પરિસંખ્યા વિધિ જાણવો એટલે જો ગમનની ઇચ્છા હોય તો ऋतावेवोपेयात् ઋતુમાં જ ઉપગમન કરવું.

અહીં એક બીજી શંકા એવી છે કે, ઇન્દ્રે સ્ત્રીઓને ઇચ્છાનુસાર ભોગ ભોગવવા માટે વર આપેલો છે. માટે તેની ઇચ્છાનુસાર કામના પૂર્ણ કરવી જોઇએ, તો પછી ઋતુમાં જવું, આ નિયમમાં બાધ આવશે. માટે આ વિષયમાં પણ વિધિ માનવામાં આવ્યો છે. અપુત્ર હોય તેને માટે તો "ऋतावुपेयादेव ઋતુમાં જવું જ." પુત્ર થયા પછી ऋतावेवउपेयात् ઋતુમાં જ જવું અને ત્રીજો વિધિ "भार्याप्रीतये अनृतावपिउपेयात् ભાર્યાની પ્રીતિ માટે અનૃતુમાં પણ જવું." કેટલાએક ટીકાકારો "सदारनिरतः सदा" એ ઠેકાણે પરિસંખ્યા વિધિ માનીને એવો અર્થ કરે છે કે; "स्वदारातरत एव भवेत् પોતાની સ્ત્રી ઉપર જ પ્રીતિવાળા થવું." "अन्यभार्यां नोपगच्छेत બીજાની ભાર્યા સાથે ગમન કરવું નહિ."

* આ શ્લોકમાં એમ કહ્યું છે કે; યુગ્મરાત્રિમાં સ્ત્રી પાસે જવાથી પુત્રો ઉત્પન્ન થાય છે અને અયુગ્મ રાત્રિમાં જવાથી પુત્રીઓ ઉત્પન્ન થાય છે. ૪૯ મા શ્લોકમાં કહ્યું

पुमान्पुंसोऽधिके शुक्रे स्त्री भवत्यधिके स्त्रियाः ।
समेऽपुमान्पुंस्त्रियौ वा क्षीणेऽल्पे च विपर्ययः ॥ ४९ ॥

૪૯ પુરુષનું વીર્ય અધિક હોય તો (એકી રાત્રિમાં પણ) પુત્ર પ્રજા થાય છે અને સ્ત્રીનું શોણિત અધિક હોય તો (બેકી રાત્રિમાં પણ) કન્યા પ્રજા ઉત્પન્ન થાય છે. જો પુરુષ અને સ્ત્રીનું બન્નેનું વીર્ય સરખું હોય છે તો નપુંસક પ્રજા થાય છે અથવા તો કન્યા અને પુત્રનું જોડું ઉત્પન્ન થાય છે અને વીર્ય જો ક્ષીણ અથવા તો થોડું હોય છે તો ગર્ભ રહેતો નથી અથવા તો સ્રવી જાય છે.

*निन्द्यास्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयन् ।
ब्रह्मचार्येव भवति यत्र तत्राश्रमे वसन् ॥ ५० ॥

૫૦ નિંદી કાઢેલી છ રાત્રિઓમાં તથા બીજી ગમે તે આઠ રાત્રિઓમાં સ્ત્રીસંગનો જે મનુષ્ય ત્યાગ કરે તે પુરુષ ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં બ્રહ્મચારી જ ગણાય છે અથવા તો વાનપ્રસ્થાશ્રમમાં હોય અને અપુત્ર હોવાથી પોતાની ઋતુમતી સ્ત્રી સાથે બે રાત્રિ ગમન કરે તો પણ તે બ્રહ્મચારી જ ગણાય છે.

---

છે કે, જો પુરુષનું વીર્ય અધિક હોય છે તો પુત્ર જન્મે છે અને સ્ત્રીનું વીર્ય અધિક હોય છે તો કન્યા જન્મે છે. આ બન્ને પરસ્પર વિરુદ્ધ વચનોનો આશય એવો છે કે, યુગ્મ (બેકી) રાત્રિમાં સ્વાભાવિક રીતે સ્ત્રીને રજ ઓછું હોય છે અને પુરુષને વીર્ય વધારે સ્રવે છે. માટે તે બન્ને વચનોનું તાત્પર્ય અધિક વીર્યથી પુત્ર અને અધિક રજથી કન્યા થવામાં જ છે.

* આ શ્લોકમાં કહેલા નિયમ પ્રમાણે વર્તનારા ગૃહસ્થ પણ બ્રહ્મચારી સમાન ગણાય છે અને વાનપ્રસ્થાશ્રમમાં રહેનારા પણ જો આ નિયમ પ્રમાણે વર્તે છે તો તે પણ બ્રહ્મચારી ગણાય છે, અહીં કોઈ શંકા કરે કે, વાનપ્રસ્થને તે વળી સ્ત્રીસંગ કેવો તેનો ઉત્તર એવો છે કે શાસ્ત્રમાં સ્ત્રી કરતાં પુરુષની બમણી અથવા તો ત્રણગણી ઉમર હોવી જોઇએ. એમ કહ્યું છે વળી 'वनं पंचाशतो व्रजेत् પચાસ વર્ષે વનમાં જવું' એમ મનુએ કહ્યું છે. તો તેટલી ઉમરમાં સ્ત્રીને કદાચ પ્રજા થઇ હોય અને તેવી સ્ત્રી વનમાં સાથે આવી હોય અને તેને રજની નિવૃત્તિ થઇ ન હોય તો 'ऋतौ भार्यामुपेयात्' એ નિયમ પ્રમાણે બે રાત્રિ સ્ત્રી સહવાસ યોગ્ય છે અથવા તો વનમાં ગયા પછી પ્રજાનો નાશ થયો હોય તો તેને વંશની સ્થિતિ માટે પણ સ્ત્રી સહવાસની જરૂર છે. અથવા તો વાનપ્રસ્થાશ્રમ, ગૃહસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમની વચ્ચેનો છે અને તે ગૃહસ્થાશ્રમમાં ભોગવેલા વિષયોમાંથી વૃત્તિને ઉઠાડી દઈ મનને વિષયોમાંથી નિવૃત્ત કરી, તપશ્ચરણથી કષાયોને દૂર કરી સંન્યાસની યોગ્યતા લાવનારો છે. તો જ્યાં

न कन्यायाः पिता विद्वान्गृह्णीयाच्छुल्कमण्वपि ।
गृह्णंश्छुल्कं हि लोभेन स्यान्नरोऽपत्यविक्रयी ॥ ५१ ॥

૫૧ કન્યાવિક્રયનો દોષ જાણનારા કન્યાના પિતાએ કન્યાદાનના મૂલ્ય-તરિકે વરની પાસેથી થોડું ધન પણ લેવું નહિ. જે પુરુષ લોભને લીધે વરની પાસેથી કન્યાનું મૂલ્ય લે છે તે પુરુષ સંતાનને વેંચનારો ગણાય છે.

કન્યાવિક્રય કરવો નહિ.

स्त्रीधनानि तु ये मोहादुपजीवन्ति बान्धवाः ।
नारीयानानि वस्त्रं वा ते पापा यान्त्यधोगतिम् ॥ ५२ ॥

૫૨ કન્યાના પિતા, ભાઈ વગેરે જે બાંધવો મોહને લીધે પોતાની વહુ દીકરી વગેરેનાં સ્ત્રીધનો ઉપર આજીવિકા કરે છે અથવા તો સ્ત્રીનાં વાહનોનો અને વસ્ત્રોનો ઉપભોગ કરે છે, તે પુરુષો મરણ પછી નરકમાં પડે છે.

आर्षे गोमिथुनं शुल्कं केचिदाहुर्मृषैव तत् ।
अल्पोऽप्येवं महान्वापि विक्रयस्तावदेव सः ॥ ५३ ॥

૫૩ આર્ષ વિવાહમાં કન્યાના માબાપને એક બળદ અને એક ગાય અથવા તો બે બળદ અને બે ગાય આપવામાં આવે છે, તે મૂલ્ય છે, એમ કેટલાએક આચાર્યો કહે છે, તે વાત મિથ્યા જ છે. કારણ કે વિક્રયની કિંમત થોડી અથવા તો ઝાઝી હોય છે; પરંતુ આર્ષ વિવાહમાં ઠરાવેલું મૂલ્ય તો નિયમિત જ છે, માટે તે વિક્રય ગણાતો નથી.

यासां नाददते शुल्कं ज्ञातयो न स विक्रयः ।
अर्हणं तत्कुमारीणामानृशंस्यं च केवलम् ॥ ५४ ॥

૫૪ સંબંધીઓ જે કન્યાનું મૂલ્ય લેતા નથી, પરંતુ વરની પાસેથી કન્યાને માટે પલ્લું લે છે તે વેંચાણ ગણાતું નથી, પણ તે તો કેવળ દયાને લીધે કન્યાનો સત્કાર ર્ક્યો ગણાય છે.

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥ ५५ ॥

---

સુધી કષાયો પરિપકવ થયા ન હોય ત્યાં સુધી આ આશ્રમમાં મનુએ જે બે રાત્રિની છૂટ આપી હોય તો તે યોગ્ય જ છે અને એટલા જ માટે મનુએ વાનપ્રસ્થ પ્રકરણના મૂળમાં जितेंद्रियः એ પદની આવૃત્તિ કરીને જિતેંદ્રિય રહેવાનો ઉપદેશ ર્ક્યો છે.

૫૫ કન્યાનાં માબાપો, ભાઇઓ, પતિ તથા દિયરો જો બહુ કલ્યાણ મેળવવાને ઇચ્છતા હોય તો તેઓએ કન્યાનો ભોજન આદિથી સત્કાર કરવો તથા વસ્ત્રોથી અને આભૂષણોથી તેઓને શણગારવી.

સ્ત્રીઓનો સત્કાર કરવો જોઇએ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ ५६ ॥

૫૬ જે કુળમાં સ્ત્રીઓનો સત્કાર કરવામાં આવે છે તે કુળ ઉપર દેવતાઓ પ્રસન્ન થાય છે. અને જે કુળમાં સ્ત્રીઓનો સત્કાર કરવામાં આવતો નથી, તે કુળની યજ્ઞ યાગ વગેરે સર્વ ધર્મક્રિયા નિષ્ફળ થાય છે.

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥ ५७ ॥

૫૭ જે કુળમાં બ્હેન, દીકરી, દેરાણી, જેઠાણી તથા સાસુ નણંદ વગેરે સંબંધી સ્ત્રીઓ (દુઃખને લીધે) શોક કર્યા કરે છે તે કુળનો ઝટ નાશ થાય છે અને જે કુળમાં ઉપર કહેલી સંબંધી સ્ત્રીઓ શોક કરતી નથી તે કુળ સર્વદા વૃદ્ધિ પામે છે.

जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः ।
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः ॥ ५८ ॥

૫૮ બ્હેન વગેરે કુટુંબની સ્ત્રીઓ પોતાનો સત્કાર ન થવાથી જે ઘરોને શાપ આપે છે અર્થાત્ એમનું ભુંડું થાવ એમ ભાંડે છે તે ઘરો કૃત્યા (અભિચાર, મારણ વગેરે) થી હણાયલાં હોય તેમ ધન તથા ઢોરઢાંખરની સાથે નાશ પામે છે.

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥ ५९ ॥

૫૯ તે માટે સંપત્તિની કામનાવાળા પુરુષોએ સત્કાર કરતી વેળાએ તથા ઉપનયન, વિવાહ આદિ ઉત્સવોમાં નિત્ય ઘરેણાં અને વસ્ત્રો આપીને તથા ભોજનો કરાવીને કુટુંબની સ્ત્રીઓનો સત્કાર કરવો.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ ६० ॥

૬૦ જે કુળમાં ભર્તાર ભાર્યાથી અને ભાર્યા ભર્તારથી સંતુષ્ટ રહે છે તે કુળનું ખરેખર કલ્યાણ થાય છે.

**यदि हि स्त्री न रोचेत पुमांसं न प्रमोदयेत् ।**
**अप्रमोदात्पुनः पुंसः प्रजनं न प्रवर्तते ॥ ६१ ॥**

૬૧ સ્ત્રી જો આભૂષણો તથા વસ્ત્રોથી શોભાયમાન રહેતી નથી તો તે પુરુષને પ્રસન્ન કરી શકતી નથી અને પુરુષને હર્ષ ( આનંદ ) ન થવાથી તેને સંતતિ–પ્રજા થતી નથી.

**( यदा भर्ता च भार्या च परस्परवशानुगौ ।**
**तदा धर्मार्थकामानां त्रयाणामपि संगतम् ॥**

જ્યારે ભર્તા અને ભાર્યા પરસ્પર પ્રીતિવાળાં રહે છે ત્યારે ધર્મ, અર્થ અને કામ એ ત્રણેય પદાર્થોનો તેમને લાભ થાય છે. )

**स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ।**
**तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥ ६२ ॥**

૬૨ સ્ત્રી જો આભૂષણ વગેરેથી ઝળઝળાટ રહે છે તો તેનું આખું કુળ દીપી નીકળે છે. પરંતુ સ્ત્રી જો આભૂષણ વગેરેથી ઝળઝળાટ રહેતી નથી તો તેનું આખું કુળ પણ શોભતું નથી.

***कुविवाहैः क्रियालोपैर्वेदानध्ययनेन च ।**
**कुलान्यकुलतां यान्ति ब्राह्मणातिक्रमेण च ॥ ६३ ॥**

૬૩ શાસ્ત્રમાં નિન્દેલા વિવાહો કરવાથી, પોતપોતાના વર્ણાશ્રમની ક્રિયાઓ નહિ કરવાથી, વેદોનું અધ્યયન નહિ કરવાથી અને બ્રાહ્મણોનું અપમાન કરવાથી સારાં કુળો અધમપણાને પામે છે.

---

* આ શ્લોકથી ત્રણ શ્લોક સુધીમાં કુળની અધમતા કેવી રીતે થાય છે, તે વાત દર્શાવી છે. અને ૬૬ મા શ્લોકમાં કુળની ઉન્નતિ કેમ થાય છે, તેનાં કારણો દર્શાવ્યાં છે. હાલમાં જેઓ પોતાને કુલીન કહેવરાવે છે તેઓમાં કુલીનતાનું એક પણ લક્ષણ જોવામાં આવતું નથી. છતાં તેઓ કુળનું મિથ્યા અભિમાન ધારણ કરી રહ્યા છે. તેઓએ વેદ અને શાસ્ત્રોનો અભ્યાસ છોડી દીધો છે, ઇચ્છાપૂર્વક વર્તે છે, દુધ, દહિં, ઘી વગેરેનો વ્યાપાર કરે છે, નીચની પાસેથી દાન લે છે, આટલેથી જ વાત અટકી નથી, પરંતુ અભક્ષ્યભક્ષણ, અપેયપાન વગેરે કરે છે, આ બધાં કૂળનો જ નહિ, પરંતુ જાતિનો પણ નાશ કરનારાં કર્મો કર્યાં છતાં કેટલાએક મિથ્યાભિમાનીઓ પૂર્વજોનાં કુલીનપણાનું અભિમાન રાખી બેઠા છે. અને નાતિલાઓ પણ કેવળ અંધપરંપરાથી તેમને જ કુલીન ગણે છે. આવી અંધપરંપરાનો જ્યાંસુધી જ્ઞાતિના વિદ્વાનો ત્યાગ કરીને શાસ્ત્રાનુસાર વર્તનારાઓને કુલીન ગણશે નહિ, ત્યાંસુધી જ્ઞાતિમંડળની કદીપણ ઉન્નતિ થશે નહિ. કુળની ઉન્નતિનો આધાર વેદાધ્યયન, સદાચાર, ધર્માચરણ વગેરે ઉપર છે. જે વાત હવે પછીના ૬૬ મા શ્લોકમાં દર્શાવી છે.

शिल्पेन व्यवहारेण शूद्रापत्यैश्च केवलैः ।
गोभिरश्वैश्च यानैश्च कृष्या राजोपसेवया ।। ६४ ।।

૬૪ શિલ્પ કરવાથી એટલે ચિત્ર તથા કોતર વગેરે કારીગિરીનો ધંધો કરવાથી, વ્યવહારથી એટલે વ્યાજ વટંતરનો ધંધો કરવાથી, શૂદ્ર જાતિની સ્ત્રીને વિશે સંતાનો ઉત્પન્ન કરવાથી, ગાય ઘોડા અને રથ વગેરે વાહનો વેચવાનો ધંધો કરવાથી અથવા તો તે દ્વારા લોકોને લઇ જવાનો ધંધો કરવાથી, ખેતીવાડીનો ધંધો કરવાથી, રાજાની ચાકરી કરવાથી,

अयाज्ययाजनैश्चैव नास्तिक्येन च कर्मणाम् ।
कुलान्याशु विनश्यन्ति यानि हीनानि मन्त्रतः ।। ६५ ।।

૬૫ યજ્ઞ કરવાનો અધિકારી ન હોય તેવાને યજ્ઞ કરાવવાથી, શ્રૌત તથા સ્માર્ત કર્મોનાં ફળો ઉપર અશ્રદ્ધા રાખવાથી તથા વેદ નહિ ભણવાથી ઉત્તમ કુળો પણ ઝટ હલકાં પડી જાય છે.

मन्त्रतस्तु समृद्धानि कुलान्यल्पधनान्यपि ।
कुलसंख्यां च गच्छन्ति कर्षन्ति च महद्यशः ।। ६६ ।।

૬૬ જે કુળો નિર્ધન હોવા છતાં પણ વેદાધ્યયનરૂપ ધનથી સમૃદ્ધિવાળાં હોય છે તે કુળની ગણત્રીમાં આવે છે તથા મોટા યશને પ્રાપ્ત કરે છે.

*वैवाहिकेऽग्नौ कुर्वीत गृह्यं कर्म यथाविधि ।
पञ्चयज्ञविधानं च पक्तिं चान्वाहिकीं गृही ।। ६७ ।।

૬૭ જે અગ્નિની સમક્ષમાં વિવાહ કરવામાં આવે છે તે અગ્નિ વૈવાહિક કહેવાય છે. તે વિવાહ સમયના અગ્નિમાં ગૃહસ્થાશ્રમી પુરુષે વિધિ પ્રમાણે સવારનો તથા સાંજનો હોમ, અષ્ટકાદિ હોમ, શાંતિ પૌષ્ટિક કર્મ, વૈશ્વદેવ તથા નિત્યનો પાક (ભોજન) તૈયાર કરવો.

पञ्च सूना गृहस्थस्य चुल्ली पेषण्युपस्करः ।
कण्डनी चोदकुम्भश्च बध्यते यास्तु वाहयन् ।। ६८ ।।

---

* શૂદ્ર પણ ગૃહસ્થાશ્રમી છે અને તે પણ વિવાહ સમયે અગ્નિમાં લાજા હોમ કરે છે અને તેથી દ્વિજવર્ણની પેઠે તેને પણ આવસથ્યાદિક સ્માર્ત કર્મ કરવાનો અધિકાર આ શ્લોકમાં કહ્યા પ્રમાણે પ્રાપ્ત થાય છે. પરંતુ ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કે; જેને શ્રૌત કર્મનો અધિકાર છે તેવા દ્વિજ વર્ણને જ સ્માર્ત કર્મમાં પણ અધિકાર છે. માટે શૂદ્રોને લૌકિકાગ્નિમાં માત્ર નામ મંત્રથી જ વૈશ્વદેવ કરવાનો અધિકાર છે.

૬૮ ગૃહસ્થના ઘરમાં પાંચ હિંસાનાં સ્થાનો છે. જેમકે ચૂલો, ઘંટી, સાવરણી, ખાંડણીઓ તથા સાંબેલું અને પાણીયારું—આટલી વસ્તુઓનો ઉપયોગ કરનારો ગૃહસ્થ પાપથી બંધાય છે.

પાંચ મહાયજ્ઞો.

**तासां क्रमेण सर्वासां निष्कृत्यर्थं महर्षिभिः ।**
**पञ्च कॢप्ता महायज्ञाः प्रत्यहं गृहमेधिनाम् ॥ ६९ ॥**

૬૯ તે સર્વ હિંસાઓના પ્રાયશ્ચિત્ત માટે મહર્ષિઓએ ગૃહસ્થાશ્રમીઓને માટે ક્રમે કરીને નિત્ય પાંચ મહાયજ્ઞો નિર્માણ કર્યા છે.

**अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम् ।**
**होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम् ॥ ७० ॥**

૭૦ એ પાંચ મહાયજ્ઞો આ પ્રમાણે છે. વેદ ભણવો તથા ભણાવવો તે **બ્રહ્મયજ્ઞ** કહેવાય છે, પાણીથી પિતૃઓનું તર્પણ કરવું તે પિતૃયજ્ઞ કહેવાય છે, અગ્નિમાં હોમ કરવો તે દેવયજ્ઞ કહેવાય છે, પ્રાણીમાત્રને બલિ આપવા તે ભૂતયજ્ઞ કહેવાય છે અને અતિથિઓનો સત્કાર કરવો તે મનુષ્યયજ્ઞ કહેવાય છે.

**पञ्चैतान्यो महायज्ञान्न हापयति शक्तितः ।**
**स गृहेऽपि वसन्नित्यं सूनादोषैर्न लिप्यते ॥ ७१ ॥**

૭૧ જે પુરુષ શક્તિ પ્રમાણે આ પાંચ મહાયજ્ઞ કરે છે, તે પુરુષ ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ નિત્ય હિંસાના દોષોથી લેપાતો નથી.

**देवतातिथिभृत्यानां पितॄणामात्मनश्च यः ।**
**न निर्वपति पञ्चानामुच्छ्वसन्न स जीवति ॥ ७२ ॥**

૭૨ જે પુરુષ દેવતાઓનું, અતિથિઓનું, ભૃત્યોનું એટલે પોષણ કરવા યોગ્ય માતાપિતાનું, પિતૃઓનું અને પોતાના પિંડનું એમ પાંચનું પોષણ કરતો નથી, તે જીવતાં છતાં પણ મૂવા સમાન છે.

**अहुतं च हुतं चैव तथा प्रहुतमेव च ।**
**ब्राह्म्यं हुतं प्राशितं च पञ्चयज्ञान्प्रचक्षते ॥ ७३ ॥**

૭૩ *કેટલાએક અહુતને, હુતને, પ્રહુતને, બ્રાહ્મહુતને અને પ્રાશિતને પાંચ મહાયજ્ઞ કહે છે.

---

* કોઇ વેદની શાખામાં આ નામોથી પાંચ મહાયજ્ઞો કહેલા છે. પાંચ મહાયજ્ઞો વેદમાં કહેલા છે, આમ દર્શાવવા માટે મનુએ ફરીથી જૂદાં નામોથી આ શ્લોકમાં પાંચ મહાયજ્ઞો કહ્યા છે.

जपोऽहुतो हुतो होमः प्रहुतो भौतिको बलिः ।
ब्राह्मं हुतं द्विजाग्र्यार्चा प्राशितं पितृतर्पणम् ॥ ७४ ॥

૭૪ ગાયત્રીના જપને અહુત કહે છે, અગ્નિમાં કરેલા હોમને હુતં કહે છે, પ્રાણીઓને આપેલા બલિને પ્રહુત કહે છે, વેદશાસ્ત્રસંપન્ન શ્રેષ્ઠ બ્રાહ્મણોની પૂજાને બ્રાહ્મહુત કહે છે અને ઉદકથી કરેલા પિતૃઓનાં તર્પણને પ્રાશિત કહે છે.

स्वाध्याये नित्ययुक्तः स्याद्दैवे चैवेह कर्मणि ।
दैवकर्मणि युक्तो हि बिभर्तीदं चराचरम् ॥ ७५ ॥

૭૫ *ગૃહસ્થાશ્રમી પુરુષે સ્વાધ્યાયમાં (વેદાધ્યયન કરવામાં) તથા દેવકર્મમાં (વૈશ્વદેવમાં) નિત્ય તત્પર રહેવું. કારણ કે જે પુરુષ દેવકર્મમાં (વૈશ્વદેવના કર્મમાં) તત્પર રહે છે તે આ સ્થાવર જંગમરૂપ જગતનું પોષણ કરે છે.

†अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ ७६ ॥

૭૬ અગ્નિમાં વેદોક્ત વિધિથી હોમેલી આહુતિ સૂર્યને પહોંચે છે, સૂર્યમાંથી જળની વૃષ્ટિ થાય છે, જળની વૃષ્ટિથી અન્ન પાકે છે અને અન્ન ખાવાથી પ્રજા પ્રાણ ધારણ કરે છે.

---

* દેવકર્મમાં એટલે વૈશ્વદેવના કર્મમાં તત્પર રહેનારો પુરુષ અગ્નિમાં હોમ કરે છે તે ધૂમાડારૂપે સૂર્યમંડળમાં જાય છે અને સૂર્ય જળની વૃષ્ટિ કરે છે, વૃષ્ટિથી અન્ન નિપજે છે અને અન્નથી પ્રજાનું પોષણ થાય છે. માટે પરંપરાએ વૈશ્વદેવાદિક દૈવકર્મ કરનારો આખા જગતનું પોષણ કરનારો ગણાય છે.

† યજ્ઞ, યાગ, હોમ, હવન વગેરે ક્રિયાઓ પરિણામે પ્રાણીમાત્રનું કલ્યાણ કરનારી છે. આપણે દેવોને જે હવિષ્ આપીએ છીએ તે દેવોને અન્નરૂપે પ્રાપ્ત થાય છે અને દેવો યજમાનની સર્વ કામનાઓ પૂર્ણ કરે છે, આ તેનું મુખ્ય ફળ છે અને તેની સાથે બીજું ફળ પણ છે. અગ્નિમાં હોમેલી આહુતિ વરાળરૂપે કિરણોદ્વારા સૂર્યમંડળના અગ્નિમાં પહોંચે છે અને વૃષ્ટિને રોકનારાં ધૂમાડાથી ઉત્પન્ન થએલાં વાંદળાંઓનો એવી વરાળ નાશ કરે છે. આ રીતે આવરણ દૂર થવાથી ધૂમરહિત વાદળાંમાંથી વૃષ્ટિ થાય છે અને તે વૃષ્ટિથી જે અન્ન ઉત્પન્ન થાય છે તે રસ કસવાળું હોય છે અને તે અન્નનો ઉપયોગ કરવાથી મનુષ્યનું આયુષ્ય, બળ વગેરે વધે છે તેમજ સૂર્યનાં કિરણો પૃથ્વીમાંથી પાણીને ખેંચીને સૂર્યમંડળમાં લઈ જાય છે અને વૃષ્ટિ સમયે તે જળ નીચે પડતું નથી પણ બીજાં કિરણોદ્વારા ધ્રુવમંડળમાં થઇને પાછું સૂર્યમંડળમાં પ્રવેશ કરે છે. પરંતુ યજ્ઞ યાગ કરવાથી તે જળ બીજાં કિરણોદ્વારા ધ્રુવમંડળમાં નહિ જતાં ભૂમિપર જ પડે છે. માટે યજ્ઞ યાગ કરવાની આવશ્યક્તા છે.

**यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः ।**
**तथा गृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः ॥ ७७ ॥**

૭૭ જેમ સર્વ પ્રાણીઓ પ્રાણવાયુનો આશ્રય કરીને જીવે છે તેમ સર્વે આશ્રમો ગૃહસ્થાશ્રમીનો આશ્રય કરીને જીવે છે. માટે ગૃહસ્થે સર્વ પ્રાણીને આજીવિકા આપવી.

**( यथा नदीनदाः सर्वे समुद्रे यांति संस्थितिम् ।**
**एवमाश्रमिणः सर्वे गृहस्थे यांति संस्थितिम् ॥**

જેમ નદીઓ અને નદો સર્વે સમુદ્રનો આશ્રય કરે છે તેમ સર્વે અશ્રમીઓ ગૃહસ્થાશ્રમીનો આશ્રય કરીને રહે છે.)

**यस्मात्त्रयोऽप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम् ।**
**गृहस्थेनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥ ७८ ॥**

૭૮ જે કારણથી ગૃહસ્થ જ નિત્ય વિદ્યાનું તથા અન્નનું દાન આપીને, ત્રણેય આશ્રમીઓને ટકાવી રાખે છે તે માટે ગૃહસ્થાશ્રમી પુરુષ બીજા આશ્રમીઓના કરતાં શ્રેષ્ઠ ગણાય છે.

***स संधार्यः प्रयत्नेन स्वर्गमक्षयमिच्छता ।**
**सुखं चेहेच्छता नित्यं योऽधार्यो दुर्बलेन्द्रियैः ॥ ७९ ॥**

---

* ગૃહસ્થાશ્રમ બીજા ત્રણ આશ્રમનો ઉપકાર કરનાર છે. એટલું જ નહિ પરંતુ યજ્ઞાદિક ક્રિયાઓથી દેવોને પ્રસન્ન કરવાનું એક સાધન છે. પરંતુ આ આશ્રમને દુર્બળ ઇંદ્રિયવાળાઓ એટલે આંધળા, પાંગળા, કાણા વગેરે ચલાવી શકતા નથી. મીમાંસા શાસ્ત્રમાં આંધળા, પાંગળા વગેરે યજ્ઞયાગ કરવાને અનધિકારી હોવાથી તેઓને ગૃહસ્થાશ્રમમાં પણ અયોગ્ય માનેલા છે. તેઓને તો બ્રહ્મચર્ય, સંન્યાસ વગેરેનાં અધિકારી માનેલા છે. માટે જેઓ ગૃહસ્થાશ્રમ ચલાવવાને સમર્થ છતાં યજ્ઞ યાગ, પાંચ મહાયજ્ઞ, કુટુંબપોષણ વગેરેનો કલેશ સહેવાને કાયર હોવાથી પ્રજામાં પોતે જ્ઞાની હોવાનો ડોળ કરી બ્રહ્મચારી તથા સંન્યાસી થઇ ગૃહસ્થાશ્રમના સર્વે વૈભવો ભોગવે છે તેવા દંભી બ્રહ્મચારીઓ અને સંન્યાસીઓ પાપના ભાગી થાય છે. આ વાત આ સ્મૃતિના છઠ્ઠા અધ્યાયના શ્લોક ૩૭ મામાં કહી છે કે; "अनधीत्य द्विजो वेदान् જે મનુષ્ય વેદાધ્યયન, પુત્રોત્પત્તિ, અને યજ્ઞયાગ એ ત્રણ પ્રકારનાં કર્મવડે દેવ, ઋષિ અને પિતૃઓના ઋણમાંથી મુક્ત થયા વિના જ સંન્યાસ ધારણ કરે છે તે નરકમાં પડે છે." શતપથ બ્રાહ્મણમાં પણ મિથ્યા સંન્યાસીઓને ઉદ્દેશીને કહ્યું છે કે;– 'इंद्रोयतीन्शालावृकेभ्यः प्रायच्छत् ઇંદ્રે દંભી સંન્યાસીઓના કટકા કરીને કુતરાઓની આગળ નાંખી દીધા.'

૭૯ જેને સ્વર્ગનાં અક્ષય સુખની તથા આ લોકનાં સુખની ઇચ્છા હોય તેણે નિત્ય ગૃહસ્થાશ્રમ ધારણ કરવો; જે ગૃહસ્થાશ્રમ અજિતેંદ્રિય (નિર્બળ અને અધીર એવા) પુરુષોથી ધારણ થઇ શક્તો નથી.*

**ऋषयः पितरो देवा भूतान्यतिथयस्तथा ।**
**आशासते कुटुम्बिभ्यस्तेभ्यः कार्यं विजानता ॥ ८० ॥**

૮૦ ઋષિઓ, પિતરો, દેવો, પ્રાણીઓ અને અતિથિઓ કુટુંબી એવા ગૃહસ્થોની પાસેથી વેદાધ્યયન, શ્રાદ્ધ, યજ્ઞ અને ભોજન વગેરેની આશા કરે છે. માટે વિદ્વાન્ ગૃહસ્થે તેઓને ઉદ્દેશીને પાંચ મહાયજ્ઞો કરવા.

**स्वाध्यायेनार्चयेतर्षीन्होमैर्देवान्यथाविधि ।**
**पितॄन् श्राद्धैश्च नॄनन्नैर्भूतानि बलिकर्मणा ॥ ८१ ॥**

૮૧ સ્વાધ્યાયવડે ઋષિઓનું, હોમવડે દેવોનું, શ્રાદ્ધવડે પિતૃઓનું, અન્નવડે મનુષ્યોનું તથા બલિવડે પ્રાણીઓનું વિધિપૂર્વક પૂજન કરવું.

**कुर्यादहरहः श्राद्धमन्नाद्येनोदकेन वा ।**
**पयोमूलफलैर्वापि पितृभ्यः प्रीतिमावहन् ॥ ८२ ॥**

૮૨ ગૃહસ્થે પિતૃઓની પ્રીતિ સંપાદન કરવા માટે જળ, તલ, જવ, ચોખા વગેરે અન્નવડે અને તેના અભાવે દુધ, કંદ અને ફળોવડે દરરોજ શ્રાદ્ધ કરવું.

**एकमप्याशयेद्विप्रं पित्रर्थे पाञ्चयज्ञिके ।**
**न चैवात्राशयेत्किंचिद्वैश्वदेवं प्रति द्विजम् ॥ ८३ ॥**

૮૩ †પાંચ મહાયજ્ઞોમાં આવેલા પિતૃયજ્ઞમાં (શ્રાદ્ધમાં) એક બ્રાહ્મ-

---

અહીં કહેવાનું તાત્પર્ય એવું છે કે, ખરાં જ્ઞાન અને વૈરાગ્ય વિના સંન્યાસ ધારણ કરવો નહિ. પરંતુ ગૃહસ્થાશ્રમમાં રહીને વેદોક્ત કર્મો કરવાં.

* આ શ્લોકમાં दुर्बलेंद्रियः નો અર્થ મીમાંસા શાસ્ત્ર પ્રમાણે અંધ, બધિર, પંગુ, મૂક વગેરે થાય છે અને તેવાને અગ્ન્યાધાનનો અધિકાર નથી; તેથી તે ગાર્હસ્થ્ય ધર્મ પાળી શકતા નથી; માટે તેવાઓએ સંન્યાસ લેવો. વળી સત્ય બોલવું, પરસ્ત્રીનો ત્યાગ કરવો, કુટુંબીઓનું પોષણ કરવું, સર્વને ભોજન કરાવ્યા પછી ભોજન કરવું, અતિથિઓનો સત્કાર કરવો, આ બધાં કાર્યો નિર્બળ મનના તથા નિર્બળ ઇંદ્રિયવાળા અધીર પુરુષથી બની શકતાં નથી. પરંતુ જિતેન્દ્રિય અને ધીર પુરુષોથી બની શકે છે, એટલા માટે ગૃહસ્થાશ્રમીએ ઇંદ્રિયોને પોતાના વશમાં રાખવાની જરૂર છે.

† શ્રાદ્ધનાં બે અંગ છે; દેવ અને પિતૃ. તેમાં એક દેવકાર્ય અને બીજું પિતૃકાર્ય છે. દેવતાને ઉદ્દેશીને બ્રાહ્મણને જમાડે નહિ તો ચાલે, પરંતુ પિતૃઓને ઉદ્દેશીને તો અવશ્ય બ્રાહ્મણભોજન કરાવવું.

ણને પણ જમાડવો. પરંતુ વૈશ્વદેવના કાર્યમાં શક્તિ ન હોય તો એક પણ બ્રાહ્મણને જમાડવો નહિ.

**वैश्वदेवस्य सिद्धस्य गृह्येऽग्नौ विधिपूर्वकम् ।**
**आभ्यः कुर्याद्देवताभ्यो ब्राह्मणो होममन्वहम् ॥ ८४ ॥**

૮૪ વિશ્વેદેવતાઓને માટે પાક (રસોઇ) તૈયાર કરીને બ્રાહ્મણે, ક્ષત્રિયે તથા વૈશ્યે વિધિપૂર્વક નીચેના દેવતાઓને ઉદ્દેશીને દરરોજ ગૃહ્યાગ્નિમાં હોમ કરવો.

**अग्नेः सोमस्य चैवादौ तयोश्चैव समस्तयोः ।**
**विश्वेभ्यश्चैव देवेभ्यो धन्वन्तरय एव च ॥ ८५ ॥**

૮૫ પ્રથમ અગ્નિને અને સોમને જૂદી જૂદી આહુતિઓ આપવી, તે પછી બન્નેને એકઠી આહુતિ આપવી, તે પછી વિશ્વેદેવતાઓને આહુતિ આપવી અને પછી ધન્વંતરિને આહુતિ આપવી. તે આ પ્રમાણેઃ—"**अग्नये स्वाहा, सोमाय स्वाहा, अग्नीषोमाभ्यां स्वाहा, विश्वेभ्यो देवेभ्यः स्वाहा, धन्वंतरये स्वाहा.**"

**कुह्वै चैवानुमत्यै च प्रजापतय एव च ।**
**सहद्यावापृथिव्योश्च तथा स्विष्टकृतेऽन्ततः ॥ ८६ ॥**

૮૬ કુહુને (અમાવાસ્યાને), અનુમતિને (પૂર્ણિમાને) અને પ્રજાપતિને આહુતિ આપવી, દ્યાવા અને પૃથ્વીને એકઠી આહુતિ આપવી અને છેવટે સ્વિષ્ટકૃતને આહુતિ આપવી. તે આહુતિ આ પ્રમાણે આપવીઃ–"**कुह्वै अमायै स्वाहा, पौर्णमास्यै अनुमत्यै स्वाहा, प्रजापतये स्वाहा, द्यावापृथ्वीभ्यां स्वाहा, अग्नये स्विष्टकृते स्वाहा.**"

**एवं सम्यग्घविर्हुत्वा सर्वदिक्षु प्रदक्षिणम् ।**
**इन्द्रान्तकाप्पतीन्दुभ्यः सानुगेभ्यो बलिं हरेत् ॥ ८७ ॥**

૮૭ એ પ્રમાણે દેવતાઓના ધ્યાનમાં પરાયણ થઇ ઉપર કહેલા દેવતાઓને ઉદ્દેશીને અગ્નિમાં વિધિ પ્રમાણે આહુતિ આપીને સર્વ દિશાઓમાં અનુક્રમે ઇંદ્ર વગેરે દેવોને પ્રદક્ષિણા કરવી, અર્થાત્ પહેલાં પૂર્વ દિશામાં, પછી પશ્ચિમ દિશામાં એમ પ્રદક્ષિણા કરીને ઇંદ્ર, યમ, વરુણ અને ચંદ્રને તથા તેઓના અનુચરોને બલિ આપવા. તે બલિ આપવાનો વિધિ આ પ્રમાણે છે;–પૂર્વ દિશામાં **इंद्राय नमः इंद्रपुरुषेभ्यो नमः** એમ કહીને ઇંદ્રને તથા

તેમના અનુચરોને બલિ આપવો, દક્ષિણ દિશામાં यमाय नमः यमपुरुषेभ्यो नमः એમ કહીને યમને અને યમના અનુચરોને બલિ આપવો, પશ્ચિમ દિશામાં वरुणाय नमः वरुणपुरुषेभ्यो नमः એમ કહીને વરુણને તથા વરુણના અનુચરોને બલિ આપવો, ઉત્તર દિશામાં सोमाय नमः सोमपुरुषेभ्यो नमः એમ કહીને સોમ તથા સોમના અનુચરોને બલિ આપવો.

**मरुद्भ्य इति तु द्वारि क्षिपेदप्स्वद्भ्य इत्यपि ।**
**वनस्पतिभ्य इत्येवं मुसलोलूखले हरेत् ॥ ८८ ॥**

૮૮ ઘરના બારણામાં मरुद्भ्यो नमः એમ કહીને મરુત્ દેવોને બલિ આપવો, પાણીમાં अद्भ्यो नमः એમ કહીને જળ દેવને બલિ આપવો અને મુસળ તથા ખાંડણીયા પાસે वनस्पतिभ्यो नमः એમ કહીને વનસ્પતિ દેવતાઓને બલિ આપવો.

**उच्छीर्षके श्रियै कुर्याद्भद्रकाल्यै च पादतः ।**
**ब्रह्मवास्तोष्पतिभ्यां तु वास्तुमध्ये बलिं हरेत् ॥ ८९ ॥**

૮૯ વાસ્તુ પુરુષના મસ્તકના ભાગ ઉપર અર્થાત્ ઘરના ઇશાન ખૂણામાં श्रियै नमः એમ કહીને શ્રી દેવીને બલિ આપવો. વાસ્તુ પુરુષના ચરણમાં भद्रकाल्यै नमः એમ કહીને ભદ્રકાલીને બલિ આપવો અને વાસ્તુ પુરુષના મધ્ય પ્રદેશમાં અર્થાત્ ઘરના મધ્ય ભાગમાં ब्रह्मवास्तोस्पतिभ्यां नमः એમ કહીને બ્રહ્મા તથા વાસ્તોસ્પતિને બલિ આપવો.

**विश्वेभ्यश्चैव देवेभ्यो बलिमाकाश उत्क्षिपेत् ।**
**दिवाचरेभ्यो भूतेभ्यो नक्तंचारिभ्य एव च ॥ ९० ॥**

૯૦ विश्वेभ्यो देवेभ्यो नमः એમ કહીને આકાશમાં વિશ્વેદેવતાઓને બલિ આપવો, દિવસે दिवाचरेभ्यो भूतेभ्यो नमः એમ કહીને દિવાચર દેવોને બલિ આપવો અને રાત્રે नक्तंचरेभ्यो नमः એમ કહીને નક્તચારી ( રાત્રે વિચરવાવાળા ) દેવોને બલિ આપવો.

**पृष्ठवास्तुनि कुर्वीत बलिं सर्वात्मभूतये ।**
**पितृभ्यो बलिशेषं तु सर्वं दक्षिणतो हरेत् ॥ ९१ ॥**

૯૧ ઘરના સૌથી ઉપરના ભાગમાં सर्वात्मभूतये नमः એમ કહીને સર્વાત્મભૂતિને બલિ આપવો અને બલિ આપતાં જે બાકી રહે તે બધું અપસવ્ય કરીને पितृभ्यो नमः એમ કહીને દક્ષિણ દિશામાં પિતૃઓને બલિ તરીકે આપવું.

**शुनां च पतितानां च श्वपचां पापरोगिणाम् ।**
**वायसानां कृमीणां च शनकैर्निर्वपेद्भुवि ॥ ९२ ॥**

૯૨ તે પછી શ્વાનોને, પતિતોને, ચાંડાલોને, કોઢીઆ વગેરે પાપી રોગવાળાઓને, કાગડાઓને અને કીડી વગેરે કીટોને અનાજ ધૂળવાળું ન થાય તેમ ધીરે ધીરે પૃથ્વીપર અન્નના બલિ આપવા.

**एवं यः सर्वभूतानि ब्राह्मणो नित्यमर्चति ।**
**स गच्छति परं स्थानं तेजोमूर्तिं पथर्जुना ॥ ९३ ॥**

૯૩ એ પ્રમાણે જે દ્વિજવર્ણનો પુરુષ સર્વ પ્રાણીઓને હમેશાં બલિદાન આપીને તેઓનો સત્કાર કરે છે, તે પાંચભૌતિક દેહનો ત્યાગ કરી, તૈજસ સ્વરૂપને ધારણ કરે છે અને અર્ચિર્ માર્ગવડે પરલોકમાં જાય છે અર્થાત્ મોક્ષ પામે છે.

**कृत्वैतद्बलिकर्मैवमतिथिं पूर्वमाशयेत् ।**
**भिक्षां च भिक्षवे दद्याद्विधिवद्ब्रह्मचारिणे ॥ ९४ ॥**

૯૪ એ પ્રમાણે બલિનું કર્મ કર્યા પછી પ્રથમ અતિથિને ભોજન કરાવવું તથા ભિક્ષુકને ( સંન્યાસીને ) અને બ્રહ્મચારીને વિધિપૂર્વક ભિક્ષા આપવી.

**यत्पुण्यफलमाप्नोति गां दत्त्वा विधिवद्गुरोः ।**
**तत्पुण्यफलमाप्नोति भिक्षां दत्त्वा द्विजो गृही ॥ ९५ ॥**

૯૫ ગૃહસ્થાશ્રમી એવો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વિધિ પ્રમાણે ગુરુને ગાયનું દાન કરીને જે પુણ્યફળ સંપાદન કરે છે, તે જ પુણ્ય ફળ ભિક્ષુકને તથા બ્રહ્મચારીને ભિક્ષા આપવાથી સંપાદન કરે છે.

**भिक्षामप्युदपात्रं वा सत्कृत्य विधिपूर्वकम् ।**
**वेदतत्त्वार्थविदुषे ब्राह्मणायोपपादयेत् ॥ ९६ ॥**

૯૬ વેદના ખરા અર્થને જાણનારા વેદવેત્તા વિદ્વાન્ બ્રાહ્મણનો વિધિપૂર્વક સત્કાર કરીને તેને ગ્રાસ માત્ર પણ ભિક્ષા આપવી અથવા તો એક પાત્ર પાણી પણ આપવું.

**नश्यन्ति हव्यकव्यानि नराणामविजानताम् ।**
**भस्मीभूतेषु विप्रेषु मोहाद्दत्तानि दातृभिः ॥ ९७ ॥**

૯૭ દાતાઓ ભસ્મીભૂત બ્રાહ્મણોને એટલે મૂર્ખ બ્રાહ્મણોને અજ્ઞાનથી

હવ્યો અને કવ્યો આપે છે તો તે મૂર્ખોને આપેલાં હવ્યો તથા કવ્યો નિષ્ફળ થાય છે.

**विद्यातपःसमृद्धेषु हुतं विप्रमुखाग्निषु ।**
**निस्तारयति दुर्गाच्च महतश्चैव किल्बिषात् ।। ९८ ।।**

૯૮ વિદ્યા ભણવાથી તથા તપ કરવાથી સિદ્ધિવાળા બ્રાહ્મણોના મૂખરૂપી અગ્નિમાં જો હોમવામાં આવે છે અર્થાત્ વિદ્વાન્ અને તપસ્વી એવા બ્રાહ્મણોને જો ભોજન કરાવવામાં આવે છે તો તે ભોજન મોટાં પાપમાંથી તથા સંકટમાંથી તારે છે.

**( अनर्हते यद्ददाति न ददाति यदर्हते ।**
**अर्हानर्हापरिज्ञानाद्धनी धर्मान्न हीयते ।।**

ધનવાન્ પુરુષ યોગ્ય તથા અયોગ્ય પુરુષને નહિ ઓળખવાથી કુપાત્રને દાન આપે છે અને સુપાત્રને આપતો નથી, આમ વિપરીત રીતે વર્તવાથી તે ધર્મથી ભ્રષ્ટ થતો નથી. કારણ કે તેને પાત્ર તથા અપાત્રનું જ્ઞાન નથી.)

**( काले न्यायागतं पात्रे विधिवत्प्रतिपादितम् ।**
**ददाति परमं सौख्यमिह लोके परत्र च ।।**

ન્યાયથી મળેલું ધન સમય ઉપર શાસ્ત્રોક્ત વિધિપ્રમાણે સુપાત્રને આપ્યું હોય તો તે આ લોકમાં અને પરલોકમાં પરમ સુખ આપે છે.)

**( प्रतिग्रहेण शुद्धेन शस्त्रेण क्रयविक्रयात् ।**
**यथाक्रमं द्विजातीनां धनं न्यायादुपागतम् ।।**

બ્રાહ્મણ શુદ્ધ પ્રતિગ્રહથી, ક્ષત્રિય શસ્ત્રથી અને વૈશ્ય વ્યાપારથી અનુક્રમે જે ધન મેળવે છે તે ધન, ન્યાયથી મેળવેલું ગણાય છે.)

**संप्राप्ताय त्वतिथये प्रदद्यादासनोदके ।**
**अन्नं चैव यथाशक्ति सत्कृत्य विधिपूर्वकम् ।। ९९ ।।**

૯૯ ગૃહસ્થને ઘેર અતિથિ પોતાની મેળે આવી ચઢે તો ગૃહસ્થે તેનો વિધિપૂર્વક સત્કાર કરીને તેને બેસવા માટે આસન, પીવા માટે પાણી અને શક્તિ પ્રમાણે અન્ન આપવું. અર્થાત્ દરિદ્રે પણ અતિથિનું અપમાન કરવું નહિ.

**शिलानप्युञ्छतो नित्यं पञ्चाग्नीनपि जुह्वतः ।**
**सर्वं सुकृतमादत्ते ब्राह्मणोऽनर्चितो वसन् ।। १०० ।।**

૧૦૦ નિત્ય શિલોંછ વૃત્ત્ત કરીને આજીવિકા કરતો હોય અથવા તો પાંચ અગ્નિમાં હોમ કરતો હોય, તે પુરુષ પણ જો પોતાને ઘેર આવેલા અતિથિનું પૂજન કરે નહિ તો તે અતિથિ તેનું સર્વ પુણ્ય લઈને ચાલ્યો જાય છે.

**तृणानि भूमिरुदकं वाक्तुर्थी च सूनृता ।**
**एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥ १०१ ॥**

૧૦૧ અન્ન આપવાની શક્તિ ન હોય તો બેસવા માટે સાદરી, વિશ્રાંતિ માટે ભૂમિ, પીવા માટે પાણી અને પ્રિય તથા હિતકારક કથા વાર્તા, આટલી વસ્તુઓ તો સત્પુરુષોના ઘરમાં કોઈપણ દહાડો મળ્યા વગર રહેતી નથી.

**एकरात्रं तु निवसन्नतिथिर्ब्राह्मणः स्मृतः ।**
**अनित्यं हि स्थितो यस्मात्तस्मादतिथिरुच्यते ॥ १०२ ॥**

૧૦૨ જે બ્રાહ્મણ એક રાત્રિ નિવાસ કરે છે તેને શાસ્ત્રમાં અતિથિ કહે છે. તે નિત્ય વાસ કરતો નથી તે માટે અતિથિ કહેવાય છે.

**नैकग्रामीणमतिथिं विप्रं साङ्गतिकं तथा ।**
**उपस्थितं गृहे विद्याद्भार्या यत्राग्नयोऽपि वा ॥ १०३ ॥**

૧૦૩ એક ગામનો રહેનારો અથવા તો ઇતિહાસો તથા વિચિત્ર પ્રકારની કથાઓ કહીને સંબંધ રાખનારો બ્રાહ્મણ આવ્યો હોય તો તેને અતિથિ જાણવો નહિ. પોતે પરદેશ ગયો હોય તો પણ પાછળ ભાર્યા ( સ્ત્રી ) તથા અગ્નિ ઘરમાં હોય તો ત્યાં અતિથિનો સત્કાર કરવો અને ભાર્યા તથા અગ્નિ પ્રવાસમાં પોતાની સાથે હોય તો ત્યાં પણ અતિથિનો સત્કાર કરવો.

**उपासते ये गृहस्थाः परपाकमबुद्धयः ।**
**तेन ते प्रेत्य पशुतां व्रजन्त्यन्नादिदायिनाम् ॥ १०४ ॥**

૧૦૪ પરાન્ન ભોજનના દોષને નહિ જાણનારા જે ગૃહસ્થો પારકે ઘેર અતિથિ તરિકે જઈને ભોજન કરે છે, તેઓ મરણ પછી ભોજન કરાવનારાઓને ત્યાં પશુ થઈને અવતરે છે.

**( परपाकान्नपुष्टस्य सततं गृहमेधिनः ।**
**दत्तमिष्टं तपोऽधीतं यस्यान्नं तस्य तद्भवेत् ॥**

જે ગૃહસ્થ રોજ રોજ પરાન્ન ખાઈને પુષ્ટ થાય છે, તે ગૃહસ્થના દાનનું, યજ્ઞનું, તપનું અને સ્વાધ્યાયનું ફળ, જેનું તે અન્ન ખાય છે તેને તે મળે છે. )

अप्रणोद्योऽतिथिः सायं सूर्योढो गृहमेधिना ।
काले प्राप्तस्त्वकाले वा नास्यानश्नन्गृहे वसेत् ॥ १०५ ॥

૧૦૫ સાયંકાળે સૂર્યાસ્ત થઇ જવાથી અતિથિ પોતાને ઘેર આવી ચઢે તો ગૃહસ્થે તેને પાછો કાઢવો નહિ, અર્થાત્ ઉતારો આપીને ભોજન કરાવવું. વૈશ્વદેવ થઇ રહ્યા પછી ભોજન કરવાને સમયે અતિથિ આવ્યો હોય અથવા તો સાયંકાળનું ભોજન થઇ ગયા પછી આવ્યો હોય તો પણ ગૃહસ્થે અતિથિને ભૂખ્યો રાખવો નહિ. અર્થાત્ ભોજન થઇ ગયા પછી અતિથિ આવી ચઢે તો બાકી વધેલું અન્ન અતિથિને આપવું અથવા તો નવી રસોઇ કરીને તેને જમાડવો.

न वै स्वयं तदश्नीयादतिथिं यन्न भोजयेत् ।
धन्यं यशस्यमायुष्यं स्वर्ग्यं वातिथिपूजनम् ॥ १०६ ॥

૧૦૬ ઘી, દુધ, દહીં તથા મિષ્ટાન્ન વગેરે જે પદાર્થ અતિથિને ખવરાવ્યો ન હોય તે પદાર્થ પોતે પણ ખાવો નહિ. અતિથિનું પૂજન કરવાથી ધન મળે છે, જગતમાં યશ મળે છે, આયુષ્ય વધે છે અને સ્વર્ગ મળે છે.

आसनावसथौ शय्यामनुव्रज्यामुपासनाम् ।
उत्तमेषूत्तमं कुर्याद्धीने हीनं समे समम् ॥ १०७ ॥

૧૦૭ બેસવા માટે સાદરી વગેરે આસન, વિશ્રાંતિ માટે ઘર, સુવા માટે શય્યા, જાય ત્યારે તેને વળાવવા જવું તથા વાતચિત કરીને તેની સેવા કરવી. આ સર્વ ઉત્તમ અતિથિને ઉત્તમ, મધ્યમ અતિથિને મધ્યમ અને સામાન્ય અતિથિને સામાન્ય રીતે કરવાં.

वैश्वदेवे तु निर्वृत्ते यद्यन्योऽतिथिराव्रजेत् ।
तस्याप्यन्नं यथाशक्ति प्रदद्यान्न बलिं हरेत् ॥ १०८ ॥

૧૦૮ વૈશ્વદેવ કર્યા પછી સૌ ભોજન કરી રહે અને અન્ન બાકી બચ્યું ન હોય તે વખતે જો બીજો અતિથિ આવી ચઢે તો શક્તિ પ્રમાણે નવી રસોઇ કરીને તેને પણ જમાડવો, પરંતુ તે પાકમાંથી બલિ મૂકવા નહિ.

न भोजनार्थं स्वे विप्रः कुलगोत्रे निवेदयेत् ।
भोजनार्थं हि ते शंसन्वान्ताशीत्युच्यते बुधैः ॥ १०९ ॥

૧૦૯ બ્રાહ્મણે ભોજનને માટે પોતાનાં કુળ તથા ગોત્ર કહેવાં નહિ. બ્રાહ્મણ જો ભોજનને માટે પોતાનાં કુળ તથા ગોત્ર કહે છે તો તે વાંતાશી (ઓકેલું ખાનારો) કહેવાય છે, એમ ધર્મશાસ્ત્રવેત્તાઓ કહે છે.

*न ब्राह्मणस्य त्वतिथिर्गृहे राजन्य उच्यते ।
वैश्यशूद्रौ सखा चैव ज्ञातयो गुरुरेव च ॥ ११० ॥

૧૧૦ બ્રાહ્મણને ઘેર ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, પોતાનો મિત્ર, નાતિલાઓ અને ગુરુ આટલા અતિથિ ગણાતા નથી.

यदि त्वतिथिधर्मेण क्षत्रियो गृहमाव्रजेत् ।
भुक्तवत्सु च विप्रेषु कामं तमपि भोजयेत् ॥ १११ ॥

૧૧૧ કદાચ ક્ષત્રિય બ્રાહ્મણને ઘેર અતિથિ તરિકે ભોજન વખતે આવી ચઢે તો બ્રાહ્મણો જમ્યા પછી ક્ષત્રિયને પણ જમાડવો.

वैश्यशूद्रावपि प्राप्तौ कुटुम्बेऽतिथिधर्मिणौ ।
भोजयेत्सह भृत्यैस्तावानृशंस्यं प्रयोजयन् ॥ ११२ ॥

૧૧૨ કુટુંબવાળા બ્રાહ્મણને ઘેર વૈશ્ય અને શૂદ્ર પણ અતિથિ તરિકે આવી ચઢ્યા હોય તો તેઓના ઉપર દયા કરીને સેવકોની સાથે તેમને પણ જમાડવા.

इतरानपि सख्यादीन्संप्रीत्या गृहमागतान् ।
प्रकृत्यान्नं यथाशक्ति भोजयेत्सह भार्यया ॥ ११३ ॥

૧૧૩ બીજા પણ મિત્રો, નાતિલાઓ, બંધુઓ, સંબંધીઓ વગેરે પ્રીતિથી પોતાને ઘેર આવે તો શક્તિ પ્રમાણે ઉત્તમ પ્રકારનું ભોજન તૈયાર કરીને પોતે તથા પોતાની સ્ત્રીએ જાતે હાજર રહીને, તેઓને પણ જમાડવા.

सुवासिनीः कुमारीश्च रोगिणो गर्भिणीः स्त्रियः ।
अतिथिभ्योऽग्र एवैतान्भोजयेदविचारयन् ॥ ११४ ॥

---

* આ સ્મૃતિમાં બ્રાહ્મણને ઘેર ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર વગેરે અન્ય વર્ણને અતિથિ તરિકે માનવાનો નિષેધ કરવામાં આવ્યો છે. પરંતુ પારાશર સ્મૃતિમાં તો ચંડાલ પર્યંત કોઇ પણ જાતનો પુરુષ અતિથિ થઇ શકે છે એમ કહ્યું છે. આ બન્ને સ્મૃતિમાં પરસ્પર વિરોધ ઉપર ઉપરથી જણાય છે, પરંતુ વિરોધ જેવું કંઈ પણ નથી. મનુએ બ્રાહ્મણને ઘેર ક્ષત્રિય વૈશ્ય વગેરે અતિથિ થઇ શકે નહિ, એમ કહ્યું છે. તેથી તેઓ પૂજા વગેરે આતિથ્યસત્કાર લઈ શકે નહિ એમ જણાવ્યું છે. પણ તે ઉપરથી એમ સિદ્ધ થતું નથી કે, વૈશ્વદેવ થઈ રહ્યા પછી ક્ષુધાપીડિત કોઇ આવ્યો હોય તો તેને ભોજન આપવું નહિ. બ્રાહ્મણભોજન પહેલાં અન્ય વર્ણને જમાડવો નહિ. પરંતુ બ્રાહ્મણભોજન થઇ રહ્યા પછી બીજી જાતિના પુરુષોનો પણ ભોજનાદિકથી સત્કાર કરવો, એ વાત મનુને પણ ઇષ્ટ છે.

૧૧૪ સુવાસિણી સ્ત્રીઓને, કુમારીકાઓને, રોગીઓને અને ગર્ભિણી સ્ત્રીઓને, અતિથિઓની પણ પહેલાં વિચાર કર્યા વિના જમાડવાં.

अदत्त्वा तु य एतेभ्यः पूर्वं भुङ्क्ते विचक्षणः ।
स भुञ्जानो न जानाति श्वगृध्रैर्जग्धिमात्मनः ॥ ११५ ॥

૧૧૫ શાસ્ત્રને નહિ જાણનારો જે ગૃહસ્થ અતિથિથી માંડીને સેવક પર્યંતને ભોજન કરાવ્યા વિના પોતે પ્રથમ ભોજન કરે છે, તે ભોજન કરતી વખતે જાણતો નથી કે, મરણ પછી સ્મશાનમાં કૂતરાઓ અને ગીધ પક્ષીઓ મને ખાઇ જશે.

*भुक्तवत्स्वथ विप्रेषु स्वेषु भृत्येषु चैव हि ।
भुञ्जीयातां ततः पश्चादवशिष्टं तु दम्पती ॥ ११६ ॥

૧૧૬ બ્રાહ્મણ અતિથિઓ, સંબંધીઓ તથા પોષ્ય વર્ગો ભોજન કરી રહ્યા પછી બાકી બચેલા અન્નનું સ્ત્રી પુરુષે ભોજન કરવું.

देवानृषीन्मनुष्यांश्च पितॄन्गृह्याश्च देवताः ।
पूजयित्वा ततः पश्चाद्गृहस्थः शेषभुग्भवेत् ॥ ११७ ॥

૧૧૭ દેવતાઓનું, ઋષિઓનું, મનુષ્યોનું, પિતૃઓનું અને ઘરના દેવતાઓનું (સૂર્ય, ગણપતિ, શિવ, ગૌરી, વિષ્ણુ વગેરેનું) પૂજન કરીને પછી ગૃહસ્થે પોતાની સ્ત્રી સાથે પાંચ મહાયજ્ઞ કરતાં શેષ રહેલાં અન્નનું ભોજન કરવું.

†अघं स केवलं भुंक्ते यः पचत्यात्मकारणात् ।
यज्ञशिष्टाशनं ह्येतत्सतामन्नं विधीयते ॥ ११८ ॥

૧૧૮ જે ગૃહસ્થ પાંચ મહાયજ્ઞ કરતો નથી (એટલે દેવતા વગેરેને અન્ન આપતો નથી), પરંતુ કેવળ પોતાને માટે ભોજન તૈયાર કરે છે, તે ગૃહસ્થ કેવળ પાપનું જ ભોજન કરે છે. કારણ કે પાંચ મહાયજ્ઞ કરતાં શેષ રહેલાં અન્નનું સત્પુરુષોએ ભોજન કરવું, આવો શાસ્ત્રનો વિધિ છે.

राजर्त्विक्स्नातकगुरून्प्रियश्वशुरमातुलान् ।
अर्हयेन्मधुपर्केण परिसंवत्सरात्पुनः ॥ ११९ ॥

* સેવકોને જમાડ્યા પછી જમવું, એવો અહીં તાત્પર્ય નથી, પરંતુ એઓનું પોષણ કરવામાં તાત્પર્ય છે. † શ્રીકૃષ્ણ પરમાત્માએ ભગવદ્ગીતામાં પંચમહાયજ્ઞની પ્રશંસા કરતાં કહ્યું છે કે;–यज्ञशिष्टाशिनः संतो मुच्यन्ते सर्वकिल्बिषात् પંચમહાયજ્ઞની શેષનો ઉપભોગ કરનારા મનુષ્યો સર્વ પાપમાંથી છૂટે છે.'

૧૧૯ (અતિથિની પૂજાના પ્રસંગમાં બીજા પણ કેટલાએક ઘેર આવેલા પૂજ્યોની પૂજાનો વિધિ કહે છે.) મૂર્ધાભિષિક્ત રાજા, ઋત્વિજ, સ્નાતક (ગુરુના ઘરમાં રહીને સંપૂર્ણ વિદ્યાધ્યયન કરનારો બ્રાહ્મણ), ગુરુ, પ્રિય (મિત્ર, જમાઇ વગેરે), સસરો અને મામો આટલા એક વર્ષ વીતી ગયા પછી પાછા ઘેર આવે તો તેઓની મધુપર્કથી પૂજા કરવી.

**राजा च श्रोत्रियश्चैव यज्ञकर्मण्युपस्थितौ ।**
**मधुपर्केण संपूज्यौ न त्वयज्ञ इति स्थितिः ॥ १२० ॥**

૧૨૦ ચક્રવર્તી રાજા તથા વેદવેત્તા બ્રાહ્મણ આ બન્ને (એક વર્ષમાં પણ) ફરીને યજ્ઞના પ્રસંગમાં આવી ચઢ્યા હોય તો મધુપર્કથી તેઓની પૂજા કરવી. પરંતુ યજ્ઞ શિવાય બીજા પ્રસંગે આવ્યા હોય તો તેઓની પૂજા કરવી નહિ, આવી ધર્મની મર્યાદા છે.

**सायं त्वन्नस्य सिद्धस्य पत्न्यमन्त्रं बलिं हरेत् ।**
**वैश्वदेवं हि नामैतत्सायंप्रातर्विधीयते ॥ १२१ ॥**

૧૨૧ સ્ત્રીએ સાયંકાળે તૈયાર કરેલા પાકમાંથી મંત્ર ભણ્યાવિના જ બલિ આપવા. આ કર્મનું નામ વૈશ્વદેવ છે અને તે સાયંકાળે તથા પ્રભાતમાં કરવામાં આવે છે.

***पितृयज्ञं तु निर्वर्त्य विप्रश्चेन्दुक्षयेऽग्निमान् ।**
**पिण्डान्वाहार्यकं श्राद्धं कुर्यान्मासानुमासिकम् ॥ १२२ ॥**

શ્રાદ્ધનો વિધિ.

૧૨૨ અગ્નિહોત્રી એવા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે અમાવાસ્યાને દિવસે પિંડપિતૃયજ્ઞ કરી રહ્યા પછી મહિને મહિને પિંડાન્વાહાર્યક નામનું શ્રાદ્ધ કરવું.

**पितॄणां मासिकं श्राद्धमन्वाहार्यं विदुर्बुधाः ।**
**तच्चामिषेण कर्तव्यं प्रशस्तेन प्रयत्नतः ॥ १२३ ॥**

૧૨૩ પિતૃઓના માસિક શ્રાદ્ધને પંડિતો અન્વાહાર્યક શ્રાદ્ધ કહે છે અને તે અન્વાહાર્યક શ્રાદ્ધ પ્રયત્નપૂર્વક પવિત્ર એવા માંસવડે કરવું.

---

* અમાવાસ્યાને દહાડે નિત્ય હોમ કર્યા પછી પિતૃઓને ઉદ્દેશીને અગ્નિમાં હોમ કરવો અને પછી એક ખાડો ખોદીને તેમાં પિંડો મૂકવા અને તે પિંડોમાંથી થોડોક ભાગ લઇને બ્રાહ્મણોએ ખાવો. પિંડનું અન્વાહરણ કરવામાં આવે છે, તેથી આ શ્રાદ્ધને પિંડાન્વાહાર્યક શ્રાદ્ધ કહે છે. અથવા તો પિંડપિતૃયજ્ઞ કર્યા પછી આ શ્રાદ્ધ કરવામાં આવે છે, તેથી આને અન્વાહાર્ય શ્રાદ્ધ કહે છે.

( न निर्वपति यः श्राद्धं प्रमीतपितृको द्विजः ।
इन्दुक्षये मासि मासि प्रायश्चित्तीभवेत्तु सः ॥

જેનો પિતા મરી ગયો હોય તેવો દ્વિજ વર્ણ, મહિને મહિને અમાવાસ્યાને દહાડે જો શ્રાદ્ધ કરતો નથી તો તે પ્રાયશ્ચિત્તનું પાત્ર થાય છે.)

तत्र ये भोजनीयाः स्युर्ये च वर्ज्या द्विजोत्तमाः ।
यावन्तश्चैव यैश्चान्नैस्तान्प्रवक्ष्याम्यशेषतः ॥ १२४ ॥

૧૨૪ શ્રાદ્ધમાં કેવા બ્રાહ્મણોને જમાડવા, કેવાને ત્યાગ કરવા, કેટલા બ્રાહ્મણોને જમાડવા અને તેઓને કેવાં અન્નોથી જમાડવા, તે સંપૂર્ણ હું તમને કહું છું.

*द्वौ दैवे पितृकार्ये त्रीनेकैकमुभयत्र वा ।
भोजयेत्सुसमृद्धोऽपि न प्रसज्जेत विस्तरे ॥ १२५ ॥

૧૨૫ શ્રાદ્ધમાં દેવકર્મ અને પિતૃકર્મ, એમ બે કર્મો હોય છે. તેમાં દેવકર્મમાં બે બ્રાહ્મણો જમાડવા અને પિતૃકર્મમાં (શ્રાદ્ધમાં) ત્રણ બ્રાહ્મણો જમાડવા અથવા તો બન્ને કર્મમાં એક એક બ્રાહ્મણ જમાડવો. ગૃહસ્થ સારો સમૃદ્ધિવાળો હોય, તોપણ તેણે વિસ્તારથી બ્રાહ્મણભોજન કરાવવામાં પ્રવૃત્ત થવું નહિ.

†सत्क्रियां देशकालौ च शौचं ब्राह्मणसंपदः ।
पञ्चैतान्विस्तरो हन्ति तस्मान्नेहेत विस्तरम् ॥ १२६ ॥

૧૨૬ વિસ્તાર કરવાથી બ્રાહ્મણોનો સત્કાર થઈ શકતો નથી, દક્ષિણાદિક દિશા તથા અપરાહ્નકાળની યોગ્યતા સચવાતી નથી, જોઈએ તેવી પવિત્રતા રહેતી નથી અને સારા બ્રાહ્મણો મળી શકતા નથી. આ પાંચ બાબતો વિસ્તાર કરવાથી સચવાતી નથી, માટે શ્રાદ્ધમાં વિસ્તાર કરવો નહિ.

प्रथिता प्रेतकृत्यैषा पित्र्यं नाम विधुक्षये ।
तस्मिन्युक्तस्यैति नित्यं प्रेतकृत्यैव लौकिकी ॥ १२७ ॥

---

*મેધાતિથિ કહે છે કે, પિતા, પિતામહ અને પ્રપિતામહ, એ ત્રણેયના ત્રણ ત્રણ બ્રાહ્મણ મળીને નવ બ્રાહ્મણ અને વિશ્વેદેવતાના બબ્બે એમ તેર બ્રાહ્મણો જમાડવા.

† શ્રાદ્ધમાં બે પાક કરવામાં આવે છે. એક પિતૃઓના પ્રતિનિધિઓને માટે અને બીજો સગાં સંબંધીઓ તથા જ્ઞાતિઓને માટે. આ શ્લોકમાં વિસ્તાર કરવાનો નિષેધ કર્યો છે, તે પિતૃઓના પ્રતિનિધિઓને માટે કરેલા પાકમાટે વિસ્તારનો નિષેધ છે. પરંતુ ભૂરિભોજનનો એટલે શ્રાદ્ધનિમિત્તે બ્રાહ્મણો જમાડવાનો નિષેધ નથી.

૧૨૭ અમાવાસ્યાને દિવસે આ પ્રમાણે મરી ગયેલા પૂર્વજોને ઉદ્દેશીને જે કર્મ કરવામાં આવે છે તે પિત્ર્ય કર્મ તરિકે પ્રખ્યાત છે. જે મનુષ્ય નિત્ય આ પિત્ર્ય કર્મ કરે છે તેને ( લોકપ્રસિદ્ધ પિતૃકર્મ કરનારાને ) તે કર્મ, પુત્ર, પૌત્ર, ધન, ધાન્ય વગેરે ફળ આપે છે.

श्रोत्रियायैव देयानि हव्यकव्यानि दातृभिः ।
अर्हत्तमाय विप्राय तस्मै दत्तं महाफलम् ॥ १२८ ॥

૧૨૮ યજમાનોએ વેદ ભણનારા તથા સદાચારસંપન્ન બ્રાહ્મણને જ દેવકાર્ય તથા પિતૃકાર્ય નિમિત્તે હવ્ય અને કવ્ય આપવાં. કારણ કે તેને આપેલું દાન મોટું ફળ આપે છે.

एकैकमपि विद्वांसं दैवे पित्र्ये च भोजयेत् ।
पुष्कलं फलमाप्नोति नामन्त्रज्ञान्बहूनपि ॥ १२९ ॥

૧૨૯ દેવના કાર્યમાં અને પિતૃના કાર્યમાં ( યજ્ઞમાં તથા શ્રાદ્ધમાં) વેદ તથા શાસ્ત્ર જાણનારા એક એક બ્રાહ્મણને પણ જમાડવાથી પુષ્કળ ફળ મળે છે. પરંતુ વેદ નહિ જાણનારા એવા ઘણા બ્રાહ્મણોને પણ જમાડવાથી ફળ મળતું નથી.

दूरादेव परीक्षेत ब्राह्मणं वेदपारगम् ।
तीर्थं तद्धव्यकव्यानां प्रदाने सोऽतिथिः स्मृतः ॥ १३० ॥

૧૩૦ વેદમાં પારંગત એવા બ્રાહ્મણની માતાપિતા તરફની શુદ્ધ કુળ-પરંપરાની પરીક્ષા કરવી. કારણ કે તેવો બ્રાહ્મણ હવ્ય તથા કવ્ય આપવાનું પાત્ર અને અતિથિ ગણાય છે.

सहस्रं हि सहस्राणामनृचां यत्र भुञ्जते ।
एकस्तान्मन्त्रवित्प्रीतः सर्वानर्हति धर्मतः ॥ १३१ ॥

૧૩૧ એક લાખ વેદ નહિ જાણનાર ભોજન કરતા હોય, તે સર્વ બ્રાહ્મણના ભોજનનું ફળ, ભોજન કરવાથી પ્રસન્ન થયેલો એક વેદવેત્તા બ્રાહ્મણ ધર્મ પ્રમાણે આપી શકે છે.

ज्ञानोत्कृष्टाय देयानि कव्यानि च हवींषि च ।
न हि हस्तावसृग्दिग्धौ रुधिरेणैव शुद्ध्यतः ॥ १३२ ॥

૧૩૨ કવ્ય ( પિતૃઓને ઉદ્દેશીને આપવામાં આવતાં બલિ ) તથા હવ્ય (દેવોને ઉદ્દેશીને આપવામાં આવતાં બલિ) જ્ઞાનવડે ઉત્તમ એવા બ્રાહ્મ-

ણોને આપવાં. પરંતુ મૂર્ખાઓને આપવાં નહિ. કારણ કે લોહીથી ખરડાયલા હાથ લોહીથી જ શુદ્ધ થતા નથી.

यावतो ग्रसते ग्रासान्हव्यकव्येष्वमन्त्रवित् ।
तावतो ग्रसते प्रेत्य दीप्तशूलष्टर्ययोगुडान् ॥ १३३ ॥

૧૩૩ વેદ નહિ જાણનારો બ્રાહ્મણ દેવકર્મમાં (યજ્ઞમાં) અને પિતૃકર્મમાં (શ્રાદ્ધમાં) જેટલા કોળીયા ગળે છે, તેટલાં ધગધગતાં લોઢાનાં શૂલ, ઋષ્ટિ તથા ગોળાઓ શ્રાદ્ધ કરનારા યજમાનને ગળવા પડે છે.

*ज्ञाननिष्ठा द्विजाः केचित्तपोनिष्ठास्तथापरे ।
तपःस्वाध्यायनिष्ठाश्च कर्मनिष्ठास्तथापरे ॥ १३४ ॥

૧૩૪ કેટલાએક બ્રાહ્મણો જ્ઞાનનિષ્ઠ હોય છે, કેટલાએક બ્રાહ્મણો તપોનિષ્ઠ હોય છે, કેલાએક બ્રાહ્મણો તપ અને સ્વાધ્યાયમાં નિષ્ઠાવાળા હોય છે અને કેટલાએક બ્રાહ્મણો કર્મમાં નિષ્ઠાવાળા હોય છે.

ज्ञाननिष्ठेषु कव्यानि प्रतिष्ठाप्यानि यत्नतः ।
हव्यानि तु यथान्यायं सर्वेष्वेव चतुर्ष्वपि ॥ १३५ ॥

૧૩૫ કવ્ય કહેતાં પિતૃઓને આપવા યોગ્ય બલિ પ્રયત્નપૂર્વક જ્ઞાનનિષ્ઠ પુરુષોને આપવાં અને હવ્ય કહેતાં દેવોને ઉદ્દેશીને આપવા યોગ્ય બલિ ઉપર કહેલા ચારેયને આપવાં.

યજ્ઞમાં તથા શ્રાદ્ધમાં જમાડવાયોગ્ય બ્રાહ્મણો.

अश्रोत्रियः पिता यस्य पुत्रः स्याद्वेदपारगः ।
अश्रोत्रियो वा पुत्रः स्यात्पिता स्याद्वेदपारगः ॥ १३६ ॥

૧૩૬ જેનો પિતા વેદ ભણેલો ન હોય, પરંતુ પુત્ર વેદમાં પારંગત હોય અથવા તો જેનો પુત્ર વેદ ભણેલો ન હોય, પરંતુ જેનો પિતા વેદમાં પારંગત હોય,

ज्यायांसमनयोर्विद्याद्यस्य स्याच्छ्रोत्रियः पिता ।
मन्त्रसंपूजनार्थं तु सत्कारमितरोऽर्हति ॥ १३७ ॥

૧૩૭ આ બન્ને પ્રકારના બ્રાહ્મણોમાં જેનો પિતા શ્રોત્રિય (વેદપાઠી) હોય તેને શ્રેષ્ઠ જાણવો અને બીજો પણ વેદ ભણવાથી સત્કારપાત્ર ગણાય છે.

---

* જ્ઞાનનિષ્ઠ એટલે આત્મજ્ઞાની વગેરે, તપોનિષ્ઠ એટલે વાનપ્રસ્થ વગેરે, તપ તથા સ્વાધ્યાયનિષ્ઠ એટલે બ્રહ્મચારી અને કર્મનિષ્ઠ એટલે ગૃહસ્થાશ્રમી જાણવા.

न श्राद्धे भोजयेन्मित्रं धनैः कार्योऽस्य संग्रहः ।
नारिं न मित्रं यं विद्यात्तं श्राद्धे भोजयेद्द्विजम् ॥ १३८ ॥

૧૩૮ શ્રાદ્ધમાં મિત્રને ભોજન કરાવવું નહિ, પરંતુ જો મિત્રનો સંગ્રહ કરવો હોય તો ધન આપીને કરવો. જેને પોતાનો શત્રુ કે મિત્ર જાણતા ન હોઈએ તેવા બ્રાહ્મણને શ્રાદ્ધમાં જમાડવો.

यस्य मित्रप्रधानानि श्राद्धानि च हवींषि च ।
तस्य प्रेत्य फलं नास्ति श्राद्धेषु च हविःषु च ॥ १३९ ॥

૧૩૯ જે શ્રાદ્ધમાં તથા યજ્ઞમાં પોતાના મિત્રોને મુખ્ય નિમંત્રણ કરીને જમાડે છે, તેને શ્રાદ્ધમાં અને યજ્ઞમાં ભોજન કરાવવાનું ફળ પરલોકમાં મળતું નથી.

यः सङ्गतानि कुरुते मोहाच्छ्राद्धेन मानवः ।
स स्वर्गाच्च्यवते लोकाच्छ्राद्धमित्रो द्विजाधमः ॥ १४० ॥

૧૪૦ જે મનુષ્ય મૂર્ખપણાથી શ્રાદ્ધમાં ભોજનનું કહીને મિત્રતા બાંધે છે, તે શ્રાદ્ધથી મિત્રતા બાંધનારો અધમ દ્વિજજાતિનો પુરુષ સ્વર્ગલોકમાંથી ભ્રષ્ટ થાય છે.

संभोजनी साभिहिता पैशाची दक्षिणा द्विजैः ।
इहैवास्ते तु सा लोके गौरन्धेवैकवेश्मनि ॥ १४१ ॥

૧૪૧ જે શ્રાદ્ધકર્મમાં મિત્રમંડળ એકઠું મળીને ભોજન કરે છે તે પૈશાચી દક્ષિણા કહેવાય છે અને તે દક્ષિણા (ભોજનદાન વગેરે) આંધળી ગાય જેમ એક ઘરમાંજ રહે છે, પરંતુ ત્યાંથી બહાર નીકળી શકતી નથી, તેમ આ લોકમાં જ રહે છે; પરંતુ પરલોકમાં પિતૃના ઉપકાર અર્થે કામ લાગતી નથી.

यथेरिणे बीजमुप्त्वा न वप्ता लभते फलम् ।
तथाऽनृचे हविर्दत्त्वा न दाता लभते फलम् ॥ १४२ ॥

૧૪૨ જેમ ઉખર ભૂમિમાં બીજ વાવવાથી વાવનારાને તેનું ફળ મળતું નથી, તેમ વેદ નહિ જાણનારા બ્રાહ્મણને હવિષ્ આપવાથી દાતાને તેનું ફળ મળતું નથી.

दातॄन्प्रतिग्रहीतॄंश्च कुरुते फलभागिन ।
विदुषे दक्षिणां दत्त्वा विधिवत्प्रेत्य चेह च ॥ १४३ ॥

૧૪૩ પરંતુ વિદ્વાનને શાસ્ત્રોક્ત વિધિથી ભોજન અને દક્ષિણા આપવામાં આવે છે તો તે દાતાઓને અને પ્રતિગ્રહિતાઓને (લેનારાઓને) આલોકમાં તથા પરલોકમાં ફળના ભાગી કરે છે.

**कामं श्राद्धेऽर्चयेन्मित्रं नाभिरूपमपि त्वरिम् ।**
**द्विषता हि हविर्भुक्तं भवति प्रेत्य निष्फलम् ॥ १४४ ॥**

૧૪૪ શ્રાદ્ધમાં જો યોગ્ય બ્રાહ્મણ મળે નહિ તો મિત્રને જમાડવો, પરંતુ વિદ્વાન્ હોવા છતાં પણ શત્રુને જમાડવો નહિ. કારણ કે શત્રુ જે હવ્યનું અથવા તો કવ્યનું ભોજન કરે છે, તેનું ફળ દાતાને પરલોકમાં મળતું નથી.

**यत्नेन भोजयेच्छ्राद्धे बह्वृचं वेदपारगम् ।**
**शाखान्तगमथाध्वर्युं छन्दोगं तु समाप्तिकम् ॥ १४५ ॥**

૧૪૫ મંત્ર તથા બ્રાહ્મણસહિત સંપૂર્ણ ઋગ્વેદ જાણનારા બ્રાહ્મણને અથવા તો સંપૂર્ણ યજુર્વેદ જાણનારા બ્રાહ્મણને અથવા તો સંપૂર્ણ સામવેદ જાણનારા બ્રાહ્મણને શ્રાદ્ધમાં પ્રયત્નપૂર્વક ભોજન કરાવવું.

**एषामन्यतमो यस्य भुञ्जीत श्राद्धमर्चितः ।**
**पितॄणां तस्य तृप्तिः स्याच्छाश्वती साप्तपौरुषी ॥ १४६ ॥**

૧૪૬ ઉપર કહેલા બ્રાહ્મણોમાંથી હરકોઇ પણ બ્રાહ્મણ જેના શ્રાદ્ધમાં પૂજાપૂર્વક ભોજન કરે છે, તે પુરુષોના સાત પેઢી સૂધીના પિતૃઓ તૃપ્ત થાય છે.

**एष वै प्रथमः कल्पः प्रदाने हव्यकव्ययोः ।**
**अनुकल्पस्त्वयं ज्ञेयः सदा सद्भिरनुष्ठितः ॥ १४७ ॥**

૧૪૭ હવ્યના અને કવ્યના દાનનો પ્રથમ વિધિ (મુખ્ય વિધિ) કહ્યો. હવે સદાય સત્પુરુષોથી કરવામાં આવતો ગૌણ પક્ષ તમને કહું છું, તે તમે સાંભળો !

**मातामहं मातुलं च स्वस्रीयं श्वशुरं गुरुम् ।**
**दौहित्रं विट्पतिं बन्धुमृत्विग्याज्यौ च भोजयेत् ॥ १४८ ॥**

૧૪૮ ઉપર દર્શાવેલા બ્રાહ્મણો જો મળે નહિ તો પછી માતામહને (નાનાને), મામાને, ભાણેજને, સસરાને, ગુરુને, દૌહિત્રને, જમાઇને, ફઇ, મામા અને માશીના પુત્રોને, ઋત્વિજને અથવા તો શિષ્યને શ્રાદ્ધમાં જમાડવા.

**न ब्राह्मणं परीक्षेत दैवे कर्मणि धर्मवित् ।**
**पित्र्ये कर्माणि तु प्राप्ते परीक्षेत प्रयत्नतः ॥ १४९ ॥**

૧૪૯ ધર્મવેત્તા પુરુષે દેવતાના કર્મમાં બ્રાહ્મણની પરીક્ષા કરવી નહિ, પરંતુ પિતૃના કર્મમાં તો બ્રાહ્મણની પ્રયત્નથી પરીક્ષા કરવી.

**( तेषामन्ये पंक्तिदूष्यास्तथान्ये पंक्तिपावनाः ।**
**अपांक्तेयान्प्रवक्ष्यामि कव्यानर्हान्द्विजाधमान् ॥**

કેટલાએક બ્રાહ્મણો પંક્તિને પવિત્ર કરનારા હોય છે અને કેટલાએક પંક્તિને અપવિત્ર કરનારા હોય છે. તેમાંથી કવ્ય ગ્રહણ કરવાને એટલે શ્રાદ્ધમાં જમવાને અયોગ્ય એવા અપાંક્તેય (પંક્તિમાં બેસવાને અયોગ્ય) અધમ બ્રાહ્મણોનું સ્વરૂપ હું તમને કહું છું.)

**ये स्तेनपतितक्लीबा ये च नास्तिकवृत्तयः ।**
**तान्हव्यकव्ययोर्विप्राननर्हान्मनुरब्रवीत् ॥ १५० ॥**

૧૫૦ જેઓ ચોર, પતિત, નપુંસક અને નાસ્તિકમતના અથવા તો નાસ્તિક પુરુષોની આજીવિકા ખાનારા હોય તેવા બ્રાહ્મણો દેવના કર્મમાં તથા પિતૃઓના કર્મમાં ભોજન કરવાને અયોગ્ય છે, આમ મનુ કહે છે.

શ્રાદ્ધમાં ભોજન કરવાને અયોગ્ય બ્રાહ્મણો.

***जटिलं चानधीयानं दुर्बलं कितवं तथा ।**
**याजयन्ति च ये पूगांस्तांश्च श्राद्धे न भोजयेत् ॥ १५१ ॥**

૧૫૧ જેને ઉપનયન સંસ્કાર થયો હોય, પરંતુ જે વેદાધ્યયન કરતો ન હોય તેવા મિથ્યા બ્રહ્મચારીને, દુર્બળને (તપસ્વીપણાનો ઢોંગ કરનારાને), જુગારીને તથા ઘણાને યજ્ઞ કરાવનારાને શ્રાદ્ધમાં જમાડવા નહિ.

**चिकित्सकान्देवलकान्मांसविक्रयिणस्तथा ।**
**विपणेन च जीवन्तो वर्ज्याः स्युर्हव्यकव्ययोः ॥ १५२ ॥**

૧૫૨ પૈસાને માટે વૈદાંનો ધંધો કરનારાઓને, પૈસા લઈને દેવમંદિરમાં પૂજા કરનારા પૂજારીઓને, માંસ વેચનારાઓને તથા વ્યાપારનો ધંધો કરી આજીવિકા કરનારાઓને હવ્યમાં તથા કવ્યમાં વર્જવા અર્થાત્ દેવકાર્યમાં અને પિતૃકાર્યમાં તેઓને જમાડવા નહિ.

---

* ઘણાને યજ્ઞ કરાવનારાનો અર્થ એવો થાય છે કે, એક યજમાનને જ નહિ પણ અનેક યજમાનોને એક સાથે જ બેસારીને યજ્ઞ કરાવનારા તથા યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના ગમે તેવાને યજ્ઞ કરાવનારા.

**प्रेष्यो ग्रामस्य राज्ञश्च कुनखी श्यावदन्तकः ।**
**प्रतिरोद्धा गुरोश्चैव त्यक्ताग्निर्वार्द्धुषिस्तथा ॥ १५३ ॥**

૧૫૩ રાજાનું તથા ગામનું કાસદું કરનારો, અર્થાત્ ગામોટ, જેના નખ તથા દાંત ખડબચડા થઇ ગયા હોય તથા કાળા પડી ગયા હોય તેવો, ગુરુથી વિરુદ્ધ વર્તનારો, અગ્નિહોત્ર લઇને વિધિ વગર તેનો ત્યાગ કરનારો, વ્યાજ વટંતરનો ધંધો કરનારો,

**यक्ष्मी च पशुपालश्च परिवेत्ता निराकृतिः ।**
**ब्रह्मद्विट् परिवित्तिश्च गणाभ्यन्तर एव च ॥ १५४ ॥**

૧૫૪ ક્ષયરોગી, ઢોર ચરાવનારો, પરિવેત્તા (મોટો ભાઇ કુંવારો હોવા છતાં તેના પહેલાં પરણનારો નાનો ભાઈ), પંચ મહાયજ્ઞ નહિ કરનારો, બ્રાહ્મણોનો દ્વેષ કરનારો, પરિવિત્તિ (નાનો ભાઇ પરણ્યા છતાં કુંવારો એવો મોટો ભાઈ), ઘણા માણસોએ એકઠા થઇને ધર્માદા માટે કાઢેલા ધન ઉપર આજીવિકા કરનારો,

**कुशीलवोऽवकीर्णी च वृषलीपतिरेव च ।**
**पौनर्भवश्च काणश्च यस्य चोपपतिर्गृहे ॥ १५५ ॥**

૧૫૫ આજીવિકા માટે નાચવું, ગાવું, વગાડવું વગેરે કરનારો, પરસ્ત્રીથી બ્રહ્મચર્યનો નાશ કરનારો બ્રહ્મચારી અથવા તો સંન્યાસી, શૂદ્ર જાતિની સ્ત્રીને પરણનારો, પુનર્લગ્નથી ઉત્પન્ન થયેલો, કાણો, જેની સ્ત્રીને ઉપપતિ (રાખેલો પુરુષ) હોય તેવો પુરુષ,

**भृतकाध्यापको यश्च भृतकाध्यापितस्तथा ।**
**शूद्रशिष्यो गुरुश्चैव वाग्दुष्टः कुण्डगोलकौ ॥ १५६ ॥**

૧૫૬ અમુક પગાર ઠરાવીને વેદ તથા શાસ્ત્ર ભણાવનારો, અમુક પગાર આપીને વેદ તથા શાસ્ત્ર ભણનારો, શૂદ્રનો શિષ્ય, શૂદ્રનો ગુરુ, તીક્ષ્ણ વચન બોલનારો, કુંડ (ધણી જીવતાં રાખેલાના પેટથી થયેલો), ગોલક (ધણી મરી ગયા પછી રાખેલાથી થયેલો),

**अकारणपरित्यक्ता मातापित्रोर्गुरोस्तथा ।**
**ब्राह्मैर्यौनैश्च संबन्धैः संयोगं पतितैर्गतः ॥ १५७ ॥**

૧૫૭ કારણ વગર માતા, પિતા અને ગુરુનો ત્યાગ કરનારો, પતિતને

ભણાવનારો, પતિતની પાસે ભણનારો તથા પતિતની સાથે કન્યા લેવા દેવાનો વ્યવહાર કરનારો,

**अगारदाही गरदः कुण्डाशी सोमविक्रयी ।**
**समुद्रयायी बन्दी च तैलिकः कूटकारकः ॥ १५८ ॥**

૧૫૮ ઘરને આગ લગાડનારો, વિષ આપનારો, કુંડજાતિના પુરુષનું ભોજન કરનારો, સોમલતાને વેચનારો, સમુદ્ર માર્ગે યાત્રા કરનારો, ભાટાઇ કરનારો, તેલ પીલવાનું કામ કરનારો, સાક્ષી પુરતી વખતે જૂઠું બોલનારો (અથવા તો ખોટાં તોલાં અને ખોટા સિક્કા વગેરે બનાવનારો),

**पित्रा विवदमानश्च कितवो मद्यपस्तथा ।**
**पापरोग्यभिशस्तश्च दाम्भिको रसविक्रयी ॥ १५९ ॥**

૧૫૯ પિતાની સાથે નિરર્થક કજીઆ કરનારો, બીજાઓને જુગાર રમાડનારો, મદિરા પીનારો, કોઢ, ભગંદર વગેરે રોગવાળો, જેના ઉપર અભિશાપ આવ્યો હોય તેવો, દહીં, દુધ, ઘી, મધ વગેરે રસ વેચનારો,

**धनुःशराणां कर्ता च यश्चाग्रेदिधिषूपतिः ।**
**मित्रध्रुग्द्यूतवृत्तिश्च पुत्राचार्यस्तथैव च ॥ १६० ॥**

૧૬૦ ધનુષ અને બાણ બનાવનારો, મોટી બેન કુંવારી છતાં નાની બેનની સાથે લગ્ન કરનારો, મિત્રનો દ્રોહ કરનારો, જુગાર ઉપર આજીવિકા કરનારો, પુત્રની પાસે વેદ ભણનારો પિતા,

**भ्रामरी गण्डमाली च श्वित्र्यथो पिशुनस्तथा ।**
**उन्मत्तोऽन्धश्च वर्ज्याः स्युर्वेदनिन्दक एव च ॥ १६१ ॥**

૧૬૧ અપસ્મારનો રોગી, કંઠ માળનો રોગી, શ્વેતકોઢવાળો, ચાડીખાનારો, ઉન્મત્ત, આંધળો અને વેદની નિંદા કરનારો, આટલા બ્રાહ્મણને શ્રાદ્ધમાં ભોજન કરાવવું નહિ.

**हस्तिगोश्वोष्ट्रदमको नक्षत्रैर्यश्च जीवति ।**
**पक्षिणां पोषको यश्च युद्धाचार्यस्तथैव च ॥ १६२ ॥**
**स्रोतसां भेदको यश्च तेषां चावरणे रतः ।**
**गृहसंवेशको दूतो वृक्षारोपक एव च ॥ १६३ ॥**

૧૬૨-૧૬૩ હાથી, બળદ, ઘોડા અને ઉંટને કેળવનારો, નક્ષત્રો જોઈ તેનાં ફળ કહીને તે ઉપર આજીવિકા કરનારો (જોશી), પક્ષીઓને પરસ્પર લઢાવવા માટે ઉછેરનારો, યુદ્ધનું શિક્ષણ આપનારો, નદીઓના પ્રવાહોને વાળી જનારો, વહેતાં જળને અટકાવનારો, ઘર બાંધનારો (કડીયા સુતારનું કામ કરનારો), દૂતનું કામ કરનારો, મજૂરી લઈને વૃક્ષ વાવનારો,

**श्वक्रीडी श्येनजीवी च कन्यादूषक एव च ।**
**हिंस्रो वृषलवृत्तिश्च गणानां चैव याजकः ॥ १६४ ॥**

૧૬૪ શિકારી કુતરા પાળનારો, શકરા વગેરે પક્ષીઓ વેચીને પેટ ભરનારો, કન્યાના કન્યાપણાનો નાશ કરનારો, હિંસા કરનારો, શૂદ્રનું ગોરપદું કરનારો, વિનાયક, ભૈરવ વગેરે ગૃહદેવતાઓના યાગો કરાવનારો,

**आचारहीनः क्लीबश्च नित्यं याचनकस्तथा ।**
**कृषिजीवी श्लीपदी च सद्भिर्निन्दित एव च ॥ १६५ ॥**

૧૬૫ આચારભ્રષ્ટ, નપુંસક, ધન છતાં નિત્ય માગ માગ કરનારો, ખેતીપર જીવનારો, શ્લીપદના રોગવાળો (જેના પગ હાથીના પગ જેવા જાડા થઈ ગયા હોય તે), સારા લોકો જેની નિંદા કરતા હોય તેવો,

**औरभ्रिको माहिषिकः परपूर्वापतिस्तथा ।**
**प्रेतनिर्यातकश्चैव वर्जनीयाः प्रयत्नतः ॥ १६६ ॥**

૧૬૬ રબારીનો ધંધો કરનારો, ભેંસો પાળનારો, જેનું બીજા સાથે વેશવાળ થયું હોય તેવી કન્યાને પરણનારો તથા પૈસા લઈને મુડદાને ઉપાડનારો, આટલા બ્રાહ્મણને શ્રાદ્ધમાં પ્રયત્નપૂર્વક જમાડવા નહિ.

**एतान्विगर्हिताचारानपांक्तेयान्द्विजाधमान् ।**
**द्विजातिप्रवरो विद्वानुभयत्र विवर्जयेत् ॥ १६७ ॥**

૧૬૭ આ સર્વ નિન્દવાયોગ્ય આચારવાળા અધમ બ્રાહ્મણો અપાંક્ત્ય (પંક્તિમાં બેસવાને અયોગ્ય) કહેવાય છે. વિદ્વાન્ એવા બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યે તેવા અપાંક્ત્ય બ્રાહ્મણોને દેવના કર્મમાં અને પિતૃના કર્મમાં ત્યાગ કરવા.

**ब्राह्मणस्त्वनधीयानस्तृणाग्निरिव शाम्यति ।**
**तस्मै हव्यं न दातव्यं न हि भस्मनि हूयते ॥ १६८ ॥**

૧૬૮ વેદાધ્યયન નહિ કરનારો બ્રાહ્મણ ખડનો અગ્નિ જેમ તુરત ઠરી જાય છે, તેમ ઝટ ઝંખવાણો પડી જાય છે. તેવા બ્રાહ્મણને હવ્ય તથા કવ્ય

આપવું નહિ. કારણ કે રાખમાં હોમ કરવાથી જેમ હોમેલો પદાર્થ વ્યર્થ જાય છે, તેમ તેવા બ્રાહ્મણને આપેલું દાન પણ વ્યર્થ જાય છે.

**अपांक्तदाने यो दातुर्भवत्यूर्ध्वं फलोदयः ।**
**दैवे हविषि पित्र्ये वा तत्प्रवक्ष्याम्यशेषतः ॥ १६९ ॥**

૧૬૯ પંક્તિમાં સાથે બેસીને ભોજન કરવાને અયોગ્ય એવા અપાંક્ત્ય બ્રાહ્મણને હવ્ય તથા કવ્ય આપવાથી દાતાને પરલોકમાં જે ફળ મળે છે, તે ફળ હું તમને સંપૂર્ણ રીતે કહું છું.

**अव्रतैर्यद्द्विजैर्भुक्तं परिवेत्रादिभिस्तथा ।**
**अपांक्तेयैर्यदन्यैश्च तद्वै रक्षांसि भुञ्जते ॥ १७० ॥**

૧૭૦ વેદ ભણવા માટે કહેલાં વ્રતો નહિ પાળનારા બ્રાહ્મણો, પરિવેત્તા વગેરે બ્રાહ્મણો તથા બીજા અપાંક્ત્ય બ્રાહ્મણો જે ભોજન કરે છે, તે ભોજન રાક્ષસોને પહોંચે છે.

**दाराग्निहोत्रसंयोगं कुरुते योऽग्रजे स्थिते ।**
**परिवेत्ता स विज्ञेयः परिवित्तिस्तु पूर्वजः ॥ १७१ ॥**

૧૭૧ મોટો ભાઇ કુંવારો હોવા છતાં નાનો ભાઇ વિવાહ કરે તથા અગ્નિહોત્ર હોમે તો નાનો ભાઇ પરિવેત્તા કહેવાય છે અને મોટો ભાઇ પરિવિત્તિ કહેવાય છે.

**परिवित्तिः परिवेत्ता यया च परिविद्यते ।**
**सर्वे ते नरकं यान्ति दातृयाजकपञ्चमाः ॥ १७२ ॥**

૧૭૨ પરિવિત્તિ, પરિવેત્તા, જે કન્યાની સાથે વિવાહ થયો હોય તે પરિવિન્ના કન્યા, કન્યાદાતા (પરણાવનાર) તથા વિવાહ કરાવનારો બ્રાહ્મણ આ પાંચેય નરકમાં પડે છે.

***भ्रातुर्मृतस्य भार्यायां योऽनुरज्येत कामतः ।**
**धर्मेणापि नियुक्तायां स ज्ञेयो दिधिषूपतिः ॥ १७३ ॥**

૧૭૩ વિધવા ભાભીની સાથે ધર્મ પ્રમાણે નિયોગ કર્યા પછી જે પુરુષ કામનાથી તેને ચુંબનાદિક કરે છે, તેને दिधिषूपति જાણવો.

---

* નિયોગનો વિષય નવમા અધ્યાયમાં વિસ્તારથી વર્ણવ્યો છે ત્યાં જોઈ લેવો.

परदारेषु जायेते द्वौ सुतौ कुण्डगोलकौ ।
पत्यौ जीवति कुण्डः स्यान्मृते भर्तरि गोलकः ॥ १७४ ॥

૧૭૪ પરસ્ત્રીમાં બે જાતના પુત્રો થાય છે, એક કુંડ અને બીજો ગોલક. પતિ જીવતાં વ્યભિચારથી થયેલો પુત્ર કુંડ કહેવાય છે અને પતિ મરી ગયા પછી વ્યભિચારથી થયેલો પુત્ર ગોલક કહેવાય છે.

( उत्पन्नयोरधर्मेण हव्यकव्ये च नैत्यके ।
यस्तयोरन्नमश्नाति स कुण्डाशी द्विजः स्मृतः ॥

અધર્મથી ઉત્પન્ન થયેલા કુંડના તથા ગોલકના નિત્યના યજ્ઞ તથા શ્રાદ્ધમાં હવ્ય અને કવ્યનું જે બ્રાહ્મણ ભોજન કરે છે, તેને કુંડાશી ( એટલે કુંડગોલકનું અન્નખાનારો જાણવો.)

*तौ तु जातौ परक्षेत्रे प्राणिनौ प्रेत्य चेह च ।
दत्तानि हव्यकव्यानि नाशयेते प्रदायिनाम् ॥ १७५ ॥

૧૭૫ પારકા ક્ષેત્રમાં (પરસ્ત્રીમાં) થયેલા કુંડ અને ગોલક જાતના છોકરાઓને જેઓ દેવકર્મમાં અને પિતૃકર્મમાં ભોજન કરાવે છે, તેઓને તેનું ફળ આ લોકમાં અને પરલોકમાં મળતું નથી.

अपांक्त्यो यावतः पांक्त्यान्भुञ्जानाननुपश्यति ।
तावतां न फलं तत्र दाता प्राप्नोति बालिशः ॥ १७६ ॥

૧૭૬ અપાંક્ત્ય (પંક્તિમાં બેસવાને અયોગ્ય) એવો એક બ્રાહ્મણ ભોજન કરનારા જેટલા પાંક્ત્ય બ્રાહ્મણોને જુવે છે, તે બધા જમનારા બ્રાહ્મણોનું ફળ જમાડનારા મૂર્ખ યજમાનને મળતું નથી. અર્થાત્ શ્રાદ્ધમાં અને યજ્ઞમાં મૂર્ખોને જમાડવા નહિ.

वीक्ष्यान्धो नवतेः काणः षष्टेः श्वित्री शतस्य तु ।
पापरोगी सहस्रस्य दातुर्नाशयते फलम् ॥ १७७ ॥

૧૭૭ શ્રાદ્ધના બ્રાહ્મણો ભોજન કરવા બેઠા હોય ત્યારે આંધળો જો પાસે બેઠો હોય તો નેવું બ્રાહ્મણ જમાડવાનું ફળ દાતાને મળતું નથી. કાણો બ્રાહ્મણ જમનારા બ્રાહ્મણોને જુવે છે તો સાઠ બ્રાહ્મણના ભોજનનું, કોઢીયો

* તેવા પુરુષોને જમાડવાથી અપકીર્તિ થાય છે. તેથી આ લોકમાં ભોજનદાન નિરર્થક થઇ પડે છે; તેમ તેનું ફળ પરલોકમાં પણ મળતું નથી.

બ્રાહ્મણ જુવે છે તો સો બ્રાહ્મણના ભોજનનું અને પાપથી થયેલા રોગવાળો પુરુષ જુવે છે, તો હજાર બ્રાહ્મણના ભોજનનું ફળ દાતાને મળતું નથી.

यावतः संस्पृशेदङ्गैर्ब्राह्मणाञ्छूद्रयाजकः ।
तावतां न भवेद्दातुः फलं दानस्य पौर्तिकम् ॥ १७८ ॥

૧૭૮ શૂદ્રયાજક (શૂદ્રને યજ્ઞ કરાવનારો) બ્રાહ્મણ પોતાનાં અંગોથી જેટલા બ્રાહ્મણોનો સ્પર્શ કરે છે, તેટલા બ્રાહ્મણોને શ્રાદ્ધમાં આપેલાં દાનનું સંપૂર્ણ ફળ દાતાને મળતું નથી.

वेदविद्वापि विप्रोऽस्य लोभात्कृत्वा प्रतिग्रहम् ।
विनाशं व्रजति क्षिप्रमामपात्रमिवाम्भसि ॥ १७९ ॥

૧૭૯ વેદવેત્તા બ્રાહ્મણ પણ લોભને લીધે શૂદ્રયાજકની પાસેથી દાન ગ્રહણ કરે છે, તો માટીનો કાચો ઘડો જેમ પાણીમાં ઝટ નાશ પામે છે, તેમ તે બ્રાહ્મણ પણ ઝટ નાશ પામે છે.

सोमविक्रयिणे विष्ठा भिषजे पूयशोणितम् ।
नष्टं देवलके दत्तमप्रतिष्ठं तु वार्धुषौ ॥ १८० ॥

૧૮૦ સોમવલ્લી વેચનારા બ્રાહ્મણોને દાન આપવાથી, દાતા બીજા જન્મમાં વિષ્ઠા ખાનાર પ્રાણીમાં જન્મે છે, વૈદ્યને દાન આપવાથી દાતા, પરુ અને લોહી ખાનારાં પ્રાણીમાં જન્મે છે તથા દેવના પૂજારીને આપેલું દાતાનું દાન અને વ્યાજ ખાનારાને આપેલું દાતાનું દાન નિષ્ફળ થાય છે.

यत्तु वाणिजके दत्तं नेह नामुत्र तद्भवेत् ।
भस्मनीव हुतं हव्यं तथा पौनर्भवे द्विजे ॥ १८१ ॥

૧૮૧ વ્યાપાર કરનારા બ્રાહ્મણને તથા પુનર્લગ્નથી ઉત્પન્ન થયેલા બ્રાહ્મણને આપેલું દાન રાખમાં કરેલા હોમની પેઠે નિષ્ફળ થાય છે.

इतरेषु त्वपांक्त्येषु यथोद्दिष्टेष्वसाधुषु ।
मेदोसृङ्मांसमज्जास्थि वदन्त्यन्नं मनीषिणः ॥ १८२ ॥

૧૮૨ પંક્તિમાં બેસવાને અયોગ્ય એવા બ્રાહ્મણોને તથા બીજા અસાધુ બ્રાહ્મણોને કરાવેલું ભોજન ચરબી, લોહી, માંસ, મજ્જા (હાડકાંની અંદરનો રસ) તથા હાડકાં સમાન છે, આમ વિદ્વાનો કહે છે.

अपांक्त्योपहता पंक्तिः पाव्यते यैर्द्विजोत्तमैः ।
तान्निबोधत कार्त्स्न्येन द्विजाग्र्यान्पंक्तिपावनान् ॥ १८३ ॥

૧૮૩ હવે પંક્તિમાં બેસવાને અયોગ્ય એવા બ્રાહ્મણોથી અભડાયલી બ્રાહ્મણની પંક્તિને પાવન કરનારા ઉત્તમ બ્રાહ્મણો, હું તમને સંપૂર્ણ રીતે ગણાવું છું, તે તમે સાંભળો.

**अग्र्याः सर्वेषु वेदेषु सर्वप्रवचनेषु च ।**
**श्रोत्रियान्वयजाश्चैव विज्ञेयाः पंक्तिपावनाः ॥ १८४ ॥**

૧૮૪ જેઓ ચારેય વેદોનું તથા તેઓનાં અંગોનું અધ્યયન કરનારા-
પંક્તિપાવન ઓમાં અગ્રેસર હોય તથા જેઓ શ્રોત્રિયના વંશમાં જન્મેલા
બ્રાહ્મણો. હોય, તેઓને પંક્તિપાવન જાણવા.

**त्रिणाचिकेतः पञ्चाग्निस्त्रिसुपर्णः षडङ्गवित् ।**
**ब्रह्मदेयात्मसंतानो ज्येष्ठसामग एव च ॥ १८५ ॥**

૧૮૫ **त्रिणाचिकेत** કહેતાં કઠવલ્લીનો નચિકેતા સંબંધી ત્રણ પ્રશ્નવાળો ભાગ ભણનારો અધ્વર્યુ બ્રાહ્મણ, **पंचाग्नि** કહેતાં પ્રભાતમાં તથા સાયંકાળે પંચાગ્નિને પ્રદીપ્ત રાખનારો અથવા તો છાંદોગ્યમાં કહેલી પંચાગ્નિવિદ્યા જાણનારો, **त्रिसुपर्ण** એટલે ઋગ્વેદનો મુખ્ય ભાગ ભણનારો અથવા તો તૈતરીય શાખાના **ब्रह्ममेतु मां** એ ભાગ જાણનારો, **षडंगवित्** એટલે વેદનાં છ અંગો જાણનારો, **ब्रह्मदेयात्मसंतान** એટલે બ્રાહ્મવિવાહથી પરણાવેલી કન્યાનો પુત્ર તથા **ज्येष्ठसामग** કહેતાં જ્યેષ્ઠસામ ભણનારો, આ બધા બ્રાહ્મણો પંક્તિપાવન કહેવાય છે.

**वेदार्थवित्प्रवक्ता च ब्रह्मचारी सहस्रदः ।**
**शतायुश्चैव विज्ञेया ब्राह्मणाः पंक्तिपावनाः ॥ १८६ ॥**

૧૮૬ વેદનો અર્થ જાણનાર, વેદનું વ્યાખ્યાન આપનાર, બ્રહ્મચારી, હજારો ગાયોનું દાન દેનારો તથા સો વર્ષની વયનો જે બ્રાહ્મણ હોય, તે પંક્તિ-પાવન કહેવાય છે.

**पूर्वेद्युरपरेद्युर्वा श्राद्धकर्मण्युपस्थिते ।**
**निमन्त्रयेत त्र्यवरान्सम्यग्विप्रान्यथोदितान् ॥ १८७ ॥**

૧૮૭ શ્રાદ્ધ કરનારાએ શ્રાદ્ધ કર્મ કરવાનું હોય ત્યારે શ્રાદ્ધને આગલે દિવસે અથવા તો શ્રાદ્ધને દિવસે ઉપર કહેલા ગુણવાળા ઓછામાં ઓછા ત્રણ સુપાત્ર બ્રાહ્મણોને સત્કારપૂર્વક આમંત્રણ કરવું.

**निमन्त्रितो द्विजः पित्र्ये नियतात्मा भवेत्सदा ।**
**न च छन्दांस्यधीयीत यस्य श्राद्धं च तद्भवेत् ॥ १८८ ॥**

૧૮૮ શ્રાદ્ધમાં નિમંત્રણ કરેલા બ્રાહ્મણે સદાય નિયતાત્મા થવું, એટલે મૈથુન વર્જવું, મનને વશ રાખવું તથા સ્વાધ્યાય શિવાય વેદોનું અધ્યયન કરવું નહિ. શ્રાદ્ધ કરનારા યજમાને પણ આ પ્રમાણે વર્તવું.

**निमन्त्रितान्हि पितर उपत्तिष्ठन्ति तान्द्विजान् ।**
**वायुवच्चानुगच्छन्ति तथासीनानुपासते ॥ १८९ ॥**

૧૮૯ નિયમમાં રહેવાનું કારણ એ છે કે, શ્રાદ્ધમાં નિમંત્રણ કરેલા બ્રાહ્મણોની પાસે પિતૃઓ અદૃશ્યરૂપે આવીને ઉભા રહે છે, બ્રાહ્મણ ચાલે છે, ત્યારે પિતૃઓ વાયુની પેઠે તેની પાછળ ચાલે છે અને બેસે છે, ત્યારે તેની પાસે બેસે છે.

**केतितस्तु यथान्यायं हव्यकव्ये द्विजोत्तमः ।**
**कथंचिदप्यतिक्रामन्पापः सूकरतां व्रजेत् ॥ १९० ॥**

૧૯૦ દેવકર્મમાં તથા પિતૃકર્મમાં જેને શાસ્ત્રાનુસાર નિમંત્રણ કર્યું હોય, તે ઉત્તમ બ્રાહ્મણ જો કોઈ પણ રીતે નિયમોનું ઉલ્લંઘન કરે છે, તો તે પાપી બીજા જન્મમાં સૂવર થઈને અવતરે છે.

**आमन्त्रितस्तु यः श्राद्धे वृषल्या सह मोदते ।**
**दातुर्यद्दुष्कृतं किंचित्तत्सर्वं प्रतिपद्यते ॥ १९१ ॥**

૧૯૧ શ્રાદ્ધ કર્મમાં આમંત્રણ કરેલો બ્રાહ્મણ, જો પોતાની સ્ત્રીની સાથે ગમન કરે છે, તો શ્રાદ્ધ કરનારાનું જે કંઈ પાપ હોય છે, તે સર્વ તે બ્રાહ્મણને પ્રાપ્ત થાય છે.

**अक्रोधनाः शौचपराः सततं ब्रह्मचारिणः ।**
**न्यस्तशस्त्रा महाभागाः पितरः पूर्वदेवताः ॥ १९२ ॥**

૧૯૨ દેવતાઓના પણ પૂર્વજ એવા પિતૃઓ ક્રોધરહિત, બાહ્ય તથા આંતરની પવિત્રતાવાળા, નિત્ય બ્રહ્મચર્ય પાળનારા અને શસ્ત્રોનો ત્યાગ કરીને દયા, ઔદાર્ય વગેરે આઠ ગુણો ધારણ કરનારા છે. ( માટે શ્રાદ્ધકર્ત્તાએ અને ભોક્તા બ્રાહ્મણે ક્રોધાદિથી રહિત થવું જોઈએ. )

**यस्मादुत्पत्तिरेतेषां सर्वेषामप्यशेषतः ।**
**ये च यैरुपचर्याः स्युर्नियमैस्तान्निबोधत ॥ १९३ ॥**

૧૯૩ સર્વે પિતૃઓ કોનાથી ઉત્પન્ન થયેલા છે, તેઓ કોણ છે અને તેઓની ક્યા નિયમોથી સેવા કરવી? તે હું સંપૂર્ણ કહું છું, તે તમે સાંભળો!

પિતૃઓ દેવતા છે.

मनोर्हैरण्यगर्भस्य ये मरीच्यादयः सुताः ।
तेषामृषीणां सर्वेषां पुत्राः पितृगणाः स्मृताः ॥ १९४ ॥

૧૯૪ બ્રહ્માના પુત્ર મનુના મરીચિમિશ્ર વગેરે જે પુત્રો છે, તે સર્વે ઋષિઓના પુત્રો પિતૃગણ છે, એમ જાણવું.

विराट्सुताः सोमसदः साध्यानां पितरः स्मृताः ।
अग्निष्वात्ताश्च देवानां मारीचा लोकविश्रुताः ॥ १९५ ॥

૧૯૫ વિરાટના પુત્ર સોમસદોને સાધ્ય દેવોના પિતૃઓ જાણવા અને લોકોમાં પ્રખ્યાત એવા મરીચિના પુત્ર અગ્નિષ્વાત્તાઓને દેવતાઓના પિતૃઓ જાણવા.

दैत्यदानवयक्षाणां गन्धर्वोरगरक्षसाम् ।
सुपर्णकिन्नराणां च स्मृता बर्हिषदोऽत्रिजाः ॥ १९६ ॥

૧૯૬ અત્રિ ઋષિના બર્હિષદ નામના પુત્રોને દૈત્ય, દાનવ, યક્ષ, ગંધર્વ, ઉરગ (સર્પ), રાક્ષસ, ગરુડ અને કિન્નરોના પિતૃઓ જાણવા.

सोमपा नाम विप्राणां क्षत्रियाणां हविर्भुजः ।
वैश्यानामाज्यपा नाम शूद्राणां तु सुकालिनः ॥ १९७ ॥

૧૯૭ બ્રાહ્મણોના સોમપા નામના પિતૃઓ છે, ક્ષત્રિયોના હવિર્ભુજ નામના પિતૃઓ છે, વૈશ્યોના આજ્યપા નામના પિતૃઓ છે અને શૂદ્રોના સુકાલિન નામના પિતૃઓ છે.

सोमपास्तु कवेः पुत्रा हविष्मन्तोऽङ्गिरःसुताः ।
पुलस्त्यस्याज्यपाः पुत्रा वसिष्ठस्य सुकालिनः ॥ १९८ ॥

૧૯૮ સોમપા નામના પિતૃઓ ભૃગુઋષિના પુત્ર છે, હવિષ્મંત નામના પિતૃઓ અંગિરાના પુત્ર છે, આજ્યપા પુલસ્ત્યના પુત્રો છે અને સુકાલિન વસિષ્ઠના પુત્રો છે.

अग्निदग्धानग्निदग्धान्काव्यान्बर्हिषदस्तथा ।
अग्निष्वात्तांश्च सौम्यांश्च विप्राणामेव निर्दिशेत् ॥ १९९ ॥

૧૯૯ અગ્નિદગ્ધ, અનગ્નિદગ્ધ, કાવ્ય, બર્હિષદ, અગ્નિષ્વાત્તા, સૌમ્ય આ સર્વ બ્રાહ્મણોના પિતૃઓ છે.

( अग्निष्वात्ता हुतैस्तृप्ताः सोमपाः स्तुतिभिस्तथा ।
र्हिषदः प्रीताः प्रेतास्तु द्विजभोजनैः ॥

અગ્નિષ્વાત્તાઓ હોમ કરવાથી તૃપ્ત થાય છે, સોમપા સ્તુતિ કરવાથી તૃપ્ત થાય છે, બર્હિષદો પિંડોથી તૃપ્ત થાય છે અને પ્રેતો બ્રાહ્મણભોજનથી તૃપ્ત થાય છે.)

**य एते तु गणा मुख्याः पितॄणां परिकीर्तिताः ।**
**तेषामपीह विज्ञेयं पुत्रपौत्रमनन्तकम् ॥ २०० ॥**

૨૦૦ આ જે પિતૃઓના મુખ્ય ગણ કહ્યા, તેઓના પણ પુત્રો અને પૌત્રો અનંત છે અને તેઓને પણ પિતૃઓ જાણવા.

**ऋषिभ्यः पितरो जाताः पितृभ्यो देवमानवाः ।**
**देवेभ्यस्तु जगत्सर्वं चरं स्थाण्वनुपूर्वशः ॥ २०१ ॥**

૨૦૧ મરીચિ આદિ ઋષિઓથી પિતૃઓ ઉત્પન્ન થયા છે, પિતૃઓથી દેવતાઓ અને મનુષ્યો ઉત્પન્ન થયા છે અને દેવતાઓથી અનુક્રમે સ્થાવર તથા જંગમરૂપ આ સર્વ જગત્ ઉત્પન્ન થયું છે.

**राजतैर्भाजनैरेषामथो वा राजतान्वितैः ।**
**वार्यपि श्रद्धया दत्तमक्षयायोपकल्पते ॥ २०२ ॥**

૨૦૨ એ સર્વ પિતૃઓને રૂપાના પાત્રવડે અથવા તો જેમાં રૂપું જડેલું હોય તેવાં તાંબાનાં અથવા તો કાષ્ઠનાં પાત્રવડે, શ્રદ્ધાથી જળ પણ આપવામાં આવે છે, તો તેથી પિતૃઓની અક્ષય તૃપ્તિ થાય છે.

**देवकार्याद्द्विजातीनां पितृकार्यं विशिष्यते ।**
**दैवं हि पितृकार्यस्य पूर्वमाप्यायनं श्रुतम् ॥ २०३ ॥**

૨૦૩ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોને દેવકાર્યના કરતાં પણ પિતૃકાર્ય મોટું ગણાય છે. પિતૃશ્રાદ્ધ એ પ્રધાનકર્મ છે અને દેવકર્મ તેનું અંગ ગણાય છે. માટે પ્રથમ દેવકર્મ કરવાથી (એટલે વિશ્વેદેવતાના બ્રાહ્મણોને જમાડવાથી) પિતૃકર્મને પુષ્ટિ મળે છે.

**तेषामारक्षभूतं तु पूर्वं दैवं नियोजयेत् ।**
**रक्षांसि हि विलुम्पन्ति श्राद्धमारक्षवर्जितम् ॥ २०४ ॥**

૨૦૪ દેવકર્મ, પિતૃકર્મની રક્ષા કરનારું છે, માટે પ્રથમ દેવકર્મ કરવું. કારણ કે રક્ષારહિત ( દેવકર્મવિનાનું ) શ્રાદ્ધ કર્યું હોય તો રાક્ષસો તેનો નાશ કરે છે.

दैवाद्यन्तं तदीहेत पित्राद्यन्तं न तद्भवेत् ।
पित्राद्यन्तं त्वीहमानः क्षिप्रं नश्यति सान्वयः ॥ २०५ ॥

૨૦૫ માટે શ્રાદ્ધ કર્મના આરંભમાં તથા અંતમાં દેવકર્મ કરવું પરંતુ અંતમાં પિતૃકર્મ કરવું નહિ. જો અંતમાં પિતૃઓનું કહેતાં પિતૃઓના બ્રાહ્મણોનું વિસર્જન કરે છે તો તે પોતાના વંશ સાથે તુરત નાશ પામે છે.

शुचिं देशं विविक्तं च गोमयेनोपलेपयेत् ।
दक्षिणाप्रवणं चैव प्रयत्नेनोपपादयेत् ॥ २०६ ॥

શ્રાદ્ધનો વિધિ.

૨૦૬ હાડકાં તથા કોયલા વિનાની, સ્વભાવિક રીતે જ પવિત્ર અને એકાંત એવી દક્ષિણ દિશા તરફ ઢળતી જગ્યાને પ્રયત્નપૂર્વક મેળવવી અને તેને છાણથી લીંપીને શુદ્ધ કરવી.

अवकाशेषु चोक्षेषु नदीतीरेषु चैव हि ।
विविक्तेषु च तुष्यन्ति दत्तेन पितरः सदा ॥ २०७ ॥

૨૦૭ સ્વાભાવિક રીતે જ શુદ્ધ એવા અરણ્યાદિક પ્રદેશોમાં, નદીના તીરે ઉપર અથવા તો એકાંત પ્રદેશોમાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓ સદાય સંતુષ્ટ થાય છે.

आसनेषूपक्लृप्तेषु बर्हिष्मत्सु पृथक्पृथक् ।
उपस्पृष्टोदकान्सम्यग्विप्रांस्तानुपवेशयेत् ॥ २०८ ॥

૨૦૮ નિમંત્રણ કરેલા બ્રાહ્મણોને પ્રથમ આચમન કરાવવું અને પછી તેઓને માંડેલાં જુદાં જુદાં દર્ભાસનો ઉપર બેસાડવા. (જો દર્ભાસન ન હોય તો) દેવબ્રાહ્મણને આસને બે બે દર્ભો તથા પિતૃબ્રાહ્મણને આસને એક એક દર્ભ મૂકીને તે ઉપર બ્રાહ્મણોને બેસારવા.

उपवेश्य तु तान्विप्रानासनेष्वजुगुप्सितान् ।
गन्धमाल्यैः सुरभिभिरर्चयेद्देवपूर्वकम् ॥ २०९ ॥

૨૦૯ ઉત્તમ આચારવાળા બ્રાહ્મણોને માનપૂર્વક પોતપોતાના આસન ઉપર બેસારીને, સુગંધી ચંદન, પુષ્પ, ધૂપ વગેરે પૂજાની સામગ્રીથી પ્રથમ વિશ્વેદેવોનું અને પછી પિતૃઓનું પૂજન કરવું.

तेषामुदकमानीय सपवित्रांस्तिलानपि ।
अग्नौ कुर्यादनुज्ञातो ब्राह्मणो ब्राह्मणैः सह ॥ २१० ॥

૨૧૦ તે બ્રાહ્મણોને અર્ધ્ય, જળ, દર્ભ તથા તલ આપ્યા પછી તેમની આજ્ઞા લઈને શ્રાદ્ધ કરનારાએ અગ્નિમાં હોમ કરવો એટલે અગ્નૌકરણ કરવું.

**अग्नेः सोमयमाभ्यां च कृत्वाप्यायनमादितः ।**
**हविर्दानेन विधिवत्पश्चात्संतर्पयेत्पितॄन् ॥ २११ ॥**

૨૧૧ આરંભમાં અગ્નિ, સોમ તથા યમને હવિષવડે તૃપ્ત કર્યા પછી (એટલે હોમદ્વારા તૃપ્ત કર્યા પછી) પિતૃઓને (પિતૃઓના બ્રાહ્મણોને) અન્ન વગેરેથી તૃપ્ત કરવા.

***अग्न्यभावे तु विप्रस्य पाणावेवोपपादयेत् ।**
**यो ह्यग्निः स द्विजो विप्रैर्मन्त्रदर्शिभिरुच्यते ॥ २१२ ॥**

૨૧૨ શ્રાદ્ધ કરનાર દ્વિજ નિરગ્નિક (અગ્નિ વિનાનો) હોય તો તેણે બ્રાહ્મણના હાથમાં જ બે અથવા તો ત્રણ આહુતિઓ આપવી. કારણ કે મંત્ર-દ્રષ્ટા બ્રાહ્મણોએ કહ્યું છે કે, જે બ્રાહ્મણ છે તે જ અગ્નિ છે.

**अक्रोधनान्सुप्रसादान्वदन्त्येतान्पुरातनान् ।**
**लोकस्याप्यायने युक्ताञ्छ्राद्धदेवान्द्विजोत्तमान् ॥ २१३ ॥**

૨૧૩ બ્રાહ્મણો ક્રોધ રહિત, પ્રસન્ન મુખવાળા, ઘણા કાળથી સિદ્ધ થયેલા, લોકોની વૃદ્ધિ કરવામાં ઉત્સાહવાળા તથા શ્રાદ્ધના દેવતાઓ છે. આમ મનુ વગેરે કહે છે. માટે બ્રાહ્મણોને શ્રાદ્ધમાં ભોજન કરાવવું.

**अपसव्यमग्नौ कृत्वा सर्वमावृत्य विक्रमम् ।**
**अपसव्येन हस्तेन निर्वपेदुदकं भुवि ॥ २१४ ॥**

૨૧૪ અપસવ્ય કરીને અગ્નૌકરણ કરવું એટલે પિતૃઓને ઉદ્દેશીને અગ્નિમાં બે આહુતિ આપવી તથા અપસવ્ય કરીને પૂર્વ દિશાથી દક્ષિણ દિશા-તરફ અનુક્રમે પિંડ મૂકવાની ભૂમિ ઉપર જમણે હાથે પાણી મૂકવું.

**त्रींस्तु तस्माद्धविःशेषात्पिण्डान्कृत्वा समाहितः ।**
**औदकेनैव विधिना निर्वपेद्दक्षिणामुखः ॥ २१५ ॥**

---

* શ્રાદ્ધમાં, અગ્નૌકરણમાં અગ્નિને અને સોમને ઉદ્દેશીને બે આહુતિઓ આપવામાં આવે છે તે આહુતિ અગ્ન્યાધાનવાળા આધાનાગ્નિમાં આપે છે પરંતુ જેમને આધાન હોય નહિ તેઓએ લૌકિકાગ્નિમાં અગ્નૌકરણ કરવું નહિ પરંતુ બ્રાહ્મણના હાથમાં બે આહુતિઓ આપવી.

૨૧૫ અગ્નિમાં હોમ કરતાં જે હુતદ્રવ્ય વધેલું હોય તેમાંથી ત્રણ પિંડ કરી, એકાગ્રચિત્ત થઇ, દક્ષિણ દિશા તરફ મુખ રાખીને જમણે હાથે જે રીતે પાણી મૂક્યું હોય તે રીતે દર્ભ ઉપર તે પિંડો મૂકવા.

न्युप्य पिण्डांस्ततस्तांस्तु प्रयतो विधिपूर्वकम् ।
तेषु दर्भेषु तं हस्तं निमृज्याल्लेपभागिनाम् ॥ २१६ ॥

૨૧૬ પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિ પ્રમાણે દર્ભ ઉપર તે પિંડો મૂક્યા પછી વૃદ્ધપ્રપિતામહથી આરંભીને ત્રણ લેપભાગી પુરુષોની તૃપ્તિ માટે તે પિંડોની નીચે રહેલા દર્ભો ઉપર શ્રાદ્ધકર્તાએ સાવધાન થઇને હાથ ધોવા.

आचम्योदक्परावृत्य त्रिरायम्य शनैरसून् ।
षड्ऋतूंश्च नमस्कुर्यात्पितॄनेव च मन्त्रवित् ॥ २१७ ॥

૨૧૭ તે પછી વેદવેત્તા દ્વિજે આચમન કરી, ઉત્તર દિશા તરફ મુખ ફેરવીને ધીરે ધીરે ત્રણ પ્રાણાયામ કરવા અને 'वसंताय तुभ्यं नमः' વગેરે ઋતુઓનાં નામોનો ઉચ્ચાર કરીને છ ઋતુઓને તથા પિતૃઓને નમસ્કાર કરવા.

उदकं निनयेच्छेषं शनैः पिण्डान्तिके पुनः ।
अवजिघ्रेच्च तान्पिण्डान्यथान्युप्तान्समाहितः ॥ २१८ ॥

૨૧૮ પિંડદાન કર્યા પહેલાં પિંડ મૂકવાની ભૂમિ ઉપર જે પાત્રમાંથી જળ છાંટ્યું હોય તેજ પાત્રમાંનું વધેલું જળ પ્રત્યેક પિંડની પાસે ક્રમવાર રેડવું અને પછી એકચિત્ત થઇને જે ક્રમપ્રમાણે પિંડો મૂક્યા હોય તે ક્રમ પ્રમાણે તે પિંડોને ઉપાડી ઉપાડીને સુંઘવા.

*पिण्डेभ्यस्त्वल्पिकां मात्रां समादायानुपूर्वशः ।
तेनैव विप्रानासीनान्विधिवत्पूर्वमाशयेत् ॥ २१९ ॥

૨૧૯ પછી જે ક્રમથી પિંડો મૂક્યા હોય તે ક્રમ પ્રમાણે પિંડોમાંથી થોડો થોડો ભાગ લઇને ભોજન કરવાને માટે બેઠેલા બ્રાહ્મણોને ભોજનની પૂર્વે તે ભાગ ખવરાવવો.

†ध्रियमाणे तु पितरि पूर्वेषामेव निर्वपेत् ।
विप्रवद्वापि तं श्राद्धे स्वकं पितरमाशयेत् ॥ २२० ॥

---

* જે પિંડ જે પિતૃઓને ઉદ્દેશીને આપ્યો હોય, તે પિંડનો ભાગ તે પિતૃને સ્થાને બેઠેલા બ્રાહ્મણને ખવરાવવો, આમ શાસ્ત્રકારો કહે છે.

† "श्रद्धया दीयते अत्र इति श्राद्धम् જે કર્મમાં પિતૃઓને શ્રદ્ધાપૂર્વક આપવામાં

૨૨૦ જો પિતા જીવતો હોય તો શ્રાદ્ધ કરનારાએ મરણ પામેલા પિતા-મહ વગેરે ત્રણ પુરુષોનું શ્રાદ્ધ કરવું. અથવા તો પોતાના પિતાના બ્રાહ્મણને

---

આવે છે તે શ્રાદ્ધકર્મ કહેવાય છે. આ શ્રાદ્ધકર્મમાં બ્રાહ્મણભોજન, પિંડદાન અને તર્પણ એમ ત્રણ ક્રિયા સમાયલી છે. તેમાં બ્રાહ્મણભોજન મુખ્ય છે. અહીં આપણે પ્રથમ જેમને ઉદ્દેશીને પિંડદાનાદિક કરવામાં આવે છે તે પિતૃઓનો વિચાર કરીએ, અને તે પિતૃઓ જીવિત લેવા કે મૃત લેવા તેનો પણ સાથે જ વિચાર કરીએ. પિતૃ-શબ્દનો પ્રયોગ જનકમાં તથા મરણ પામેલા પિતા, પિતામહ, પ્રપિતામહ તથા સંબંધી વગેરેમાં શાસ્ત્રકારોએ કર્યો છે. જીવિત પિતૃકને એટલે જેનો પિતા જીવતો હોય તેને શાસ્ત્રમાં શ્રાદ્ધ કરવાનો અધિકાર નથી. માટે જીવતા પિતૃઓનું શ્રાદ્ધ કરવાનો તો શાસ્ત્ર-કારોએ જ નિષેધ કર્યો છે. આ શ્લોકમાં જ કહ્યું છે કે; પિતા જીવતો હોય તો તેનાથી ઉપરના ત્રણને પિંડ આપવો અને પિતામહ જીવતા હોય તથા પિતા મરણ પામ્યો હોય તો પિતા પછી પ્રપિતામહને પિંડ આપવો, આ પ્રમાણે આ શ્લોક ઉપરથી જ સિદ્ધ થાય છે કે જીવતા પિતૃઓનું શ્રાદ્ધ કરવું નહિ પણ મરણ પામેલાઓનું શ્રાદ્ધ કરવું.

હવે પિતૃઓ કોને કહેવા તેનો વિચાર કરીએ. નિરુક્તમાં મધ્યમસ્થાનમાં રહે-નારા મરુદ્દ્ગણને તથા રુદ્રોને પિતૃઓ કહેલા છે અને આ અધ્યાયમાં મનુએ ૧૯૪ મા શ્લોકમાં मनोर्हैरण्यगर्भस्य એ શ્લોકથી આરંભીને સોમપા, બર્હિષદ્, અગ્નિષ્વાત્તા વગેરેને પિતૃઓ કહેલા છે. માટે બન્નેને વિકલ્પે પિંડદાન પ્રાપ્ત થશે. આ શંકાનું સમા-ધાન એવું છે કે; કેટલાએક પુરુષો પિતા, પિતામહ વગેરેના દ્વેષથી શ્રાદ્ધ કરે નહિ તેવા-ઓને શ્રાદ્ધમાં પ્રવૃત્ત કરાવવા માટે અહીં પિતૃઓને પ્રજાપતિના પુત્રો, નિગ્રહાનુગ્રહ-સમર્થ, ધનધાન્ય અને પુત્રપૌત્ર દેનારા, તરિકે વર્ણવ્યા છે. અથવા તો પિતા, પિતામહ, પ્રપિતામહ વગેરેમાં જેમ વસુ, રુદ્ર અને આદિત્યની દૃષ્ટિ કરવામાં આવે છે તેમ જ બ્રાહ્મણોના પિતૃઓમાં સોમપાની, ક્ષત્રિયોના પિતૃઓમાં હવિર્ભુજની, વૈશ્યોના પિતૃ-ઓમાં આજ્યપાની અને શૂદ્રોના પિતૃઓમાં સુકાલીનની દૃષ્ટિ કરવી. એટલે બ્રાહ્મણ આદિ વર્ણોએ પોતાના પિતૃઓને તે તે રૂપે જોવા આમ કહ્યું છે. વળી શ્રાદ્ધનો અધિકારી પુત્ર છે. તે પુત્રશબ્દ સંબંધીવાચક છે, માટે પોતપોતાના પિતૃ સાપેક્ષ છે તેથી બીજાને પહોંચવાનો આવકાશ જ નથી, પરંતુ જે પિતૃઓનો પુત્ર શ્રાદ્ધકર્મ કરે છે તે તેના પિતૃઓને પહોંચે છે.

વળી ૧૮૯ મા શ્લોકમાં કહ્યું છે કે; પિતૃઓનો નિમંત્રણ કરેલા બ્રાહ્મણોમાં આવિર્ભાવ થાય છે. ૨૪૫ મા શ્લોકમાં કહ્યું છે કે; સંસ્કારરહિત મરણ પામેલી સ્ત્રીઓને તો માત્ર વિકિર જ આપવો. ૨૪૬ મા શ્લોકમાં કહ્યું છે કે, મરણ પામેલા દ્વિજાતિઓનું સપિંડીકરણ પર્યંત એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવું. આ બધા શ્લોકપરથી એમ સિદ્ધ થાય છે કે; પુત્રે મરણ પામેલા પિતામહ વગેરેનું તથા સંબંધીઓનું શ્રાદ્ધ કરવું.

આ ઉપરાંત બીજી સ્મૃતિઓમાં પણ શ્રાદ્ધને માટે લખવામાં આવ્યું છે. મહા-

ઠેકાણે પિતાને જ બેસારીને બ્રાહ્મણની પેઠે જમાડવો. અને પૂર્વના પિતામહ તથા પ્રપિતામહને પિંડ આપવા. તથા તે નિમિત્તે બે બ્રાહ્મણોને જમાડવા.*

ભારતમાં કૌરવોનાં શ્રાદ્ધ માટે વિસ્તારથી લખવામાં આવ્યું છે તથા પુરાણોમાં પણ ઠેક ઠેકાણે શ્રાદ્ધોની કથાઓ જોવામાં આવે છે.

હવે શ્રાદ્ધમાં આપેલા પિંડો તથા બ્રાહ્મણભોજન પિતૃઓને કેવી રીતે પહોંચે છે તેનો વિચાર કરીએ. પરલોકને માનનારા આસ્તિક લોકો જેમ પુણ્ય કર્મથી પરલોક મળે છે; આમ માને છે, તેમ તેમણે શ્રાદ્ધાદિક કર્મનાં ફળને પણ માનવું જોઇએ અને તે પિતરોને મળે છે એમ પણ માનવું જોઇએ. કર્મ કરતી વખતે કર્તાને કર્મનું ફળ મળતું નથી પરંતુ કાળાંતરે તેનું પરિણામ થઇને પારબ્ધ બંધાયા પછી બીજા જન્મમાં ઇશ્વર, કર્તાને તેના કર્મનું ફળ આપે છે. તે જ પ્રમાણે શ્રાદ્ધકર્તાએ પોતાના પિતૃઓને ઉદ્દેશીને કરેલા કર્મનું ફળ ઇશ્વર તેઓના પિતૃઓને આપે છે. એમ માનવું જ જોઇએ. વળી ન્યાયથી પણ પિતરોને ફળ મળવું જોઇએ. જેમ પિતામહ વગેરે સંબંધીઓએ મેળવેલું ધન તેના પુત્ર, પૌત્ર વગેરે પ્રતિનિધિને મળે છે. તેમ પોતાના પૂર્વજના ધનને ગ્રહણ કરનારા પુત્રો, પૌત્રો વગેરે પોતાના પિતૃઓને ઉદ્દેશીને શ્રાદ્ધ, યજ્ઞ, દાન વગેરે કરે તો તેનું ફળ તેઓને અવશ્ય મળવું જ જોઇએ.

અહીં કોઇ એવી શંકા કરે કે પ્રાણી તો ક્ષણભર પણ દેહ (શરીર) વગર રહી શકતો નથી અને મરી ગયેલો પ્રાણી મનુષ્ય શિવાય દેવ, પશુ વગેરેની યોનિમાં અવતર્યો હોય તેને ઉદ્દેશીને આપવામાં આવેલા મનુષ્યદેહને યોગ્ય એવા આહાર વિહાર અનુપયોગી થઇ પડે. તેનું સમાધાન એવું છે કે સ્થૂલ શરીરનો ત્યાગ કર્યા પછી લિંગ દેહ ધારણ કરનારો જીવ તુરત જ નવીન દેહ ધારણ કરતો હોય એવો કંઇ નિયમ નથી. કેટલાએક જીવો પોતાનાં કર્મ પ્રમાણે તુરત જ દેવ, અસુર, પિશાચ વગેરેની યોનિ ધારણ કરે છે. અથવા તો યમરાજાની ઇચ્છાથી પાપકર્મો ભોગવવા માટે તે તે પાપને યોગ્ય અનેક જાતના દેહો ધારણ કરે છે. તે સમયે તેના પુત્રો, પૌત્રો, વગેરે સંબંધીઓએ કરેલાં શ્રાદ્ધો, દાનો, બ્રાહ્મણભોજન વગેરે ધર્મકર્મ તે તે જીવાત્મા જ્યાં હોય ત્યાં તેને સુખ આપે છે. જીવ જો કર્મવિપાકને યોગે દેવલોકમાં ગયો હોય તો તેના પુત્રાદિ સંબંધીઓએ અર્પણ કરેલી પ્રિય વસ્તુઓ તેને હવ્યરૂપે પ્રાપ્ત થાય છે, પિતૃયોનિમાં હોય તો તેને કવ્યરૂપે પ્રાપ્ત થાય છે, અસુરોની યોનિમાં હોય તો સુરારૂપે પ્રાપ્ત થાય છે, રાક્ષસો અને પિશાચોની યોનિમાં હોય તો માંસરૂપે પ્રાપ્ત થાય છે, વિદ્યાધરની યોનિમાં હોય તો વિદ્યારૂપે પ્રાપ્ત થાય છે, મનુષ્યોની યોનિમાં હોય તો ધન તથા ધાન્યરૂપે પ્રાપ્ત થાય છે, અપ્સરાઓની યોનિમાં હોય તો ગંધરૂપે, સર્પની યોનિમાં હોય તો વિષરૂપે અને પશુઓની યોનિમાં હોય તો તૃણરૂપે પ્રાપ્ત થાય છે. અર્થાત્ જીવાત્મા જે જે યોનિમાં હોય ત્યાં ત્યાં તેમના અનુકૂળરૂપે પુત્રાદિકે શ્રાદ્ધમાં અર્પણ કરેલી પ્રિય વસ્તુઓ પહોંચે છે, એમ સમજવું.

* ગૃહ્યસૂત્રકારો તો જેનો પિતા જીવતો હોય તેને શ્રાદ્ધ કરવાની ના કહે છે.

**पिता यस्य निवृत्तः स्याज्जीवेच्चापि पितामहः ।**
**पितुः स नाम संकीर्त्य कीर्तयेत्प्रपितामहम् ॥ २२१ ॥**

૨૨૧ જેનો પિતા મરી ગયો હોય અને પિતામહ જીવતો હોય તેણે પિતાનું નામ ઉચ્ચાર્યા પછી પ્રપિતામહનું નામ ઉચ્ચારવું એટલે પિતા તથા પ્રપિતામહનું શ્રાદ્ધ કરવું અને તે નિમિત્તે બ્રાહ્મણોને જમાડવા.

**पितामहो वा तच्छ्राद्धं भुञ्जीतेत्यब्रवीन्मनुः ।**
**कामं वा समनुज्ञातः स्वयमेव समाचरेत् ॥ २२२ ॥**

૨૨૨ અથવા તો જીવતા પિતામહે તે શ્રાદ્ધમાં ભોજન કરવું એમ મનુએ કહ્યું છે. અથવા તો પિતામહની આજ્ઞાથી શ્રાદ્ધકર્તાએ પોતે જ પ્રપિતામહ તથા વૃદ્ધપ્રપિતામહનું શ્રાદ્ધ કરવું.

**तेषां दत्वा तु हस्तेषु सपवित्रं तिलोदकम् ।**
**तत्पिण्डाग्रं प्रयच्छेत स्वधैषामस्त्विति ब्रुवन् ॥ २२३ ॥**

૨૨૩ શ્રાદ્ધમાં ભોજન કરનારા બ્રાહ્મણોના હાથમાં તલ, જળ અને દર્ભ આપીને પિંડનો અગ્રભાગ પિતા વગેરે ત્રણેના બ્રાહ્મણોને **'पित्रे स्वधास्तु'** એમ બોલીને આપવો.

**पाणिभ्यां तूपसंगृह्य स्वयमन्नस्य वर्धितम् ।**
**विप्रान्तिके पितॄन्ध्यायञ्शनकैरुपनिक्षिपेत् ॥ २२४ ॥**

૨૨૪ તે પછી શ્રાદ્ધ કરનારાએ પોતે અન્નનું પાત્ર બે હાથવતી ઉપાડીને પિતૃઓનું ધ્યાન કરતાં કરતાં બ્રાહ્મણોની પાસે લાવીને ધીરેથી મૂકવું.

**उभयोर्हस्तयोर्मुक्तं यदन्नमुपनीयते ।**
**तद्विप्रलुम्पन्त्यसुराः सहसा दुष्टचेतसः ॥ २२५ ॥**

૨૨૫ તે અન્નને જો બે હાથવતી ઉપાડીને લાવવામાં આવે નહિ તો દુષ્ટબુદ્ધિના અસુર લોકો અદૃશ્યરૂપે એકદમ તે અન્નને હરી જાય છે. અર્થાત્ તે અન્નના રસકસનો નાશ કરે છે.

**गुणांश्च सूपशाकाद्यान्पयो दधि घृतं मधु ।**
**विन्यसेत्प्रयतः पूर्वं भूमावेव समाहितः ॥ २२६ ॥**

૨૨૬ શ્રાદ્ધકર્તાએ એકચિત્ત અને સાવધાન થઈને અથાણું, દાળ, શાક, દુધ, દહીં, ઘી, મધ વગેરે પદાર્થો પ્રથમ ભૂમિ ઉપર મૂકવા.

**भक्ष्यं च भोज्यं विविधं मूलानि च फलानि च ।**
**हृद्यानि चैव मांसानि पानानि सुरभीणि च ॥ २२७ ॥**

૨૨૭ નાના પ્રકારનાં ભક્ષ્ય, ભોજ્ય, ફળો, મૂળો, સ્વાદિષ્ઠ માંસો અને સુગંધી પીવાનાં પાનકો વગેરે બ્રાહ્મણોને પીરસવાં.

**उपनीय तु तत्सर्वं शनकैः सुसमाहितः ।**
**परिवेषयेत प्रयतो गुणान्सर्वान्प्रचोदयन् ॥ २२८ ॥**

૨૨૮ ઉપર કહેલા સર્વ પદાર્થો ધીરે ધીરે બ્રાહ્મણોની પાસે મૂકી જવા અને તે પદાર્થોના સર્વ ગુણોની પ્રશંસા કરીને સાવધાનપણે તે તે પદાર્થો બ્રાહ્મણોને પીરસવા.

**नास्रमापातयेज्जातु न कुप्येन्नानृतं वदेत् ।**
**न पादेन स्पृशेदन्नं न चैतदवधूनयेत् ॥ २२९ ॥**

૨૨૯ શ્રાદ્ધને દિવસે કદીપણ રડવું નહિ, કોપ કરવો નહિ, અસત્ય બોલવું નહિ, પગવતી અન્નનો સ્પર્શ કરવો નહિ, તેમ અન્નને ફગાવવું પણ નહિ.

**अस्रं गमयति प्रेतान्कोपोऽरीननृतं शुनः ।**
**पादस्पर्शस्तु रक्षांसि दुष्कृतीनवधूननम् ॥ २३० ॥**

૨૩૦ શ્રાદ્ધને દિવસે આંસુ પાડવાથી શ્રાદ્ધનું ફળ પ્રેતને જાય છે, કોપ કરવાથી શત્રુને જાય છે, અસત્ય ભાષણ કરવાથી કુતરાને જાય છે, પગ અડાડવાથી રાક્ષસોને જાય છે અને ફગાવવાથી પાપીઓને જાય છે.

**यद्यद्रोचेत विप्रेभ्यस्तत्तद्दद्यादमत्सरः ।**
**ब्रह्मोद्याश्च कथाः कुर्यात्पितॄणामेतदीप्सितम् ॥ २३१ ॥**

૨૩૧ જે જે વસ્તુ બ્રાહ્મણોને રુચે, તે તે વસ્તુ મત્સરરહિત થઇને બ્રાહ્મણોને પીરસવી તથા જેમાં પરબ્રહ્મનું નિરૂપણ કરેલું હોય તેવી કથાઓ કહેવી. કારણ કે એ વાત પિતૃઓને પ્રિય હોય છે.

**स्वाध्यायं श्रावयेत्पित्र्ये धर्मशास्त्राणि चैव हि ।**
**आख्यानानीतिहासांश्च पुराणानि खिलानि च ॥ २३२ ॥**

૨૩૨ પોતાનો સ્વાધ્યાય, ધર્મશાસ્ત્રો, આખ્યાનો, ઇતિહાસો, પુરાણો, શ્રીસૂક્તો, तन्मे मनः शिवसंकल्पमस्तु વગેરે વેદમંત્રો એ સર્વ ભોજન કરવા આવેલા બ્રાહ્મણોને શ્રવણ કરાવવાં.

**हर्षयेद्ब्राह्मणांस्तुष्टो भोजयेच्च शनैः शनैः ।**
**अन्नाद्येनासकृच्चैतान्गुणैश्च परिचोदयेत् ॥ २३३ ॥**

૨૩૩ પોતે સંતુષ્ટ થઈને બ્રાહ્મણોને પણ મધુરવાણીથી સંતુષ્ટ કરવા તથા ધીરે ધીરે સર્વ બ્રાહ્મણોને ઉત્તમ પ્રતિનાં ભોજનોથી જમાડવા અને વારંવાર ભોજનના પદાર્થોના ગુણો કહીને તેઓને જમવા તરફ પ્રેરવા.

**व्रतस्थमपि दौहित्रं श्राद्धे यत्नेन भोजयेत् ।**
**कुतपं चासने दद्यात्तिलैश्च विकिरेन्महीम् ॥ २३४ ॥**

૨૩૪ દોહિતરો બ્રહ્મચારી હોય, તોપણ તેને પ્રયત્નથી શ્રાદ્ધમાં જમાડવો, હિમાલયની સમીપમાં બનતા કામળાનું આસન આપવું અને શ્રાદ્ધની ભૂમિઉપર તલ વેરવા.

**त्रीणि श्राद्धे पवित्राणि दौहित्रः कुतपस्तिलाः ।**
**त्रीणि चात्र प्रशंसन्ति शौचमक्रोधमत्वराम् ॥ २३५ ॥**

૨૩૫ શ્રાદ્ધમાં ત્રણ વસ્તુઓ પવિત્ર ગણાય છેઃ—દોહિતરો, હિમાલયમાં બનતી કામળી અને તલ. પંડિતો શ્રાદ્ધમાં ત્રણ વસ્તુનાં વખાણ કરે છે. તે ત્રણ વસ્તુઓઃ—પવિત્રતા, અક્રોધ અને ધીરજ છે.

**अत्युष्णं सर्वमन्नं स्याद्भुञ्जीरंस्ते च वाग्यताः ।**
**न च द्विजातयो ब्रूयुर्दात्रा पृष्टा हविर्गुणान् ॥ २३६ ॥**

૨૩૬ સર્વ અન્નને અત્યંત ઉનું રાખવું, બ્રાહ્મણોએ મૌન રહીને જમવું અને ભોજન કરાવનારો ભોજનના ગુણો પૂછે, તોપણ જમનારા બ્રાહ્મણોએ અન્નના ગુણો (જેવા કે ખાટા ખારા વગેરે) કહેવા નહિ.

**यावदुष्णं भवत्यन्नं यावदश्नन्ति वाग्यताः ।**
**पितरस्तावदश्नन्ति यावन्नोक्ता हविर्गुणाः ॥ २३७ ॥**

૨૩૭ અન્ન જ્યાં સૂધી ઉનું રહે છે, ભોજન કરનારા બ્રાહ્મણો જ્યાં સૂધી મૌન રહીને જમે છે અને ભોજનના ગુણો કહેતા નથી ત્યાં સૂધી પિતૃઓ ભોજન કરે છે.

**यद्वेष्टितशिरा भुंक्ते यद्भुंक्ते दक्षिणामुखः ।**
**सोपानत्कश्च यद्भुंक्ते तद्वै रक्षांसि भुञ्जते ॥ २३८ ॥**

૨૩૮ માથાપર પાઘડી પહેરીને, દક્ષિણ દિશા તરફ મુખ રાખીને અને

પગમાં જોડા પહેરીને જો ભોજન કરવામાં આવે છે તો તે ભોજનનું ફળ રાક્ષસોને પ્રાપ્ત થાય છે.

**चाण्डालश्च वराहश्च कुक्कुटः श्वा तथैव च ।**
**रजस्वला च षण्ढश्च नेक्षेरन्नश्नतो द्विजान् ॥ २३९ ॥**

૨૩૯ ચંડાળ, ભુંડ, કુકડો, કુતરો, રજસ્વલા સ્ત્રી અને નપુંસક, આ સર્વે ભોજન કરનારા બ્રાહ્મણોને જુવે નહિ, તેની સંભાળ રાખવી.

**होमे प्रदाने भोज्ये च यदेभिरभिवीक्ष्यते ।**
**दैवे कर्मणि पित्र्ये वा तद्गच्छत्ययथातथम् ॥ २४० ॥**

૨૪૦ હોમમાં, દાનમાં, બ્રાહ્મણભોજનમાં, દેવના કર્મમાં અને પિતૃકર્મમાં જો ઉપર કહેલા મનુષ્યો તથા પશુઓ દૃષ્ટિ કરે છે તો તે કર્મ, કરનારાને ફળ આપતું નથી.

**घ्राणेन सूकरो हन्ति पक्षवातेन कुक्कुटः ।**
**श्वा तु दृष्टिनिपातेन स्पर्शेनावरवर्णजः ॥ २४१ ॥**

૨૪૧ ભુંડના સુંઘવાથી, કુકડાની પાંખના વાયુથી, કુતરાની નજરથી અને શૂદ્રના સ્પર્શથી શ્રાદ્ધનું અન્ન દૂષિત થાય છે.

**खञ्जो वा यदि वा काणो दातुः प्रेष्योऽपि वा भवेत् ।**
**हीनातिरिक्तगात्रो वा तमप्यपनयेत्पुनः ॥ २४२ ॥**

૨૪૨ શ્રાદ્ધ કરનારા યજમાનનો ચાકર પણ જો લુલો, કાણો, અધિક અંગવાળો અથવા તો ઓછા અંગવાળો હોય તો તેને પણ બ્રાહ્મણ ભોજન કરવા બેસે ત્યારે તે સ્થાનમાંથી દૂર કરવો.

**ब्राह्मणं भिक्षुकं वापि भोजनार्थमुपस्थितम् ।**
**ब्राह्मणैरभ्यनुज्ञातः शक्तितः प्रतिपूजयेत् ॥ २४३ ॥**

૨૪૩ ભોજન સમયે કોઈ બ્રાહ્મણ અથવા તો ભિક્ષુક ભોજન માટે આવ્યો હોય તો નિમંત્રણ કરેલા બ્રાહ્મણોની આજ્ઞા લઈને શક્તિ પ્રમાણે તેનો પણ સત્કાર કરવો.

**सार्ववर्णिकमन्नाद्यं सन्नीयाप्लाव्य वारिणा ।**
**समुत्सृजेद्भुक्तवतामग्रतो विकिरन्भुवि ॥ २४४ ॥**

૨૪૪ જમતાં બાકી બચેલું સર્વ પ્રકારનું અન્ન એકઠું કરી, પાણીથી પ્રોક્ષણ કરીને તે અન્ન ભોજન કરી રહેલા બ્રાહ્મણોની આગળ મૂકવું અને થોડુંક પૃથ્વીપર મૂકેલા દર્ભના ઉપર વેરવું.

असंकृतप्रमीतानां त्यागिनां कुलयोषिताम् ।
उच्छिष्टं भागधेयं स्याद्दर्भेषु विकिरश्च यः ॥ २४५ ॥

૨૪૫ જે બાળક ચૌલાદિ સંસ્કાર થયા વિના મરી ગયાં હોય, જે આત્મહત્યા કરનારા હોય અને જે કુળની સ્ત્રીઓ નિર્વંશ મરી ગઇ હોય તથા કુંવારી કન્યાઓ મરી ગઇ હોય તેઓનો, બ્રાહ્મણોના પાત્રમાં જે ઉચ્છિષ્ટ વધેલું હોય, તે તથા દર્ભો ઉપર વેરેલું અન્ન ભાગ ગણાય છે.

उच्छेषणं भूमिगतमजिह्मस्याशठस्य च ।
दासवर्गस्य तत्पित्र्ये भागधेयं प्रचक्षते ॥ २४६ ॥

૨૪૬ ભૂમિ ઉપર પડેલું ઉચ્છિષ્ટ અન્ન, જો દાસો કુટિલતા અને શઠતાથી રહિત હોય, તો તેમના પિતૃઓને પહોંચે છે.

आसपिण्डक्रियाकर्म द्विजातेः संस्थितस्य तु ।
अदैवं भोजयेच्छ्राद्धं पिण्डमेकं तु निर्वपेत् ॥ २४७ ॥

૨૪૭ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યમાંથી કોઇપણ મરી જાય, તો તેનું સપિંડીકરણ કરતાં સૂધી તેનું શ્રાદ્ધ દેવકર્મ વિનાનું કરવું અને એક પિંડ આપવો અર્થાત્ તેનું એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવું.

*सहपिण्डक्रियायां तु कृतायामस्य धर्मतः ।
अनयैवावृता कार्यं पिण्डनिर्वपणं सुतैः ॥ २४८ ॥

---

* શ્રાદ્ધમાં મુખ્ય ચાર ભેદ છેઃ—પાર્વણ, એકોદ્દિષ્ટ, નાંદી અને સપિંડીકરણ. પર્વને દિવસે પિતા, પિતામહ અને પ્રપિતામહ એ ત્રણને ઉદ્દેશીને જેમાં ત્રણ પિંડ આપવામાં આવે છે, તે પાર્વણ શ્રાદ્ધ કહેવાય છે. તે પાર્વણના ત્રણ ભેદ છે. એકપાર્વણ, દ્વિપાર્વણ અને ત્રિપાર્વણ. પિતા વગેરેનું જે સાંવત્સરિક શ્રાદ્ધ કરવામાં આવે છે તે એકપાર્વણ, અમાવાસ્યા વગેરે છન્નું શ્રાદ્ધ દ્વિપાર્વણ. કારણ કે તેમાં સપત્નિક પિતા, પિતામહ તથા પ્રપિતામહ અને સપત્નિક માતામહ, પ્રમાતામહ તથા વૃદ્ધપ્રમાતામહ એમ બેને ઉદ્દેશીને પિંડ આપવામાં આવે છે. અન્વષ્ટકાશ્રાદ્ધ એ ત્રિપાર્વણ શ્રાદ્ધ કહેવાય છે. શિશિર ઋતુમાં સાતમ તથા નવમીને દહાડે કરવામાં આવતાં શ્રાદ્ધ અન્વષ્ટકા કહેવાય છે. તેમાં પિત્રાદિ ત્રણ, માતાદિ ત્રણ અને સપત્નિક માતામહા-

૨૪૮ મરી ગયેલાનું સપિંડીકરણ ધર્મશાસ્ત્ર પ્રમાણે કર્યાં પછી અમાવાસ્યાના શ્રાદ્ધ વિધિ પ્રમાણે જ પુત્રોએ પિંડ આપવો.

**श्राद्धं भुक्त्वा य उच्छिष्टं वृषलाय प्रयच्छति ।**
**स मूढो नरकं याति कालसूत्रमवाक्शिराः ॥ २४९ ॥**

૨૪૯ શ્રાદ્ધનું ભોજન કર્યા પછી વધેલું ઉચ્છિષ્ટ અન્ન જે શૂદ્રને આપે છે, તે મૂઢ નીચે મસ્તકે કાળસૂત્ર નામના નરકમાં પડે છે.

**श्राद्धभुग्वृषलीतल्पं तदहर्योऽधिगच्छति ।**
**तस्याः पुरीषे तन्मासं पितरस्तस्य शेरते ॥ २५० ॥**

૨૫૦ શ્રાદ્ધમાં ભોજન કરનારો બ્રાહ્મણ શ્રાદ્ધને દિવસે જો પોતાની સ્ત્રીની સાથે ગમન કરે છે, તો તેના પિતૃઓ એક મહિના સૂધી તે સ્ત્રીની વિષ્ઠામાં સૂઈ રહે છે.

---

દિક ત્રણ એમ ત્રણને ઉદ્દેશીને પિંડ આપવામાં આવે છે. તીર્થશ્રાદ્ધની ગણના પાર્વણમાં તથા એકોદ્દિષ્ટમાં કરેલી છે. કારણ કે તેમાં પિત્રાદિ, માત્રાદિ અને માતામહાદિ એ ત્રિપાર્વણનો પણ સમાવેશ થાય છે તથા પત્ની, કાકા વગેરેના એકોદ્દિષ્ટનો પણ સમાવેશ થાય છે. એકને ઉદ્દેશીને એક પિંડથી કરવામાં આવતું શ્રાદ્ધ એકોદ્દિષ્ટ કહેવાય છે. આ શ્રાદ્ધના નવશ્રાદ્ધ, નવમિશ્રશ્રાદ્ધ અને પુરાણશ્રાદ્ધ એવા ત્રણ ભેદો છે. મરણ પામેલા મનુષ્યના પ્રથમ દિવસથી દશ દિવસ સૂધી કરવામાં આવતું શ્રાદ્ધ નવશ્રાદ્ધ કહેવાય છે અને એકાદશાહથી ઉનાબ્દ સૂધી કરવામાં આવતાં શ્રાદ્ધો નવમિશ્ર શ્રાદ્ધ કહેવાય છે. સપિંડીકરણ પછી કરવામાં આવતાં પાર્વણ શ્રાદ્ધ પુરાણશ્રાદ્ધ કહેવાય છે; અથવા તો હથિયારથી મરણ પામેલા નાનાભાઈ વગેરેને ઉદ્દેશીને કરવામાં આવતાં શ્રાદ્ધ પુરાણશ્રાદ્ધ કહેવાય છે. પુત્રના જન્મ નિમિત્તે તથા વિવાહ વગેરે સંસ્કાર કરતી વખતે કરવામાં આવતાં શ્રાદ્ધ નાંદીશ્રાદ્ધ કહેવાય છે. સંવત્સર પૂરું થયા પછી જે શ્રાદ્ધમાં પિંડનું સંયોજન કરવામાં આવે છે, તે સપિંડીકરણ શ્રાદ્ધ કહેવાય છે. પરંતુ હમણાં તે શ્રાદ્ધ વર્ષને અંતે કરવામાં આવતું નથી, પણ ક્રિયાનો અપકર્ષ કરીને દ્વાદશાહને દહાડે કરવામાં આવે છે. વળી શ્રાદ્ધના મુખ્ય ત્રણ ભેદો છે. નિત્ય, નૈમિત્તિક અને કામ્ય. જે શ્રાદ્ધ નિત્ય નિયમ પ્રમાણે કરવામાં આવે છે તે નિત્ય શ્રાદ્ધ. જેમકે નિત્ય કરવામાં આવતું શ્રાદ્ધ, અમાવાસ્યાનું શ્રાદ્ધ વગેરે. કોઈ નિમિત્તને લઈને કરવામાં આવતું શ્રાદ્ધ તે નૈમિત્તિક શ્રાદ્ધ. જેમકે સૂર્ય ચંદ્રના ગ્રહણ સમયે કરવામાં આવતાં શ્રાદ્ધો તથા વિવાહાદિકના સંસ્કારો વેળા કરવામાં આવતાં શ્રાદ્ધો; અને ફળની કામના માટે કરવામાં આવતાં શ્રાદ્ધો કામ્ય શ્રાદ્ધો કહેવાય છે. જેમ કે કૃત્તિકા વગેરે નક્ષત્રો અને પંચમી વગેરે તિથિઓમાં પિતૃઓને ઉદ્દેશીને શ્રાદ્ધો કરવામાં આવે છે

**पृष्ट्वा स्वदितमित्येवं तृप्तानाचामयेत्ततः ।**
**आचान्तांश्चानुजानीयादभितो रम्यतामिति ॥ २५१ ॥**

૨૫૧ ભોજન થઇ રહ્યા પછી યજમાને બ્રાહ્મણોને પ્રશ્ન કરવો કે **स्वदितम्**' તમે સારી રીતે ભોજન કર્યું? એટલે બ્રાહ્મણોએ ઉત્તર આપવો કે, **तृप्ताःस्मः** તૃપ્ત થયા" તે પછી યજમાને આચમન કરાવવું અને "**अभितोरम्यताम्**" મરજી પ્રમાણે પધારો! એમ કહીને વિસર્જન કરવા.

**स्वधास्त्वित्येव तं ब्रूयुर्ब्राह्मणास्तदनन्तरम् ।**
**स्वधाकारः परा ह्याशीः सर्वेषु पितृकर्मसु ॥ २५२ ॥**

૨૫૨ તે પછી બ્રાહ્મણોએ "**स्वधास्तु**" એમ કહેવું. કારણ કે સર્વ પિતૃકર્મમાં "**स्वधास्तु**" એમ કહેવું, એ મોટો આશીર્વાદ કહેવાય છે.

**ततो भुक्तवतां तेषामन्नशेषं निवेदयेत् ।**
**यथा ब्रूयुस्तथा कुर्यादनुज्ञातस्ततो द्विजैः ॥ २५३ ॥**

૨૫૩ તે પછી જમનારા બ્રાહ્મણોને 'આટલું અન્ન અવશેષ રહેલું છે' એમ નિવેદન કરવું અને તે બ્રાહ્મણો જે પ્રમાણે આજ્ઞા કરે, તે પ્રમાણે તે અન્નની વ્યવસ્થા કરવી.

---

તે. એકોદ્દિષ્ટશ્રાદ્ધ મરણના દિવસથી છેક ઉનાબ્દિક સુધી કરવું જોઇએ, પણ હમણાં તો માત્ર એકાદશાહને દિવસે જ કરવામાં આવે છે.

સપિંડીકરણશ્રાદ્ધ એકોદ્દિષ્ટની પેઠે કરવું નહિ, પણ પાર્વણશ્રાદ્ધની પેઠે કરવું. સપિંડીકરણશ્રાદ્ધમાં ચાર પિંડો મૂકવા અને પછી પ્રેતના પિંડના ત્રણ ભાગ કરી, તે વિભાગો ઉપરના ત્રણ પિંડની સાથે મેળવી દેવા, જેથી પ્રેત ( તુરત મરણ પામેલો પ્રાણી ) પ્રેતપણામાં ભોગવાતાં દુઃખોમાંથી મુક્ત થઇને પિતૃપણાને પામે છે. અહીં કેટલાએક વિદ્વાનો કહે છે કે, ચોથાના એટલે વૃદ્ધ પ્રપિતામહના પિંડના ત્રણ ભાગ કરીને તેને ત્રણ પિંડમાં મેળવી દેવા, કે જેથી તે લેપભાગી થાય. પરંતુ " संसृज्यध्वं पूर्वैः પૂર્વ પિતૃઓની સાથે મળી જાઓ. " આ વચનથી ચોથાને પ્રેત સમજવો. કેમકે પિતૃઓનો ઉદ્દેશ કરીને આ શ્રાદ્ધ કરવામાં આવે છે. તેમજ पितॄन् आवाहयेत् पुनःप्रेतं न निर्दिशेत् પિતૃઓનું આવાહન કરવું અને પછી પ્રેતરૂપી અમુક પુરુષને હું આપું છું, એમ કહેવું નહિ. આ પ્રમાણે પ્રેતનું પ્રેતપણું નાશ કરવા માટે સપિંડીકરણ શ્રાદ્ધ કરવામાં આવે છે અને તેનાં પ્રેતપણાનો નાશ કરવાને માટે તેને પિતૃઓના પિંડમાં મેળવવો યોગ્ય છે, પરંતુ એ મત મિથ્યા છે. એમ મિતાક્ષરાકાર કહે છે.

पित्र्ये स्वदितमित्येव वाच्यं गोष्ठे तु सुश्रुतम् ।
संपन्नमित्यभ्युदये दैवे रुचितमित्यपि ॥ २५४ ॥

૨૫૪ માબાપના એકોદ્દિષ્ટ શ્રાદ્ધમાં તથા પાર્વણશ્રાદ્ધમાં તૃપ્ત થયા વિશે પ્રશ્ન પૂછવો હોય તો "स्वदितम सारी पेठे जम्या ?" એમ પૂછવું. ગોષ્ઠિ શ્રાદ્ધમાં તૃપ્ત થયા વિશે પૂછવું હોય તો 'सुश्रुतम' એમ પૂછવું. વૃદ્ધિ શ્રાદ્ધમાં 'संपन्नम्' એમ પૂછવું અને દેવોના શ્રાદ્ધમાં 'रुचितम्' એમ પૂછવું.

अपराह्णस्तथा दर्भा वास्तुसंपादनं तिलाः ।
सृष्टिर्मृष्टिर्द्विजाश्चाग्र्याः श्राद्धकर्मसु संपदः ॥ २५५ ॥

૨૫૫ અપરાહ્‌ણકાળ, દર્ભ, છાણ વગેરેથી શુદ્ધ કરેલી ભૂમિ, તલ, ઘણી જાતનાં સ્વાદિષ્ઠ ભોજનની તૈયારી, અન્નાદિકની શુદ્ધિ અને પંક્તિપાવન બ્રાહ્મણો, આ બધી શ્રાદ્ધમાં ઉત્તમ સંપત્તિ ગણાય છે.

दर्भाः पवित्रं पूर्वाह्णो हविष्याणि च सर्वशः ।
पवित्रं यच्च पूर्वोक्तं विज्ञेया हव्यसंपदः ॥ २५६ ॥

૨૫૬ દર્ભો, વેદના પવિત્ર મંત્રો, પૂર્વાહ્‌ણકાળ તથા હવિષ્યાન્ન (સામો વગેરે ઋષિધાન્ય) તથા પ્રથમ કહેલી શુદ્ધભૂમિ વગેરે પવિત્રતા, આ સર્વ દેવકર્મની સંપત્તિ જાણવી.

मुन्यन्नानि पयः सोमो मांसं यच्चानुपस्कृतम् ।
अक्षारलवणं चैव प्रकृत्या हविरुच्यते ॥ २५७ ॥

૨૫૭ મુનિઓનાં અન્નો, (સામો, રાજગરો વગેરે) દૂધ, સોમવલ્લીનો રસ, અનિષિદ્ધ અથવા દુર્ગંધાદિકથી રહિત માંસ અને સિંધાલુણ એ સર્વે સ્વાભાવિક રીતે જ હવિષ્ કહેવાય છે.

विसृज्य ब्राह्मणांस्तांस्तु नियतो वाग्यतः शुचिः ।
दक्षिणां दिशमाकाङ्क्षन्याचेतेमान्वरान्पितॄन् ॥ २५८ ॥

૨૫૮ શ્રાદ્ધમાં નિમંત્રણ કરેલા બ્રાહ્મણોને વિસર્જન કર્યા પછી એકાગ્રચિત્ત થઇ, વાણીને નિયમમાં રાખી, સ્નાન કરી, દક્ષિણ દિશા તરફ ઇચ્છાથી ઉભા રહેવું અને પિતૃઓની પાસે નીચેના વરો માગવા.

दातारो नोऽभिवर्धन्तां वेदाः संततिरेव च ।
श्रद्धा च नो माव्यगमद्बहुदेयं च नोऽस्त्विति ॥ २५९ ॥

૨૫૯ અમારા કુળમાં દાતારો વૃદ્ધિ પામો! વેદાભ્યાસની તથા પ્રજાની વૃદ્ધિ થાઓ! અમારા કુળમાં વેદકર્મોપરથી શ્રદ્ધા ઉઠો નહિ! અને સુપાત્રને આપવા માટે અમને બહુ ધન મળો!

( अन्नं च नो बहु भवेदतिथींश्च लभेमहि ।
याचितारश्च नः सन्तु मा च याचिष्म कंचन ॥

અમારા ઘરમાં બહુ અન્ન થાઓ, અમને અતિથિઓ મળો, ઘણા માણસો અમારી પાસે યાચના કરો અને અમે કોઈની યાચના ન કરીએ.)

( श्राद्धभुक् पुनरश्नाति तदहर्यो द्विजाधमः ।
प्रयाति सूकरीं योनिं कृमिर्वा नात्र संशयः ॥

જે અધમ બ્રાહ્મણ શ્રાદ્ધમાં ભોજન કર્યા પછી, તે દિવસે બીજીવાર, ભોજન કરે છે, તે ભુંડની યોનિમાં જન્મે છે અથવા તો કૃમિ થઈને અવતરે છે, એમાં સંદેહ નથી.)

एवं निर्वपणं कृत्वा पिण्डांस्तांस्तदनन्तरम् ।
गां विप्रमजमग्निं वा प्राशयेदप्सु वा क्षिपेत् ॥ २६० ॥

૨૬૦ એ પ્રમાણે પિંડો મૂકયા પછી તે પિંડો ગાય, બ્રાહ્મણ, બકરાં એ સર્વેમાંથી એકને ખવરાવવા અથવા તો અગ્નિમાં કે પાણીમાં પધરાવી દેવા.

पिण्डनिर्वपणं केचित्पुरस्तादेव कुर्वते ।
वयोभिः खादयन्त्यन्ये प्रक्षिपन्त्यनलेऽप्सु वा ॥ २६१ ॥

૨૬૧ કેટલાએક આચાર્યો બ્રાહ્મણભોજન થયા પહેલાં જ પિંડદાન કરે છે, કેટલાએક તે પિંડો પક્ષીઓને ખવરાવી દે છે, કેટલાએક પિંડોને પાણીમાં નાખે છે અને કેટલાએક અગ્નિમાં હોમે છે.

पतिव्रता धर्मपत्नी पितृपूजनतत्परा ।
मध्यमं तु ततः पिण्डमद्यात्सम्यक्सुतार्थिनी ॥ २६२ ॥

૨૬૨ પિતૃઓનું પૂજન કરવામાં તત્પર રહેનારી પતિવ્રતા ધર્મપત્નીને, જો પુત્રની ઇચ્છા હોય તો તેણે તે પિંડોમાંથી મધ્યમ કહેતાં પિતામહનો પિંડ લઇ '**आधत्त पितरो गर्भम्**' એ મંત્ર ભણીને તે પિંડનું પ્રાશન કરવું.

आयुष्मन्तं सुतं सूते यशोमेधासमन्वितम् ।
धनवन्तं प्रजावन्तं सात्विकं धार्मिकं तथा ॥ २६३ ॥

૨૬૩ તે પિંડભક્ષણ કરવાથી તેને આયુષ્માન્, યશસ્વી, બુદ્ધિમાન્, ધનવાન્, પ્રજાવાન્, સત્વગુણી અને ધર્મનિષ્ઠ પુત્ર થાય છે.

प्रक्षाल्य हस्तावाचम्य ज्ञातिप्रायं प्रकल्पयेत् ।
ज्ञातिभ्यः सत्कृतं दत्वा बान्धवानपि भोजयेत् ॥ २६४ ॥

૨૬૪ તે પછી બન્ને હાથ ધોઇ નાખી, આચમન કરીને વધેલું અન્ન પોતાના પિતા તરફના સગાને જમાડવું અને તે પછી માતા તરફનાં સગાંને તથા બીજાં સંબંધીઓને જમાડવાં.

उच्छेषणं तु तत्तिष्ठेद्यावद्विप्रा विसर्जिताः ।
ततो गृहबलिं कुर्यादिति धर्मो व्यवस्थितः ॥ २६५ ॥

૨૬૫ બ્રાહ્મણોને જ્યાંસૂધી વિદાય કર્યા ન હોય ત્યાંસૂધી તેમનું ઉચ્છિષ્ટ ત્યાં રાખી મેલવું અને બ્રાહ્મણો ગયા પછી તે સર્વ કાઢી નાંખીને ગૃહબલિ એટલે વૈશ્વદેવ, ભૂતબલિ, અતિથિભોજન વગેરે કરવું. આવી ધર્મની વ્યવસ્થા છે.

हविर्यच्चिररात्राय यच्चानन्त्याय कल्प्यते ।
पितृभ्यो विधिवद्दत्तं तत्प्रवक्ष्याम्यशेषतः ॥ २६६ ॥

૨૬૬ પિતૃઓને વિધિપૂર્વક કર્યું બલિ આપવાથી ઘણા વખત સૂધી અક્ષય તૃપ્તિ થાય, તે હવે હું સંપૂર્ણ કહું છું.

तिलैर्व्रीहियवैर्माषैरद्भिर्मूलफलेन वा ।
दत्तेन मासं तृप्यन्ति विधिवत्पितरो नृणाम् ॥ २६७ ॥

૨૬૭ તલ, ચોખા, જવ, અડદ, જળ, મૂળ, ફળ એઓમાંથી કોઈ પણ વસ્તુ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે પિતૃઓને આપવાથી એક મહિનાસૂધી પિતૃઓની તૃપ્તિ થાય છે.

द्वौ मासौ मत्स्यमांसेन त्रीन्मासान्हारिणेन तु ।
औरभ्रेणाथ चतुरः शाकुनेनाथ पञ्च वै ॥ २६८ ॥

૨૬૮ માછલાંનાં માંસથી બે મહિના સૂધી, હરિણનાં માંસથી ત્રણ મહિના સૂધી, મેંઢાનાં માંસથી ચાર મહિના સૂધી અને ભક્ષણ કરવા યોગ્ય પક્ષીઓના માંસોથી પાંચ મહિના સૂધી પિતૃઓ તૃપ્ત રહે છે.

षण्मासांश्छागमांसेन पार्षतेन च सप्त वै ।
अष्टावेणस्य मांसेन रौरवेण नवैव तु ॥ २६९ ॥

૨૬૯ બોકડાના માંસથી છ માસ સૂધી, ચિત્રમૃગના માંસથી સાત માસ સૂધી, એણ જાતિના મૃગના માંસથી આઠ માસ સૂધી અને રુરુ જાતિના મૃગના માંસથી નવ માસ સૂધી પિતૃઓ તૃપ્ત રહે છે.

दशमासांस्तु तृप्यन्ति वराहमहिषामिषैः ।
शशकूर्मयोस्तु मांसेन मासानेकादशैव तु ॥ २७० ॥

૨૭૦ વગડાના ભુંડો અને પાડાના માંસથી દશ માસ સૂધી અને શશલાના તથા કાચબાના માંસથી અગિયાર માસ સૂધી પિતૃઓ તૃપ્ત રહે છે.

संवत्सरं तु गव्येन पयसा पायसेन च ।
वार्ध्रीणसस्य मांसेन तृप्तिर्द्वादशवार्षिकी ॥ २७१ ॥

૨૭૧ ગાયના દૂધથી અથવા તો દૂધપાકથી એક વર્ષસૂધી અને લાંબા કાન તથા નાકવાળા બહેરા ધોળા બકરાના માંસથી બાર વર્ષસૂધી પિતૃઓ તૃપ્ત રહે છે.

कालशाकं महाशल्काः खड्गलोहामिषं मधु ।
आनन्त्यायैव कल्प्यन्ते मुन्यन्नानि च सर्वशः ॥ २७२ ॥

૨૭૨ કાલશાક નામના શાકથી, મહાશલ્ક નામના માછલાંથી, ગેંડાનાં તથા રાતા બકરાનાં માંસથી, મધથી તથા સર્વ પ્રકારનાં ઋષિધાન્યોથી અનંત વર્ષો સૂધી પિતૃઓની તૃપ્તિ થાય છે.

यत्किंचिन्मधुना मिश्रं प्रदद्यात्तु त्रयोदशीम् ।
तदप्यक्षयमेव स्याद्वर्षासु च मघासु च ॥ २७३ ॥

૨૭૩ વર્ષાકાળમાં, મઘા નક્ષત્રમાં તથા ત્રયોદશી તિથિએ કોઈપણ વસ્તુ મધમાં ભેળીને પિતૃઓને આપવામાં આવે છે તો તેથી પણ પિતૃઓની અક્ષયતૃપ્તિ થાય છે.

अपि नः स कुले जायाद्यो नो दद्यात्त्रयोदशीम् ।
पायसं मधुसर्पिर्भ्यां प्राक्छाये कुञ्जरस्य च ॥ २७४ ॥

૨૭૪ પિતૃઓ ઇચ્છે છે કે, અમારા કુળમાં એવો પુરુષ ઉત્પન્ન થાય કે જે પુરુષ ભાદ્રપદની વદિ તેરશે તથા હાથીની છાયા પૂર્વ દિશાએ પડે તે વખતે એટલે ત્રીજો પહોર થયા પછી અમને ખીર, મધુ અને ઘી આપે.

**यद्यद्ददाति विधिवत्सम्यक् श्रद्धासमन्वितः ।**
**तत्तत्पितॄणां भवति परत्रानन्तमक्षयम् ॥ २७५ ॥**

૨૭૫ વિધિપૂર્વક, સારી રીતે શ્રદ્ધા સાથે પિતૃઓને જે જે વસ્તુ આપવામાં આવે છે, તેનું અનંત અને અક્ષય ફળ પરલોકમાં પિતૃઓને મળે છે.

**कृष्णपक्षे दशम्यादौ वर्जयित्वा चतुर्दशीम् ।**
**श्राद्धे प्रशस्तास्तिथयो यथैता न तथेतराः ॥ २७६ ॥**

૨૭૬ કૃષ્ણપક્ષની દશમથી માંડીને અમાવાસ્યા સૂધીની તિથિઓ એક ચતુર્દશી બાદ કરીને શ્રાદ્ધમાં જેવી પવિત્ર કહેલી છે, તેવી બીજી તિથિઓ નથી.

**युक्षु कुर्वन्दिनर्क्षेषु सर्वान्कामान्समश्नुते ।**
**अयुक्षु तु पितॄन्सर्वान्प्रजां प्राप्नोति पुष्कलाम् ॥ २७७ ॥**

૨૭૭ બેકી તિથિ અને બેકી નક્ષત્રમાં (જેમકે બીજ, ચોથ, ભરણી, રોહિણી વગેરેમાં) શ્રાદ્ધ કરવાથી સર્વ કામનાને પ્રાપ્ત કરે છે અને એકી તિથિઓમાં અને એકી નક્ષત્રોમાં (જેમકે પડવો, ત્રીજ, અશ્વિની, કૃત્તિકા વગેરેમાં) શ્રાદ્ધ કરવાથી (ધન તથા વિદ્યાથી ભરપૂર એવી) ઘણી સંતતિને પામે છે.

**यथा चैवापरः पक्षः पूर्वपक्षाद्विशिष्यते ।**
**तथा श्राद्धस्य पूर्वाह्णादपराह्णो विशिष्यते ॥ २७८ ॥**

૨૭૮ જેમ પૂર્વપક્ષ કરતાં એટલે શુકલપક્ષ કરતાં કૃષ્ણપક્ષ શ્રાદ્ધ કર્મમાં શ્રેષ્ઠ ગણાય છે તેમ પૂર્વાહ્ણ (કહેતાં મધ્યાહ્નની પૂર્વના કાળ) કરતાં અપરાહ્ણ (મધ્યાહ્નોત્તર) કાળ ઉત્તમ ગણાય છે.

**प्राचीनावीतिना सम्यगपसव्यमतन्द्रिणा ।**
**पित्र्यमानिधनात्कार्यं विधिवद्दर्भपाणिना ॥ २७९ ॥**

૨૭૯ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રે હાથમાં દર્ભ લઇ, સાવધાન થઈ અપસવ્ય કરી, જમણે ખભે જનોઈ રાખીને, શાસ્ત્રોક્ત વિધિથી જીવતાં સૂધી શ્રાદ્ધ કરવું.

रात्रौ श्राद्धं न कुर्वीत राक्षसी कीर्तिता हि सा ।
संध्ययोरुभयोश्चैव सूर्ये चैवाचिरोदिते ॥ २८० ॥

૨૮૦ રાત્રે શ્રાદ્ધ કરવું નહિ, કારણકે રાત્રિને રાક્ષસી વેળા કહેલી છે. તેમજ સૂર્યોદય સમયે તથા સૂર્યાસ્ત સમયે અને સૂર્યોદય થયાને થોડો સમય થયો હોય ત્યારે પણ શ્રાદ્ધ કરવું નહિ.

अनेन विधिना श्राद्धं त्रिरब्दस्येह निर्वपेत् ।
हेमन्तग्रीष्मवर्षासु पाञ्चयज्ञिकमन्वहम् ॥ २८१ ॥

૨૮૧ આ વિધિ પ્રમાણે ગૃહસ્થ જો પ્રત્યેક મહિને શ્રાદ્ધ કરી શકે નહિ તો આખા વર્ષમાં હેમંત, ગ્રીષ્મ અને વર્ષા એ ત્રણ ઋતુઓમાં શ્રાદ્ધ કરવું અને પ્રતિદિવસે પાંચ મહાયજ્ઞ કરવા.

न पैतृयज्ञियो होमो लौकिकेऽग्नौ विधीयते ।
न दर्शेन विना श्राद्धमाहिताग्नेर्द्विजन्मनः ॥ २८२ ॥

૨૮૨ પિતૃયજ્ઞ સંબંધી હોમ, લૌકિક અગ્નિમાં એટલે રસોઇ કરવાના અગ્નિમાં કરવો કહ્યો નથી. તેમ જ અગ્નિહોત્રી બ્રાહ્મણ અમાવાસ્યા શિવાય (મઘા વગેરેમાં) શ્રાદ્ધ કરે નહિ તો પણ ચાલે.

यदेव तर्पयत्यद्भिः पितॄन्स्नात्वा द्विजोत्तमः ।
तेनैव कृत्स्नमाप्नोति पितृयज्ञक्रियाफलम् ॥ २८३ ॥

૨૮૩ જે શ્રેષ્ઠ એવો દ્વિજવર્ણ નાહીને માત્ર જળથી પણ પિતૃતર્પણ કરે છે તો તેથી પણ પિતૃયજ્ઞની ક્રિયાનું (શ્રાદ્ધનું) સંપૂર્ણ ફળ મેળવે છે.

वसून्वदन्ति तु पितॄन्रुद्रांश्चैव पितामहान् ।
प्रपितामहांस्तथादित्याञ्छ्रुतिरेषा सनातनी ॥ २८४ ॥

૨૮૪ પિતાને वसु કહે છે, પિતામહને रुद्र કહે છે અને પ્રપિતામહને आदित्य કહે છે. આવી રીતે સનાતન એવા વેદમાં કહ્યું છે.

विघसाशी भवेन्नित्यं नित्यं वामृतभोजनः ।
विघसो भुक्तशेषं तु यज्ञशेषं तथामृतम् ॥ २८५ ॥

૨૮૫ શક્તિમાન્ પુરુષે નિત્ય विघसનું ભોજન કરવું અથવા તો अमृतનું

ભોજન કરવું. શ્રાદ્ધમાં બ્રાહ્મણોએ ભોજન કર્યા પછી શેષ રહેલું અન્ન વિઘસ અને વૈશ્વદેવ, દર્શ, પૂર્ણિમા વગેરે યજ્ઞમાં શેષ રહેલું અન્ન અમૃત કહેવાય છે.

**एतद्वोऽभिहितं सर्वं विधानं पाञ्चयज्ञिकम् ।**
**द्विजातिमुख्यवृत्तीनां विधानं श्रूयतामिति ॥ २८६ ॥**

**इतिश्री मानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां तृतीयोऽध्यायः समाप्त.**

૨૮૬ તમને આ પાંચમહાયજ્ઞ સંબંધી સર્વ વિધિ કહ્યો. હવે દ્વિજવર્ણમાં મુખ્ય એવા બ્રાહ્મણ વર્ણની આજીવિકાઓનો વિધિ શ્રવણ કરો.

ઇતિશ્રી ગુજરાતીભાષાન્તરસહિત મનુસ્મૃતિમાં વિવાહોનાં લક્ષણ તથા શ્રાદ્ધનોવિધિ, એ નામનો અધ્યાય ૩ જો સમાપ્ત.



## અધ્યાય ૪ થો.



*चतुर्थमायुषो भागमुषित्वाद्यं गुरौ द्विजः ।
द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत् ॥ १ ॥

૧ આયુષ્યના ચાર ભાગમાંથી આયુષ્યના પહેલા ભાગમાં બ્રાહ્મણે ગુરુના ઘરમાં રહીને વિદ્યાભ્યાસ કરવો અને બીજા ભાગમાં સ્ત્રી પરણીને ગૃહસ્થાશ્રમમાં રહેવું.

अद्रोहेणैव भूतानामल्पद्रोहेण वा पुनः ।
या वृत्तिस्तां समास्थाय विप्रो जीवेदनापदि ॥ २ ॥

૨ આપત્કાળ ન હોય તે સમયે બ્રાહ્મણે કોઈને પણ પીડા કર્યા વિના અથવા તો ઓછી પીડા કરીને જે આજીવિકા ચાલતી હોય, તેવી આજીવિકા ઉપર પોતાનો નિર્વાહ કરવો.

આજીવિકાના ઉપાય.

यात्रामात्रप्रसिद्ध्यर्थं स्वैः कर्मभिरगर्हितैः ।
अक्लेशेन शरीरस्य कुर्वीत धनसंचयम् ॥ ३ ॥

૩ પોતાની તથા પોતાના કુટુંબની આજીવિકા માટે શરીરને ક્લેશ ન પહોંચે તેવી રીતે અનિંદિત કર્મો કરીને ધનનો સંગ્રહ કરવો.

ऋतामृताभ्यां जीवेत्तु मृतेन प्रमृतेन वा ।
सत्यानृताभ्यामपि वा न श्ववृत्त्या कदाचन ॥ ४ ॥

૪ આપત્તિ ન હોય તેવા સમયમાં બ્રાહ્મણે ऋतથી, अमृतથી, मृतથી, प्रमृतથી, અથવા તો सत्यानृतથી, આજીવિકા કરવી. પરંતુ કોઈ પણ દહાડો श्ववृत्तिથી નિર્વાહ કરવો નહિ.

†ऋतमुञ्छशिलं ज्ञेयममृतं स्यादयाचितम् ।
मृतं तु याचितं भैक्ष्यं प्रमृतं कर्षणं स्मृतम् ॥ ५ ॥

* કોઈ કહેશે કે, વેદમાં शतायुर्वै पुरुषः એમ પુરુષનું સો વર્ષનું આયુષ્ય કહ્યું છે. એટલે આયુષ્યનો ચોથો ભાગ તે પચીશ વર્ષ જાણવાં. પરંતુ મનુએ તો છત્રીશ વર્ષ સૂધી વેદાધ્યયન કરવાની આજ્ઞા કરેલી છે. ત્યાં આગળ પચીશ વર્ષનો ચોથો ભાગ માનીએ તો વિરોધ આવે. માટે જ્યાં સૂધી બ્રહ્મચર્ય પાળી શકાય ત્યાં સૂધી આયુષ્યનો ચોથો ભાગ જાણવો.

† ભિક્ષા શબ્દ બ્રહ્મચારી તથા સંન્યાસીઓને આપવામાં આવતી પાકી ભિક્ષાનો વાચક છે; પરંતુ આ શ્લોકમાં ભિક્ષા શબ્દ પાકી ભિક્ષાને માટે કહેવામાં

૫ ઉંછ અને શિલને ऋत જાણવું, યાચના વિના મળે તેને अमृत જાણવું, માગેલી ભિક્ષાને मृत જાણવી અને ખેતીવાડીને प्रमृत જાણવી.

सत्यानृतं तु वाणिज्यं तेन चैवापि जीव्यते ।
सेवा श्ववृत्तिराख्याता तस्मात्तां परिवर्जयेत् ॥ ६ ॥

૬ વાણીઆના ધંધાને सत्यानृत જાણવો, (કુસીદ વૃત્તિથી જે આજીવિકા ચલાવવામાં આવે છે તે પણ सत्यानृत કહેવાય છે.) તેનાથી પણ આજીવિકા કરવી અને સેવાને, श्ववृत्ति કહેતાં કુતરાના જેવી વૃત્તિ કહેલી છે. તે માટે દ્વિજ-વર્ણે સેવાનો (ચાકરીનો) ત્યાગ કરવો.

*कुशूलधान्यको वा स्यात्कुम्भीधान्यक एव वा ।
त्र्यैहिको वापि भवेदश्वस्तनिक एव वा ॥ ७ ॥

૭ બ્રાહ્મણે કોઠી ભરાય તેટલાં અન્નનો સંગ્રહ કરવો, અથવા તો નાની કોઠી જેટલાં અન્નનો સંગ્રહ કરવો, અથવા તો ત્રણ દિવસ ચાલે તેટલાં અન્નનો સંગ્રહ કરવો, અથવા તો એક દિવસ ચાલે તેટલાં અન્નનો સંગ્રહ કરવો.

---

આવ્યો નથી. કારણ કે ગૃહસ્થ બ્રાહ્મણથી કંઈ પારકા પાકમાં વૈશ્વદેવાદિ ક્રિયા થઈ શકે નહિ. માટે આ ભિક્ષા કેવળ ભોજનને માટે જ નથી, પણ ઘરની સ્થિતિને માટે છે. ઘરમાં અન્ન, વસ્ત્ર, વાસણ, વગેરે જે જે વસ્તુ જોઈએ તે સઘળું બ્રાહ્મણે ભિક્ષા તરિકે માગીને લાવવું અને તેને શાસ્ત્રમાં "મૃત" કરીને કહે છે. આ પ્રમાણે શાસ્ત્રમાં બ્રાહ્મણોને માટે ભિક્ષા પણ એક આજીવિકાનું સાધન લખ્યું છે અને તે બ્રાહ્મણનો સ્વધર્મ છે. છતાં પણ કેટલાક શાસ્ત્રના અનભિજ્ઞ લોકો ક્ષત્રિય વૈશ્યોની ઘોર તથા અનૃતમિશ્ર આજીવિકાઓ ઉપર મોહિત થઈ જઈને ભિક્ષાથી પવિત્ર અંતઃકરણવાળા બ્રાહ્મણોને ભિક્ષુકો કહીને નિંદે છે, તેઓ બ્રાહ્મણની નિંદાથી પાતકી થાય છે. કેમકે શ્રુતિમાં કહ્યું છે કે;–' तस्माद्ब्राह्मणान्न निन्देत् ' બ્રાહ્મણોની નિંદા કરવી નહિ.

* આ શ્લોકમાં કુશૂલધાન્યક શબ્દે કરીને ત્રણ વર્ષ સૂધી સ્ત્રી, પુત્ર, ભૃત્ય (માતા, પિતા, સેવક) વગેરેનું પોષણ ચાલે તેટલા ધાન્યનો સંચય કરનાર જાણવો. કારણ કે ગૃહસ્થને માટે આગળ કહ્યું છે કે;–"त्रिवर्षादधिकान्नोय: स हि सोमं पिबेन्नरः। જેની પાસે ત્રણ વર્ષ સૂધી ચાલે એટલા ધાન્ય કરતાં અધિક ધાન્ય હોય તેણે સોમ યજ્ઞ કરવો અથવા ત્રણ ઋતુ સૂધી ચાલે તેટલા અન્નનો બ્રાહ્મણે સંગ્રહ કરી રાખવો."

કુંભીધાન્યક એ પદથી વર્ષ દિવસના અન્નનો સંચય કરનારો એમ સિદ્ધ થાય છે. કેમકે ગૃહસ્થે પ્રતિવર્ષ ઇષ્ટિ કરવી જોઈએ. મેધાતિથિ કુશૂલધાન્યક એટલે વર્ષ પર્યંત ચાલે તેટલા અન્નનો સંચય કરનારો અને કુમ્ભિધાન્યક એટલે ૬ માસ ચાલે તેટલા અન્નનો સંચય કરનારો એમ કહે છે.

( सद्यः प्रक्षालिको वा स्यान्माससञ्चयिकोऽपि वा ।
षण्मासनिचयोवापि समानिचय एव वा ॥

બ્રાહ્મણે નિત્ય જોઈએ તેટલાં જ અન્નનો સંગ્રહ કરવો, અથવા તો એક મહિનો ચાલે તેટલાં અન્નનો સંગ્રહ કરવો, અથવા તો છ મહિના કે વર્ષ દિવસ ચાલે તેટલાં અન્નનો સંગ્રહ કરવો.)

चतुर्णामपि चैतेषां द्विजानां गृहमेधिनाम् ।
ज्यायान्परः परो ज्ञेयो धर्मतो लोकजित्तमः ॥ ८ ॥

૮ ઉપર કહેલા कुशूलधान्यक, कुंभीधान्यक, त्र्यैहिक અને अश्वस्तनिक એમ ચાર પ્રકારના બ્રાહ્મણ ગૃહસ્થો કહ્યા; તેઓમાં પૂર્વ પૂર્વના કરતાં પછી પછીનાને શ્રેષ્ઠ જાણવા અને તે ધર્મવડે સ્વર્ગનો વિજય કરનારાઓમાં શ્રેષ્ઠ ગણાય છે.

*षट्कर्मैको भवत्येषां त्रिभिरन्यः प्रवर्त्तते ।
द्वाभ्यामेकश्चतुर्थस्तु ब्रह्मसत्रेण जीवति ॥ ९ ॥

૯ એ ચાર પ્રકારના ગૃહસ્થોમાંથી જેને મોટા કુટુંબનું પોષણ કરવાનું હોય, તેણે છએ પ્રકારની વૃત્તિથી નિર્વાહ કરવો. (એટલે ઋત, અયાચિત,

* કુશૂલધાન્યક એટલે ત્રણ વર્ષના અન્નનો સંચય કરનારા પુરુષે છ કર્મથી એટલે ઋત, અમૃત, મૃત, પ્રમૃત, સત્યામૃત અને કુસીદથી આજીવિકા કરવી. કુમ્ભિધાન્યકે ત્રણ કર્મથી એટલે ૧ ઋત, ૨ અમૃત અને મૃતથી ૩ આજીવિકા કરવી. (યાજન, અધ્યાપન અને પ્રતિગ્રહનો અમૃતમાં તથા મૃતમાં સમાવેશ થાય છે). ત્રીજાએ એટલે જેને ત્રણ દિવસનું અન્ન પર્યાપ્ત હોય છે, એવા બ્રાહ્મણે ઋતથી અને અમૃતથી આજીવિકા કરવી; અને એકાહિકે એટલે એક દિવસ ચાલે તેટલા અન્નને પૂર્ણ માનનારાએ બ્રહ્મસત્રથી એટલે શિલ તથા ઉંછથી આજીવિકા કરવી. કેટલાએક કહે છે કે, ત્ર્યહજીવી અને અશ્વસ્તનિક એ બન્ને ઋતથી જીવી શકે નહિ. કારણ કે શરદ અને ગ્રીષ્મ એ બે ઋતુમાં જ તેનો સંભવ છે. માટે અહીં त्रिभिरन्यः એ પદથી યાજન, અધ્યાપન અને પ્રતિગ્રહ વૃત્તિથી આજીવિકા ચલાવવી અને द्वाभ्यां એ પદથી प्रतिग्रहः प्रत्यवरः એમ હોવાથી માત્ર યાજના અધ્યાપનથી અને બ્રહ્મસત્રથી એટલે કેવળ અધ્યાપનથી જ આજીવિકા કરવી એમ જાણવું. જે બ્રાહ્મણ શિલવૃત્તિની પેઠે પ્રજામાંથી ચપટી, ચપટી માંગીને એક દિવસ ચાલે તેટલું અનાજ લાવે છે, તે શિલવૃત્તિ કહેવાય છે અને દાણાની દુકાન પાસે દાણા પડી ગયા હોય તે વીણી લાવે અથવા મુઠી ચપટી દાણા માગી લાવીને એક દિવસ ચાલે તેટલું અનાજ લાવે, તે ઉંછવૃત્તિ કહેવાય છે.

ભિક્ષા, ખેતી, વ્યાપાર અને વ્યાજ વટંતરના ધંધાથી નિર્વાહ કરવો), જેનું કુટુંબ નાનું હોય તેણે યાજન (યજ્ઞ કરાવવો) અધ્યાપન, (વેદ ભણાવવો) અને પ્રતિગ્રહ (દાન લેવું) એ ત્રણ પ્રકારની આજીવિકાથી નિર્વાહ કરવો. પ્રતિગ્રહ અધમ ગણાય છે, માટે તે નહિં કરનારાએ યાજન તથા અધ્યાપન, એ બે વૃત્તિથી નિર્વાહ કરવો અને ચોથાએ કેવળ વેદનું અધ્યાપન કરાવીને આજીવિકા ચલાવવી.

**वर्तयंश्च शिलोञ्छाभ्यामग्निहोत्रपरायणः ।**
**इष्टीः पार्वायनान्तीयाः केवला निर्वपेत्सदा ॥ १० ॥**

૧૦ જે બ્રાહ્મણ શિલ તથા ઉંછ વૃત્તિથી આજીવિકા કરતો હોય, તેમણે તો માત્ર અગ્નિહોત્રમાં જ પરાયણ રહેવું અને કેવળ અમાવાસ્યા તથા પૂર્ણિમાની ઇષ્ટિઓ કરવી અને ઉત્તરાયણ તથા દક્ષિણાયનને અંતે કરવામાં આવતો આગ્રયણ નામનો યજ્ઞ સદાય કરવો (અર્થાત્ બહુ ધનવડે થતા યજ્ઞો કરવામાં પ્રવૃત્ત થવાની ઇચ્છા કરવી નહિ.)

**न लोकवृत्तं वर्तेत वृत्तिहेतोः कथंचन ।**
**अजिह्मामशठां शुद्धां जीवेद्ब्राह्मणजीविकाम् ॥ ११ ॥**

૧૧ આજીવિકાને માટે કોઇપણ રીતે લોકવૃત્તને અનુસરવું નહિં (અર્થાત્ તમે તો કર્ણ જેવા દાતાર છો, એમ કહીને ધનવાનનાં ખોટાં વખાણ કરવાં નહિ), પરંતુ કપટરહિત તથા શઠતારહિત (લોકોને ઠગવા માટે અથવા તો ધનસંગ્રહ કરવા માટે અગ્નિહોત્રાદિક લેવાં તેનું નામ શઠતા) અને શુદ્ધ (વૈશ્યાદિકની આજીવિકા સાથે મિશ્ર ન થયેલી એવી) સુપાત્ર બ્રાહ્મણની આજીવિકાથી જીવવું.

**संतोषं परमास्थाय सुखार्थी संयतो भवेत् ।**
**संतोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः ॥ १२ ॥**

૧૨ સુખની ઇચ્છાવાળા બ્રાહ્મણે પોતાનું અને પોતાના કુટુંબનું પોષણ થઇ શકે, તેટલા ધનથી જ પરમ સંતોષ માનીને અધિક ધન મેળવવા માટે પ્રવૃત્તિ કરવી નહિ. કારણ કે સુખનું મૂળ સંતોષ છે અને દુઃખનું મૂળ અસંતોષ છે.

**अतोऽन्यतमया वृत्त्या जीवंस्तु स्नातको द्विजः ।**
**स्वर्गायुष्ययशस्यानि व्रतानीमानि धारयेत् ॥ १३ ॥**

૧૩ સ્નાતક બ્રાહ્મણે ઉપર કહેલી વૃત્તિઓમાંથી કોઇ એક વૃત્તિથી આજીવિકા કરવી અને સ્વર્ગ, આયુષ્ય તથા યશને આપનારાં નીચેનાં વ્રતો ધારણ કરવાં.

ગૃહસ્થના ધર્મો.

**वेदोदितं स्वकं कर्म नित्यं कुर्यादतन्द्रितः ।**
**तद्धि कुर्वन्यथाशक्ति प्राप्नोति परमां गतिम् ॥ १४ ॥**

૧૪ બ્રાહ્મણ જો નિત્ય સાવધાન થઈને વેદ અને ધર્મશાસ્ત્રમાં કહેલાં કર્મોનું યથાશક્તિ આચરણ કરે છે તો તે પરમ ગતિને પામે છે.

**नेहेतार्थान्प्रसङ्गेन न विरुद्धेन कर्मणा ।**
**न विद्यमानेष्वर्थेषु नार्त्यामपि यतस्ततः ॥ १५ ॥**

૧૫ બ્રાહ્મણે નિત્ય ગીત, વાદિત્રના ધંધાથી, શાસ્ત્રવિરુદ્ધ કર્મો કરીને, બહુ ધન હોય ત્યારે તથા સંકટ વેળાએ પણ પતિત વગેરેની પાસેથી ધન મેળવવાનો પ્રયત્ન કરવો નહિ.

**इन्द्रियार्थेषु सर्वेषु न प्रसज्येत कामतः ।**
**अतिप्रसक्तिं चैतेषां मनसा संनिवर्त्तयेत् ॥ १६ ॥**

૧૬ ઇંદ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ સર્વે વિષયોમાં કામનાથી પ્રવૃત્ત થવું નહિ તથા એ વિષયોના ઉપર મનવડે વિરુદ્ધ ભાવના કરીને, એટલે વિષયો મિથ્યા છે અને તેનાથી પરિણામે નરક મળે છે, આવી ભાવના કરીને તેનો અતિપ્રસંગ છોડી દેવો.

**सर्वान्परित्यजेदर्थान्स्वाध्यायस्य विरोधिनः ।**
**यथातथाध्यापयंस्तु सा ह्यस्य कृतकृत्यता ॥ १७ ॥**

૧૭ પોતાના સ્વાધ્યાયમાં અડચણ કરે તેવાં સર્વ કાર્યો તજી દેવાં અને સ્વાધ્યાયમાં અડચણ કરે નહિ તેવા ઉપાયોથી આજીવિકા કરવી. કારણ કે સ્વાધ્યાયમાં પરાયણ રહેવાથી સ્નાતક બ્રાહ્મણ કૃતકૃત્ય ગણાય છે.

**वयसः कर्मणोऽर्थस्य श्रुतस्याभिजनस्य च ।**
**वेषवाग्बुद्धिसारूप्यमाचरन्विचरेदिह ॥ १८ ॥**

૧૮ ગૃહસ્થ બ્રાહ્મણે પોતાનાં વય, કર્મ, ધન, શાસ્ત્ર (વિદ્યા) અને કુળને અનુકૂળ થઇ પડે તેવો વેષ, તેવી વાણી તથા તેવી બુદ્ધિનો ઉપયોગ કરીને આ જગતમાં વ્યવહાર કરવો.

बुद्धिवृद्धिकराण्याशु धन्यानि च हितानि च ।
नित्यं शास्त्राण्यवेक्षेत निगमांश्चैव वैदिकान् ॥ १९ ॥

૧૯ બુદ્ધિની તુરત વૃદ્ધિ કરનારાં વ્યાકરણ, મીમાંસા, સ્મૃતિ, પુરાણ વગેરે શાસ્ત્રોનું, ધન આપનારાં બૃહસ્પતિ વગેરેનાં અર્થશાસ્ત્રોનું, પ્રત્યક્ષમાં ઉપકાર કરનારાં વૈદ્યક, જ્યોતિષ વગેરે શાસ્ત્રોનું અને વેદનો અર્થ જણાવનારાં શાસ્ત્રોનું નિત્ય અવલોકન કર્યા કરવું.

यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति ।
तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥ २० ॥

૨૦ પુરુષ જેમ જેમ શાસ્ત્રનું અધ્યયન કરે છે, તેમ તેમ તેને જ્ઞાન થાય છે અને તેથી તેનું જ્ઞાન સતેજ થાય છે.

( शास्त्रस्य पारं गत्वा तु भूयो भूयस्तदभ्यसेत् ।
तच्छास्त्रं सबलं कुर्यान्न चाधीत्य त्यजेत्पुनः ॥

શાસ્ત્રને સંપૂર્ણ ભણ્યા પછી વારંવાર તેનો અભ્યાસ કરવો અને શાસ્ત્રને દૃઢ કરવું; પરંતુ ભણ્યા પછી તેનો ત્યાગ કરી દેવો નહિ.)

ऋषियज्ञं देवयज्ञं भूतयज्ञं च सर्वदा ।
नृयज्ञं पितृयज्ञं च यथाशक्ति न हापयेत् ॥ २१ ॥

૨૧ સ્નાતક બ્રાહ્મણે ઋષિયજ્ઞ (સ્વાધ્યાય), દેવયજ્ઞ (વૈશ્વદેવ), ભૂતયજ્ઞ (ભૂતબલિ), મનુષ્યયજ્ઞ (અતિથિસત્કાર), પિતૃયજ્ઞ (શ્રાદ્ધ), આટલા યજ્ઞો યથાશક્તિ કરવા; પરંતુ તેનો ત્યાગ કરવો નહિ.

एतानेके महायज्ञान्यज्ञशास्त्रविदो जनाः ।
अनीहमानाः सततमिन्द्रियेष्वेव जुह्वति ॥ २२ ॥

૨૨ કેટલાએક યજ્ઞના અનુષ્ઠાનની વિધિને જાણનારા પુરુષો આ મહાયજ્ઞો કરતા નથી. પરંતુ નિત્ય જ્ઞાનેંદ્રિયોને વિષે જ હોમ કરે છે (અર્થાત્ ઇંદ્રિયોને અગ્નિરૂપ ગણીને તેમાં વિષયોનો હોમ કરે છે).

*वाच्येके जुह्वति प्राणं प्राणे वाचं च सर्वदा ।
वाचि प्राणे च पश्यन्तो यज्ञनिर्वृतिमक्षयाम् ॥ २३ ॥

---

* આ શ્લોકમાં વાણીમાં પ્રાણનો હોમ કરવાનું કહ્યું છે; તેનું તાત્પર્ય એવું છે કે, સ્વાધ્યાય (વિદ્યાધ્યયન) કરતી વેળાએ પ્રાણની વૃત્તિનો વાણીમાં લય થાય છે, માટે

૨૩ કેટલાએક બ્રહ્મવેત્તા ગૃહસ્થો વાણીમાં અને પ્રાણમાં જે હોમ કરવામાં આવે છે તે અક્ષય છે, આમ જાણીને વાણીમાં પ્રાણનો હોમ કરે છે અને પ્રાણમાં વાણીનો હોમ કરે છે.

**ज्ञानेनैवापरे विप्रा यजन्त्येतैर्मखैः सदा ।**
**ज्ञानमूलां क्रियामेषां पश्यन्तो ज्ञानचक्षुषा ॥ २४ ॥**

૨૪ કેટલાએક બ્રહ્મનિષ્ઠ ગૃહસ્થો જ્ઞાનરૂપી દૃષ્ટિવડે, જ્ઞાનની ઉત્પત્તિ થાય છે, આમ જાણીને સદા આત્મજ્ઞાનવડે જ પંચમહાયજ્ઞો કરે છે.

**अग्निहोत्रं च जुहुयादाद्यन्ते द्युनिशोः सदा ।**
**दर्शेन चार्धमासान्ते पौर्णमासेन चैव हि ॥ २५ ॥**

૨૫ અગ્નિહોત્રીએ પ્રભાતમાં અને સાયંકાળે સદા અગ્નિમાં હોમ કરવો તથા કૃષ્ણપક્ષને અંતે અમાવાસ્યા તિથિએ દર્શ નામનો યજ્ઞ અને શુક્લ પક્ષને અંતે પૂર્ણિમા તિથિએ પૌર્ણમાસ નામનો યજ્ઞ કરવો.

**सस्यान्ते नवसस्येष्ट्या तथर्त्वन्ते द्विजोऽध्वरैः ।**
**पशुना त्वयनस्यादौ समान्ते सौमिकैर्मखैः ॥ २६ ॥**

૨૬ પૂર્વનું ધાન્ય થઇ રહે અને નવું ધાન્ય ઉત્પન્ન થાય ત્યારે શરદ્ ઋતુમાં દ્વિજવર્ણે નવાં ધાન્યથી આગ્રયણ ઇષ્ટિ કરવી, પ્રત્યેક ઋતુને અંતે ચાતુર્માસ યજ્ઞ કરવો, ઉત્તરાયણ, તથા દક્ષિણાયનના આરંભમાં પશુબંધ નામનો યાગ કરવો અને વર્ષ પૂરું થયા પછી વસંત ઋતુમાં સોમ યાગો કરવા.

**नानिष्ट्वा नवसस्येष्ट्या पशुना चाग्निमान्द्विजः ।**
**नवान्नमद्यान्मांसं वा दीर्घमायुर्जिजीविषुः ॥ २७ ॥**

૨૭ અગ્નિહોત્રી બ્રાહ્મણે જો દીર્ઘ આયુષ્ય ભોગવવાની ઇચ્છા હોય તો નવધાન્યેષ્ટિ કર્યાવિના નવું અન્ન ખાવું નહિ અને પશુબંધ યાગ કર્યાવિના માંસ ખાવું નહિ.

---

સ્વાધ્યાયરૂપી વાણીયજ્ઞમાં પ્રાણનો હોમ કહ્યો છે તથા પ્રાણમાં વાણીનો હોમ કરવાનું કહ્યું છે. તેનો અર્થ એવો છે કે; પ્રાણાયામ કરતી વખતે વાણીનો પ્રાણમાં લય થાય છે, માટે પ્રાણાયામરૂપી અગ્નિમાં વાણીનો હોમ કહ્યો છે. શ્રુતિમાં કહ્યું છે કે;– " तद्यत्रैतदधीते वा भाषते वा वाचि तदा प्राणो भवति तथा च अथ तूर्ष्णी वा भवति स्वपिति वा प्राणे तदा वाग् भवति. જ્યારે મનુષ્ય સ્વાધ્યાય કરે છે અથવા બોલે છે ત્યારે વાણીમાં પ્રાણનો લય થાય છે અને જ્યારે મનુષ્ય મૌન રહે છે અથવા સુવે છે ત્યારે વાણીનો પ્રાણમાં લય થાય છે, વગેરે. "

नवेनानर्चिता ह्यस्य पशुहव्येन चाग्नयः ।
प्राणानेवात्तुमिच्छन्ति नवान्नामिषगर्धिनः ॥ २८ ॥

૨૮ નવું અન્ન અને નવું માંસ ખાવાની ઇચ્છાવાળા અગ્નિઓને નવા અન્નથી તથા નવા માંસથી જો તૃપ્ત કરવામાં આવતા નથી તો તે અગ્નિઓ તે ખાનારી પ્રજાઓનું જ ભક્ષણ કરવાની ઇચ્છા કરે છે.

आसनाशनशय्याभिरद्भिर्मूलफलेन वा ।
नास्य कश्चिद्वसेद्गेहे शक्तितोऽनर्चितोऽतिथिः ॥ २९ ॥

૨૯ ગૃહસ્થના ઘરમાં બેસવાને આસન, જમવાને ભોજન, સુવાને શય્યા, પીવાને પાણી અને ફળ તથા મૂળવડે શક્તિ પ્રમાણે સત્કાર પામ્યા વગરનો કોઈ પણ અતિથિ રહેવો જોઇએ નહિ.

पाषण्डिनो विकर्मस्थान्बैडालव्रतिकाञ्छठान् ।
हैतुकान्बकवृत्तींश्च वाङ्मात्रेणापि नार्चयेत् ॥ ३० ॥

૩૦ પાખંડીઓનો (વેદ વિરુદ્ધ ધર્માચરણ કરનારાઓનો), વિકર્મસ્થોનો ( આશ્રમ વિરુદ્ધ આજીવિકાથી જીવનારાઓનો ), બૈડાલ વ્રતવાળાઓનો ( દંભીઓનો ), શઠોનો ( જેઓના મનમાં કંઇક હોય અને બહારથી કંઈક દેખાડતા હોય તેવાઓનો અથવા તો વેદ તથા શાસ્ત્ર ઉપર શ્રદ્ધાવિનાના હોય તેઓનો), હૈતુકોનો (વેદવિરુદ્ધ તર્ક કરનારાઓનો) અને બગભકતોનો ગૃહસ્થે વાણીમાત્રથી પણ સત્કાર કરવો નહિ.

वेदविद्याव्रतस्नाताञ्श्रोत्रियान्गृहमेधिनः ।
पूजयेद्धव्यकव्येन विपरीतांश्च वर्जयेत् ॥ ३१ ॥

૩૧ વિદ્યાસ્નાતક, વ્રતસ્નાતક અને વિદ્યાવ્રતસ્નાતક એમ ત્રણ પ્રકારના વેદવેત્તા ગૃહસ્થનો શ્રાદ્ધમાં અને યજ્ઞમાં ભોજનથી સત્કાર કરવો; પણ જેઓ તેવા ન હોય, તે બ્રાહ્મણોનો યજ્ઞમાં કે શ્રાદ્ધમાં સત્કાર કરવો નહિ.

शक्तितोऽपचमानेभ्यो दातव्यं गृहमेधिना ।
संविभागश्च भूतेभ्यः कर्तव्योऽनुपरोधतः ॥ ३२ ॥

૩૨ ગૃહસ્થે સ્વહસ્તે પાક નહિ કરનારા બ્રહ્મચારી, સંન્યાસી વગેરેને શક્તિપ્રમાણે પકવાન્ન આપવું તથા પોતાના પોષ્ય વર્ગને (કુટુંબને) અડચણ આવે નહિ તે રીતે જડ અને ચેતન પ્રાણીઓને માટે પણ પોતાના ભોજનમાંથી સંવિભાગ કરવો (અર્થાત્ વૃક્ષાદિ પર્યંત સર્વ પ્રાણીઓને પણ જળપાન વગેરે કરાવવું).

राजतो धनमन्विच्छेत्संसीदन्स्नातकः क्षुधा ।
याज्यान्तेवासिनोर्वापि न त्वन्यत इति स्थितिः ॥ ३३ ॥

૩૩ સ્નાતક એવો ગૃહસ્થ જો ક્ષુધાથી સીદાતો હોય તો તેણે શાસ્ત્ર પ્રમાણે વર્તનારા ક્ષત્રિય રાજાની પાસેથી, યજમાનની પાસેથી તથા શિષ્યની પાસેથી ધન લેવાની ઇચ્છા કરવી, પરંતુ પતિતોની પાસેથી ધન લેવાની ઇચ્છા કરવી નહિ, આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.

न सीदेत्स्नातको विप्रः क्षुधा शक्तः कथंचन ।
न जीर्णमलवद्वासा भवेच्च विभवे सति ॥ ३४ ॥

૩૪ વિદ્યાદિકને લીધે પ્રતિગ્રહ કરવાને શક્તિમાન્ એવા સ્નાતક બ્રાહ્મણે કોઇપણ રીતે ક્ષુધાથી પીડાવું નહિ. તેમ જો પોતાની પાસે વિભવ ( ધન ) હોય તો જૂનાં અને મેલાં વસ્ત્રો પણ પહેરવાં નહિ.

कॢप्तकेशनखश्मश्रुर्दान्तः शुक्लाम्बरः शुचिः ।
स्वाध्याये चैव युक्तः स्यान्नित्यमात्महितेषु च ॥ ३५ ॥

૩૫ નિત્ય માથાના કેશ, નખ અને ડાઢી કતરાવવી, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, શ્વેત વસ્ત્ર પહેરવાં, આંતર અને બહારથી પવિત્ર રહેવું, સ્વાધ્યાય ભણવો તથા પોતાના હિતમાં (શરીર આરોગ્ય રહે તેવા કાર્યમાં) પરાયણ રહેવું.

वैणवीं धारयेद्यष्टिं सोदकं च कमण्डलुम् ।
यज्ञोपवीतं वेदं च शुभे रौक्मे च कुण्डले ॥ ३६ ॥

૩૬ વાંસની લાકડી, પાણીથી ભરેલું કમંડળ, જનોઈ, દર્ભની જૂડી અને સોનાનાં સુંદર કુંડળો ધારણ કરવાં.

नेक्षेतोद्यन्तमादित्यं नास्तं यान्तं कदाचन ।
नोपसृष्टं न वारिस्थं न मध्यं नभसो गतम् ॥ ३७ ॥

૩૭ ઉગતા તથા અસ્ત પામતા સૂર્યને કોઇ દહાડો બુદ્ધિપૂર્વક જોવો નહિ. તેમ જ ગ્રહણથી ઘેરાયલા, પાણીમાં રહેલા તથા આકાશના મધ્ય ભાગમાં રહેલા (મધ્યાહ્નના) સૂર્યને પણ બુદ્ધિપૂર્વક જોવો નહિ.

न लङ्घयेद्वत्सतन्त्रीं न प्रधावेच्च वर्षति ।
न चोदके निरीक्षेत स्वं रूपमिति धारणा ॥ ३८ ॥

૩૮ વાછડાને બાંધવાની દોરીને ઓળંઘવી નહિ, વરસાદ વરસતો હોય ત્યારે માર્ગમાં દોડવું નહિ અને પાણીમાં પોતાનું મુખ જોવું નહિ. આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.

मृदं गां दैवतं विप्रं घृतं मधु चतुष्पथम् ।
प्रदक्षिणानि कुर्वीत प्रज्ञातांश्च वनस्पतीन् ॥ ३९ ॥

૩૯ માટીનો રાફડો, ગાય, દેવની મૂર્ત્તિ, બ્રાહ્મણ, ઘી, મધ, ચૌટો અને વડ, પીપળો ઉંબરો વગેરે પ્રસિદ્ધ વૃક્ષો માર્ગમાં જતાં વચ્ચે આવે તો, તેઓને જમણી બાજુ ઉપર રાખીને જવું.

नोपगच्छेत्प्रमत्तोऽपि स्त्रियमार्तवदर्शने ।
समानशयने चैव न शयीत तया सह ॥ ४० ॥

૪૦ કામતુર પુરુષે પણ રજોદર્શનના સમયમાં સ્ત્રી સાથે ગમન કરવું નહિ, તેમ તેની સાથે એક શય્યામાં પણ સુવું નહિ.

रजसाभिप्लुतां नारीं नरस्य ह्युपगच्छतः ।
प्रज्ञा तेजोबलं चक्षुरायुश्चैव प्रहीयते ॥ ४१ ॥

૪૧ જે.પુરુષ રજસ્વલા સ્ત્રી સાથે ગમન કરે છે, તેની પ્રજ્ઞા, તેજ, બળ, નેત્ર અને આયુષ્ય નાશ પામે છે.

तां विवर्जयतस्तस्य रजसा समभिप्लुताम् ।
प्रज्ञा तेजोबलं चक्षुरायुश्चैव प्रवर्धते ॥ ४२ ॥

૪૨ અને જે પુરુષ રજસ્વલા સ્ત્રીનો ત્યાગ કરે છે, તે પુરુષની પ્રજ્ઞા, તેજ, બળ, નેત્ર અને આયુષ્ય વૃદ્ધિ પામે છે.

नाश्नीयाद्भार्यया सार्धं नैनामीक्षेत चाश्नतीम् ।
क्षुवतीं जृम्भमाणां वा न चासीनां यथासुखम् ॥ ४३ ॥

૪૩ સ્ત્રી તથા પુરુષે એક સાથે બેસીને ભોજન કરવું નહિ તથા સ્ત્રી ભોજન કરતી હોય ત્યારે, છીંક ખાતી હોય ત્યારે, બગાસું ખાતી હોય ત્યારે તથા મરજી માફક બેઠેલી હોય ત્યારે તેને જોવી નહિ.

नाञ्जयन्तीं स्वके नेत्रे न चाभ्यक्तामनावृताम् ।
न पश्येत्प्रसवन्तीं च तेजस्कामो द्विजोत्तमः ॥ ४४ ॥

૪૪ બ્રહ્મતેજની કામનાવાળા શ્રેષ્ઠ દ્વિજે સ્ત્રી પોતાની આંખો આંજતી હોય ત્યારે, તેલ ચોળીને બેઠેલી હોય ત્યારે, વસ્ત્ર વિનાની (નગ્ન) હોય ત્યારે તથા બાળકને જણતી હોય ત્યારે તેને જોવી નહિ.

( उपेत्य स्नातको विद्वान्नेक्षेन्नग्नां परस्त्रियम् ।
सरहस्यं च संवादं परस्त्रीषु विवर्जयेत् ॥

વિદ્વાન્ એવા સ્નાતક બ્રાહ્મણે ઇચ્છાપૂર્વક ઉઠીને પારકી સ્ત્રીને નગ્ન જોવી નહિ તથા પરસ્ત્રીની સાથે છાની છાની વાતો કરવી નહિ).

नान्नमद्यादेकवासा न नग्नः स्नानमाचरेत् ।
न मूत्रं पथि कुर्वीत न भस्मनि न गोव्रजे ॥ ४५ ॥

૪૫ ગૃહસ્થે એક વસ્ત્ર પહેરીને ભોજન કરવું નહિ, નાગા નાગા નહાવું નહિ તથા માર્ગ વચ્ચે, ભસ્મ ઉપર અને ગોશાળામાં મૂતરવું નહિ.

न फालकृष्टे न जले न चित्यां न च पर्वते ।
न जीर्णदेवायतने न वल्मीके कदाचन ॥ ४६ ॥

૪૬ હળવડે ખેડેલી ભૂમિપર, પાણીમાં, અગ્નિ માટે ઇંટની ચણેલી વેદિકા ઉપર, પર્વત ઉપર, જીર્ણ થઇ ગયેલા દેવમંદિરમાં તથા રાફડા ઉપર કોઇ દિવસ મૂતરવું નહિ.

न ससत्वेषु गर्तेषु न गच्छन्नापि च स्थितः ।
न नदीतीरमासाद्य न च पर्वतमस्तके ॥ ४७ ॥

૪૭ જીવજંતુઓવાળા ખાડાઓમાં, ચાલતાં ચાલતાં, ઉભાં ઉભાં, નદીના તીર પાસે તથા પર્વતના શિખર ઉપર મૂતરવું નહિ.

वाय्वग्निविप्रमादित्यमपः पश्यंस्तथैव गाः ।
न कदाचन कुर्वीत विण्मूत्रस्य विसर्जनम् ॥ ४८ ॥

૪૮ વાયુ, અગ્નિ, બ્રાહ્મણ, સૂર્ય, પાણી તથા ગાયની સામે જોઇને પણ મળમૂત્ર કરવાં નહિ.

तिरस्कृत्योच्चरेत्काष्ठलोष्ठपत्रतृणादिना ।
नियम्य प्रयतो वाचं संवीताङ्गोऽवगुण्ठितः ॥ ४९ ॥

૪૯ ગૃહસ્થે શરીરને તથા મસ્તકને વસ્ત્રથી ઢાંકી, વાણીને નિયમમાં રાખી, મૌન રહી, સાવધાન થઇને, લાકડાં, માટીનાં ઢેફાં, ખરી પડેલાં પાંદડાં અથવા તો ખડ વગેરેથી પૃથ્વીને ઢાંકીને મળમૂત્ર કરવા બેસવું.

**मूत्रोच्चारसमुत्सर्गं दिवा कुर्यादुदङ्मुखः ।**
**दक्षिणाभिमुखो रात्रौ संध्ययोश्च यथा दिवा ॥ ५० ॥**

૫૦ ગૃહસ્થે દિવસે ઉત્તર દિશા તરફ મુખ કરીને મળમૂત્ર કરવા બેસવું અને રાત્રે દક્ષિણ દિશા તરફ મુખ કરીને બેસવું તથા પ્રભાતમાં અને સાયંકાળે ઉત્તર દિશા તરફ મુખ કરીને બેસવું.

**छायायामन्धकारे वा रात्रावहनि वा द्विजः ।**
**यथासुखमुखः कुर्यात्प्राणबाधाभयेषु च ॥ ५१ ॥**

૫૧ રાત્રે અથવા તો દિવસે મેઘ વગેરેની છાયા હોય, અથવા તો અંધારું હોય તથા ચોર વાઘ વગેરેથી પ્રાણ જવાનો ભય લાગતો હોય ત્યારે ઇચ્છામાં આવે તે દિશા તરફ મુખ રાખીને મળમૂત્રનો ત્યાગ કરવો.

**प्रत्यग्निं प्रतिसूर्यं च प्रतिसोमोदकद्विजान् ।**
**प्रति गां प्रति वातं च प्रज्ञा नश्यति मेहतः ॥ ५२ ॥**

૫૨ જે ગૃહસ્થ અગ્નિ, સૂર્ય, ચંદ્ર, જળ, બ્રાહ્મણ, ગાય અને પવનની સામે મળમૂત્રનો ત્યાગ કરે છે, તેની બુદ્ધિનો નાશ થાય છે.

**नाग्निं मुखेनोपधमेन्नग्नां नेक्षेत च स्त्रियम् ।**
**नामेध्यं प्रक्षिपेदग्नौ न च पादौ प्रतापयेत् ॥ ५३ ॥**

૫૩ અગ્નિને મોઢાથી ધમવો નહિ (પણ ભુંગળીથી ધમવો), સ્ત્રીને નગ્ન સ્થિતિમાં જોવી નહિ, અગ્નિમાં અપવિત્ર વસ્તુ નાંખવી નહિ અને પગનાં તળિયાંને તપાવવાં નહિ.

**अधस्तान्नोपदध्याच्च न चैनमभिलङ्घयेत् ।**
**न चैनं पादतः कुर्यान्न प्राणाबाधमाचरेत् ॥ ५४ ॥**

૫૪ ખાટલાની નીચે અગ્નિ રાખવો નહિ, અગ્નિને ઉલ્લંઘવો નહિ, અગ્નિને પગની નીચે રાખવો નહિ તથા પ્રાણને પીડા કરે તેવું પરિશ્રમનું કામ કરવું નહિ.

**नाश्नीयात्संधिवेलायां न गच्छेन्नापि संविशेत् ।**
**न चैव प्रलिखेद्भूमिं नात्मनोपहरेत्स्रजम् ॥ ५५ ॥**

૫૫ સવાર અને સાંજની સંધિ વેળાએ ભોજન કરવું નહિ, એક ગામથી બીજે ગામ જવું નહિ તથા સૂવું નહિ, તેમ જ પૃથ્વી ખોતરવી નહિ તથા પોતાના ગળામાંથી માળાને પોતે કાઢવી નહિ.

**नाप्सु मूत्रं पुरीषं वा ष्ठीवनं वा समुत्सृजेत् ।**
**अमेध्यलिप्तमन्यद्वा लोहितं वा विषाणि वा ॥ ५६ ॥**

૫૬ મૂત્ર, વિષ્ઠા, થૂંક, અપવિત્ર વસ્તુ જેને વળગી હોય તેવા બીજા પદાર્થો, રુધિર અથવા તો કૃત્રિમ અને અકૃત્રિમ એવાં સ્થાવર તથા જંગમ વિષ પાણીમાં નાંખવાં નહિ.

**नैकः स्वपेच्छून्यगेहे श्रेयांसं न प्रबोधयेत् ।**
**नोदक्ययाभिभाषेत यज्ञं गच्छेन्न चावृतः ॥ ५७ ॥**

૫૭ ઉજડ ઘરમાં એકલાએ સુવું નહિ, નાનાએ પોતાના વડીલ અથવા તો વિશેષ બુદ્ધિમાનને ઉપદેશ આપવો નહિ, રજસ્વલા સ્ત્રી સાથે ભાષણ કરવું નહિ અને નિમંત્રણ કર્યા વિના યજ્ઞમાં જવું નહિ.

**( एकः स्वादु न भुंजीत स्वार्थमेको न चिंतयेत् ।**
**एको न गच्छेदध्वानं नैकः सुप्तेषु जागृयात् ॥**

સ્વાદિષ્ટ ભોજન એકલાં એકલાં જમવું નહિ, પોતાના સ્વાર્થનો એકલાં એકલાં વિચાર કરવો નહિ તથા બધાં સુઈ ગયાં હોય ત્યારે એકલાએ જાગવું નહિ. )

**अग्न्यगारे गवां गोष्ठे ब्राह्मणानां च सन्निधौ ।**
**स्वाध्याये भोजने चैव दक्षिणं पाणिमुद्धरेत् ॥ ५८ ॥**

૫૮ અગ્નિશાળામાં, ગાયોની કોઢમાં, બ્રાહ્મણોની સમીપમાં, સ્વાધ્યાય કરતી વખતે અને ભોજન વેળાએ જમણા હાથને વસ્ત્રમાંથી બાહાર રાખવો.

**नावारयेद्गां धयन्तीं न चाचक्षीत कस्यचित् ।**
**न दिवीन्द्रायुधं दृष्ट्वा कस्यचिद्दर्शयेद्बुधः ॥ ५९ ॥**

૫૯ વિદ્વાન્ ગૃહસ્થે ગાયને વાછડી ધાવતી હોય તો તેને વારવી નહિ, તેમ તે વાત કોઈને કહેવી પણ નહિ તથા આકાશમાં ઇંદ્રધનુષને જોઈને તે કોઈને દેખાડવું નહિ.

**नाधार्मिके वसेद्ग्रामे न व्याधिबहुले भृशम् ।**
**नैकः प्रपद्येताध्वानं न चिरं पर्वते वसेत् ॥ ६० ॥**

૬૦ જે ગામમાં ઘણા અધર્મીઓ રહેતા હોય તેવા ગામમાં રહેવું નહિ, જે ગામમાં અત્યંત વ્યાધિ હોય તેવા ગામમાં પણ રહેવું નહિ, એકલાએ પંથ કરવો નહિ તથા લાંબા વખત સૂધી પર્વત ઉપર વસવું નહિ.

न शूद्रराज्ये निवसेन्नाधार्मिकजनावृते ।
न पाषण्डिगणाक्रान्ते नोपसृष्टेऽन्त्यजैर्नृभिः ॥ ६१ ॥

૬૧ શૂદ્રના રાજ્યમાં, અધર્મી મનુષ્યોથી ભરપૂર એવા ગામમાં, પાખંડીઓથી ભરેલા ગામમાં તથા જેમાં ચંડાળો રહેતા હોય તેવા ગામમાં રહેવું નહિ.

न भुञ्जीतोद्धृतस्नेहं नातिसौहित्यमाचरेत् ।
नातिप्रगे नाति सायं न सायं प्रातराशितः ॥ ६२ ॥

૬૨ જેમાંથી સ્નિગ્ધ પદાર્થ કાઢી લીધો હોય તેવી વસ્તુ ખાવી નહિ, બહુ ધરાઈને જમવું નહિ, અતિ પ્રભાતમાં (પહેલા પહોરમાં) તથા અત્યંત સાયંકાળે ભોજન કરવું નહિ તથા જેણે પ્રભાતમાં અત્યંત ભોજન કર્યું હોય, તેણે રાત્રે જમવું નહિ.

न कुर्वीत वृथा चेष्टां न वार्यञ्जलिना पिबेत् ।
नोत्सङ्गे भक्षयेद्भक्ष्यान्न जातु स्यात्कुतूहली ॥ ६३ ॥

૬૩ વૃથા ચેષ્ટા (નિષ્ફળ કર્મ વગેરે) કરવી નહિ, ખોબાથી પાણી પીવું નહિ, ખોળામાં અન્ન રાખીને જમવું નહિ, તેમ કુતૂહલી થવું નહિ (એટલે નિષ્પ્રયોજન પારકી વાતો જાણવાની ઇચ્છા રાખવી નહિ).

न नृत्येदथवा गायेन्न वादित्राणि वादयेत् ।
नास्फोटयेन्न च क्ष्वेडेन्न च रक्तो विरावयेत् ॥ ६४ ॥

૬૪ નાચવું તથા ગાવું નહિ, વાજીત્રો વગાડવાં નહિ, ખભા ઠોકવા નહિ, ખીખી શબ્દો કરવા નહિ તથા આનંદમાં આવી જઈને ચીસો પાડવી નહિ.

न पादौ धावयेत्कांस्ये कदाचिदपि भाजने ।
न भिन्नभाण्डे भुञ्जीत न भावप्रतिदूषिते ॥ ६५ ॥

૬૫ કાંસાના પાત્રમાં કોઈ પણ દહાડો પગ ધોવા નહિ તથા ફૂટી ગયેલાં અથવા તો જેને માટે મનમાં વહેમ હોય તેવા વાસણમાં ભોજન કરવું નહિ.

उपानहौ च वासश्च धृतमन्यैर्न धारयेत् ।
उपवीतमलंकारं स्रजं करकमेव च ॥ ६६ ॥

૬૬ બીજાઓએ પહેરેલા જોડા, વસ્ત્રો, ઉપવીત, આભૂષણો, માળા અને કમંડળ ધારણ કરવાં નહિ.

नाविनीतैर्व्रजेद्धुर्यैर्न च क्षुद्व्याधिपीडितैः ।
न भिन्नशृङ्गाक्षिखुरैर्न वालधिविरूपितैः ॥ ६७ ॥

૬૭ નહિ કેળવેલા, ભૂખ અને રોગથી પીડાતા, જેનાં શિંગડાં, આંખ અને ખરી ભાંગી ગઇ હોય તેવા તથા પૂછડાં કપાઈ જવાથી વિરૂપ થયેલા હોય તેવા બળદોના વાહનમાં બેસવું નહિ.

विनीतैस्तु व्रजेन्नित्यमाशुगैर्लक्षणान्वितैः ।
वर्णरूपोपसंपन्नैः प्रतोदेनातुदन्भृशम् ॥ ६८ ॥

૬૮ પરંતુ કેળવાયલા, ઉતાવળા ચાલનારા, ઉત્તમ જાતનાં લક્ષણોવાળા, વર્ણ તથા રૂપવાળા એવા બળદોને વાહનમાં જોડીને, એક ગામથી બીજે ગામ જવું તથા તેઓને બહુ પરોણી મારવી નહિ.

बालातपः प्रेतधूमो वर्ज्यं भिन्नं तथासनम् ।
न च्छिन्द्यान्नखलोमानि दन्तैर्नोत्पाटयेन्नखान् ॥ ६९ ॥

૬૯ કન્યારાશીના તડકાને અથવા તો બીજા પહોરના તડકાને, શબના ધૂમાડાને તથા ભાંગી તૂટી ગયેલા આસનને તજવાં. દાંતવડે નખ કાપવા નહિ તથા વાળને છોંટવા નહિ.

न मृल्लोष्ठं च मृन्दीयान्न च्छिन्द्यात्करजैस्तृणम् ।
न कर्म निष्फलं कुर्यान्नायत्यामसुखोदयम् ॥ ७० ॥

૭૦ બેઠાં બેઠાં માટીનાં ઢેફાં ભાંગવાં નહિ, નખવડે તણુખલાં તોડવાં નહિ તથા પરિણામે અસુખ કરનારું નિષ્ફળ કર્મ કરવું નહિ.

( श्रीकामोवर्जयेन्नित्यं मृन्मये चैव भोजनम् ।
લક્ષ્મીની કામનાવાળાએ નિત્ય માટીના વાસણમાં જમવું નહિ.)

लोष्ठमर्दी तृणच्छेदी नखखादी च यो नरः ।
स विनाशं व्रजत्याशु सूचकोऽशुचिरेव च ॥ ७१ ॥

૭૧ જે પુરુષ ઢેફાં ભાંગે છે, તણુખલાં તોડે છે, દાંતવડે નખ કાતરે છે, ચાડી ખાય છે અને બહારથી તથા અંદરથી મલીન રહે છે, તે પુરુષ ઝટ વિનાશને પામે છે.

न विगर्ह्य कथां कुर्याद्बहिर्माल्यं न धारयेत् ।
गवां च यानं पृष्ठेन सर्वथैव विगर्हितम् ॥ ७२ ॥

૭૨ આવેશમાં આવી જઇને વાત કરવી નહિ, પુષ્પની માળાને ઉત્તરીય વસ્ત્રની બહાર રાખવી નહિ તથા બળદોની પીઠ ઉપર બેસીને જવું નહિ. બળદોપર બેસવું સર્વથા જ નિંદાપાત્ર છે.

अद्वारेण च नातीयाद्ग्रामं वा वेश्म वावृतम् ।
रात्रौ च वृक्षमूलानि दूरतः परिवर्जयेत् ॥ ७३ ॥

૭૩ જેની ભાગોળ બંધ કરેલી હોય તેવા ગામમાં તથા જેનાં બારણાં બંધ હોય એવા ઘરમાં છીંડીએથી પ્રવેશ કરવો નહિ તથા રાત્રે ઝાડોના મૂળથી દૂર રહેવું.

नाक्षैः क्रीडेत्कदाचित्तु स्वयं नोपानहौ हरेत् ।
शयनस्थो न भुञ्जीत न पाणिस्थं न चासने ॥ ७४ ॥

૭૪ કોઇ પણ દિવસે પાશાથી રમવું નહિ (જુગાર રમવો નહિ), હાથવડે જોડા ઉપાડવા નહિ, સુતાં સુતાં અન્ન ખાવું નહિ, એક હાથમાં અન્ન લઇને બીજા હાથથી ખાવું નહિ તથા બેસવાના આસન ઉપર અન્ન મૂકીને ખાવું નહિ.

सर्वं च तिलसंबद्धं नाद्यादस्तमिते रवौ ।
न च नग्नः शयीतेह न चोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥ ७५ ॥

૭૫ સૂર્ય અસ્ત થઇ ગયા પછી જેમાં તલ હોય તેવી વસ્તુ ખાવી નહિ, નાગાં નાગાં સૂવું નહિ તથા એઠે મોઢે ઉઠીને કોઇ ઠેકાણે જવું નહિ.

आर्द्रपादस्तु भुञ्जीत नार्द्रपादस्तु संविशेत् ।
आर्द्रपादस्तु भुञ्जानो दीर्घमायुरवाप्नुयात् ॥ ७६ ॥

૭૬ પગ ધોઇને જમવું, પરંતુ સૂવું નહિ, જે મનુષ્ય હાથ પગ ધોઇ આચમન કરી, જળવડે ઇંદ્રિયોનો સ્પર્શ કરીને ભોજન કરે છે, તે લાંબું આયુષ્ય મેળવે છે.

अचक्षुर्विषयं दुर्गं न प्रपद्येत कर्हिचित् ।
न विण्मूत्रमुदीक्षेत न बाहुभ्यां नदीं तरेत् ॥ ७७ ॥

૭૭ અજાણી એવી ગુફામાં, ખાણમાં અથવા તો કિલ્લામાં કોઇ પણ દહાડો પ્રવેશ કરવો નહિ, વિષ્ઠા અને મૂત્ર જોવાં નહિ તથા બે બાહુથી નદીને તરીને સામે પાર જવું નહિ.

अधितिष्ठेन्न केशांस्तु न भस्मास्थिकपालिकाः ।
न कार्पासास्थि न तुषान्दीर्घमायुर्जिजीविषुः ॥ ७८ ॥

૭૮ જેને લાંબું આયુષ્ય ભોગવવાની ઇચ્છા હોય તેણે વાળ, ભસ્મ, હાડકાં, ભાંગેલાં ઠીકરાં, કપાસીઆ અને સાળનાં ફોતરાં ઉપર બેસવું નહિ.

न संवसेच्च पतितैर्न चाण्डालैर्न पुल्कसैः ।
न मूर्खैर्नावलिप्तैश्च नान्त्यैर्नान्त्यावसायिभिः ॥ ७९ ॥

૭૯ પતિત, ચંડાળ, ઘેઢ, મૂર્ખ, ગર્વિષ્ઠ, અંત્યજ, નટ, માગધ વગેરેની સાથે વસવું નહિ.

( न कृतघ्नैरनुद्युक्तैर्न महापातकान्वितैः ।
न दस्युभिर्नाशुचिभिर्नामित्रैश्च कदाचन ॥

કૃતઘ્ની, નિરુદ્યમી, મહાપાતકી, ચોર, અપવિત્ર તથા શત્રુની સાથે કોઇ પણ દહાડો વસવું નહિ.)

*न शूद्राय मतिं दद्यान्नोच्छिष्टं न हविष्कृतम् ।
न चास्योपदिशेद्धर्मं न चास्य व्रतमादिशेत् ॥ ८० ॥

---

* मैत्रो ब्राह्मण उच्यते પ્રાણીની સાથે મૈત્રી રાખે, તે બ્રાહ્મણ કહેવાય છે, એમ બીજા અધ્યાયમાં મૂળમાં જ કહ્યું છે; તથા ઘણા ખરા બ્રાહ્મણોને શૂદ્રકુલોની સાથે પરંપરાથી મૈત્રી પણ હોય છે. માટે સૌહાર્દથી, જો પોતાનો શૂદ્ર મિત્ર અધર્મને માર્ગે ચાલતો હોય અથવા વ્યવહારના માર્ગમાં ભૂલતો હોય તો તેને અવશ્ય સન્માર્ગ બતાવવો. આ બ્રાહ્મણનો ધર્મ છે. બ્રાહ્મણે શૂદ્રનો મંત્રી થઇને તેને હિત તથા અહિતનો ઉપદેશ કરવો. પરંતુ તેના ઉપર આજીવિકા કરવી નહિ; કેમકે આજીવિકાને લોભે કદાચિત્ શૂદ્રને શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલા યજ્ઞ યાગ આદિના અનુષ્ઠાનાદિમાં પ્રવૃત્તિ કરાવવાનો પ્રસંગ પડે છે; તેથી તે બ્રાહ્મણ શૂદ્રયાજક અથવા તો શૂદ્રપુરોહિતની પેઠે પાપના ફળનો ભાગી થાય છે. વળી બ્રાહ્મણે જમી રહ્યા પછી પાત્રમાં ઉચ્છિષ્ટ રહેલું અન્ન પણ શૂદ્રને આપવું નહિ. જો કે ૧૦ મા અધ્યાયના ૧૨૫ મા શ્લોકમાં उच्छिष्टमन्नं दातव्यं દાસ શૂદ્રને ઉચ્છિષ્ટ અન્ન આપવું એમ કહ્યું છે. પરંતુ તે ઉચ્છિષ્ટ અન્ન તો પોતાના નિત્ય સેવકને અથવા તો આશ્રિત શૂદ્રને આપવા માટે લખેલું છે. સામાન્ય શૂદ્રોને ઉચ્છિષ્ટ અન્ન આપવા માટે કહ્યું નથી. તેમજ શૂદ્રને શ્રુતિ તથા સ્મૃતિ વચનથી ધર્મોપદેશ પણ કરવો નહિ, પરંતુ પુરાણનાં વચનોથી ધર્મોપદેશ કરવો તથા બ્રાહ્મણને વચ્ચે રાખીને પ્રાયશ્ચિત્ત વગેરેનો પણ ઉપદેશ આપવો.

૮૦ શૂદ્રને વેદ તથા શાસ્ત્રો ભણાવવાં નહિ, ઉચ્છિષ્ટ આપવું નહિ, હોમતાં બાકી બચેલું હવિષ આપવું નહિ, ધર્મનો ઉપદેશ કરવો નહિ, ચાંદ્રાયણ વગેરે વ્રતનો ઉપદેશ કરવો નહિ, તેમ બ્રાહ્મણને વચ્ચે રાખ્યા વિના પ્રાયશ્ચિત્તનો ઉપદેશ પણ આપવો નહિ.

( अंतरा ब्राह्मणं कृत्वा प्रायश्चित्तं समादिशेत् ।

હરકોઈ પાપીને પ્રાયશ્ચિત્ત આપવું હોય ત્યારે બ્રાહ્મણને વચ્ચે રાખીને આપવું.)

यो ह्यस्य धर्ममाचष्टे यश्चैवादिशति व्रतम् ।
सोऽसंवृतं नाम तमः सह तेनैव मज्जति ॥ ८१ ॥

૮૧ જે બ્રાહ્મણ શૂદ્રને ધર્મોપદેશ કરે છે તથા પ્રાયશ્ચિત્તનો ઉપદેશ કરે છે, તે તેની સાથેજ અસંવૃત નામના નરકમાં પડે છે.

न संहताभ्यां पाणिभ्यां कण्डूयेदात्मनः शिरः ।
न स्पृशेच्चैतदुच्छिष्टो न च स्नायाद्विना ततः ॥ ८२ ॥

૮૨ બે હાથ એકઠા કરીને પોતાના માથાને ખંજવાળવું નહિ, એઠે મોઢે માથાનો સ્પર્શ કરવો નહિ તથા માથું ભીંજવ્યા વિના નહાવું નહિ.

केशग्रहान्प्रहारांश्च शिरस्येतान्विवर्जयेत् ।
शिरःस्नातश्च तैलेन नाङ्गं किंचिदपि स्पृशेत् ॥ ८३ ॥

૮૩ કોપને લીધે મનુષ્યના વાળને ખેંચવા નહિ, તેમ માથા ઉપર મારવું પણ નહિ; તથા માથામાં તેલ ચોપડ્યા પછી તે હાથવડે કોઈપણ અંગનો સ્પર્શ કરવો નહિ.

*न राज्ञः प्रतिगृह्णीयादराजन्यप्रसूतितः ।
सूनाचक्रध्वजवतां वेशेनैव च जीवताम् ॥ ८४ ॥

૮૪ ક્ષત્રિય જાતિથી નહિ જન્મેલા રાજાની પાસેથી પ્રતિગ્રહ કરવો નહિ ( દાન લેવું નહિ ) તથા કસાઇની પાસેથી, તેલ પીલવાનું કામ કરનારાની

* આ શ્લોકનું તાત્પર્ય એ છે કે, ક્ષત્રિય ધર્મને પાળનારા ધર્મનિષ્ઠ રાજાની પાસેથી જ પ્રતિગ્રહ કરવો ( દાન લેવું ); પરંતુ મ્લેચ્છ, યવન વગેરે રાજાની પાસેથી તથા તેઓની સાથે ખાન પાન વગેરે કરનારા તેના જેવા ક્ષત્રિય રાજાઓની પાસેથી પ્રતિગ્રહ કરવાથી પ્રતિગ્રહ કરનારા બ્રાહ્મણને દોષ લાગે છે.

પાસેથી, કલાલની પાસેથી તથા ભડવાઈ કરીને જીવનારાઓની પાસેથી પણ પ્રતિગ્રહ કરવો નહિ.

**दशसूनासमं चक्रं दशचक्रसमो ध्वजः ।**
**दशध्वजसमो वेशो दशवेशसमो नृपः ॥ ८५ ॥**

૮૫ દશ કસાઇના જેવો એક તેલી ગણાય છે, દશ તેલીના જેવો એક કલાલ ગણાય છે, દશ કલાલના જેવો એક ભડવો ગણાય છે અને દશ ભડવાના જેવો એક રાજા ગણાય છે.

***दश सूनासहस्राणि यो वाहयति सौनिकः ।**
**तेन तुल्यः स्मृतो राजा घोरस्तस्य प्रतिग्रहः ॥ ८६ ॥**

૮૬ દશ હજાર કસાઈખાનાં ચલાવનારા એક કસાઇના સમાન રાજાને જાણવો અને તેથી જ તેનો પ્રતિગ્રહ ભયંકર ગણાય છે.

**यो राज्ञः प्रतिगृह्णाति लुब्धस्योच्छास्त्रवर्तिनः ।**
**स पर्यायेण यातीमान्नरकानेकविंशतिम् ॥ ८७॥**

૮૭ જે બ્રાહ્મણ લોભી અને શાસ્ત્રથી વિરુદ્ધ રીતે વર્તનારા રાજાની પાસેથી પ્રતિગ્રહ કરે છે, તે ક્રમે કરીને નીચે કહેલાં એકવીશ નરકમાં પડે છે.

**तामिस्रमन्धतामिस्रं महारौरवरौरवौ ।**
**नरकं कालसूत्रं च महानरकमेव च ॥ ८८ ॥**
**संजीवनं महावीचिं तपनं संप्रतापनम् ।**
**संहातं च सकाकोलं कुड्मलं प्रतिमूर्तिकम् ॥ ८९ ॥**
**लोहशङ्कुमृजीषं च पन्थानं शाल्मलीं नदीम् ।**
**असिपत्रवनं चैव लोहदारकमेव च ॥ ९० ॥**

૮૮–૯૦ તે નરકો આ પ્રમાણે છેઃ–તામિસ્ર, અંધતામિસ્ર, મહારૌરવ, રૌરવ, કાલસૂત્ર, મહાનરક, સંજીવન, મહાવીચિ, તપન, સંપ્રતાપન, સંહાત, કાકોલ, કુડ્મલ, પ્રતિમૂર્ત્તિક, લોહશંકુ, ઋજીષ, પંથા, શાલ્મલી, વૈતરણી નદી, અસિપત્રવન અને લોહદારક.

---

* રાજા જો કે દેવાંશી ગણાય છે, તોપણ રાજ્યકાર્યને અંગે તેને કેટલાંએક ક્રૂર કર્મો કરવાં પડે છે તથા કપટ નીતિનો ઉપયોગ કરવો પડે છે; તેથી રાજાને આ કોટીમાં મૂકયો છે. પાપિષ્ઠ રાજા તો બરાબર આ કોટીમાં જ છે.

**एतद्विदन्तो विद्वांसो ब्राह्मणा ब्रह्मवादिनः ।**
**न राज्ञः प्रतिगृह्णन्ति प्रेत्य श्रेयोऽभिकाङ्क्षिणः ॥ ९१ ॥**

૯૧ રાજાનો પ્રતિગ્રહ કરવાથી આ નરકો મળે છે, આમ જાણનારા વેદવેત્તા વિદ્વાન્ બ્રાહ્મણો પરલોકમાં શ્રેય મેળવવાની ઇચ્છાથી રાજાની પાસેથી દાન લેતા નથી.

**ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ।**
**कायक्लेशांश्च तन्मूलान्वेदतत्त्वार्थमेव च ॥ ९२ ॥**

૯૨ બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠવું, પરસ્પર વિરોધ રહિત ધર્મનો તથા અર્થનો વિચાર કરવો તથા તેને માટે થનારા કાયાના કલેશનો પણ વિચાર કરવો, ( એટલે કે કાયકલેશ ઘણો થતો હોય અને ધર્મ તથા અર્થનો થોડો લાભ થતો હોય તો કાયકલેશ કરવો નહિ ) તથા વેદાર્થનો વિચાર કરવો અને પરમાત્માનું સ્મરણ કરવું.

**उत्थायावश्यकं कृत्वा कृतशौचः समाहितः ।**
**पूर्वां संध्यां जपंस्तिष्ठेत्स्वकाले चापरां चिरम् ॥ ९३ ॥**

૯૩ પ્રભાતમાં ઉઠી, મળ તથા મૂત્રનો ત્યાગ કરી, મૃત્તિકાવડે જૂદાં જૂદાં અપવિત્ર અંગોને પખાળી, નાહીને સાવધાન થવું તથા પ્રભાતની સંધ્યા કરીને ઉભાં ઉભાં ગાયત્રીનો જપ કરવો, તેમ જ સાંયકાળે પણ સંધ્યાવંદન કર્યા પછી તારાઓ ઉગે ત્યાં સૂધી ગાયત્રીનો જપ કરવો.

**ऋषयो दीर्घसंध्यात्वाद्दीर्घमायुरवाप्नुयुः ।**
**प्रज्ञां यशश्च कीर्तिं च ब्रह्मवर्चसमेव च ॥ ९४ ॥**

૯૪ ઋષિઓ લાંબા વખત સૂધી ગાયત્રીનો જપ કરવાથી લાંબા આયુષ્યને, બુદ્ધિને, યશ ( દાનથી થયેલી ખ્યાતિ ) ને, કીર્ત્તિને (ત્યાગથી થયેલી ખ્યાતિને) તથા બ્રહ્મતેજને પામ્યા હતા.

***श्रावण्यां प्रौष्ठपद्यां वाप्युपाकृत्य यथाविधि ।**
**युक्तश्छन्दांस्यधीयीत मासान्विप्रोऽर्धपञ्चमान् ॥ ९५ ॥**

---

* આ ઉપાકર્મ કરવા માટે શ્રાવણ મહિનાની શ્રવણ નક્ષત્રયુક્ત પૂર્ણિમા, ભાદ્રપદ પૂર્ણિમા, ભાદ્રપદ શુકલ પંચમી તથા ભાદ્રપદ શુકલપક્ષમાં હસ્ત નક્ષત્ર વગેરે જૂદા જૂદા સમયો કહેલા છે. ઋગ્વેદી શ્રવણ નક્ષત્રમાં ઉપાકર્મ કરે છે, યજુર્વેદી શ્રવણ નક્ષત્રયુક્ત પૂર્ણિમાને દિવસે કરે છે અને સામવેદી ભાદ્રપદની પંચમીએ અથવા

૯૫ શ્રવણ નક્ષત્રવાળી પૂર્ણિમાને દિવસે એટલે શ્રાવણ મહિનાની પૂર્ણિમાને દિવસે તથા ભાદ્રપદ નક્ષત્રવાળી પૂર્ણિમાએ એટલે ભાદરવા મહીનાની પૂર્ણિમાને દિવસે વિધિપૂર્વક ઉપાકર્મ કરીને નિયમપૂર્વક બ્રાહ્મણે સાડાચાર મહીના સૂધી વેદનું અધ્યયન કરવું.

*पुष्ये तु छन्दसां कुर्याद्बहिरुत्सर्जनं द्विजः ।
माघशुक्लस्य वा प्राप्ते पूर्वाह्णे प्रथमेऽहनि ॥ ९६ ॥

૯૬ તે પછી પોષ મહિનાની પુનમને દિવસે અથવા તો માઘ મહિનાના શુક્લ પક્ષના પડવાને દિવસે પૂર્વાહ્ણમાં એટલે દિવસના પૂર્વ ભાગમાં, નગરની કે ગામની બહાર જઈને દ્વિજે વેદોત્સર્ગ (વેદાભ્યાસનો ત્યાગ) નામનો વિધિ કરવો.

यथाशास्त्रं तु कृत्वैवमुत्सर्गं छन्दसां बहिः ।
विरमेत्पक्षिणीं रात्रिं तदेवैकमहर्निशम् ॥ ९७ ॥

૯૭ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ગામની બહાર જઈ, વેદોત્સર્ગ કરીને પછી એક પક્ષિણી એટલે આગલો અને પાછલો દિવસ તથા તેની વચ્ચેની રાત્રિ સૂધી અથવા તો એક દિવસ અને એક રાત્રિ સૂધી અનધ્યાય પાળવો અર્થાત્ વેદ ભણવો નહિ.

अत ऊर्ध्वं तु छन्दांसि शुक्लेषु नियतः पठेत् ।
वेदाङ्गानि च सर्वाणि कृष्णपक्षेषु संपठेत् ॥ ९८ ॥

---

તો હસ્ત નક્ષત્ર જે દિવસે હોય, તે દિવસે કરે છે. આ કર્મમાં પૂજા અને હોમ એમ બે વિધિ છે. તેમાં દેવ અને ઋષિની પૂજા સર્વને માટે છે અને હોમ સાગ્નિક દ્વિજોને માટે છે. ગુરુએ પોતાનાં શિષ્યોની સાથે આવસથ્યાગ્નિમાં હોમ કરવો ને ઉપાકર્મ કર્યા પછી ત્રણ દિવસ અનધ્યાય પાળીને સાડાચાર અથવા સાડાપાંચ મહીના સૂધી વેદનું અધ્યયન કરવું અને તે પછી ઉત્સર્ગ કરવો એટલે બંધ પાડવો અને પાછો તેનો સમય થાય એટલે ભણવો.

* આ ઉત્સર્ગ નામનું કર્મ પૌષ માસમાં પુષ્ય નક્ષત્ર હોય ત્યારે અથવા અષ્ટકાને દિવસે અથવા તો માઘ શુક્લ પ્રતિપદાને દિવસે આચાર્યોએ પોતાના શિષ્યોની સાથે નદીને તીરે અથવા તો તળાવને કિનારે જઈને પોતપોતાનાં ગૃહ્યસૂત્ર પ્રમાણે કરવું જોઈએ અને તે કર્મ કર્યા પછી ત્રણ દિવસ અથવા દોઢ દિવસ અનધ્યાય પાળવો અને પછી શુક્લ પક્ષમાં સંહિતાનું અને કૃષ્ણ પક્ષમાં વેદનાં અંગો વગેરેનું અધ્યયન કરવું.

૯૮ એ પ્રમાણે અનધ્યાય પૂરા થયા પછી, ગૃહસ્થે નિયમ પ્રમાણે શુક્લ પક્ષમાં વેદોનો સ્વાધ્યાય કરવો અને કૃષ્ણ પક્ષમાં વેદનાં સર્વ અંગોનો સ્વાધ્યાય કરવો.

**नाविस्पष्टमधीयीत न शूद्रजनसंनिधौ ।**
**न निशान्ते परिश्रान्तो ब्रह्माधीत्य पुनः स्वपेत् ॥ ९९ ॥**

૯૯ અક્ષર તથા સ્વર સમજાય નહિ તેમ ભણવું નહિ, શૂદ્રની સમીપમાં ભણવું નહિ તથા પાછલી રાત્રે વેદાધ્યયન કર્યા પછી થાકી ગયેલા દ્વિજે પાછું સૂવું નહિ.

**यथोदितेन विधिना नित्यं छन्दस्कृतं पठेत् ।**
**ब्रह्म छन्दस्कृतं चैव द्विजो युक्तो ह्यनापदि ॥ १०० ॥**

૧૦૦ જે પ્રમાણે અધ્યયનનો વિધિ કહ્યો છે, તે પ્રમાણે નિત્ય મંત્ર ભાગનો સ્વાધ્યાય કરવો અને જો આપત્તિ ન હોય તો, એટલે અવકાશ હોય તો મંત્ર તથા બ્રાહ્મણ બન્નેનો સાવધાન થઈને દ્વિજે સ્વાધ્યાય કરવો.

**इमान्नित्यमनध्यायानधीयानो विवर्जयेत् ।**
**अध्यापनं च कुर्वाणः शिष्याणां विधिपूर्वकम् ॥ १०१ ॥**

અનધ્યાય.

૧૦૧ શાસ્ત્રોક્ત વિધિથી શિષ્યોને ભણાવનારા ગુરુએ તથા ભણનારા શિષ્યોએ નીચેના અધ્યાયોમાં નિત્ય અભ્યાસ કરવો નહિ અર્થાત્ ભણવાના જે સાડા ચાર મહિના કહ્યા છે, તેમાં પણ નીચેના અનધ્યાય પાળવા.

**कर्णश्रवेऽनिले रात्रौ दिवा पांसुसमूहने ।**
**एतौ वर्षास्वनध्यायावध्यायज्ञाः प्रचक्षते ॥ १०२ ॥**

૧૦૨ રાત્રે વાયુનો કાનમાં સુસવાટ સંભળાતો હોય ત્યારે અને દિવસે ધૂળ ઉડતી હોય ત્યારે, એમ બે અનધ્યાય વર્ષાકાળમાં પાળવા, એમ અનધ્યાયના કાળને જાણનારા મુનિઓ કહે છે.

**विद्युत्स्तनितवर्षेषु महोल्कानां च संप्लवे ।**
**आकालिकमनध्यायमेतेषु मनुरब्रवीत् ॥ १०३ ॥**

૧૦૩ વિજળીના ચમકારા, મેઘની ગર્જના અને વરસાદ વરસતો હોય ત્યારે તથા આકાશમાંથી મોટી ઉલ્કાઓ પડતી હોય ત્યારે આકાલિક અનધ્યાય પાળવો, (એટલે જે વખતે તેની શરુઆત થઇ હોય ત્યારથી માંડીને બીજે દિવસે તે જ વખત સુધી અનધ્યાય પાળવો), એમ મનુ કહે છે.

एतांस्त्वभ्युदितान्विद्याद्यदा प्रादुष्कृताग्निषु ।
तदा विद्यादनध्यायमनृतौ चाभ्रदर्शने ॥ १०४ ॥

૧૦૪ વિજળીનો ચમકારો, ગર્જના અને વરસાદ એ ત્રણે પ્રભાતનો અગ્નિ અથવા તો સાયંકાળનો અગ્નિ પ્રકટ થયો હોય ત્યારે થવા માંડે તો તે જ વખતે અનધ્યાય પાળવો. તેમ જ પ્રભાતનો અથવા તો સાયંકાળનો હોમાગ્નિ પ્રકટ થયો હોય તે વખતે વર્ષાકાળ વિના પણ આકાશમાં જો વાદળાં દેખાય તો અનધ્યાય પાળવો.

निर्घाते भूमिचलने ज्योतिषां चोपसर्जने ।
एतानाकालिकान्विद्यादनध्यायानृतावपि ॥ १०५ ॥

૧૦૫ આકાશમાં કડાકા ભડાકા વગેરે ઉત્પાતના શબ્દ થાય ત્યારે, ભૂમિકંપ થાય ત્યારે, સૂર્ય અને ચંદ્રનું ગ્રહણ થાય ત્યારે આકાલિક અનધ્યાય પાળવો. તેમ જ વર્ષાકાળમાં પણ ઉપલા ઉત્પાતો થાય તો આકાલિક અનધ્યાય પાળવો.

प्रादुष्कृतेष्वग्निषु तु विद्युत्स्तनितनिःस्वने ।
सज्योतिः स्यादनध्यायः शेषे रात्रौ यथा दिवा ॥ १०६ ॥

૧૦૬ અગ્નિહોત્રનો અગ્નિ પ્રજ્વલિત થયા પછી જો પ્રભાતમાં વિજળીના ચમકારા અને મેઘની ગર્જના થાય તો સૂર્યાસ્ત સૂધી અને સાયંકાળે જો તે ઉત્પાતો થાય તો નક્ષત્રો હોય ત્યાં સૂધી અનધ્યાય પાળવો. પરંતુ વિજળીના ચમકારા, મેઘની ગર્જના અને વરસાદ, એ ત્રણે ઉત્પાતો સાથે થાય તો એક દિવસ અને એક રાત્રિ અનધ્યાય પાળવો.

*नित्यानध्याय एव स्याद्ग्रामेषु नगरेषु च ।
धर्मनैपुण्यकामानां पूतिगन्धे च सर्वदा ॥ १०७ ॥

૧૦૭ અધિક ધર્મ સંપાદન કરવાની ઇચ્છાવાળા પુરુષોએ તો નગરમાં અને ગામમાં નિત્ય ઉપર દર્શાવેલા અનધ્યાયો પાળવા તથા દુર્ગંધ આવે ત્યારે પણ નિત્ય અનધ્યાય પાળવો.

अन्तर्गतशवे ग्रामे वृषलस्य च संनिधौ ।
अनध्यायो रुद्यमाने समवाये जनस्य च ॥ १०८ ॥

---

* જે પુરુષ વિદ્યા સમાપ્ત કર્યા પછી વ્રત પૂરું થયું હોય કે ન થયું હોય તો પણ સ્નાન કરે છે, તે અધિક વિદ્યા સંપાદન કરવાની કામનાવાળો કહેવાય છે અને જે બ્રહ્મચર્યની અવધિ પૂરી થયા પછી વિદ્યા પૂર્ણ થઇ હોય કે ન થઈ હોય, તો પણ સ્નાન કરે છે, તે અધિક ધર્મ સંપાદન કરવાની ઇચ્છાવાળો કહેવાય છે.

૧૦૮ ગામમાં શબ પડ્યું હોય ત્યારે, શૂદ્ર પાસે ઉભો હોય ત્યારે, કોઇ રડતું હોય ત્યારે તથા મનુષ્યોનો મોટો સમુદાય એકઠો મળ્યો હોય ત્યારે પણ અનધ્યાય પાળવો.

उदके मध्यरात्रे च विण्मूत्रस्य विसर्जने ।
उच्छिष्टः श्राद्धभुक्चैव मनसापि न चिन्तयेत् ॥ १०९ ॥

૧૦૯ પાણીમાં, મધ્ય રાત્રિએ, મળ મૂત્રનો ત્યાગ કરતી વખતે, એંઠે મોઢે અને શ્રાદ્ધમાં ભોજન કર્યા પછી, મનમાં પણ વેદના મંત્રનો વિચાર કરવો નહિ.

प्रतिगृह्य द्विजो विद्वानेकोद्दिष्टस्य केतनम् ।
त्र्यहं न कीर्तयेद्ब्रह्म राज्ञो राहोश्च सूतके ॥ ११० ॥

૧૧૦ વિદ્વાન્ બ્રાહ્મણે એકોદ્દિષ્ટ શ્રાદ્ધનું નિમંત્રણ ગ્રહણ કર્યા પછી ક્ષત્રિય રાજાને પુત્ર જન્માદિકનું સૂતક પડ્યું હોય ત્યારે તથા સૂર્ય અથવા તો ચંદ્રનું ગ્રહણ હોય ત્યારે ત્રણ દિવસ સૂધી અનધ્યાય પાળવો.

यावदेकानुदिष्टस्य गन्धो लेपश्च तिष्ठति ।
विप्रस्य विदुषो देहे तावद्ब्रह्म न कीर्तयेत् ॥ १११ ॥

૧૧૧ જ્યાં સૂધી વિદ્વાન્ બ્રાહ્મણના શરીર ઉપર એકોદ્દિષ્ટ શ્રાદ્ધના ચંદન વગેરેનો ગંધ અને લેપ હોય તથા શરીરમાં અન્ન પચ્યું ન હોય ત્યાં સૂધી તેણે વેદ ભણવો નહિ.

शयानः प्रौढपादश्च कृत्वा चैवावसक्थिकाम् ।
नाधीयीतामिषं जग्ध्वा सूतकान्नाद्यमेव च ॥ ११२ ॥

૧૧૨ શય્યામાં સુતાં સુતાં, લાંબા પગ કરીને, ફાળીયાવડે બંને ગોઠણને બાંધીને, માંસનું ભક્ષણ કરીને તથા જન્મ અને મરણના સૂતકવાળાનું અન્ન જમીને વેદાધ્યયન કરવું નહિ.

नीहारे बाणशब्दे च संध्ययोरेव चोभयोः ।
अमावास्याचतुर्दश्योः पौर्णमास्यष्टकासु च ॥ ११३ ॥

૧૧૩ ધૂળનું તોફાન થતું હોય ત્યારે, બાણનો શબ્દ થતો હોય ત્યારે, પ્રભાતની અને સાયંકાળની સંધિ વેળાએ, અમાસ, ચૌદશ, પૂર્ણિમા તથા આઠમે વેદાધ્યયન કરવું નહિ.

अमावास्या गुरुं हन्ति शिष्यं हन्ति चतुर्दशी ।
ब्रह्माष्टकापौर्णमास्यौ तस्मात्ताः परिवर्जयेत् ॥ ११४ ॥

૧૧૪ અમાસે કરેલું અધ્યયન ગુરુનો નાશ કરે છે, ચૌદશે શિષ્યનો નાશ કરે છે અને આઠમે તથા પુનમે અધ્યયન કરવાથી વેદ આવડતો નથી, માટે તે તિથિઓએ ભણવું નહિ.

पांशुवर्षे दिशां दाहे गोमायुविरुते तथा ।
श्वखरोष्ट्रे च रुवति पंक्तौ च न पठेद्द्विजः ॥ ११५ ॥

૧૧૫ ધૂળની વૃષ્ટિ થતી હોય, દિશાઓમાં દાહ થતો હોય, શિયાળવાં રડતાં હોય, કુતરાં ભસતાં હોય, ગધેડાં ભૂકતાં હોય, ઉંટ આરડતાં હોય તથા મનુષ્યો ટોળું વળીને બેઠાં હોય ત્યારે બ્રાહ્મણે વેદ ભણવો નહિ.

नाधीयीत श्मशानान्ते ग्रामान्ते गोव्रजेऽपि वा ।
वसित्वा मैथुनं वासः श्राद्धिकं प्रतिगृह्य च ॥ ११६ ॥

૧૧૬ મસાણની પાસે, ગૌચરમાં, મૈથુન સમયનું વસ્ત્ર પહેર્યું હોય ત્યારે તથા શ્રાદ્ધ નિમિત્તે આમાન્ન લીધું હોય ત્યારે વેદાધ્યયન કરવું નહિ.

प्राणि वा यदि वाऽप्राणि यत्किंचिच्छ्राद्धिकं भवेत् ।
तदालभ्याप्यनध्यायः पाण्यास्यो हि द्विजः स्मृतः ॥ ११७ ॥

૧૧૭ શ્રાદ્ધમાં, ગાય વગેરે પ્રાણીનું દાન લઇને અથવા તો વસ્ત્રાદિકનું દાન લઇને બ્રાહ્મણે અનધ્યાય પાળવો. કારણ કે બ્રાહ્મણને पाण्यास्य એટલે જેનું મુખ હાથ છે, આવો કહેલો છે.

चोरैरुपप्लुते ग्रामे संभ्रमे चाग्निकारिते ।
आकालिकमनध्यायं विद्यात्सर्वाद्भुतेषु च ॥ ११८ ॥

૧૧૮ ચોરોના ઉપદ્રવવાળા ગામમાં તથા ઘર વગેરેને આગ લાગવાથી ભય ઉત્પન્ન થયો હોય ત્યારે, આકાશ, અંતરિક્ષ અને પૃથ્વી ઉપર અદ્ભુતકારક સર્વ ઉત્પાતો થાય ત્યારે, આકાલિક (જે વખતે ઉપદ્રવ થયો હોય ત્યારથી બીજે દિવસે તે વખત સૂધી) અનધ્યાય પાળવો.

उपाकर्मणि चोत्सर्गे त्रिरात्रं क्षेपणं स्मृतम् ।
अष्टकासु त्वहोरात्रमृत्वन्तासु च रात्रिषु ॥ ११९ ॥

૧૧૯ ઉપાકર્મમાં તથા વેદના ઉત્સર્ગમાં ત્રણ રાત્રિ સૂધી અનધ્યાય પાળવો અને અષ્ટકા શ્રાદ્ધમાં તથા એક ઋતુ પૂર્ણ થઇ, બીજી ઋતુ બેસે ત્યારે પણ એક દિવસ અને એક રાત્રિ અનધ્યાય પાળવો.

नाधीयीताश्वमारूढो न वृक्षं न च हस्तिनम् ।
न नावं न खरं नोष्ट्रं नेरिणस्थो न यानगः ॥ १२० ॥

૧૨૦ ઘોડા ઉપર, વૃક્ષ ઉપર, હાથી ઉપર, નાવમાં, ગધેડા ઉપર, ઉંટ ઉપર, ખારા પાટવાળી ભૂમિપર તથા ગાડા વગેરે વાહનમાં બેસીને વેદ ભણવો નહિ.

न विवादे न कलहे न सेनायां न संगरे ।
न भुक्तमात्रे नाजीर्णे न वमित्वा न शुक्तके ॥ १२१ ॥

૧૨૧ વાણીથી કજીઓ થતો હોય ત્યારે, લાકડીવતી મારામારી થતી હોય ત્યારે, સેનાની અંદર, યુદ્ધ સમયે, ભોજન કર્યા પછી ધોયેલા હાથ ભીના હોય ત્યાં સૂધી, અજીર્ણ થયું હોય ત્યારે, ઉલટી થઇ હોય ત્યારે તથા ખાટા ઓડકાર આવતા હોય ત્યારે વેદાધ્યયન કરવું નહિ.

अतिथिं चाननुज्ञाप्य मारुते वाति वा भृशम् ।
रुधिरे च स्रुते गात्राच्छस्त्रेण च परिक्षते ॥ १२२ ॥

૧૨૨ અતિથિની આજ્ઞા લીધા વિના, પવન જોરથી વાતો હોય ત્યારે, શરીરમાંથી રુધિર ઝરી ગયું હોય ત્યારે તથા શરીર હાથિયારથી ઘાયલ થયું હોય ત્યારે પણ અધ્યયન કરવું નહિ.

सामध्वनावृग्यजुषी नाधीयीत कदाचन ।
वेदस्याधीत्य वाप्यन्तमारण्यकमधीत्य च ॥ १२३ ॥

૧૨૩ સામવેદનો ધ્વનિ થતો હોય ત્યારે કોઇ પણ દહાડો ઋગ્વેદનું કે યજુર્વેદનું અધ્યયન કરવું નહિ, તેમ જ વેદ, ઉપનિષદો તથા વેદના એક ભાગરૂપ આરણ્યક ભણ્યા પછી, એક દિવસ અને એક રાત્રિ સૂધી કર્મકાંડ સંબંધી વેદનો ભાગ ભણવો નહિ.

*ऋग्वेदो देवदैवत्यो यजुर्वेदस्तु मानुषः ।
सामवेदः स्मृतः पित्र्यस्तस्मात्तस्याशुचिर्ध्वनिः ॥ १२४ ॥

૧૨૪ ઋગ્વેદના દેવ દેવતા છે, યજુર્વેદના દેવ મનુષ્ય છે અને સામ વેદના દેવ પિતૃ છે, માટે સામવેદનો ધ્વનિ અપવિત્ર ગણાય છે.

---

* અહીં સામવેદનો ધ્વનિ અપવિત્ર છે, એમ જાણવું નહિ, પરંતુ પિતૃનું કર્મ કર્યા પછી જેમ જળનું આચમન કરવાનું સ્મૃતિમાં કહ્યું છે, તેમ અહિં સામવેદના દેવ પિતૃઓ હોવાથી તેના ધ્વનિને અશુચિના જેવો કહ્યો છે.

एतद्विदन्तो विद्वांसस्त्रयीनिष्कर्षमन्वहम् ।
क्रमतः पूर्वमभ्यस्य पश्चाद्वेदमधीयते ॥ १२५ ॥

૧૨૫ ત્રણ વેદના દેવ, મનુષ્ય અને પિતૃઓ દેવતા છે, એમ જાણનારા વિદ્વાન્ પુરુષો નિત્ય વેદના સારભૂત પ્રણવ, વ્યાહૃતિ અને ગાયત્રીને ક્રમવાર આરંભમાં ભણીને પછી વેદનું અધ્યયન કરે છે.

पशुमण्डूकमार्जारश्वसर्पनकुलाखुभिः ।
अन्तरागमने विद्यादनध्यायमहर्निशम् ॥ १२६ ॥

૧૨૬ ગાય વગેરે પશુ, દેડકો, મીંદડો, કુતરો, સર્પ, નોળીયું અને ઉંદર આટલાં શિષ્ય તથા અધ્યાપકની વચ્ચે નિકળી જાય તો એક દિવસ અને એક રાત્રિ સૂધી અનધ્યાય પાળવો.

द्वावेव वर्जयेन्नित्यमनध्यायौ प्रयत्नतः ।
स्वाध्यायभूमिं चाशुद्धामात्मानं चाशुचिं द्विजः ॥ १२७ ॥

૧૨૭ ભણાવવાની ભૂમિ અપવિત્ર હોય ત્યારે તથા પોતે અપવિત્ર હોય ત્યારે આ બે અનધ્યાયને તો બ્રાહ્મણે પ્રયત્નપૂર્વક નિત્ય વર્જવા.

अमावास्यामष्टमीं च पौर्णमासीं चतुर्दशीम् ।
ब्रह्मचारी भवेन्नित्यमप्यृतौ स्नातको द्विजः ॥ १२८ ॥

૧૨૮ સ્નાતક બ્રાહ્મણે અમાવાસ્યા, આઠમ, પૂર્ણિમા અને ચતુર્દશીને દહાડે ઋતુ હોય તો પણ સ્ત્રી પાસે જવું નહિ.

(षष्ठ्यष्टम्यौत्वमावास्यामुभयत्र चतुर्दशीम् ।
वर्जयेत्पौर्णमासीं च तैले मांसे भगे क्षुरे॥

છઠ્ઠે તથા આઠમે તૈલાભ્યંગ કરવો નહિ, અમાવાસ્યાને દહાડે માંસ ખાવું નહિ, બન્ને પક્ષની ચૌદશને દહાડે સ્રીસહવાસ કરવો નહિ તથા પૂર્ણિમાને દહાડે હજામત કરાવવી નહિ. અથવા તો ઉપરના સર્વ દિવસોમાં તે ચારે વાનાં કરવાં નહિ.)

न स्नानमाचरेद्भुक्त्वा नातुरो न महानिशि ।
न वासोभिः सहाजस्रं नाविज्ञाते जलाशये ॥ १२९ ॥

સદાચાર.

૧૨૯ સદાચાર ભોજન કર્યા પછી નહાવું નહિ, (એ ઉપરથી એમ નહિ સમજવું જે, ઢેડ વગેરેને અડકી ગયા હોઇએ તો પણ નહાવું નહિ, એવો સંયોગ બને તો નહાવું) માંદા હોઇએ ત્યારે નહાવું નહિ, અર્ધ રાત્રિને સમયે નહાવું નહિ (ગ્રહણ હોય તો

નહાવું), ઘણાં વસ્ત્રો પહેરીને નિત્ય નહાવું નહિ (પણ એક વસ્ત્ર પહેરીને નહાવું) તથા અજાણ્યા જળાશયમાં ઉતરીને નહાવું નહિ.

**देवतानां गुरोराज्ञः स्नातकाचार्ययोस्तथा ।**
**नाक्रामेत्कामतश्छायां बभ्रुणो दीक्षितस्य च ॥ १३० ॥**

૧૩૦ દેવોની પ્રતિમાની, પિતા વગેરે ગુરુની, રાજાની, સ્નાતકની, આચાર્યની, કાળી ગાયની, યજ્ઞમાં દીક્ષા લીધેલાની તથા ચંડાલની છાયાને ઇચ્છાપૂર્વક ઉલ્લંઘન કરવી નહિ.

**मध्यंदिनेऽर्धरात्रे च श्राद्धं भुक्त्वा च सामिषम् ।**
**संध्ययोरुभयोश्चैव न सेवेत चतुष्पथम् ॥ १३१ ॥**

૧૩૧ મધ્યાહ્ન સમયે, અર્ધ રાત્રે, શ્રાદ્ધમાં માંસવાળું ભોજન કરીને અને પ્રભાતની તથા સાયંકાળની સંધિવેળાએ ચૌટામાં ઉભું રહેવું નહિ.

**उद्वर्तनमपस्नानं विण्मूत्रे रक्तमेव च ।**
**श्लेष्मनिष्ठ्यूतवान्तानि नाधितिष्ठेत्तु कामतः ॥ १३२ ॥**

૧૩૨ શરીર ઉપરનો મળ દૂર કરવા માટે ચોળેલો લોટ, નાહેલું પાણી, વિષ્ઠા, મૂત્ર, લોહી, બડખા, થૂંક અને ઉલટી, આટલી વસ્તુ ઉપર ઇચ્છાપૂર્વક ઉભા રહેવું નહિ.

**वैरिणं नोपसेवेत सहायं चैव वैरिणः ।**
**अधार्मिकं तस्करं च परस्यैव च योषितम् ॥ १३३ ॥**

૧૩૩ વૈરીને, વૈરીના સહાયકને, અધાર્મિકને, ચોરને તથા પરસ્ત્રીને સેવવાં નહિ.

**न हीदृशमनायुष्यं लोके किंचन विद्यते ।**
**यादृशं पुरुषस्येह परदारोपसेवनम् ॥ १३४ ॥**

૧૩૪ આ જગતમાં પરસ્ત્રીનું સેવન પુરુષના આયુષ્યનો જેવું નાશ કરે છે, તેવું બીજું આયુષ્યનો નાશ કરનારું કોઇ પણ નથી.

**क्षत्रियं चैव सर्पं च ब्राह्मणं च बहुश्रुतम् ।**
**नावमन्येत वै भूष्णुः कृशानपि कदाचन ॥ १३५ ॥**

૧૩૫ ક્ષત્રિય, સર્પ અને બહુશ્રુત બ્રાહ્મણ, આટલા દુર્બલ હોય તોપણ ઉદયની ઇચ્છાવાળા પુરુષે કદી પણ તેનું અપમાન કરવું નહિ.

एतत्त्रयं हि पुरुषं निर्दहेदवमानितम् ।
तस्मादेतत्त्रयं नित्यं नावमन्येत बुद्धिमान् ॥ १३६ ॥

૧૩૬ આ ત્રણનું જો અપમાન કરવામાં આવે છે તો એ ત્રણે અપમાન કરનારાને બાળી નાંખે છે. માટે બુદ્ધિમાન્ પુરુષે એ ત્રણનું સદાય અપમાન કરવું નહિ.

नात्मानमवमन्येत पूर्वाभिरसमृद्धिभिः ।
आमृत्योः श्रियमन्विच्छेन्नैनां मन्येत दुर्लभाम् ॥ १३७ ॥

૧૩૭ પ્રથમ ધન માટે ઉદ્યમ કર્યા છતાં પણ સમૃદ્ધિ નહિ મળવાથી હું મંદભાગી છઉં, એમ કહીને પોતાનું અપમાન કરવું નહિ. પરંતુ મરણસૂધી ધન સંપાદન કરવા માટે યત્ન કર્યા કરવો, ધનને દુર્લભ માનવું નહિ.

सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥ १३८ ॥

૧૩૮ સત્ય બોલવું અને તે પણ પ્રિય બોલવું, પરંતુ અપ્રિય એવું સત્ય બોલવું નહિ. તેમ પ્રિય લાગે એવું અસત્ય પણ બોલવું નહિ, આ સનાતન ધર્મ છે.

भद्रं भद्रमिति ब्रूयाद्भद्रमित्येव वा वदेत् ।
शुष्कवैरं विवादं च न कुर्यात्केनचित्सह ॥ १३९ ॥

૧૩૯ અભદ્ર હોય ત્યાં પણ ભદ્ર શબ્દથી જ બોલવું અને ભદ્ર હોય ત્યાં પણ ભદ્ર જ બોલવું, શુષ્ક વૈર (લુખું વૈર) તથા વિવાદ કોઇની સાથે પણ કરવો નહિ.

नातिकल्यं नातिसायं नातिमध्यंदिने स्थिते ।
नाज्ञातेन समं गच्छेन्नैको न वृषलैः सह ॥ १४० ॥

૧૪૦ ઉષાકાળ હોય ત્યારે, અત્યંત સંધ્યાકાળ હોય ત્યારે અને બરાબર મધ્યાહ્ન થયા હોય ત્યારે પંથ કરવો નહિ તથા અજાણ્યા પુરુષની સાથે, એકલાં અથવા તો શૂદ્રોની સાથે પણ પંથ કરવો નહિ.

हीनाङ्गानतिरिक्ताङ्गान्विद्याहीनान्वयोधिकान् ।
रूपद्रव्यविहीनांश्च जातिहीनांश्च नाक्षिपेत् ॥ १४१ ॥

૧૪૧ જેનાં અંગો ઓછાં હોય તેવા, જેનાં અંગો અધિક હોય તેવા, વિદ્યાહીન, પોતાના કરતાં મોટી ઉમરના, રૂપ અને ધન વિનાના તથા ઉત-

રતી જાતિના લોકોને "તું તો કાણો છે, મૂર્ખો છે, કદરૂપો છે, હલકી જાતિનો છે" એમ કહીને ચીઢવવા નહિ.

न स्पृशेत्पाणिनोच्छिष्टो विप्रो गोब्राह्मणानलान् ।
न चापि पश्येदशुचिः सुस्थो ज्योतिर्गणान्दिवि ॥ १४२ ॥

૧૪૨ બ્રાહ્મણે એઠે મોઢે અથવા તો મળ મૂત્રનો ત્યાગ કર્યા પછી સ્નાન તથા આચમન કર્યા વિના ગાયને, બ્રાહ્મણને અને અગ્નિને અડકવું નહિ તથા આરોગ્ય હોવા છતાં અપવિત્ર હોય ત્યારે પણ આકાશમાં ઉગેલા સૂર્ય, ચંદ્ર આદિ ગ્રહગણોને જોવા નહિ.

स्पृष्ट्वैतानशुचिर्नित्यमद्भिः प्राणानुपस्पृशेत् ।
गात्राणि चैव सर्वाणि नाभिं पाणितलेन तु ॥ १४३ ॥

૧૪૩ અપવિત્ર એવો દ્વિજ ઉપર કહેલાં ગાય, બ્રાહ્મણ અને અગ્નિને અડી જાય તો તેણે નિત્ય જળવડે નેત્રાદિક ઇંદ્રિયોનો તથા હાથ, પગ વગેરેનો સ્પર્શ કરવો અને ભીની હથેલીથી નાભિનો સ્પર્શ કરવો.

अनातुरः स्वानि खानि न स्पृशेदनिमित्ततः ।
रोमाणि च रहस्यानि सर्वाण्येव विवर्जयेत् ॥ १४४ ॥

૧૪૪ સાજા સારા દ્વિજે કારણ વિના પોતાની ઇંદ્રિયોનો સ્પર્શ કર્યા કરવો નહિ તથા સર્વ ગુહ્ય કેશોનો પણ સ્પર્શ કર્યા કરવો નહિ.

मङ्गलाचारयुक्तः स्यात्प्रयतात्मा जितेन्द्रियः ।
जपेच्च जुहुयाच्चैव नित्यमग्निमतन्द्रितः ॥ १४५ ॥

૧૪૫ દ્વિજે નિત્ય સાવધાન થઇને મંગળાચાર કરવો એટલે ગાય, દર્ભ, દર્પણ વગેરે માંગલિક પદાર્થો જોવા અથવા તો સુવર્ણ, ચંદન, ગોરોચન વગેરે પદાર્થો ધારણ કરવા, મનને નિયમમાં રાખવું, ઇંદ્રિયોને વશ રાખવી, ગાયત્રી વગેરે મંત્રનો નિત્ય જપ કરવો અને અગ્નિમાં હોમ કરવો.

मङ्गलाचारयुक्तानां नित्यं च प्रयतात्मनाम् ।
जपतां जुह्वतां चैव विनिपातो न विद्यते ॥ १४६ ॥

૧૪૬ નિત્ય મંગળાચાર કરનારા, મનને નિયમમાં રાખનારા તથા જપ અને હોમ કરનારા પુરુષોનું આ લોકમાં તથા પરલોકમાં અશુભ થતું નથી.

वेदमेवाभ्यसेन्नित्यं यथाकालमतन्द्रितः ।
तं ह्यस्याहुः परं धर्ममुपधर्मोऽन्य उच्यते ॥ १४७ ॥

૧૪૭ દ્વિજવર્ણે સાવધાન થઈને નિત્ય નિયમ પ્રમાણે વેદનો જ અભ્યાસ કરવો તથા પાઠ કરવો. દ્વિજનો તે પરમ ધર્મ કહ્યો છે અને તે વિના બીજા ઉપધર્મ કહ્યો છે.

**वेदाभ्यासेन सततं शौचेन तपसैव च ।**
**अद्रोहेण च भूतानां जातिं स्मरति पौर्विकीम् ॥ १४८ ॥**

૧૪૮ વેદનો નિત્ય પાઠ કરવાથી, બાહ્ય તથા આંતરની શુદ્ધિથી, તપ કરવાથી (ચાંદ્રાયણ, પ્રાણાયામ વગેરે કરવાથી) તથા પ્રાણીઓનો અદ્રોહ કરવાથી મનુષ્યને પૂર્વજન્મનું જ્ઞાન થાય છે.

**पौर्विकीं संस्मरञ्जातिं ब्रह्मैवाभ्यसते पुनः ।**
**ब्रह्माभ्यासेन चाजस्रमनन्तं सुखमश्नुते ॥ १४९ ॥**

૧૪૯ પૂર્વજન્મને સંભારનારો પુરુષ (ધર્મ ઉપર દૃઢ વિશ્વાસ થવાથી) વારંવાર વેદનો સ્વાધ્યાય કર્યા કરે છે અને નિત્ય વેદાનો સ્વાધ્યાય કરવાથી અનંત સુખને પામે છે (મોક્ષસુખને પામે છે).

***सावित्राञ्छान्तिहोमांश्च कुर्यात्पर्वसु नित्यशः ।**
**पितॄंश्चैवाष्टकास्वर्चेन्नित्यमन्वष्टकासु च ॥ १५० ॥**

૧૫૦ દ્વિજે પૂર્ણિમા, અમાવાસ્યા વગેરે પર્વને દહાડે, સવિતા જેના દેવતા છે એવા શાંતિહોમો કરવા અને અષ્ટકા તથા અન્વષ્ટકાઓમાં નિત્ય પિતૃઓનું પૂજન કરવું અર્થાત્ શ્રાદ્ધ કરવું.

**दूरादावसथान्मूत्रं दूरात्पादावसेचनम् ।**
**उच्छिष्टान्ननिषेकं च दूरादेव समाचरेत् ॥ १५१ ॥**

૧૫૧ મૂત્ર, પગ ધોયેલું પાણી, એઠવાડ તથા ધોણ, ઘરથી દૂર (એટલે ફેંકેલું બાણ જેટલે દૂર જાય તેટલે દૂર) નાંખવાં.

**मैत्रं प्रसाधनं स्नानं दन्तधावनमञ्जनम् ।**
**पूर्वाह्ण एव कुर्वीत देवतानां च पूजनम् ॥ १५२ ॥**

૧૫૨ મળનો ત્યાગ કરવો, વાળ ઓળીને સાફ રાખવા, દાતણ કરવું, શરીર ઉપર તેલનું મર્દન કરવું, સ્નાન કરવું તથા દેવોની પૂજા કરવી, આ બધાં કાર્ય પહેલા પહોરમાં જ કરવાં.

---

* હેમંત ઋતુની તથા શિશિર ઋતુની કૃષ્ણ પક્ષની ત્રણ અથવા ચાર અષ્ટમીઓને અષ્ટકા કહે છે અને કૃષ્ણ પક્ષની સાતમને તથા નવમીને અન્વષ્ટકા કહે છે.

दैवतान्यभिगच्छेत्तु धार्मिकांश्च द्विजोत्तमान् ।
ईश्वरं चैव रक्षार्थं गुरूनेव च पर्वसु ॥ १५३ ॥

૧૫૩ અમાસ, પુનેમ વગેરે પર્વને દિવસે દેવતાઓનાં, ધર્મનિષ્ઠ એવા ઉત્તમ બ્રાહ્મણોનાં, પોતાની રક્ષા માટે રાજાનાં અને પિતા વગેરે ગુરુજનોનાં દર્શન કરવા માટે જવું.

अभिवादयेद्वृद्धांश्च दद्याच्चैवासनं स्वकम् ।
कृताञ्जलिरुपासीत गच्छतः पृष्ठतोऽन्वियात् ॥ १५४ ॥

૧૫૪ વૃદ્ધ પુરુષો, (ગુરુ વગેરે) પોતાને ઘેર આવે ત્યારે તેઓને પ્રણામ કરવા, બેસવા માટે પોતાનું આસન આપવું, બે હાથ જોડીને વૃદ્ધ પુરુષોની પાસે બેસવું તથા તે જાય ત્યારે તેમની પાછળ વળાવવા માટે જવું.

श्रुतिस्मृत्युदितं सम्यङ्निबद्धं स्वेषु कर्मसु ।
धर्ममूलं निषेवेत सदाचारमतन्द्रितः ॥ १५५ ॥

૧૫૫ ગૃહસ્થે તંદ્રા (આળસ)નો ત્યાગ કરીને શ્રુતિમાં અને સ્મૃતિમાં કહેલો તથા અધ્યયન વગેરે પોતાનાં નિત્ય કર્મમાં અંગરૂપે રહેલો, ધર્મનાં મૂળરૂપ ગણાતો સદાચાર પાળવો.

आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ।
आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ १५६ ॥

૧૫૬ ગૃહસ્થ સદાચાર પાળવાથી આયુષ્યને, મનમાનતી પ્રજાને તથા અખૂટ ધનને મેળવે છે. એટલું જ નહિ પરંતુ સદાચાર પાળવાથી અપમૃત્યુ વગેરે અપલક્ષણનો પણ નાશ થાય છે.

दुराचारो हि पुरुषो लोके भवति निन्दितः ।
दुःखभागी च सततं व्याधितोऽल्पायुरेव च ॥ १५७ ॥

૧૫૭ જે પુરુષ દુરાચારી હોય છે, તેની લોકમાં નિંદા થાય છે, તે સદાય દુઃખ ભોગવ્યા કરે છે, રોગી રહે છે અને ઓછી આવરદાવાળો થાય છે.

सर्वलक्षणहीनोऽपि यः सदाचारवान्नरः ।
श्रद्दधानोऽनसूयश्च शतं वर्षाणि जीवति ॥ १५८ ॥

૧૫૮ શુભ સૂચવનારાં સર્વ લક્ષણો વિનાનો હોવા છતાં પણ જે પુરુષ સદાચારી હોય છે, વેદ તથા શાસ્ત્ર ઉપર શ્રદ્ધાળુ હોય છે અને ઈર્ષા વિનાનો હોય છે, તે સો વર્ષ સૂધી જીવે છે.

यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।
यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥ १५९ ॥

૧૫૯ જે જે કાર્ય પારકાની પ્રાર્થના કરવાથી થાય તેવાં હોય, તે તે કાર્યનો પ્રયત્નપૂર્વક ત્યાગ કરવો અને જે જે કાર્ય પોતાથી થઇ શકે તેવાં હોય, તે તે કાર્ય પ્રયત્નપૂર્વક કરવાં.

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।
एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ १६० ॥

૧૬૦ પારકાની ગરજ કરવાથી થઇ શકે તેવાં સર્વ કાર્યને દુઃખરૂપ સમજવાં અને પોતાથી થઈ શકે તેવાં સર્વ કાર્યને સુખરૂપ જાણવાં. દુઃખ તથા સુખનું આ ટુંકું લક્ષણ સમજવું.

यत्कर्म कुर्वतोस्य स्यात्परितोषोऽन्तरात्मनः ।
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥ १६१ ॥

૧૬૧ જે કર્મ કરવાથી પુરુષનો અંતરાત્મા પ્રસન્ન થાય, તે કર્મ તેણે પ્રયત્નપૂર્વક કરવું અને તેથી વિપરીત કર્મનો ત્યાગ કરવો.

आचार्यं च प्रवक्तारं पितरं मातरं गुरुम् ।
न हिंस्याद्ब्राह्मणान्गाश्च सर्वांश्चैव तपस्विनः ॥ १६२ ॥

૧૬૨ આચાર્ય ( જનોઇ દઇને વેદ ભણાવનારા ગુરુ), વેદનું વ્યાખ્યાન કરનારા (ઉપાધ્યાય), માતા, પિતા, ગુરુ (શાસ્ત્રો ભણાવીને ઉપકાર કરનાર ), બ્રાહ્મણો, ગાયો તથા ચાંદ્રાયણ, પ્રાણાયામ તેમ જ પંચાગ્નિ સાધન વગેરે તપ કરનારાઓનું અપમાન કરવું નહિ.

नास्तिक्यं वेदनिन्दां च देवतानां च कुत्सनम् ।
द्वेषं दम्भं च मानं च क्रोधं तैक्ष्ण्यं च वर्जयेत् ॥ १६३ ॥

૧૬૩ નાસ્તિકબુદ્ધિ (વેદોક્ત કર્મનાં ફળરૂપ સ્વર્ગ તથા ઈશ્વર નથી આવી બુદ્ધિ), વેદની નિંદા, દેવોની નિંદા, દ્વેષ, દંભ, અભિમાન, ક્રોધ અને ક્રૂરતા આટલી બાબતને તજી દેવી.

परस्य दण्डं नोद्यच्छेत्क्रुद्धो नैव निपातयेत् ।
अन्यत्र पुत्राच्छिष्याद्वा शिष्ट्यर्थं ताडयेत्तु तौ ॥ १६४ ॥

૧૬૪ કોપ ચઢયો હોય ત્યારે સામાને મારવા માટે લાકડી ઉગામવી નહિ તથા પુત્ર અથવા તો શિષ્ય શિવાય બીજાને લાકડી વગેરે મારવી નહિ; પરંતુ પુત્ર તથા શિષ્ય જો અપરાધ કરે તો તેમને શિખામણ દેવા માટે મારવા.

ब्राह्मणायावगुर्यैव द्विजातिर्वधकाम्यया ।
शतं वर्षाणि तामिस्रे नरके परिवर्तते ॥ १६५ ॥

૧૬૫ ગૃહસ્થ મારવાની ઇચ્છાથી જો બ્રાહ્મણની સામે લાકડી વગેરે ઉગામે તો તે સો વર્ષ સૂધી તામિસ્ર નામના નરકમાં ભટકે છે.

ताडयित्वा तृणेनापि संरम्भान्मतिपूर्वकम् ।
एकविंशतिमाजातीः पापयोनिषु जायते ॥ १६६ ॥

૧૬૬ ગૃહસ્થ ક્રોધને લીધે જો બ્રાહ્મણને બુદ્ધિપૂર્વક તણખલાંથી પણ મારે છે તો તે એકવીશ જન્મ સૂધી કુતરા વગેરેની પાપી જાતિમાં જન્મ્યા કરે છે.

अयुध्यमानस्योत्पाद्य ब्राह्मणस्यासृगङ्गतः ।
दुःखं सुमहदाप्नोति प्रेत्याप्राज्ञतया नरः ॥ १६७ ॥

૧૬૭ જે પુરુષ બ્રાહ્મણ લઢતો ન હોય તોપણ તેના શરીરમાંથી લોહી કાઢે છે તો તે પુરુષ પોતાનાં અજ્ઞાનપણાને લીધે મરી ગયા પછી ઘણું મોટું દુઃખ પામે છે.

शोणितं यावतः पांसून्संगृह्णाति महीतलात् ।
तावतोऽब्दानमुत्रान्यैः शोणितोत्पादकोऽद्यते ॥ १६८ ॥

૧૬૮ બ્રાહ્મણનું લોહી પૃથ્વીપરના જેટલા રજકણને ભીંજવે છે તેટલાં વર્ષો સૂધી પરલોકમાં કુતરાં, શિયાળ વગેરે પ્રાણીઓ લોહી કાઢનારા તે પુરુષને, બટકાં ભર્યા કરે છે.

न कदाचिद्द्विजे तस्माद्विद्वानवगुरेदपि ।
न ताडयेत्तृणेनापि न गात्रात्स्रावयेदसृक् ॥ १६९ ॥

૧૬૯ એટલા માટે બ્રાહ્મણનાં અપમાનાદિકથી થનારા દોષને જાણનારા પુરુષે કોઇ પણ દહાડો બ્રાહ્મણની સામે લાકડી ઉગામવી નહિ, તણખલાથી પણ તેને મારવો નહિ તથા તેના શરીરમાંથી લોહી પણ કાઢવું નહિ.

अधार्मिको नरो यो हि यस्य चाप्यनृतं धनम् ।
हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥ १७० ॥

૧૭૦ જે મનુષ્ય અધર્મિષ્ઠ હોય છે, જે જૂઠી સાક્ષી આપીને ધન મેળવે છે તથા જે નિત્ય પારકાની હિંસા કર્યા કરે છે, તે આ લોકમાં સુખ પામતો નથી.

न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥ १७१ ॥

૧૭૧ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ધર્માચરણ કરવાથી પુરુષ દુઃખી થતો હોય તો પણ અધર્મી એવા પાપી લોકોની તુરત પાયમાલી થાય છે, આમ જોઈને તેણે અધર્મ કરવાનો વિચાર કરવો નહિ.

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥ १७२ ॥

૧૭૨ પૃથ્વીમાં રોપેલું બીજ જેમ તુરતજ ફળ આપતું નથી, તેમ જગતમાં અધર્મ પણ કરતાં વેંત જ ફળ આપતો નથી. પરંતુ બીજ જેમ ધીરે ધીરે અંકુરરૂપ થઈને ફાલે છે અને પછી ફળ આપે છે, તેમ અધર્મ પણ ધીરે ધીરે વૃદ્ધિ પામીને અધર્મ કરનારાનાં મૂળોને કાપી નાંખે છે.

यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
न त्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥ १७३ ॥

૧૭૩ અધર્મ જો કર્તાને ફળ આપતો નથી તો તેના પુત્રોને ફળ આપે છે; અને કર્તાના પુત્રોને ફળ આપતો નથી તો તેના પૌત્રોને ફળ આપે છે; પરંતુ કરેલો અધર્મ ફળ આપ્યા વિના રહેતો નથી.

अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।
ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥ १७४ ॥

૧૭૪ અધર્મ કરનારો પુરુષ કદાચ તે વખતે તો અધર્મથી ધન, ગામ, વગેરે સંપત્તિથી ઉન્નતિ મેળવે છે, સુખો ભોગવે છે અને પોતાના નિર્બળ શત્રુઓનો પરાજય પણ કરે છે; પરંતુ છેવટે સમૂળગો એટલે પુત્ર, પૌત્ર, સંપત્તિની સાથે નાશ પામે છે.

सत्यधर्मार्यवृत्तेषु शौचे चैवारमेत्सदा ।
शिष्यांश्च शिष्याद्धर्मेण वाग्बाहूदरसंयतः ॥ १७५ ॥

૧૭૫ સત્ય, વિધિનિષેધરૂપધર્મ, સદાચાર તથા શૌચ (બાહ્ય તથા આંતરની શુદ્ધિ) માં સદા તત્પર રહેવું અને વાણી, હાથ તથા ઉદરને નિયમમાં રાખવાં (અર્થાત્ કડવાં તેમ જ કઠોર વચન કહેવાં નહિ તે વાણીનો નિયમ, કોઈને હાથવતી મારવું નહિ તે હસ્તનિયમ અને અભક્ષ ભક્ષણ કરવું નહિ તે ઉદરનિયમ સમજવો), આ ત્રણેને નિયમમાં રાખીને ધર્મપ્રમાણે શિષ્યને શિખામણ આપવી.

***परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।**
**धर्मं चाप्यसुखोदर्कं लोकविक्रुष्टमेव च ॥ १७६ ॥**

૧૭૬ જે અર્થ તથા જે કામ ધર્મના વિરોધી હોય તેવા અર્થનો તથા કામનો ત્યાગ કરવો અને જે ધર્મનું પરિણામ દુઃખરૂપ હોય તથા જે લોકમાં નિંદાપાત્ર થઈ પડે તેવો હોય, તેવા ધર્મનો પણ ત્યાગ કરવો.

**न पाणिपादचपलो न नेत्रचपलोऽनृजुः ।**
**न स्याद्वाक्चपलश्चैव न परद्रोहकर्मधीः ॥ १७७ ॥**

૧૭૭ પુરુષે કારણ વિના હાથ પગ હલાવવા નહિ, આડું અવળું જોયા કરવું નહિ, ઉદ્ધત થવું નહિ, સાચી ખોટી લોકનિંદા કરવી નહિ તથા પારકાનું બૂરું કરવામાં બુદ્ધિનો ઉપયોગ કરવો નહિ.

**येनास्य पितरो याता येन याताः पितामहाः ।**
**तेन यायात्सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥ १७८ ॥**

૧૭૮ જે સન્માર્ગે પોતાના બાપ દાદાઓ ચાલતા આવેલા હોય તેવા સન્માર્ગમાં આચરણ કરવું. તે પ્રમાણે આચરણ કરવાથી પુરુષ અધર્મવડે નાશ પામતો નથી.

---

* જગતમાં ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પદાર્થ સંપાદન કરવા, એ પુરુષાર્થ છે, કેટલાક ધર્મશીલ પુરુષો अर्थकामेष्वसक्तानां એ સ્મૃતિને આધારે અર્થ અને કામનો ત્યાગ કરીને સ્વધર્મનું સેવન કરે છે. પરંતુ તે પ્રમાણે સ્વધર્માચરણ નહિ કરી શકનારા પુરુષો ધર્મ, અર્થ અને કામ એ ત્રણેને અવિરોધથી સેવે છે; તેવા પુરુષોને પણ જ્યોતિષ્ટોમાદિ યજ્ઞોને નિમિત્તે બ્રાહ્મણોને દક્ષિણા, ભોજનાદિમાં દ્રવ્યનો ખર્ચ કરવો પડે છે તથા દિક્ષિતને બ્રહ્મચર્ય પાળવું પડે છે. તેથી જેમ સ્વાભાવિક રીતે અર્થ, કામનો ત્યાગ થાય છે, તેજ પ્રમાણે કેટલાક પુરુષો ધર્મનો ત્યાગ કરીને કેવળ અર્થ અને કામને સેવે અથવા તો જેમ ધર્માનુષ્ઠાનમાં અર્થનો અને કામનો ત્યાગ કરવામાં આવે છે, તેમ અર્થની અને કામની આસક્તિમાં ધર્મનો ત્યાગ કરે તેના નિષેધને માટે મનુ કહે છે કે, परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ જ્યાં અધર્મથી અર્થ અને કામની પ્રાપ્તિ હોય ત્યાં ધર્મનો પરિહાર કરીને અર્થ કામને સેવવા નહિ, એટલુંજ નહિ પણ જે ધર્માચરણ કરવાથી ભવિષ્યમાં દુઃખ ઉત્પન્ન થાય તેવા ધર્મને પણ સેવવો નહિ. જેમ સર્વસ્વદાન કરવું એ મહાપુણ્યનું કામ છે અને તેમ કરનારને પ્રજા વખાણે છે. પણ એ પ્રમાણે કીર્તિને માટે સર્વસ્વદાન કરીને ભવિષ્યમાં દુઃખી થવું, તેના કરતાં નિયમિત દાન કરવું, એ વધારે સારું છે.

ऋत्विक्पुरोहिताचार्यैर्मातुलातिथिसंश्रितैः ।
वालवृद्धातुरैर्वैद्यैर्ज्ञातिसंबन्धिबान्धवैः ॥ १७९ ॥
मातापितृभ्यां यामीभिर्भ्रात्रा पुत्रेण भार्यया ।
दुहित्रा दासवर्गेण विवादं न समाचरेत् ॥ १८० ॥

૧૭૯–૧૮૦ ઋત્વિજ, પુરોહિત, આચાર્ય, મામો, અતિથિ, આશ્રિત, બાળક, વૃદ્ધ, રોગી, વૈદ્ય, નાતિલા, સંબંધી (વેહેવાઇઓ) બાંધવો, (કાકા મામાના દીકરાઓ) માતા, પિતા, દેરાણી, જેઠાણી, નણંદ, ભોજાઈ વગેરે, ભાઈ, પુત્ર, સ્ત્રી, દીકરી અને દાસ (ચાકર વર્ગ) વગેરેની સાથે વિવાદ કરવો નહિ.

एतैर्विवादान्संत्यज्य सर्वपापैः प्रमुच्यते ।
एभिर्जितैश्च जयति सर्वांल्लोकानिमान्गृही ॥ १८१ ॥

૧૮૧ ગૃહસ્થ ઉપર કહેલાઓની સાથે જો વિવાદ કરે નહિ તો સર્વ પાપમાંથી મુક્ત થાય છે અને ક્ષમા વગેરેથી એઓને વશ કરવાથી સર્વ જગતને વશ કરે છે.

आचार्यो ब्रह्मलोकेशः प्राजापत्ये पिता प्रभुः ।
अतिथिस्त्विन्द्रलोकेशो देवलोकस्य चर्त्विजः ॥ १८२ ॥
यामयोऽप्सरसां लोके वैश्वदेवस्य बान्धवाः ।
संबन्धिनो ह्यपां लोके पृथिव्यां मातृमातुलौ ॥ १८३ ॥
आकाशेशास्तु विज्ञेया बालवृद्धकृशातुराः ।
भ्राता ज्येष्ठः समः पित्रा भार्या पुत्रः स्वका तनुः ॥ १८४ ॥
छाया स्वो दासवर्गश्च दुहिता कृपणं परम् ।
तस्मादेतैरधिक्षिप्तः सहेतासंज्वरः सदा ॥ १८५ ॥

૧૮૨–૧૮૫ આચાર્ય બ્રહ્મલોકનો ઈશ્વર છે, પિતા પ્રજાપતિ લોકનો ઈશ્વર છે, અતિથિ ઇંદ્રલોકનો ઇશ્વર છે, ઋત્વિજ દેવલોકનો ઈશ્વર છે, સુવાસણીઓ અપ્સરાઓના લોકની ઈશ્વર છે, બાંધવો વિશ્વેદેવોના ઈશ્વર છે, સંબંધીઓ વરુણ લોકના ઈશ્વર છે, મા અને મામાઓ પૃથ્વીના ઈશ્વર છે, બાળક, વૃદ્ધ, ક્ષુધાદિકથી દુર્બળ થયેલા લોકો અને રોગી આકાશના ઈશ્વર છે, મોટો ભાઇ પિતાના સમાન ગણાય છે, ભાર્યા તથા પુત્ર પોતાનું જ શરીર

ગણાય છે, દાસવર્ગ પોતાની છાયા ગણાય છે અને દીકરી એ કૃપાપાત્ર ગણાય છે. (ઉપર કહેલા તે તે લોકના ઈશ્વર છે, એટલે તેઓને પ્રસન્ન રાખવાથી તે તે લોકની પ્રાપ્તિ થાય છે, આમ સમજવું) માટે ઉપર કહેલા સંબંધીઓ તિરસ્કાર કરે, તો પણ ગૃહસ્થે સદા ક્રોધ નહિ કરતાં સહન કરવું.

प्रतिग्रहसमर्थोऽपि प्रसङ्गं तत्र वर्जयेत् ।
प्रतिग्रहेण ह्यस्याशु ब्राह्मं तेजः प्रशाम्यति ॥ १८६ ॥

૧૮૬ બ્રાહ્મણ તપશ્ચરણ તથા સ્વાધ્યાય સંપન્ન હોવાથી પ્રતિગ્રહ કરવાને (દાનને લેવાને) સમર્થ હોય, તોપણ તેણે પ્રતિગ્રહ કરવામાં આસક્તિ રાખવી નહિ. કારણ કે પ્રતિગ્રહમાં આસક્તિ રાખવાથી બ્રહ્મતેજ તુરત નાશ પામે છે.

न द्रव्याणामविज्ञाय विधिं धर्म्यं प्रतिग्रहे ।
प्राज्ञः प्रतिग्रहं कुर्यादवसीदन्नपि क्षुधा ॥ १८७ ॥

૧૮૭ બુદ્ધિમાન્ બ્રાહ્મણે દ્રવ્યનો પ્રતિગ્રહ કરવામાં (દાન લેવામાં) ધર્મવાળો વિધિ જાણ્યા વિના (દ્રવ્યના દેવતા, મંત્ર, હોમ, જપ આદિક જાણ્યા વિના) ભુખે પીડાતો હોય, તોપણ પ્રતિગ્રહ કરવો નહિ.

हिरण्यभूमिमश्वं गामन्नं वासस्तिलान्घृतम् ।
प्रतिगृह्णन्नविद्वांस्तु भस्मीभवति दारुवत् ॥ १८८ ॥

૧૮૮ જે દ્રવ્યનો પ્રતિગ્રહ કરવો હોય તે દ્રવ્યના દેવતા, મંત્ર વગેરે નહિ જાણનારો બ્રાહ્મણ, સુવર્ણ, ભૂમિ, ઘોડો, ગાય, અન્ન, વસ્ત્ર, તલ, ઘી વગેરેનું દાન લે છે તો તે લાકડાની પેઠે બળીને રાખ થઈ જાય છે; અર્થાત્ બ્રાહ્મણપણામાંથી ભ્રષ્ટ થાય છે.

हिरण्यमायुरन्नं च भूर्गौश्चाप्योषतस्तनुम् ।
अश्वश्चक्षुस्त्वचं वासो घृतं तेजस्तिलाः प्रजाः ॥ १८९ ॥

૧૮૯ સુવર્ણનું તથા અન્નનું દાન લેવાથી આયુષ્યનો નાશ થાય છે, પૃથ્વીનું અને ગાયનું દાન લેવાથી શરીર શોષાઈ જાય છે, ઘોડાનું દાન લેવાથી નેત્રનો નાશ થાય છે, વસ્ત્રનું દાન લેવાથી ત્વચાનો નાશ થાય છે (કોઢ વગેરે રોગ થાય છે), ઘીનું દાન લેવાથી તેજનો નાશ થાય છે અને તલનું દાન લેવાથી પ્રજાનો નાશ થાય છે.

अतपास्त्वनधीयानः प्रतिग्रहरुचिर्द्विजः ।
अम्भस्यश्मप्लवेनेव सह तेनैव मज्जति ॥ १९० ॥

૧૯૦ જે બ્રાહ્મણ તપ પણ કરતો ન હોય, તેમ સ્વાધ્યાય પણ કરતો ન હોય છતાં તેને દાન લેવાની ઇચ્છા થતી હોય તેવો બ્રાહ્મણ જેમ પથ્થરની હોડીમાં બેસનારો પાણીમાં તે હોડીની સાથે ડૂબી જાય છે, તેમ દાન લેનારો પણ તે દાન દેનારાની સાથે નરકમાં પડે છે.

**तस्मादविद्वान्बिभियाद्यस्मात्तस्मात्प्रतिग्रहात् ।**
**स्वल्पकेनाप्यविद्वान्हि पङ्के गौरिव सीदति ॥ १९१ ॥**

૧૯૧ તે માટે દાનવિધિને નહિ જાણનારા બ્રાહ્મણે હરકોઈ પણ જાતનો પ્રતિગ્રહ કરતાં ડરવું જોઇએ. ગાય જેમ ગારામાં ખુંચી જાય છે, તેમ અવિદ્વાન્ બ્રાહ્મણ સાધારણ પ્રતિગ્રહ કરવાથી પણ નરકમાં પડે છે.

**न वार्यपि प्रयच्छेत्तु बैडालव्रतिके द्विजे ।**
**न बकव्रतिके विप्रे नावेदविदि धर्मवित् ॥ १९२ ॥**

૧૯૨ ધર્મ જાણનારા ગૃહસ્થે માર્જારના જેવું વ્રત ધારણ કરનારા, બગભક્ત તથા વેદ નહિ જાણનારા બ્રાહ્મણને ( પીવા માટે ) પાણી પણ આપવું નહિ.

**त्रिष्वप्येतेषु दत्तं हि विधिनाप्यर्जितं धनम् ।**
**दातुर्भवत्यनर्थाय परत्रादातुरेव च ॥ १९३ ॥**

૧૯૩ સ્વધર્મથી મેળવેલું ધન પણ જો ઉપર કહેલા ત્રણ પ્રકારના બ્રાહ્મણને આપ્યું હોય તો તે પરલોકમાં દાતાને અને લેનારને બન્નેને અનર્થ કરનારું થઇ પડે છે.

**यथा प्लवेनौपलेन निमज्जत्युदके तरन् ।**
**तथा निमज्जतोऽधस्तादज्ञौ दातृप्रतीच्छकौ ॥ १९४ ॥**

૧૯૪ પત્થરના નાવથી તરનારો પુરુષ જેમ પાણીમાં ડૂબી જાય છે, તેમ મૂર્ખ એવો દાતા તથા પ્રતિગ્રહિતા ( દાન લેનારો ) પણ નરકમાં પડે છે.

**धर्मध्वजी सदा लुब्धश्छाद्मिको लोकदम्भकः ।**
**बैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसंधकः ॥ १९५ ॥**

૧૯૫ જે લોકોને દેખાડવા માટે ધર્મનું આચરણ કરનારો, સદાય લોભી, ઉપરથી ધર્મિષ્ઠનો ડોળ ઘાલનારો, પરંતુ ગુપ્ત રીતે મહાપાપી, લોકોને છેતરનારો, પારકા ગુણોને સહન નહિ કરવાથી સર્વની સાથે લઢનારો અને હિંસા કરનારો હોય, તેને બૈલાડવ્રતધારી જાણવો.

(यस्य धर्मध्वजो नित्यं सुरध्वज इवोच्छ्रितः ।
प्रच्छन्नानि च पापानि बैडालं नाम तद्व्रतम् ॥
કલાલની ધ્વજાની પેઠે જેનો ધર્મધ્વજ નિત્ય ઉંચે ફરકયા કરે છે અને જે છૂપાં પાપો કર્યા કરે છે, તેનું નામ બૈલાડવ્રત જાણવું.)

अधोदृष्टिर्नैष्कृतिकः स्वार्थसाधनतत्परः ।
शठो मिथ्याविनीतश्च बकव्रतचरो द्विजः ॥ १९६ ॥

૧૯૬ જે બ્રાહ્મણ પોતાનો વિનય દેખાડવા માટે સદા નીચી દૃષ્ટિ રાખે છે, કઠોર વાણી બોલે છે, સ્વાર્થ સાધવામાં તત્પર રહે છે, શઠ હોય છે અને ખોટા વિનયવાળો હોય છે, તેને બકવ્રતધારી જાણવો.

ये बकव्रतिनो विप्रा ये च मार्जारलिङ्गिनः ।
ते पतन्त्यन्धतामिस्रे तेन पापेन कर्मणा ॥ १९७ ॥

૧૯૭ જે બ્રાહ્મણો બકવ્રતધારી તથા બૈલાડ વ્રતધારી હોય છે, તે બ્રાહ્મણો તે પાપી કર્મને લીધે અંધતામિસ્ર નામના નરકમાં પડે છે.

न धर्मस्यापदेशेन पापं कृत्वा व्रतं चरेत् ।
व्रतेन पापं प्रच्छाद्य कुर्वन्स्त्रीशूद्रदम्भनम् ॥ १९८ ॥

૧૯૮ પાપ કર્મ કર્યા પછી સ્ત્રીઓને તથા શૂદ્રોને છેતરવા માટે પ્રાજાપત્યાદિક વ્રત કરી પાપને ઢાંકવા માટે ધર્મના બાનાથી વ્રતાચરણ કરવું નહિ.

प्रेत्येह चेदृशा विप्रा गर्ह्यन्ते ब्रह्मवादिभिः ।
छद्मनाचरितं यच्च व्रतं रक्षांसि गच्छति ॥ १९९ ॥

૧૯૯ ઉપર કહેલા બ્રાહ્મણોને આલોકમાં અને મુવા પછી પરલોકમાં વિદ્વાન્ બ્રાહ્મણો નિંદે છે તથા તેણે કપટથી કરેલાં વ્રતનું ફળ રાક્ષસોને મળે છે.

* अलिङ्गी लिङ्गिवेषेण यो वृत्तिमुपजीवति ।
स लिङ्गिनां हरत्येनस्तिर्यग्योनौ च जायते ॥ २०० ॥

૨૦૦ જે દ્વિજવર્ણ બ્રહ્મચર્ય, સંન્યાસ વગેરે આશ્રમધારી ન હોય, છતાં બ્રહ્મચારીનો કે સંન્યાસીનો વેશ ધારણ કરીને આજીવિકા કરે છે તે બ્રહ્મચારી, સંન્યાસી વગેરેનાં પાપને હરે છે અને મરણ પછી પક્ષીની જાતિમાં અવતરે છે.

* વેદધર્મની પડતી થયા પછી પાખંડી ધર્મનો દિન પ્રતિદિન વધારો થતો ગયો. કેટલાએક બ્રાહ્મણો તે જ પાખંડીની છાયામાં આવ્યાથી ગૃહસ્થ હોવા છતાં આજીવિકાને માટે ડાઢી, જટા તથા નખ વધારી બ્રહ્મચારીનો વેષ ધારણ કરીને લોકોને ઠગે

परकीयनिपानेषु न स्नायाच्च कदाचन ।
निपानकर्त्तुः स्नात्वा तु दुष्कृतांशेन लिप्यते ॥ २०१ ॥

૨૦૧ સર્વના ઉપયોગ માટે અર્પણ નહિ કરેલાં પારકા નવાણમાં તેના ધણીની આજ્ઞાવિના નાહાવું નહિ. જો નાહાય છે તો નવાણ બંધાવનારાના પાપથી લેપાય છે.

(सप्तोद्धृत्य ततः पिंडान् कामं स्नायाच्च पंचधा ।
उदपानात्स्वयंग्राहात् बहिःस्नात्वा न दुष्यति ॥

જો પારકા નવાણમાં નહાવું હોય તો તે નવાણમાંથી પાંચ અથવા તો સાત કચરાના પિંડો બહાર કાઢી નાખીને નાહાવું અથવા તો તે નવાણમાંથી પાણી બહાર કાઢીને નાહાવું, કે જેથી નાહાનારને દોષ લાગતો નથી.)

यानशय्यासनान्यस्य कूपोद्यानगृहाणि च ।
अदत्तान्युपभुञ्जान एनसः स्यात्तुरीयभाक् ॥ २०२ ॥

૨૦૨ હરકોઇ મનુષ્યનાં ગાડી ઘોડા વગેરે વાહન, શય્યા, આસન, વાવ, કૂવા વગેરે નવાણ, બગીચા અને ઘર, આટલી વસ્તુ તેના ધણીએ વાપરવા માટે આપી ન હોય, છતાં પણ તેનો જે ઉપભોગ કરે છે તે, તે વસ્તુના ધણીના એક ચતુર્થાંશ પાપનો ભાગી થાય છે.

नदीषु देवखातेषु तडागेषु सरःसु च ।
स्नानं समाचरेन्नित्यं गर्तप्रस्रवणेषु च ॥ २०३ ॥

૨૦૩ નદીમાં, દેવોને ઉદ્દેશીને બાંધવામાં આવેલાં તળાવોમાં, સરોવરોમાં, ધરાઓમાં તથા ઝરણાંઓમાં નિત્ય નહાવું.

*यमान्सेवेत सततं न नित्यं नियमान्बुधः ।
यमान्पतत्यकुर्वाणो नियमान्केवलान्भजन् ॥ २०४ ॥

---

છે અને તેમની દેખા દેખીએ કેટલાએક શૂદ્રો કે જેમને સંન્યાસનો બિલકુલ અધિકાર જ નથી, છતાં ભગવાં કપડાં પહેરીને તથા જટા રાખીને વાનપ્રસ્થના વેશમાં ફરે છે. ત્યારે કેટલાએક માથે મુંડો અને હાથમાં કમંડળ રાખીને સંન્યાસીના વેશમાં ફરે છે. આ પ્રમાણે પેટને માટે બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ કે સંન્યાસ આશ્રમનો વેશ ધારણ કરવો, એ પાપનું કામ ગણાય છે અને તેવા ખોટા વેશ ધારણ કરનારા પુરુષો તે તે આશ્રમધારી પુરુષોના પાપના ભાગી થાય છે, તે વાત આ શ્લોકમાં કહી છે.

* અહિંસા, સત્ય, ચોરી ન કરવી, બ્રહ્મચર્ય રાખવું, દયા, સહનશીલતા, અક્રૂરતા, માધુર્ય, ઇન્દ્રિયોનું દમન વગેરે યમ કહેવાય છે અને સ્નાન, મૌન, ઉપવાસ,

૨૦૪ વિદ્વાન્ ગૃહસ્થે નિત્ય નિયમો જ પાળીને બેશી રહેવું નહિ. પરંતુ યમોને પણ નિત્ય પાળવા. જે ગૃહસ્થ યમોને પાળતો નથી, પરંતુ કેવળ નિયમોને જ પાળ્યા કરે છે, તે ગૃહસ્થને પાપ લાગે છે.

**( आनृशंस्यं क्षमा सत्यमहिंसा दममस्पृहा ।**
**ध्यानं प्रसादो माधुर्यमार्जवं च यमा दश ॥**

( દશ યમો આ પ્રમાણે છેઃ–દયા, ક્ષમા, સત્ય, અહિંસા, દમ, અસ્પૃહા ( અનિચ્છા ), ધ્યાન, પ્રસન્નતા, માધુર્ય અને સરળતા.)

**( अहिंसा सत्यवचनं ब्रह्मचर्यमकल्पता ।**
**अस्तेयमिति पंचैते यमाश्चोपव्रतानि च ॥**

અહિંસા, સત્યવચન, બ્રહ્મચર્ય, નિષ્કપટપણું અને અસ્તેય ( ચોરી નહિ કરવી તે), આ પાંચ યમ તથા ઉપવ્રત કહેવાય છે.)

**( शौचमिज्यातपोदानं स्वाध्यायोपस्थनिग्रहः ।**
**व्रतोपवासौ मौनं च स्नानं च नियमा दश ॥**

શૌચ (બાહ્ય તથા આંતર શુદ્ધિ), યજ્ઞ યાગ વગેરે, તપ, દાન, સ્વાધ્યાય, ઇન્દ્રિયનિગ્રહ, ચાંદ્રાયણ વગેરે વ્રત, ઉપવાસ, મૌન (ઉપયોગ જેટલું બોલવું, કે જેથી સત્યનું રક્ષણ થાય) અને ત્રિકાળ સ્નાન, આ દશ નિયમ છે.)

**अक्रोधोगुरुशुश्रूषा शौचमाहारलाघवम् ।**
**अप्रमादश्च नियमा पंचैवोपव्रतानि च ॥**

(અક્રોધ, ગુરુસેવા, શૌચ, મિતાહાર અને અપ્રમાદ, આ પાંચ નિયમો તથા ઉપવ્રતો છે.

**नाश्रोत्रियतते यज्ञे ग्रामयाजिकृते तथा ।**
**स्त्रिया क्लीबेन च हुते भुञ्जीत ब्राह्मणः क्वचित् ॥ २०५ ॥**

---

સ્વાધ્યાય, શૌચ, અક્રોધ, અપ્રમાદ વગેરે નિયમ કહેવાય છે. આ શ્લોકમાં યમનું સેવન કહેલું છે, તેથી નિયમોનો ત્યાગ કરવામાં તેનું તાત્પર્ય નથી. પણ કેટલાક પુરુષો સ્નાન, શૌચ, ઉપવાસ વગેરે કરે છે, છતાં પણ સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા, અસ્તેય, વગેરે યમોનું પાલન નહિ કરવાથી નિયમો તેમને કંઇ પણ ફળ આપી શકતા નથી. માટે નિયમોનું પાલન ઓછું કરવા છતાં પણ યમનું પાલન બરાબર કરવું, આવું આ શ્લોકનું તાત્પર્ય છે.

૨૦૫ વેદ નહિ ભણેલા પુરુષે, ગામોટે, સ્ત્રીએ તથા નપુંસકે, જે યજ્ઞ આરંભ્યો હોય, તે યજ્ઞમાં બ્રાહ્મણે કદી પણ જમવું નહિ.

**अश्रीकमेतत्साधूनां यत्र जुह्वत्यमी हविः ।**
**प्रतीपमेतद्देवानां तस्मात्तत्परिवर्जयेत् ॥ २०६ ॥**

૨૦૬ ઉપર કહેલા પુરુષોએ આરંભેલા યજ્ઞમાં સત્પુરુષો ઋત્વિજાદિકરૂપે જો ભાગ લે છે તો તેઓની લક્ષ્મીનો નાશ થાય છે અને તેવા યજ્ઞો દેવતાઓને પ્રતિકૂળ છે. માટે તેવા યજ્ઞોમાં વિદ્વાન્ બ્રાહ્મણે જમવું નહિ.

**मत्तक्रुद्धातुराणां च न भुञ्जीत कदाचन ।**
**केशकीटावपन्नं च पदा स्पृष्टं च कामतः ॥ २०७ ॥**

૨૦૭ મદમત્તનું, ક્રોધીનું તથા રોગીનું અન્ન કોઈ પણ દહાડો જમવું નહિ તથા વાળ, નખ, લીંટ, લાળ, ચીપડા, જીવજંતુ વગેરે જેમાં પડેલાં હોય તેવું તથા પગથી હડસેલી મૂકેલું અન્ન પણ જાણી જોઇને જમવું નહિ.

**भ्रूणघ्नावेक्षितं चैव संस्पृष्टं चाप्युदक्यया ।**
**पतत्रिणावलीढं च शुना संस्पृष्टमेव च ॥ २०८ ॥**

૨૦૮ બ્રહ્મહત્યારાએ જોયેલું, રજસ્વલાએ અડકેલું, પક્ષીએ ખાધેલું તથા કુતરાએ અડકેલું અન્ન ખાવું નહિ.

**गवा चान्नमुपाघ्रातं घुष्टान्नं च विशेषतः ।**
**गणान्नं गणिकान्नं च विदुषां च जुगुप्सितम् ॥ २०९ ॥**

૨૦૯ ગાયે સુંઘેલું અન્ન, 'ચાલો કોઇ જમનારો હોય તો', એમ બૂમ પાડીને આપવામાં આવતું અન્ન, ઘણા માણસોના તરફથી ઉઘરાણું કરીને આપવામાં આવતું અન્ન તથા ગણિકાનું અન્ન, આટલાનાં અન્નને વિદ્વાનો નિંદિત કહે છે.

**स्तेनगायनयोश्चान्नं तक्ष्णोवार्धुषिकस्य च ।**
**दीक्षितस्य कदर्यस्य बद्धस्य निगडस्य च ॥ २१० ॥**

૨૧૦ ચોરનું, ગવૈયાનું, સુતારનું, વ્યાજખોરાનું, યજ્ઞમાં દીક્ષા લેનારાનું, કદર્યનું તથા કેદમાં પડેલાનું અન્ન ખાવું નહિ.

**अभिशस्तस्य षण्ढस्य पुंश्चल्या दाम्भिकस्य च ।**
**शुक्तं पर्युषितं चैव शूद्रस्योच्छिष्टमेव च ॥ २११ ॥**

૨૧૧ અભિશાપવાળાનું, નપુંસકનું, વ્યભિચારિણી સ્ત્રીનું અને બિલાડાભક્ત વગેરે દંભીઓનું અન્ન, ખાટું થઈ ગયેલું અન્ન, વાસી અન્ન તથા શૂદ્રનું ઉચ્છિષ્ટ (એટલે શૂદ્રને જમાડ્યા પછીનું) અન્ન જમવું નહિ.

**चिकित्सकस्य मृगयोः क्रूरस्योच्छिष्टभोजिनः ।**
**उग्रान्नं सूतिकान्नं च पर्याचान्तमनिर्दशम् ॥ २१२ ॥**

૨૧૨ વૈદ્યનું, પારધીનું, ક્રૂરકર્મ કરનારાનું, ઉચ્છિષ્ટ જમનારાનું, ક્ષત્રિયથી શૂદ્ર જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલાનું, સુવાવડીને માટે રાંધેલું અન્ન, પંક્તિમાં કેટલાએક આચમન કરીને ઉઠી ગયા પછીનું અન્ન તથા વૃદ્ધિસૂતકમાં દશ દિવસની અંદરનું અન્ન જમવું નહિ.

**अनर्चितं वृथामांसमवीरायाश्च योषितः ।**
**द्विषदन्नं नगर्यन्नं पतितान्नमवक्षुतम् ॥ २१३ ॥**

૨૧૩ અપમાનથી આપેલું અન્ન, દેવ તથા પિતૃઓને અર્પણ નહિ કરેલું માંસ તથા પતિ અને પુત્ર વિનાની સ્ત્રીનું, શત્રુનું, ગામધણીનું, પતિતનું તથા જેના ઉપર છીંક થઇ હોય તેવું અન્ન જમવું નહિ.

**पिशुनानृतिनोश्चान्नं क्रतुविक्रयिणस्तथा ।**
**शैलूषतुन्नवायान्नं कृतघ्नस्यान्नमेव च ॥ २१४ ॥**

૨૧૪ ચાડિયાનું, અસત્ય વાદીનું, યજ્ઞનાં ફળને વેચનારાનું, નટનું, દરજીનું તથા કૃતઘ્નનું અન્ન પણ જમવું નહિ.

**कर्मारस्य निषादस्य रङ्गावतारकस्य च ।**
**सुवर्णकर्तुर्वेणस्य शस्त्रविक्रयिणस्तथा ॥ २१५ ॥**

૨૧૫ લુહારનું, ભિલ્લનું, નાટક, વાજીંત્ર વગેરેથી આજીવિકા કરનારાનું, સોનીનું, વાંસફોડા ઘાંચી વગેરેનું તથા હથિયાર વેચનારાનું અન્ન જમવું નહિ.

**श्ववतां शौण्डिकानां च चैलनिर्णेजकस्य च ।**
**रञ्जकस्य नृशंसस्य यस्य चोपपतिर्गृहे ॥ २१६ ॥**

૨૧૬ શિકારી કુતરા પાળનારાઓનું, દારુ વેચનારાનું, ધોબીનું, રંગારાનું, ઘાતકીનું તથા જેના ઘરમાં જાર રહેતો હોય, તેનું અન્ન જમવું નહિ.

**मृष्यन्ति ये चोपपतिं स्त्रीजितानां च सर्वशः ।**
**अनिर्दशं च प्रेतान्नमतुष्टिकरमेव च ॥ २१७ ॥**

૨૧૭ ઉપપતિને સહન કરનારાઓનું, સ્ત્રીને વશ થયેલાઓનું, મૃત્યુ સૂતકમાં દશ દિવસની અંદરનું અન્ન તથા પોતાના મનને સંતોષ નહિ આપનારું અન્ન જમવું નહિ.

**राजान्नं तेज आदत्ते शूद्रान्नं ब्रह्मवर्चसम् ।**
**आयुः सुवर्णकारान्नं यशश्चर्मावकर्तिनः ॥ २१८ ॥**

૨૧૮ રાજાનું અન્ન જમવાથી તપના બળનો નાશ થાય છે, શૂદ્રનું અન્ન જમવાથી બ્રહ્મતેજનો નાશ થાય છે, સોનીનું અન્ન જમવાથી આયુષ્યનો નાશ થાય છે અને મોચીનું અન્ન જમવાથી યશનો નાશ થાય છે.

**कारुकान्नं प्रजां हन्ति बलं निर्णेजकस्य च ।**
**गणान्नं गणिकान्नं च लोकेभ्यः परिकृन्तति ॥ २१९ ॥**

૨૧૯ રસોઇઆનું અન્ન પ્રજાનો નાશ કરે છે, ધોબીનું અન્ન બળનો નાશ કરે છે અને સમુદાયનું તથા ગણિકાનું અન્ન પરલોકનો નાશ કરે છે.

**पूयं चिकित्सकस्यान्नं पुंश्चल्यास्त्वन्नमिन्द्रियम् ।**
**विष्ठा वार्धुषिकस्यान्नं शस्त्रविक्रयिणो मलम् ॥ २२० ॥**

૨૨૦ વૈદ્યનું અન્ન પરુના જેવું ગણાય છે, વ્યભિચારિણીનું અન્ન વીર્યના જેવું ગણાય છે, વ્યાજખોરાનું અન્ન વિષ્ઠાના જેવું ગણાય છે અને હથિયાર વેચનારાનું અન્ન મળના સમાન ગણાય છે.

**य एतेऽन्ये त्वभोज्यान्नाः क्रमशः परिकीर्तिताः ।**
**तेषां त्वगस्थिरोमाणि वदन्त्यन्नं मनीषिणः ॥ २२१ ॥**

૨૨૧ જેઓનું અન્ન ખાવા યોગ્ય નથી એવા આ તથા બીજાઓ ક્રમે કરીને કહ્યા. તેઓનાં અન્નને વિદ્વાનો ત્વચા, હાડકાં અને રુવાડાં સમાન કહે છે.

**( अमृतं ब्राह्मणस्यान्नं क्षत्रियान्नं पयःस्मृतम् ।**
**वैश्यान्नमन्नमित्याहुः शूद्रस्य रुधिरं स्मृतम् ॥**

બ્રાહ્મણનું અન્ન અમૃત સમાન, ક્ષત્રિયનું અન્ન દૂધ સમાન, વૈશ્યનું અન્ન અન્ન સમાન અને શૂદ્રનું અન્ન રુધિર સમાન જાણવું. )

**भुक्त्वातोऽन्यतमस्यान्नममत्या क्षपणं त्र्यहम् ।**
**मत्या भुक्त्वाचरेत्कृच्छ्रं रेतोविण्मूत्रमेव च ॥ २२२ ॥**

૨૨૨ એટલા માટે ઉપર કહેલા પુરુષોમાંના હરકોઈનું પણ અન્ન અજાણતાં જમવામાં આવ્યું હોય તો ત્રણ દિવસ સૂધી ઉપવાસ કરવો અને જાણી જોઈને જમ્યા હોઇએ તો તપ્તકૃચ્છ્ર કરવું તથા વીર્ય, વિષ્ઠા અને મૂત્ર ખાવામાં આવ્યાં હોય તોપણ તપ્તકૃચ્છ્ર કરવું.

**नाद्याच्छूद्रस्य पक्वान्नं विद्वानश्राद्धिनो द्विजः ।**
**आददीताममेवास्मादवृत्तावेकरात्रिकम् ॥ २२३ ॥**

૨૨૩ વિદ્વાન્ બ્રાહ્મણે શ્રદ્ધાહીન શૂદ્રને ઘેર પકવાન્ન ભોજન કરવું નહિ. પરંતુ જો પોતાના ઘરમાં અન્ન ન હોય તો એક દિવસ ચાલે તેટલું કાચું અન્ન ( સીધું ) તેની પાસેથી લેવું.

**( चन्द्रसूर्यग्रहे नाद्या दद्यात्स्नात्वा तु मुक्तयोः ।**
**अमुक्तयोरगतयोरद्याच्चैव परेऽहनि ॥**

ચંદ્રનાં અને સૂર્યનાં ગ્રહણ સમયે જમવું નહિ; પણ ગ્રહણ છૂટી ગયા પછી સ્નાન કરીને ભોજન કરવું; પરંતુ ગ્રહણ છૂટયા વિના જ સૂર્ય કે ચંદ્રનો અસ્ત થઈ જાય તો બીજે દિવસે સૂર્ય અથવા તો ચંદ્રનાં દર્શન કરીને ભોજન કરવું. )

**श्रोत्रियस्य कदर्यस्य वदान्यस्य च वार्धुषेः ।**
**मीमांसित्वोभयं देवाः सममन्नमकल्पयन् ॥ २२४ ॥**

૨૨૪ વેદ ભણવા છતાં કૃપણ હોય અને દાતા છતાં વ્યાજખોર હોય, તે બન્નેનાં અન્નને દેવતાઓએ વિચાર કરીને સમાન કહ્યાં છે.

**तान्प्रजापतिराहैत्य मा कृध्वं विषमं समम् ।**
**श्रद्धापूतं वदान्यस्य हतमश्रद्धयेतरत् ॥ २२५ ॥**

૨૨૫ પ્રજાપતિએ દેવતાઓની પાસે આવીને કહ્યું કે; વિષમને સમ ( સરખાં ) કરો નહિ. કેમકે વ્યાજખોર છતાં પણ દાતારનું અન્ન શ્રદ્ધાવડે પવિત્ર હોય તો તેને શ્રેષ્ઠ જાણવું અને વેદ ભણનારા કૃપણનું અન્ન પણ જો શ્રદ્ધારહિત હોય તો તેને અધમ જાણવું.

**श्रद्धयेष्टं च पूर्तं च नित्यं कुर्यादतन्द्रितः ।**
**श्रद्धाकृते ह्यक्षये ते भवतः स्वागतैर्धनैः ॥ २२६ ॥**

૨૨૬ દ્વિજે આળસનો ત્યાગ કરીને નિત્ય શ્રદ્ધાવડે ઇષ્ટ કહેતાં યજ્ઞાદિ ક્રિયા કરવી તથા પૂર્ત કહેતાં વાવ, કૂવા, ધર્મશાળા વગેરે બંધાવવાં. જો તે

અન્ને કર્મ સારે માર્ગેથી મળેલાં ધનવડે શ્રદ્ધાથી કરવામાં આવે છે તો તે અક્ષય ફળ આપે છે.

दानधर्मं निषेवेत नित्यमैष्टिकपौर्तिकम् ।
परितुष्टेन भावेन पात्रमासाद्य शक्तितः ॥ २२७ ॥

૨૨૭ ગૃહસ્થે નિત્ય મનમાં સંતોષ રાખી, સુપાત્ર બ્રાહ્મણને બોલાવીને પોતાની શક્તિપ્રમાણે યજ્ઞાદિ ક્રિયામાં તથા નવાણ, ધર્મશાળા વગેરેની વાસ્તુ-ક્રિયામાં જૂદી જૂદી જાતનાં દાનો આપવાં.

(पात्रभूतो हि यो विप्रः प्रतिगृह्यं प्रतिग्रहम् ।
असत्सु विनियुंजीत तस्मै देयं न किश्चन ॥
सञ्चयं कुरुते यस्तु प्रतिगृह्य समंततः ।
धर्मार्थं नोपयुंक्ते च न तं तस्करमर्चयेत् ॥

જે સુપાત્ર બ્રાહ્મણ દાન લઇને કુપાત્રોને આપે, તેવા બ્રાહ્મણને કંઇ પણ આપવું નહિ. જે બ્રાહ્મણ ચારે તરફથી દાન લઇને સંગ્રહ કરે છે, પરંતુ તે ધનનો ધર્મ માટે ઉપયોગ કરતો નથી, તેવા તસ્કરની પૂજા કરવી નહિ.)

यत्किञ्चिदपि दातव्यं याचितेनानसूयया ।
उत्पत्स्यते हि तत्पात्रं यत्तारयति सर्वतः ॥ २२८ ॥

૨૨૮ ગૃહસ્થે કોઇ પણ યાચના કરે તો તેની ઈર્ષા કર્યા વિના તેને હરકંઇ પણ આપવું. કેમકે ઘણામાંથી એક એવું પાત્ર મળી આવે છે કે, જે દાતાને સર્વ પાપમાંથી તારે છે.

वारिदस्तृप्तिमाप्नोति सुखमक्षय्यमन्नदः ।
तिलप्रदः प्रजामिष्टां दीपदश्चक्षुरुत्तमम् ॥ २२९ ॥

૨૨૯ જળનું દાન દેનારો તૃપ્તિ પામે છે, અન્નનું દાન દેનારો અક્ષય સુખ મેળવે છે, તલનું દાન દેનારો મન ગમતી પ્રજા મેળવે છે અને દીવાનું દાન દેનારો ઉત્તમ નેત્રને મેળવે છે.

भूमिदो भूमिमाप्नोति दीर्घमायुर्हिरण्यदः ।
गृहदोऽग्र्याणि वेश्मानि रूप्यदो रूपमुत्तमम् ॥ २३० ॥

૨૩૦ પૃથ્વીનું દાન દેનારો પૃથ્વીને મેળવે છે, સુવર્ણનું દાન દેનારો દીર્ઘ આયુષ્ય ભોગવે છે, ઘરનું દાન આપનારો ઉત્તમ પ્રકારનાં ઘરોને મેળવે છે અને રૂપાનું દાન દેનારો ઉત્તમ રૂપને પામે છે.

वासोदश्चन्द्रसालोक्यमश्विसालोक्यमश्वदः ।
अनडुहः श्रियं पुष्टां गोदो ब्रध्नस्य विष्टपम् ॥ २३१ ॥

૨૩૧ વસ્ત્ર દેનારો ચંદ્રના લોકમાં જાય છે, અશ્વનું દાન દેનારો અશ્વિની કુમારના લોકમાં જાય છે, બળદનું દાન દેનારો સંપૂર્ણ લક્ષ્મીને મેળવે છે અને ગાયનું દાન દેનારો સૂર્ય લોકમાં જાય છે.

यानशय्याप्रदो भार्यामैश्वर्यमभयप्रदः ।
धान्यदः शाश्वतं सौख्यं ब्रह्मदो ब्रह्मसार्ष्टिताम् ॥ २३२ ॥

૨૩૨ વાહન, શય્યા વગેરેનું દાન દેનારો સ્ત્રીને પામે છે, અભય દાન દેનારો ઐશ્વર્યને (પ્રભુતાને) મેળવે છે, ધાન્યનું દાન દેનારો અવિનાશી સુખ પામે છે અને બ્રહ્મનું દાન દેનારો એટલે વેદ ભણાવનારો બ્રહ્મ લોકમાં જાય છે.

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ।
वार्यन्नगोमहीवासस्तिलकाञ्चनसार्पिषाम् ॥ २३३ ॥

૨૩૩ જળ, અન્ન, ગાય, પૃથ્વી, વસ્ત્ર, તલ, સુવર્ણ અને ઘી, આ બધી વસ્તુનાં દાનોમાં વેદવિદ્યાનું દાન શ્રેષ્ઠ ગણાય છે.

येन येन तु भावेन यद्यद्दानं प्रयच्छति ।
तत्तत्तेनैव भावेन प्राप्नोति प्रतिपूजितः ॥ २३४ ॥

૨૩૪ ગૃહસ્થ સત્વગુણી, રજોગુણી અથવા તો તમોગુણી એમ જેવા જેવા ભાવથી જે જે દાન આપે છે, તે તે દાનનું ફળ (બીજા જન્મમાં) તેવા તેવા ભાવથી સત્કાર પામીને મેળવે છે.

योऽर्चितं प्रतिगृह्णाति ददात्यर्चितमेव च ।
तावुभौ गच्छतः स्वर्गं नरकं तु विपर्यये ॥ २३५ ॥

૨૩૫ જે ગૃહસ્થ પૂજા કરીને દાન આપે છે અને જે ગૃહસ્થ પૂજાપૂર્વક દાનને ગ્રહણ કરે છે, તે બન્ને સ્વર્ગમાં જાય છે. પરંતુ તેથી ઉલટી રીતે એટલે પૂજા કર્યા વિના દાન દેનારો તથા લેનારો નરકમાં પડે છે.

न विस्मयेत तपसा वदेदिष्ट्वा च नानृतम् ।
नार्तोऽप्यपवदेद्विप्रान्न दत्वा परिकीर्तयेत् ॥ २३६ ॥

૨૩૬ તપ કરીને ગર્વ કરવો નહિ, યજ્ઞ કરીને અસત્ય બોલવું નહિ, બ્રાહ્મણોથી પીડાયા છતાં પણ તેઓની નિંદા કરવી નહિ અને દાન આપીને કહી દેખાડવું નહિ.

यज्ञोऽनृतेन क्षरति तपः क्षरति विस्मयात् ।
आयुर्विप्रापवादेन दानं च परिकीर्तनात् ॥ २३७ ॥

૨૩૭ અસત્ય બોલવાથી યજ્ઞ નિષ્ફળ થાય છે, ગર્વ કરવાથી તપ નિષ્ફળ થાય છે, બ્રાહ્મણની નિંદા કરવાથી આયુષ્યનો નાશ થાય છે અને આપેલું દાન કહી બતાવવાથી તે નિષ્ફળ થાય છે.

धर्मं शनैः संचिनुयाद्वल्मीकमिव पुत्तिकाः ।
परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥ २३८ ॥

૨૩૮ કીડીઓ જેમ ધીરે ધીરે માટીનો રાફડો બાંધે છે, તેમ ગૃહસ્થે પણ પરલોકમાં સહાયતા માટે સર્વ પ્રાણીઓને પીડા કર્યા વિના ધીરે ધીરે ધર્મનો સંગ્રહ કરવો.

नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः ।
न पुत्रदारा न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥ २३९ ॥

૨૩૯ પરલોકમાં સહાયતા માટે માતા, પિતા, પુત્ર, સ્ત્રી અને સંબંધીઓ ઉભાં રહેતાં નથી; પરંતુ એક ધર્મ જ ઉભો રહે છે.

एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते ।
एकोऽनुभुङ्क्ते सुकृतमेक एव च दुष्कृतम् ॥ २४० ॥

૨૪૦ પ્રાણી એકલો જન્મે છે, એકલો મરણ પામે છે અને એકલો જ પુણ્યને અને એકલો જ પાપને ભોગવે છે.

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्ठसमं क्षितौ ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ २४१ ॥

૨૪૧ કાષ્ઠ અને માટીના ઢેફાંના જેવાં મરી ગયેલાં શરીરને પૃથ્વીપર નાંખી દઈને સંબંધીઓ અવળે મોહોડે ઘેર ચાલ્યા જાય છે. એક ધર્મ જ તેની પાછળ જાય છે.

तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ।
धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥ २४२ ॥

૨૪૨ તે માટે પરલોકના સહાય માટે નિત્ય ધીરે ધીરે ધર્મનો સંગ્રહ કરવો. કારણ કે પુરુષ સહાયક એવા ધર્મવડે દુસ્તર એવાં નરકને તરી જાય છે.

धर्मप्रधानं पुरुषं तपसा हतकिल्बिषम् ।
परलोकं नयत्याशु भास्वन्तं खशरीरिणम् ॥ २४३ ॥

૨૪૩ શાસ્ત્રોક્ત કર્મ કરનારા, પ્રાયશ્ચિત્તાદિકેથી જેનાં પાપ નાશ થયાં હોય એવા, તેજસ્વી તથા બ્રહ્મરૂપ થયેલા પુરુષને ધર્મ તુરત પરલોકમાં લઈ જાય છે.

उत्तमैरुत्तमैर्नित्यं संबन्धानाचरेत्सह ।
निनीषुः कुलमुत्कर्षमधमानधमांस्त्यजेत् ॥ २४४ ॥

૨૪૪ પુરુષને પોતાનાં કુળની ઉન્નતિ કરવાની ઇચ્છા હોય તો તેણે નિત્ય ઉત્તમ ઉત્તમ પુરુષોની સાથે સંબંધ બાંધવો અને અધમ અધમ પુરુષોની સાથે સંબંધ છોડી દેવો.

उत्तमानुत्तमान्गच्छन्हीनान्हीनांश्च वर्जयन् ।
ब्राह्मणः श्रेष्ठतामेति प्रत्यवायेन शूद्रताम् ॥ २४५ ॥

૨૪૫ બ્રાહ્મણ ઉત્તમ ઉત્તમ પુરુષોની સાથે સંબંધ કરવાથી અને હીન હીન પુરુષોની સાથે સંબંધ તજી દેવાથી શ્રેષ્ઠપણાંને પામે છે અને વિપરીત રીતે વર્તવાથી શૂદ્ર સમાન થાય છે.

दृढकारी मृदुर्दान्तः क्रूराचारैरसंवसन् ।
अहिंस्रो दमदानाभ्यां जयेत्स्वर्गं तथाव्रतः ॥ २४६ ॥

૨૪૬ કર્તવ્ય કર્મને માટે દૃઢનિશ્ચયવાળો, કોમળ સ્વભાવનો, ઇંદ્રિયોનું દમન કરનારો, ક્રૂર કર્મ કરનારાની સાથે સહવાસ નહિ કરનારો તથા અહિંસક, આ પ્રમાણે વ્રત પાળનારો પુરુષ ઇંદ્રિયદમનવડે તથા દાનવડે સ્વર્ગમાં જાય છે.

एधोदकं मूलफलमन्नमभ्युद्यतं च यत् ।
सर्वतः प्रतिगृह्णीयान्मध्वथाभयदक्षिणाम् ॥ २४७ ॥

૨૪૭ સમિધ (યજ્ઞનાં કાષ્ઠ), પાણી, કંદ, ફળ, પકવાન્ન તથા કાચું અન્ન, મધ અને અભય દક્ષિણા, આમાંની કોઈ વસ્તુ માગ્યા વગર આવી મળે તો તે સર્વની પાસેથી ગ્રહણ કરવી.

आहृताभ्युद्यतां भिक्षां पुरस्तादप्रचोदिताम् ।
मेने प्रजापतिर्ग्राह्यामपि दुष्कृतकर्मणः ॥ २४८ ॥

૨૪૮ જેને માટે પ્રથમ પ્રેરણા કરી ન હોય તેવી, પોતાની મેળે આવી મળેલી ભિક્ષા પાપકર્મ કરનારાની પણ લેવી, એવું પ્રજાપતિનું મત છે.

नाश्नन्ति पितरस्तस्य दश वर्षाणि पञ्च च ।
न च हव्यं वहत्यग्निर्यस्तामभ्यवमन्यते ॥ २४९ ॥

૨૪૯ જે પુરુષ આવી ભિક્ષાનું અપમાન કરે છે, તેના પિતૃઓ તેના શ્રાદ્ધને પંદર વર્ષ સૂધી ગ્રહણ કરતા નથી અને અગ્નિ તેનાં હવ્યને ગ્રહણ કરતો નથી.

( चिकित्सककृतघ्नानां शिल्पकर्त्तुश्च वार्धुषेः ।
षण्ढस्य कुलटायाश्च उद्यतामपि वर्जयेत् ॥

વૈદ્ય, કૃતઘ્ની, શિલ્પ કર્મ કરનારો (કડીયા સુતાર વગેરે), વ્યાજ ખાનારો, નપુંસક અને વેશ્યા સામાં ઘેર આવીને ભિક્ષા આપે, તોપણ તેનો ત્યાગ કરવો.)

न विद्यमानमेवं वै प्रतिग्राह्यं विजानता ।
विकल्प्याविद्यमाने तु धर्महीनः प्रकीर्तितः ॥

ઉપર કહેલા લોકોનું અન્ન નથી, એમ જે જાણતો હોય તેણે તે અન્નનો પ્રતિગ્રહ કરવો; પરંતુ વૈદ્ય વગેરેનું અન્ન નથી, એમાં વિકલ્પ કરીને જે ગ્રહણ કરે છે, તેને ધર્મહીન કહ્યો છે.

शय्यां गृहान्कुशान्गन्धानपः पुष्पं मणीन्दधि ।
धाना मत्स्यान्पयो मांसं शाकं चैव न निर्नुदेत् ॥ २५० ॥

૨૫૦ શય્યા (પલંગ), ઘર, દર્ભ, ચંદન, કસ્તુરી વગેરે સુગંધી પદાર્થો, પાણી, પુષ્પો, મણિ, દહી, ભુંજેલું અનાજ, માછલાં, દૂધ, માંસ અને શાક આટલાં કોઈ આપવા આવે તો પાછાં વાળવાં નહિ.

गुरून्भृत्यांश्चोज्जिहीर्षन्नर्चिष्यन्देवतातिथीन् ।
सर्वतः प्रतिगृह्णीयान्न तु तृप्येत्स्वयं ततः ॥ २५१ ॥

૨૫૧ ગુરુ તથા માતા પિતા વગેરે પોષ્ય વર્ગનું પોષણ કરવાની ઇચ્છાવાળા તથા દેવતાઓની અને અતિથિઓની પૂજા કરવાની ઇચ્છાવાળા પુરુષે પોતાની પાસે પોષણનું સાધન ન હોય તો સર્વની પાસેથી પ્રતિગ્રહ ( દાન ) કરવો; પરંતુ પોતે તેનો ઉપભોગ કરવો નહિ.

गुरुषु त्वभ्यतीतेषु विना वा तैर्गृहे वसन् ।
आत्मनो वृत्तिमन्विच्छन्गृह्णीयात्साधुतः सदा ॥ २५२ ॥

૨૫૨ ગુરુ, માતા, પિતા વગેરે મરી ગયાં હોય અથવા તો તેઓનાથી જૂદો રહેતો હોય તેવા ગૃહસ્થ બ્રાહ્મણને જો પોતાની આજીવિકા ચલાવવાની ઇચ્છા હોય તો તેણે સત્પુરુષોની પાસેથી સદા દાન લેવું.

**आर्धिकः कुलमित्रं च गोपालो दासनापितौ ।**
**एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ॥ २५३ ॥**

૨૫૩ પોતાના સાથીનું, કુળ પરંપરાના મિત્રનું, ગોવાળનું, દાસનું, વાળંદનું તથા આત્માને અર્પણ કરનારા શૂદ્રનું અન્ન ગ્રહણ કરવું.

**यादृशोऽस्य भवेदात्मा यादृशं च चिकीर्षितम् ।**
**यथा चोपचरेदेनं तथात्मानं निवेदयेत् ॥ २५४ ॥**

૨૫૪ આત્મનિવેદન કરનારો પુરુષ જે કુળનો હોય, જે દેશનો હોય, જે કાર્ય કરીને પાસે રહેવાની ઈચ્છા રાખતો હોય અને જે પ્રમાણે સેવા કરવાની ઇચ્છા રાખતો હોય, તે પ્રમાણે તેણે પોતાનું સ્વરૂપ નિવેદન કરવું.

**योऽन्यथा सन्तमात्मानमन्यथा सत्सु भाषते ।**
**स पापकृत्तमो लोके स्तेन आत्मापहारकः ॥ २५५ ॥**

૨૫૫ જે પુરુષ પોતે અન્ય પ્રકારનો હોવા છતાં સત્પુરુષોની પાસે પોતાને જૂદી રીતે દર્શાવે છે (જેમકે પોતે અધર્મી છતાં ધર્મનિષ્ઠ હોવાનો દાવો કરે છે) તે પુરુષ જગતમાં મહાપાપી, ચોર અને પોતાનાં સ્વરૂપને છૂપાવનારો ગણાય છે.

**वाच्यर्था नियताः सर्वे वाङ्मूला वाग्विनिःसृताः ।**
**तां तु यः स्तेनयेद्वाचं स सर्वस्तेयकृन्नरः ॥ २५६ ॥**

૨૫૬ સર્વ અર્થો વાણીમાં રહેલા છે, તેઓનું મૂળ પણ વાણી છે અને તે વાણીમાંથી નીકળ્યા છે. આવી વાણીને જે પુરુષ ઠગે છે, એટલે અસત્ય બોલે છે, તે પુરુષ સર્વ વસ્તુની ચોરી કરનારો છે.

**महर्षिपितृदेवानां गत्वानृण्यं यथाविधि ।**
**पुत्रे सर्वं समासज्य वसेन्माध्यस्थमाश्रितः ॥ २५७ ॥**

૨૫૭ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ગૃહસ્થે મહર્ષિઓ, પિતૃઓ અને દેવોના ઋણમાંથી મુક્ત થઈ પુત્ર ઉપર ઘરનો સર્વ ભાર મૂકીને હું કોઈનો નથી અને મારું કોઈ નથી, આવી ઉદાસીન વૃત્તિથી જીવન ગાળવું.

**एकाकी चिन्तयेन्नित्यं विविक्ते हितमात्मनः ।**
**एकाकी चिन्तयानो हि परं श्रेयोऽधिगच्छति ॥ २५८ ॥**

૨૫૮ એકાંતમાં એકલાં બેસીને નિત્ય આત્માના હિતનું ચિંતન કર્યા

કરવું. કારણ કે એકલો એકાંતમાં બેસીને આત્મતત્ત્વનું ચિંતન કરનારો પુરુષ પરમ શ્રેય ( મોક્ષ ) ને મેળવે છે.

**एषोदिता गृहस्थस्य वृत्तिर्विप्रस्य शाश्वती ।**
**स्नातकव्रतकल्पश्च सत्त्ववृद्धिकरः शुभः ॥ २५९ ॥**

૨૫૯ આ પ્રમાણે ગૃહસ્થ બ્રાહ્મણની આજીવિકાની સનાતન રીતિ કહી તથા શુભ અને સત્વગુણની વૃદ્ધિ કરનારો સ્નાતકના આચરણનો વિધિ પણ કહ્યો.

**अनेन विप्रो वृत्तेन वर्तयन्वेदशास्त्रवित् ।**
**व्यपेतकल्मषो नित्यं ब्रह्मलोके महीयते ॥ २६० ॥**

इति श्रीमानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां
चतुर्थोऽध्यायः समाप्तः ॥

૨૬૦ વેદ તથા શાસ્ત્ર જાણનારો બ્રાહ્મણ ઉપર કહેલા આચાર પ્રમાણે વર્તે છે તો તે પાપમાંથી મુક્ત થઇને નિત્ય બ્રહ્મલોકમાં પૂજાય છે.

ઇતિ શ્રીગુજરાતી ભાષાન્તરસહિત મનુસ્મૃતિમાં 'સદાચાર
નિરૂપણ' નામનો અધ્યાય ૪ થો સમાપ્ત.



## અધ્યાય ૫ મો.



*श्रुत्वैतानृषयो धर्मान्स्नातकस्य यथोदितान् ।
इदमूचुर्महात्मानमनलप्रभवं भृगुम् ॥ १ ॥

૧ ઋષિઓ સ્નાતક બ્રાહ્મણના ચોથા અધ્યાયમાં કહેલા ધર્મો શ્રવણ કરીને અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા મહાત્મા ભૃગુને આ પ્રમાણે પૂછવા લાગ્યા.

एवं यथोक्तं विप्राणां स्वधर्ममनुतिष्ठताम् ।
कथं मृत्युः प्रभवति वेदशास्त्रविदां प्रभो ॥ २ ॥

૨ હે પ્રભુ! શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સ્વધર્મનું આચરણ કરનારા તથા વેદ અને શાસ્ત્ર જાણનારા બ્રાહ્મણોનો મૃત્યુ શા માટે નાશ કરે છે?

स तानुवाच धर्मात्मा महर्षीन्मानवो भृगुः ।
श्रूयतां येन दोषेण मृत्युर्विप्राञ्जिघांसति ॥ ३ ॥

૩ એટલે મનુના પુત્ર ધર્માત્મા એવા ભૃગુએ તે મહર્ષિઓનાપ્રતિ ઉત્તર આપ્યો કે; મૃત્યુ જે દોષથી બ્રાહ્મણોનો નાશ કરે છે, તે દોષ તમે સાંભળો!

अनभ्यासेन वेदानामाचारस्य च वर्जनात् ।
आलस्यादन्नदोषाच्च मृत्युर्विप्राञ्जिघांसति ॥ ४ ॥

ભક્ષ્યાભક્ષ્યનો નિર્ણય.

૪ વેદોનો અભ્યાસ નહિ કરવાથી, સદાચારનો ત્યાગ કરવાથી, સંધ્યાવંદનાદિક નિત્ય કર્મમાં આલસ કરવાથી અને શાસ્ત્રમાં નિષેધ કરેલાં દૂષિત અન્ન ખાવાથી મૃત્યુ બ્રાહ્મણોનો નાશ કરે છે.

†लशुनं गृञ्जनं चैव पलाण्डुं कवकानि च ।
अभक्ष्याणि द्विजातीनाममेध्यप्रभवाणि च ॥ ५ ॥

---

* પહેલા અધ્યાયના પાંત્રીશમા શ્લોકમાં મનુથી ભૃગુની ઉત્પત્તિ કહી છે અને આ શ્લોકમાં અગ્નિથી ભૃગુની ઉત્પત્તિ કહે છે. આમ એક જ ભૃગુની બે પુરુષોથી ઉત્પત્તિ કેમ કહી હશે. આવી શંકા સર્વને થવાનો સંભવ છે. તેનું સમાધાન આ પ્રમાણે છે. આ જ ધર્મશાસ્ત્રના બારમા અધ્યાયના ૧૨૩ મા શ્લોકમાં કહે છે કે; "एनमेक वदन्त्यग्निं मनुमन्ये प्रजापतिं કેટલાએક મનુને અગ્નિ કહે છે અને કેટલાએક પ્રજાપતિ કહે છે." આમાનવી સૃષ્ટિના આદિ પુરુષ પ્રજાપતિ મનુ છે અને તેનાં જ અગ્નિ વગેરે નામો છે. તેથી આ શ્લોકમાં ભૃગુને अनलप्रभव અગ્નિમાંથી ઉત્પન્ન થનારા કહ્યા છે.

† આ શ્લોકથી અભક્ષ્ય પદાર્થો ગણાવે છે.

૫ લસણ, ગાજર, ડુંગળી, મીંદડાની બળી તથા અપવિત્ર ખાતરથી ઉત્પન્ન થયેલા પદાર્થો દ્વિજ વર્ણોને અભક્ષ્ય–ખાવાને અયોગ્ય છે.

**लोहितान्वृक्षनिर्यासान्व्रश्चनप्रभवांस्तथा ।**
**शेलुं गव्यं च पेयूषं प्रयत्नेन विवर्जयेत् ।। ६ ।।**

૬ વૃક્ષોમાંથી પોતાની મેળે ઝરેલા તથા વૃક્ષો છેદવાથી ઉત્પન્ન થયેલા રાતા અને ધોળા ગુંદર, વડગુંદાં અને ગાયના દુધની બળી, આટલી વસ્તુને પ્રયત્નથી વર્જવી–ખાવી નહિ.

**वृथा कृसरसंयावं पायसापूपमेव च ।**
**अनुपाकृतमांसानि देवान्नानि हविंषि च ।। ७ ।।**

૭ પોતાને માટે બનાવેલી ચોખા અને તલની ખીચડી, દૂધ, ઘી, ગોળ, ઘઉંનો લોટ તથા તલની બનાવેલી રાબડી, દૂધપાક અને માલપુવા તથા પશુ-યાગમાં પ્રોક્ષણ નહિ કરેલાં માંસો તથા દેવોનાં નૈવેદ્યને માટે રાંધેલાં અન્નો અને યજ્ઞમાં હોમવાનાં હવિષો દેવોને અર્પણ કર્યા પહેલાં ખાવાં નહિ.

**अनिर्दशाया गोः क्षीरमौष्ट्रमेकशफं तथा ।**
**आविकं संधिनीक्षीरं विवत्सायाश्च गोः पयः ।। ८ ।।**

૮ જેને વીયાવાને દશ દિવસ થયા ન હોય તેવી ગાયનું દૂધ, ઉંટડીનું દૂધ, એક ખરીવાળી ગધેડી, ઘોડી વગેરેનું દૂધ, ઘેટીનું દૂધ, ગર્ભવતી (ગાભણી) ગાયનું દૂધ તથા જેનો વાછડો મરી ગયો હોય તેવી ગાયનું દૂધ ત્યાગ કરવું.

**(क्षीराणि यान्यभक्ष्याणि तद्विकाराशने बुधः ।**
**सप्तरात्रं व्रतं कुर्यात् प्रयत्नेन समाहितः ।।**

જે દુધ પીવાને અયોગ્ય કહ્યાં છે તે તથા તેનાં દહિ વિગેરે ખાવામાં આવે તો સમજુ પુરુષે સાવધાન થઇને પ્રયત્નપૂર્વક સાત રાત્રિ સૂધી કૃચ્છ્ર વ્રત કરવું.)

**आरण्यानां च सर्वेषां मृगाणां माहिषं विना ।**
**स्त्रीक्षीरं चैव वर्ज्यानि सर्वशुक्तानि चैव हि ।। ९ ।।**

૯ ભેંસ શિવાય અરણ્યમાં ઉત્પન્ન થનારાં રોઝ, ગાય, હાથણી વગેરેનું દૂધ, સ્ત્રીનું દૂધ તથા આથો નાંખીને કરેલા અને બગડી જઇને ખાટા થયેલા સર્વે પદાર્થો ખાવા નહિ.

दधि भक्ष्यं च शुक्तेषु सर्वं च दधिसंभवम् ।
यानि चैवाभिषूयन्ते पुष्पमूलफलैः शुभैः ॥ १० ॥

૧૦ ખાટા પદાર્થોમાં એક દહિ તથા દહિમાંથી કરેલાં શિખંડ, છાશ વગેરે સર્વ પદાર્થો અને પવિત્ર ફૂલ, ફળ અને મૂળમાંથી કાઢેલા રસો પીવા યોગ્ય ગણાય છે.

क्रव्यादाञ्छकुनान्सर्वांस्तथा ग्रामनिवासिनः ।
अनिर्दिष्टांश्चैकशफांष्टिट्टिभं च विवर्जयेत् ॥ ११ ॥

૧૧ કાચું માંસ ખાનારાં સર્વ જાતનાં પક્ષીઓ, ગામમાં રહેનારાં પક્ષીઓ, અભક્ષ્ય તરિકે ગણાવેલાં પક્ષીઓ, એક ખરીવાળાં અને ટીટોડો આટલાં પક્ષીઓ અભક્ષ્ય છે.

कलविङ्कं प्लवं हंसं चक्राह्वं ग्रामकुक्कुटम् ।
सारसं रज्जुवालं च दात्यूहं शुकसारिके ॥ १२ ॥

૧૨ ગામનો ચકલો, જળકુકડી, હંસ, ચક્રવાક, ગામનો કુકડો, સારસ, જળકાગડો, બપૈયો, પોપટ અને મેનાં આટલાં અભક્ષ્ય (ભક્ષણ કરવાને અયોગ્ય) છે.

प्रतुदाञ्जालपादांश्च कोयष्टिनखविष्किरान् ।
निमज्जतश्च मत्स्यादाञ्शौनं वल्लूरमेव च ॥ १३ ॥

૧૩ ચાંચનો પ્રહાર કરીને ખાનારાં પક્ષીઓ, જેના પગ ઉપર નાડીની જાળ બંધાયેલી હોય તેવાં પક્ષીઓ, કોયલ, નખવતી ભૂમિને ખોતરીને નાનાં નાનાં જીવડાંઓને ખાનારાં, પાણીમાં ડૂબકી મારીને માછલાંઓને ખાનારાં પક્ષીઓ તથા કસાઈખાનાનું માંસ તથા સૂકુ માંસ અભક્ષ્ય છે.

बकं चैव बलाकां च काकोलं खञ्जरीटकम् ।
मत्स्यादान्विड्वराहांश्च मत्स्यानेव च सर्वशः ॥ १४ ॥

૧૪ બગલો, બગલી, કાળો કાગડો, ખંજન, પક્ષી, માછલાં ખાનારાં પક્ષીઓ, ભુંડ તથા સર્વ જાતનાં માછલાંઓ અભક્ષ્ય છે.

यो यस्य मांसमश्नाति स तन्मांसाद उच्यते ।
मत्स्यादः सर्वमांसादस्तस्मान्मत्स्यान्विवर्जयेत् ॥ १५ ॥

૧૫ જે પુરુષ જેનું માંસ ખાય છે, તે પુરુષ તેનું માંસ ખાનારો કહે-

વાય છે. પરંતુ માછલાં ખાનારો મનુષ્ય તો સર્વ પ્રાણીઓનું માંસ ખાનારો કહેવાય છે, માટે માછલાં ખાવાં નહિ.

पाठीनरोहितावाद्यौ नियुक्तौ हव्यकव्ययोः ।
राजीवान्सिंहतुण्डांश्च सशल्कांश्चैव सर्वशः ॥ १६ ॥

૧૬ પાઠીન, રોહિત, રાજીવ, સિંહતુંડ તથા અખંડ ચામડીવાળાં માછલાં હવ્યમાં અને કવ્યમાં ગ્રહણ કરવા યોગ્ય છે.

न भक्षयेदेकचरानज्ञातांश्च मृगद्विजान् ।
भक्ष्येष्वपि समुद्दिष्टान्सर्वान्पञ्चनखांस्तथा ॥ १७ ॥

૧૭ એકલાં ફરનારાં સર્પાદિક તથા ભક્ષણ કરવા યોગ્ય કહેલાં પ્રાણીઓમાં પણ અજાણ્યાં પશુ પક્ષીઓ તથા પાંચ નખવાળાં સર્વ પ્રાણીઓનું ભક્ષણ કરવું નહિ.

श्वाविधं शल्यकं गोधां खड्गकूर्मशशांस्तथा ।
भक्ष्यान्पञ्चनखेष्वाहुरनुष्ट्रांश्चैकतोदतः ॥ १८ ॥

૧૮ મોટી સેઢાઈ અને નાની સેઢાઈ, ચંદનઘો, ગેંડો, કાચબો અને સસલાં આટલાં પાંચ નખવાળાં છે, છતાં પણ ભક્ષ્ય છે તથા ઉંટ શિવાયનાં એક તરફ દાંતવાળાં પ્રાણીઓ પણ ભક્ષ્ય છે, એમ ધર્મ શાસ્ત્રવેત્તા મુનિઓ કહે છે.

छत्राकं विड्वराहं च लशुनं ग्रामकुक्कुटम् ।
पलाण्डुं गृञ्जनं चैव मत्या जग्ध्वापते द्विजः ॥ १९ ॥

૧૯ મીંદડાંની બળી, ગામનું ભુંડ, લસણ, ગામનો કુકડો, ડુંગળી તથા ગાજર, આટલી વસ્તુ દ્વિજવર્ણ જો બુદ્ધિપૂર્વક ખાય તો તે પતિત થાય છે.

अमत्यैतानि षट् जग्ध्वा कृच्छ्रं सान्तपनं चरेत् ।
यतिचान्द्रायणं वापि शेषेषूपवसेदहः ॥ २० ॥

૨૦ પરંતુ અજાણતાં જો ઉપર કહેલા છ પદાર્થો ખવાઇ જવાય તો સાંતપન નામનું કૃચ્છ્ર વ્રત કરવું અથવા તો યતિચાંદ્રાયણ કરવું. તે શિવાયના લાલ ગુંદર વગેરે અજાણતાં ખવાઈ જવાય તો એક દિવસ ઉપવાસ કરવો.

संवत्सरस्यैकमपि चरेत्कृच्छ्रं द्विजोत्तमः ।
अज्ञातभुक्तशुद्ध्यर्थं ज्ञातस्य तु विशेषतः ॥ २१ ॥

૨૧ અજાણતાં કોઈ અભક્ષ્ય પદાર્થ ખવાઈ ગયો હોય, તેની શુદ્ધિને માટે દ્વિજવર્ણે વર્ષમાં એક કૃચ્છ્ર વ્રત અવશ્ય કરવું અને જો બુદ્ધિપૂર્વક ખાધું હોય તો વિશેષ પ્રાયશ્ચિત્ત કરવું.

**यज्ञार्थं ब्राह्मणैर्वध्याः प्रशस्ता मृगपक्षिणः ।**
**भृत्यानां चैव वृत्त्यर्थमगस्त्यो ह्याचरत्पुरा ॥ २२ ॥**

૨૨ બ્રાહ્મણોએ યજ્ઞને માટે તથા પોતાનાં માતપિતા વગેરે પોષ્ય વર્ગનાં પોષણને માટે પવિત્ર એવાં પશુ પક્ષીઓનો વધ કરવો. કારણ કે પૂર્વે અગસ્ત્યે પણ એ પ્રમાણે કર્યું હતું.

**बभूवुर्हि पुरोडाशा भक्ष्याणां मृगपक्षिणाम् ।**
**पुराणेष्वृषियज्ञेषु ब्रह्मक्षत्रसवेषु च ॥ २३ ॥**

૨૩ ઋષિઓના પ્રાચીન કાળના યજ્ઞમાં તથા બ્રાહ્મણોના અને ક્ષત્રિયોના યજ્ઞોમાં ભક્ષ્ય એવાં પશુ પક્ષીઓના પુરોડાશો કરવામાં આવતા હતા.

**यत्किञ्चित्स्नेहसंयुक्तं भक्ष्यं भोज्यमगर्हितम् ।**
**तत्पर्युषितमप्याद्यं हविःशेषं च यद्भवेत् ॥ २४ ॥**

૨૪ જે કાંઈ ભક્ષ્ય (પૌવા, દાળીયા વગેરે) તથા ભોજ્ય (પુરી, લાડુ વગેરે) પદાર્થ ઘી તેલવાળા હોય તથા બગડી ગયા ન હોય તેવા વાસી પદાર્થ પણ ખાવા તથા જે વસ્તુ હોમ કરતાં બાકી બચેલું યજ્ઞશેષ વાસી હોય તો પણ તે ખાવું.

**चिरस्थितमपि त्वाद्यमस्नेहाक्तं द्विजातिभिः ।**
**यवगोधूमजं सर्वं पयसश्चैव विक्रिया ॥ २५ ॥**

૨૫ યવના અને ઘઉંના સર્વ પદાર્થ તથા દૂધના બનાવેલા પદાર્થો ઘણા દિવસના વાસી હોય અને ઘી વગેરેથી સ્નિગ્ધ ન હોય તો પણ ખાવા.

**एतदुक्तं द्विजातीनां भक्ष्याभक्ष्यमशेषतः ।**
**मांसस्यातः प्रवक्ष्यामि विधिं भक्षणवर्जने ॥ २६ ॥**

૨૬ દ્વિજ વર્ણોથી ખાઇ શકાય તથા ન ખાઇ શકાય તેવા સર્વ પદાર્થો કહ્યા. હવે માંસ ભક્ષણનો તથા તેના નિષેધનો વિધિ કહું છું.

**प्रोक्षितं भक्षयेन्मांसं ब्राह्मणानां च काम्यया ।**
**यथाविधि नियुक्तस्तु प्राणानामेव चात्यये ॥ २७ ॥**

૨૭ (૧) યજ્ઞમાં વેદમંત્રથી પ્રોક્ષણ કરેલું માંસ ખાવું, (૨) ઘણા બ્રાહ્મણોને માંસ ભક્ષણ કરવાની ઈચ્છા થઈ હોય તો ખાવું, (૩) જેને દેવના અથવા તો પિતૃના કાર્યમાં નિમંત્રણ કરેલું હોય, તેણે માંસ ભક્ષણ કરવું તથા (૪) પ્રાણ જવાની તૈયારીમાં હોય ત્યારે માંસ ભક્ષણ કરવું.

**प्राणस्यान्नमिदं सर्वं प्रजापतिरकल्पयत् ।**
**स्थावरं जङ्गमं चैव सर्वं प्राणस्य भोजनम् ॥ २८ ॥**

૨૮ બ્રહ્માએ આ સર્વ જગત્ પ્રાણનાં અન્ન તરિકે ઉત્પન્ન કરેલું છે, માટે આ સ્થાવર જંગમાત્મક સર્વ પદાર્થ પ્રાણનું ભોજન ગણાય છે.

**चराणामन्नमचरा दंष्ट्रिणामप्यदंष्ट्रिणः ।**
**अहस्ताश्च सहस्तानां शूराणां चैव भीरवः ॥ २९ ॥**

૨૯ જંગમ પ્રાણીઓનું ભોજન સ્થાવર પ્રાણીઓ છે, દાઢવાળાં પ્રાણીઓનું ભોજન દાઢ વિનાનાં પ્રાણીઓ છે, હાથવાળાઓનું હાથ વિનાનાં પ્રાણીઓ ભોજન છે અને મૃગાદિક ભીરુ પ્રાણી શૂરવીર સિંહાદિકોનું ભોજન છે.

**नात्ता दुष्यत्यदन्नाद्यान्प्राणिनोऽहन्यहन्यपि ।**
**धात्रैव सृष्टा ह्याद्याश्च प्राणिनोऽत्तार एव च ॥ ३० ॥**

૩૦ ખાવા યોગ્ય પ્રાણીઓને પ્રતિ દિવસ ખાવાથી ખાનારો મનુષ્ય દોષપાત્ર થતો નથી. કારણકે ભક્ષ્ય પ્રાણીઓને તથા ભક્ષણ કરનારાં પ્રાણીઓને પરમાત્માએ જ સર્જેલાં છે.

**यज्ञाय जग्धिर्मांसस्येत्येष दैवो विधिः स्मृतः ।**
**अतोऽन्यथा प्रवृत्तिस्तु राक्षसो विधिरुच्यते ॥ ३१ ॥**

૩૧ યજ્ઞમાં દેવોને અર્પણ કરીને શેષ રહેલાં માંસનું ભક્ષણ કરવું, તે દેવતાઈ વિધિ કહેવાય છે; પરંતુ દેવને અર્પણ નહિ કરતાં પોતાના શરીરના પોષણ માટે માંસ ભક્ષણ કરવામાં આવે છે, તે વૃથા માંસભક્ષણ કહેવાય છે અને એ રાક્ષસવિધિ કહેવાય છે.

**क्रीत्वा स्वयं वाप्युत्पाद्य परोपकृतमेव वा ।**
**देवान्पितॄंश्चार्चयित्वा खादन्मांसं न दुष्यति ॥ ३२ ॥**

૩૨ વહેંચાતું લીધેલું, અથવા તો પોતે ઉત્પન્ન કરેલું, અથવા તો બીજાએ દાન તરિકે અર્પણ કરેલું માંસ ખાનારો તથા દેવનું અને પિતૃઓનું પૂજન કરીને માંસ ખાનારો પુરુષ દોષપાત્ર થતો નથી.

**नाद्यादविधिना मांसं विधिज्ञोऽनापदि द्विजः ।**
**जग्ध्वा ह्यविधिना मांसं प्रेत्य तैरद्यतेऽवशः ॥ ३३ ॥**

૩૩ માંસ ભક્ષણના દોષને જાણનારા દ્વિજવર્ણે સુખના સમયમાં વેદોક્ત વિધિવિના (યજ્ઞ યાગ કર્યા વિના) માંસ ભક્ષણ કરવું નહિ. કારણ કે વેદોક્ત વિધિવગર સ્વાદ માટે માંસ ભક્ષણ કરે છે તો મુવા પછી જેઓનું પોતે માંસ ખાધું હોય, તે પ્રાણીઓ તેને પોતાને વશ કરીને પરલોકમાં તેનું ભક્ષણ કરે છે.

**न तादृशं भवत्येनो मृगहन्तुर्धनार्थिनः ।**
**यादृशं भवति प्रेत्य वृथा मांसानि खादतः ॥ ३४ ॥**

૩૪ દેવોને તથા પિતૃઓને અર્પણ કર્યા વિના માંસ ભક્ષણ કરનારા પુરુષને પરલોકમાં જેવું પાપ લાગે છે, તેવું પાપ ધનને માટે મૃગને હણનારા પારાધીને પણ લાગતું નથી.

**नियुक्तस्तु यथान्यायं यो मांसं नात्ति मानवः ।**
**स प्रेत्य पशुतां याति संभवानेकविंशतिम् ॥ ३५ ॥**

૩૫ જે પુરુષને યજ્ઞમાં અથવા તો શ્રાદ્ધમાં શાસ્ત્રના વિધિ પ્રમાણે નિમંત્રણ કરવામાં આવ્યું હોય અને તે જો માંસ ખાય નહિ તો મરી ગયા પછી તે એકવીશ જન્મ સૂધી પશુમાં જન્મે છે.

**असंस्कृतान्पशून्मन्त्रैर्नाद्याद्विप्रः कदाचन ।**
**मन्त्रैस्तु संस्कृतानद्याच्छाश्वतं विधिमास्थितः ॥ ३६ ॥**

૩૬ વેદના મંત્રોથી જે પશુઓને સંસ્કાર કર્યો ન હોય તેવાં પશુઓનું બ્રાહ્મણે કદાપિ ભક્ષણ કરવું નહિ; પણ સનાતન એવા વેદવિધિ પ્રમાણે વેદના મંત્રોથી જે પશુઓને સંસ્કાર કર્યો હોય, તેવાં પશુઓનું ભક્ષણ કરવું.

**कुर्याद्घृतपशुं सङ्गे कुर्यात्पिष्टपशुं तथा ।**
**न त्वेव तु वृथा हन्तुं पशुमिच्छेत्कदाचन ॥ ३७ ॥**

૩૭ વેદોક્ત નહિ પરંતુ પરંપરાથી કરવામાં આવતા સીતાયજ્ઞ, વિવાહયજ્ઞ વગેરે યજ્ઞમાં ઘીનાં અથવા તો લોટનાં પશુઓ બનાવવાં; પરંતુ કદાપિ પશુઓની વૃથા હિંસા કરવાની ઇચ્છા ન જ કરવી.

**यावन्ति पशुरोमाणि तावत्कृत्वो ह मारणम् ।**
**वृथापशुघ्नः प्राप्नोति प्रेत्य जन्मनि जन्मनि ॥ ३८ ॥**

૩૮ જે પુરુષ વૈદિકવિધિને ઉલ્લંઘીને વૃથા પશુહિંસા કરે છે, તે પુરુષ પશુના શરીર ઉપર જેટલાં રુવાંડાં હોય છે, તેટલીવાર મરણ પામ્યા પછી જન્મ ધરીને પ્રત્યેક જન્મમાં તે પશુને હાથે મરણ પામે છે.

**यज्ञार्थं पशवः सृष्टाः स्वयमेव स्वयंभुवा ।**
**यज्ञस्य भूत्यै सर्वस्य तस्माद्यज्ञे वधोऽवधः ॥ ३९ ॥**

૩૯ બ્રહ્માએ પોતેજ યજ્ઞને માટે પશુઓને સર્જ્યાં છે અને તે યજ્ઞ સર્વ જગતની આબાદાની માટે છે; તેથી યજ્ઞમાં પ્રાણીનો જે વધ કરવામાં આવે છે, તે વધ ગણાતો નથી.

**ओषध्यः पशवो वृक्षास्तिर्यञ्चः पक्षिणस्तथा ।**
**यज्ञार्थं निधनं प्राप्ताः प्राप्नुवन्त्युच्छ्रितीः पुनः ॥ ४० ॥**

૪૦ સોમ વગેરે ઔષધિઓ, બકરાં વગેરે પશુઓ, ખેર વગેરે વૃક્ષો, તિર્યંચો તથા કપિંજલ વગેરે પક્ષીઓ યજ્ઞ માટે મરણ પામે છે તો તેઓ બીજા જન્મમાં ઉત્તમ જાતિમાં જન્મે છે તથા સ્વર્ગમાં જાય છે.

**मधुपर्के च यज्ञे च पितृदैवतकर्मणि ।**
**अत्रैव पशवो हिंस्या नान्यत्रेत्यब्रवीन्मनुः ॥ ४१ ॥**

૪૧ મધુપર્કમાં, યજ્ઞમાં, પિતૃના કર્મમાં, (શ્રાદ્ધમાં) અને દેવના કર્મમાં, (યજ્ઞમાં) જ પશુહિંસા કરવી. બીજા કર્મમાં પશુહિંસા કરવી નહિ, આમ મનુએ કહ્યું છે.

**एष्वर्थेषु पशून्हिंसन्वेदतत्त्वार्थविद्द्विजः ।**
**आत्मानं च पशुं चैव गमयत्युत्तमां गतिम् ॥ ४२ ॥**

૪૨ વેદના તત્વાર્થને જાણનારો દ્વિજ ઉપર કહેલા યજ્ઞયાગમાં તથા શ્રાદ્ધમાં પશુની હિંસા કરે છે, તો તે પોતાના આત્માને તથા તે પશુને ઉત્તમ ગતિએ પહોંચાડે છે.

**गृहे गुरावरण्ये वा निवसन्नात्मवान्द्विजः ।**
**नावेदविहितां हिंसामापद्यपि समाचरेत् ॥ ४३ ॥**

૪૩ બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ અથવા તો વાનપ્રસ્થાશ્રમમાં રહેનારા આત્માનું હિત ઇચ્છનારા દ્વિજે વેદમાં નહિ કહેલી એવી હિંસા આપત્તિ કાળમાં પણ કરવી નહિ.

या वेदविहिता हिंसा नियतास्मिंश्चराचरे ।
अहिंसामेव तां विद्याद्वेदाद्धर्मो हि निर्बभौ ॥ ४४ ॥

૪૪ આ સ્થાવર જંગમરૂપ જગતમાં જે હિંસા વેદમાં કહેલી છે, તે હિંસા દેશ, કાળ, કર્મ વગેરેથી નિયમવાળી હોવાથી ધર્મરૂપ ગણાય છે; માટે તે હિંસાને અહિંસા જ જાણવી; કારણકે વેદમાંથી ધર્મ પ્રકટ થયો છે.

योऽहिंसकानि भूतानि हिनस्त्यात्मसुखेच्छया ।
स जीवंश्च मृतश्चैव न क्वचित्सुखमेधते ॥ ४५ ॥

૪૫ જે પુરુષ પોતાનાં સુખની ઇચ્છાથી અહિંસક એવાં પ્રાણીઓને હણે છે, તે જીવતાં અથવા મુવા પછી કોઈ પણ ઠેકાણે સુખ પામતો નથી.

यो बन्धनवधक्लेशान्प्राणिनां न चिकीर्षति ।
स सर्वस्य हितप्रेप्सुः सुखमत्यन्तमश्नुते ॥ ४६ ॥

૪૬ જે પુરુષ પ્રાણીઓને કેદ કરવારૂપી તથા મારવારૂપી દુઃખ દેવાની ઇચ્છા કરતો નથી, તે સર્વનું હિત ઇચ્છનારો પુરુષ અત્યંત સુખ ભોગવે છે.

यद्ध्यायति यत्कुरुते धृतिं बध्नाति यत्र च ।
तदवाप्नोत्ययत्नेन यो हिनस्ति न किंचन ॥ ४७ ॥

૪૭ જે પુરુષ કોઈ પણ પ્રાણીને હણતો નથી, તે અહિંસક પુરુષ જે વસ્તુનું મનમાં ચિંતન કરે છે, જે શ્રેયસ્કર કર્મ કરે છે અથવા તો જે વસ્તુ ઉપર અભિલાષા બાંધે છે, તે વસ્તુને પ્રયત્ન કર્યા વિના મેળવે છે.

नाकृत्वा प्राणिनां हिंसां मांसमुत्पद्यते क्वचित् ।
न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् ॥ ४८ ॥

૪૮ પ્રાણીઓની હિંસા કર્યા વિના કદી પણ માંસ ઉત્પન્ન થતું નથી, તેમ પ્રાણીનો વધ કરવાથી સ્વર્ગ પણ મળતું નથી; માટે દ્વિજવર્ણે માંસ ભક્ષણ કરવું નહિ.

समुत्पत्तिं च मांसस्य वधबन्धौ च देहिनाम् ।
प्रसमीक्ष्य निवर्तेत सर्वमांसस्य भक्षणात् ॥ ४९ ॥

૪૯ માંસ પ્રાણીના વીર્ય અને રુધિરમાંથી ઉત્પન્ન થાય છે તેનો તથા માંસ માટે દેહધારી પ્રાણીને મારવાં પડે છે તેનો તેમજ તેને બંધન કરવારૂપી ક્રૂર કર્મ કરવાં પડે છે તેનો વિચાર કરીને સર્વ પ્રાણીઓનાં માંસનું ભક્ષણ કરવું નહિ.

**न भक्षयति यो मांसं विधिं हित्वा पिशाचवत् ।**
**स लोके प्रियतां याति व्याधिभिश्च न पीड्यते ॥ ५० ॥**

૫૦ જે પુરુષ વેદોક્ત વિધિનો ત્યાગ કરીને પિશાચની પેઠે માંસનું ભક્ષણ કરતો નથી, તે મનુષ્યોમાં પ્રિય થઇ પડે છે અને વ્યાધિઓથી (રોગોથી) કદી પણ પીડાતો નથી.

**अनुमन्ता विशसिता निहन्ता क्रयविक्रयी ।**
**संस्कर्ता चोपहर्ता च खादकश्चेति घातकाः ५१ ॥**

૫૧ અનુમંતા (જેની આજ્ઞા વિના મારી શકાય નહિ તે), કાતર વગેરે હથિયારવતી પશુનાં અંગો કાપનારો, પ્રાણને છૂટા પાડનારો, વેચાતું લેનારો, વેચનારો, રાંધનારો, પીરસનારો અને ખાનારો આ સર્વે ઘાતક (મારનારા) કહેવાય છે.

**स्वमांसं परमांसेन यो वर्धयितुमिच्छति ।**
**अनभ्यर्च्य पितॄन्देवांस्ततोऽन्यो नास्त्यपुण्यकृत् ॥ ५२ ॥**

૫૨ જે મનુષ્ય પિતૃઓને તથા દેવોને અર્પણ કર્યા વિના પારકાનાં માંસથી પોતાનાં માંસને વધારવાની આશા રાખે છે, તેના સરખો બીજો કોઈ પાપ કર્મ કરનારો નથી.

**वर्षेवर्षेऽश्वमेधेन यो यजेत शतं समाः ।**
**मांसानि च न खादेद्यस्तयोः पुण्यफलं समम् ॥ ५३ ॥**

૫૩ એક મનુષ્ય વર્ષે વર્ષે એક એમ સો વર્ષ સૂધી અશ્વમેધ યજ્ઞ કરે છે અને એક મનુષ્ય માંસ ભોજન કરતો નથી, તે બન્નેને પુણ્યનું સમાન ફળ મળે છે.

**( सदा यजति यज्ञेन सदा दानानि यच्छति ।**
**स तपस्वी सदा विप्रो यश्च मांसं विवर्जयेत् ॥**

જે બ્રાહ્મણ સદા યજ્ઞવડે ઈશ્વરનું યજન કરે છે, જે સદા દાનો આપે છે અને જે સદા માંસનું ભક્ષણ કરતો નથી, તે ત્રણેય બ્રાહ્મણને તપસ્વી જાણવા.)

**फलमूलाशनैर्मेध्यैर्मुन्यन्नानां च भोजनैः ।**
**न तत्फलमवाप्नोति यन्मांसपरिवर्जनात् ॥ ५४ ॥**

૫૪ માંસ ભક્ષણનો ત્યાગ કરવાથી જે ફળ મળે છે, તે ફળ પવિત્ર

એવાં ફળ ફૂલનો આહાર કરવાથી તથા શામો રાજગરો વગેરે મુનિનાં અન્નોનું ભોજન કરવાથી પણ મળતું નથી.

मां स भक्षयितामुत्र यस्य मांसमिहाद्म्यहम् ।
एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः ॥ ५५ ॥

૫૫ હું આ લોકમાં જેનું માંસ ખાઉં છું, सः કહેતાં તે પરલોકમાં मां કહેતાં મારું ભક્ષણ કરશે. આવો मांस શબ્દનો શાસ્ત્રમાં અર્થ કરવામાં આવ્યો છે, આમ ધર્મવેત્તા મુનિઓ કહે છે.

*न मांसभक्षणे दोषो न मद्ये न च मैथुने ।
प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला ॥ ५६ ॥

* આ અધ્યાયમાં પ્રારંભથી તે આ શ્લોક સુધી ભક્ષ્ય તથા અભક્ષ્ય પદાર્થોનું વિવેચન કરવામાં આવ્યું છે. આજકાલ આર્યાવર્તના જે પ્રદેશોમાં માંસ ભક્ષણ કરવામાં આવે છે, તે દેશોમાં લસણ, ડુંગળી, રાતાં ગાજર વિગેરે પદાર્થોનું ભક્ષણ ઘણું નિંદ્ય ગણાય છે ત્યારે ગુજરાત, દક્ષિણ વગેરે દેશોમાં લસણ, ડુંગળી વિગેરે પદાર્થોનું ભક્ષણ કરવામાં આવવા છતાં પણ માંસભક્ષણ બહુ જ નિંદ્ય ગણાય છે; તેથી આ વિષયમાં પદાર્થોના ગુણ દોષ જાણનારા ઋષિઓએ સ્મૃતિ ગ્રંથમાં ભક્ષ્યાભક્ષ્ય પદાર્થોનો જે નિર્ણય કરેલો છે, તે ઉપરથી જ આપણે અમુક પદાર્થ ભક્ષ્ય છે અને અમુક પદાર્થ અભક્ષ્ય છે, એમ જાણી શકીએ છીએ. ધર્મશાસ્ત્રકારોએ વૃથા માંસ તથા મત્સ્ય ભક્ષણ કરવાનો નિષેધ કર્યો છે. છતાં પણ શાહુડી, સસલો, ઘો, ગેંડો, કાચબો, એ પાંચ નખવાળાં પાંચ પ્રાણીને તથા પાઠીન અને રોહિત નામના મત્સ્યને ભક્ષ્ય કહેલા છે. છતાં લસણ, ડુંગળી, રાતાં ગાજર, સુવાવડી ગાયનું તથા ભેસનું દૂધ અને કેટલાક ગુંદરો વગેરે પદાર્થો કે જેમનો ઉપયોગ કેટલાક લોકો મનમાં આંચકો ખાધા વિના જ કરે છે, છતાં તેમણે ઉપરનાં પશુઓનાં માંસ ભક્ષણને માટે કરવામાં આવતાં પ્રાયશ્ચિત્ત કરતાં પણ તેને માટે વધારે પ્રાયશ્ચિત્ત કહ્યું છે. એટલા માટે કાર્યના વિષયમાં ધર્મશાસ્ત્ર એ જ આપણને સબળ પ્રમાણ છે. तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यविनिर्णये એમ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે. આ અધ્યાયમાં ભક્ષ્ય તથા અભક્ષ્ય માંસનો ઉપસહાર કરતાં જૂદા જૂદા ટીકાકારોએ જે નિર્ણય કર્યો છે, તે અમે નીચે આપીએ છીએ. આ અધ્યાયના प्रोक्षितं भक्षयेत् એ શ્લોકમાં તથા ચાલતા પ્રકરણમાં યજ્ઞ, શ્રાદ્ધ, મધુપર્ક પૂજનથી કરવામાં આવતા આતિથ્યસત્કાર, બ્રાહ્મણની ઇચ્છાથી એકજવાર તથા પ્રાણનો નાશ થતો હોય ત્યારે, એટલા વિષયમાં ધર્મ શાસ્ત્રકારોએ માંસ ભક્ષણ કરવાનો વિધિ બતાવ્યો છે. એ વિધિના પરિસંખ્યા વિધિ તથા નિયમ વિધિ એમ બે ભેદો છે, કેટલાક ટીકાકારો તથા સાંખ્ય શાસ્ત્રકારો આ વિધિને પરિસંખ્યા વિધિ માને છે.

૫૬ યજ્ઞમાં માંસભક્ષણ કરવામાં, સૌત્રામણિ યજ્ઞમાં મદ્ય પાન કરવામાં

(પરિસંખ્યા વિધિનાં સ્વરૂપ તથા લક્ષણો અમે ત્રીજા અધ્યાયના ऋतुकालाभिगामी स्यात् એ શ્લોકમાં કહી ગયા છીએ.)

તે પરિસંખ્યા વિધિ માનવાથી ઉપરના પ્રોક્ષિત માંસ ભક્ષણ વગેરે વિષયોનું તાત્પર્ય એ આવે છે કે, તે શિવાયના વિષયમાં માંસ ભક્ષણ કરવું નહિ તથા પ્રોક્ષિતમાંસ ભક્ષણ પણ અલ્પદોષવાળું હોવાથી પોતાની ઇચ્છામાં આવે તો જ કરવું. વળી આ વિધિને પરિસંખ્યા વિધિ માનવાના પ્રમાણ તરિકે નીચેના શ્લોકો ટાંકી બતાવે છે. યમસ્મૃતિમાં કહ્યું છે કે; "सर्वेषामेव मांसानां महान् दोषस्तु भक्षणे । निवर्तने महत्पुण्यमिति प्राह प्रजापतिः ॥ સર્વ પ્રકારનાં માંસનું ભક્ષણ કરવામાં મોટો દોષ છે અને માંસ ભક્ષણથી નિવૃત્ત રહેવામાં મોટું પુણ્ય છે, એમ પ્રજાપતિ કહે છે." વળી બૃહસ્પતિ સ્મૃતિમાં કહ્યું છે કે:—"मद्यं मासं मैथुनं च भूतानां ललनं स्मृतम् । तदेव विधिना कुर्वन् स्वर्गे प्राप्नोति मानवः ॥ મદ્ય, માંસ અને મૈથુન એ ત્રણ પ્રાણીઓને લોભાવનારાં છે, પણ તેનો જ વિધિપૂર્વક ઉપયોગ કરવાથી મનુષ્ય સ્વર્ગમાં જાય છે." "તેમ જ रोगी नियुक्तो विधिना हुतं विप्रवृतस्तथा । मांसमद्याश्चतुर्द्धैषा परिसंख्या प्रकीर्तिता॥ (૧) રોગી રોગનાશને માટે અથવા ક્ષુધાથી મરવાના ભયવાળો પુરુષ આત્મસંરક્ષણને માટે માંસ ભક્ષણ કરી શકે છે, (૨) શ્રાદ્ધમાં નિમંત્રણ કરેલો બ્રાહ્મણ શ્રાદ્ધમાં પીરસેલું માંસ ભક્ષણ કરી શકે છે, (૩) યજ્ઞમાં ઋત્વિજે હોમ કર્યા પછી બાકી વધેલું (હુતશેષ) માંસ ભક્ષણ કરી શકે છે, (૪) તથા બ્રાહ્મણ પોતાની ઇચ્છાથી એકવાર માંસ ભક્ષણ કરી શકે છે. આ ચાર વિષયમાં પરિસંખ્યા વિધિ કહેલી છે. મહાભારતમાં પણ વિધિવિહિત માંસભક્ષણના સંબંધમાં अल्पदोषमिह ज्ञेयम् એ પદથી અલ્પદોષ કહેલો છે.

આ પ્રમાણે વિધિપૂર્વક કહેલા માંસભક્ષણમાં પણ અલ્પદોષ હોવાથી પરિસંખ્યાવિધિ (સ્વાર્થત્યાગ, પરાર્થકલ્પના અને પ્રાપ્તબાધ) એ ત્રણ દોષવાળો હોવા છતાં પણ તેનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

યજ્ઞમાં વિહિત પશુના આલભનથી અલ્પ પાપ થાય છે અને તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવામાં આવે નહિ તો એક ઉંડા પાણીના ધરામાં સ્નાન કરનારાને અગ્નિની કણિકાથી જેટલું દુઃખ થાય છે, તેમ યજ્ઞ કરનારો યજમાન સ્વર્ગનાં સુખની સાથે પશુવધના પાપથી ઉત્પન્ન થયેલું અલ્પ દુઃખ ભોગવે છે. માટે તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. આ પ્રમાણે યજ્ઞીય પશુના આલભનમાં અલ્પ પાપ થાય છે, એમ સાંખ્યશાસ્ત્રકારો પણ માને છે. પરંતુ મેધાતિથિ, કુલ્લુક, ગોવિંદરાજ વિગેરે ટીકાકારો તથા મીમાંસકો એ વિધિને નિયમવિધિ માને છે. કેમકે પરિસંખ્યા વિધિ માનવાથી પ્રોક્ષિત માંસ શિવાય બીજા માંસનું ભક્ષણ કરવું નહિ એમ અર્થ થશે અને તે અર્થ તો अनुपाकृतमांसानि એ શ્લોકમાં કહેલો જ છે. એટલા માટે મંત્રથી કરેલા સંસ્કારવાળું યજ્ઞમાં હોમ

અને ઋતુસમયે ધર્મપત્ની સાથે સમાગમ કરવામાં દોષ નથી. કારણ કે એ

કર્યાં પછી ઉચ્છિષ્ટ રહેલું પશુના માંસનું ભક્ષણ કે જે हुतशेषं भक्षयेत् એ શ્રુતિથી કહેલું છે, તેનો આ સ્મૃતિવાક્ય અનુવાદ છે, એમ માનવું જોઇએ. કારણ કે વિધિ-વાક્યથી કરવામાં આવેલી આજ્ઞા પ્રમાણે માંસભક્ષણ કરવામાં આવે નહિ તો પાપ લાગે છે.

કદાચ કોઈ શંકા કરે કે, વેદમાં પશુનું આલભન કયાં કહ્યું છે, તો તેના ઉત્તરમાં જણાવવાનું કે મીમાંસામાં 'द्रव्यसंयोगाच्चोदना पशुसोमयोः' એ સૂત્રમાં અગ્નિષોમીય પશુના આલભનના સંબંધમાં 'हृदयस्याग्रे अवद्यति अथ जिह्वायाः अथ वक्षसः અગ્નિ અને સોમ દેવતાને ઉદ્દેશીને પશુનું આલભન કરવું અને તે પશુનાં હૃદય, જીભ તથા છાતીના જૂદા જૂદા કકટા કરવા. આ પ્રમાણે કહેલું છે. તેમ જ સપ્તમ પાદમાં 'पशोरेकहविष्ट्वंसमस्तचोदितत्वात् એ સૂત્રમાં શંકા કરી છે કે, ઉત્પત્તિવાક્યમાં પશુનું વિધાન કરેલું હોવાથી શું આખા પશુને હવિષરૂપે દેવતાને આપવું કે તેના અવયવો આપવા? એ શંકા ઉપર 'तद्भेदात् कर्मणः' એ સૂત્રમાં ઉત્તર આપ્યો છે કે, પશુના હૃદયાદિક અંગોવડે જ યજ્ઞનું અનુષ્ઠાન કરવું. આ પ્રમાણે અગ્નિહોત્ર, અશ્વમેધ, સોમયાગ વિગેરેમાં પશુનું આલભન કહેલું છે. આ વિષય મીમાંસકોએ બીજા તથા સાતમાં અધિકરણોમાં સ્પષ્ટ બતાવી આપ્યો છે.

અહીં કોઈ શંકા કરે કે, ઉપનિષદમાં "मा हिंस्यात्सर्वाभूतानि કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ" આ પ્રમાણે નિષેધ કરવામાં આવ્યો છે, તેની સાથે ઉપરના વિષયનો પરસ્પર વિરોધ આવશે. પરંતુ ત્યાં જ સામાન્ય હિંસા નિષેધના અપવાદ તરીકે अन्यत्र तीर्थेभ्यः યજ્ઞ શિવાયના વિષયમાં આ નિષેધ જાણવો એમ જણાવ્યું છે. જો કે સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ વિગેરેમાં શ્રૌત પશુના આલભનના સંબંધમાં નિષેધાભાસ જણાય છે, છતાં તે સર્વ વાકયો શ્રુતિ વાક્યથી નિર્બળ હોવાને લીધે વૈરાગ્યમાં તાત્પર્યવાળા છે. હિંસા શબ્દનો અર્થ એવો છે કે, કોઇપણ પ્રાણીનો અપકાર કરવો, યજ્ઞમાં મારવામાં આવતાં પશુના શરીરનો નાશ થવારૂપી અપકાર થવા છતાં પણ તે નાશ તે પશુના આત્માનો ઉપકાર કરનારો છે. કેમકે અનેક પાપથી પ્રાપ્ત થયેલા પશુના જન્મમાંથી તે પશુ છૂટીને સ્વર્ગમાં જાય છે. એ વાત નીચેની શ્રુતિમાં કહેલી છે. 'न तं मृत्यवे नयन्ति यं यज्ञाय नयन्ति જે પશુને યજ્ઞને ઉદ્દેશીને આપવામાં આવે છે, તેને કાંઈ મૃત્યુને સોંપવામાં આવતું નથી.' વળી ઋગ્વેદમાં કહ્યું છે કે; "न वा उ एतन् म्रियसे न रिष्यसि देवान् इदेषि पथिभिः सुगेभिः હે પશુ! તું બીજાં પશુની પેઠે મરતો નથી; તેમ મરાતોએ નથી. પણ સુંદર દેવયાનના માર્ગથી દેવતાઓને પામે છે." વળી આ અર્થને જ મળતા શ્લોકો આ અધ્યાયમાં કહેલા છે. શ્લોક ૨૨ यज्ञार्थं ब्राह्मणैर्वध्याः। શ્લોક ૩૧ यज्ञाय जग्धिर्मांसस्य ॥ શ્લોક ૩૯ यज्ञार्थं पशवः सृष्टाः। तस्माद्यज्ञेवधोऽवधः॥ આ ઉપરથી સિદ્ધ થાય છે કે, યજ્ઞમાં પશુનું આલભન કરવાથી પાપ

પ્રાણીઓની પ્રવૃત્તિ છે. પરંતુ માંસ ભક્ષણ, મદ્યપાન અને મૈથુનનો ત્યાગ કરવાથી મોટાં પુણ્યનો લાભ થાય છે.

---

લાગતું નથી અને તે આલભન કરેલા પશુના માંસનો હોમ કર્યા પછી તેનું ભક્ષણ વિધિથી પ્રાપ્ત થાય છે અને એ વાત प्रोक्षितं भक्षयेन्मांसं એ શ્લોકમાં તથા मंत्रैस्तु संस्कृतानद्यात् એ શ્લોકમાં સ્પષ્ટ કહેલી છે

તેમ જ શ્રાદ્ધમાં નિમંત્રણ સ્વીકાર્યા પછી પુરુષ જો માંસ ભક્ષણ કરે નહિ તો તે એકવીશ વાર પશુયોનિમાં જન્મ ધારણ કરે છે, એમ ૩૫ મા શ્લોકમાં કહેલું છે. એટલે તે વિષયમાં પણ નિયમવિધિ જ માનવો પડશે. તેમ જ મધુપર્કપૂર્વક આતિથ્ય સત્કારમાં પણ જો કે ગૃહ્યસૂત્રકારોએ પશુ અર્પણ કરવાનો વિધિ ગૃહસ્થનો છે એમ કહ્યું છે અને તેથી તે માંસ ભક્ષણનો નિયમ અતિથિને લાગુ પડતો નથી, છતાં પણ પશુનો ઉત્સર્ગ કર્યા પછી 'न त्वमांसो मधुपर्कः માંસ વિનાનો મધુપર્ક થઇ શકતો નથી,' એમ કહેલું હોવાથી આતિથ્યસત્કારનો સ્વીકાર કર્યા પછી અતિથિને પણ એ નિયમવિધિ લાગુ પડે છે. બ્રાહ્મણની કામનામાં પણ બ્રાહ્મણની ઇચ્છાનું અતિક્રમણ કરવાથી પાપ લાગે છે, માટે તે પણ નિયમવિધિમાં જ આવે છે. તેમ જ ક્ષુધાથી પ્રાણનો નાશ થતો હોય ત્યારે જો માંસ ભક્ષણ કરે નહિ તો તે પુરુષને આત્મહત્યાનું પાપ લાગે છે. એટલા માટે તેમાં પણ નિયમવિધિ લાગુ પડે છે.

આ પ્રમાણે પરિસંખ્યાવિધિ તથા નિયમવિધિ માનનારા બે પક્ષો છે. તે પક્ષ-વિષે વિચાર કરતાં એવો નિર્ણય થાય છે કે યજ્ઞ, શ્રાદ્ધ તથા પ્રાણનાશ એ ત્રણ વિષ-યમાં નિયમવિધિ માનવો જ યોગ્યછે. પરંતુ મધુપર્કપૂર્વક આતિથ્યસત્કારમાં તો ગૃહ્ય-સૂત્રકારે જ વિકલ્પ કહેલો છે. માટે પરિસંખ્યાવિધિ માનવો યોગ્ય છે. તેમ જ બ્રાહ્મ-ણની કામનાના વિષયમાં પણ પરિસંખ્યાવિધિ માનવો યોગ્ય છે. પરંતુ આ પ્રકર-ણનો ઉપસંહાર કર્યા પછી મનુ મહારાજાએ આ ઉપરના શ્લોકમાં ત્રણ વિધિ કહ્યા છે. કેટલાએક ટીકાકારો આ શ્લોકનો અર્થ આ પ્રમાણે કરે છે;-યજ્ઞમાં ઉચ્છિષ્ટ માંસનું ભણ કરવાથી, સૌત્રામણિ યાગમાં મદ્ય પીવાથી અને ઋતુ વિના પણ પોતાની સ્ત્રી સાથે ગમન કરવાથી પાપ લાગતું નથી, પણ તેથી નિવૃત્ત થવામાં મહાપુણ્ય છે. એટલે યજ્ઞમાં પણ માંસ ભક્ષણ કરવું નહિ, સૌત્રામણિ યાગમાં પણ સુરાપાન કરવું નહિ તથા ઋતુ વિના પોતાની સ્ત્રી પાસે પણ જવું નહિ. તેમ કરવાથી મહાફળ મળે છે. ત્યારે બીજા ટીકાકારો કહે છે કે;–યજ્ઞાદિમાં અવિહિત તથા ધર્મશાસ્ત્રોએ જેને માટે નિષેધ કર્યો નથી તેવાં પાંચ નખવાળાં પ્રાણીઓનું ભક્ષણ કરવાથી, ક્ષત્રિ-યાદિ જાતિને મદ્યપાન કરવાથી, ઋતુ વિના પણ પોતાની સ્ત્રી સાથે ગમન કરવાથી પાપ લાગતું નથી. પરંતુ તેનાથી દૂર રહેવાથી મહાફળ થાય છે. એટલે અવિહિત તથા અપ્રતિસિદ્ધ પાંચ નખવાળાં પ્રાણીઓનું વૃથા માંસ ભક્ષણ કરવું નહિ તથા ક્ષત્રિયાદિ વર્ણે પણ અગ્યાર પ્રકારનાં મદ્યોમાંથી કોઇ પણ પ્રકારનું મદ્ય પીવું નહિ તથા પોતાની સ્ત્રી સાથે પણ ઋતુ શિવાયમાં ગમન કરવું નહિ, એ મહાપુણ્ય ફળ આપાનારું છે.

**प्रेतशुद्धिं प्रवक्ष्यामि द्रव्यशुद्धिं तथैव च ।**
**चतुर्णामपि वर्णानां यथावदनुपूर्वशः ॥ ५७ ॥**

૫૭ બ્રાહ્મણ વગેરે ચારેય વર્ણને લાગનારાં મૃત્યુ સૂતકની અને વૃદ્ધિ સૂતકની તથા ધાતુ વગેરેનાં અપવિત્ર થઇ ગયેલાં પાત્રોની શુદ્ધિ અનુક્રમે યથાર્થ રીતે હું કહીશ.

**दन्तजातेऽनुजाते च कृतचूडे च संस्थिते ।**
**अशुद्धा बान्धवाः सर्वे सूतके च तथोच्यते ॥ ५८ ॥**

આશૌચનો નિર્ણય.

૫૮ દાંત વિનાનો, જેને દાંત આવ્યા હોય તેવો તથા જેને ચૂડા કર્મ કરેલું હોય તેવો અને જેને ઉપવીત સંસ્કાર કરવામાં આવ્યો હોય તેવો દ્વિજવર્ણ મરી જાય ત્યારે તથા જન્મે ત્યારે સપિંડો અને સમાનોદકો અશુદ્ધ (સૂતકી) થાય છે.

**दशाहं शावमाशौचं सपिण्डेषु विधीयते ।**
**अर्वाक्संचयनादस्थ्नां त्र्यहमेकाहमेव च ॥ ५९ ॥**

૫૯ બ્રાહ્મણ જાતિમાં કોઈ મરી જાય ત્યારે સપિંડી પુરુષોને એટલે સાત પેઢીના પુરુષોને દશ દિવસનું સૂતક લાગે છે, જેને ઘેર અગ્નિહોત્ર હોય તથા જે મંત્ર તથા બ્રાહ્મણાત્મક સંપૂર્ણ વેદ ભણેલો હોય તેને એક દિવસનું સૂતક લાગે છે, જેણે કેવળ વેદાધ્યયન કર્યું હોય તેને ત્રણ દિવસનું સૂતક લાગે છે, જેને ત્યાં કેવળ સ્માર્તાધાન જ હોય તેને અસ્થિસંચયન કર્યા સૂધી એટલે ચાર દિવસનું સૂતક લાગે છે અને વૈદિક ધર્મ કર્મથી રહિત પુરુષોને દશ દિવસનું સૂતક લાગે છે.

**सपिण्डता तु पुरुषे सप्तमे विनिवर्तते ।**
**समानोदकभावस्तु जन्मनाम्नोरवेदने ॥ ६० ॥**

૬૦ સાપિંડ્ય *સાત પુરુષ સૂધી ગણાય છે અને સમાનોદકપણું (મરનારને દાધાંજલિ આપવાપણું) મરનારના જન્મ અને નામને વિસરી જવામાં આવે છે ત્યારે મટી જાય છે.

**यथेदं शावमाशौचं सपिण्डेषु विधीयते ।**
**जननेऽप्येवमेव स्यान्निपुणं शुद्धिमिच्छताम् ॥ ६१ ॥**

* પિંડ આપનારો તથા પિતા, પિતામહ અને પ્રપિતામહ એ ત્રણ તથા વૃદ્ધપ્રપિતામહાદિ ત્રણ એમ સાત પેઢીમાં ઉત્પન્ન થયેલા પુરુષોમાં પરસ્પર સાપિંડ્ય રહેલું છે.

૬૧ સારી રીતે શુદ્ધ થવાની ઇચ્છા રાખનારા સપિંડી પુરુષોને જેમ મૃત્યુસૂતક લાગે છે, એમ જ જન્મસૂતક પણ લાગે છે.

(उभयत्र दशाहानि कुलस्यान्नं न भुज्यते ।
दानं प्रतिग्रहो यज्ञः स्वाध्यायश्च निवर्तते ॥

જન્મના અને મરણના સૂતકમાં જે કુળ સૂતકી હોય, તે કુળનું દશ દિવસ સૂધી અન્ન ખાવું નહિ, સૂતકીએ દાન દેવું નહિ, દાન લેવું નહિ, યજ્ઞ કરવો નહિ તથા સ્વાધ્યાય (નિત્યનું વેદાધ્યયન) કરવો નહિ. )

सर्वेषां शावमाशौचं मातापित्रोस्तु सूतकम् ।
सूतकं मातुरेव स्यादुपस्पृश्य पिता शुचिः ॥ ६२ ॥

૬૨ મરણનું સૂતક સર્વે સપિંડીઓને (કુટુંબીઓને) સરખી રીતે લાગે છે અને વૃદ્ધિસૂતક માત્ર માતાને અને પિતાને જ લાગે છે. તેમાં ખરેખરું અસ્પૃશ્ય સૂતક તો એક માતાને જ લાગે છે અને પિતા તો જન્મ શ્રવણ કર્યા પછી વસ્ત્ર સાથે સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.

(सत्रधर्मप्रवृत्तस्य दानधर्मफलैषिणः ।
त्रेताधर्मापरोधार्थमारण्यस्यैतदुच्यते ॥

લાંબો સમય ચાલે તેવો યજ્ઞ કરનારાએ, દાન દઇને તેનાં ફળની ઇચ્છા રાખનારાએ તથા ત્રીજા આશ્રમમાં રહેનારા વાનપ્રસ્થે આ સૂતક પાળવું જોઇએ.)

निरस्य तु पुमाञ्शुक्रमुपस्पृश्यैव शुद्ध्यति ।
बैजिकादभिसंबन्धादनुरुन्ध्यादघं त्र्यहम् ॥ ६३ ॥

૬૩ પુરુષ ઇચ્છાપૂર્વક વીર્યપાત કરે તો તે સ્નાન કરવાથી જ શુદ્ધ થાય છે, પોતાની સ્ત્રી શિવાયની બીજી સ્ત્રીમાં જો વીર્યાધાન કરે તો તેણે વીર્યના સંબંધને લઇને તે સ્ત્રીને પુત્ર જન્મે ત્યારે ત્રણ દિવસ સૂતક પાળવું. અર્થાત્ નિયોગ કરનારાએ ત્રણ દિવસ સૂતક પાળવું.

(जननेप्येवमेव स्यान्मातापित्रोस्तु सूतकम्
सूतकं मातुरेव स्यादुपस्पृश्य पिता शुचिः ॥

સંતાન જન્મે ત્યારે માતા પિતા બન્નેને સૂતક લાગે છે. તેમાં અસ્પૃશ્ય સૂતક માતાને જ લાગે છે અને પિતા તો વસ્ત્ર સાથે સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.)

**अह्ना चैकेन रात्र्या च त्रिरात्रैरेव च त्रिभिः ।**
**शवस्पृशो विशुद्ध्यन्ति त्र्यहादुदकदायिनः ॥ ६४ ॥**

૬૪ શબનો સ્પર્શ કરનારા એટલે તેને સ્નાન કરાવીને આભૂષણાદિ પહેરાવનારા સપિંડો અગ્નિહોત્રી હોય તથા વેદાધ્યયન કરનારા હોય, તો પણ તેઓને દશ દિવસનું સૂતક લાગે છે અને સમાનોદક કહેતાં સાત પેઢીની ઉપરના પુરુષો શબને સ્નાન કરાવવા માટે તથા આભૂષણ પહેરાવવા માટે સ્પર્શ કરે છે તો તેઓને ત્રણ દિવસ સૂતક લાગે છે.

**गुरोः प्रेतस्य शिष्यस्तु पितृमेधं समाचरन् ।**
**प्रेतहारैः समं तत्र दशरात्रेण शुद्ध्यति ॥ ६५ ॥**

૬૫ શિષ્ય પોતાના અસપિંડ એવા ગુરુનું અંત્યેષ્ટિકર્મ કરે તો તે, પ્રેતને ઉપાડનારા તેના સપિંડીઓની સાથે દશ રાત્રિએ શુદ્ધ થાય છે.

**रात्रिभिर्मासतुल्याभिर्गर्भस्रावे विशुद्ध्यति ।**
**रजस्युपरते साध्वी स्नानेन स्त्री रजस्वला ॥ ६६ ॥**

૬૬ ગર્ભનો સ્રાવ થઈ જાય એટલે ગર્ભ પડી જાય ત્યારે જેટલે મહિને ગર્ભનો સ્રાવ થયો હોય તેટલી રાત્રિ વીત્યા પછી સ્ત્રી શુદ્ધ થાય છે (અર્થાત્ ગર્ભસ્રાવમાં પહેલા મહિનાથી ત્રીજા મહિના સુધીમાં ગર્ભસ્રાવ થાય તો સ્ત્રી ત્રણ રાત્રિ પછી શુદ્ધ થાય છે અને ચોથા મહિનાથી છઠ્ઠા મહિના સુધીમાં જો ગર્ભસ્રાવ થાય તો જેટલે મહિને ગર્ભસ્રાવ થયો હોય તેટલે દિવસે સ્ત્રી શુદ્ધ થાય છે અને સાતમે મહિને જો ગર્ભપાત થયો હોય તો સ્ત્રી દશ દિવસે શુદ્ધ થાય છે) તથા રજસ્વલા સ્ત્રી રજ બંધ પડ્યા પછી સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.

**नृणामकृतचूडानां विशुद्धिर्नैशिकी स्मृता ।**
**निर्वृत्तचूडकानां तु त्रिरात्राच्छुद्धिरिष्यते ॥ ६७ ॥**

૬૭ જેને ચૂડાકર્મ કર્યું ન હોય તેવાં બાળકો મરી જાય તો તેના સપિંડીઓ એક દિવસ અને એક રાત્રિ પછી શુદ્ધ થાય છે અને જેને ચૂડાકર્મ કર્યું હોય તેવાં બાળકો મરી જાય તો સપિંડીઓ ત્રણ રાત્રિ પછી શુદ્ધ થાય છે.

**(प्राक्संस्कारप्रमीतानां वर्णानामविशेषतः ।**
**त्रिरात्रात्तु भवेच्छुद्धिः कन्यास्वह्नो विधीयते ॥**

સંસ્કાર કર્યા પહેલાં હર કોઈ પણ વર્ણના પુરુષો મરણ પામે તો તેના

સપિંડીઓ ત્રણ રાત્રિ પછી શુદ્ધ થાય છે અને કન્યા મરણ પામે તો એક દિવસ પછી શુદ્ધ થાય છે. )

(अदन्तजन्मनः सद्य आचूडान्नैशिकी स्मृता ।
त्रिरात्रमाव्रतादेशाद्दशरात्रमतः परम् ॥

દાંત ઉગ્યા પહેલાં બાળક મરી જાય તો સપિંડીઓ સ્નાન કરીને તુરત શુદ્ધ થાય છે, ચૂડાકર્મની પહેલાના સંસ્કારો થયા હોય તેવો મરી જાય તો એક રાત્રિ સૂતક લાગે છે, જેને ચૂડાકર્મ સંસ્કાર થયો હોય તેવો મરી જાય તો ત્રણ રાત્રિ સૂતક લાગે છે અને જેને ઉપનયન તથા વિવાહ સંસ્કાર થયા હોય તેવો મરણ પામે તો દશ રાત્રિ સૂતક લાગે છે. )

(परपूर्वासु भार्यासु पुत्रेषु प्रकृतेषु च ।
मातामहे त्रिरात्रं तु एकाहं त्वसपिण्डतः ॥

બીજાની સ્ત્રીઓમાં નિયોગધર્મથી ઉત્પન્ન થયેલા પુત્રો મરણ પામે ત્યારે તથા માતામહ ( વડવો ) મરણ પામે ત્યારે ત્રણ રાત્રિ સૂતક પાળવું અને અસપિંડનું એક રાત્રિ સૂતક પાળવું. )

ऊनद्विवार्षिकं प्रेतं निदध्युर्बान्धवा बहिः ।
अलंकृत्य शुचौ भूमावस्थिसञ्चयनादृते ॥ ६८ ॥

૬૮ જેને બે વર્ષ પૂરાં થયાં ન હોય તેવું બાળક મરી જાય તો તેના કુટુંબીઓએ તેને પુષ્પની માળા વગેરેથી શણગારીને નગરની બહાર લઈ જઈ, પવિત્ર ભૂમિમાં ખાડો ખોદીને તેમાં દાટવું પણ તેનો અસ્થિસંચય કરવો નહિ.

नास्य कार्योऽग्निसंस्कारो न च कार्योदकक्रिया ।
अरण्ये काष्ठवत्त्यक्त्वा क्षपेयुस्त्र्यहमेव च ॥ ६९ ॥

૬૯ બે વર્ષની અંદરનાં બાળકને અગ્નિ સંસ્કાર કરવો નહિ, તેમ ઉદકદાન પણ કરવું નહિ. પરંતુ કાષ્ઠની પેઠે અરણ્યમાં તેનો ત્યાગ કરી દેવો, એટલે તેનો શોક કરવો નહિ પણ તેને ભૂમિમાં ડાટવું અને ત્રણ દિવસ સૂધી સૂતક પાળવું.

नात्रिवर्षस्य कर्तव्या बान्धवैरुदकक्रिया ।
जातदन्तस्य वा कुर्युर्नाम्नि वापि कृते सति ॥ ७० ॥

૭૦ જેને ત્રણ વર્ષ થયાં ન હોય તેવું બાળક મરી જાય તો તેના સપિંડીઓએ તેની ઉદકક્રિયા કરવી નહિ. અથવા તો પ્રેતના ઉપકારાર્થે જેને દાંત

આવ્યા હોય અથવા તો જેનું નામ પાડયું હોય તેવું બાળક મરી જાય તો તની ઉદકક્રિયા કરવી.

**सब्रह्मचारिण्येकाहमतीते क्षपणं स्मृतम् ।**
**जन्मन्येकोदकानां तु त्रिरात्राच्छुद्धिरिष्यते ॥ ७१ ॥**

૭૧ પોતાની સાથે ભણનારો મરી જાય ત્યારે એક રાત્રિ સૂતક પાળવું અને પોતાના સમાનોદકને ત્યાં પુત્ર જન્મે ત્યારે ત્રણ રાત્રિ સૂતક પાળવું.

**स्त्रीणामसंस्कृतानां तु त्र्यहाच्छुद्धयन्ति बान्धवाः ।**
**यथोक्तेनैव कल्पेन शुद्धयन्ति तु सनाभयः ॥ ७२ ॥**

૭૨ જે કન્યાનો વિવાહ કર્યો નહોય પરંતુ માત્ર વાગ્દાન (સગાઈ) કર્યું હોય તેવી કન્યા મરી જાય ત્યારે તે કન્યાના પતિ વગેરે સાસરા પક્ષના પુરુષો અને કન્યાના પિતૃપક્ષના પિતા, ભાઈ વગેરે પુરુષો ત્રણ રાત્રિ પછી શુદ્ધ થાય છે.

**अक्षारलवणान्नाः स्युर्निमज्जेयुश्च ते त्र्यहम् ।**
**मांसाशनं च नाश्नीयुः शयीरंश्च पृथक् क्षितौ ॥ ७३ ॥**

૭૩ મૃત્યુસૂતકવાળા પુરુષોએ ખારું ખાવું નહિ પરંતુ હવિષ્યાન્ન ખાવું, ત્રણ દિવસ સૂધી નદીમાં સ્નાન કરવું, માંસનું ભોજન કરવું નહિ અને પૃથ્વી ઉપર સાદરી પાથરીને તેપર જૂદા જૂદા સૂવું.

**सन्निधावेष वै कल्पः शावाशौचस्य कीर्तितः ।**
**असन्निधावयं ज्ञेयो विधिः संबन्धिबान्धवैः ॥ ७४ ॥**

૭૪ જે સપિંડીઓ અને સમાનોદકો મરણ સમયે પાસે હોય તેમને માટે મૃત્યુસૂતકનો આ વિધિ કહ્યો. હવે જે સપિંડીઓ અને સંબંધીઓ મરણ સમયે પાસે ન હોય તેઓને માટે મૃત્યુસૂતકનો વિધિ કહેવામાં આવે છે.

**विगतं तु विदेशस्थं शृणुयाद्यो ह्यनिर्दशम् ।**
**यच्छेषं दशरात्रस्य तावदेवाशुचिर्भवेत् ॥ ७५ ॥**

૭૫ કોઈ પુરુષ દૂર દેશાવરમાં મરી જાય અને દશ દિવસની અંદર તેના મરણના સમાચાર જાણવામાં આવે તો દશ દિવસમાં જેટલા દિવસ બાકી હોય તેટલા દિવસ સૂધી જ તેનું સૂતક પાળવું.

**(मासत्रये त्रिरात्रं स्यात् षण्मासे पक्षिणी तथा ।**
**अहस्तु नवमादर्वागूर्ध्वं स्नानेन शुद्धयति ॥**

ત્રણ મહિને મરણની ખબર પડે તો ત્રણ રાત્રિ સૂધી સૂતક પાળવું, છ મહિને ખબર પડે તો એક પક્ષિણી ( દોઢ દિવસ ) સૂતક પાળવું, નવ મહિના પછી ખબર પડે તો એક દિવસ સૂતક પાળવું અને તે પછી ખબર પડે તો સ્નાન કરવાથીજ શુદ્ધિ થાય છે.)

अतिक्रान्ते दशाहे च त्रिरात्रमशुचिर्भवेत् ।
संवत्सरे व्यतीते तु स्पृष्ट्वैवापो विशुद्ध्यति ॥ ७६ ॥

૭૬ દશ દિવસ વીતિ ગયા પછી મરણની ખબર પડે તો ત્રણ રાત્રિ સૂધી સૂતક લાગે છે અને એક વર્ષ વીતિ ગયા પછી ખબર પડે તો જળવડે સ્નાન કરવાથીજ સપિંડીઓ શુદ્ધ થાય છે.

निर्दशं ज्ञातिमरणं श्रुत्वा पुत्रस्य जन्म च ।
सवासा जलमाप्लुत्य शुद्धो भवति मानवः ॥ ७७ ॥

૭૭ પોતાના સમાનોદકનું મરણ દશ દિવસ વીતિ ગયા પછી જાણવામાં આવે તથા પુત્રનો જન્મ દશ દિવસ વીતિ ગયા પછી જાણવામાં આવે તો મનુષ્ય વસ્ત્ર સાથે સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.

बाले देशान्तरस्थे च पृथक्पिण्डे च संस्थिते ।
सवासा जलमाप्लुत्य सद्य एव विशुद्ध्यति ॥ ७८ ॥

૭૮ જેને ચૌલ કર્મ કરવામાં આવ્યું નહોય તેવો સપિંડી બાળક અથવા તો સમાનોદક, મામો, સાળો વગેરે દેશાંતરમાં મરી ગયા હોય તો વસ્ત્રસાથે પાણીથી સ્નાન કરવાથી પુરુષ તરત જ શુદ્ધ થાય છે.

*अन्तर्दशाहे स्यातां चेत्पुनर्मरणजन्मनी ।
तावत्स्यादशुचिर्विप्रो यावत्तत्स्यादनिर्दशम् ॥ ७९ ॥

૭૯ એક સપિંડ મરી ગયો હોય તેના દશ દિવસમાં બીજો સપિંડ મરણ પામે અથવા તો એક જન્મ્યો હોય તેના દશ દિવસમાં બીજો જન્મે તો પહેલા સૂતકના દશ દિવસ સૂધીજ બ્રાહ્મણ અશુચિ (સૂતકી) રહે છે, અર્થાત્ પહેલા સૂતકની સાથે બીજું સૂતક પણ ઉતરી જાય છે. પરંતુ જન્મના સૂતકમાં મરણનું સૂતક ઉતરતું નથી.

---

* દશ દિવસની અંદર એટલે સપિંડના જનનાશૌચ અથવા તો મરણાશૌચના દશ દિવસની અંદર જો સપિંડનું જનનાશૌચ અથવા મરણાશૌચ આવે તો તે સપિંડના પૂર્વ આશૌચથીજ પછીના આશૌચની શુદ્ધિ થાય છે. વળી એક જનનાશૌચમાં આવેલું બીજું જનનાશૌચ પૂર્વ જનનાશૌચથી નિવૃત્ત થાય છે તથા મૃતાશૌચમાં

**त्रिरात्रमाहुराशौचमाचार्ये संस्थिते सति ।**
**तस्य पुत्रे च पत्न्यां च दिवारात्रमिति स्थितिः ॥ ८० ॥**

૮૦ ઉપવીત આપીને વેદાધ્યયન કરાવનારા આચાર્ય મરી જાય ત્યારે ત્રણ રાત્રિ સૂધી સૂતક લાગે છે, એમ ધર્મશાસ્ત્રવેત્તાઓ કહે છે અને આચાર્યનો પુત્ર અથવા તો પત્ની મરી જાય ત્યારે એક રાત્રિ દિવસ સૂતક લાગે છે, આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.

**श्रोत्रिये तूपसंपन्ने त्रिरात्रमशुचिर्भवेत् ।**
**मातुले पक्षिणीं रात्रिं शिष्यर्त्विग्बान्धवेषु च ॥ ८१ ॥**

૮૧ વેદશાસ્ત્ર ભણનારો પોતાનો પડોશી મરણ પામે તો ત્રણ રાત્રિનું સૂતક લાગે અને મામા, માશી તથા ફુઇ અને તેના પુત્રો, શિષ્ય અને ઋત્વિજ મરણ પામે તો દોઢ દિવસનું સૂતક લાગે છે.

**प्रेते राजनि सज्योतिर्यस्य स्याद्विषये स्थितः ।**
**अश्रोत्रिये त्वहः कृत्स्नमनूचाने तथा गुरौ ॥ ८२ ॥**

૮૨ જેના દેશમાં બ્રાહ્મણાદિક રહેતા હોય તેવો અભિષિક્ત ક્ષત્રિય રાજા જો દિવસે મરણ પામે છે તો સૂર્યાસ્ત સૂધી સૂતક લાગે છે અને રાત્રે મરણ પામે છે તો આખી રાત્રિ સૂતક લાગે છે; તથા વેદ નહિ ભણેલો પડોશી બ્રાહ્મણ મરણ પામે તથા વેદ શિવાય ઇતિહાસ, પુરાણ, વ્યવહાર વગેરેનો ઉપદેશ દેનારો ગુરુ મરણ પામે તો આખો દિવસ સૂતક લાગે છે.

**शुद्ध्येद्विप्रो दशाहेन द्वादशाहेन भूमिपः ।**
**वैश्यः पञ्चदशाहेन शूद्रो मासेन शुद्ध्यति॥ ८३ ॥**

---

આવેલું જનનાશૌચ પૂર્વ મૃતાશૌચથી શુદ્ધ થાય છે. એટલે મરણ-સૂતકમાં વૃદ્ધિસૂતક આવે તો મરણસૂતક સાથે તે પણ નિવૃત્ત થાય છે. પરંતુ જનનાશૌચમાં આવેલા મૃતાશૌચની શુદ્ધિ પૂર્વ જનનાશૌચથી થતી નથી, એટલે એક વૃદ્ધિસૂતક પછી મરણસૂતક આવ્યું હોય તો તે મરણસૂતક વૃદ્ધિસૂતકમાં સમાઈ જતું નથી પરંતુ તે મરણસૂતક તો જેટલા દિવસ પળાતું હોય તેટલાજ દિવસ પાળવું જોઈએ. જેની માતા પ્રથમ મરી ગઈ હોય અને પિતા પછી મરણ પામે તો પિતાનું દશ દિવસ સૂધી સૂતક લાગે છે. પરંતુ પિતાના આશૌચમાં માતા મરણ પામે તો માતાને માટે દોઢ દિવસ વધારે પાળવો. સપિંડ સ્ત્રી કે પુરુષ મરી ગયો હોય ને તેના સૂતકની વચ્ચે સ્ત્રી મરી જાય તો તેના પતિને અને પતિ મરી જાય તો તેની સ્ત્રીને તેમ જ માતા પિતા મરી ગયાં હોય તો પુત્રને પહેલા સૂતકથી પછીના સૂતકની નિવૃત્તિ થતી નથી, પરંતુ પૂરેપૂરું સૂતક લાગે છે.

૮૩ મરણના તથા જન્મના સૂતકમાં બ્રાહ્મણ દશ દિવસે શુદ્ધ થાય છે, ક્ષત્રિય બાર દિવસે શુદ્ધ થાય છે, વૈશ્ય પંદર દિવસે શુદ્ધ થાય છે અને શૂદ્ર એક મહિને શુદ્ધ થાય છે.

(क्षत्रविट्शूद्रदायादाः स्युश्चेद्विप्रस्य बान्धवाः ।
तेषामशौचं विप्रस्य दशाहाच्छुद्धिरिष्यते ॥

ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જે બ્રાહ્મણના સપિંડીઓ હોય, તે બ્રાહ્મણને તેનું દશ દિવસ સૂતક લાગે છે અને દશ દિવસ પછી તે શુદ્ધ થાય છે.)

(राजन्यवैश्ययोश्चैवं हीनयोनिषु बन्धुषु ।
स्वमेव शौचं कुर्वीत विशुद्ध्यर्थमिति स्थितिः ॥

તેમજ ક્ષત્રિય અને વૈશ્યના પણ હીનજાતિના સપિંડીઓ અને સમાનોદકો મરણ પામે ત્યારે સૂતકની શુદ્ધિ માટે પોતાની જાતિ અનુસાર સૂતક પાળવું, આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.)

(विप्रः शुद्ध्येद्दशाहेन जन्महानौ स्वयोनिषु ।
षड्भिस्त्रिभिरथैकेन क्षत्रविट्शूद्रयोनिषु ॥

બ્રાહ્મણની પોતાની જ્ઞાતિના સપિંડીઓમાં જન્મ અથવા તો મરણ થાય તો તે દશ દિવસે શુદ્ધ થાય છે અને ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર જાતિના બંધુઓ મરણ પામે અથવા તો જન્મે તો બ્રાહ્મણ અનુક્રમે છ, ત્રણ અને એક દિવસે શુદ્ધ થાય છે.)

(सर्वे चोत्तमवर्णास्तु शौचं कुर्युरतन्द्रिताः ।
तद्वर्णं विधिदृष्टेन स्वं तु शौचं स्वयोनिषु ॥

સર્વે ઉત્તમ વર્ણના પુરુષોએ સાવધાન થઈને પોતાથી ઉતરતી જાતિનું આશૌચ પાળવું, એટલે ક્ષત્રિયે વૈશ્યનું છ દિવસનું અને શૂદ્રનું ત્રણ દિવસનું તથા વૈશ્યે શૂદ્રનું છ દિવસનું સૂતક પાળવું અને પોત પોતાની જાતિમાં પોત પોતાની જાતિ અનુસાર સૂતક પાળવું.)

*न वर्धयेदघाहानि प्रत्यूहेन्नाग्निषु क्रियाः ।
न च तत्कर्म कुर्वाणः सनाभ्योऽप्यशुचिर्भवेत् ॥ ८४ ॥

---

* જન્મ તથા મરણના સૂતકમાં માત્ર સંધ્યા તથા દશ ગાયત્રીનો જપ કરવો, પ્રાણાયામ તથા ઉપસ્થાન કરવું નહિ. પરંતુ તાંત્રિક દિક્ષાવાળા પુરુષો જો પોતાના કુટુંબથી એટલે ઘરના માણસોથી પણ દૂર રહી ભોજન અથવા જળપાનનો પણ વ્યવહાર રાખ્યા વિના એકાંતમાં રહેતા હોય તો તેઓ પોતાના ઇષ્ટ દેવનો નિત્ય જપ

૮૪ અગ્નિહોત્રી બ્રાહ્મણે સૂતકના દિવસો વધારીને અગ્નિહોત્રમાં વિઘ્ન કરવું નહિ. કારણ કે અગ્નિહોત્રી બ્રાહ્મણ સપિંડ હોવા છતાં પણ સૂતકી થતો નથી.

**दिवाकीर्तिमुदक्यां च पतितं सूतिकां तथा ।**
**शवं तत्स्पृष्टिनं चैव स्पृष्ट्वा स्नानेन शुद्ध्यति ॥ ८५ ॥**

૮૫ ચંડાળ, રજસ્વળા સ્ત્રી, પતિત, સુવાવડી અને શબ આટલાનો સ્પર્શ કરનારો તથા તેનો સ્પર્શ કરનારો સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.

**आचम्य प्रयतो नित्यं जपेदशुचिदर्शने ।**
**सौरान्मन्त्रान्यथोत्साहं पावमानीश्च शक्तितः ॥ ८६ ॥**

૮૬ ચંડાળ વગેરે અપવિત્ર લોકોનાં દર્શન થઈ જાય ત્યારે પુરુષે નિત્ય સાવધાન થઈને આચમન કરવું અને પોતાની શક્તિ તથા ઉત્સાહ પ્રમાણે **उदुत्यं जातवेदसं** વગેરે સૂર્યના મંત્રોનો અને **स्वादिष्टया** વગેરે પવમાન મંત્રોનો જપ કરવો.

**नारं स्पृष्ट्वास्थि सस्नेहं स्नात्वा विप्रो विशुद्ध्यति ।**
**आचम्यैव तु निःस्नेहं गामालभ्यार्कमीक्ष्य वा ॥ ८७ ॥**

૮૭ મનુષ્યના ચરબીવાળાં ભીનાં હાડકાંને અડકવાથી અપવિત્ર થયેલો બ્રાહ્મણ સ્નાન કરીને શુદ્ધ થાય છે અને સુકાં હાડકાંને અડકવાથી આચમન કરીને ગાયનો સ્પર્શ કરવાથી તથા સૂર્યનાં દર્શન કરવાથી શુદ્ધ થાય છે.

**आदिष्टी नोदकं कुर्यादाव्रतस्य समापनात् ।**
**समाप्ते तूदकं कृत्वा त्रिरात्रेणैव शुद्ध्यति ॥ ८८ ॥**

૮૮ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનારાએ પોતાનું વ્રત પૂર્ણ થતાં સૂધી ઉદકક્રિયા કરવી નહિ. પરંતુ બ્રહ્મચર્ય વ્રત સમાપ્ત કર્યા પછી ઉદકક્રિયા કરીને ત્રણ રાત્રિ સૂધી સૂતક પાળવાથી બ્રહ્મચારી શુદ્ધ થાય છે.

***वृथा सङ्करजातानां प्रव्रज्यासु च तिष्ठताम् ।**
**आत्मनस्त्यागिनां चैव निवर्तेतोदकक्रिया ॥ ८९ ॥**

---

કરી શકે છે. પરંતુ તર્પણ, વૈશ્વદેવ કરી શકતા નથી. સ્વાધ્યાય માત્ર માનસિક જ કરી શકે છે. ગાયત્રીપુરશ્ચરણ અથવા યજ્ઞ કે વિવાહ આદિ કાર્ય કરવા માટે આરંભમાં નાન્દી શ્રાદ્ધ કરવામાં આવ્યું હોય તો કર્તા પુરુષ સૂતકી પુરુષોથી દૂર રહીને તે કાર્યો કરી શકે છે.

* જે પુરુષો અધિકારી છતાં દેવ, પિતૃ તથા મનુષ્યોનાં પૂજનરૂપ હોમ, શ્રાદ્ધ તથા આતિથ્યપૂજન વગેરે કરતા નથી, જેઓ વર્ણસંકર એટલે વ્યભિચારાદિથી

૮૯ જેઓ પંચમહાયજ્ઞ કરતા ન હોય, જેઓ વર્ણસંકર તરિકે જન્મેલા હોય, જેઓ સંન્યાસી હોય અને જેઓએ આત્મહત્યા કરી હોય, તેઓની ઉદકક્રિયા કરવી નહિ.

पाषण्डमाश्रितानां च चरन्तीनां च कामतः ।
गर्भभर्तृद्रुहां चैव सुरापीनां च योषिताम् ॥ ९० ॥

૯૦ પાખંડીધર્મનો આશ્રય કરનારા પુરુષોની, વ્યભિચારિણી સ્ત્રીની, ગર્ભપાત કરનારી સ્ત્રીની, વિષ વગેરે આપીને પતિને મારનારી અને મદિરાપાન કરનારી સ્ત્રીઓની પણ ઉદકક્રિયા કરવી નહિ.

आचार्यं स्वमुपाध्यायं पितरं मातरं गुरुम् ।
निर्हृत्य तु व्रती प्रेतान्न व्रतेन वियुज्यते ॥ ९१ ॥

૯૧ બ્રહ્મચારી પોતાના આચાર્ય, ઉપાધ્યાય, પિતા, માતા અને ગુરુ આટલાં મરી ગયાં હોય તેને ઉપાડે તથા અગ્નિ દાહ કરે તો તેથી તે પોતાના બ્રહ્મચર્ય વ્રતમાંથી ભ્રષ્ટ થતો નથી.

दक्षिणेन मृतं शूद्रं पुरद्वारेण निर्हरेत् ।
पश्चिमोत्तरपूर्वैस्तु यथायोगं द्विजन्मनः ॥ ९२ ॥

૯૨ શૂદ્ર મરી ગયો હોય તો તેને નગરના દક્ષિણ દરવાજામાંથી, વૈશ્ય મરી ગયો હોય તો તેને પશ્ચિમ દરવાજામાંથી, ક્ષત્રિય મરી ગયો હોય તો તેને ઉત્તર દરવાજામાંથી અને બ્રાહ્મણ મરી ગયો હોય તો તેને પૂર્વ દરવાજામાંથી શ્મશાનમાં લઈ જવો.

न राज्ञामघदोषोऽस्ति व्रतिनां न च सत्रिणाम् ।
ऐन्द्रं स्थानमुपासीना ब्रह्मभूता हि ते सदा ॥ ९३ ॥

૯૩ જેને અભિષેક કરવામાં આવ્યો હોય એવા ક્ષત્રિય રાજાઓને, બ્રહ્મચર્યવ્રત પાળનારાઓને તથા ગવામયન આદિ યજ્ઞ કરનારાઓને સૂતકનો દોષ

---

ઉત્પન્ન થયેલા છે, જેઓ વેદબાહ્ય દિક્ષાગ્રહણ કરીને નિકળી ગયા છે જેઓ (વાનપ્રસ્થ આશ્રમમાં કહેલાં ભૃગુપતન, અગ્નિપ્રવેશ, અનશન વગેરે વ્રતો શિવાય) આત્મહત્યા કરનારા છે, રાજાએ જેઓને ફાંસીની શિક્ષા કરી હોય છે અથવા તો વાઘ, સાપ, શીંગડાવાળાં પ્રાણી અને ચંડાળે જેને મારી નાંખ્યા હોય છે, જેઓ જળમાં ડૂબી મુવા હોય છે, જેઓને માથે વિજળી પડી હોય છે, જેઓ અગ્નિમાં બળી મુવા હોય છે, જેઓએ ઝેર પીને આપઘાત કર્યો હોય છે તથા જેઓ ફાંસો ખાઈને મરણ પામ્યા હોય છે, તેઓની શ્રાદ્ધાદિક ક્રિયા કરવી નહિ પરંતુ નારાયણ બલિ કરવો.

લાગતો નથી. કારણ કે રાજા રાજ્યાભિષેકરૂપ ઇંદ્રનાં સ્થાનને પામેલો હોય છે અને બ્રહ્મચારીઓ તથા યજ્ઞ કરનારાઓ સદા બ્રહ્મરૂપ એટલે (પાપરહિત) હોય છે.

**राज्ञो माहात्मिके स्थाने सद्यःशौचं विधीयते ।**
**प्रजानां परिरक्षार्थमासनं चात्रकारणम् ॥ ९४ ॥**

૯૪ જે પુરુષ રાજાના માહાત્મ્યવાળા અધિકાર ઉપર નિમાયલો હોય છે, તે રાજકીય કાર્યકરવા માટે સૂતકમાંથી તરત જ મુક્ત થાય છે. કારણ કે પ્રજાનું રક્ષણ કરવું, એ જ રાજ્યાધિકારનું પ્રયોજન છે.

**डिंबाहवहतानां च विद्युता पार्थिवेन च ।**
**गोब्राह्मणस्य चैवार्थे यस्य चेच्छति पार्थिवः ॥ ९५ ॥**

૯૫ જેઓ રાજા વિનાના યુદ્ધમાં એટલે હુલ્લડમાં મરણ પામ્યા હોય, જેઓ વિજળી પડવાથી મરણ પામ્યા હોય, જેઓને રાજાએ મારી નાંખ્યા હોય તથા જેઓ ગાયને માટે અથવા બ્રાહ્મણને માટે મરણ પામ્યા હોય, તેઓનું સૂતક લાગતું નથી તથા રાજા જેને સૂતકમાંથી શુદ્ધ કરવાની ઇચ્છા કરે છે, તેને પણ સૂતક લાગતું નથી.

**सोमाग्न्यर्कानिलेन्द्राणां वित्ताप्पत्योर्यमस्य च ।**
**अष्टानां लोकपालानां वपुर्धारयते नृपः ॥ ९६ ॥**

૯૬ ચંદ્ર, અગ્નિ, સૂર્ય, પવન, ઇંદ્ર, કુબેર, વરુણ અને યમ આ આઠ લોકપાળોનાં શરીરને રાજા ધારણ કરે છે.

**लोकेशाधिष्ठितो राजा नास्याशौचं विधीयते ।**
**शौचाशौचं हि मर्त्यानां लोकेशप्रभवाप्ययम् ॥ ९७ ॥**

૯૭ ઉપર કહેલા લોકપાળો રાજાના શરીરમાં વાસ કરીને રહેલા છે, તેથી રાજાને સૂતક લાગતું નથી. સૂતક લાગવું અથવા તો ન લાગવું, એ મનુષ્યોને માટે છે, પરંતુ રાજાને માટે નથી. કારણ કે રાજા તો લોકપાળોનાં અંશોમાંથી ઉત્પન્ન થયો છે.

**उद्यतैराहवे शस्त्रैः क्षत्रधर्महतस्य च ।**
**सद्यः संतिष्ठते यज्ञस्तथाशौचमिति स्थितिः ॥ ९८ ॥**

૯૮ જે પુરુષ યુદ્ધમાં ઉગામેલાં શસ્ત્રોવડે ધર્મયુદ્ધ કરીને મરણ પામે છે, તેને તુરત જ જ્યોતિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે તથા તેનું સૂતક પણ તે જ સમયે નિવૃત્ત થાય છે આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.

विप्रः शुद्ध्यत्यपः स्पृष्ट्वा क्षत्रियो वाहनायुधम् ।
वैश्यः प्रतोदं रश्मीन्वा यष्टिं शूद्रः कृतक्रियः ॥ ९९ ॥

૯૯ ઉત્તરક્રિયા કર્યા પછી બ્રાહ્મણ જમણા હાથવતી જળનો સ્પર્શ કરવાથી પવિત્ર થાય છે, ક્ષત્રિય વાહનનો અને આયુધનો સ્પર્શ કરવાથી પવિત્ર થાય છે, વૈશ્ય પરોણીનો અને રાશનો સ્પર્શ કરવાથી પવિત્ર થાય છે અને શૂદ્ર લાકડીનો સ્પર્શ કરવાથી શુદ્ધ થાય છે.

एतद्वोऽभिहितं शौचं सपिण्डेषु द्विजोत्तमाः ।
असपिण्डेषु सर्वेषु प्रेतशुद्धिं निबोधत ॥ १०० ॥

૧૦૦ હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! મેં તમને સપિંડીઓના મૃત્યુ સૂતકની શુદ્ધિ કહી. હવે સર્વે અસપિંડીઓના મૃત્યુસૂતકની શુદ્ધિ કહું છું તે તમે સાંભળો !

असपिण्डं द्विजं प्रेतं विप्रो निर्हृत्य बन्धुवत् ।
विशुद्ध्यति त्रिरात्रेण मातुराप्तांश्च बान्धवान् ॥ १०१ ॥

૧૦૧ બ્રાહ્મણ જો પોતાના અસપિંડ એવા મરી ગયેલા બ્રાહ્મણને બંધુની પેઠે અગ્નિદાહ વગેરે કરે છે તથા માતાના નજીકના સંબંધી ભાઈ, બેન વગેરેને અગ્નિદાહ વગેરે કરે છે તો ત્રણ રાત્રિ પછી શુદ્ધ થાય છે.

यद्यन्नमत्ति तेषां तु दशाहेनैव शुद्ध्यति ।
अनदन्नन्नमह्नैव न चेत्तस्मिन्गृहे वसेत् ॥ १०२ ॥

૧૦૨ જો તેના ઘરનું અન્ન ખાય છે તો દશ દિવસ પછી શુદ્ધ થાય છે પરંતુ જો તેના ઘરનું અન્ન ખાતો નથી તેમ તેના ઘરમાં રહેતો પણ નથી તો એક જ દિવસે શુદ્ધ થાય છે.

अनुगम्येच्छया प्रेतं ज्ञातिमज्ञातिमेव च ।
स्नात्वा सचैलः स्पृष्ट्वाग्निं घृतं प्राश्य विशुद्ध्यति ॥ १०३ ॥

૧૦૩ જ્ઞાતિનો અથવા તો પરજ્ઞાતિનો કોઈ મરી ગયો હોય તેની પાછળ ઇચ્છાથી ડાઘુ તરીકે જે પુરુષ જાય છે તે પુરુષ વસ્ત્રો સાથે સ્નાન કર્યા પછી અગ્નિનો સ્પર્શ કરીને તથા ઘીનું પ્રાશન કરીને શુદ્ધ થાય છે.

न विप्रं स्वेषु तिष्ठत्सु मृतं शूद्रेण नाययेत् ।
अस्वर्ग्या ह्याहुतिः सा स्याच्छूद्रसंस्पर्शदूषिता ॥ १०४ ॥

૧૦૪ પોતાની જાતિનો કોઇ મરી ગયો હોય તેને પોતાની જાતિના પુરુષો હોય ત્યાં સૂધી શૂદ્રોની પાસે ઉપડાવવો નહિ. કારણ કે શૂદ્રનો સ્પર્શ

થવાથી દોષવાળી થયેલી તે શબની આહુતિ સ્વર્ગ પ્રાપ્ત કરાવી શકતી નથી અર્થાત્ જે બ્રાહ્મણના શબને શૂદ્ર અડે છે તે બ્રાહ્મણને સ્વર્ગ મળતું નથી.

ज्ञानं तपोऽग्निराहारो मृन्मनो वार्युपांजनम् ।
वायुः कर्मार्ककालौ च शुद्धेः कर्तृणि देहिनाम् ॥ १०५ ॥

૧૦૫ બ્રહ્મજ્ઞાન, ચાંદ્રાયણાદિ તપ, અગ્નિ, પવિત્ર એવાં હવિષ્ય અન્નનો આહાર, મૃત્તિકા, મન, પાણી, છાણ વગેરેનું લીંપણ, વાયુ, યજ્ઞયાગાદિ કર્મ, સૂર્ય અને કાળ આટલાં પ્રાણીઓને શુદ્ધ કરનારાં છે.

सर्वेषामेव शौचानामर्थशौचं परं स्मृतम् ।
योऽर्थे शुचिर्हि स शुचिर्न मृद्वारिशुचिः शुचिः ॥ १०६ ॥

૧૦૬ સર્વ પ્રકારની શુદ્ધિમાં ન્યાયથી મેળવેલાં ધનની શુદ્ધિ શ્રેષ્ઠ ગણાય છે. જે મનુષ્ય ન્યાયથી મેળવેલાં ધનવડે શુદ્ધ છે તેજ શુદ્ધ ગણાય છે. પરંતુ મૃત્તિકા અને પાણીથી શુદ્ધ થયેલો શુદ્ધ ગણાતો નથી.

क्षान्त्या शुद्ध्यन्ति विद्वांसो दानेनाकार्यकारिणः ।
प्रच्छन्नपापा जप्येन तपसा वेदवित्तमाः ॥ १०७ ॥

૧૦૭ વિદ્વાનો ક્ષમાથી શુદ્ધ થાય છે, અકાર્ય કરનારાઓ દાનથી શુદ્ધ થાય છે, છુપાં પાપ કરનારાઓ ગાયત્રી વગેરે મંત્રોનો જપ કરવાથી શુદ્ધ થાય છે, અને ઉત્તમ વેદવેત્તાઓ તપવડે શુદ્ધ થાય છે.

मृत्तोयैः शुद्ध्यते शोध्यं नदी वेगेन शुद्ध्यति ।
रजसा स्त्री मनोदुष्टा संन्यासेन द्विजोत्तमः ॥ १०८ ॥

૧૦૮ અપવિત્ર થયેલા પદાર્થો મૃત્તિકાથી તથા પાણીથી શુદ્ધ થાય છે, નદી પાણીના વેગથી શુદ્ધ થાય છે, મનવડે દૂષિત થયેલી સ્ત્રી રજોદર્શનવડે શુદ્ધ થાય છે અને ઉત્તમ બ્રાહ્મણ સંન્યાસથી શુદ્ધ થાય છે.

अद्भिर्गात्राणि शुद्ध्यन्ति मनः सत्येन शुद्ध्यति ।
विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुद्ध्यति ॥ १०९

૧૦૯ પાણીવડે ગાત્રો (શરીરના અવયવો) શુદ્ધ થાય છે, સત્યવચનવડે મન શુદ્ધ થાય છે, બ્રહ્મવિદ્યા અને *તપવડે જીવાત્મા શુદ્ધ થાય છે અને જ્ઞાનવડે બુદ્ધિ શુદ્ધ થાય છે.

* તપ કહેતાં પ્રાણાયામાદિક પ્રાયશ્ચિત્તો જાણવાં.

एष शौचस्य वः प्रोक्तः शारीरस्य विनिर्णयः ।
नानाविधानां द्रव्याणां शुद्धेः शृणुत निर्णयम् ॥ ११० ॥

૧૧૦ આ શરીરના શૌચનો નિર્ણય તમને કહી સંભળાવ્યો. હવે અનેક જાતના પદાર્થની શુદ્ધિનો નિર્ણય સાંભળો.

तैजसानां मणीनां च सर्वस्याश्ममयस्य च ।
भस्मनाद्भिर्मृदा चैव शुद्धिरुक्ता मनीषिभिः ॥ १११ ॥

પદાર્થશુદ્ધિનો નિર્ણય.

૧૧૧ સુવર્ણ વગેરે તૈજસ પદાર્થોની, મરકત વગેરે મણીઓની તથા સર્વ જાતના પત્થરોની શુદ્ધિ રાખ, પાણી અને માટીથી થાય છે એમ વિદ્વાનોએ કહેલું છે.

निर्लेपं काञ्चनं भाण्डमद्भिरेव विशुद्ध्यति ।
अब्जमश्ममयं चैव राजतं चानुपस्कृतम् ॥ ११२ ॥

૧૧૨ જેને કોઇ પણ જાતનો લેપ લાગ્યો ન હોય તેવાં તથા જેના ઉપર ચિત્ર કોતરેલાં ન હોય તેવાં સુવર્ણનાં, શંખનાં, પત્થરનાં અને રૂપાનાં વાસણો પાણીથી જ શુદ્ધ થાય છે.

अपामग्नेश्च संयोगाद्धैमं रौप्यं च निर्बभौ ।
तस्मात्तयोः स्वयोन्यैव निर्णेको गुणवत्तरः ॥ ११३ ॥

૧૧૩ સોનું તથા રૂપું અગ્નિ અને પાણીના સંયોગથી ઉત્પન્ન થયું છે માટે તે બન્નેની ઉત્તમોત્તમ શુદ્ધિ, પાણીથી અને અગ્નિથી જ થાય છે.

ताम्रायःकांस्यरैत्यानां त्रपुणः सीसकस्य च ।
शौचं यथार्हं कर्तव्यं क्षाराम्लोदकवारिभिः ॥ ११४ ॥

૧૧૪ તાંબાનાં, લોઢાનાં, કાંસાનાં, પીતળનાં જસતનાં અને સીસાનાં વાસણોને ક્ષાર, ખટાશ અને પાણીથી ઘટતી રીતે ધોઇને શુદ્ધ કરવાં.

द्रवाणां चैव सर्वेषां शुद्धिरुत्पवनं स्मृतम् ।
प्रोक्षणं संहतानां च दारवाणां च तक्षणम् ॥ ११५ ॥

૧૧૫ ઘી, તેલ વગેરે સર્વ જાતના રસોને કાગડા, કીડા વગેરે એ અભડાવી દીધા હોય તો દર્ભની બે શલાકાના અગ્રભાગવડે તે રસમાંથી ઉપરનો ભાગ કાઢી નાખવાથી તે રસ શુદ્ધ થાય છે. શય્યા, ગાદલાં, ગોદડાં વગેરે એક જથ્થાથી રહેલા પદાર્થો અશુદ્ધ થઈ ગયા હોય તો તે જળના પ્રોક્ષણથી શુદ્ધ થાય

છે અને કાષ્ઠ વગેરે અશુદ્ધ થઇ ગયાં હોય તો તેનો જેટલો ભાગ લેપવડે અશુદ્ધ થયો હોય તેટલા ભાગને છોલી નાખવાથી શુદ્ધ થાય છે.

**मार्जनं यज्ञपात्राणां पाणिना यज्ञकर्मणि ।**
**चमसानां ग्रहाणां च शुद्धिः प्रक्षालनेन तु ॥ ११६ ॥**

૧૧૬ યજ્ઞનાં પાત્રો હાથવડે જળનાં માર્જનથી શુદ્ધ થાય છે અને ચમસો તથા ગ્રહો વગેરે પાત્રો ઉના પાણીએ ધોવાથી શુદ્ધ થાય છે.

**चरूणां स्रुक्स्रुवाणां च शुद्धिरुष्णेन वारिणा ।**
**स्फ्यशूर्पशकटानां च मुसलोलूखलस्य च ॥ ११७ ॥**

૧૧૭ ચરુ સ્રુક, સ્રુવ, સ્ફ્ય, સૂર્પ, શકટ, મૂસલ અને ઉલૂખલ ઉના પાણીથી શુદ્ધ થાય છે.

**अद्भिस्तु प्रोक्षणं शौचं बहूनां धान्यवाससाम् ।**
**प्रक्षालनेन त्वल्पानामद्भिः शौचं विधीयते ॥ ११८ ॥**

૧૧૮ ધાન્યો તથા વસ્ત્રો મોટા જથ્થામાં પડેલાં હોય તો જળનાં પ્રોક્ષણથી શુદ્ધ થાય છે અને થોડાં હોય તો પાણીએ ધોવાથી શુદ્ધ થાય છે.

**चैलवच्चर्मणां शुद्धिर्वैदलानां तथैव च ।**
**शाकमूलफलानां च धान्यवच्छुद्धिरिष्यते ॥ ११९ ॥**

૧૧૯ ચામડાની તથા વાંસના કરંડીયા વગેરે પાત્રોની શુદ્ધિ વસ્ત્રોની પેઠે કરવી અને શાક, મૂળ તથા ફળોની શુદ્ધિ ધાન્યની પેઠે કરવી.

**कौशेयाविकयोरूषैः कुतपानामरिष्टकैः ।**
**श्रीफलैरंशुपट्टानां क्षौमाणां गौरसर्षपैः ॥ १२० ॥**

૧૨૦ રેશમી વસ્ત્રોની તથા ધાબળી વગેરે ઉનનાં વસ્ત્રોની શુદ્ધિ ખારાથી થાય છે, નેપાળ દેશની શાલ અરિઠાથી શુદ્ધ થાય છે, વલ્કલ વસ્ત્રો બીલીના ફળથી શુદ્ધ થાય છે અને અતસી વગેરેનાં વસ્ત્રો ધોળા સર્ષવના લોટથી શુદ્ધ થાય છે.

**क्षौमवच्छङ्खशृङ्गाणामास्थिदन्तमयस्य च ।**
**शुद्धिर्विजानता कार्या गोमूत्रेणोदकेन वा ॥ १२१ ॥**

૧૨૧ વિદ્વાન પુરુષે શંખ, શીંગડાં, હાડકાં અને હાથીદાંતના પદાર્થોને અતસીનાં વસ્ત્રોની પેઠે ધોળા સર્ષવના લોટથી, ગોમૂત્રથી અથવા તો પાણીથી શુદ્ધ કરવા.

प्रोक्षणात्तृणकाष्ठं च पलालं चैवं शुद्ध्यति ।
मार्जनोपाञ्जनैर्वेश्म पुनः पाकेन मृन्मयम् ॥ १२२ ॥

૧૨૨ ખડ, લાકડાં અને પરાળ પાણીનાં પ્રોક્ષણથી શુદ્ધ થાય છે, ઘર વાળવા ઝાડવાથી તથા લીંપવાથી શુદ્ધ થાય છે; અને માટીનું વાસણ અગ્નિમાં પાછું પકાવવાથી શુદ્ધ થાય છે.

मद्यैर्मूत्रैः पुरीषैर्वा ष्ठीवनैः पूयशोणितैः ।
संस्पृष्टं नैव शुद्ध्येत पुनःपाकेन मृन्मयम् ॥ १२३ ॥

૧૨૩ પરંતુ મદિરા, મૂત્ર, નરક, થુંક, પરુ અથવા લોહીનો સ્પર્શ થઈ ગયો હોય તો અગ્નિમાં પાછું પકાવ્યા છતાં પણ માટીનું વાસણ શુદ્ધ થતું જ નથી.

संमार्जनोपाञ्जनेन सेकेनोल्लेखनेन च ।
गवां च परिवासेन भूमिः शुद्ध्यति पञ्चभिः ॥ १२४ ॥

૧૨૪ વાળવા ઝાડવાથી, લીંપવાથી, પાણી છાંટવાથી, ખોદવાથી અને ગાયોના એક દિવસ અને રાત્રિ નિવાસ કરાવવાથી આમ પાંચ પ્રકારે ભૂમિ શુદ્ધ થાય છે.

पक्षिजग्धं गवाघ्रातमवधूतमवक्षुतम् ।
दूषितं केशकीटैश्च मृत्प्रक्षेपेण शुद्ध्यति ॥ १२५ ॥

૧૨૫ ભક્ષણ કરવાયોગ્ય પવિત્ર પક્ષીએ ખાધેલાં, ગાયે સુંઘેલાં, પગે હડસેલેલાં, જેનાપર છીંક ખાધેલી હોય તેવાં, વાળ, ધનેડાં, ઈળ વગેરેથી દૂષિત થયેલાં અનાજ, ફળ વગેરે ભક્ષ્ય પદાર્થ અપવિત્ર થઈ ગયા હોય તો માટી અને પાણીથી શુદ્ધ થાય છે.

यावन्नापैत्यमेध्याक्ताद्गन्धो लेपश्च तत्कृतः ।
तावन्मृद्वारि चादेयं सर्वासु द्रव्यशुद्धिषु ॥ १२६ ॥

૧૨૬ જ્યાં સૂધી પદાર્થોમાંથી અપવિત્ર વસ્તુનો લાગેલો ગંધ અને લેપ જાય નહિ ત્યાં સૂધી સર્વે પદાર્થોને મૃત્તિકા અને પાણીથી શુદ્ધ કરવા.

त्रीणि देवाः पवित्राणि ब्राह्मणानामकल्पयन् ।
अदृष्टमद्भिर्निर्णिक्तं यच्च वाचा प्रशस्यते ॥ १२७ ॥

૧૨૭ દેવતાઓએ બ્રાહ્મણ વગેરે સર્વ વર્ણોને માટે નીચેની ત્રણ વસ્તુઓ પવિત્ર કહેલી છેઃ—જે વસ્તુને અપવિત્ર થતાં દીઠી ન હોય તે વસ્તુ

પવિત્ર ગણાય છે, જે વસ્તુ કાગડા, કુતરાં વગેરેના મુખથી અપવિત્ર થઈ જવાની શંકા થઈ હોય તે પાણીથી ધોઈ નાખવાથી પવિત્ર થાય છે તથા શિષ્ટ બ્રાહ્મણો જે પદાર્થને અપવિત્ર થવાની શંકા થતાં તેને ઉદ્દેશીને વાણીથી કહે કે, એ પદાર્થ શુદ્ધ છે તે પદાર્થ પણ શુદ્ધ થાય છે.

**आपः शुद्धा भूमिगता वैतृष्ण्यं यासु गोर्भवेत् ।**
**अव्याप्ताश्चेदमेध्येन गन्धवर्णरसान्विताः ॥ १२८ ॥**

૧૨૮ જે વીરડામાં એક ગાય ધરાઈ રહે, એટલું શુદ્ધ પાણી ભર્યું હોય અને જે અપવિત્ર વસ્તુથી વ્યાપ્ત થયું ન હોય તથા જેમાં ગંધ, રસ અને રંગ સંપૂર્ણ હોય તે પાણી પવિત્ર કહેવાય છે.

**नित्यं शुद्धः कारुहस्तः पण्ये यच्च प्रसारितम् ।**
**ब्रह्मचारिगतं भैक्ष्यं नित्यं मेध्यमिति स्थितिः ॥ १२९ ॥**

૧૨૯ કારીગરનો હાથ નિત્ય શુદ્ધ ગણાય છે, બજારમાં જે વસ્તુ વેચવા માટે મૂકી હોય તે વસ્તુ પણ પવિત્ર ગણાય છે તથા બ્રહ્મચારીએ માગી આણેલી પાકી રસોઈ પણ નિત્ય પવિત્ર ગણાય છે, આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.

**नित्यमास्यं शुचि स्त्रीणां शकुनिः फलपातने ।**
**प्रस्रवे च शुचिर्वत्सः श्वा मृगग्रहणे शुचिः ॥ १३० ॥**

૧૩૦ રતિ સમયે ચુંબનાદિકમાં સ્ત્રીઓનું મુખ નિત્ય પવિત્ર ગણાય છે, ફળને નીચે પાડવા માટે પક્ષીની ચાંચ નિત્ય પવિત્ર ગણાય છે, પ્રાસવો મૂકવા માટે વાછડો ગાયને ધાવે છે, તોપણ ગાયના આંચળ નિત્ય પવિત્ર ગણાય છે અને મૃગનો શિકાર કરવામાં કુતરો પવિત્ર ગણાય છે. ( એટલે શિકારીઓ મૃગોને મારવા માટે પ્રથમ કુતરાઓને છોડે છે ને તેઓ મૃગની પાછળ દોડીને તેને મારી નાંખે છે, છતાં તે મૃગનું માંસ અપવિત્ર ગણાતું નથી.)

**श्वभिर्हतस्य यन्मांसं शुचि तन्मनुरब्रवीत् ।**
**क्रव्याद्भिश्च हतस्यान्यैश्चण्डालाद्यैश्च दस्युभिः ॥ १३१ ॥**

૧૩૧ કુતરાએ મારેલા મૃગનું માંસ તથા માંસાહારી પશુઓએ, ચંડાળોએ અને ચોરોએ મારેલા મૃગનું માંસ પવિત્ર ગણાય છે, એમ મનુએ કહ્યું છે.

**(शुचिरग्निः शुचिर्वायुः प्रवृत्तो हि बहिश्चरः ।**
**जलं शुचि विविक्तस्थं पन्थाः संचरणे शुचिः ॥**

અગ્નિ, બહાર ફરનારો વાયુ, એકાંત સ્થળમાં રહેલું પાણી તથા હરવા ફરવાનો જાહેર માર્ગ, આ બધાં પવિત્ર ગણાય છે.)

**ऊर्ध्वं नाभेर्यानि खानि तानि मेध्यानि सर्वशः ।**
**यान्यधस्तान्यमेध्यानि देहाच्चैव मलाश्च्युताः ॥ १३२ ॥**

૧૩૨ નાભિ ઉપરની સર્વે ઇંદ્રિયો પવિત્ર ગણાય છે અને નાભિની નીચેની ઇંદ્રિયો તથા દેહમાંથી ઝરતા લીંટ, લાળ વગેરે મળો અપવિત્ર ગણાય છે.

**मक्षिका विप्रुषश्छाया गौरश्वः सूर्यरश्मयः ।**
**रजो भूर्वायुरग्निश्च स्पर्शे मेध्यानि निर्दिशेत् ॥ १३३ ॥**

૧૩૩ માખીઓ અપવિત્ર વસ્તુ ઉપર બેસે છે તોપણ પવિત્ર ગણાય છે, મોઢામાંથી ઉડતા થૂંકના ઝીણા ઝીણા કણો પણ પવિત્ર ગણાય છે, પતિત, ચંડાળ વગેરેની છાયા પણ પવિત્ર ગણાય છે અને ગાય, ઘોડા, સૂર્યનાં કિરણો, ધૂડ, પૃથ્વી, વાયુ અને અગ્નિ આટલાં ચંડાળનો સ્પર્શ થયા છતાં પણ પવિત્ર રહે છે.

**विण्मूत्रोत्सर्गशुद्ध्यर्थं मृद्वार्यादेयमर्थवत् ।**
**दैहिकानां मलानां च शुद्धिषु द्वादशस्वपि ॥ १३४ ॥**

૧૩૪ વિષ્ઠા તથા મૂત્ર ત્યાગ કર્યા પછી તેની શુદ્ધિ માટે તેનો લેપ અને ગંધ દૂર થાય ત્યાં સૂધી ખપ જોગું પાણી અને માટી લેવાં તથા શરીરના બાર મળો દૂર કરવા માટે પણ જોઇએ તેટલાં પાણીનો તથા માટીનો ઉપયોગ કરવો.

**वसा शुक्रमसृङ्मज्जा मूत्रविड्घ्राणकर्णविट् ।**
**श्लेष्माश्रु दूषिका स्वेदो द्वादशैते नृणां मलाः ॥ १३५ ॥**

૧૩૫ ચરબી, વીર્ય, લોહી, મજ્જા, મૂત્ર, વિષ્ઠા, નાકનો ને કાનનો મેલ, બડખા, આંસુ, ચીપડા અને પરસેવો આ બાર મનુષ્યના શરીરના મેલ છે.

**एका लिङ्गे गुदे तिस्रस्तथैकत्र करे दश ।**
**उभयोः सप्त दातव्या मृदः शुद्धिमभीप्सता ॥ १३६ ॥**

૧૩૬ મળ મૂત્રનો ત્યાગ કર્યા પછી (જંગલ જઇ આવ્યા પછી) શુદ્ધ થવાની ઇચ્છા રાખનારા મનુષ્યે લિંગ તથા યોનિને એકવાર, ગુદાને ત્રણવાર, ડાબા હાથને દશવાર અને બન્ને હાથને સાત વાર પાણીથી તથા માટીથી ધોવા.

एतच्छौचं गृहस्थानां द्विगुणं ब्रह्मचारिणाम् ।
त्रिगुणं स्याद्वनस्थानां यतीनां तु चतुर्गुणम् ॥ १३७ ॥

૧૩૭ આ શુદ્ધિ ગૃહસ્થોને માટે કહી છે. બ્રહ્મચારીઓને માટે તેનાથી બમણી, વાનપ્રસ્થો માટે તેનાથી ત્રણ ગણી અને સંન્યાસીઓને માટે તેનાથી ચાર ગણી શુદ્ધિ જાણવી.

कृत्वा मूत्रं पुरीषं वा खान्याचान्त उपस्पृशेत् ।
वेदमध्येष्यमाणश्च अन्नमश्नंश्च सर्वदा ॥ १३८ ॥

૧૩૮ મૂતર્યા પછી અને જંગલ જઈ આવ્યા પછી આચમન કરીને જળવડે ઇંદ્રિયોનો સ્પર્શ કરવો તથા વેદ ભણવો હોય ત્યારે અને ભોજન કરવું હોય ત્યારે પણ સર્વદા આચમન કરીને પાણીવડે મુખ, નાસિકા, નેત્ર, કાન, હૃદય વગેરે ઇંદ્રિયોનો સ્પર્શ કરવો.

त्रिराचामेदपः पूर्वं द्विः प्रमृज्यात्ततो मुखम् ।
शारीरं शौचमिच्छन्हि स्त्री शूद्रस्तु सकृत्सकृत् ॥ १३९ ॥

૧૩૯ શરીરને શુદ્ધ કરવાની ઇચ્છાવાળા દ્વિજ જાતિના પુરુષે પ્રથમ ત્રણવાર જળવડે આચમન કરવું અને પછી બે વાર મુખ લુછવું તથા સ્ત્રીએ અને શૂદ્રે એક એકવાર પાણીથી આચમન કરીને મુખ લુછવું.

शूद्राणां मासिकं कार्यं वपनं न्यायवर्तिनाम् ।
वैश्यवच्छौचकल्पश्च द्विजोच्छिष्टं च भोजनम् ॥ १४० ॥

૧૪૦ ન્યાય પ્રમાણે વર્તનારા શૂદ્રોએ મહિને મહિને હજામત કરાવવી, મૃત્યુ સૂતક અને જન્મસૂતક વૈશ્યની પેઠે પાળવાં તથા બ્રાહ્મણ જમી રહ્યા પછી બાકી રહેલું જમવું.

नोच्छिष्टं कुर्वते मुख्या विप्रुषोऽङ्गं पतन्ति याः ।
न श्मश्रूणि गतान्यास्ये न दन्तान्तराधिष्ठितम् ॥ १४१ ॥

૧૪૧ મુખમાંથી શરીર ઉપર પડતા થૂંકના ઝીણા કણ શરીરને એઠું કરતા નથી, મોઢામાં આવેલા મૂછના વાળ પણ એઠા થતા નથી તથા દાંતની ફાટમાં રહેલું અન્ન પણ પુરુષને ઉચ્છિષ્ટ કરતું નથી.

(अजाश्वं मुखतो मेध्यं गावो मेध्याश्च पृष्ठतः ।
ब्राह्मणाः पादतो मेध्याः स्त्रियो मेध्याश्च सर्वतः ॥

બકરીનું તથા ઘોડાનું મુખ પવિત્ર ગણાય છે, ગાયનો પછવાડીનો ભાગ એટલે પુછડું પવિત્ર ગણાય છે, બ્રાહ્મણોનાં ચરણો પવિત્ર ગણાય છે અને સ્ત્રીઓનાં સર્વ અંગો પવિત્ર ગણાય છે.)

(गौरमेध्या मुखे प्रोक्ता अजा मेध्या ततः स्मृता ।
गोः पुरीषं च मूत्रं च मेध्यमित्यब्रवीन्मनुः ॥

ગાયનું મુખ અપવિત્ર ગણાય છે અને બકરીનું મુખ પવિત્ર ગણાય છે તથા ગાયનું છાણ અને મૂત્ર પવિત્ર ગણાય છે, એમ મનુએ કહ્યું છે.)

स्पृशन्ति बिन्दवः पादौ य आचामयतः परान् ।
भौमिकैस्ते समा ज्ञेया न तैराप्रयतो भवेत् ॥ १४२ ॥

૧૪૨ બીજાઓને આચમન કરાવનારા પુરુષના પગ ઉપર તે આચમનના પાણીના છાંટા પડે તો તેને શુદ્ધ ભૂમિપર પડેલા પાણીના સમાન શુદ્ધ જાણવા અને તે પાણીના છાંટાઓથી આચમન કરાવનારો અપવિત્ર થતો નથી.

(दन्तवद्दन्तलग्नेषु जिह्वास्पर्शेषु चेन्न तु ।
परिच्युतेषु तत्स्थानान्निगिरन्नेव तच्छुचिः ॥

દાંતની ફાટમાં રહેલાં અન્નને જો જીભ અડકતી ન હોય તો તેને દાંતનાં સમાન પવિત્ર જાણવું અને તે પોતાના સ્થાનમાંથી પડી ગયા પછી તેને ગળી જવાથી અપવિત્ર થવાતું નથી.)

उच्छिष्टेन तु संस्पृष्टो द्रव्यहस्तः कथंचन ।
अनिधायैव तद्द्रव्यमाचान्तः शुचितामियात् ॥ १४३ ॥

૧૪૩ હાથમાં અન્નાદિક પદાર્થ હોય અને કોઇ પણ રીતે ઉચ્છિષ્ટ વસ્તુ અડી જાય તો તે પદાર્થને નીચે મૂક્યા વિના જ આચમન કરીને પુરુષ પવિત્ર થાય છે.

वान्तो विरिक्तः स्नात्वा तु घृतप्राशनमाचरेत् ।
आचामेदेव भुक्त्वान्नं स्नानं मैथुनिनः स्मृतम् ॥ १४४ ॥

૧૪૪ જેને ઉલટી થઇ હોય અથવા તો જેને ઝાડો થયો હોય, તેણે સ્નાન કરીને ઘીનું પ્રાશન કરવું, ભોજન કર્યા પછી આચમન કરવું અને મૈથુન કર્યા પછી સ્નાન કરવું.

(अनृतौ तु मृदा शौचं कार्यं मूत्रपुरीषवत् ।
ऋतौ तु गर्भशङ्कित्वात्स्नानं मैथुनिनः स्मृतम् ॥

ઋતુ ન હોય ત્યારે મૈથુન કર્યું હોય તો મળ મૂત્રના ત્યાગની પેઠે માટીથી શૌચ કરવું; પરંતુ ઋતુમાં મૈથુન કર્યું હોય તો ગર્ભ રહેવાની શંકાથી મૈથુન કરનારાએ સ્નાન કરવું.)

**सुप्त्वा क्षुत्त्वा च भुक्त्वा च निष्ठीव्योक्त्वानृतानि च ।**
**पीत्वापोऽध्येष्यमाणश्च आचामेत्प्रयतोऽपि सन् ॥ १४५ ॥**

૧૪૫ અધ્યયન કરવાની ઇચ્છાવાળાએ સુઇ ઉઠ્યા પછી, છીંક ખાધા પછી, ભોજન કર્યા પછી, બડખા કાઢ્યા પછી, અસત્ય ભાષણ કર્યા પછી અને જળપાન કર્યા પછી પવિત્ર હોવા છતાં પણ સાવધાન થઇને આચમન કરવું અને તે પછી વેદાધ્યયન કરવું

**एष शौचविधिः कृत्स्नो द्रव्यशुद्धिस्तथैव च ।**
**उक्तो वः सर्ववर्णानां स्त्रीणां धर्मान्निबोधत ॥ १४६ ॥**

૧૪૬ ચારેય વર્ણના જન્મના તથા મરણના દશ રાત્રિના સૂતક વગેરેનો વિધિ તથા ધાતુ, મણિ વગેરે પદાર્થોની પાણી, માટી વગેરેથી શુદ્ધ કરવાનો સર્વ વિધિ તમને કહ્યો. હવે તમે સ્ત્રીઓના ધર્મ સાંભળો.

**बालया वा युवत्या वा वृद्धया वापि योषिता ।**
**न स्वातन्त्र्येण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥ १४७ ॥**

૧૪૭ બાળક, જુવાન અથવા તો વૃદ્ધ સ્ત્રીએ ઘરમાં કંઇ પણ કાર્ય સ્ત્રીઓના ધર્મ. સ્વતંત્રપણાથી કરવું નહિ.

**बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।**
**पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतन्त्रताम् ॥ १४८ ॥**

૧૪૮ સ્ત્રીએ બાલ્ય વયમાં પિતાની આજ્ઞામાં રહેવું, જુવાન વયમાં પતિની આજ્ઞામાં રહેવું અને પતિ મરી ગયા પછી પુત્રોના રક્ષણમાં રહેવું; પરંતુ સ્ત્રીએ સ્વતંત્રતા ભોગવવી નહિ.

**पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मनः ।**
**एषां हि विरहेण स्त्री गर्ह्ये कुर्यादुभे कुले ॥ १४९ ॥**

૧૪૯ સ્ત્રીએ પિતા, ભર્તાર અથવા તો પુત્રોથી જૂદા પડીને રહેવાની ઇચ્છા કરવી નહિ. સ્ત્રી એઓના વિયોગથી પતિ અને પીયર એ બન્ને કુળને નિંદાપાત્ર કરે છે.

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥ १५० ॥

૧૫૦ સ્ત્રીએ સદાય અત્યંત આનંદમાં રહેવું, ઘરના કામકાજમાં ચતુરાઈ રાખવી, ઘરની સર્વ સામગ્રીઓને ઝાડી ઝુડીને સાફ રાખવી અને ઘર ખર્ચમાં ખુલ્લા હાથથી રહેવું નહિ, એટલે કરકસર કરવી.

यस्मै दद्यात्पिता त्वेनां भ्राता वानुमते पितुः ।
तं शुश्रूषेत जीवन्तं संस्थितं च न लङ्घयेत् ॥ १५१ ॥

૧૫૧ પિતા કન્યાને જેની સાથે પરણાવે અથવા તો પિતાની અનુમતિથી ભાઇ કન્યાને જેની સાથે પરણાવે તે પતિ જીવતો હોય ત્યાં સુધી સ્ત્રીએ તેની સેવા કરવી અને તેના મરી ગયા પછી બ્રહ્મચર્ય પાળવું તથા તેની શ્રાદ્ધાદિક ક્રિયા કરવી.

*मङ्गलार्थं स्वस्त्ययनं यज्ञश्चासां प्रजापतेः ।
प्रयुज्यते विवाहेषु प्रदानं स्वाम्यकारणम् ॥ १५२ ॥

૧૫૨ વિવાહોમાં પ્રજાપતિને ઉદ્દેશીને જે યજ્ઞ કરવામાં આવે છે, તે સ્ત્રીઓના મંગળને માટે અને કલ્યાણને માટે છે; પરંતુ સ્વામીપણામાં તો વાગ્દાન જ કારણ છે.

अनृतावृतुकाले च मन्त्रसंस्कारकृत्पतिः ।
सुखस्य नित्यं दातेह परलोके च योषितः ॥ १५३ ॥

૧૫૩ વેદના મંત્રોવડે વિવાહસંસ્કાર કરનારો પતિ ઋતુકાળમાં અને તે શિવાયના બીજા સમયમાં સ્ત્રીઓને આ લોકમાં તથા પરલોકમાં નિત્ય સુખ આપનારો છે.

---

* વાગ્દાનથી અમુક પુરુષનું અમુક કન્યાપર સ્વામીપણું સિદ્ધ થાય છે અને તે જ વાત ધ્યાનમાં રાખીને મનુએ વાગ્દત્તા કન્યાનું મરણ થાય તો તેના પતિના સપિંડોને ત્રણ રાત્રિનું આશૌચ કહ્યું છે. પરંતુ વિવાહ કર્યાં વિના તે કન્યાનું ભાર્યાપણું સિદ્ધ થતું નથી. વાગ્દત્તા કન્યાનો પતિ ખોવાઇ જાય, મરી જાય, ત્યાગી થઈ જાય, નપુંસક નિવડે અથવા તો પતિત થઇ જાય (વટલી જાય) તો તે કન્યાનું બીજે વાગ્દાન થઈ શકે છે અને એટલા જ માટે આઠમા અધ્યાયના ૨૨૭ મા શ્લોકમાં ભાર્યાપણાની સિદ્ધિ સપ્તપદી થઈ ગયા પછી માની છે. સપ્તપદી થઇ ગયા પછી વર અથવા તો કન્યા દોષવાળાં જણાય અને તેથી પશ્ચાત્તાપ થાય તો પણ એક બીજાં એક બીજાંનો ત્યાગ કરી શકતાં નથી.

विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।
उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः ॥ १५४ ॥

૧૫૪ પતિ શીળરહિત હોય, ઇચ્છાનુસાર આચરણ કરનારો હોય અથવા તો સદ્દગુણોથી રહિત હોય તો પણ પતિવ્રતા સ્રીએ સદાય પતિની દેવની પેઠે સેવા કરવી.

(दानप्रभृति या तु स्याद्यावदायुः पतिव्रता ।
भर्तृलोकं न त्यज्याति यथैवारुन्धती तथा ॥

જે સ્ત્રી વાગ્દાન થયા પછી જીવતાં સૂધી પતિવ્રતા રહે છે, તે સ્ત્રી અરુંધતીની પેઠે પતિના લોકનો ત્યાગ કરતી નથી.)

नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषितम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥ १५५ ॥

૧૫૫ સ્ત્રીઓએ પતિની આજ્ઞા લીધાવિના યજ્ઞ, વ્રત કે ઉપવાસ કરવો નહિ (પરંતુ તેની આજ્ઞા લઇને કરવાં) અને પતિની સેવા કરવી. પતિની સેવા કરવાથી સ્ત્રી સ્વર્ગલોકમાં પૂજાય છે.

(पत्यौ जीवति या तु स्त्री उपवासं व्रतं चरेत् ।
आयुष्यं हरते भर्तुर्नरकं चैव गच्छति ॥

પતિના જીવતાં જે સ્ત્રી પતિની સેવા નહિ કરતાં ઉપવાસ અથવા તો વ્રત કરે છે, તે સ્ત્રી ભર્તારનું આયુષ્ય હરે છે અને પોતે નરકમાં પડે છે.)

पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्य वा ।
पतिलोकमभीप्सन्ती नाचरेत्किंचिदप्रियम् ॥ १५६ ॥

૧૫૬ પતિની સાથે ધર્માચરણ કરીને મેળવેલા સ્વર્ગલોકમાં જવાની ઇચ્છાવાળી પતિવ્રતા સ્ત્રીએ પોતાનો પાણિગ્રહણ કરનારો પતિ જીવતો હોય કે મરી ગયો હોય, તો પણ તેને અણગમતું કંઈ પણ કાર્ય કરવું નહિ.

कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः ।
न तु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य तु ॥ १५७ ॥

૧૫૭ ઘરમાં ખાવા પીવાના ઉત્તમ પદાર્થો હોય તો પણ વિધવા સ્ત્રીએ સત્વગુણી ફળ ફૂલનો અલ્પ આહાર કરીને શરીરને ક્ષીણ કરવું તથા પતિના મરી ગયા પછી વ્યભિચાર બુદ્ધિથી પરપુરુષનું નામ સુદ્ધાંત લેવું નહિ. અર્થાત્ પોતાના માતાપિતા તથા કુટુંબી શિવાય બીજા સંબંધ વગરના પુરુષોની સાથે કારણ વગર વૃથા વાતચિત કર્યા કરવી નહિ.

**आसीतामरणात्क्षान्ता नियता ब्रह्मचारिणी ।**
**यो धर्म एकपत्नीनां काङ्क्षन्ती तमनुत्तमम् ॥ १५८ ॥**

૧૫૮ એક પતિની સેવા કરીને વરદાન, શાપદાન વગેરે અલૌકિક શક્તિ મેળવવાની ઇચ્છાવાળી પતિવ્રતા સ્ત્રીએ વિધવા થયા પછી મનની કામનાને શાંત પાડી દેવી, વિધવા સ્ત્રીના નિયમો પાળવા અને મરણ પર્યંત બ્રહ્મચર્ય વ્રત પાળવું.

**अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ।**
**दिवं गतानि विप्राणामकृत्वा कुलसंततिम् ॥ १५९ ॥**

૧૫૯ હજારો અને લાખો બ્રાહ્મણો કુળની વૃદ્ધિમાટે સંતાન ઉત્પન્ન કર્યા વિના બાલ્યવયથી જ બ્રહ્મચર્ય વ્રત પાળીને સ્વર્ગમાં ગયા છે અથાત્ પુત્રવિના બ્રહ્મચર્યથી પણ મુક્તિ મળે છે.

**मृते भर्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता ।**
**स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥ १६० ॥**

૧૬૦ પતિ મરી ગયા પછી જે પતિવ્રતા સ્ત્રી બ્રહ્મચર્ય પાળીને રહે છે, તે પુત્રવિનાની હોય છે, તોપણ બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગમાં જાય છે.

**अपत्यलोभाद्या तु स्त्री भर्तारमतिवर्तते ।**
**सेह निन्दामवाप्नोति पतिलोकाच्च हीयते ॥ १६१ ॥**

૧૬૧ પરંતુ જે સ્ત્રી પુત્રના લોભથી ( એટલે મને પુત્ર થાય તો હું નરકમાંથી તરું એવા વિચારથી ) વ્યભિચાર કરે છે, તે આ લોકમાં નિંદાપાત્ર થાય છે અને મરણ પછી પતિના લોકમાંથી પણ (સ્વર્ગમાંથી) ભ્રષ્ટ થાય છે.

**नान्योत्पन्ना प्रजास्तीह न चाप्यन्यपरिग्रहे ।**
**न द्वितीयश्च साध्वीनां क्वचिद्भर्तोपदिश्यते ॥ १६२ ॥**

૧૬૨ પતિ શિવાય બીજા પુરુષે ઉત્પન્ન કરેલી પ્રજા શાસ્ત્ર પ્રમાણે તે સ્ત્રીની પ્રજા ગણાતી નથી તથા બીજાની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલી પ્રજા પણ ઉત્પન્ન કરનાર પુરુષની પ્રજા ગણાતી નથી. તેમ પતિવ્રતા સ્ત્રીઓને કોઇ પણ ઠેકાણે બીજો પતિ કરવાનો ઉપદેશ પણ કરેલો નથી.

**पतिं हित्वापकृष्टं स्वमुत्कृष्टं या निषेवते ।**
**निन्द्यैव सा भवेल्लोके परपूर्वेति चोच्यते ॥ १६३ ॥**

૧૬૩ જે સ્ત્રી પોતાના રૂપ, ધન વગેરેથી રહિત એવા પતિનો ત્યાગ કરીને રૂપ તથા ધનાદિકથી ચઢિયાતા પર પુરુષને સેવે છે, તે જગતમાં નિંદાપાત્ર થાય છે અને પરપૂર્વા એવાં નામવાળી કહેવાય છે.

**व्यभिचारात्तु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम् ।**
**शृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते ॥ १६४ ॥**

૧૬૪ જે સ્ત્રી પતિનો ત્યાગ કરીને વ્યભિચાર કરે છે, તે જગતમાં નિંદાપાત્ર થાય છે, મરી ગયા પછી શિયાળની જાતિમાં અવતરે છે અને પાપી રોગોથી એટલે ક્ષય વગેરે રોગોથી પીડાય છે.

**पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।**
**सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥ १६५ ॥**

૧૬૫ પરપુરુષનું સ્મરણ ન કરવું તેનું નામ મનઃ સંયમ, પોતાના પતિના ગુણો કરતાં બીજાના ગુણોનાં વધારે વખાણ ન કરવાં તેનું નામ વાક્સંયમ અને પરપુરુષનો સ્પર્શ ન કરવો તેનું નામ શરીરસંયમ કહેવાય છે. આ ત્રણેય પ્રકારના સંયમવાળી જે સ્ત્રી મન, વાણી અને કાયાથી પતિની જ સેવા કર્યા કરે છે, તે સ્ત્રી પતિના લોકમાં જાય છે અને સત્પુરુષો તેને સાધ્વી સ્ત્રી ( પતિવ્રતા સ્ત્રી ) કહે છે.

**अनेन नारी वृत्तेन मनोवाग्देहसंयता ।**
**इहाग्र्यां कीर्तिमाप्नोति पतिलोकं परत्र च ॥ १६६**

૧૬૬ મન, વાણી અને કાયાથી નિયમમાં રહેનારી જે સ્ત્રી ઉપર કહેલા સદાચાર પ્રમાણે વર્ત્તે છે, તે સ્ત્રી આ લોકમાં ઉત્તમ કીર્તિ મેળવે છે અને મરણ પછી પતિના લોકમાં જાય છે.

**एवंवृत्तां सवर्णां स्त्रीं द्विजातिः पूर्वमारिणीम् ।**
**दाहयेदग्निहोत्रेण यज्ञपात्रैश्च धर्मवित् ॥ १६७ ॥**

૧૬૭ ધર્મવેત્તા બ્રાહ્મણે ઉપર કહેલા આચારવાળી પોતાની જાતની સ્ત્રી જો પ્રથમ મરી જાય તો અગ્નિહોત્રના અગ્નિવડે યજ્ઞનાં પાત્રોની સાથે તે સ્ત્રીનો દાહ કરવો.

**भार्यायै पूर्वमारिण्यै दत्वाग्नीनन्त्यकर्मणि ।**
**पुनर्दारक्रियां कुर्यात्पुनराधानमेव च ॥ १६८ ॥**

૧૬૮ ભાર્યા જો પ્રથમ મરી જાય તો પુરુષે સ્ત્રીને અંત્યેષ્ટિ કર્મવડે દાહ કરીને ફરી પરણવું અને સ્માર્તાગ્નિ અથવા તો શ્રૌતાગ્નિ ધારણ કરવો.

अनेन विधिना नित्यं पञ्चयज्ञान्न हापयेत् ।
द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत् ॥ १६९ ॥

इति श्रीमानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां
पञ्चमोऽध्यायः समाप्तः ।

૧૬૯ દ્વિજવર્ણે ઉપર કહેલા વિધિ પ્રમાણે નિત્ય વિવાહ કરીને આયુષ્યનો બીજો ભાગ ગૃહસ્થાશ્રમમાં ગાળવો તથા નિત્ય પાંચ મહાયજ્ઞો કરવા.

ઇતિ શ્રીગુજરાતી ભાષાન્તરસહિત મનુસ્મૃતિમાં 'ભક્ષ્યાભક્ષ્યનો નિર્ણય' એ નામનો અધ્યાય ૫ મો સમાપ્ત.

## અધ્યાય ૬ ઠ્ઠો.

एवं गृहाश्रमे स्थित्वा विधिवत्स्नातको द्विजः ।
वने वसेत्तु नियतो यथावद्विजितेन्द्रियः ॥ १ ॥

૧ ઉપર કહ્યા પ્રમાણે સ્નાતક બ્રાહ્મણે ગૃહસ્થાશ્રમમાં રહી, નિયમ પાળીને યથાર્થ રીતે ઇંદ્રિયોને જિતવી અને પછી વનમાં જઇને વાસ કરવો.

(अतः परं प्रवक्ष्यामि धर्मं वैखानसाश्रमम् ।
वन्यमूलफलानां च विधिं ग्रहणमोक्षणे ॥

હવે પછી વાનપ્રસ્થાશ્રમના ધર્મો તથા વનનાં કયાં મૂળ અને ફળ ખાવાં અને કયાં ન ખાવાં, એ કહીશ.)

गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः ।
अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥ २ ॥

૨ ગૃહસ્થ જ્યારે પોતાનાં શરીરની ચામડીને શિથિલ અને માથાના કેશને ધોળા જુવે તથા પુત્રના પુત્રને જુવે ત્યારે તેણે વનમાં વાસ કરવો અર્થાત્ વાનપ્રસ્થ થવું.

વાનપ્રસ્થના ધર્મ.

संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम् ।
पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा ॥ ३ ॥

૩ પુરુષે ગ્રામના અન્નાદિ આહારનો તથા ઘરના સર્વ સામાનનો ત્યાગ કરી દઈ સ્ત્રી, પુત્રોને સોંપી દઈને અથવા તો તેને સાથે લઈને વનમાં જવું.

अग्निहोत्रं समादाय गृह्यं चाग्निपरिच्छदम् ।
ग्रामादरण्यं निःसृत्य निवसेन्नियतेन्द्रियः ॥ ४ ॥

૪ આવસથ્યાગ્નિને અથવા તો અગ્નિહોત્રને તેની સર્વ સામગ્રી સાથે લઈ ગામમાંથી નિકળીને વનમાં વાસ કરવો અને ઇંદ્રિયોને નિયમમાં રાખવી.

मुन्यन्नैर्विविधैर्मेध्यैः शाकमूलफलेन वा ।
एतानेव महायज्ञान्निर्वपेद्विधिपूर्वकम् ॥ ५ ॥

૫ જાતજાતનાં પવિત્ર એવાં શ્યામા વગેરે મુનિઅન્નો, શાક, મૂળ અથવા તો ફળવડે પૂર્વે કહેલા પાંચ મહાયજ્ઞો વિધિપૂર્વક કરવા.

वसीत चर्म चीरं वा सायं स्नायात्प्रगे तथा ।
जटाश्च बिभृयान्नित्यं श्मश्रुलोमनखानि च ॥ ६ ॥

૬ ચામડાં અથવા તો વલ્કલનાં વસ્ત્ર પહેરવાં, પ્રભાતમાં અને સાયંકાળે સ્નાન કરવું, માથે જટા રાખવી અને નિત્ય મૂછને, ડાઢીના વાળને તથા નખને વધારવા.

यद्भक्ष्यं स्यात्ततो दद्याद्बलिं भिक्षां च शक्तितः ।
अम्मूलफलभिक्षाभिरर्चयेदाश्रमागतान् ॥ ७ ॥

૭ પોતાને ખાવાનું જે અન્ન હોય તેમાંથી બલિ તથા ભિક્ષા આપવી અને પોતાના આશ્રમમાં આવેલા ભિક્ષુકોને પાણી, મૂળ તથા ફળની ભિક્ષા આપીને તેઓનો સત્કાર કરવો.

स्वाध्याये नित्ययुक्तः स्याद्दान्तो मैत्रः समाहितः ।
दाता नित्यमनादाता सर्वभूतानुकम्पकः ॥ ८ ॥

૮ નિત્ય વેદાભ્યાસ કરવામાં મચ્યા રહેવું, ઇન્દ્રિયોનું દમન કરવું, સર્વ સાથે મિત્રતા રાખવી, મનને નિયમમાં રાખવું, નિત્ય દાન દેવું, કોઇનું પણ દાન લેવું નહિ તથા સર્વ પ્રાણીઓના ઉપર દયા રાખવી.

*वैतानिकं च जुहुयादग्निहोत्रं यथाविधि ।
दर्शमस्कन्दयन्पर्व पौर्णमासं च योगतः ॥ ९ ॥

* આ શ્લોકમાં વાનપ્રસ્થને અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ વગેરે ઇષ્ટિઓ કરવાનું કહ્યું છે, માટે અગ્નિહોત્રી જો સ્ત્રી સહિત વનમાં જાય તો તે પક્ષમાં તે કર્મ થઈ શકે. પરંતુ પુરુષ એકલો જ વનમાં જાય ત્યારે શ્રૌત કર્મ થઈ શકે નહિ. કોઈ કહેશે કે, જેમ પરદેશમાં ગયેલા પુરુષની અનુજ્ઞાથી સ્ત્રી અગ્નિમાં હોમ આપે છે, તેમ વાનપ્રસ્થે પણ શ્રૌત સ્માર્ત કર્મો કરવાં. પરંતુ તેમ થઈ શકે નહિ. સ્ત્રી વિના ઘણાંએક કર્મોનો

૯ ગાર્હપત્યના કુંડમાં રહેલા અગ્નિનો આહવનીયાગ્નિ તથા દક્ષિણાગ્નિ કુંડમાં જે વિહાર થાય છે, તેને વિતાન કહેવામાં આવે છે અને તે વિતાનમાં જે કર્મ કરવામાં આવે તે વૈતાનિક કર્મ કહેવાય છે. તે વૈતાનિક એવા અગ્નિ-હોત્રમાં સમયાનુસાર હોમ કરવો તથા અમાવાસ્યાના અને પૂર્ણિમાના પર્વને દહાડે પણ સમય પ્રમાણે ઇષ્ટિઓ કરવી.

**ऋक्षेष्ट्याग्रयणं चैव चातुर्मास्यानि चाहरेत् ।**
**तुरायणं च क्रमशो दाक्षस्यायनमेव च ॥ १० ॥**

૧૦ નક્ષત્રેષ્ટિ, નવધાન્યેષ્ટિ, ચાતુર્માસ્ય, તુરાયણ અને દાક્ષાયણ નામના યાગો પણ વાનપ્રસ્થે ક્રમવાર કરવા.

**वासन्तशारदैर्मेध्यैर्मुन्यन्नैः स्वयमाहृतैः ।**
**पुरोडाशांश्चरूंश्चैव विधिवन्निर्वपेत्पृथक् ॥ ११ ॥**

૧૧ વસંત ઋતુમાં અને શરદ્ ઋતુમાં પવિત્ર એવાં શામા વગેરે મુનિ અન્નોને જાતે વનમાંથી લાવવાં અને જૂદા જૂદા યાગોને માટે શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે પુરોડાશો અને ચરુઓ તૈયાર કરીને તેનો જૂદો જૂદો હોમ કરવો.

**देवताभ्यस्तु तद्धुत्वा वन्यं मेध्यतरं हविः ।**
**शेषमात्मनि युञ्जीत लवणं च स्वयं कृतम् ॥ १२ ॥**

૧૨ વનમાં ઉત્પન્ન થયેલું પવિત્ર એવું હવ્ય દેવતાઓને ઉદ્દેશીને અગ્નિમા હોમવું, તેના શેષ ભાગનું પોતે ભક્ષણ કરવું તથા વૃક્ષના ક્ષારમાંથી બનાવેલા લવણનો ઉપયોગ કરવો.

---

લોપ થાય છે. वेदोऽसि वित्तिरसि ઇત્યાદિ મંત્રો સ્ત્રીને બોલવા પડે છે. વળી સ્ત્રીસહિત જાય તો પણ વ્રીહિ વગેરે ગ્રામ્ય ધાન્યો નહિ મળવાથી ત્યાં યજ્ઞો થઈ શકે નહિ તો પછી વાનપ્રસ્થ આશ્રમનો વિધિ અને અગ્નિહોત્રાદિનો વિધિ એ બન્ને સાથે બનવું, એ પરસ્પર વિરુદ્ધ છે. તેમ યાવત્ જીવિત શ્રુતિથી વાનપ્રસ્થ આશ્રમની સંભાવના પણ નથી. તેના ઉત્તરમાં કેટલાએક જણાવે છે કે, અહિં વૈતાનિક શબ્દ સ્માર્ત કર્મમાં યોજના કરે છે અને સ્માર્ત કર્મમાં વિહિત વગેરેનો કાંઈ નિયમ નથી.

यदन्नः पुरुषो राजन् तदन्नास्तस्य देवताः એ નિયમથી મુનિ અન્નથી પણ સ્માર્ત કર્મ થઈ શકે છે, એટલા માટે ભાર્યા સહિત વાનપ્રસ્થને આ એક જૂદું જ સ્માર્ત કર્મનું વિધાન છે એમ સમજવું. અથવા તો શ્રોતસાધનવાળા પુરુષે તે જ અગ્નિ સહિત વનમાં જવું અને યથાશક્તિ વનનાં અન્નથી જ દર્શ, પૂર્ણમાસ વગેરે કરવા અને અનાહિતાગ્નિ પુરુષે ભાર્યાને પુત્રોની પાસે મૂકીને જ વનમાં જવું.

स्थलजौदकशाकानि पुष्पमूलफलानि च ।
मेध्यवृक्षोद्भवान्यद्यात्स्नेहांश्च फलसंभवान् ॥ १३ ॥

૧૩ સ્થળમાં અને જળમાં ઉત્પન્ન થનારાં શાકો તથા પવિત્ર વૃક્ષોમાં ઉત્પન્ન થનારાં ફૂલ, મૂળ અને ફળોનો તથા ઈંગોડીઆં વગેરેના ફળમાંથી ઉત્પન્ન થનારાં તેલનો ખાવામાં ઉપયોગ કરવો.

वर्जयेन्मधु मांसं च भौमानि कवकानि च ।
भूस्तृणं शिग्रुकं चैव श्लेष्मातकफलानि च ॥ १४ ॥

૧૪ વાનપ્રસ્થ થયેલા પુરુષે મદ્ય, માંસ, મીંદડાની બલિ, ગળજીભી, સરગવો અને ગુંદાં ખાવાં નહિ.

त्यजेदाश्वयुजे मासि मुन्यन्नं पूर्वसंचितम् ।
जीर्णानि चैव वासांसि शाकमूलफलानि च ॥ १५ ॥

૧૫ પ્રથમ સંગ્રહી રાખેલું મુનિ અન્ન આસો મહિનામાં એટલે શરદમાં ત્યાગ કરી દેવું (ને નવા અન્નનો સંગ્રહ કરવો) તથા વસ્ત્રો, શાક, મૂળ અને ફળો પણ જીર્ણ થઈ જાય ત્યારે તેને તજી દેવાં (અને નવાં ગ્રહણ કરવાં).

न फालकृष्टमश्नीयादुत्सृष्टमपि केनचित् ।
न ग्रामजातान्यार्तोऽपि मूलानि च फलानि च ॥ १६ ॥

૧૬ ખેતરમાં ખેડેલું અન્ન કોઈ જાતે આવીને આપી જાય તો પણ વાનપ્રસ્થે ખાવું નહિ તથા ગામમાં ઉત્પન્ન થયેલાં મૂળો અને ફળો પણ આતુર સ્થિતિમાં હોવા છતાં ખાવાં નહિ.

अग्निपक्काशनो वा स्यात्कालपक्वभुगेव वा ।
अश्मकुट्टो भवेद्वापि दन्तोलूखलिकोऽपि वा ॥ १७ ॥

૧૭ પરંતુ મુનિઅન્નોને લાવી તેને અગ્નિ ઉપર રાંધીને ખાવાં, પોતપોતાની ઋતુમાં પાકેલાં ફળો જ ખાવાં અથવા તો પત્થરથી મુનિ અન્નને કૂટી તેનો લોટ કરીને ખાવો, અથવા તો અન્નને કે ફળને તેની ઉપરનાં ફોતરાંને કે છાલને ઉતારી નાંખીને દાંતવતી ખાવાં.

सद्यःप्रक्षालको वा स्यान्माससंचयिकोऽपि वा ।
षण्मासनिचयो वा स्यात्समानिचय एव वा ॥ १८ ॥

૧૮ વાનપ્રસ્થે એક દિવસ ચાલે તેટલાં, એક મહિનો ચાલે તેટલાં, છ મહિના સૂધી ચાલે તેટલાં અથવા તો એક વર્ષ સૂધી ચાલે તેટલાં અન્નનો સંગ્રહ કરવો.

**नक्तं चान्नं समश्नीयाद्दिवा वाहृत्य शक्तितः ।**
**चतुर्थकालिको वा स्यात्स्याद्वाप्यष्टमकालिकः ॥ १९ ॥**

૧૯ શક્તિ પ્રમાણે વનમાંથી અન્ન લાવીને રાત્રે અથવા તો દિવસે એક ટાંણું ભોજન કરવું અથવા તો ચોથે કાળે કે આઠમે કાળે ભોજન કરવું.

૧૯ દિવસમાં બે વાર ભોજન કરવું, આવી શાસ્ત્રાજ્ઞા છે. પરંતુ ભગવાન્ મનુ વાનપ્રસ્થને માટે કહે છે કે, તેણે દિવસમાં એક વાર ભોજન કરવું અથવા તો ચોથે કાળે કે આઠમે કાળે ભોજન કરવું. એક દિવસમાં શાસ્ત્ર પ્રમાણે ભોજનના બે કાળ ગણાય છે; તેથી ચોથે કાળે એટલે એક દિવસ ઉપવાસ કરીને બીજે દહાડે સાંજે ભોજન કરવું અને આઠમે કાળે ભોજન કરવું એટલે ચોથે દિવસે સાયંકાળે ભોજન કરવું.

**चान्द्रायणविधानैर्वा शुक्लकृष्णे च वर्तयेत् ।**
**पक्षान्तयोर्वाप्यश्नीयाद्यवागूं क्वथितां सकृत् ॥ २० ॥**

૨૦ અથવા તો શુકલ પક્ષમાં અને કૃષ્ણ પક્ષમાં ચાંદ્રાયણનાં વ્રતો કરવાં અથવા તો શુકલ પક્ષ અને કૃષ્ણ પક્ષને અંતે એક વાર ઉકાળેલી યવાગૂનો આહાર કરવો.

**( यतः पत्रं समादद्यान्न ततः पुष्पमाहरेत् ।**
**यतः पुष्पं समादद्यान्न ततः फलमाहरेत् ॥**

જે વૃક્ષમાંથી પત્ર લેવાં તે વૃક્ષમાંથી પુષ્પ લેવાં નહિ અને જે વૃક્ષમાંથી પુષ્પ લેવાં તે વૃક્ષમાંથી ફળ લેવાં નહિ.)

**पुष्पमूलफलैर्वापि केवलैर्वर्तयेत्सदा ।**
**कालपक्वैः स्वयंशीर्णैर्वैखानसमते स्थितः ॥ २१ ॥**

૨૧ અથવા તો કાળે કરીને પાકેલાં અને પોતાની મેળે નીચે ખરી પડેલાં એવાં એકલાં ફૂલ, ફળ અને મૂળનો જ વૈખાનસના ધર્મમાં વર્તનારા વાનપ્રસ્થે સદાય આહાર કરવો.

**भूमौ विपरिवर्तेत तिष्ठेद्वा प्रपदैर्दिनम् ।**
**स्थानासनाभ्यां विहरेत्सवनेषूपयन्नपः ॥ २२ ॥**

૨૨ વાનપ્રસ્થે પૃથ્વી ઉપર પડીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું, અથવા તો પગના ફણા ઉપર ઉભા રહેવું, અથવા તો એક સ્થાનમાં બેસી રહેવું તથા પદ્માસન, સ્વસ્તિકાસન વગેરે આસનો વાળવાં અને પ્રભાતે, મધ્યાહ્ને તથા સાયંકાળે એમ ત્રણ વાર સ્નાન કરવું.

**ग्रीष्मे पञ्चतपास्तु स्याद्वर्षास्वभ्रावकाशिकः ।**
**आर्द्रवासास्तु हेमन्ते क्रमशो वर्धयंस्तपः ॥ २३ ॥**

૨૩ ઉનાળામાં પંચાગ્નિ તાપવો, એટલે ચાર દિશાઓમાં અગ્નિના ચાર ઢગ રાખવા અને પાંચમો અગ્નિ સૂર્યને કલ્પીને પંચાગ્નિ તાપવો. વર્ષાકાળમાં ખુલ્લા આકાશમાં જ્યાં વરસાદ વરસતો હોય ત્યાં બેસવું અને હેમંત ઋતુમાં જળમાં કંઠ સૂધી પાણીમાં બેસવું, આ રીતે ક્રમવાર તપને વધાર્યા કરવું.

**उपस्पृशंस्त्रिषवणं पितॄन्देवांश्च तर्पयेत् ।**
**तपश्चरंश्चोग्रतरं शोषयेद्देहमात्मनः ॥ २४ ॥**

૨૪ ત્રણ વખત સ્નાન કરવું, દેવોને અને પિતૃઓને વૈશ્વદેવ તથા શ્રાદ્ધવડે તૃપ્ત કરવા તથા મહાભયંકર તપશ્ચર્યા કરીને પોતાના શરીરને શોષવું.

**अग्नीनात्मनि वैतानान्समारोप्य यथाविधि ।**
**अनग्निरनिकेतः स्यान्मुनिर्मूलफलाशनः ॥ २५ ॥**

૨૫ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે વિતાન સંબંધી અગ્નિનું એટલે અગ્નિહોત્રના અગ્નિનું પોતાને વિષે સમારોપણ કરીને અગ્નિનો અને ઘરનો ત્યાગ કરવો, મૌન રહેવું અને મૂળનો તથા ફળનો આહાર કરવો.

**अप्रयत्नः सुखार्थेषु ब्रह्मचारी धराशयः ।**
**शरणेष्वममश्चैव वृक्षमूलनिकेतनः ॥ २६ ॥**

૨૬ સુખ આપનારી વસ્તુઓ મેળવવા માટે પ્રયત્ન કરવો નહિ, બ્રહ્મચર્ય વ્રત પાળવું, ધરતીપર શયન કરવું, ઘરબાર વગેરે આશ્રમ સ્થાન ઉપર મમતા રાખવી નહિ અને ઝાડના મૂળની નીચે વાસ કરીને રહેવું.

**तापसेष्वेव विप्रेषु यात्रिकं भैक्षमाहरेत् ।**
**गृहमेधिषु चान्येषु द्विजेषु वनवासिषु ॥ २७ ॥**

૨૭ વનમાં વસતા તપસ્વી બ્રાહ્મણોને પ્રાણયાત્રા માટે ભિક્ષા આપવી તથા બીજા વનવાસી ગૃહસ્થ બ્રાહ્મણોને પણ પ્રાણયાત્રા માટે ભિક્ષા આપવી.

**ग्रामादाहृत्य वाश्नीयादष्टौ ग्रासान्वने वसन् ।**
**प्रतिगृह्य पुटेनैव पाणिना शकलेन वा ॥ २८ ॥**

૨૮ પોતાની પાસે આજીવિકા માટે અન્ન ન હોય તો ગામમાંથી પાંદડાના પડિયામાં, હાથમાં અથવા તો કોડીયાના કટકામાં ભિક્ષા માગી લાવીને, તેમાંથી આઠ ગ્રાસ ( કોળિયા ) ખાવા અને વનમાં વાસ કરવો.

एताश्चान्याश्च सेवेत दीक्षा विप्रो वने वसन् ।
विविधाश्चौपनिषदीरात्मसंसिद्धये श्रुतीः ॥ २९ ॥

૨૯ વાનપ્રસ્થે વનમાં રહીને આ અને બીજા નિયમોને સેવવા તથા આત્મજ્ઞાનની સિદ્ધિને માટે જૂદી જૂદી ઉપનિષદની શ્રુતિઓનો અભ્યાસ કરવો.

ऋषिभिर्ब्राह्मणैश्चैव गृहस्थैरेव सेविताः ।
विद्यातपोविवृद्ध्यर्थं शरीरस्य च शुद्धये ॥ ३० ॥

૩૦ પરબ્રહ્મનું દર્શન કરનારા ગૃહસ્થ બ્રાહ્મણો અને સંન્યાસીઓ બ્રહ્મવિદ્યાની અને તપની વૃદ્ધિ માટે તથા શરીરની શુદ્ધિ માટે ઉપનિષદની શ્રુતિઓનો અભ્યાસ કરે છે; માટે વાનપ્રસ્થોએ પણ તે શ્રુતિઓનો અભ્યાસ કરવો.

*अपराजितां वास्थाय व्रजेद्दिशमजिह्मगः ।
आ निपाताच्छरीरस्य युक्तो वार्यनिलाशनः ॥ ३१ ॥

૩૧ ઔષધોપચારથી મટે નહિ તેવી જાતનો વ્યાધિ થયો હોય અથવા તો વૈરાગ્ય થયો હોય ત્યારે માર્ગમાં આવતા પર્વત, સરોવર વગેરેને ઉલ્લંઘી ને સીધાને સીધા શરીર પડી જાય ત્યાં સૂધી ઈશાન ખૂણામાં ચાલ્યા જવું, ચિત્તની વૃત્તિને નિયમમાં રાખવી અને પાણીનો તથા પવનનો આહાર કરવો.

आसां महर्षिचर्याणां त्यक्त्वान्यतमया तनुम् ।
वीतशोकभयो विप्रो ब्रह्मलोके महीयते ॥ ३२ ॥

૩૨ બ્રાહ્મણ શોકથી તથા ભયથી રહિત થઈને ઉપર કહેલી હરકોઈ પણ મહર્ષિની ચર્યાવડે પોતાના દેહને પાડી નાંખે છે તો તે બ્રહ્મલોકમાં પૂજાય છે.

वनेषु च विहृत्यैवं तृतीयं भागमायुषः ।
चतुर्थमायुषो भागं त्यत्वा सङ्गान्परिव्रजेत् ॥ ३३ ॥

૩૩ આ રીતે આયુષ્યના ત્રીજા ભાગને વનમાં ગાળી કાઢીને આયુષ્યના ચોથા ભાગમાં સર્વ વિષયોનો સંગ તજી દઈને સંન્યાસ ધારણ કરવો.

†आश्रमादाश्रमं गत्वा हुतहोमो जितेन्द्रियः ।
भिक्षाबलिपरिश्रान्तः प्रव्रजन्प्रेत्य वर्धते ॥ ३४ ॥

---

* આ મહાપ્રસ્થાનનો વિધિ દર્શાવ્યો છે અને ઈશાનમાં હિમાલય છે, માટે તે તરફ જવાનું કહ્યું છે.

† आश्रमादाश्रमं गच्छेत् આ શ્લોકમાં બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ, એ ત્રણ આશ્રમમાં ભિક્ષા માગી વેદાધ્યયન કરવું, યજ્ઞો કરવા, બલિ આપવો તથા

**૩૪ એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જઈને, એટલે બ્રહ્મચર્યાશ્રમમાં ઇંદ્રિયોનો નિગ્રહ કરીને તથા ભિક્ષા માગીને, ગૃહસ્થાશ્રમમાં વૈશ્વદેવ, બલિ વગેરે આપ્યા પછી ભિક્ષા તથા બલિથી શ્રમિત થયેલો વાનપ્રસ્થ છેવટે સંન્યાસ લે છે તો મૃત્યુ પછી મોક્ષ પામે છે.**

---

જિતેંદ્રિય રહી તપશ્ચરણ વગેરે કર્મો વિધિપૂર્વક કર્યા પછી સંન્યાસાશ્રમ ધારણ કરવાનું કહે છે અને ऋणानि त्रीण्यपाकृत्य એ શ્લોકમાં વેદાધ્યયનથી ઋષિનાં ઋણને, પુત્રોત્પાદનથી પિતૃનાં ઋણને અને યજ્ઞાનુષ્ઠાનથી દેવનાં ઋણને આપીને પછી મોક્ષમાં મન પરોવવું એમ કહ્યું છે. अधीत्य विधिवद्वेदान् એ વાત ૩૬ મા શ્લોકમાં કહી છે. આ ઉપરથી ધર્મશાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે, ક્રમવાર એક એક આશ્રમનું સેવન કરીને તે તે આશ્રમનાં કર્મોથી અંતઃકરણના કષાયો દૂર થયા પછી જ પુરુષ સંન્યાસ આશ્રમનો અધિકારી થાય છે. મહાભારતમાં પણ કહે છે કે; "कषायं पाचयित्वा च श्रेणिस्थानेषु च त्रिषु ॥ प्रव्रजेच्च परं स्थानं यत्र गत्वा न शोचते બ્રહ્મચર્યાદિ ત્રણ આશ્રમોમાં ક્રમવાર રહી રાગાદિ કષાયોને પકાવી નાખીને પછી સંન્યાસ લેવો, કે જેથી શોકરહિત પરલોકનો લાભ થાય છે." સંન્યાસાશ્રમને ધારણ કર્યા પછી અધ્યયન, અધ્યાપન, ઉપદેશ વગેરે કરવા કરાવવાથી શાસ્ત્ર સંબંધી વાદવિવાદો કરીને કીર્તિ મેળવવાના તથા મધુર ભોજનો, રમણીય સ્ત્રી તથા વિષય સેવનાદિ વાસનાઓના ઉભરા મનમાં આવ્યા કરે નહિ. આ જ વિષયને અનુસરીને વેદમાં કહ્યું છે કે त्रयोधर्मस्कंधाः यज्ञोध्ययनं दानम्-ધર્મના ત્રણ સ્કંધ છે. ગૃહસ્થને યજ્ઞ, અધ્યયન (સ્વાધ્યાય) અને દાન એ ત્રણ ધર્મનાં સાધન છે. तपएवाद्वितीयः વાનપ્રસ્થનું તપશ્ચરણ કરવાથી અને ब्रह्मचारी आचार्यकुलवासी ત્રીજું બ્રહ્મચારીનું આચાર્ય કુળમાં વાસ કરવાથી શ્રેય છે. त्रयः एते पुण्यलोका भवन्ति આ ત્રણ આશ્રમો વિહિત કર્માનુષ્ઠાનથી પુણ્યલોક આપે છે. ब्रह्मसंस्थो अमृतत्त्वमेति એટલે ચતુર્થ આશ્રમ ધારણ કરનાર સંન્યાસી અમૃતને એટલે મોક્ષસુખને પામે છે એમ કહ્યું છે. આ પ્રમાણે શ્રુતિ સ્મૃતિમાં ચાર આશ્રમોનો ક્રમ કહેલો છે, છતાં ब्रह्मचर्यादेव प्रव्रजेत् गृहाद्वा वनाद्वा બ્રહ્મચર્ય આશ્રમમાંથી સંન્યાસ લેવો અથવા ગૃહસ્થાશ્રમમાંથી જ સંન્યાસ લેવો ઇત્યાદિ જાબાલશ્રુતિ સાથે ઉપરનાં વચનોનો વિરોધ આવશે તો તેનું નિરાકરણ એ છે કે, પૂર્વ જન્મના યોગાદિકના અભ્યાસથી જેના કષાયો દૂર થઇ ગયા છે તેવા પુરુષોને કોઇપણ કારણથી જન્મ પ્રાપ્ત થયે હોય ને તે પુરુષને બ્રહ્મચર્યાવસ્થામાં વેદાધ્યયન માત્રથી જ જ્ઞાનનિષ્ઠા થઈ હોય તો બ્રહ્મચર્યાશ્રમ પછી તરત જ ઉપરની શ્રુતિ સંન્યાસાશ્રમ ધારણ કરવાનું કહે છે, આમ છતાં प्रत्यक्षविधानात् गृहस्थस्य એ વાત ધ્યાનમાં લઈને કેટલાક મીમાંસકો કહે છે કે, નૈષ્ઠિક બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ તથા સંન્યાસ એ આશ્રમો સ્માર્ત છે અને ગૃહસ્થાશ્રમને માટે તો સાક્ષાત્ શ્રુતિમાં જ કહ્યું છે. માટે ગૃહસ્થ ધર્મથી સ્માર્ત એવાં ત્રણ આશ્રમનો બાધ થાય છે, એટલે કે અંધ, પંગુ વગેરે ગૃહસ્થાશ્રમના અનાધિકારીઓને માટે

**ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् ।**
**अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः ॥ ३५ ॥**

સંન્યાસીના ધર્મ.

૩૫ દેવ, ઋષિ અને પિતૃ એ ત્રણનાં ઋણને દૂર કરીને મનને મોક્ષ-વિષે જોડવું (સંન્યાસ ગ્રહણ કરવો). પરંતુ દેવ, ઋષિ અને પિતૃઓનાં ઋણ ફેડયા વિના બ્રાહ્મણ જો મોક્ષનું સેવન કરે છે એટલે સંન્યાસ લે છે તો તે નરકમાં પડે છે.

---

તે આશ્રમોનું વિધાન છે. પરંતુ ગૃહસ્થાશ્રમના અનધિકારી આંધળા પાંગળા વગેરેને માટે જ ગૃહસ્થ સિવાયના આશ્રમ માનશું તો તેવા પુરુષો ગુરુને માટે ભિક્ષા, પાણી તથા સમિધ લાવવાં, તપશ્ચરણ કરવું, ત્રણ દિવસથી વધારે એક ગામમાં રહેવું નહિ વગેરે તે તે આશ્રમોની ક્રિયાઓ કેવી રીતે કરી શકશે ? એટલા માટે प्रत्यक्षविधानात् गृहस्थस्य એમ કહેવાનું કારણ એવું છે કે, ગૃહસ્થાશ્રમી પુરુષને અર્થ કામની એષણાઓ વધારે હોવાથી તેમને કરવાનાં કામ્ય કર્મો ઘણાં છે, એટલા જ માટે જૂદા જૂદા અનેક યજ્ઞો કરવાનું કહ્યું છે. વળી કામાદિક સુખની ઇચ્છાવાળા જે પુરુષો ગૃહસ્થાશ્રમનો ત્યાગ ન કરી શકે તેવા હોય, તે પુરુષો જો યાવત્ જીવિત ગૃહસ્થાશ્રમમાં જ રહે તો તેઓએ પોતાનાં શ્રેયને માટે જીવિતપર્યંત અગ્નિ-હોત્રમાં હોમ કરવો. એ પ્રમાણે ઉપદેશ નીચેની શ્રુતિથી કરવામાં આવ્યો છે. कुर्वन्नवेह कर्माणि જ્યાં સૂધી જીવવું ત્યાંસૂધી અગ્નિહોત્રાદિ કર્મ કરવાં કે જેમ કરવાથી પુરુષ ગૃહસ્થાશ્રમમાં કરેલાં પાપોથી લેપાતો નથી અને મરણ પછી સ્વર્ગમાં જાય છે અને તેવા અર્થ, કામમાં લોલુપ પુરુષને માટે જ अनपाकृत्य (ऋणं) मोक्षं तु सेवमानो व्रजत्यधः એ સ્મૃતિવચન છે. પરંતુ જેઓ વૈરાગ્યથી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાને ઇચ્છે છે, પરંતુ ગૃહસ્થાશ્રમનાં કામાદિક સુખો ભોગવવાને ઇચ્છતા નથી તેઓ બ્રહ્મચર્ય આશ્રમમાંથી જ પરબારા વાનપ્રસ્થ અથવા સંન્યાસ આશ્રમ ગ્રહણ કરી શકે છે અને તેને જાબાલ શ્રુતિ પ્રમાણ છે. માટે જ બૃહદારણ્યમાં પિતૃયાન (ધૂમમાર્ગ) અને દેવયાન એમ બે માર્ગોનું વર્ણન કરતાં કહ્યું છે કે, જેઓ સકામ હોઇને યજ્ઞાદિ કર્મ કરનારા છે, તેઓ ધૂમ માર્ગમાં જઈને સુખ ભોગવે છે અને ત્યાં પુણ્ય ક્ષીણ થયા પછી પાછા મર્ત્યલોકમાં આવે છે. પરંતુ જેઓ નિષ્કામ છે અને અરણ્યમાં શ્રદ્ધાપૂર્વક તપશ્ચરણ કરીને પરમાત્માની ઉપાસના કરે છે, તેઓ દેવયાનમાં જાય છે.

આ વિષયમાં શ્રીમત્ શંકરાચાર્ય જાબાલશ્રુતિનું પ્રમાણ આપીને કહે છે કે, બ્રહ્મચારી સ્વાધ્યાય કરી રહ્યા પછી જ્ઞાનનિષ્ઠ થયો હોય તો તેને બીજાં આશ્રમોની જરૂર નથી. તે બ્રહ્મચર્ય પછી તરત જ સંન્યાસ ધારણ કરી શકે છે, ત્યારે રામાનુજ આચાર્ય વગેરેનો સિદ્ધાન્ત એવો છે કે, દ્વિજજાતિ જ ગૃહસ્થાશ્રમ ધારણ કરી યથા-શકિત ત્રણ ઋણમાંથી મુક્ત થઇને પછી સંન્યાસનો અધિકારી થાય છે. પરંતુ તે જો સકામ હોય અને તેને જ્ઞાનનિષ્ઠા ન થઈ હોય તો ગૃહસ્થાશ્રમ ધારણ કરી વિષયોપભોગ

**अधीत्य विधिवद्वेदान्पुत्रांश्चोत्पाद्य धर्मतः ।**
**इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥ ३६ ॥**

૩૬ શાસ્ત્રમાં કહેલા વિધિપ્રમાણે વેદો ભણીને એટલે ઋષિઓનું ઋણ ફેડીને, ધર્મ પ્રમાણે વિવાહ કરી, પુત્રોને ઉત્પન્ન કરીને એટલે પિતૃઓનું ઋણ ફેડીને તથા શક્તિ પ્રમાણે યજ્ઞોથી યજન કરીને એટલે દેવોનું ઋણ ફેડીને મોક્ષમાટે વિચાર કરવો (સંન્યાસ લેવો).

**अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथा सुतान् ।**
**अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमिच्छन्व्रजत्यधः ॥ ३७ ॥**

૩૭ બ્રાહ્મણ વેદોનું અધ્યયન કર્યા વિના, પુત્રોને ઉત્પન્ન કર્યા વિના અને યજ્ઞોથી યજન કર્યા વિના જો સંન્યાસ લેવાની ઇચ્છા રાખે છે તો નરકમાં પડે છે.

***प्राजापत्यां निरूप्येष्टिं सर्ववेदसदक्षिणाम् ।**
**आत्मन्यग्नीन्समारोप्य ब्राह्मणः प्रव्रजेद्गृहात् ॥ ३८ ॥**

૩૮ પ્રાજાપત્ય નામની ઇષ્ટિ કરીને તેમાં સર્વ ધન દક્ષિણામાં આપી દેવું અને પછી તે અગ્નિનો આત્મામાં સમારોપ કરીને બ્રાહ્મણે ઘરમાંથી વનમાં જઇને સંન્યાસ ગ્રહણ કરવો.

**यो दत्वा सर्वभूतेभ्यः प्रव्रजत्यभयं गृहात् ।**
**तस्य तेजोमया लोका भवन्ति ब्रह्मवादिनः ॥ ३९ ॥**

---

કરી મનને તૃપ્ત કર્યા પછી તેણે સંન્યાસ ધારણ કરવો અને જો બ્રહ્મચર્યમાં જ નિષ્કામ થવાથી જ્ઞાનનિષ્ઠાવાળો થયો હોય તો બીજા આશ્રમો વિના પણ સંન્યાસ ધારણ કરી શકે છે. આ પ્રમાણે વિરોધ પરિહાર થવા છતાં પણ શ્રુતિ, સ્મૃતિ અને આચાર્યોના મત પ્રમાણે એટલું તો સિદ્ધ થાય છે કે, શૂદ્રોને માટે સંન્યાસ આશ્રમ નથી અને દ્વિજોને પણ ગૃહસ્થાશ્રમમાં આવ્યા પછી નિત્ય નૈમિત્તિક કર્મ કર્યા પછી સંન્યાસ છે. શૂદ્રો ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને સંન્યાસ ધારણ કરે છે તો તેને દોષ લાગે છે. મનુએ કહ્યું છે કે, જે શૂદ્રો સંન્યાસ ધારણ કરે તેને રાજાએ કેદી બનાવીને રાજકાયસેવા કરવાની ફરજ પાડવી. પરંતુ આજકાલ ધર્મના નેતાને અભાવે શૂદ્રો સંન્યાસીઓનો વેશ ધારણ કરીને લોકોને ઠગે છે, તેવા ઢોંગી સંન્યાસીઓથી ગૃહસ્થોએ સાવધાન રહેવાની જરૂર છે.

* ઘરનું સર્વ ધન આપી દેવું, એમ જે કહ્યું છે તેનો એવો અર્થ છે કે સ્ત્રી, પુત્ર અને પોતાને માટે એમ ત્રણ ભાગ પાડવા અને તેમાંથી પોતાનો ભાગ દક્ષિણા તરિકે આપી દેવો.

૩૯ જે બ્રહ્મવાદી પુરુષ સ્થાવર તથા જંગમ એમ સર્વ પ્રાણીઓને અભય આપીને ગૃહસ્થાશ્રમમાંથી સંન્યાસાશ્રમ સ્વીકારે છે, તે બ્રહ્મવાદી પુરુષને તેજોમય એવા હિરણ્યગર્ભના લોકો મળે છે.

**यस्मादण्वपि भूतानां द्विजान्नोत्पद्यते भयम् ।**
**तस्य देहाद्विमुक्तस्य भयं नास्ति कुतश्चन ॥ ४० ॥**

૪૦ જે બ્રાહ્મણથી પ્રાણીઓને અણુમાત્ર પણ ભય ઉત્પન્ન થતો નથી, તેવા દેહથી મુક્ત થયેલા બ્રાહ્મણને કોઇ પણ ઠેકાણેથી ભય થતો નથી.

**आगारादभिनिष्क्रान्तः पवित्रोपचितो मुनिः ।**
**समुपोढेषु कामेषु निरपेक्षः परिव्रजेत् ॥ ४१ ॥**

૪૧ સંન્યાસીએ ઘરમાંથી બહાર નીકળીને વનમાં જવું, દંડ કમંડળ વગેરે પવિત્ર વસ્તુઓને સાથે રાખવી, મૌન રાખવું, કોઈ કામના પૂરનારા ઉત્તમ વૈભવો પાસે લાવીને મૂકે તો પણ તેના ઉપર સ્પૃહા રાખવી નહિ, પુત્રાદિક પાસે આવે તો પણ તેના તરફ સ્નેહદૃષ્ટિથી જોવું નહિ, તેની સાથે બેસવું નહિ તથા તેની સાથે વાતચિત પણ કરવી નહિ.

**एक एव चरेन्नित्यं सिद्ध्यर्थमसहायवान् ।**
**सिद्धिमेकस्य संपश्यन्न जहाति न हीयते ॥ ४२ ॥**

૪૨ સર્વનો ત્યાગ કરીને એકલો રહેનારો સિદ્ધિને પામે છે, એમ જોઇને કોઇની પણ સહાયતા લીધા વિના મોક્ષની સિદ્ધિ માટે એકલાં જ ફર્યા કરવું. એકલા પુરુષને પુત્રાદિકનો ત્યાગ કરવો પડતો નથી, તેમ તેનો પણ કોઇને ત્યાગ કરવો પડતો નથી.

**अनग्निरनिकेतः स्याद्ग्राममन्नार्थमाश्रयेत् ।**
**उपेक्षकोऽशङ्कसुको मुनिर्भावसमाहितः ॥ ४३ ॥**

૪૩ ગૃહ્યાગ્નિનો અને ઘરનો ત્યાગ કરી દેવો, શરીરમાં વ્યાધિ થાય તો તેની ઉપેક્ષા કરવી, બુદ્ધિને સ્થિર રાખવી, વાણીને નિયમમાં રાખવી, મનવડે સાવધાન રહેવું, એટલે મનમાંથી સંકલ્પ વિકલ્પોને કાઢી નાખવા, વનમાં રહેવું અને એક અન્નને માટે જ ગામમાં જવું.

**कपालं वृक्षमूलानि कुचेलमसहायता ।**
**समता चैव सर्वस्मिन्नेतन्मुक्तस्य लक्षणम् ॥ ४४ ॥**

૪૪ ભિક્ષાપાત્ર, વૃક્ષનાં મૂળો, જીર્ણ તથા મલિન વસ્ત્રો, અસહાયતા (એકલું વિચરવું) અને સર્વના ઉપર સમાનભાવ. આટલાં મુક્ત પુરુષનાં લક્ષણ છે.

**नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ।**
**कालमेव प्रतीक्षेत निर्देशं मृतको यथा ॥ ४५ ॥**

૪૫ મરણની પણ ઇચ્છા કરવી નહિ તેમ જીવવાની પણ ઇચ્છા કરવી નહિ, પરંતુ પગારદાર ચાકર જેમ ધણીની જ આજ્ઞાને પાળ્યા કરે છે, તેમ કાળની આજ્ઞાને પાળ્યા કરવી અર્થાત્ જે જે બને તે તે સહન કર્યા કરવું.

**(ग्रैष्मान्हैमंतिकान्मासानष्टौ भिक्षुर्विचक्रमेत् ।**
**दयार्थं सर्वभूतानां वर्षास्वेकत्र संवसेत् ॥**

સંન્યાસીએ હેમંત ઋતુના અને ગ્રીષ્મ ઋતુના આઠ મહિના બહાર ફર્યા કરવું અને વર્ષાઋતુમાં સર્વ પ્રાણીઓના ઉપર દયા કરીને જીવ જંતુઓની હિંસા ન થાય એટલા માટે એક ઠેકાણે વાસ કરવો.)

**(नासूर्यं हि व्रजेन्मार्गं नादृष्टां भूमिमाक्रमेत् ।**
**परिपूताभिरद्भिस्तु कार्यं कुर्वीत नित्यशः ॥**

સંન્યાસીએ રાત્રિએ માર્ગ ઉપર ચાલવું નહિ, અજાણી ભૂમિમાં પણ જવું નહિ અને પવિત્ર પાણીથી એટલે નદી વગેરેનાં પાણીથી નિત્ય સ્નાન આચમન આદિ કરવાં.)

**(सत्यां वाचमहिंस्रां च वदेदनपकारिणीम् ।**
**कल्कापेतामपरुषामनृशंसामपैशुनाम् ॥**

સત્ય, હિંસાદોષથી રહિત, કોઇનું ભુંડું નહિ કરનારી, કપટથી રહિત, તીક્ષ્ણતારહિત, ક્રૂરતારહિત તથા જેમાં કોઇની ચાડી ન હોય તેવી વાણી બોલવી.)

**दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।**
**सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ ४६ ॥**

૪૬ દૃષ્ટિવડે શુદ્ધ કરેલી ભૂમિ ઉપર પગ મૂકવા અર્થાત્ કીડી, મંકોડા મરી ન જાય તેને માટે જોઇ જોઇને ચાલવું, પાણીને વસ્ત્રથી ગાળીને પીવું, સત્યવડે પવિત્ર એવી વાણી બોલવી અર્થાત્ સત્ય બોલવું અને મનને જે

સારું લાગે તે કરવું અથવા તો મનમાં બીજાનાં ધન વગેરે લઇ લેવાનો સંકલ્પ કરવો નહિ.

अतिवादांस्तितिक्षेत नावमन्येत कञ्चन ।
न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥ ४७ ॥

૪૭ કોઇ મનુષ્ય શાસ્ત્રવિરુદ્ધ વાદ કરતો હોય તો તેને સહન કરવો; પરંતુ તેની ઉપર ક્રોધ કરવો નહિ, કોઇનું પણ અપમાન કરવું નહિ તથા વ્યાધિના ઘરરૂપ અને અસ્થિર એવા આ શરીરને માટે કોઇની સાથે પણ વેર કરવું નહિ.

क्रुध्यन्तं न प्रतिक्रुध्येदाक्रुष्टः कुशलं वदेत् ।
सप्तद्वारावकीर्णां च न वाचमनृतां वदेत् ॥ ४८ ॥

૪૮ કોઇ ક્રોધ કરે તો પણ તેની સામે ક્રોધ કરવો નહિ, કોઇ નિંદા કરે તો પણ તેની નિંદા નહિ કરતાં કુશળ વાણી વદવી તથા પાંચ જ્ઞાનેંદ્રિયો, મન અને બુદ્ધિ એ સાત ઇંદ્રિયોના વિષય સંબંધી વાતચિત કરવી નહિ; પરંતુ પરબ્રહ્મ સંબંધી જ વિચાર કર્યા કરવો. અથવા તો સાતદ્વારનો કહેતાં ધર્મ, અર્થ, કામ, ધર્માર્થ, ધર્મકામ, અર્થકામ, ધર્માર્થકામ એ સાત વિષયનો વિચાર કર્યા કરવો નહિ.

अध्यात्मरतिरासीनो निरपेक्षो निरामिषः ।
आत्मनैव सहायेन सुखार्थी विचरेदिह ॥ ४९ ॥

૪૯ આત્મજ્ઞાન ઉપર પ્રીતિ રાખવી ( અર્થાત્ પરબ્રહ્મનું જ ધ્યાન કર્યા કરવું ), સ્વસ્તિકાદિક યોગનાં આસનો વાળીને બેસવું, દંડ કમંડળ ઉપર મમતા રાખવી નહિ, વિષયોની ઇચ્છા રાખવી નહિ, પરંતુ સંન્યાસીએ પોતાની સહાયતાથી જ મોક્ષસુખને માટે આ જગતમાં વિચરવું.

न चोत्पातनिमित्ताभ्यां न नक्षत्राङ्गविद्यया ।
नानुशासनवादाभ्यां भिक्षां लिप्सेत कर्हिचित् ॥ ५० ॥

૫૦ ઉત્પાતો કહીને એટલે પૃથ્વીકંપ, ગ્રહણ, ધૂમકેતુનો ઉદય વગેરે કહીને, કાગડા, શિયાળ, ગધેડા વગેરેના શબ્દો ઉપરથી શકુનો કહીને, કૃત્તિકા, રોહિણી વગેરે નક્ષત્રોનાં ફળો તથા સામુદ્રિકનાં ચિન્હો કહીને, ચિકિત્સા વગેરે કરીને, રાજા તથા તેના મંત્રીઓને રાજનીતિનો ઉપદેશ કરીને, અધ્યાપન અને ઉપદેશ કરીને તથા શાસ્ત્રના વિવાદ વખતે પ્રતિવાદીના પક્ષમાં દૂષણ

વગેરે આપવારૂપી વિવાદ કરીને સંન્યાસીએ કોઇ દહાડો ભિક્ષાની ઇચ્છા કરવી નહિ ( અર્થાત્ સંન્યાસીએ વ્યવહારમાં પડવું નહિ ).

**न तापसैर्ब्राह्मणैर्वा वयोभिरपि वा श्वभिः ।**
**आकीर्णं भिक्षुकैर्वान्यैरागारमुपसंव्रजेत् ॥ ५१ ॥**

૫૧ તપસ્વીઓ, બ્રાહ્મણો, પક્ષીઓ, કુતરાંઓ અને બીજા ભિક્ષુકો અન્નને માટે જે ઘરને ઘેરીને ઉભાં હોય, તે ઘેર સંન્યાસીએ ભિક્ષા માગવા જવું નહિ.

**क्लृप्तकेशनखश्मश्रुः पात्री दण्डी कुसुम्भवान् ।**
**विचरेन्नियतो नित्यं सर्वभूतान्यपीडयन ॥ ५२ ॥**

૫૨ માથાના, ડાઢીના અને મૂછના વાળ મુંડાવી નાંખવા, હાથમાં પાત્ર, દંડ તથા કમંડળ રાખવાં તથા નિત્ય નિયમો પાળીને પ્રાણી માત્રને પીડા કર્યા વિના જગતમાં વિચરવું.

**अतैजसानि पात्राणि तस्य स्युर्निर्व्रणानि च ।**
**तेषामद्भिः स्मृतं शौचं चमसानामिवाध्वरे ॥ ५३ ॥**

૫૩ સંન્યાસીનાં પાત્રો ધાતુનાં ન હોવાં જોઇએ, તેમ છિદ્રવાળાં પણ ન હોવાં જોઇએ. પરંતુ કાષ્ઠનાં અથવા તો મૃત્તિકાનાં હોવાં જોઇએ અને યજ્ઞમાં ચમસ વગેરે પાત્રોને જેમ પાણીથી શુદ્ધ કરવામાં આવે છે, તેમ સંન્યાસીનાં પાત્રોને પણ પાણીથી શુદ્ધ કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે.

**अलाबुं दारुपात्रं च मृन्मयं वैदलं तथा ।**
**एतानि यतिपात्राणि मनुः स्वायंभुवोऽब्रवीत् ॥ ५४ ॥**

૫૪ તુંબડાનું, કાષ્ઠનું, માટીનું અથવા તો વાંસનું પાત્ર સ્વાયંભૂ મનુએ સંન્યાસીને માટે કહ્યું છે.

**एककालं चरेद्भैक्षं न प्रसज्जेत विस्तरे ।**
**भैक्षे प्रसक्तो हि यतिर्विषयेष्वपि सज्जति ॥ ५५ ॥**

૫૫ સંન્યાસીએ એક વખત જ ભિક્ષા કરવી, પરંતુ વધારેવાર ભિક્ષા કરવાનો પ્રસંગ પાડવો નહિ. કારણ કે જે સંન્યાસી ભિક્ષામાં આસક્તિ રાખે છે, તે સંસારના વિષયોમાં બંધાય છે.

**विधूमे सन्नमुसले व्यङ्गारे भुक्तवज्जने ।**
**वृत्ते शरावसंपाते भिक्षां नित्यं यतिश्चरेत् ॥ ५६ ॥**

૫૬ જ્યારે પાકશાળાનો ધુમાડો બંધ થઈ જાય, મૂશલ (સાંબેલા)નો અવાજ બંધ થઈ જાય, અંગારા ઠરી જાય, ગૃહસ્થ સુદ્ધાંત ભોજન કરી રહે, બટેરાંઓને પણ ફેંકી દેવામાં આવે ત્યારે સંન્યાસીએ નિત્ય ભિક્ષા માંગવા માટે જવું.

अलाभे न विषादी स्याल्लाभे चैव न हर्षयेत् ।
प्राणयात्रिकमात्रः स्यान्मात्रासङ्गाद्विनिर्गतः ॥ ५७ ॥

૫૭ ભિક્ષા મળે નહિ તો ખેદ કરવો નહિ, મળે તો હર્ષ પામવો નહિ, દંડ, કમંડળ વગેરે પદાર્થ ઉપર પણ મમત્વ છોડી દઈને કેવળ પ્રાણ ટકી રહે, તેટલાં જ અન્નાદિ ગ્રહણ કરવાં.

अभिपूजितलाभांस्तु जुगुप्सेतैव सर्वशः ।
अभिपूजितलाभैश्च यतिर्मुक्तोऽपि बध्यते ॥ ५८ ॥

૫૮ સત્કારપૂર્વક મળતી ભિક્ષાઓ તરફ સંપૂર્ણ રીતે ગ્લાનિ રાખવી. કારણ કે સંન્યાસી જો સત્કારપૂર્વક ભિક્ષા મેળવે છે તો મુક્ત છતાં પણ જન્મના બંધનથી બંધાય છે.

अल्पान्नाभ्यवहारेण रहःस्थानासनेन च ।
ह्रियमाणानि विषयैरिन्द्रियाणि निवर्तयेत् ॥ ५९ ॥

૫૯ અલ્પ અન્નનો આહાર કરીને તથા એકાંત સ્થાનમાં વાસ કરીને વિષયોવડે ખેંચાતી એવી ઇંદ્રિયોને પોતાને વશ કરવી.

इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।
अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥ ६० ॥

૬૦ ઇંદ્રિયોનો નિરોધ કરવાથી, રાગનો તથા દ્વેષનો ક્ષય કરવાથી અને પ્રાણીઓની હિંસા ન કરવાથી પુરુષ મોક્ષ મેળવવાને સમર્થ થાય છે.

अवेक्षेत गतीर्नृणां कर्मदोषसमुद्भवाः ।
निरये चैव पतनं यातनाश्च यमक्षये ॥ ६१ ॥

૬૧ શાસ્ત્રમાં કહેલા કર્મો નહિ કરવાથી મનુષ્યોનો પશુ, પક્ષી વગેરેની યોનિમાં જન્મ થાય છે, નરકમાં પડવું પડે છે. અને યમ લોકમાં અનેક જાતનાં દુઃખો ભોગવવાં પડે છે, તેનો સંન્યાસીએ વિચાર કરવો.

विप्रयोगं प्रियैश्चैव संयोगं च तथाप्रियैः ।
जरया चाभिभवनं व्याधिभिश्चोपपीडनम् ॥ ६२ ॥

૬૨ સ્ત્રી, પુત્ર વગેરે પ્રિય જનોનો વિયોગ, શત્રુ વગેરે અપ્રિયોની સાથે સમાગમ, વૃદ્ધાવસ્થાથી થતો પરાભવ તથા શારીર વ્યાધિઓથી શરીરની પીડા, આ સર્વ વિહિત કર્મ ન કરવાથી અને પ્રીતિષિદ્ધ કર્મ કરવાથી થાય છે, એમ વિચાર કરવો.

**देहादुत्क्रमणं चास्मात्पुनर्गर्भे च संभवम् ।**
**योनिकोटिसहस्रेषु सृतीश्चास्यान्तरात्मनः ॥ ६३ ॥**

૬૩ વળી અંતરાત્માનું આ શરીરમાંથી ઉત્ક્રમણ થાય છે, ફરીને તેની ગર્ભમાંથી ઉત્પત્તિ થાય છે અને હજારો તથા કરોડો યોનિઓમાં જન્મ થાય છે, એમ વિચાર કરવો.

**अधर्मप्रभवं चैव दुःखयोगं शरीरिणाम् ।**
**धर्मार्थप्रभवं चैव सुखसंयोगमक्षयम् ॥ ६४ ॥**

૬૪ અધર્માચરણ કરવાથી દેહધારી પ્રાણીઓને દુઃખ ઉત્પન્ન થાય છે તથા ધર્માચરણ કરવાથી અક્ષય એવાં મોક્ષસુખનો લાભ થાય છે, એમ અવલોકન કરવું.

**सूक्ष्मतां चान्ववेक्षेत योगेन परमात्मनः ।**
**देहेषु च समुत्पत्तिमुत्तमेष्वधमेषु च ॥ ६५ ॥**

૬૫ યોગ ધ્યાનાદિકના ઉપાયોવડે આત્માની સૂક્ષ્મતાનું એટલે દેહથી આત્મા ભિન્ન છે એવી જાતનું અવલોકન કરવું તથા એ આત્મા દેવ, મનુષ્ય, પશુ, પક્ષી આદિનાં ઉત્તમ તથા અધમ શરીરોમાં ઉત્પન્ન થાય છે, એમ અવલોકન કરવું.

**भूषितोऽपि चरेद्धर्मं यत्र तत्राश्रमे रतः ।**
**समः सर्वेषु भूतेषु न लिङ्गं धर्मकारणम् ॥ ६६ ॥**

૬૬ ગૃહસ્થાશ્રમમાં આભૂષણાદિકથી શણગારીને રહેતો હોય અથવા તો બ્રહ્મચારી કે વાનપ્રસ્થ આદિ ગમે તે આશ્રમમાં રહેતો હોય, છતાં પણ સર્વ પ્રાણીમાં એક જ આત્મા રહેલો છે, આવી સમાન દૃષ્ટિ રાખવારૂપી સંન્યાસ ધર્મનું આચરણ કરવું. કેમકે આશ્રમનાં ચિહ્ન કંઈ ધર્માચરણમાં કારણ ગણાતાં નથી.

**फलं कतकवृक्षस्य यद्यप्यम्बुप्रसादकम् ।**
**न नामग्रहणादेव तस्य वारि प्रसीदति ॥ ६७ ॥**

૬૭ નિર્મળીનાં ફળનું નામ લેવાથી કંઈ પાણી નિર્મળ થતું નથી, પરંતુ તેને પાણીમાં નાંખવાથી પાણી નિર્મળ થાય છે; તેમ આશ્રમનાં લિંગ (ચિહ્ન) ધારણ કરવાથી કંઈ આશ્રમધર્મનું ફળ મળતું નથી, પણ આશ્રમધર્મનું આચરણ કરવાથી તેનું ફળ મળે છે.

**संरक्षणार्थं जन्तूनां रात्रावहनि वा सदा ।**
**शरीरस्यात्यये चैव समीक्ष्य वसुधां चरेत् ॥ ६८ ॥**

૬૮ શરીરને ગમે તેવી પીડા થઈ હોય તો પણ સંન્યાસીએ રાત્રે અથવા તો દિવસે એમ સદાકાળ પ્રાણીઓનાં સંરક્ષણ નિમિત્તે પૃથ્વી ઉપર સારી રીતે જોઈને ચાલવું.

**अह्ना रात्र्या च याञ्जन्तून्हिनस्त्यज्ञानतो यतिः ।**
**तेषां स्नात्वा विशुद्ध्यर्थं प्राणायामान्षडाचरेत् ॥ ६९ ॥**

૬૯ સંન્યાસી દિવસે તથા રાત્રે હાલતાં ચાલતાં અજાણતાં જે પ્રાણીઓની હિંસા કરે છે, તે હિંસાથી થયેલાં પાપનો નાશ કરવા માટે તેણે નિત્ય છ પ્રાણાયામ કરવા.

**प्राणायामा ब्राह्मणस्य त्रयोऽपि विधिवत्कृताः ।**
**व्याहृतिप्रणवैर्युक्ता विज्ञेयं परमं तपः ॥ ७० ॥**

૭૦ બ્રાહ્મણ અથવા તો સંન્યાસી સાત વ્યાહૃતિ અને દશ ૐકાર સાથે ત્રણ પ્રાણાયામ પણ જો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કરે તો તે તેનું પરમ ( શ્રેષ્ઠ ) તપ જાણવું.

**दह्यन्ते ध्मायमानानां धातूनां हि यथा मलाः ।**
**तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥ ७१ ॥**

૭૧ સોનું, રૂપું વગેરે ધાતુઓને એક કુરડીમાં નાંખીને અગ્નિથી તપાવવામાં આવે છે તો તેઓના માટી વગેરે મેલ જેમ જેમ બળીને ભસ્મ થઈ જાય છે, તેમ મનના રાગાદિ દોષો અને નેત્ર વગેરે ઇંદ્રિયોના વિષયાસક્તિરૂપ દોષો પ્રાણાયામ કરવાથી બળી જાય છે.

***प्राणायामैर्दहेद्दोषान्धारणाभिश्च किल्बिषम् ।**
**प्रत्याहारेण संसर्गान्ध्यानेनानीश्वरान्गुणान् ॥ ७२ ॥**

---

* આ પ્રકરણ સંન્યાસીના ધર્મોનું હોવાથી આ શ્લોકમાં યોગાભ્યાસની વાત કહેલી છે. યોગ ચાર પ્રકારનો છે. રાજયોગ, હઠયોગ, મંત્રયોગ અને લયયોગ. ધ્યાનવડે

૭૨ પ્રાણાયામો કરીને કામ ક્રોધાદિ દોષોને બાળી નાંખવા, ધારણા કરીને પાપને બાળી નાંખવાં, પ્રત્યાહાર કરીને વિષયોમાંથી ઇંદ્રિયોને છૂટી પાડી આત્માભિમુખ કરવી અને પરમાત્માના ધ્યાનવડે સત્વ, રજ, તમ વગેરે ગુણો આત્માના નથી, પરંતુ પ્રકૃતિના છે, આવો વિચાર કરવો.

**उच्चावचेषु भूतेषु दुर्ज्ञेयामकृतात्मभिः ।**
**ध्यानयोगेन संपश्येद्गतिमस्यान्तरात्मनः ॥ ७३ ॥**

૭૩ જીવાત્માનો કર્મવડે ઉત્તમ તથા અધમ યોનિમાં જન્મ થાય છે. તે વાત જેઓનું મન શાસ્ત્રના વિચારથી જિતાયલું નથી એવા અજ્ઞાનીઓ જાણી

---

ચિત્તને એકાગ્ર કરીને કેવળ કુંભકને સિદ્ધ કરવો એ રાજયોગ, હઠથી પ્રાણનો નિરોધ કરીને ચિત્તવૃત્તિને એકાગ્ર કરવી તે હઠયોગ. રાજયોગમાં ચિત્તને રોકવાથી પ્રાણનો નિરોધ થાય છે અને હઠયોગમાં પ્રાણને રોકવાથી ચિત્તનો નિરોધ થાય છે. કારણ કે ચિત્ત અને પ્રાણ બન્ને નિત્ય સંબંધવાળા છે. ઉપાસ્ય દેવના મંત્રના જપથી ચિત્તવૃત્તિને ઉપાસ્ય દેવમાં સ્થિર કરવી, તે મંત્રયોગ અને કાનમાં મીણ વગેરેની ગોળીઓ રાખીને આંતર શબ્દને શ્રવણ કરવો, તે લયયોગ કહેવાય છે. એ ચારેય યોગમાં પ્રાણનો અને ચિત્તનો નિરોધ રહેલો છે; માટે યોગસૂત્રમાં યોગનું લક્ષણ દર્શાવતાં કહ્યું છે કે; "योगश्चित्त-वृत्तिनिरोधः ચિત્તવૃતિનો નિરોધ તેનું નામ યોગ કહેવાય છે" યમ, નિયમ અને આસન આ ત્રણ અંગ વગર યોગ થઇ શકતો નથી અને તે ત્રણેય અંગો આગળ કહેલાં છે. આ ત્રણે અંગો બહિરંગ હોવાથી અહીં વર્ણવ્યાં નથી; પરંતુ પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને પાંચમો સમાધિ આ અંતરંગ હોવાથી વર્ણવ્યાં છે. યમો તથા નિયમોનું પાલન કરીને સ્વસ્તિક, પદ્માસન વગેરે શાસ્ત્રોક્ત આસનો સિદ્ધ કરીને પ્રાણાયામ સાધવો જોઇએ. દોષ એટલે રાગદ્વેષ આદિ દોષને ઉત્પન્ન કરનારાં અશુભ આચરણ જાણવાં. પ્રાણાયામથી અશુભ આચરણ નાશ પામે છે અને તેના નાશથી રાગાદિક દોષો પણ નાશ પામે છે. પ્રાણાયામ કરવાથી પ્રકાશશીલ સત્વગુણને આવરણ કરનાર સંસારનાં બંધનરૂપ કર્મ ક્ષીણ થાય છે, મનની ધારણાવિષે યોગ્યતા આવે છે અને ચિત્તનો શબ્દાદિક વિષયોની સાથે સંબંધ ન થવાથી ઇંદ્રિયો પણ વિષયોમાંથી નિવૃત્ત થઇને વશ થાય છે. તેને પ્રત્યાહાર કહે છે. વશ થયેલાં ચિત્તને નાભિદેશ, હૃદય, ભ્રૂમધ્ય, મૂર્ધા વગેરે કોઈ પણ એક પ્રદેશમાં સ્થિર કરવું, તેનું નામ ધારણા. આ ધારણાથી પાપનો નાશ થાય છે અને ધારણાપ્રદેશમાં ધ્યેયનું (ઉપાસ્યનું) અવલંબન કરવાથી ચિત્તનો જે અખંડ પ્રવાહ, તેને ધ્યાન કહે છે અને તે ધ્યાનવડે ક્રોધ, લોભ, મોહ વગેરે ઈશ્વર સંબંધી જ્ઞાનના વિરોધી ગુણોનો નાશ થાય છે. ધ્યાતા તથા ધ્યાનનો ભેદ નાશ પામીને એક ધ્યેયાકારરૂપે થવું, તેનું નામ સમાધિ. આ સમાધિ થયા પછી દ્રષ્ટા એવો આત્મા સ્વસ્વરૂપમાં જ નિમગ્ન રહે છે.

શકતા નથી; માટે ઉત્તમ તથા અધમ યોનિમાં જન્મ થવાનું કારણ અંતરાત્માના ધ્યાનને। અભ્યાસ કરીને સારી રીતે જાણવું (અને કામ્ય તથા નિષિદ્ધ કર્મ સેવવાથી અધમ ગતિ થાય છે એમ જાણીને બ્રહ્મજ્ઞાનવિષે નિષ્ઠા રાખવી.)

**सम्यग्दर्शनसंपन्नः कर्मभिर्न निबद्ध्यते ।**
**दर्शनेन विहीनस्तु संसारं प्रतिपद्यते ॥ ७४ ॥**

૭૪ જે મનુષ્યને પરબ્રહ્મનું યથાર્થ જ્ઞાન થાય છે, તે કર્મથી બંધાતો નથી; પરંતુ જેને પરબ્રહ્મનું યથાર્થ જ્ઞાન થતું નથી, તે સંસારમાં જન્મમરણને પામ્યા કરે છે.

**अहिंसयेन्द्रियासङ्गैर्वैदिकैश्चैव कर्मभिः ।**
**तपसश्चरणैश्चोग्रैः साधयन्तीह तत्पदम् ॥ ७५ ॥**

૭૫ અહિંસાથી, ઇંદ્રિયોમાં અનાસક્તિથી, વૈદિક કર્મો કરવાથી તથા ચાંદ્રાયણ વગેરે ઉગ્ર તપશ્ચર્યા કરવાથી પુરુષ આ લોકમાંજ બ્રહ્મનાં પદને પ્રાપ્ત કરે છે.

**अस्थिस्थूणं स्नायुयुतं मांसशोणितलेपनम् ।**
**चर्मावनद्धं दुर्गन्धि पूर्णं मूत्रपुरीषयोः ॥ ७६ ॥**
**जराशोकसमाविष्टं रोगायतनमातुरम् ।**
**रजस्वलमनित्यं च भूतावासमिमं त्यजेत् ॥ ७७ ॥**

૭૬-૭૭ આ શરીર હાડકાંરૂપી થાંભલીઓવાળું, સ્નાયુરૂપી દોરીઓવાળું, માંસ અને લોહીરૂપી ગારાથી લીંપેલું, ચામડાથી મઢેલું, મળ મૂત્રથી ભરપૂર, દુર્ગંધી, વૃદ્ધવસ્થાથી તથા શોકથી ભરપૂર, રોગના સ્થાનરૂપ, ક્ષુધા પીપાસા, તાઢ, તડકા વગેરેથી આતુર, ઘણું કરીને રજોગુણવાળું, નાશવંત સ્વભાવનું અને પૃથ્વી વગેરે પંચ મહાભૂતોના નિવાસ સ્થાનરૂપ છે, આમ જાણીને મનુષ્યે દેહ ઉપરથી મમત્વને। ત્યાગ કરવો.

**नदीकूलं यथा वृक्षो वृक्षं वा शकुनिर्यथा ।**
**तथा त्यजन्निमं देहं कृच्छ्राद्ग्राहाद्विमुच्यते ॥ ७८ ॥**

૭૮ પ્રારબ્ધકર્મો ભોગવવાનાં હોવાથી વૃક્ષ જેમ કાળાંતરે નદીના તીરને। ત્યાગ કરે છે અથવા તો પ્રારબ્ધ કર્મ ન હોવાથી પક્ષી જેમ પોતાની ઇચ્છા પ્રમાણે વૃક્ષને। ત્યાગ કરે છે તેમ જે પુરુષ આ મિથ્યા દેહને। કાળાંતરે અથવા તો સ્વેચ્છાથી ત્યાગ કરે છે, તે સંસારરૂપી દુઃખદાયક ગ્રાહના મુખમાંથી મુક્ત થાય છે.

***प्रियेषु स्वेषु सुकृतमप्रियेषु च दुष्कृतम् ।**
**विसृज्य ध्यानयोगेन ब्रह्माभ्येति सनातनम् ॥ ७९ ॥**

૭૯ બ્રહ્મવેત્તા પુરુષ પોતાનું હિત કરનારા પ્રિયપુરુષો ઉપર પુણ્યનો અને પોતાનો દ્વેષ કરનારા પુરુષો ઉપર પાપનો ત્યાગ કરીને પરબ્રહ્મના ધ્યાનયોગવડે સનાતન એવા પરબ્રહ્મને પામે છે.

**यदा भावेन भवति सर्वभावेषु निःस्पृहः ।**
**तदा सुखमवाप्नोति प्रेत्य चेह च शाश्वतम् ॥ ८० ॥**

૮૦ સંન્યાસી જ્યારે સર્વ જાતના વિષયો ઉપર અંતઃકરણથી નિઃસ્પૃહ થઈ જાય છે ત્યારે આ લોકમાં સુખ ભોગવે છે અને પરલોકમાં સનાતન એવાં મોક્ષસુખને ભોગવે છે.

**अनेन विधिना सर्वास्त्यक्त्वा सङ्गाञ्छनैः शनैः ।**
**सर्वद्वन्द्वविनिर्मुक्तो ब्रह्मण्येवावतिष्ठते ॥ ८१ ॥**

---

*બ્રહ્મવેત્તા પુરુષ પોતાના પ્રિય મિત્ર આદિને પોતાનું સુકૃત–પુણ્ય અર્પણ કરીને અને અપ્રિયને–(શત્રુને) દુષ્કૃત–પાપ આપીને પરબ્રહ્મને પામે છે. શાટ્યાયન શ્રુતિમાં કહ્યું છે કેઃ–"तस्य पुत्रा दायमुपयान्ति सुहृदः साधुकृत्यां द्विषन्तः पापकृत्याम्" તેના પુત્રોને તેનો વારસો મળે છે, મિત્રોને તથા સ્નેહીઓને તેનું પુણ્ય મળે છે અને દ્વેષ કરનારાઓને તેનું પાપ મળે છે" કૌશીતકી શ્રુતિમાં પણ કહ્યું છે કે;–"तत्सुकृत-दुष्कृते विधुनुते । तस्य प्रिया ज्ञातयः सुकृतमुपयन्ति अप्रिया दुष्कृतम् યોગી પુણ્ય અને પાપનો ત્યાગ કરે છે. તેમાં સ્નેહી સંબંધીઓ તેનાં પુણ્યને ગ્રહણ કરે છે અને શત્રુઓ તેનાં પાપને ગ્રહણ કરે છે." ઈત્યાદિક શ્રુતિઓ પરથી બ્રહ્મવેત્તા પુરુષનાં પુણ્ય પાપની હાનિ થાય છે અને તેનાં પુણ્ય પાપો સ્નેહીઓ તથા મિત્રોને મળે છે. એ વાત हानौ तूपायनशब्दशेषत्वात् એ બ્રહ્મસૂત્રમાં પણ વર્ણવી છે. અહીં કોઇને શંકા થશે કે, એકનાં પુણ્ય પાપ બીજાને કેમ મળે? જો એમ માનીશું તો અકૃતાભ્યાગમ એટલે નહી કરેલાં કર્મનાં ફળની પ્રાપ્તિ થવારૂપી દોષ પ્રાપ્ત થશે. આ શંકાનું સમાધાન એવું છે કે, ઉપરની શ્રુતિનું તાત્પર્ય બ્રહ્મવિદ્યા જાણનારાની બ્રહ્મવિદ્યાની પ્રશંસામાં છે અર્થાત્ બ્રહ્મવેત્તાનો દ્વેષ કરનારો તેના પાપનો ભાગી થાય છે.

મેધાતિથિ તથા ગોવિંદરાજ આ શ્લોકનો અર્થ આ પ્રમાણે કરે છે;–સંન્યાસીનું કોઈ પ્રિય કરે છે તો તે પોતાનાં પુણ્યનું ફળ છે અને દ્વેષ કરે છે તો તે પોતાનાં પાપનું ફળ છે, એમ માનીને પ્રિય તથા અપ્રિય કરનારા ઉપર રાગદ્વેષ નહિ કરતાં પોતાનાં પુણ્ય પાપ ઉપરજ તે પ્રિય તથા અપ્રિયને છોડી દઇને ધ્યાનયોગથી પરબ્રહ્મને પામે છે.

૮૧ ઉપર કહેલા વિધિપ્રમાણે ધીરે ધીરે સર્વ પ્રકારના મમતારૂપ સંગોનો ત્યાગ કરીને તથા ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા, મૃત્યુ વગેરેથી થનારાં દુઃખોથી તથા સુખોથી મુક્ત થઈને પરબ્રહ્મમાં જ સ્થિતિ કરવી.

ध्यानिकं सर्वमेवैतद्यदेतदभिशब्दितम् ।
न ह्यनध्यात्मवित्कश्चित्क्रियाफलमुपाश्नुते ॥ ८२ ॥

૮૨ ( પુત્રાદિક ઉપરથી મમતા ઉઠાડી દેવી, સર્વ સુખદુઃખોનો ત્યાગ કરવો) વગેરે જે કહ્યું તે સર્વ, પરમાત્માના ધ્યાનથી થઈ શકે છે; પરંતુ જેને આત્માના સ્વરૂપનું જ્ઞાન નથી, તે ધ્યાનાદિ ક્રિયાના ફળને પામતો નથી.

अधियज्ञं ब्रह्म जपेदाधिदैविकमेव च ।
आध्यात्मिकं च सततं वेदान्ताभिहितं च यत् ॥ ८३ ॥

૮૩ યજ્ઞને પ્રતિપાદન કરનારા વેદભાગનો, દેવતાઓનાં સ્વરૂપને પ્રતિપાદન કરનારા મંત્રભાગનો તથા આત્માનાં સ્વરૂપને પ્રતિપાદન કરનારા વેદાંત ગ્રંથોનો પાઠ કરવો અને વેદાંતમાં વર્ણવેલા ઓંકારનો જપ કરવો.

इदं शरणमज्ञानामिदमेव विजानताम् ।
इदमन्विच्छतां स्वर्गमिदमानन्त्यमिच्छताम् ॥ ८४ ॥

૮૪ વેદના અર્થને નહિ જાણનારા અજ્ઞાની પુરુષોને, વેદના અર્થને જાણનારા વિદ્વાનોને, સ્વર્ગને ઇચ્છાનારાઓને અને મોક્ષ પદની ઇચ્છા રાખનારાઓને એક શબ્દબ્રહ્મ જ શરણ કરવા યોગ્ય છે.

अनेन क्रमयोगेन परिव्रजति यो द्विजः ।
स विधूयेह पाप्मानं परं ब्रह्माधिगच्छति ॥ ८५ ॥

૮૫ જે બ્રાહ્મણ ઉપર કહેલા વિધિ પ્રમાણે સંસાર છોડી દઈને સંન્યાસ ગ્રહણ કરે છે, તે આ લોકમાં જ પાપનો નાશ કરીને પરબ્રહ્મને પામે છે.

*एष धर्मोऽनुशिष्टो वो यतीनां नियतात्मनाम् ।
वेदसंन्यासिकानां तु कर्मयोगं निबोधत ॥ ८६ ॥

* જે બ્રાહ્મણ ઉપર કહેલો સંન્યાસ લેવાને અશક્ત હોય, તેણે ઘરમાં અથવા તો નગરની બહાર એકાંત જગ્યામાં રહેવું, ધૃતિ, ક્ષમા વગેરે દશ ધર્મો પાળવા, પુત્રને ત્યાં ભિક્ષા કરવી અને નિત્ય સ્વાધ્યાય કરવો. આ સંન્યાસ કુટીચક સંન્યાસ કહેવાય છે.

૮૬ મનને નિયમમાં રાખનારા સંન્યાસીઓનો આ ધર્મ તમને કહી સંભળાવ્યો. હવે યાગ, હોમ, સ્વાધ્યાય, ઉપવાસ, તીર્થયાત્રા વગેરે ક્લેશ-સાધ્ય ધર્મોનો ત્યાગ કરીને કેવળ જપ તથા આત્મચિંતન કરનારા કુટીચક સંન્યાસીઓનો ધર્મ સાંભળો.

**ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थो यतिस्तथा ।**
**एते गृहस्थप्रभवाश्चत्वारः पृथगाश्रमाः ॥ ८७ ॥**

૮૭ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી આ ચાર જૂદા જૂદા આશ્રમીઓની ઉત્પત્તિ તથા સ્થિતિ ગૃહસ્થને આધીન છે.

**सर्वेऽपि क्रमशस्त्वेते यथाशास्त्रं निषेविताः ।**
**यथोक्तकारिणं विप्रं नयन्ति परमां गतिम् ॥ ८८ ॥**

૮૮ આ સર્વે આશ્રમો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ક્રમવાર જો સેવ્યા હોય તો શાસ્ત્ર પ્રમાણે આશ્રમધર્મને પાળનારા દ્વિજને ઉત્તમ ગતિએ પહોંચાડે છે.

**सर्वेषामपि चैतेषां वेदस्मृतिविधानतः ।**
**गृहस्थ उच्यते श्रेष्ठः स त्रीनेतान्बिभर्ति हि ॥ ८९ ॥**

૮૯ બ્રહ્મચર્ય વગેરે સર્વેય આશ્રમોમાં, વેદમાં તથા ધર્મશાસ્ત્રમાં કહેલાં અગ્નિહોત્રાદિક કર્મો કરવાથી ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ કહેવાય છે. કારણ કે ગૃહસ્થ બીજા ત્રણ (બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસી)નું પોષણ કરે છે.

**यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम् ।**
**तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥ ९० ॥**

૯૦ જેમ મોટી નદીઓ અને નદો એ સર્વે સમુદ્રમાં મળી જઇને સ્થિતિ કરે છે, તેમ સર્વે આશ્રમીઓ પણ ગૃહસ્થને આધારે રહીને પોતાનું પોષણ કરે છે.

**चतुर्भिरपि चैवैतैर्नित्यमाश्रमिभिर्द्विजैः ।**
**दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः ॥ ९१ ॥**

૯૧ ઉપર કહેલા ચારેય આશ્રમના દ્વિજવર્ણોએ નિત્ય દશ પ્રકારનો ધર્મ પ્રયત્નપૂર્વક સેવવો.

**धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ ९२ ॥**

૯૨ ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય ( ચોરી ન કરવી તે ), શૌચ, ઇંદ્રિય-નિગ્રહ, વિજ્ઞાન, બ્રહ્મવિદ્યા, સત્ય અને અક્રોધ આ દશ ધર્મનાં લક્ષણ છે.

**दश लक्षणानि धर्मस्य ये विप्राः समधीयते ।**
**अधीत्य चानुवर्तन्ते ते यान्ति परमां गतिम् ॥ ९३ ॥**

૯૩ જે બ્રાહ્મણો ધર્મનાં દશ લક્ષણોનું સારી રીતે અધ્યયન કરે છે અને અધ્યયન કર્યા પછી તે પ્રમાણે વર્તે છે, તેઓ પરમ ગતિને પામે છે.

**दशलक्षणकं धर्ममनुतिष्ठन्समाहितः ।**
**वेदान्तं विधिवच्छ्रुत्वा संन्यसेदनृणो द्विजः ॥ ९४ ॥**

૯૪ દ્વિજવર્ણે ઉપર કહેલા દશ પ્રકારના ધર્મનું આચરણ કરવું, મનને નિયમમાં રાખવું, દેવ, ઋષિ તથા પિતૃઓના ઋણમાંથી મુક્ત થઈ વિધિપૂર્વક વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરીને જ્ઞાન મેળવ્યા પછી સંન્યાસ ધારણ કરવો.

**संन्यस्य सर्वकर्माणि कर्मदोषानपानुदन् ।**
**नियतो वेदमभ्यस्य पुत्रैश्वर्ये सुखं वसेत् ॥ ९५ ॥**

૯૫ કુટીચકે અગ્નિહોત્ર આદિ સર્વ કર્મોનો ત્યાગ કરી, અજાણતાં થયેલા પ્રાણીના વધાદિક કર્મોથી થયેલાં પાપોનો પ્રાણાયામાદિકથી નાશ કરી નાખવો, ઇંદ્રિયોને નિયમમાં રાખવી, ઉપનિષદોનો અર્થજ્ઞાનની સાથે અભ્યાસ કરવો તથા પુત્રે અર્પણ કરેલાં ભોજનાદિકનો તથા વસ્ત્રાદિકનો ઉપભોગ કરીને સુખમાં રહેવું.

**(संन्यसेत्सर्वकर्माणि वेदमेकं न संन्यसेत् ।**
**वेदसंन्यासतः शूद्रस्तस्माद्वेदं न संन्यसेत् ॥**

સર્વ કર્મોનો ત્યાગ કરી દેવો, પરંતુ એક વેદનો ત્યાગ કરવો નહિ. વેદનો ત્યાગ કરવાથી દ્વિજ વર્ણ શૂદ્ર થઈ જાય છે, માટે દ્વિજવર્ણે વેદનો ત્યાગ કરવો નહિ.)

**एवं संन्यस्य कर्माणि स्वकार्यपरमोऽस्पृहः ।**
**संन्यासेनापहत्यैनः प्राप्नोति परमां गतिम् ॥ ९६ ॥**

૯૬ ઉપર કહ્યા પ્રમાણે અગ્નિહોત્રઆદિ કર્મોનો ત્યાગ કરીને સ્વર્ગાદિકની પણ સ્પૃહા (ઇચ્છા) રાખ્યા વિના કેવળ એક આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવારૂપી પોતાના કાર્યમાં તત્પર રહીને સંન્યાસ ધારણ કરવાથી બ્રાહ્મણ પોતાના પાપનો નાશ કરીને પરમ ગતિને (બ્રહ્મને) પામે છે.

**एष वोऽभिहितो धर्मो ब्राह्मणस्य चतुर्विधः ।**
**पुण्योऽक्षयफलः प्रेत्य राज्ञां धर्मं निबोधत ॥ ९७ ॥**

इति श्रीमानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां
षष्ठोऽध्यायः समाप्तः ।

९७ હે બ્રાહ્મણો! મેં તમને આ બ્રાહ્મણનો બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એમ ચાર પ્રકારનો પવિત્ર અને પરલોકમાં અક્ષય સુખ આપનારો આશ્રમધર્મ કહી સંભળાવ્યો. હવે તમે રાજાઓના ધર્મ સાંભળો.

ઇતિ શ્રીગુજરાતી ભાષાન્તરસહિત મનુસ્મૃતિમાં 'વાનપ્રસ્થ તથા સંન્યાસીના ધર્મ' એ નામનો અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત.



## અધ્યાય ૭ મો.

—✲✲✲✲✲✲✲✲✲✲✲—

**राजधर्मान्प्रवक्ष्यामि यथावृत्तो भवेन्नृपः ।**
**संभवश्च यथा तस्य सिद्धिश्च परमा यथा ॥ १ ॥**

૧ હવે હું તમને રાજાના ધર્મો કહું છું. મૂર્ધાભિષિક્ત રાજાનાં આચરણો કેવાં હોવાં જોઇએ, સૃષ્ટિના આરંભમાં તેની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તથા રાજા ચક્રવર્તીરૂપ પરમ સિદ્ધિને કેવી રીતે મેળવે છે, તે હું તમને કહું છું.

***ब्राह्मं प्राप्तेन संस्कारं क्षत्रियेण यथाविधि ।**
**सर्वस्यास्य यथान्यायं कर्तव्यं परिरक्षणम् ॥ २ ॥**

૨ ઉપનયન સંસ્કાર જેને કરવામાં આવ્યો હોય તેવા ક્ષત્રિય જાતિના પુરુષે વિધિપૂર્વક આ સર્વ જગતનું ન્યાયપ્રમાણે પાલન કરવું જોઇએ.

**अराजके हि लोकेऽस्मिन्सर्वतो विद्रुते भयात् ।**
**रक्षार्थमस्य सर्वस्य राजानमसृजत्प्रभुः ॥ ३ ॥**

૩ આ જગતમાં જ્યારે રાજા ન હતો અને પ્રજા ભયથી ચોતરફ નાશ ભાગ કરવા લાગી ત્યારે પરમાત્માએ આ સર્વ જગતની રક્ષા માટે રાજાને સરજ્યો હતો.

---

* શાસ્ત્રોક્ત ઉપનયન સંસ્કારો જેને થયા હોય, તેવો ક્ષત્રિય રાજાજ પ્રજાપાલન કરવાને અધિકારી ગણાય છે. શ્રુતિમાં કહ્યું છે કે; राजा राजसूयेन यजेत રાજાએ રાજસૂય યજ્ઞ કરવો. મીમાંસકો આ શ્રુતિ ઉપર વિચાર કરતાં કહે છે કે, કદાચ અન્ય વર્ણનો પુરુષ પોતાનાં પરાક્રમથી રાજ્ય મેળવે, પરંતુ ઉપર કહેલા સંસ્કારોથી સંસ્કૃત ચક્રવર્તી ક્ષત્રિયજ રાજસૂય યજ્ઞ કરી શકે છે અને રાજા પણ તે જ થવાને યોગ્ય છે. વળી રાજામાં ઇશ્વરનો અંશ છે, તેમાં રાજ્ય પાલનને માટે અમુક ગુણો હોવા જ જોઇએ. તેણે આ પ્રમાણે વર્તવું ઇત્યાદિ આ સ્મૃતિમાં ઉપદેશ કર્યો છે, તે ઉપરથી તથા અરાજકતાથી નિપજતાં માઠાં પરિણામો દર્શાવ્યાં છે તે ઉપરથી, ધર્મશાસ્ત્રકારોને રાજાવાળું રાજ્ય ઇષ્ટ છે, એ વાત સ્પષ્ટ થાય છે.

રાજાએ પણ જૂદાં જૂદાં ખાતાંપર જૂદા જૂદા અધિકારીઓને નીમીને તેમની સહાયથી રાજ્યતંત્ર ચલાવવું. અમાત્યખાતું તથા ન્યાયખાતું બ્રાહ્મણોને સોંપવું, સેનાધિપતિના પદ ઉપર ક્ષત્રિયની નીમણુક કરીને તેને લશ્કરી ખાતું સોંપવું, વસુલાત, જકાત, રાજ્યખર્ચ, વૈદક વગેરે ખાતાઓનો વૈશ્યને અધિકારી બનાવવો, ખાનગી સેવાનાં ખાતાઓપર શૂદ્રોની નિમણુક કરવી. આ રીતે ચાર વર્ણની સહાયતાથી

इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च ।
चन्द्रवित्तेशयोश्चैव मात्रा निर्हृत्य शाश्वतीः ॥ ४ ॥

૪ ઇંદ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરુણ, ચંદ્ર ને કુબેર એ આઠ લોકપાળોના સનાતન અંશોને ગ્રહણ કરીને રાજાને ઉત્પન્ન કરવામાં આવે છે.

રાજા દેવાંશી છે.

यस्मादेषां सुरेन्द्राणां मात्राभ्यो निर्मितो नृपः ।
तस्मादभिभवत्येष सर्वभूतानि तेजसा ॥ ५ ॥

૫ ઉપર કહેલા લોકપાળોના અંશોને ગ્રહણ કરીને રાજાને નિર્માણ કરવામાં આવે છે, તેથી એ રાજા પોતાનાં તેજવડે સર્વ પ્રાણીઓને આંજી દે છે.

तपत्यादित्यवच्चैष चक्षूंषि च मनांसि च ।
न चैनं भुवि शक्नोति कश्चिदप्यभिवीक्षितुम् ॥ ६ ॥

૬ રાજા પોતાને જોનારા મનુષ્યોનાં નેત્રોને તથા મનોને સૂર્યની પેઠે તપાવે છે, તેથી કોઇપણ પુરુષ પૃથ્વીપર રાજાની સામું જોઇ શકતો નથી.

सोऽग्निर्भवति वायुश्च सोऽर्कः सोमः स धर्मराट् ।
स कुबेरः स वरुणः स महेन्द्रः प्रभावतः ॥ ७ ॥

૭ રાજાનો પ્રભાવ ( શક્તિ ) અગ્નિ, વાયુ, સૂર્ય, સોમ, યમ, કુબેર, વરુણ અને મહેંદ્રના જેવો છે.

बालोऽपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः ।
महती देवता ह्येषा नररूपेण तिष्ठति ॥ ८ ॥

---

રાજાએ રાજ્યતંત્ર ચલાવવું. આ બધાના ઉપર એક જ ધણી હોવો જોઇએ અને તે ધણી તે રાજા જાણવો.

કેટલાએક પ્રજાસત્તાક રાજ્યને પસંદ કરે છે, પરંતુ પ્રજાસત્તાક રાજ્યમાં ચુંટી કાઢેલા પુરુષ ઉપર હંમેશાની જોખમદારી રહેતી નથી. તેમ તે જે અમલદારને તેની યોગ્યતા જોઇને નિમે છે, તેની જગ્યાએ નવો અધિપતિ બીજા પુરુષની નિમણુક કરે છે, એટલું જ નહિ પરંતુ તેનું રાજ્ય ઉપર મમત્વ પણ બંધાતું નથી; તેથી રાજ્યનાં કેટલાંએક કાર્યોને ધક્કો પહોંચે છે. માટે રાજાનું જ રાજ્ય હોવું જોઇએ અને રાજાએ વિદ્વાન્ બ્રાહ્મણોની પાસેથી પોતાનાં ધર્મશાસ્ત્રોનું તથા મહાભારતાદિ ઇતિહાસોનું જ્ઞાન સંપાદન કરીને ધર્મપ્રમાણે પ્રજાનું પાલન કરવું.

૮ રાજા બાળક હોય તો પણ તેને સાધારણ મનુષ્ય ધારીને તેનું અપમાન કરવું નહિ. કારણ કે રાજા મનુષ્યના રૂપમાં રહેલ મોટો દેવતા છે એમ જાણવું.

**एकमेव दहत्यग्निर्नरं दुरुपसर्पिणम् ।**
**कुलं दहति राजाग्निः सपशुद्रव्यसंचयम् ॥ ९ ॥**

૯ અગ્નિ પાસે બેસનારા એક પુરુષને જ બાળે છે, પરંતુ રાજારૂપી અગ્નિ તો દુષ્ટભાવથી પાસે રહેનારા પુરુષનો તેનાં કુળ, ઢોર, ઢાંખર અને દ્રવ્યના સમૂહની સાથે નાશ કરે છે.

**कार्यं सोऽवेक्ष्य शक्तिं च देशकालौ च तत्त्वतः ।**
**कुरुते धर्मसिद्ध्यर्थं विश्वरूपं पुनः पुनः ॥ १० ॥**

૧૦ રાજા કાર્યનો, શક્તિનો, દેશનો અને કાળનો યથાર્થ રીતે વિચાર કરીને પોતાનો રાજધર્મ સિદ્ધ કરવા માટે વારંવાર અનેક રૂપો ધારણ કરે છે.

**यस्य प्रसादे पद्मा श्रीर्विजयश्च पराक्रमे ।**
**मृत्युश्च वसति क्रोधे सर्वतेजोमयो हि सः ॥ ११ ॥**

૧૧ જેની કૃપામાં કમળનિવાસિની લક્ષ્મી રહેલી છે, જેના પરાક્રમમાં વિજય રહેલો છે અને જેના ક્રોધમાં મૃત્યુનો વાસો છે, તે રાજા સર્વતેજોમય ગણાય છે.

**तं यस्तु द्वेष्टि संमोहात्स विनश्यत्यसंशयम् ।**
**तस्य ह्याशु विनाशाय राजा प्रकुरुते मनः ॥ १२ ॥**

૧૨ જે મનુષ્ય મૂર્ખપણાથી જેમાં લોકપાળનો અંશ છે એવા રાજાનો દ્વેષ કરે છે તેનો અવશ્ય નાશ થાય છે અને રાજા પણ તે મનુષ્યનો નાશ કરવા માટે તુરત મનમાં વિચાર કરે છે.

**तस्माद्धर्मं यमिष्टेषु स व्यवस्येन्नराधिपः ।**
**अनिष्टं चाप्यनिष्टेषु तं धर्मं न विचालयेत् ॥ १३ ॥**

૧૩ તે માટે રાજા, પોતાના સ્નેહીઓના સંબંધમાં જે ઠરાવ બહાર પાડે, એટલે કે આજે મંત્રીને ત્યાં વિવાહ હોવાથી સૌએ મહોત્સવ પાળવો, સીપાઈઓએ પશુઓનો શિકાર કરવો નહિ વગેરે–તે બધા પાળવા તથા પોતાના શત્રુઓને નહિ મળવાની તેમને ઘેર નહિ જવાની આજ્ઞાઓ બહાર પાડે તો તે આજ્ઞાઓને પણ ઉલ્લંઘન કરવી નહિ.

**तस्यार्थे सर्वभूतानां गोप्तारं धर्ममात्मजम् ।**
**ब्रह्मतेजोमयं दण्डमसृजत्पूर्वमीश्वरः ॥ १४ ॥**

૧૪ તે રાજાને માટે પ્રજાપતિએ પૂર્વે સર્વ પ્રાણીઓની રક્ષા કરનારો, બ્રહ્મતેજોમય, ધર્મરૂપ તથા પોતાના પુત્રરૂપ દંડને પ્રથમ ઉત્પન્ન કર્યો છે.

રાજદંડની મોટાઈ.

**तस्य सर्वाणि भूतानि स्थावराणि चराणि च ।**
**भयाद्भोगाय कल्पन्ते स्वधर्मान्न चलन्ति च ॥ १५ ॥**

૧૫ તે દંડના ભયથી સ્થાવર જંગમરૂપ સર્વ પ્રાણીઓ પોતપોતાના વૈભવોનો ઉપભોગ કરી શકે છે તથા સ્વધર્મમાંથી ભ્રષ્ટ થઈ શકતાં નથી.

**तं देशकालौ शक्तिं च विद्यां चावेक्ष्य तत्त्वतः ।**
**यथार्हतः संप्रणयेन्नरेष्वन्यायवर्तिषु ॥ १६ ॥**

૧૬ રાજાએ દેશ, કાળ, શક્તિ અને વિદ્યા એ સર્વની સંપૂર્ણ રીતે તપાસ કરીને અન્યાયથી વર્તનારા મનુષ્યોના ઉપર તેઓના અપરાધ પ્રમાણે દંડનો ઉપયોગ કરવો.

**स राजा पुरुषो दण्डः स नेता शासिता च सः ।**
**चतुर्णामाश्रमाणां च धर्मस्य प्रतिभूः स्मृतः ॥ १७ ॥**

૧૭ તે દંડ જ રાજા છે, કારણ તે હોય તો જ રાજાની શક્તિનો ઉપયોગ થઇ શકે છે. તે દંડ જ પુરુષ છે, કારણ કે બીજા બધા પુરુષો સ્ત્રીની પેઠે તે દંડને તાબે થઇને રહે છે, તે જ નેતા એટલે કાર્ય કરનારો છે, તે જ શાસન કરનારો છે અને તે જ ચારેય આશ્રમોના ધર્માચરણનો પ્રતિભૂ (પ્રતિનિધિ) છે, એમ શાસ્ત્રમાં કહ્યું.

**दण्डः शास्ति प्रजाः सर्वा दण्ड एवाभिरक्षति ।**
**दण्डः सुप्तेषु जागर्ति दण्डं धर्मं विदुर्बुधाः ॥ १८ ॥**

૧૮ દંડ પોતે જ સર્વ પ્રજાને શિક્ષા કરે છે, દંડ પોતે જ સર્વ પ્રજાનું અધર્મમાંથી તથા ભયમાંથી રક્ષણ કરે છે, સૌ સુઈ જાય છે ત્યારે પણ રાજદંડ જ જાગૃત રહે છે, માટે ધર્મશાસ્ત્ર જાણનારા પંડિતો દંડને ધર્માચરણમાં કારણ માનીને ધર્મ જાણે છે.

**समीक्ष्य स धृतः सम्यक्सर्वा रञ्जयति प्रजाः ।**
**असमीक्ष्य प्रणीतस्तु विनाशयति सर्वतः ॥ १९ ॥**

૧૯ જો સંપૂર્ણ વિચાર કરીને આ રાજદંડને ધારણ કર્યો હોય તો તે સર્વ પ્રજાને રંજન કરે છે, પરંતુ જો લોભને લીધે વિચાર કર્યા વિના તેનો ઉપયોગ કર્યો હોય તો તે પુત્ર પૌત્રાદિકનો તથા ધનનો સંહાર કરી નાંખે છે.

यदि न प्रणयेद्राजा दण्डं दण्ड्येष्वतन्द्रितः ।
शूले मत्स्यानिवापक्ष्यन्दुर्बलान्बलवत्तराः ॥ २० ॥

૨૦ રાજા જો સાવધાન થઇને દંડ દેવાયોગ્ય પુરુષોને યોગ્ય દંડ દે નહિ તો પારાધીઓ જેમ માછલાંઓને લોઢાના સળીઆમાં પરોવીને રાંધે છે તેમ બળવાન્ માણસો ગરીબ માણસોનો નાશ કરી નાખે છે.

अद्यात्काकः पुरोडाशं श्वा च लिह्याद्धविस्तथा ।
स्वाम्यं च न स्यात्कस्मिंश्चित्प्रवर्तेताधरोत्तरम् ॥ २१ ॥

૨૧ અપવિત્ર કાગડો પુરોડાશ ખાઈ જાય, કુતરો યજ્ઞના બળિને ચાટી જાય, કોઇનું કોઈના ઉપર ધણીપણું રહે નહિ અને તેને લીધે બ્રાહ્મણાદિક ઉત્તમ વર્ણ અધમપણાને પામે તથા શૂદ્રાદિક અધમ વર્ણ બ્રાહ્મણનાં ધર્મોપદેશાદિ કર્મ કરવા માંડે.

सर्वो दण्डजितो लोको दुर्लभो हि शुचिर्नरः ।
दण्डस्य हि भयात्सर्वं जगद्भोगाय कल्पते ॥ २२ ॥

૨૨ પવિત્ર મનનો પુરુષ હોય, એ વાત ઘણી જ દુર્લભ છે. સર્વે મનુષ્યો દંડવડે જિતાઇને તાબે રહે છે તથા દંડના ભયથીજ આખું જગત્ વૈભવો ભોગવવાને સમર્થ થઈ શકે છે.

देवदानवगन्धर्वा रक्षांसि पतगोरगाः ।
तेऽपि भोगाय कल्पन्ते दण्डेनैव निपीडिताः ॥ २३ ॥

૨૩ દેવો, દાનવો, ગંધર્વો, રાક્ષસો, પક્ષીઓ અને સર્પો પણ દંડથીજ ભય પામીને પોત પોતાના ભોગો ભોગવી શકે છે.

दुष्येयुः सर्ववर्णाश्च भिद्येरन्सर्वसेतवः ।
सर्वलोकप्रकोपश्च भवेद्दण्डस्य विभ्रमात् ॥ २४ ॥

૨૪ પરંતુ જો એ રાજદંડનો દુરુપયોગ કરવામાં આવે છે તો સર્વ વર્ણોમાં વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે, ધર્મની સર્વે મર્યાદાઓ પડી ભાંગે છે અને એક બીજાનું અશુભ કરવાથી સર્વ લોકોમાં ખળભળાટ ઉઠે છે.

**यत्र श्यामो लोहिताक्षो दण्डश्चरति पापहा ।**
**प्रजास्तत्र न मुह्यन्ति नेता चेत्साधु पश्यति ॥ २५ ॥**

૨૫ પરંતુ જ્યાં આગળ શ્યામરંગનો અને રાતાં નેત્રવાળો પાપનો નાશ કરનારો રાજદંડ ફરતો રહે છે અને રાજદંડનો ઉપયોગ કરનારો રાજા જો નીતિપ્રમાણે યોગ્ય વિચાર કરનારો હોય છે તો ત્યાં પ્રજાને દુઃખ ભોગવવું પડતું નથી.

**तस्याहुः संप्रणेतारं राजानं सत्यवादिनम् ।**
**समीक्ष्यकारिणं प्राज्ञं धर्मकामार्थकोविदम् ॥ २६ ॥**

૨૬ રાજદંડનો ઉપયોગ કરનારો રાજા સત્યાવદી, કાર્યાકાર્યનો વિચાર કરીને કાર્ય કરનારો, બુદ્ધિમાન્ અને ધર્મ, અર્થ તથા કામ એ ત્રણ પુરુષાર્થમાં કુશળ હોવો જોઇએ, આમ ધર્મશાસ્ત્રવેત્તાઓ કહે છે.

**तं राजा प्रणयन्सम्यक् त्रिवर्गेणाभिवर्धते ।**
**कामात्मा विषमः क्षुद्रो दण्डेनैव निहन्यते ॥ २७ ॥**

૨૭ રાજા જો દંડનો સારી રીતે ઉપયોગ કરે છે તો તે ધર્મ, અર્થ તથા કામ એ ત્રણ વર્ગથી વૃદ્ધિ પામે છે; પરંતુ રાજાનું મન જો વિષયોમાં આસક્ત હોય છે, જાતે ક્રોધી અને લોભી હોય છે તો તે પોતે રાજદંવડે જ નાશ પામે છે.

**दण्डो हि सुमहत्तेजो दुर्धरश्चाकृतात्मभिः ।**
**धर्माद्विचलितं हन्ति नृपमेव सबान्धवम् ॥ २८ ॥**

૨૮ દંડ એ ઘણું મોટું તેજ છે. જેઓનું મન શાસ્ત્રોથી સંસ્કાર પામ્યું નથી તેવા પુરુષો તેને ધારણ કરી શકતા નથી. જે રાજા રાજધર્મથી ભ્રષ્ટ થાય છે, તે રાજાનો તેના બાંધવોની સાથે રાજદંડ નાશ કરે છે.

***ततो दुर्गं च राष्ट्रं च लोकं च सचराचरम् ।**
**अन्तरिक्षगतांश्चैव मुनीन्देवांश्च पीडयेत् ॥ २९ ॥**

---

* જે રાજાની બુદ્ધિ શાસ્ત્રના સંસ્કારવાળી ન હોય તેવો રાજા દંડની યોગ્ય વ્યવસ્થા કરી શકતો નથી; તેથી દંડ કરવાને અયોગ્ય એવી બ્રાહ્મણાદિ સાત્વિક પ્રજાને પણ શાસન કરે છે અને કરના બોજાથી દીન થઈ ગયેલા બ્રાહ્મણો સ્વાધ્યાય, યજ્ઞ વગેરે નિત્ય કર્મ કરી શકતા નથી; તેથી અંતરિક્ષમાં અદશ્ય રીતે ફરનારા મુનિઓ તથા દેવો પણ પોતાનો સ્વાધ્યાય, યજ્ઞ, હવિષ વગેરે ભાગ ન મળવાથી પીડા પામે છે અને તેને લીધે રાજા પોતાનાં કુટુંબસહિત નાશ પામે છે.

૨૯ તેમ જ તે, દુર્ગનો, દેશનો અને સ્થાવર જંગમાત્મક સર્વ જગતનો નાશ કરે છે અને અંતરિક્ષમાં રહેલા મુનિઓને તથા દેવોને પણ પીડે છે.

**सोऽसहायेन मूढेन लुब्धेनाकृतबुद्धिना ।**
**न शक्यो न्यायतो नेतुं सक्तेन विषयेषु च ॥ ३० ॥**

૩૦ જે રાજાને મંત્રી પુરોહિત વગેરેની સહાયતા ન હોય, જે રાજા મૂર્ખ હોય, લોભી હોય, જેની બુદ્ધિ શાસ્ત્રથી સંસ્કાર પામેલી ન હોય તથા જે વિષયોમાં આસક્ત હોય તેવો રાજા ન્યાયાનુસારે રાજદંડનો ઉપયોગ કરી શકતો નથી.

**शुचिना सत्यसन्धेन यथाशास्त्रानुसारिणा ।**
**प्रणेतुं शक्यते दण्डः सुसहायेन धीमता ॥ ३१ ॥**

૩૧ પરંતુ ન્યાયથી મેળવેલા ધનાદિકવડે શુદ્ધ, સત્ય પ્રતિજ્ઞાવાળો, શાસ્ત્રાનુસાર વ્યવહાર કરનારો, મિત્રાદિકની સહાયવાળો અને બુદ્ધિમાન્ રાજા રાજદંડનો ન્યાય પ્રમાણે ઉપયોગ કરી શકે છે.

**स्वराष्ट्रे न्यायवृत्तः स्याद्भृशदण्डश्च शत्रुषु ।**
**सुहृत्स्वजिह्मः स्निग्धेषु ब्राह्मणेषु क्षमान्वितः ॥ ३२ ॥**

૩૨ રાજાએ પોતાના દેશમાં ન્યાય પ્રમાણે વ્યવહાર કરવો, શત્રુનાં દેશમાં તીક્ષ્ણ દંડનો ઉપયોગ કરવો, સ્નેહીઓની સાથે સરળતાથી રહેવું અને બ્રાહ્મણો થોડો અપરાધ કરે તો પણ તેઓના ઉપર ક્ષમા કરવી.

**एवंवृत्तस्य नृपतेः शिलोञ्छेनापि जीवतः ।**
**विस्तीर्यते यशो लोके तैलबिन्दुरिवाम्भसि ॥ ३३ ॥**

૩૩ આ પ્રમાણે જો રાજા વર્તે છે તો શિલોંછવૃત્તિથી આજીવિકા કરવા છતાં પણ ( નિર્ધન છતાં પણ ) તે રાજાનો યશ પાણીમાં તેલનાં ટીપાંની પેઠે જગતમાં ફેલાય છે.

**अतस्तु विपरीतस्य नृपतेरजितात्मनः ।**
**संक्षिप्यते यशो लोके घृतबिन्दुरिवाम्भसि ॥ ३४ ॥**

૩૪ પરંતુ જે રાજા તેથી વિપરીત વર્તે છે અને જેણે મનને જિતેલું નથી, તે રાજાનો યશ પાણીમાં ઘીનાં ટીપાંની પેઠે જગતમાં સંકોચ પામે છે.

**स्वे स्वे धर्मे निविष्टानां सर्वेषामनुपूर्वशः ।**
**वर्णानामाश्रमाणां च राजा सृष्टोऽभिरक्षिता ॥ ३५ ॥**

૩૫ પોતપોતાના ધર્મનું આચરણ કરનારા ક્રમવાર બ્રાહ્મણાદિક વર્ણોનાં તથા બ્રહ્મચર્યાદિક આશ્રમોનાં રક્ષણ માટે પ્રજાપતિએ રાજાને ઉત્પન્ન કર્યો છે.

**तेन यद्यत्सभृत्येन कर्तव्यं रक्षता प्रजाः ।**
**तत्तद्वोऽहं प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥ ३६ ॥**

રાજાનું કર્તવ્ય.

૩૬ માટે રાજાએ તથા તેના મંત્રીઓએ પ્રજાનું રક્ષણ કરવા માટે જે જે કાર્ય કરવાં જોઇએ, તે તે કાર્ય હું તમને ક્રમવાર જેવાં છે, તેવાં કહી બતાવું છું.

**ब्राह्मणान्पर्युपासीत प्रातरुत्थाय पार्थिवः ।**
**त्रैविद्यवृद्धान्विदुषस्तिष्ठेत्तेषां च शासने ॥ ३७ ॥**

૩૭ રાજાએ પ્રભાતમાં ઉઠી (સ્નાન તથા સંધ્યાવંદન કરીને) વેદવિદ્યાવડે શ્રેષ્ઠ એવા વિદ્વાન્ બ્રાહ્મણોની સેવા કરવી અને તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું.

**वृद्धांश्च नित्यं सेवेत विप्रान्वेदविदः शुचीन् ।**
**वृद्धसेवी हि सततं रक्षोभिरपि पूज्यते ॥ ३८ ॥**

૩૮ વેદ જાણનારા અને વયોવૃદ્ધ એવા પવિત્ર બ્રાહ્મણોની રાજાએ નિત્ય સેવા કરવી. કારણ કે વયોવૃદ્ધ બ્રાહ્મણોની સેવા કરનારાનો રાક્ષસો પણ નિત્ય સત્કાર કરે છે.

**तेभ्योऽधिगच्छेद्विनयं विनीतात्मापि नित्यशः ।**
**विनीतात्मा हि नृपतिर्न विनश्यति कर्हिचित् ॥ ३९ ॥**

૩૯ રાજા સ્વાભાવિક બુદ્ધિવડે અને અર્થશાસ્ત્રાદિકનાં જ્ઞાનવડે કેળવાયેલો હોય, તો પણ તેણે વૃદ્ધ તથા વિદ્વાન્ એવા બ્રાહ્મણોની પાસેથી નિત્ય વિનયનો અભ્યાસ કરવાની જરૂર છે. કારણ કે જે રાજા વિનયી હોય છે, તે રાજાને કદીપણ હાનિ પહોંચતી નથી.

**बहवोऽविनयान्नष्टा राजानः सपरिच्छदाः ।**
**वनस्था अपि राज्यानि विनयात्प्रतिपेदिरे ॥ ४० ॥**

૪૦ ઘણા રાજાઓ અવિનયને લીધે પરિવાર સાથે નાશ પામ્યા છે, ત્યારે વનમાં વસતાં છતાં પણ વિનયી રાજાઓએ રાજ્ય મેળવ્યું છે.

***वेनो विनष्टोऽविनयान्नहुषश्चैव पार्थिवः ।**
**सुदाः पैजवनश्चैव सुमुखो निमिरेव च ॥ ४१ ॥**

---

* વેનરાજાએ બ્રાહ્મણોનું અપમાન કર્યું હતું, યજ્ઞાદિ દેવકર્મ તથા શ્રાદ્ધાદિ પિતૃકર્મ બંધ કરાવ્યાં હતાં અને પુનર્લગ્ન વગેરે અધર્મની પ્રવૃત્તિ કરાવી હતી. તેથી

૪૧ વેનરાજા, નહુષ રાજા, પિજવનનો પુત્ર સુદાસ રાજા, સુમુખ રાજા અને નિમિરાજા અવિનયથી રાજ્યભ્રષ્ટ થયા હતા.

*पृथुस्तु विनयाद्राज्यं प्राप्तवान्मनुरेव च ।
कुबेरश्च धनैश्वर्यं ब्राह्मण्यं चैव गाधिजः ॥ ४२ ॥

૪૨ ત્યારે પૃથુએ અને મનુએ વિનયથી રાજ્ય મેળવ્યું હતું, કુબેરે ધનાધિપતિપણું મેળવ્યું હતું અને ગાધિના પુત્ર વિશ્વામિત્રે બ્રાહ્મણપણું મેળવ્યું હતું.

†त्रैविद्येभ्यस्त्रयीं विद्यां दण्डनीतिं च शाश्वतीम् ।
आन्वीक्षिकीं चात्मविद्यां वार्तारम्भांश्च लोकतः ॥ ४३ ॥

૪૩ ત્રણ વેદને જાણનારા વિદ્વાન્ બ્રાહ્મણોની પાસેથી ત્રણ વેદનું અધ્યયન કરવું, દંડનીતિ જાણનારાઓની પાસેથી સનાતનકાળની દંડનીતિનો એટલે ધનના યોગ ક્ષેમનો ઉપદેશ આપનારાં અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવો, તર્કવિદ્યાનો તથા બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરવો અને વ્યવહારકુશળ પુરુષોની પાસેથી ખેતીવાડીનો, વ્યાપારનો, પશુપાલનનો એમ જૂદા જૂદા લૌકિક ધંધાનો અભ્યાસ કરવો.

इन्द्रियाणां जये योगं समातिष्ठेद्दिवानिशम् ।
जितेन्द्रियो हि शक्नोति वशे स्थापयितुं प्रजाः ॥ ४४ ॥

---

પ્રજાએ તેના ઉપર કોપ કરીને તેને મારી નાંખ્યો હતો. નહુષ રાજા ઇંદ્ર થયો હતો અને ઇંદ્રપદના મદથી તેણે સપ્તર્ષિઓનું અપમાન કર્યું હતું; તેથી સપ્તર્ષિઓએ તેને શ્રાપ આપ્યો હતો તેથી તેણે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઈ, સર્પ થઇને હિમાલયમાં ઘણા કાળ સૂધી દુઃખ ભોગવ્યું હતું. પિજવનનો પુત્ર સુદાસ પણ મદથી તથા ક્રોધથી નાશ પામ્યો હતો.

* પૃથુરાજાએ સનકાદિક ઋષિઓ તથા નારદ વગેરેની પાસેથી જ્ઞાન સંપાદન કરી, પ્રજાને માટે સર્વ પ્રકારની પુર, ગ્રામ વગેરેની યોજના કરીને તેની પ્રીતિ સંપાદન કરી હતી; જેથી હમણા પણ ઈશ્વરાવતારતરિકે તેનું નામ પ્રસિદ્ધ છે. તેમ જ મનુ, કુબેર તથા વિશ્વામિત્ર વગેરે પણ તપશ્ચરણ તથા વિનયથી પ્રસિદ્ધિને પામ્યા હતા.

† દંડનીતિ એ શબ્દમાં દંડ એટલે શત્રુઓનું તથા અન્યાય કરનારી દેશની પ્રજાનું દમન કરનારા અમાત્ય, ફોજદાર વગેરે અમલદાર વર્ગ તથા તેની નીતિ એટલે પ્રયોજનનો પ્રકાર તે દંડનીતિ. તે દંડનીતિ ચાણાક્યનીતિ, શુક્રનીતિ વગેરે નીતિના ગ્રન્થોમાંથી જાણી લેવી.

૪૪ ઇંદ્રિયોનો વિજય કરવા માટે રાત દહાડો પ્રયત્ન કર્યાં કરવો. કારણ કે જિતેંદ્રિય રાજા પ્રજાને પોતાના વશમાં રાખી શકે છે.

**दशकामसमुत्थानि तथाष्टौ क्रोधजानि च ।**
**व्यसनानि दुरन्तानि प्रयत्नेन विवर्जयेत् ॥ ४५ ॥**

૪૫ કામથી ઉત્પન્ન થયેલાં દશ અને ક્રોધથી ઉત્પન્ન થયેલાં આઠ વ્યસનો પરિણામે દુઃખ દેનારાં છે. માટે તેઓને રાજાએ પ્રયત્નપૂર્વક ત્યાગ કરવાં.

**कामजेषु प्रसक्तो हि व्यसनेषु महीपतिः ।**
**वियुज्यतेऽर्थधर्माभ्यां क्रोधजेष्वात्मनैव तु ॥ ४६ ॥**

૪૬ જે રાજા કામથી ઉત્પન્ન થનારાં વ્યસનોમાં આસક્ત થાય છે, તેના ધર્મનો તથા અર્થનો નાશ થાય છે અને જે રાજા ક્રોધનાં વ્યસનોમાં આસક્ત થાય છે (તેનું પ્રકૃતિમંડળ કોપાયમાન થવાથી) તે પંડે જ નાશ પામે છે.

**मृगयाक्षा दिवास्वप्नः परिवादः स्त्रियो मदः ।**
**तौर्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः ॥ ४७ ॥**

૪૭ મૃગયા, જુગાર, દિવસે નિદ્રા, પરનિંદા, સ્ત્રીસેવા, મદિરાપાનથી થયેલો મદ, નૃત્ય કરવું, ગીત ગાવાં, વાદિત્ર વગાડવાં તથા વૃથા ભટકવું, આ દશ કામથી ઉત્પન્ન થનારાં વ્યસનો છે.

**पैशुन्यं साहसं द्रोह ईर्ष्यासूयार्थदूषणम् ।**
**वाग्दण्डजं च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥ ४८ ॥**

૪૮ પારકાની ચાડી ખાવી, સાહસ કર્મ (મહાત્મા પુરુષને કેદ કરવા વગેરે), દ્રોહ (કપટ કરીને વધ કરવો તે), ઇર્ષ્યા (બીજાના ગુણોને સહન નહિ કરવા તે), પારકાના ગુણો ઉપર દોષારોપ કરવો, પારકાનું ધન હરી લેવું અથવા તો લેણદારનું લેણું આપવું નહિ તે તથા વાણીવડે તીક્ષ્ણતા વાપરવી અને મારામારી કરવી, આ આઠ વ્યસનો ક્રોધથી ઉત્પન્ન થાય છે.

**द्वयोरप्येतयोर्मूलं यं सर्वे कवयो विदुः ।**
**तं यत्नेन जयेल्लोभं तज्जावेतावुभौ गणौ ॥ ४९ ॥**

૪૯ આ બન્ને ગણોનું મૂળ સર્વે વિદ્વાનો જેને જાણે છે, તે લોભને રાજાએ પ્રયત્નથી જિતવો. કારણ કે આ બન્ને ગણો લોભથી ઉત્પન્ન થાય છે.

**पानमक्षाः स्त्रियश्चैव मृगया च यथाक्रमम् ।**
**एतत्कष्टतमं विद्याच्चतुष्कं कामजे गणे ॥ ५० ॥**

૫૦ મદિરાપાન, જુગાર, સ્ત્રીસંગ અને મૃગયા, આ કામથી ઉત્પન્ન થનારાં ચાર વ્યસનોને ક્રમવાર કામજન્યગણમાં મહાદુઃખદાયક જાણવાં.

**दण्डस्य पातनं चैव वाक्पारुष्यार्थदूषणे ।**
**क्रोधजेऽपि गणे विद्यात्कष्टमेतत्त्रिकं सदा ॥ ५१ ॥**

૫૧ મારામારી કરવી, વાણીવડે તીક્ષ્ણતા દેખાડવી અને પરાયા અર્થની હાનિ કરવી, ક્રોધજન્ય વ્યસનોમાં આ ત્રણ સદા દુઃખદેનારાં છે.

***सप्तकस्यास्य वर्गस्य सर्वत्रैवानुषङ्गिणः ।**
**पूर्वं पूर्वं गुरुतरं विद्याद्व्यसनमात्मवान् ॥ ५२ ॥**

૫૨ ઉપર ગણાવેલાં મદિરાપાન, જુગાર, સ્ત્રીસંગ, મૃગયા, મારામારી, ગાળાગાળી અને પરાયાં ધનની હાનિ, આ સાત વ્યસન સર્વે રાજમંડળમાં બહુધા રહેલાં હોય છે. તેમાં પછી પછીનાં વ્યસન કરતાં પૂર્વ પૂર્વનાં વ્યસનને બુદ્ધિમાન્ રાજાએ વધારે દુઃખદાયક જાણવું.

---

* ઉપરના શ્લોક ૫૦ તથા ૫૧ એ બે શ્લોકમાં કહેલાં સાત વ્યવસનમાં પ્રથમ વ્યસન મદ્યપાન સર્વ વ્યસનોનાં કરતાં દુષ્ટ છે, મદ્યપાન કરવાથી મનુષ્ય ગાંડો ન હોવા છતાં ગાંડો થઈ જાય છે, મનુષ્ય છતાં પશિાચના જેવો ભાસે છે, તેને શરીરનું ભાન રહેતું નથી, લજ્જાશીલ છતાં લજ્જા તજીને નગ્ન થઇ જાય છે, તેની શાસ્ત્રજ્ઞતાનો તથા બુદ્ધિનો પણ નાશ થાય છે, મિત્રો તેને તજી દે છે, સત્પુરુષો તેનો સંગ કરતા નથી, તે નૃત્ય તથા ગાન તાનમાં મગ્ન રહે છે, પોતાની ગુપ્ત વાતો ખુલ્લી કરી દે છે, ડાહ્યા તથા ગંભીર પ્રકૃતિવાળા પુરુષની પણ ઉપર પ્રમાણે દશા થવાથી નિંદા થાય છે. ચરકાચાર્ય પણ વૈદ્યક શાસ્ત્રમાં લખે છે કે; મદ્યપાન કરનારો પુરુષ માંસ ભોજન કરે નહિ તો તેનું હૃદય બળી જાય છે અને ક્ષય થવાથી તે મરણ પામે છે. માટે સુરાપાને માંસાશન કરવું પડે છે અને મદ્ય તથા માંસ આ બે વ્યસન જેને ચોંટે છે, તે પુરુષને સ્ત્રીમાં સ્વાભાવિક રીતે આસક્તિ થાય છે અને એ ત્રણ વ્યસનવાળો પુરુષ જુગારમાં પ્રવૃત્તિ કરે છે. મદ્યપાન કરનારો શરીરનું ભાન ન રહેવાથી કોઇનો ઘાત પણ કરે છે, અગમ્યા ( ભગિની, ગુરુપત્ની વગેરે) સાથે ગમન કરે છે, મદ્યપાન કરવાથી યાદવોનો નાશ થયો હતો, તે આપણે મહાભારતાદિ ઇતિહાસથી જાણી શકીએ છીએ. છતાં પણ ધર્મશાસ્ત્રમાં તથા આયુર્વેદમાં ગૌડી, પૈષ્ટી અને માધવી એ ત્રણ સુરા શિવાય પરિમિત મદ્યપાન કરવાની ક્ષત્રિયોને રજા આપી છે. તેનું કારણ એવું છે કે, તેઓને તે વ્યાવહારિક કાર્યોમાં બળ બુદ્ધિ આપે છે તથા યુદ્ધના સમયમાં પરિશ્રમનો નાશ કરે છે.

જુગાર એ બીજું વ્યસન છે. જુગારમાં જિતેલું દ્રવ્ય વિષરૂપ ગણાય છે. કારણ કે જુગારની જિત, ઉપરથી જિત દેખાય છે, પરંતુ તે મોટું વૈર ઉત્પન્ન કરે છે. તેનું

**व्यसनस्य च मृत्योश्च व्यसनं कष्टमुच्यते ।**
**व्यसन्यधोऽधो व्रजति स्वर्यात्यव्यसनी मृतः ॥ ५३ ॥**

૫૩ વ્યસન અને મૃત્યુ એ બેમાંથી વ્યસન એ વધારે કષ્ટ આપનારું છે. વ્યસનવાળો પુરુષ મરણ પામે છે ત્યારે નરકમાં જાય છે અને વ્યસનરહિત પુરુષ સ્વર્ગમાં જાય છે.

***मौलाञ्छास्त्रविदः शूराँल्लब्धलक्षान्कुलोद्गतान् ।**
**सचिवान्सप्त चाष्टौ वा प्रकुर्वीत परीक्षितान् ॥ ५४ ॥**

પ્રસિદ્ધ દૃષ્ટાંત પાંડવ કૌરવો તથા નળ રાજા છે. તેઓને જુગારથી જ રાજ્ય તજી વનવાસ વેઠવો પડ્યો હતો. વળી સાધારણ જુગાર રમનારાઓ પણ ક્ષુધા, તૃષા, મૂત્ર, ઝાડા વગેરેના વેગને રોકે છે, તેથી તેઓ અનેક વ્યાધિથી પીડા પામે છે અને પરધન હરણ કરવાની કુટેવ પડવાથી ચોરીઓ કરે છે, તેથી છેવટે રાજા તરફથી શિક્ષા પણ ભોગવે છે.

સ્ત્રી સંગથી રતિલાભ, પ્રજાની ઉત્પત્તિ, ધર્મકાર્ય, ઉત્તમ સેવા તથા પુત્રોદ્વારા સ્વર્ગ વગેરે ફળ થાય છે, તો પણ સ્ત્રીઓમાં આસક્તિ એ ત્રીજું વ્યસન ગણાય છે. સ્ત્રીમાં આસક્ત પુરુષ વિદ્યા અથવા ધન મેળવી શકતો નથી, રાજા રાજકીય કાર્યોમાં દૃષ્ટિ આપી શકતો નથી અને પરસ્ત્રીમાં પ્રીતિવાળા પુરુષોનું તો સર્વસ્વ નાશ પામે છે. તેનું પ્રસિદ્ધ દૃષ્ટાંત રામ રાવણનું યુદ્ધ છે, કે જેમાં સીતા નિમિત્તે રાવણનાં સર્વ કુટુમ્બનો અને ધન વગેરેનો નાશ થયો હતો.

મૃગયા એ પણ એક વ્યસન છે. ક્ષત્રિયો જો નિયમિત રીતે મૃગયા કરે છે તો તેથી કસરત થાય છે, પિત્ત, શ્લેષ્મ વગેરે દોષો ક્ષય પામે છે, ચંચલ નિશાનને વિંધી શકે છે અને તેના માંસથી દેવ, પિતૃઓનું યજન તથા અતિથિને ભોજન કરાવી પોતે ભક્ષણ કરવાથી આત્માની તૃપ્તિ કરી શકે છે. તેથી મૃગયાથી થયેલાં પાપથી તે લેપાતો નથી. છતાં તે જો તેની અત્યાસક્તિ રાખે છે તો તેથી વૃથા અનેક પ્રાણીઓની હિંસા કરે છે અને પશુવધના પાપથી દુઃખી થાય છે. મૃગયાની અત્યંત આસક્તિથી જ રાજા દશરથ શ્રવણનો વધ કરીને પુત્રનો વિયોગ કરાવનારા ભયંકર શાપનું પાત્ર થઈ પડ્યા હતા. મૃગરૂપે થયેલા ઋષિના શાપથી મૃગયાસક્ત પાંડુરાજાના પણ પ્રાણ ગયા હતા. ક્ષણે ક્ષણે ક્રોધ કરી કોઇને મારવો, એ દંડ પારુષ્ય કહેવાય છે. વાક્પારુષ્ય એટલે વાણીની કઠોરતા, એ અર્થપારુષ્ય કરતાં પણ પ્રબળ છે. કારણ કે કોઇને દ્રવ્યની હાનિ કરી હોય અને ફરીને તેને મનાવવામાં આવે છે તો તે પ્રસન્ન થાય છે, પરંતુ જેને મર્મનાં વચનો કહ્યાં હોય તે પુરુષ જીંદગી સૂધી વિસરતો નથી. કુહાડાથી કાપેલી ઝાડની ડાળી પાછી ઉગે છે, પરંતુ દુર્વચનની દાઝેલું હૃદય પાછું પલ્લવિત થતું નથી.

* રાજાએ પરીક્ષા કરીને અમાત્યોને રાખવા અને તેમાં તેઓની ધર્મ, અર્થ, કામ તથા ભય વગેરેના બાનાથી પરીક્ષા કરવી; તે પરીક્ષા આ પ્રમાણે છે;–કોઇપણ

૫૪ રાજાએ વંશપરંપરાથી સેવા કરનારા, ન્યાયશાસ્ત્રમાં કુશળતા ધરાવનારા, નિશાન પાડવા વગેરે યુદ્ધવિદ્યામાં કુશળ, ઊંચા કુળમાં જન્મેલા અને વારંવાર વિપત્તિ વેળાએ જેઓની પરીક્ષા કરેલી હોય તેવા અથવા તો દિવ્યાદિકનો સ્પર્શ કરાવીને જેઓની પાસે સોગન ખવરાવ્યા હોય તેવા સાત કે આઠ મંત્રીઓ નિમવા.

अपि यत्सुकरं कर्म तदप्येकेन दुष्करम् ।
विशेषतोऽसहायेन किंतु राज्यं महोदयम् ॥ ५५ ॥

૫૫ ગૃહસ્થનું ઘરસંબંધી સહેલું કામકાજ પણ એક જણને સહાયતા વિના કરવું કઠણ પડે છે તો પછી એકલો રાજા સહાય વિના મોટી ઉન્નતિવાળું રાજ્ય કેમ ચલાવી શકે?

*तैः सार्धं चिन्तयेन्नित्यं सामान्यं संधिविग्रहम् ।
स्थानं समुदयं गुप्तिं लब्धप्रशमनानि च ॥ ५६ ॥

---

નિમિત્ત કાઢીને રાજાએ પુરોહિતને ઠપકો આપવો. પછી તે પુરોહિત એક એક અમાત્ય પાસે જઇને તેને એકાંતમાં કહે કે, રાજા બહુ જ ખરાબ છે; માટે જો તમારી મરજી હોય તો અભિચાર કરીને તેનો નાશ કરીએ. કેમકે બીજા મંત્રીઓને પણ એ વાત રુચે છે. આમ કરવા છતાં જો તે ડગે નહિ તો તે મંત્રીને અર્થશુદ્ધ જાણવો. તેમ જ અંતઃપુરમાં રહેનારી પરિચારિકાને અમાત્ય પાસે મોકલવી કે, તમને રાજરાણી બહુ ચહાય છે, માટે આપની શી મરજી છે? જો તે કોઇપણ ઉપાયથી લલચાય નહિ તો તેને કામની બાબતમાં શુદ્ધ જાણવો. રાજાની પ્રેરણાથી કેટલાક આપ્ત પુરુષોએ એવી વાત ઉડાડવી કે, અમાત્યોએ એકઠા મળીને સંકેત કર્યો છે કે, અમુક સમયે તેઓ રાજાને મારશે. પછી એ વાત પુરોહિતનો કોઇ આપ્ત પુરુષ અમાત્ય પાસે જઇને કહે કે અમે એવી વાત સાંભળી છે કે તમે રાજાને મારવાના છો અને તે વાત રાજાએ જાણી છે તેથી તમને તે એકદમ કેદ કરીને તમારાં ઘરબાર લુંટી લેશે અને પાછું તે જ પ્રમાણે કોઇ રાજાનો બીજો આપ્ત અમાત્ય ખાનગી હજુરી પણ કહે, છતાં પણ જો તેઓ ભયથી પણ રાજાનું અનિષ્ટ ન કરે તો ભયોપધાથી શુદ્ધ જાણવા. ઇત્યાદિ પરીક્ષાઓ કરીને રાજાએ અમાત્યોને રાખવા.

* અહીં સ્થાન દંડ, કોશ, પુર અને રાષ્ટ્ર એમ ચાર પ્રકારનું છે. દંડ એટલે હાથી, ઘોડા, રથ અને પાળા. તેમનું પોષણ તથા સંરક્ષણ કરવું વગેરે. કોશ એટલે હીરા, મોતી, સોનું, રૂપું, અનાજ, વગેરેની આવક જાવક તથા ન્યાયખાતામાં જાગૃતિ રાખવી વગેરે. રાષ્ટ્રરક્ષા એટલે નદી, વૃક્ષો, પશુઓ વગેરેનું સંરક્ષણ કરવું તે. જે દેશમાં વૃષ્ટિ ન થતી હોય તેમાં નહેરોથી પાણી પુરું પાડવું વગેરે. પૂર સંબંધી વિવેચન આગળ કરવામાં આવશે. અથવા તો સ્થાન એટલે પોતાના સ્થાનમાં બેસી

૫૬ રાજાએ તે મંત્રીઓની સાથે, નિત્ય સામાન્ય કહેતાં છૂપા રાખવા યોગ્ય નહિ એવા સંધિનો અને વિગ્રહનો, સ્થાનનો કહેતાં દંડ, કોશ, પુર અને દેશનો, સમુદયનો કહેતાં ખેતીવાડી, શિલ્પકળા વગેરે ધન ઉત્પન્ન કરી દેનારા વ્યવહારનો, ગુપ્તિનો કહેતાં મેળવેલી વસ્તુની રક્ષાવિષેનો, પોતાની રક્ષાનો તથા દેશની રક્ષાનો અને જિતમાં મેળવેલી વસ્તુઓ બ્રાહ્મણોને અર્પણ કરવા વિષેનો વિચાર કરવો.

**तेषां स्वं स्वमभिप्रायमुपलभ्य पृथक् पृथक् ।**
**समस्तानां च कार्येषु विदध्याद्धितमात्मनः ॥ ५७ ॥**

૫૭ તે સાત કે આઠ મંત્રીઓનો એકાંતમાં જૂદો જૂદો અભિપ્રાય મેળવીને તથા તે બધાયનો એકઠો અભિપ્રાય જાણી લઇને પછી રાજાએ પોતાનું જે રીતે હિત થાય, તે રીતે કાર્ય કરવું.

**सर्वेषां तु विशिष्टेन ब्राह्मणेन विपश्चिता ।**
**मन्त्रयेत्परमं मन्त्रं राजा षाड्गुण्यसंयुतम् ॥ ५८ ॥**

૫૮ ઉપર કહેલા સર્વે મંત્રીઓમાંથી ધર્મનિષ્ઠ અને વિદ્વાન્ એવા બ્રાહ્મણ મંત્રીની સાથે રાજાએ સંધિ, વિગ્રહ વગેરે છ ગુણવાળો ઉત્તમ રાજકીય વિચાર ચલાવવો.

**नित्यं तस्मिन्समाश्वस्तः सर्वकार्याणि निःक्षिपेत् ।**
**तेन सार्धं विनिश्चित्य ततः कर्म समारभेत् ॥ ५९ ॥**

૫૯ નિત્ય તે બ્રાહ્મણ મંત્રીના ઉપર વિશ્વાસ રાખીને સર્વ કાર્યનો ભાર તેના ઉપર નાંખવો અને તે મંત્રીની સાથે રાજકીય કાર્યનો નિશ્ચય કર્યા પછી સર્વ કાર્ય આરંભવાં.

**अन्यानपि प्रकुर्वीत शुचीन्प्राज्ञानवस्थितान् ।**
**सम्यगर्थसमाहर्तॄनमात्यान्सुपरीक्षितान् ॥ ६० ॥**

૬૦ આ ઉપરાંત ન્યાયવડે ધન સંપાદન કરવાથી પવિત્ર, બુદ્ધિમાન્, સ્થિર સ્વભાવાળા, સારે માર્ગે ધન સંપાદન કરનારા અને ધર્માદિક વિષયમાં જેની પરીક્ષા કરેલી હોય તેવા બીજા પણ મંત્રીઓ રાખવા.

---

રહેવું તે. સમુદય એટલે ચડાઇ. ગુપ્તિ એટલે સબળ રાજાનો આશ્રય કરીને આત્મસંરક્ષણ કરવું તે તથા લબ્ધપ્રશમન એટલે સત્પાત્રને દાન અથવા તો મળેલાં પરરાજ્યને અનુરાગથી અને પ્રતાપથી પ્રસન્ન કરવું તે.

निर्वर्तेतास्य यावद्भिरितिकर्तव्यता नृभिः ।
तावतोऽतन्द्रितान्दक्षान्प्रकुर्वीत विचक्षणान् ॥ ६१ ॥

૬૧ રાજકાર્ય જેટલા મનુષ્યોથી થઈ શકે તેટલા તંદ્રારહિત કાર્યકુશળ અને કાર્યના સ્વરૂપને જાણનારા મનુષ્યોની રાજકાર્ય ઉપર યોજના કરવી.

तेषामर्थे नियुञ्जीत शूरान्दक्षान्कुलोद्गतान् ।
शुचीनाकरकर्मान्ते भीरूनन्तर्निवेशने ॥ ६२ ॥

૬૨ તે મંત્રીઓમાં જેઓ શૂરવીર, કાર્ય કરવામાં ચતુર, ઉત્તમ કુળમાં જન્મેલા અને ન્યાયથી ધન મેળવનારા હોય તેવા પુરુષોને સોનારૂપાની ખાણોપર તથા રસ, અનાજ, કપાસ વગેરેના કોઠારપર નિમવા અને ભોજનશાળા, શયનગૃહ તથા અંતઃપુર વગેરે ઉપર ભીરુ પુરુષોની નિમણુંક કરવી.

दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् ।
इङ्गिताकारचेष्टज्ञं शुचिं दक्षं कुलोद्गतम् ॥ ६३ ॥

૬૩ આલોક પરલોક સંબંધી વિષયને બતાવનારાં શાસ્ત્રને જાણનારો, અભિપ્રાયને સૂચવનારાં વચન અને સ્વર આદિને જાણનારો, સુખ દુઃખને દર્શાવનારા નિસ્તેજપણારૂપ પ્રીતિ તથા અપ્રીતિને સૂચવનારા આકારાદિને જાણનારો અને કોપાદિકને સૂચવનારા હાથના ચાળા વગેરેને જાણનારો, અન્યાયને માર્ગે ધનને નહિ મેળવનારો, કાર્ય કરવામાં કુશળ અને ઉત્તમ કુળમાં જન્મેલો હોય, તેવા પુરુષને દૂત બનાવવો.

अनुरक्तः शुचिर्दक्षः स्मृतिमान्देशकालवित् ।
वपुष्मान्वीतभीर्वाग्मी दूतो राज्ञः प्रशस्यते ॥ ६४ ॥

૬૪ અનુરાગવાળો (શત્રુ રાજાને પણ પ્રેમમાત્ર થઈ પડનારો), ધન અને સ્ત્રીની બાબતનાં પવિત્ર રહેનારો, કાર્યકુશળ, પૂર્વાપરના સંદેશાને સ્મરણમાં રાખનારો, દેશ અને કાળના સ્વરૂપને જાણનારો, દેખાવડા શરીરવાળો, ભય રહિત અને વાચાળ એવો રાજાનો દૂત વખણાય છે.

( संधिविग्रहकालज्ञान्समर्थानायतिक्षमान् ।
परैरहार्याञ्शुद्धांश्च धमर्तः कामतोऽर्थतः ॥
समाहर्तुं प्रकुर्वीत सर्वशास्त्रविपश्चितः ।
कुलीनान् वृत्तिसंपन्नान्निपुणान्कोशवृद्धये ॥

સંધિ અને વિગ્રહ કરવાનો સમય જાણનારા, કાર્ય કરવામાં સમર્થ, ઉત્તર કાળમાં ફળ સંપાદન કરવાને સમર્થ, શત્રુઓથી ફોડી શકાય નહિં તેવા, ધર્મ, અર્થ અને કામની બાબતમાં શુદ્ધ, સર્વ પ્રકારનાં શાસ્ત્ર જાણવામાં કુશળ, કુલીન, આજીવિકાવાળા અને કોશની વૃદ્ધિ કરવાના કામમાં નિપુણ, એવા પુરુષોને મહેસુલ ઉઘરાવવાપર નીમવા.)

**( आयव्ययस्य कुशलान् गणितज्ञानलोलुपान् ।**
**नियोजयेद्धर्मनिष्ठान्सम्यक्कार्यार्थचिन्तकान् ॥**

આવક કરવામાં અને ખર્ચ કરવામાં કુશળ, ગણિતશાસ્ત્રમાં જાણીતા, વિષયો ભોગવવાની ઇચ્છાથી રહિત, ધર્મનિષ્ઠ પુરુષોને ખાસ રાજકીય આવક ને ખર્ચના કામ ઉપર નીમવા.

**( कर्मणि चातिकुशलान लिपिज्ञानायतिक्षमान् ।**
**सर्वविश्वासिनः सत्यान् सर्वकार्येषु निश्चितान् ॥**

કાર્ય કરવામાં અત્યંત કુશળ, જૂદા જૂદા દેશની લીપી (અક્ષર) જાણનારા, ભવિષ્ય જાણવામાં સમર્થ, સર્વના વિશ્વાસપાત્ર, સત્યવાદી, સર્વ કાર્યોનો નિશ્ચય કરનારા. )

**( अकृताशांस्तथा भर्तुः कालज्ञांश्च प्रसंगिनः ।**
**कार्यकामोपधाशुद्धान् बाह्याभ्यंतरचारिणः ॥**

ધણીના તરફની કોઈ પણ જાતની આશા વિનાના, કાળને જાણનારા, પ્રસંગવેત્તા, નિષ્કપટપણે કાર્ય કરનારા અને કામનારહિત તથા બહાર અને અંતઃપુરમાં ફરનારા પુરુષોને પાસેનાં કાર્યો ઉપર અને ઘરના સંરક્ષણનાં કાર્યો ઉપર નીમવા. )

**अमात्ये दण्ड आयत्तो दण्डे वैनयिकी क्रिया ।**
**नृपतौ कोशराष्ट्रे च दूते संधिविपर्ययौ ॥ ६५ ॥**

૬૫ હાથી, ઘોડા, રથ અને પાળારૂપ જે દંડ તે સેનાપતિને આધીન છે, પરરાજ્યને તાબે કરવું તથા પ્રજાને વિનય શિખવવો એ દંડને આધીન છે, રાજભંડાર તથા દેશ રાજાને આધીન છે અને સંધિ તથા વિગ્રહ એ દૂતને આધીન છે.

**दूत एव हि संधत्ते भिनत्त्येव च संहतान् ।**
**दूतस्तत्कुरुते कर्म भिद्यन्ते येन मानवाः ॥ ६६ ॥**

૬૬ દૂતજ જુદા પડેલાને સાંધે છે અને એકઠા મળેલાને છુટા પાડે છે. દૂત એવું કાર્ય કરે છે કે જે કાર્યથી મનુષ્યો પરસ્પરમાં લડીને છૂટા પડે છે.

**स विद्यादस्य कृत्येषु निगूढेङ्गितचेष्टितैः ।**
**आकारमिङ्गितं चेष्टां भृत्येषु च चिकीर्षितम् ॥ ६७ ॥**

૬૭ રાજદૂતે શત્રુ રાજાના પુરુષોના છૂપા આકાર, છૂપો મનોભિપ્રાય અને છૂપી ક્રિયાઓવડે તેમના છુપા આકાર, મનોભિપ્રાય અને કર્મને તથા પ્રતિપક્ષી રાજાનાં કર્તવ્યને જાણી લેવું.

**बुद्ध्वा च सर्वं तत्त्वेन परराजचिकीर्षितम् ।**
**तथा प्रयत्नमातिष्ठेद्यथात्मानं न पीडयेत् ॥ ६८ ॥**

૬૮ ઉપર જણાવેલાં લક્ષણોવાળા દૂતદ્વારા શત્રુરાજાનું સર્વ કર્તવ્ય યથાર્થ રીતે જાણી લઇને રાજાએ પોતાને જેમ પીડા ન થાય તેમ પ્રયત્ન કરવો.

***जाङ्गलं सस्यसंपन्नमार्यप्रायमनाविलम् ।**
**रम्यमानतसामन्तं स्वाजीव्यं देशमावसेत् ॥ ६९ ॥**

૬૯ જેમાં પુષ્કળ ધાન્ય પાકતું હોય, જેમાં મોટો ભાગ આર્ય જાતિનો વસતો હોય, જે રોગાદિકના દુઃખથી રહિત અને રમણીય હોય, આસપાસના સામતો જ્યાં નમતા રહેતા હોય તથા જ્યાં ખેતી અને વ્યાપાર બહુ જ સારી રીતે ચાલતો હોય તેવા જાંગલ દેશમાં રાજાએ રાજધાની કરવી.

**धन्वदुर्गं महीदुर्गमब्दुर्गं वार्क्षमेव वा ।**
**नृदुर्गं गिरिदुर्गं वा समाश्रित्य वसेत्पुरम् ॥ ७० ॥**

૭૦ જેની ચારે દિશાઓમાં પંદર યોજન સૂધી પાણી ન હોય તેવા પ્રદેશને ધન્વદુર્ગ કહે છે, જેની આસપાસ પાષાણ કે ઇંટનો બાર હાથ ઉંચો, બહુ વિસ્તારવાળો, યુદ્ધ કરવા માટે જેના ઉપર ફરી હરી શકાય તેવો, આવરણવાળાં જેમાં જાળીયાં હોય તેવો કીલ્લો મહીદુર્ગ કહેવાય છે, જેની આસપાસ અગાધ પાણી ભરેલું હોય તે જળદુર્ગ કહેવાય છે, જેની આસપાસ એક યોજન સૂધી મોટાં મોટાં ઝાડોની ઝાડી હોય તે વૃક્ષદુર્ગ કહેવાય છે, જેની ચારે દિશાઓમાં હાથી, રથ, ઘોડા, પાળા વગેરેનું સૈન્ય ઉભું હોય તે મનુષ્યદુર્ગ કહેવાય છે અને જે પર્વતવચ્ચે હોય અને જેનો માર્ગ ઘણો જ સંકોચવાળો હોય તે ગિરિદુર્ગ કહેવાય છે. રાજાએ આમાંના એક દુર્ગ ઉપર નગર વસાવીને રહેવું.

---

* अल्पोदकतृणो यस्तु प्रवातः प्रचुरातपः । स ज्ञेयो जांगलो देशः

જે દેશમાં પાણી તથા ખડ થોડાં હોય અને પવન તથા તડકો વિશેષ હોય તેને જાંગલ દેશ જાણવો.

सर्वेण तु प्रयत्नेन गिरिदुर्गं समाश्रयेत् ।
एषां हि बाहुगुण्येन गिरिदुर्गं विशिष्यते ॥ ७१ ॥

૭૧ ઉપર કહેલા દુર્ગોમાંથી સર્વ પ્રકારના પ્રયત્નવડે ગિરિદુર્ગમાં વાસ કરવો. કારણ કે ઉપરના દુર્ગોમાં (કિલ્લાઓમાં) ગિરિદુર્ગ બહુ ફાયદાવાળો હોવાથી શ્રેષ્ઠ કહેવાય છે.

त्रीण्याद्यान्याश्रितास्तेषां मृगगर्ताश्रयाऽप्सराः ।
त्रीण्युत्तराणि क्रमशः प्लवङ्गमनरामराः ॥ ७२ ॥

૭૨ ઉપર કહેલા દુર્ગોમાં (કિલ્લાઓમાં) ધન્વદુર્ગમાં મૃગો રહે છે, મહીદુર્ગમાં ઉંદરો રહે છે અને જળદુર્ગમાં ગુડ વગેરે જળચરો રહે છે તથા વૃક્ષદુર્ગમાં વાનરો રહે છે, મનુષ્યદુર્ગમાં મનુષ્યો રહે છે અને ગિરિદુર્ગમાં દેવો રહે છે.

यथा दुर्गाश्रितानेतान्नोपहिंसन्ति शत्रवः ।
तथारयो न हिंसन्ति नृपं दुर्गसमाश्रितम् ॥ ७३ ॥

૭૩ ઉપરના દુર્ગોમાં રહેનારાં મૃગ વગેરે પશુઓને જેમ પારાધીઓ મારી શકતા નથી, તેમ શત્રુઓ દુર્ગમાં વસનારા રાજાને પણ મારી શકતા નથી.

एकः शतं योधयति प्राकारस्थो धनुर्धरः ।
शतं दशसहस्राणि तस्माद्दुर्गं विधीयते ॥ ७४ ॥

૭૪ કિલ્લા ઉપર રહેનારો એક ધનુષધારી સો યોધાઓની સામે લડી શકે છે અને સો ધનુર્ધારી એક હજાર યોધાઓની સામે લડી શકે છે, તે માટે દુર્ગ (કિલ્લો) કરવાનું કહેવામાં આવ્યું છે.

( मंदरस्यापि शिखरं निर्मानुष्यं न शिष्यते ।
मनुष्यदुर्गं दुर्गाणां मनुः स्वायंभुवोऽब्रवीत् ॥

મંદરાચળનું શિખર પણ જો મનુષ્ય વિનાનું હોય તો તે વખણાતું નથી માટે દુર્ગોમાં મનુષ્યદુર્ગ શ્રેષ્ઠ ગણાય છે એમ સ્વાયંભૂ મનુએ કહ્યું છે. )

तत्स्यादायुधसंपन्नं धनधान्येन वाहनैः ।
ब्राह्मणैः शिल्पिभिर्यन्त्रैर्यवसेनोदकेन च ॥ ७५ ॥

૭૫ તે દુર્ગમાં આયુધો, ધન, ધાન્ય, વાહનો, બ્રાહ્મણો, શિલ્પકળા જાણનારા પુરુષો, યંત્રો, ઘાંસ અને પાણીનો જથ્થો તૈયાર રાખવો.

**तस्य मध्ये सुपर्याप्तं कारयेद्गृहमात्मनः ।**
**गुप्तं सर्वर्तुकं शुभ्रं जलवृक्षसमन्वितम् ॥ ७६ ॥**

૭૬ વળી તે દુર્ગના મધ્યભાગમાં પોતાને માટે સમાસ થઈ શકે તેવડું, ચોતરફથી રક્ષણવાળું, સર્વ ઋતુઓનું સુખ ભોગવી શકાય તેવું, શ્વેતરંગનું, જળાશયવાળું અને વાટિકાવાળું એક ઘર બંધાવવું.

**तदध्यास्योद्वहेद्भार्यां सवर्णां लक्षणान्विताम् ।**
**कुले महति संभूतां हृद्यां रूपगुणान्विताम् ॥ ७७ ॥**

૭૭ તે ઘરમાં વાસ કર્યા પછી પોતાની જાતની, ઉત્તમ પ્રકારનાં સર્વ લક્ષણોવાળી, મોટા કુળમાં જન્મેલી, મનને હરણ કરે તેવી, રૂપાળી અને ગુણવાળી સ્ત્રીને પરણવી.

**पुरोहितं च कुर्वीत वृणुयादेव चार्त्विजम् ।**
**तेऽस्य गृह्याणि कर्माणि कुर्युर्वैतानिकानि च ॥ ७८ ॥**

૭૮ શાંતિ પૌષ્ટિક કર્મ કરનારો પુરોહિત રાખવો, ઋત્વિજોને પણ વરણીમાં વરાવવા અને તેઓએ રાજાનાં ગૃહ્યસૂત્રોક્ત કર્મો તથા અગ્નિહોત્ર આદિ કર્મો કરવાં.

**यजेत राजा क्रतुभिर्विविधैराप्तदक्षिणैः ।**
**धर्मार्थं चैव विप्रेभ्यो दद्याद्भोगान्धनानि च ॥ ७९ ॥**

૭૯ રાજાએ ઘણી દક્ષિણાવાળા અનેક યજ્ઞોથી યજન કરવું અને ધર્મ માટે બ્રાહ્મણોને અનેક જાતના વૈભવો તથા ધનો આપવાં.

***सांवत्सरिकमाप्तैश्च राष्ट्रादाहारयेद्बलिम् ।**
**स्याच्चाम्नायपरो लोके वर्तेत पितृवन्नृषु ॥ ८० ॥**

---

* રાજાએ પોતાની પ્રજા સાથે પિતૃભાવથી રહેવું જોઇએ. આ આજ્ઞા કેવળ રાજાને માટે જ નથી પરન્તુ રાજ્યના અધિકારીઓને માટે પણ છે, રાજાએ તથા રાજ્યના અધિકારીઓએ પોતાની પ્રજા તરફ પિતાની પેઠ વર્તવું જોઇએ અને પ્રજા જેમ પોતાના પિતાની પાસે કોઇ પણ પ્રકારનું દુઃખ નિવેદન કરે તેમાં તેમને પિતા તરફથી બીજું ભય ઉત્પન્ન થતું નથી પરંતુ દુઃખ ઓછું થવાનો સંભવ રહે છે તેમ પ્રજા પણ નિર્ભયપણે રાજાની ને રાજ્યના અધિકારીઓની પાસે પોતાનું દુઃખ નિવેદન કરીને દુઃખમાંથી મુકત થાય તેમ રાજાએ તથા અધિકારીઓએ વર્તવું જોઇએ.

૮૦ રાજાએ પોતાના વિશ્વાસપાત્ર અધિકારીઓદ્વારા દેશમાંથી વાર્ષિક કર ઉઘરાવી લેવો, કર વગેરે લેવામાં ધર્મશાસ્ત્ર પ્રમાણે વર્તવું અને પોતાના દેશમાં વસનારા લોકોની સાથે પિતાની પેઠે વર્તવું.

**अध्यक्षान्विविधान्कुर्यात्तत्र तत्र विपश्चितः ।**
**तेऽस्य सर्वाण्यवेक्षेरन्नृणां कार्याणि कुर्वताम् ॥ ८१ ॥**

૮૧ જૂદાં જૂદાં કાર્યોપર જૂદા જૂદા વિદ્વાન્ અધ્યક્ષોની નિમણુક કરવી અને તે અધ્યક્ષોએ કામ કરનારા અધિકારીઓનાં સર્વ કાર્યો ઉપર દેખરેખ રાખવી.

**आवृत्तानां गुरुकुलाद्विप्राणां पूजको भवेत् ।**
**नृपाणामक्षयो ह्येष निधिर्ब्राह्मोऽभिधीयते ॥ ८२ ॥**

૮૨ ગુરુને ઘેરથી ભણીને આવેલા સ્નાતક બ્રાહ્મણોની પૂજા કરવી. કારણ કે સ્નાતક બ્રાહ્મણો રાજાઓનો અક્ષય બ્રાહ્મનિધિ કહેવાય છે (અર્થાત્ રાજા સ્નાતક બ્રાહ્મણને ધન, ધાન્ય જે કંઈ આપે છે તેનું રાજાને બ્રહ્મપ્રાપ્તિરૂપી અક્ષય ફળ મળે છે, માટે તે અક્ષય નિધિ કહેવાય છે).

**न तं स्तेना न चामित्रा हरन्ति न च नश्यति ।**
**तस्माद्राज्ञा निधातव्यो ब्राह्मणेष्वक्षयो निधिः ॥ ८३ ॥**

૮૩ બ્રાહ્મણોને અર્પણ કરેલી ધનાદિકે વસ્તુને ચોરો ચોરી શકતા નથી, મિત્રો હરી શકતા નથી, તેમ કાળે કરીને વિસ્મરણ થવાથી પણ તેનો નાશ થતો નથી; માટે રાજાએ બ્રાહ્મણોને અક્ષય નિધિ આપવો એટલે દાન આપવું.

**न स्कन्दते न व्यथते न विनश्यति कर्हिचित् ।**
**वरिष्ठमग्निहोत्रेभ्यो ब्राह्मणस्य मुखे हुतम् ॥ ८४ ॥**

૮૪ અગ્નિમાં જે હવિ હોમવામાં આવે છે તે કોઈ દહાડો અગ્નિના કુંડમાં નહિ પડતાં નીચે પડે છે, કોઈ દાહાડો શુકાઈ જાય છે અને કોઈ દાહાડો દાહાદિકવડે નાશ પામે છે; પરંતુ બ્રાહ્મણના મુખમાં જે હોમવામાં આવે છે અર્થાત્ બ્રાહ્મણના હાથમાં દાન તરિકે જે આપવામાં આવે છે તે કોઈપણ દાહાડો નાશ પામતું નથી, માટે તે અગ્નિહોત્રના કરતાં શ્રેષ્ઠ છે.

**सममब्राह्मणे दानं द्विगुणं ब्राह्मणब्रुवे ।**
**प्राधीते शतसाहस्रमनन्तं वेदपारगे ॥ ८५ ॥**

૮૫ બ્રાહ્મણ થકી બીજી જાતિને આપેલું દાન જેટલું તેનું ફળ શાસ્ત્રમાં કહ્યું હોય તેટલું ફળ આપે છે, બ્રાહ્મણ નામધારીને આપેલું દાન બમણું ફળ આપે છે, સારી રીતે ભણેલા બ્રાહ્મણને આપેલું દાન લક્ષગણું ફળ આપે છે અને વેદપારંગત બ્રાહ્મણને આપેલું દાન અનંત ફળ આપે છે.

पात्रस्य हि विशेषेण श्रद्दधानतयैव च ।
अल्पं वा बहु वा प्रेत्य दानस्यावाप्यते फलम् ॥ ८६ ॥

૮૬ સુપાત્ર બ્રાહ્મણના તથા શ્રદ્ધાના પ્રમાણમાં દાનનું થોડું અથવા તો વધારે ફળ દાતાને પરલોકમાં મળે છે.

( एष एव परोधर्मः कृत्स्नो राज्ञ उदाहृतः ।
जित्वा धनानि संग्रामाद्‌द्विजेभ्यः प्रतिपादयेत् ॥

રાજાએ સંગ્રામમાંથી ધનો જિતી લાવીને બ્રાહ્મણોને અર્પણ કરવાં. આ રાજાનો સંપૂર્ણ પરમ ધર્મ કહ્યો છે. )

( देशकालविधानेन द्व्यं श्रद्धासमन्वितम् ।
पात्रे प्रदीयते यत्तु तद्धर्मस्य प्रसाधनम् ॥

દેશ તથા કાળના વિધિ પ્રમાણે શ્રદ્ધાપૂર્વક સુપાત્રને જે દ્રવ્ય આપવામાં આવે છે તે ધર્મની સિદ્ધિ કરે છે. )

समोत्तमाधमे राजा त्वाहूतः पालयन्प्रजाः ।
न निवर्तेत संग्रामात्क्षात्रं धर्ममनुस्मरन् ॥ ८७ ॥

૮૭ પોતાના સમાન, પોતાના કરતાં ઉત્તમ અથવા તો પોતાથી અધમ એવા રાજાએ યુદ્ધ માટે નિમંત્રણ કર્યું હોય તો પ્રજાનું પાલન કરનારા રાજાએ ક્ષત્રિય જાતિનો ધર્મ સ્મરણમાં રાખીને સંગ્રામમાંથી પાછું ફરવું નહિ.

संग्रामेष्वनिवर्तित्वं प्रजानां चैव पालनम् ।
शुश्रूषा ब्राह्मणानां च राज्ञां श्रेयस्करं परम् ॥ ८८ ॥

૮૮ સંગ્રામમાંથી પાછું નહિ ફરવું, પ્રજાનું પાલન કરવું અને બ્રાહ્મણોની સેવા કરવી, આ રાજાઓનું પરમ કલ્યાણ કરનારું છે.

*आहवेषु मिथोऽन्योन्यं जिघांसन्तो महीक्षितः ।
युध्यमानाः परं शक्त्या स्वर्गं यान्त्यपराङ्मुखाः ॥ ८९ ॥

---

* આ શ્લોકમાં યુદ્ધમાં સામે પગલે ચાલીને મરનારા પુરુષને સ્વર્ગપ્રાપ્તિ કહેલી છે, અને તેનું મૂળ " द्वाविमौ पुरुषौ लोके सूर्यमंडलभेदिनौ । संन्यासी योगयुक्तश्च यश्च

૮૯ રાજાઓ યુદ્ધમાં એક બીજાને મારવાની ઇચ્છાથી પાછું મુખ નહિ કરતાં સંપૂર્ણ શક્તિથી યુદ્ધ કરે છે તો તેઓ સ્વર્ગમાં જાય છે.

**न कूटैरायुधैर्हन्याद्युध्यमानो रणे रिपून् ।**
**न कर्णिभिर्नापि दिग्धैर्नाग्निज्वलिततेजनैः ॥ ९० ॥**

૯૦ યુદ્ધ કરનારા યોધાએ ઉપરથી લાકડાનાં દેખાતાં પરંતુ અંદરથી લોઢાનાં ગુપ્તિ વગેરે કૂટશસ્ત્રોથી, કરવતીના જેવા આકારનાં બન્ને બાજુપર કાનવાળાં કે જે શરીરમાં પેઠા પછી બહાર કાઢતાં મુશ્કેલ પડે તેવાં શસ્ત્રોથી, વિષ ચોપડેલાં તથા અગ્નિમાં તપાવીને ચળકતી ધારવાળાં કરેલાં શસ્ત્રોથી રણમાં શત્રુઓને મારવા નહિ.

**न च हन्यात्स्थलारूढं न क्लीबं न कृताञ्जलिम् ।**
**न मुक्तकेशं नासीनं न तवास्मीति वादिनम् ॥ ९१ ॥**

---

रणेऽभिमुखो हतः " આ શ્રુતિ છે. અહીં કોઇ શંકા કરશે કે રાજ્યલોભને માટે યુદ્ધમાં પ્રવૃત્ત થયેલા પુરુષને સ્વર્ગ કેમ મળી શકે ? તેનો ઉત્તર એવો છે કેઃ યુદ્ધમાં પોતાનો પરાજય અવશ્ય થશે એમ જાણવા છતાં ધર્મયુદ્ધથી સામે પગલે ચાલીને ક્ષાત્રધર્મને માન આપવાથી તેને સ્વર્ગપ્રાપ્તિ થાય છે, અને તે જ પ્રમાણે આજીવિકાને માટે ચાકરી કરનારા ક્ષત્રિયો પણ યુદ્ધમાં મરે છે તો સ્વર્ગમાં જાય છે. એ વાત શ્રુતિમાં પણ કહી છે. ये युध्यन्ते प्रधनेषु सूरासो ये तनुत्यजः ये वा सहस्रदक्षिणास्ताश्च देवापि गच्छतात् જે શૂરા પુરુષો યુદ્ધ કરીને દેહનો ત્યાગ કરે છે, અને જેઓ હજાર ગાયોનું દાન કરે છે તેઓ દેવલોકમાં જાય છે." માટે શૂરવીર ક્ષત્રિયો બીજું ધર્માચરણ ન કરવા છતાં પણ પ્રાણનું પણ કરી, શત્રુઓના પ્રહારથી ફુટેલાં માથાંમાંથી પડતાં લોહીના બિંદુરૂપી અમૃતનું પાન કરીને જ સ્વર્ગમાં જાય છે. ગીતામાં ભગવાન્ પણ અર્જુનને કહે છે કે " सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशं હે અર્જુન ! ભાગ્યશાળી ક્ષત્રિયોને જ આવું યુદ્ધ પ્રાપ્ત છે." એજ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને કર્ણને યુદ્ધ નહિ કરવાને સમજાવવા માંડ્યો હતો ત્યારે કર્ણે પણ કહ્યું હતું કેઃ હે કૃષ્ણ ! ક્ષત્રિયોને ક્ષયાદિ વ્યાધિથી પથારીમાં સડીને મરવા કરતાં યુદ્ધમાં મરવું ઉત્તમ છે. પૃથાએ પણ શ્રીકૃષ્ણ દ્વારા યુધિષ્ઠિરને સંદેશો કહેવરાવ્યો હતો કે જે ક્ષત્રિયની પાસે ભૂમિ નથી તે ક્ષત્રિય નથી, માટે પોતાના કુળ પરંપરાથી પ્રાપ્ત સ્વદેશનાં રાજ્યમાટે યુદ્ધમાં મરવાથી ક્ષત્રિયોને સ્વર્ગ મળે છે. પરંતુ ક્ષાત્રધર્મથી ભ્રષ્ટ થઇ, બ્રાહ્મણ ધર્મથી અરણ્યમાં રખડી રઝળીને મરવું એ ક્ષત્રિયોને માટે અધર્મ છે. આજ અભિપ્રાયથી ગીતામાં કહ્યું છેઃ કે "स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ક્ષત્રિયધર્મથી મરવું એ શ્રેયઃ સંપાદક છે; પરંતુ પરધર્મ ( વૈશ્ય અથવા બ્રાહ્મણ ધર્મનું પાલન ) ક્ષત્રિયને પારલૌકિક શ્રેય નહિ કરનારું હોવાથી ભય ઉત્પન્ન કરનારું છે."

૯૧ જે શત્રુ ભૂમિપર ઉભો હોય, જે નપુંસક હોય, જેણે બે હાથ જોડેલા હોય, જેના કેશ છૂટા હોય, જે નીચે બેઠેલો હોય અને જે કહે કે હું તમારો છું તેવાને મારવા નહિ.

न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुधम् ।
नायुध्यमानं पश्यन्तं न परेण समागतम् ॥ ९२ ॥

૯૨ સુતેલાને, જેનું ક્વચ તુટી ગયું હોય તેવાને, નાગાને, આયુધ વિનાનાને, યુદ્ધ નહિ કરનારાને, યુદ્ધ જોનારાને અને બીજાની સાથે લઢતો હોય તેવાને મારવો નહિ.

नायुधव्यसनप्राप्तं नार्तं नातिपरिक्षतम् ।
न भीतं न परावृत्तं सतां धर्ममनुस्मरन् ॥ ९३ ॥

૯૩ જેનાં શસ્ત્રો ભાંગી ગયાં હોય, જે આતુર હોય, જેનું શરીર અત્યંત ઘાયલ થઇ ગયું હોય, જે ભયભીત થઇ ગયો હોય અને જે પાછો નાસતો હોય તેને પણ ક્ષત્રિયે સત્પુરુષોના ધર્મનું સ્મરણ કરીને મારવો નહિ.

यस्तु भीतः परावृत्तः संग्रामे हन्यते परैः ।
भर्तुर्यद्दुष्कृतं किंचित्तत्सर्वं प्रतिपद्यते ॥ ९४ ॥

૯૪ જે યોધો ભયભીત થઇને સંગ્રામમાંથી નાસે છે અને શત્રુઓ પાછળથી તેને મારી નાંખે છે તો સંગ્રામમાંથી નાસનારો યોધો પોતાના રાજાનું જે કંઈ પાપ હોય છે તે સર્વ પાપનો ભોગી થાય છે.

यच्चास्य सुकृतं किंचिदमुत्रार्थमुपार्जितम् ।
भर्ता तत्सर्वमादत्ते परावृत्तहतस्य तु ॥ ९५ ॥

૯૫ યુદ્ધમાંથી નાસતાં મરણ પામેલા પુરુષે પરલોક માટે જે કંઈ પુણ્ય સંપાદન કર્યું હોય તે સર્વ પુણ્ય તેનો રાજા ગ્રહણ કરે છે.

रथाश्वं हस्तिनं छत्रं धनं धान्यं पशून्स्त्रियः ।
सर्वद्रव्याणि कुप्यं च यो यज्जयति तस्य तत् ॥ ९६ ॥

૯૬ યુદ્ધમાં રથ, ઘોડા, હાથી, છત્ર, ધન, ધાન્ય, પશુઓ, સ્ત્રીઓ, સર્વે જાતનાં દ્રવ્યો તથા સોનારૂપા શિવાયની બીજી ધાતુઓમાંથી જે વસ્તુને જે જિતે છે તે વસ્તુ તેની ગણાય છે.

राज्ञश्च दद्युरुद्धारमित्येषा वैदिकी श्रुतिः ।
राज्ञा च सर्वयोधेभ्यो दातव्यमपृथग्जितम् ॥ ९७ ॥

૯૭ જિતેલી વસ્તુઓમાંથી સોનું રૂપું વગેરે શ્રેષ્ઠ વસ્તુઓ યોધાઓએ રાજાને અર્પણ કરવી; આમ વેદની શ્રુતિ કહે છે અને રાજાએ પણ સર્વ યોધાઓની સાથે મળીને જે વસ્તુઓ જિતી હોય તે વસ્તુઓ સર્વ યોધા-ઓને વહેંચી આપવી.

( भृत्येभ्यो विभजेदर्थान्नैकः सर्वहरोभवेत् ।
नाममात्रेण तुष्येत छत्रेण च महीपतिः ॥

રાજાએ એકલાએ જિતેલી સર્વ વસ્તુઓ લઈ લેવી નહિ; પરંતુ તે વસ્તુઓ સીપાઇઓને વહેંચી આપવી અને પોતે તો માત્ર રાજછત્રથી તથા રાજાના નામથી જ સંતોષ માનવો. )

एषोऽनुपस्कृतः प्रोक्तो योधधर्मः सनातनः ।
अस्माद्धर्मान्न च्यवेत क्षत्रियो घ्नन्रणे रिपून् ॥ ९८ ॥

૯૮ ક્ષત્રિયોનો આ શુદ્ધ એવો સનાતન ધર્મ મેં તમને કહ્યો. ક્ષત્રિયે રણમાં શત્રુઓનો નાશ કરવો તથા ક્ષત્રિયના ધર્મમાંથી ભ્રષ્ટ થવું નહિ ( અર્થાત્ ક્ષત્રિય ધર્મ પાળવો. )

अलब्धं चैव लिप्सेत लब्धं रक्षेत्प्रयत्नतः ।
रक्षितं वर्धयेच्चैव वृद्धं पात्रेषु निःक्षिपेत् ॥ ९९ ॥

૯૯ નહિ જિતેલી પૃથ્વી, સુવર્ણ વગેરે પદાર્થોને જિતવાની ઇચ્છા કરવી, જિતમાં મેળવેલી વસ્તુનું પ્રયત્નથી રક્ષણ કરવું, રક્ષણ કરેલી વસ્તુને વધાર્યા કરવી અને વધારેલી વસ્તુ સુપાત્રને આપવી.

एतच्चतुर्विधं विद्यात्पुरुषार्थप्रयोजनम् ।
अस्य नित्यमनुष्ठानं सम्यक्कुर्यादतन्द्रितः ॥ १०० ॥

૧૦૦ ઉપર જે ચાર પ્રકારની બાબત કહી છે તે પુરુષાર્થથી પ્રાપ્ત થાય છે એમ જાણવું. રાજાએ તંદ્રાનો ત્યાગ કરીને એ ચારે બાબતો નિત્ય કર્યા કરવી.

अलब्धमिच्छेद्दण्डेन लब्धं रक्षेदवेक्षया ।
रक्षितं वर्धयेद्वृद्ध्या वृद्धं पात्रेषु निःक्षिपेत् ॥ १०१ ॥

૧૦૧ નહિ મળેલી વસ્તુને દંડવડે મેળવવી, મેળવેલી વસ્તુનું સંભાળથી રક્ષણ કરવું, રક્ષણ કરેલી વસ્તુને સ્થળ, જળ ઉપર વ્યાપારાદિકે કરીને વધા-રવી અને વૃદ્ધિ પામેલી વસ્તુ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સુપાત્રોને અર્પણ કરવી.

नित्यमुद्यतदण्डः स्यान्नित्यं विवृतपौरुषः ।
नित्यं संवृतसर्वार्थो नित्यं छिद्रानुसार्यरेः ॥ १०२ ॥

૧૦૨ રાજાએ નિત્ય અપરાધીઓને શિક્ષા કરવી, અસ્ત્રવિદ્યાનું પરાક્રમ નિત્ય પ્રકટ કરતાં રહેવું, છૂપા રાખવા યોગ્ય રાજકીય વિચારોને નિત્ય છૂપા રાખવા અને શત્રુનાં છિદ્રોને નિત્ય શોધ્યાં કરવાં.

नित्यमुद्यतदण्डस्य कृत्स्नमुद्विजते जगत् ।
तस्मात्सर्वाणि भूतानि दण्डेनैव प्रसाधयेत् ॥ १०३ ॥

૧૦૩ અપરાધીઓને નિત્ય દંડ દેનારા રાજાથી આખું જગત્ ભય પામે છે. તે માટે રાજાએ સર્વ પ્રાણીઓને દંડથી જ વશ રાખવાં.

अमाययैव वर्तेत न कथञ्चन मायया ।
बुद्ध्येतारिप्रयुक्तां च मायां नित्यं स्वसंवृतः ॥ १०४ ॥

૧૦૪ રાજાએ પોતાનાં પ્રકૃતિ મંડળ સાથે નિષ્કપટ ભાવથી જ વર્તવું; પરંતુ કપટ ભાવથી વર્તવું નહિ, નિત્ય પોતાનાં છિદ્રોને ઢાંકવાં અને શત્રુઓએ કરેલાં કપટને જાણવાં.

नास्य छिद्रं परो विद्याद्विद्याच्छिद्रं परस्य तु ।
गूहेत्कूर्म इवाङ्गानि रक्षेद्विवरमात्मनः ॥ १०५ ॥

૧૦૫ પોતાનું છિદ્ર પરાયાને જાણવા દેવું નહિ; પરંતુ પોતે પારકાનાં છિદ્ર જાણવાં. કાચબાની પેઠે પોતાનાં રાજકીય અંગોને છૂપાં રાખવાં એટલે અમાત્ય વગેરેને દાન સન્માનાદિવડે પોતાને વશ રાખવા, કે જેથી પોતાનું છિદ્ર ઉઘાડું પડે નહિ.

( न विश्वसेदविश्वस्ते विश्वस्ते नातिविश्वसेत् ।
विश्वासाद्भयमुत्पन्नं मूलान्यपि निकृन्तति ॥

અવિશ્વાસીનો વિશ્વાસ કરવો નહિ, તેમ વિશ્વાસીનો પણ અતિ વિશ્વાસ કરવો નહિ; કારણ કે વિશ્વાસ રાખવાથી ઉત્પન્ન થયેલું ભય મૂળોને પણ કાપી નાંખે છે. )

बकवच्चिन्तयेदर्थान्सिंहवच्च पराक्रमेत् ।
वृकवच्चावलुम्पेत शशवच्च विनिष्पतेत् ॥ १०६ ॥

૧૦૬ બગલો જેમ માંછલાંઓને પકડવા માટે એકચિત્ત થઇને પકડવા સંબંધી વિચાર કરે છે તેમ રાજાએ પણ એકચિત્ત થઇને રાજકીય વિષયોનો

વિચાર કરવો, સિંહ જેમ મહાબળવાન્ હાથીની સામે પરાક્રમ કરે છે તેમ રાજાએ પણ શત્રુની સામે પરાક્રમ કરવું, શત્રુનું છિદ્ર જોવામાં આવે એટલે નહારની પેઠે શત્રુનો નાશ કરવો અને પકડાઈ ગયેલો શશલો જેમ પારાધિઓની વચ્ચેથી તેઓને છેતરીને નાશી છૂટે છે તેમ રાજા પણ બળવાન્ રાજાઓના હાથમાં જો સપડાઈ ગયો હોય તો તેણે તેઓને છેતરીને તેઓના હાથમાંથી નાશી જવું.

**एवं विजयमानस्य येऽस्य स्युः परिपन्थिनः ।**
**तानानयेद्वशं सर्वान्सामादिभिरुपक्रमैः ॥ १०७ ॥**

૧૦૭ આ પ્રમાણે વિજય કરનારા રાજાના જે શત્રુઓ હોય તે સર્વને રાજાએ સામ, દામ, ભેદ વગેરે ઉપાયોથી વશ કરવા.

**यदि ते तु न तिष्ठेयुरुपायैः प्रथमैस्त्रिभिः ।**
**दण्डेनैव प्रसह्यैतांश्छनकैर्वशमानयेत् ॥ १०८ ॥**

૧૦૮ શત્રુ જો પહેલા ત્રણ ઉપાયોથી વશ થાય નહિ તો પછી રાજાએ એઓને બળાત્કારથી દંડ કરીને જ ધીરે ધીરે વશ કરવા.

**सामादीनामुपायानां चतुर्णामपि पण्डिताः ।**
**सामदण्डौ प्रशंसन्ति नित्यं राष्ट्राभिवृद्धये ॥ १०९ ॥**

૧૦૯ પંડિતો સામ, દામ, ભેદ અને દંડ આ ચાર ઉપાયોમાંથી દેશની વૃદ્ધિને માટે સામને અને દંડને વખાણે છે.

**यथोद्धरति निर्दाता कक्षं धान्यं च रक्षति ।**
**तथा रक्षेन्नृपो राष्ट्रं हन्याच्च परिपन्थिनः ॥ ११० ॥**

૧૧૦ ક્ષેત્રમાં લણનારો ખેડુત જેમ ધાન્યના છોડવાનું રક્ષણ કરે છે અને ખડને કાઢી નાખે છે, તેમ રાજાએ પણ દેશની રક્ષા કરવી અને દેશને દુઃખ દેનારા લુટારાઓનો નાશ કરવો.

***मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया ।**
**सोऽचिराद्भ्रश्यते राज्याज्जीविताच्च सबान्धवः ॥ १११ ॥**

---

* સૂર્ય જેમ પોતાનાં કિરણોથી જળને ગ્રહણ કરી, તે જળને વધારીને વૃષ્ટિરૂપે પાછું આપે છે, તેમ રાજાએ પણ પ્રજાની પાસેથી લીધેલા કરનો પ્રજાના રક્ષણમાં ઉપયોગ કરવો જોઇએ. પરન્તુ રાજા જો પ્રજાની પાસેથી શાસ્ત્ર વિરુદ્ધ

૧૧૧ જે રાજા મૂર્ખાઈથી પોતાના દેશના સારા અને નરતા બધા લોકોને સમાન ગણીને દંડાદિથી પીડે છે, તે રાજા થોડા જ સમયમાં પોતાનાં કુટુંબ સાથે રાજ્યથી અને પ્રાણથી ભ્રષ્ટ થાય છે.

**शरीरकर्षणात्प्राणाः क्षीयन्ते प्राणिनां यथा ।**
**तथा राज्ञामपि प्राणाः क्षीयन्ते राष्ट्रकर्षणात् ॥ ११२ ॥**

૧૧૨ (ઉપવાસાદિકવડે) શરીરનું કર્ષણ કરવાથી જેમ પ્રાણીઓના પ્રાણ ક્ષીણતાને પામે છે તેમ દેશને દુઃખ દેવાથી રાજાઓના પ્રાણ પણ ક્ષીણતાને પામે છે.

**राष्ट्रस्य संग्रहे नित्यं विधानमिदमाचरेत् ।**
**सुसंगृहीतराष्ट्रो हि पार्थिवः सुखमेधते ॥ ११३ ॥**

૧૧૩ માટે રાજાએ દેશનાં રક્ષણ માટે નિત્ય ઉપર પ્રમાણે ઉપાય કરવો. કારણ કે પોતાના દેશનું સારી રીતે રક્ષણ કરવાથી રાજા સુખેથી ઉન્નત્તિ મેળવે છે.

**द्वयोस्त्रयाणां पञ्चानां मध्ये गुल्ममधिष्ठितम् ।**
**तथा ग्रामशतानां च कुर्याद्राष्ट्रस्य संग्रहम् ॥ ११४ ॥**

૧૧૪ બે, ત્રણ, પાંચ તથા સો ગામોમાં રક્ષણ કરનારા પુરુષોનું એક થાણું રાખીને રાજાએ દેશની રક્ષા કરવી.

**ग्रामस्याधिपतिं कुर्याद्दशग्रामपतिं तथा ।**
**विंशतीशं शतेशं च सहस्रपतिमेव च ॥ ११५ ॥**

૧૧૫ એક ગામનો, દશ ગામનો, વીશ ગામનો, સો ગામનો અને હજાર ગામનો એક, એક, અધિપતિ નિમવો.

**ग्रामदोषान्समुत्पन्नान्ग्रामिकः शनकैः स्वयम् ।**
**शंसेद्ग्रामदशेशाय दशेशो विंशतीशिने ॥ ११६ ॥**

---

વધારે કર લઈને પોતાના મોજ શોખમાં તેનો ઉપયોગ કરે છે તો તેથી તેની પ્રજા દિન પ્રતિ દિન નિર્ધન થતી જાય છે અને છેવટ ક્ષુધાથી ટળવળીને નાશ પામે છે અને તે પ્રજાના નાશની સાથે તેનું રાજ્ય તથા રાજા પણ પ્રજાના કોપથી નાશ પામે છે. માટે રાજાએ પોતાની પ્રજાના રીત રિવાજ તથા ધર્મને માન આપી, તેમની પાસેથી લીધેલા કરનો પ્રજોપયોગી કાર્યમાં વ્યય કરીને પ્રજાની સુખાકારી વધારવી, જેથી પોતાનું અને પ્રજાનું કલ્યાણ થાય.

विंशतीशस्तु तत्सर्वं शतेशाय निवेदयेत् ।
शंसेद्ग्रामशतेशस्तु सहस्रपतये स्वयम् ॥ ११७ ॥

૧૧૬–૧૧૭ એક ગામના અધિપતિએ ધીરેથી ગામમાં થતા અપરાધો (ગુન્હા) ને જાણી લેવા અને તેનો પોતાથી નિર્ણય થઇ શકે નહિ તો તે દશ ગામના અધિપતિની પાસે જાણ કરવા, દશ ગામના અધિપતિએ એ પ્રમાણે વીશ ગામના અધિપતિને જાણ કરવા, વીશ ગામના અધિપતિએ તે સર્વ અપરાધો સો ગામના અધિપતિને જાણ કરવા અને સો ગામના અધિપતિએ તે સર્વ હજાર ગામના અધિપતિને જાણ કરવા.

यानि राजप्रदेयानि प्रत्यहं ग्रामवासिभिः ।
अन्नपानेन्धनादीनि ग्रामिकस्तान्यवाप्नुयात् ॥ ११८ ॥

૧૧૮ અન્ન, પાન, ઇંધણા વગેરે જે રાજાને આપવા યોગ્ય પદાર્થો, ગામના રહેવાસીઓ આપે, તે ગામની રક્ષા કરવા માટે નિમેલા અધિકારીએ લઇ લેવા અર્થાત્ તેનો ઉપયોગ કરવો.

*दशी कुलं तु भुञ्जीत विंशी पञ्च कुलानि च ।
ग्रामं ग्रामशताध्यक्षः सहस्राधिपतिः पुरम् ॥ ११९ ॥

૧૧૯ દશ ગામના અધિપતિએ એક કુળનો ઉપભોગ કરવો, વીશગામના અધિપતિએ પાંચ કુળનો ઉપભોગ કરવો, સો ગામના અધિપતિએ એક મધ્યમસરના ગામનો ઉપભોગ કરવો અને હજાર ગામના અધિપતિએ નગરનો ઉપભોગ કરવો (અર્થાત્ ઉપર કહેલાં કુળ વગેરે તે તે અધિકારીની આજીવિકા જાણવી.)

तेषां ग्राम्याणि कार्याणि पृथक्कार्याणि चैव हि ।
राज्ञोऽन्यः सचिवः स्निग्धस्तानि पश्येदतन्द्रितः ॥ १२० ॥

૧૨૦ રાજાના ગામ સંબંધી કાર્યોને તથા બીજાં કાર્યોને રાજાના પ્રીતિપાત્ર વહીવટદારે સાવધાન થઈને તપાસવાં.

नगरे नगरे चैकं कुर्यात्सर्वार्थचिन्तकम् ।
उच्चैःस्थानं घोररूपं नक्षत्राणामिव ग्रहम् ॥ १२१ ॥

૧૨૧ પ્રત્યેક નગરમાં રાજકીય કાર્યનું અવલોકન કરનારો એક એક નગરાધિપતિ (ફોજદાર) નિમવો, તે મોટા અધિકારવાળો સેના વગેરેથી ભય

* બે હળથી ખેડાય તેટલી ભૂમિને કુળ કહે છે.

આપનારો, નક્ષત્રોમાં જેમ શુક્ર તેજસ્વી અને ભયંકર છે તેમ તેજસ્વી અને ભયંકર હોવો જોઇએ.

स ताननुपरिक्रामेत्सर्वानेव सदा स्वयम् ।
तेषां वृत्तं परिणयेत्सम्यग्राष्ट्रेषु तच्चरैः ॥ १२२ ॥

૧૨૨ તે નગરાધિપતિએ પોતે હમેશાં સર્વ ગ્રામાધિપતિઓની પાછળ ફરીને તેઓનાં કાર્યની તપાસ રાખવી અને તે તે કામ ઉપર નિમેલા દૂતોદ્વારા તે તે ગ્રામાધિપતિઓનાં આચરણોને જાણવાં.

राज्ञो हि रक्षाधिकृताः परस्वादायिनः शठाः ।
भृत्या भवन्ति प्रायेण तेभ्यो रक्षेदिमाः प्रजाः ॥ १२३ ॥

૧૨૩ કારણકે રક્ષા કરવામાટે અધિકાર ઉપર નિમેલા રાજાના સેવકો ઘણુંકરીને બીજાનું ધન હરણ કરનારા અને વંચક હોય છે; માટે રાજાએ તેવા અધિકારીઓથી પોતાની પ્રજાની રક્ષા કરવી.

ये कार्यिकेभ्योऽर्थमेव गृह्णीयुः पापचेतसः ।
तेषां सर्वस्वमादाय राजा कुर्यात्प्रवासनम् ॥ १२४ ॥

૧૨૪ જે પાપી મનના રાજ્યાધિકારીઓ કાર્યાર્થીઓની પાસેથી ( દર-દાવા કરનારાઓની પાસેથી ) લાંચ લે, તેઓનું રાજાએ સર્વધન ખુંચવી લઇને તેઓને દેશમાંથી બાહાર કાઢી મૂકવા.

राजा कर्मसु युक्तानां स्त्रीणां प्रेष्यजनस्य च ।
प्रत्यहं कल्पयेद्वृत्तिं स्थानं कर्मानुरूपतः ॥ १२५ ॥

૧૨૫ રાજાએ અંતઃપુરમાં સેવા માટે રાખેલી સ્ત્રીઓની તથા રાજકીય કાર્યો કરવા માટે નિમેલા પુરુષોની તેમની પદવીઓના અને કાર્યોના પ્રમાણમાં નિત્યને માટે આજીવિકા બાંધી આપવી.

पणो देयोऽवकृष्टस्य षडुत्कृष्टस्य वेतनम् ।
षाण्मासिकस्तथाच्छादो धान्यद्रोणस्तु मासिकः ॥ १२६ ॥

૧૨૬ હલકા સેવકને એક પણનો પગાર, છ મહિને બે વસ્ત્ર તથા મહિને મહિને એક દ્રોણ અનાજ આપવું. ઉત્તમ સેવકને છ પણ તથા તેના પ્રમાણમાં વસ્ત્ર અને અન્ન આપવું તથા મધ્યમ કાર્ય કરનારા સેવકને મધ્યમ પગાર, અન્ન અને વસ્ત્ર આપવાં.

क्रयविक्रयमध्वानं भक्तं च सपरिव्ययम् ।
योगक्षेमं च संप्रेक्ष्य वणिजो दापयेत्करान् ॥ १२७ ॥

૧૨૭ ખરીદી, વેંચાણ, માલ લાવતાં માર્ગમાં થયેલો ખર્ચ, ભથ્થું, વાટ વળાવાંનો ખર્ચ અને દુકાન તથા વખાર વગેરેનાં ભાડાં, આ બધાનો વિચાર કરીને રાજાએ વાણીઆઓની પાસેથી કર લેવો.

यथा फलेन युज्येत राजा कर्ता च कर्मणाम् ।
तथावेक्ष्य नृपो राष्ट्रे कल्पयेत्सततं करान् ॥ १२८ ॥

૧૨૮ કામ કરનારાઓને તથા પોતાને કર્મનું ફળ મળે તે પ્રમાણે વિચાર કરીને રાજાએ સદા દેશ ઉપર કર નાંખવો.

यथाल्पाल्पमदन्त्याद्यं वार्योकोवत्सषट्पदाः ।
तथाल्पाल्पो ग्रहीतव्यो राष्ट्राद्राज्ञाब्दिकः करः ॥ १२९ ॥

૧૨૯ જેમ જળો, વાછરડું અને ભમરો પોતાના ભક્ષ્ય પદાર્થમાંથી થોડું થોડું ખાય છે, તેમ રાજાએ પણ દેશમાંથી થોડો થોડો વાર્ષિક કર લેવો (અર્થાત્ વધારે કર લઈને પ્રજાને પીડવી નહિ.)

पञ्चाशद्भाग आदेयो राज्ञा पशुहिरण्ययोः ।
धान्यानामष्टमो भागः षष्ठो द्वादश एव वा ॥ १३० ॥

૧૩૦ રાજાએ પશુઓના અને સુવર્ણના વ્યાપારમાં જે નફો થાય, તેમાંથી પંચાસમો ભાગ કર તરિકે લેવો અને અનાજના નફામાંથી આઠમો, છઠ્ઠો અથવા તો બારમો ભાગ લેવો.

आददीताथ षड्भागं द्रुमांसमधुसर्पिषाम् ।
गन्धौषधिरसानां च पुष्पमूलफलस्य च ॥ १३१ ॥
पत्रशाकतृणानां च चर्मणां वैदलस्य च ।
मृन्मयानां च भाण्डानां सर्वस्याश्ममयस्य च ॥ १३२ ॥

૧૩૧–૧૩૨ વૃક્ષ, માંસ, મધ, ઘી, સુગંધી પદાર્થો, ઔષધિ, રસ, પુષ્પ, મૂળ, ફળ, પત્ર, શાક, તૃણ, ચામડાં, તથા વાસમાંથી બનતા પદાર્થો, માટીનાં અને પથ્થરોનાં વાસણ વગેરેની પેદાશમાંથી છઠ્ઠો ભાગ કરતરિકે લેવો.

*म्रियमाणोऽप्याददीत न राजा श्रोत्रियात्करम् ।
न च क्षुधास्य संसीदेच्छ्रोत्रियो विषये वसन् ॥ १३३ ॥

૧૩૩ રાજા નિર્ધન થઇ ગયો હોય તો પણ તેણે શ્રોત્રિય (વેદાધ્યયન કરનારા) બ્રાહ્મણની પાસેથી કર લેવો નહિ, તેમ તેના રાજ્યમાં રહેનારો શ્રોત્રિય બ્રાહ્મણ ક્ષુધાથી પીડાવો પણ ન જોઇએ.

यस्य राज्ञस्तु विषये श्रोत्रियः सीदति क्षुधा ।
तस्यापि तत्क्षुधा राष्ट्रमचिरेणैव सीदति ॥ १३४ ॥

૧૩૪ જે રાજાના રાજ્યમાં શ્રોત્રિય બ્રાહ્મણ ક્ષુધાથી પીડાય છે તે રાજાનું રાજ્ય થોડા જ સમયમાં ક્ષુધા (ભુખમરો) વેઠીને નાશ પામે છે.

श्रुतवृत्ते विदित्वास्य वृत्तिं धर्म्यां प्रकल्पयेत् ।
संरक्षेत्सर्वतश्चैनं पिता पुत्रमिवोरसम् ॥ १३५ ॥

૧૩૫ રાજાએ શ્રોત્રિય બ્રાહ્મણનું વેદાધ્યયન, કર્માનુષ્ઠાન તથા સદાચાર

---

* સમાવર્તન સંસ્કાર કરીને આવેલા શ્રોત્રિય (વેદશાસ્ત્રનું અધ્યયન કરી આવેલા) બ્રાહ્મણને તેની વિદ્યાના પ્રમાણમાં રાજાએ આજીવિકા કરી આપવી. ભારતવર્ષમાં ક્ષત્રિય રાજ્યોની હયાતી સુધી એ રીત પાળવામાં આવતી હતી; અને આજે પણ હિંદુસ્તાનનાં કેટલાંક ક્ષત્રિય રાજ્યમાં તથા સારા સારા વૈશ્યો તરફથી યથાશકિત વિદ્વાન બ્રાહ્મણોનું પાલન કરવામાં આવે છે. મુસલમાની રાજ્યોમાં પણ શ્રોત્રિય વિદ્વાન બ્રાહ્મણોનો સત્કાર થતો હતો અથવા તો તેમને મળેલી દાનભૂમિનું પણ કર લીધા વિના જ પાલન કરવામાં આવતું હતું. મનુ કહે છે કે;—" अनंतरं सपिंडाद्यः तस्य तस्य धनं भवेत् મરનારની સાત પેઢીમાંનો જે નજીકનો વારસ હોય તેને તેનું ધન આપવું " सर्वेषामप्यभावे तु ब्राह्मणा रिक्थभागिनः પરન્તુ બીજા વર્ણને જો વારસ ન હોય તો તેના દ્રવ્યના વારસો બ્રાહ્મણો છે. " પરન્તુ " अहार्यं ब्राह्मणद्रव्यं राज्ञा नित्यमिति स्थितिः રાજાએ બ્રાહ્મણના દ્રવ્યનું સર્વથા હરણ કરવું નહિ. આ પ્રમાણે આજ દિન પર્યંત ક્ષત્રિય તથા યવન રાજ્યોમાં પણ વ્યવસ્થા ચાલતી આવી છે પરન્તુ હાલમાં ક્ષત્રિય રાજાએ એક બ્રાહ્મણનો સગોભાઈ જીવતાં છતાં પણ તેને મરનારનો વારસ નહિ ગણીને તેની મીલકત લઈ લે છે કે જેને માટે સ્મૃતિકારોએ મોટું પાપ લખેલું છે; " स्वदत्तां परदत्तां वा ब्रह्मवृत्तिं हरेच्च यः । षष्टिवर्षसहस्राणि विष्ठायां जायते कृमिः ॥ પોતે આપેલી અથવા તો બીજાએ આપેલી બ્રાહ્મણની વૃત્તિને જે લઈ લે છે, તે સાઠ હજાર વર્ષ સુધી વિષ્ઠામાં કીડો થઇને અવતરે છે. " આ વિષય તરફ હિંદના દેશી રાજાઓએ અને સરદારોએ ધ્યાન આપવું જોઇએ.

જાણીને તેની ધર્મવાળી આજીવિકા બાંધી આપવી અને પિતા જેમ પોતાના ઔરસ પુત્રની રક્ષા કરે તેમ રાજાએ તેની સર્વરીતે રક્ષા કરવી.

**संरक्ष्यमाणो राज्ञा यं कुरुते धर्ममन्वहम् ।**
**तेनायुर्वर्धते राज्ञो द्रविणं राष्ट्रमेव च ॥ १३६ ॥**

૧૩૬ રાજાથી રક્ષણ કરાતો શ્રોત્રિય બ્રાહ્મણ પ્રતિદિવસ જે ધર્માચરણ કરે છે, તેનાથી રાજાનું આયુષ્ય, ધન અને દેશ વૃદ્ધિ પામે છે.

**यत्किंचिदपि वर्षस्य दापयेत्करसंज्ञितम् ।**
**व्यवहारेण जीवन्तं राजा राष्ट्रे पृथग्जनम् ॥ १३७ ॥**

૧૩૭ રાજાએ પોતાના રાજ્યમાં સાધારણ વ્યાપારપર આજીવિકા કરનારા વ્યાપારીઓની પાસેથી પણ પ્રત્યેક વર્ષે થોડો કર લેવો (એટલે શાક, પાંદડાં વગેરે સાધારણ વસ્તુ પણ લેવી.)

**कारुकाञ्छिल्पिनश्चैव शूद्रांश्चात्मोपजीविनः ।**
**एकैकं कारयेत्कर्म मासि मासि महीपतिः ॥ १३८ ॥**

૧૩૮ સુતાર, લુહાર વગેરે શિલ્પ કામ કરનારાઓની પાસે તથા ભાર ઉપાડીને આજીવિકા કરનારા શૂદ્રોની પાસે રાજાએ મહિને મહિને એક એક દિવસ વેઠ કરાવવી.

**नोच्छिन्द्यादात्मनो मूलं परेषां चातितृष्णया ।**
**उच्छिन्दन्ह्यात्मनो मूलमात्मानं तांश्च पीडयेत् ॥ १३९ ॥**

૧૩૯ પ્રજા ઉપર પ્રેમ રાખીને કર ન લેવો એ પોતાનું મૂળ કાપ્યા બરાબર ગણાય છે અને અતિ તૃષ્ણાથી વધારે કર લેવો તે પારકાનું મૂળ કાપ્યા બરાબર ગણાય છે. માટે આ બન્ને કામ રાજાએ કરવાં નહિ. પોતાનું મૂળ કાપનારો (ધનભંડાર ક્ષીણ થઈ જવાથી) દુઃખી થાય છે અને વધારે કર લેનારો પ્રજાને દુઃખી કરે છે.

**तीक्ष्णश्चैव मृदुश्च स्यात्कार्यं वीक्ष्य महीपतिः ।**
**तीक्ष्णश्चैव मृदुश्चैव राजा भवति संमतः ॥ १४० ॥**

૧૪૦ રાજાએ હરકોઇ કાર્યની તપાસ કરીને પછી તીક્ષ્ણ અથવા તો મૃદુ થવું. કારણ કે તે પ્રમાણે તીક્ષ્ણ તથા મૃદુ થનારો રાજા સર્વમાં માન્ય થઇ પડે છે.

**अमात्यमुख्यं धर्मज्ञं प्राज्ञं दान्तं कुलोद्गतम् ।**
**स्थापयेदासने तस्मिन्खिन्नः कार्येक्षणे नृणाम् ॥ १४१ ॥**

૧૪૧ રાજા રોગાદિકને લીધે મનુષ્યોનાં રાજકીય કાર્યો જોવાને અશક્ત હોય તો તેણે ધર્મને જાણનારા, બુદ્ધિમાન, જીતેંદ્રિય અને કુલીન એવા મુખ્ય અમાત્યને લોકોનાં કાર્યો ( મુકરદમાઓ ) તપાસવા માટે પોતાના સ્થાન ઉપર નિમવો.

**एवं सर्वं विधायेदमितिकर्तव्यमात्मनः ।**
**युक्तश्चैवाप्रमत्तश्च परिरक्षेदिमाः प्रजाः ॥ १४२ ॥**

૧૪૨ આ પ્રમાણે રાજાએ પોતાનું સર્વ કર્તવ્ય પૂર્ણ કરી પ્રમાદરહિત તથા કાર્યપરાયણ થઈને પોતાની પ્રજાનું રક્ષણ કરવું.

**विक्रोशन्त्यो यस्य राष्ट्राद्ध्रियन्ते दस्युभिः प्रजाः ।**
**संपश्यतः सभृत्यस्य मृतः स न तु जीवति ॥ १४३ ॥**

૧૪૩ રાજા અને તેના સેવકોના દેખતાં ચોરો જે રાજાની પ્રજાને રડતી દેશમાંથી ઘસડી જાય છે તે રાજાને જીવતાં જ મુવેલો માનવો.

**क्षत्रियस्य परो धर्मः प्रजानामेव पालनम् ।**
**निर्दिष्टफलभोक्ता हि राजा धर्मेण युज्यते ॥ १४४ ॥**

૧૪૪ પ્રજાનું પાલન કરવું એ જ ક્ષત્રિયનો પરમધર્મ છે. જે રાજા શાસ્ત્રે ઠરાવેલો કર લે છે; તે રાજા ધર્મને પ્રાપ્ત કરે છે.

**उत्थाय पश्चिमे यामे कृतशौचः समाहितः ।**
**हुताग्निर्ब्राह्मणांश्चार्च्य प्रविशेत्स शुभां सभाम् ॥ १४५ ॥**

૧૪૫ રાજાએ પાછલે પહોરે ઉઠી, શૌચ ( દિશા, જંગલ, દંતધાવન, સ્નાન વગેરે ) કરી, એકાગ્રચિત્ત થઇ, અગ્નિહોત્રમાં હોમ કરવો, બ્રાહ્મણોનું પૂજન કરવું અને પછી શુભ એવી રાજસભામાં ( કચેરીમાં ) જવું.

**तत्र स्थितः प्रजाः सर्वाः प्रतिनन्द्य विसर्जयेत् ।**
**विसृज्य च प्रजाः सर्वा मन्त्रयेत्सह मन्त्रिभिः ॥ १४६ ॥**

૧૪૬ અને ત્યાં બેસીને દર્શન માટે આવેલી સર્વ પ્રજા સાથે હળી મળીને તથા વાતચિત કરીને તેઓનો સત્કાર કર્યા પછી તેઓને વિસર્જન કરવી અને સર્વ પ્રજાને વિસર્જન કર્યા પછી મંત્રીઓની સાથે ( રાજસંબંધી સંધિ, વિગ્રહાદિક ) મંત્રોનો વિચાર કરવો.

**गिरिपृष्ठं समारुह्य प्रासादं वा रहोगतः ।**
**अरण्ये निःशलाके वा मन्त्रयेदविभावितः ॥ १४७ ॥**

૧૪૭ પર્વત ઉપર અથવા તો મેહેલ ઉપર ચઢીને, એકાંત પ્રદેશમાં, અથવા તો ઝાડ ઝાંખરા વિનાનાં અરણ્યમાં શત્રુપક્ષના દૂતો જાણે નહિ તેવા સ્થાનમાં મંત્ર ( રાજકીય સલાહ ) કરવો.

यस्य मन्त्रं न जानन्ति समागम्य पृथग्जनाः ।
स कृत्स्नां पृथिवीं भुंक्ते कोशहीनोऽपि पार्थिवः ॥ १४८ ॥

૧૪૮ જે રાજાના મંત્રને મંત્રીઓના સમાગમમાં આવનારા સાધારણ માણસો પણ જાણી શકે નહિ, તે રાજા ધનના ભંડાર વિનાનો હોવા છતાં પણ આખી પૃથ્વીનું રાજ્ય કરવાને શક્તિમાન થાય છે.

जडमूकान्धबधिरांस्तैर्यग्योनान्वयोतिगान् ।
स्त्रीम्लेच्छव्याधितव्यङ्गान्मन्त्रकालेऽपसारयेत् ॥ १४९ ॥

૧૪૯ મૂર્ખો, મૂંગા, આંધળા, બહેરા, પોપટ વગેરે પક્ષીઓ, વૃદ્ધો, સ્ત્રીઓ, મ્લેચ્છો, રોગીઓ, ઓછા અંગવાળાઓ તથા વધારે અંગવાળાઓ; આટલાઓને મંત્ર કરતી વેળાએ દૂર કાઢવા.

भिन्दन्त्यवमता मन्त्रं तैर्यग्योनास्तथैव च ।
स्त्रियश्चैव विशेषेण तस्मात्तत्रादृतो भवेत् ॥ १५० ॥

૧૫૦ ઉપર કહેલા મૂર્ખ વગેરે અપમાન થવાથી મંત્રને ઉઘાડો પાડી દે છે, એમ જ શુક, સારિકા વગેરે પક્ષીઓ અને વિશેષે કરીને સ્ત્રીઓ પણ મંત્રને ઉઘાડો પાડી દે છે માટે તેઓને દૂર કરવાનો પ્રયત્ન કરવો.

मध्यंदिनेऽर्धरात्रे वा विश्रान्तो विगतक्लमः ।
चिन्तयेद्धर्मकामार्थान्सार्धं तैरेक एव वा ॥ १५१ ॥

૧૫૧ મધ્યાહ્ન સમયે અથવા તો અર્ધરાત્રે મનના તથા શરીરના પરિશ્રમથી રહિત થઈને, મંત્રીઓની સાથે અથવા તો એકલાં ધર્મ, અર્થ અને કામનો વિચાર કરવો.

परस्परविरुद्धानां तेषां च समुपार्जनम् ।
कन्यानां संप्रदानं च कुमाराणां च रक्षणम् ॥ १५२ ॥

૧૫૨ પરસ્પર વિરુદ્ધ એવા ધર્મ, અર્થ અને કામના વિરોધને દૂર કરીને તેઓને સંપાદન કરવા તથા કન્યાઓને પરણાવવા સંબંધી અને કુમારોનાં વિનયાદિક શિક્ષણને માટે વિચાર કરવો.

*दूतसंप्रेषणं चैव कार्यशेषं तथैव च ।
अन्तःपुरप्रचारं च प्रणिधीनां च चेष्टितम् ॥ १५३ ॥

૧૫૩ બીજા રાજાઓની ગુપ્ત વાત જાણવા માટે પરરાજ્યમાં દૂતો મોકલવા વિષે, આરંભ કરેલા કાર્યમાં શું અવશેષ રહ્યું છે તે વિષે, અંતઃપુરની બાબતો જાણવાવિષે તથા પરરાજ્યમાં મોકલેલા એલચીઓનાં કાર્યો જાણવા વિષે રાજાએ વિચાર કરવો.

†कृत्स्नं चाष्टविधं कर्म पञ्चवर्गं च तत्त्वतः ।
अनुरागापरागौ च प्रचारं मण्डलस्य च ॥ १५४ ॥

---

* અંતઃપુરમાં રહેનારી રાણીઓની ચેષ્ટાઓ પણ રાજાએ તપાસ્યા કરવી. કારણ કે ઇતિહાસ ઉપરથી જણાય છે કે ઘણા અસાવધ રાજાઓનો તેમની રાણીઓએ નાશ કર્યો છે. વિદુરથ રાજાની રાણી રાજાથી ઉદાસ હતી તેથી તેણે પોતાના કેશ પાશમાં છરી છુપાવી રાત્રે રાજાના પલંગપર જઇને સમય મળતાં છરીથી રાજાના પ્રાણ લીધા હતા. કાશી રાજાની રાણીએ પોતાનાં ઝાંઝર ઉપર ઝેર ચોપડી રાખ્યું હતું અને લાગ મળતાં તેનો ઉપયોગ કરીને કાશી રાજાના પ્રાણ લીધા હતા. માટે રાજાઓએ અંતઃપુરની રાણીઓનાં ચરિત્રથી સદાય જાણીતા રહેવાની જરૂર છે.

† યોગ્ય કાર્યોનો પ્રારંભ કરવો,[૧] આરંભેલાં કાર્યને ચાલુ રાખવાં,[૨] તેને મોટા પાયા ઉપર મૂકવાં,[૩] કર્મના ફળનો સંગ્રહ કરવો.[૪] તથા સામ, દામ, ભેદ અને દંડ આ આઠ પ્રકારનું કર્મ કહેવાય છે. અથવા તો વ્યાપાર,[૧] પૂલો બાંધવા.[૨] કિલ્લાઓ કરવા,[૩] જુના કિલ્લાઓને સમરાવવા,[૪] હાથીખાનાં કરવાં,[૫] ખાણો ખોદાવવી,[૬] ઉજડ જગ્યાઓ વસાવવી,[૭] તથા મોટાં જંગલો વસાવવાં,[૮] અથવા તો વૈશ્યાદિક પાસેથી કર લેવા.[૧] નોકરોને પગાર આપવા.[૨] દુષ્ટોનો ત્યાગ કરવો.[૩] રાજ્ય ખર્ચના અધિકારીઓને મોટા ખર્ચ કરતાં અટકાવવા,[૪] મિથ્યા પ્રવૃત્તિનો અટકાવ કરવો.[૫] વર્ણાશ્રમોના કર્મમાં સંશય પડવાથી વ્યવહારનું અવલોકન કરવું.[૬] એક બીજાઓ લડે તો તેને દંડ આપવો.[૭] પ્રમાદથી ધર્મભ્રષ્ટ થાય તો પ્રાયશ્ચિત્ત આપવું.[૮] આ પ્રમાણે ત્રણ જાતનાં આઠ કર્મ છે. તથા કાપટિક.[૧] ( બીજાઓના મર્મને જાણનાર, ધૃષ્ટ, હુશિયાર, તરત વિદ્યા ભણીને આવેલા વિદ્યાર્થીને ) માનપૂર્વક દ્રવ્ય આપીને રાજાએ રાખવો અને એકાંતમાં કહેવું કે જે દુરાચરણ કરે તેનું નામ તારે મને કહેવું. ઉદાસ્થિત–[૨] સંન્યાસ આશ્રમ વિધિપૂર્વક ન પળાવાથી લોકમાં દૂષિત ઠરેલો હોવા છતાં પવિત્ર ( રાજ્યભક્ત ) અને બુદ્ધિમાન હોય તેવા આરૂઢપતિતને બહુ ઉત્પત્તિવાળા મઠ ઉપર સ્થાપન કરવો અને તેવા વેષવાળા પુરુષોદ્વારા પરરાજ્યનું વૃત્તાંત જાણવું. ગૃહપતિ–[૩] પરરાજ્યનો ખેડુત આજીવિકા ન ચાલવાથી આવ્યો હોય તેને પણ પોતાના રાજ્યમાં ઉપર પ્રમાણે બંદોબસ્ત કરીને રાખવો. વૈદેહિક–[૪] પરરાજ્યના

૧૫૪ વળી રાજાએ આઠ પ્રકારનાં સંપૂર્ણ કર્મનો અને પાંચ વર્ગનો સારી રીતે વિચાર કરવો. અમાત્ય વગેરેની પ્રીતિ તથા અપ્રીતિને જાણવી અને શત્રુ, મિત્ર, ઉદાસીન વગેરે દ્વાદશ રાજમંડળની હકીકત જાણવી.

(वने वनेचराः कार्योःश्रमणाटविकादयः ।
परप्रवृत्तिज्ञानार्थं शीघ्राचारपरंपराः ॥
परस्य चैते बोद्धव्यास्तादृशैरेव तादृशाः ।
चारसञ्चारिणः संस्थाः शठाश्चागूढसंज्ञिताः ॥

શત્રુઓના સમાચાર જાણવા માટે પરરાજ્યનું વૃત્તાંત ઝટ જાણી શકે તેવા, વનમાં ફરનારા તપસ્વીઓને તથા ભટકતા પુરુષોને જંગલમાં રાખવા. તે જ પ્રમાણે જાહેરમાં શઠપણું કરનારા, ગુપ્ત દૂતોના રૂપમાં ફરનારા અથવા કોઇ સ્થાનમાં થાણું નાંખીને રહેલા શત્રુ તરફના દૂતોને તેવા જ પોતાના દૂતોદ્વારા જાણવા. )

मध्यमस्य प्रचारं च विजिगीषोश्च चेष्टितम् ।
उदासीनप्रचारं च शत्रोश्चैव प्रयत्नतः ॥ १५५ ॥

---

વેપારીને ધન આપી, ઉપર પ્રમાણે ઠરાવ કરીને, વેપાર કરાવવો. તાપસ–[૫] મુંડાવાળો અથવા જટિલ રહીને આજીવિકાની ઇચ્છા રાખતો હોય તેવાને કપટી શિષ્યો સહિત એક આશ્રમમાં રાખવો, જે બહારથી મુઠીભર બોર અથવા સાથવાનો આહાર કરીને રેહેતો હોય પણ છૂપી રીતે રાજ્યની આજીવિકાથી મિષ્ટાન્ન જમતો હોય અને તેના શિષ્યો મહારાજ તો મોટા તપસ્વી અને ભૂત ભવિષ્ય જાણનારા છે એમ જાહેર કરે તેથી લોકો પોતાની ગુપ્ત વાર્તાઓ તેની પાસે ખુલ્લી કરે અને તેવા કપટી શિષ્યના કપટી તપસ્વી ગુરુ પાસે પરરાજ્યનું સર્વ વૃત્તાંત જાણવું. તે જ પ્રમાણે મંત્રી, પુરોહિત, યુવરાજ, દ્વારપાળો, અંતઃપુરમાં આવજા કરનારા પુરુષોનાં વૃત્તાંતો જાણવા માટે અનેક તરેહના વેષ, શિલ્પ–કળા, ભાષા વગેરે જાણનારા અને સાધુ પુરુષ તરિકે ગણાતા પુરુષોને ગુપ્ત દૂતો તરિકે રાખવા. તેજ પ્રમાણે ત્રિવંકા, ઠીંગણા, મુંગા, બહેરા, આંધળા, નટો, નર્તકો, ગાયકો તથા જનાનામાં જનારી સ્ત્રીઓને તથા જનાનાના સમાચાર જાણવા માટે જેઓના ઉપર લોકોને વેહેમ ન આવે તેવાઓને છુપા દૂતો તરિકે રાખવા. જંગલ તથા અરણ્યના સમાચાર મેળવવાને તેવાજ વનેચરો, સાધુઓ, વટેમાર્ગુઓ, ચોરો તથા બાવા સાધુઓને અફીણ ગાંજો પાનારા ઝુંપડી નાંખીને રહેનારાઓને રાખવા અને તે તે છૂપા દૂતોદ્વારા પોતાના પ્રધાન, પુરોહિત, યુવરાજ, રાણી, સેનાપતિ વગેરેની પ્રીતિ અથવા તો અપ્રીતિ જાણવી તથા પરરાજ્યનું સર્વ વૃત્તાંત જાણવું.

૧૫૫ મધ્યમ રાજાના, જિતવાની ઇચ્છા કરનારા રાજાના, ઉદાસીન રાજાના અને શત્રુ રાજાના કાર્યની રાજાએ પ્રયત્નથી ખબર મેળવવી.

*एताः प्रकृतयो मूलं मण्डलस्य समासतः ।
अष्टौ चान्याः समाख्याता द्वादशैव तु ताः स्मृताः ॥१५६॥

૧૫૬ આ ચાર પ્રકૃતિ સંક્ષેપમાં મંડળનું મૂળ ગણાય છે અને આઠ બીજી કહી છે, તે બન્ને મળીને બાર જાણવી.

अमात्यराष्ट्रदुर्गार्थदण्डाख्याः पञ्च चापराः ।
प्रत्येकं कथिता ह्येताः संक्षेपेण द्विसप्ततिः ॥ १५७ ॥

૧૫૭ અમાત્ય (મંત્રી), દેશ, દુર્ગ (કીલ્લો), ભંડાર અને દંડ આ પાંચ બીજી પણ પ્રકૃતિ છે. ( પ્રથમ કહેલી મૂળ પ્રકૃતિ ચાર અને શાખા પ્રકૃતિ આઠ ) આ બાર પ્રકૃતિની પ્રત્યેકની પાંચ પાંચ પ્રકૃતિ છે ( એ બધી મળીને સાઠ પ્રકૃતિ થાય છે અને મૂળ બાર પ્રકૃતિ મેળવવાથી ) સંક્ષેપમાં બોહોતેર પ્રકૃતિ થાય છે.

अनन्तरमरिं विद्यादरिसेविनमेव च ।
अरेरनन्तरं मित्रमुदासीनं तयोः परम् ॥ १५८ ॥

૧૫૮ પોતાના સીમાડાની નજીકમાં રહેનારા રાજાને તથા શત્રુને સેવનારા એટલે શત્રુના મિત્રરાજાને શત્રુ જાણવો. શત્રુના સીમાડાપર રહેનારા રાજાને મિત્ર જાણવો અને શત્રુના તથા મિત્રરાજાના સીમાડાની પેલી બાજુપર રહેનારા રાજાને ઉદાસીન જાણવો.

---

* વિજિગીષુ ૧ ( પોતાની પ્રજાની ઉન્નતિથીસંપન્ન, મહાન્ ઉત્સાહી, અને વિજયશીળ ) ૨ અરિ, ૩ અરિસેવિત ( જેને શત્રુ અનુકૂળ રહીને વર્તે છે તે ) ૪ અરિમિત્ર ( શત્રુનો મિત્ર ) ૫ પાર્ષ્ણિગ્રાહ ( વિજિગિષુની પછીનો રાજા; વિજિગીષુ રાજા જે સમયે ચઢાઈ કરે તે સમયે પોતાના દેશ ઉપર જેનો ચઢી આવવાનો સંભવ હોય તે. ) ૬ પાર્ષ્ણિગ્રાહાસાર ( પાર્ષ્ણિગ્રાહ રાજાનું એક રાજ્ય છોડીને તે પછીના રાજ્યનો રાજા ) ૭ મિત્ર ( વિજિગીષુનો મિત્ર ) ૮ મિત્રનો મિત્ર ( વિજિગીષુના મિત્રનો મિત્ર ) ૯ આક્રંદ ( પાર્ષ્ણિગ્રાહની પછીના રાજ્યનો રાજા ) ૧૦ આક્રંદાસાર (પાર્ષ્ણિગ્રાહાસારના પછીનાં રાજ્યનો રાજા), ૧૧ મધ્યમ રાજા, વિજિગીષુ અને અરિ એ બન્ને જુદા જુદા હોય તો તેઓનો નિગ્રહ કરવાને સમર્થ અને જો એકઠા થયા હોય તો નિગ્રહાનુગ્રહ કરવાને અસમર્થ એવો રાજા, ૧૨ ઉદાસીન ( વિજિગીષુ, અરિ અને મધ્યમ રાજા જો એકઠા થયા ન હોય તો તેઓનો નિગ્રહાનુગ્રહ કરવાને સમર્થ અને એકઠા થયા હોય તો નિગ્રહાનુગ્રહ કરવાને અસમર્થ ) આ રીતે બાર રાજમંડળ છે.

(विप्रकृष्टेध्वन्यद्वृत्त उदासीनो बलान्वितः ।
विजिगीषुर्मंडलार्थो यस्मिन्ज्ञेयः स मध्यमः ॥

દ્વાદશ રાજમંડળમાં જે રાજા કોઈ રીતે ભાગ ન લેતાં દૂર રહે છે, તે ઉદાસીન કહેવાય છે, અને બળવાન્ રાજા વિજિગીષુ કહેવાય છે તથા દ્વાદશ રાજમંડળને નિગ્રહ ને અનુગ્રહ કરવાને સમર્થ હોય તે મધ્યમ કહેવાય છે.)

तान्सर्वानभिसंदध्यात्सामादिभिरुपक्रमैः ।
व्यस्तैश्चैव समस्तैश्च पौरुषेण नयेन च ॥ १५९ ॥

૧૫૯ આ સર્વને સામ આદિ ઉપાયોથી વશ કરવા, એક એક ઉપાયથી, સર્વ ઉપાયોથી, પુરુષાર્થથી અથવા તો રાજનીતિથી વશ કરવા.

संधिं च विग्रहं चैव यानमासनमेव च ।
द्वैधीभावं संश्रयं च षड्गुणांश्चिन्तयेत्सदा ॥ १६० ॥

૧૬૦ સંધિ (સલાહ કરવી), વિગ્રહ (લઢાઇ), યાન (શત્રુ ઉપર ચઢાઇ), આસન (કિલ્લામાં ભરાઈ બેસવું), દ્વૈધીભાવ (પોતાની સેનાને બે ભાગમાં વહેંચી લેવી) તથા સંશ્રય (પોતાના કરતાં સમર્થ એવા બીજા રાજાને આશ્રય કરવો), આ છ ગુણોને રાજાએ સદાય વિચાર કરવો.

आसनं चैव यानं च संधिं विग्रहमेव च ।
कार्यं वीक्ष्य प्रयुञ्जीत द्वैधं संश्रयमेव च ॥ १६१ ॥

૧૬૧ આસન, યાન, સંધિ, વિગ્રહ, દ્વૈધીભાવ અને સંશ્રય, એ સર્વને પોતાના ઉદયરૂપ તથા પરની હાનિરૂપ કાર્યનું અવલોકન કરીને ઉપયોગ કરવો.

संधिं तु द्विविधं विद्याद्राजा विग्रहमेव च ।
उभे यानासने चैव द्विविधः संश्रयः स्मृतः ॥ १६२ ॥

૧૬૨ સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સંશ્રય, આ છ ગુણો બબ્બે પ્રકારના છે.

समानयानकर्मा च विपरीतस्तथैव च ।
तदात्वायतिसंयुक्तः संधिर्ज्ञेयो द्विलक्षणः ॥ १६३ ॥

૧૬૩ વર્તમાન સમયના અથવા તો આગામી સમયના લાભ માટે મિત્ર રાજાની સાથે મળીને બીજા રાજા ઉપર ચઢાઈ કરવામાં આવે તેને સમાનકર્મા સંધિ કહે છે અને 'અમે આ રાજાપર ચઢાઇ કરશું. તમે પેલા

રાજાપર ચઢાઈ કરો’ આ પ્રમાણે સલાહ કરીને ભિન્ન ભિન્ન રાજાઓપર જે ચઢાઈ કરવામાં આવે છે તેને અસમાનકર્મા સંધિ કહે છે. આ પ્રમાણે બે પ્રકારનો સંધિ જાણવો.

**स्वयंकृतश्च कार्यार्थमकाले काल एव वा ।**
**मित्रस्य चैवापकृते द्विविधो विग्रहः स्मृतः ॥ १६४ ॥**

૧૬૪ શત્રુનો પરાજય કરવા માટે (શત્રુનાં વ્યસનાદિક જાણીને માર્ગશીર્ષઆદિ) ઉચિત અથવા તો અનુચિત સમયમાં રાજાએ પોતે યુદ્ધ કરવું. આ એક તથા પોતાના મિત્રનો અપકાર (બુરું) થવાથી તેની રક્ષા માટે યુદ્ધ કરવું, તે બીજું એમ વિગ્રહ (યુદ્ધ) બે પ્રકારનો કહ્યો છે.

**एकाकिनश्चात्यायिके कार्ये प्राप्ते यदृच्छया ।**
**संहतस्य च मित्रेण द्विविधं यानमुच्यते ॥ १६५ ॥**

૧૬૫ દૈવયોગથી અત્યંત આવશ્યક કાર્ય આવી પડે ત્યારે એકલાં શત્રુપર ચઢાઈ કરવી અથવા તો મિત્રની સાથે મળીને શત્રુ ઉપર ચઢાઈ કરવી, આમ બે પ્રકારનું યાન (ચઢાઇ) છે.

**क्षीणस्य चैव क्रमशो दैवात्पूर्वकृतेन वा ।**
**मित्रस्य चानुरोधेन द्विविधं स्मृतमासनम् ॥ १६६ ॥**

૧૬૬ પૂર્વ જન્મનાં પાપથી અથવા તો આ લોકમાં કરેલાં પાપ કર્મથી સેના, ભંડાર વગેરેથી ક્ષીણ થઇ ગયેલા રાજાએ છાનામાના બેશી રહેવું અથવા તો ભંડાર, સેના વગેરેથી સમર્થ છતાં મિત્રના અનુરોધથી છાનામાના બેશી રહેવું, આમ બે પ્રકારનું આસન જાણવું.

**बलस्य स्वामिनश्चैव स्थितिः कार्यार्थसिद्धये ।**
**द्विविधं कीर्त्यते द्वैधं षाड्गुण्यगुणवेदिभिः ॥ १६७ ॥**

૧૬૭ કાર્યસિદ્ધિને માટે થોડાં સૈન્યને અમુક સ્થાન ઉપર રાખવું અને થોડાં સૈન્ય સાથે રાજાએ પોતે કિલ્લામાં રહેવું, આ રીતે દ્વૈધીભાવ પણ બે પ્રકારનો છે, એમ છ ગુણો જાણનારા નીતિજ્ઞો કહે છે.

**अर्थसंपादनार्थं च पीड्यमानस्य शत्रुभिः ।**
**साधुषु व्यपदेशार्थं द्विविधः संश्रयः स्मृतः ॥ १६८ ॥**

૧૬૮ શત્રુઓથી જ્યારે રાજાને સંકટ થવા માંડે ત્યારે તે સંકટ દૂર કરવા માટે અથવા તો ભવિષ્યમાં આવી પડનારાં સંકટને દૂર કરવા માટે એ વાત સત્પુરુષોમાં દર્શાવવા માટે શ્રેષ્ઠ રાજાનો આશ્રય કરવો, આ પ્રમાણે સંશ્રય બે પ્રકારનો જાણવો.

**यदावगच्छेदायत्यामाधिक्यं ध्रुवमात्मनः ।**
**तदात्वे चाल्पिकां पीडां तदा संधिं समाश्रयेत् ॥ १६९ ॥**

૧૬૯ જો ભવિષ્યમાં પોતાની ખરેખર ઉન્નતિ થશે, એમ જાણવામાં આવે અને તે સમયે સામાન્ય પીડા જોવામાં આવે તો રાજાએ તે પીડાને સહન કરીને શત્રુની સાથે સંધિ (સલાહ) કરવી.

**यदा प्रहृष्टा मन्येत सर्वास्तु प्रकृतीर्भृशम् ।**
**अत्युच्छ्रितं तथात्मानं तदा कुर्वीत विग्रहम् ॥ १७० ॥**

૧૭૦ રાજા જ્યારે પોતાના મંત્રી વગેરે સર્વ પ્રકૃતિ મંડળને દાન સન્માનાદિકથી સારી રીતે પ્રસન્ન થયેલું માને અને પોતાને હાથી, ઘોડા, ધન, ભંડાર તથા પ્રભુશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશક્તિથી ભરપૂર જુવે ત્યારે તેણે શત્રુની સાથે યુદ્ધ કરવું.

**यदा मन्येत भावेन हृष्टं पुष्टं बलं स्वकम् ।**
**परस्य विपरीतं च तदा यायाद्रिपुं प्रति ॥ १७१ ॥**

૧૭૧ જ્યારે પોતાનું સૈન્ય ધનથી તથા મનથી પ્રસન્ન થયેલું અને અન્નાદિકથી પુષ્ટ થયેલું જાણવામાં આવે તથા શત્રુનું સૈન્ય તેથી વિપરીત જાણવામાં આવે ત્યારે રાજાએ શત્રુના ઉપર ચઢાઈ કરવી.

**यदा तु स्यात्परिक्षीणो वाहनेन बलेन च ।**
**तदासीत प्रयत्नेन शनकैः सांत्वयन्नरीन् ॥ १७२ ॥**

૧૭૨ જ્યારે રાજા હાથી, ઘોડા વગેરે વાહનોથી તથા સેનાથી ક્ષીણ થઈ જાય ત્યારે તેણે પ્રયત્નપૂર્વક ધીરે ધીરે શત્રુઓને સમજાવીને આસનનો આશ્રય કરવો (એટલે શાંત થઇને બેશી જવું).

**मन्येतारिं यदा राजा सर्वथा बलवत्तरम् ।**
**तदा द्विधा बलं कृत्वा साधयेत्कार्यमात्मनः ॥ १७३ ॥**

૧૭૩ રાજા જ્યારે પોતાના શત્રુને સર્વ પ્રકારે મહાબળવાન્ માને, ત્યારે તેણે પોતાની સેનાના બે વિભાગ કરીને (એકને શત્રુ ઉપર ચઢાઈ માટે મોકલવી અને બીજીની સાથે પોતે કિલ્લામાં રહેવું) એમ બે પ્રકારે સેનાનો વિભાગ કરીને પોતાનું કાર્ય સિદ્ધ કરવું.

**यदा परबलानां तु गमनीयतमो भवेत् ।**
**तदा तु संश्रयेत्क्षिप्रं धार्मिकं बलिनं नृपम् ॥ १७४ ॥**

૧૭૪ અને જ્યારે શત્રુરાજાનાં સૈન્યને તાબે થવાનો સમય આવે ત્યારે રાજાએ કિલ્લામાંથી બહાર નીકળીને તરત જ ધર્મનિષ્ઠ એવા બળવાન્ રાજાનો આશ્રય કરવો.

निग्रहं प्रकृतीनां च कुर्याद्योऽरिबलस्य च ।
उपसेवेत तं नित्यं सर्वयत्नैर्गुरुं यथा ॥ १७५ ॥

૧૭૫ જે રાજા દુષ્ટ એવા અમાત્ય, મંત્રી વગેરે દુષ્ટ પ્રકૃતિમંડળને તથા શત્રુની સેનાને શિક્ષા કરવાને શક્તિમાન્ હોય તેવા રાજાની શરણાગત રાજાએ નિત્ય સર્વ પ્રકારના પ્રયત્નોથી ગુરુની પેઠે સેવા કરવી.

यदि तत्रापि संपश्येद्दोषं संश्रयकारितम् ।
सुयुद्धमेव तत्रापि निर्विशङ्कः समाचरेत् ॥ १७६ ॥

૧૭૬ જે રાજાનો આશ્રય કરવો હોય તે રાજાને વિષે પણ જો દોષ (કપટ) જોવામાં આવે તો રાજાએ તેનો આશ્રય નહિ કરતાં શંકારહિત થઈને તેની સાથે પણ ઉત્તમ પ્રકારનું યુદ્ધ જ કરવું.

सर्वोपायैस्तथा कुर्यान्नीतिज्ञः पृथिवीपतिः ।
यथास्याभ्यधिका न स्युर्मित्रोदासीनशत्रवः ॥ १७७ ॥

૧૭૭ નીતિજ્ઞ રાજાએ સર્વ ઉપાયોથી એવી રીતે વર્તવું કે તેના મિત્રો, ઉદાસીનો અને શત્રુઓ તેના કરતાં વધારે બળવાન્ થાય નહિ.

आयतिं सर्वकार्याणां तदात्वं च विचारयेत् ।
अतीतानां च सर्वेषां गुणदोषौ च तत्त्वतः ॥ १७८ ॥

૧૭૮ નાનાં મોટાં સર્વ કાર્યોના ભવિષ્યનો, આરંભેલું કાર્ય પૂરું કરવાનો અને ભૂતકાળમાં કરેલાં કાર્યના ગુણોનો તથા અવગુણોનો યથાર્થ રીતે વિચાર કરવો.

आयत्यां गुणदोषज्ञस्तदात्वे क्षिप्रनिश्चयः ।
अतीते कार्यशेषज्ञः शत्रुभिर्नाभिभूयते ॥ १७९ ॥

૧૭૯ જે રાજા આરંભેલાં કાર્યનાં ભવિષ્યમાં થનારાં શુભાશુભ પરિણામને જાણે છે, પાસે આવેલાં કાર્યનો ઝટ નિશ્ચય કરી શકે છે અને કરેલાં કાર્યમાં કેટલું કાર્ય કરવું બાકી છે તેને જે જાણે છે, તે રાજાનો, શત્રુ રાજાઓ પરાભવ કરી શકતા નથી.

यथैनं नाभिसंदध्युर्मित्रोदासीनशत्रवः ।
तथा सर्वं संविदध्यादेष सामासिको नयः ॥ १८० ॥

૧૮૦ મિત્રો, ઉદાસીનો તથા શત્રુ રાજાઓ જે રીતે પોતાને પીડા કરી શકે નહિ તે પ્રમાણે રાજાએ સર્વ ઉપાય કરવા. આ સંક્ષિપ્ત (ટુંકી) નીતિ જાણવી.

**यदा तु यानमातिष्ठेदरिराष्ट्रं प्रति प्रभुः ।**
**तदानेन विधानेन यायादरिपुरं शनैः ॥ १८१ ॥**

૧૮૧ રાજાએ જ્યારે શત્રુના દેશ ઉપર ચઢાઈ કરવી હોય ત્યારે નિચે કહેલા ઉપાયથી ધીરે ધીરે શત્રુ રાજાના નગર ઉપર ચઢાઈ કરવી.

**मार्गशीर्षे शुभे मासि यायाद्यात्रां महीपतिः ।**
**फाल्गुनं वाथ चैत्रं वा मासौ प्रति यथाबलम् ॥ १८२ ॥**

૧૮૨ રાજાએ પોતાની સેનાના બળાબળનો વિચાર કરીને શુભ એવા માર્ગશીર્ષ મહિનામાં અથવા તો ફાગણ કે ચૈત્ર મહિનામાં શત્રુના ઉપર ચઢાઈ કરવી.

**अन्येष्वपि तु कालेषु यदा पश्येद्ध्रुवं जयम् ।**
**तदा यायाद्विगृह्यैव व्यसने चोत्थिते रिपोः ॥ १८३ ॥**

૧૮૩ ઉપર દર્શાવેલા સમયો શિવાયના બીજા સમયોમાં પણ જો પોતાનો અવશ્ય જય થાશે, આમ જોવામાં આવે અથવા તો શત્રુ રાજા સંકટમાં આવી પડ્યો હોય (એટલે તેના મંત્રી, અમાત્ય વગેરે વિરુદ્ધ થઇ બેઠા હોય અથવા તો તેનું સૈન્ય નિર્બળ દશામાં આવી પડ્યું હોય કે તે નિર્ધન થઈ પડ્યો હોય) ત્યારે રાજાએ તેની સાથે યુદ્ધ કરવા માટે ચઢાઈ કરવી.

**कृत्वा विधानं मूले तु यात्रिकं च यथाविधि ।**
**उपगृह्यास्पदं चैव चारान्सम्यग्विधाय च ॥ १८४ ॥**
**संशोध्य त्रिविधं मार्गं षड्विधं च बलं स्वकम् ।**
**सांपरायिककल्पेन यायादरिपुरं शनैः ॥ १८५ ॥**

૧૮૪–૧૮૫ રાજાએ પોતાની રાજધાનીના સંરક્ષણ માટે સંપૂર્ણ બંદોબસ્ત કરીને, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યુદ્ધમાં ઉપયોગી સર્વ આયુધો એકઠાં કરીને, ગુપ્ત દૂતોને શત્રુના દેશની સર્વ હકીકત જાણવા માટે જુદા જુદા દેશમાં મોકલીને તથા તંબુ વગેરે લઇને જાંગલ (વૃક્ષ વગરનો સપાટ માર્ગ), આનુપ (પાણીવાળો માર્ગ) અને આટવિક (જંગલવાળો માર્ગ), આવા ત્રણ પ્રકારના માર્ગમાં જ્યાં ઝાડ હોય તેઓને કપાવીને, ઉંચા નિચા પ્રદેશ હોય ત્યાં ખોદ કામ તથા પુરણી કરાવીને, પાણી હોય ત્યાં પુલ વગેરે બંધા-

વીને માર્ગોને સાફ કરાવવા તથા છ પ્રકારનાં પોતાનાં સૈન્યને પણ આહાર, ઔષધ આદિથી સહાયતા કરીને યુદ્ધના વિધિ પ્રમાણે ધીરે ધીરે શત્રુના નગર ઉપર ચઢાઈ કરવી.

शत्रुसेविनि मित्रे च गूढे युक्ततरो भवेत् ।
गतप्रत्यागते चैव स हि कष्टतरो रिपुः ॥ १८६ ॥

૧૮૬ જે મિત્ર છૂપી રીતે શત્રુને મળેલો હોય તથા જે સેવક પ્રથમ ખિન્ન થઈને ચાલ્યો ગયો હોય અને પાછો આવીને રહ્યો હોય તેવા મિત્ર અને સેવક સાથે સાવધાનતાથી રહેવું. કારણ કે તે બન્ને મહાદુઃખ દેનારા શત્રુ ગણાય છે.

दण्डव्यूहेन तन्मार्गं यायात्तु शकटेन वा ।
वराहमकराभ्यां वा सूच्या वा गरुडेन वा ॥ १८७ ॥

૧૮૭ રાજાએ દંડના આકારનો, શકટ (ગાડા)ના આકારનો, વરાહના આકારનો, મકર (મગરમચ્છ)ના આકારનો, સોયના આકારનો અથવા તો ગરુડના આકારનો વ્યૂહ રચીને શત્રુના ઉપર ચઢાઈ કરવી.

यतश्च भयमाशङ्केत्ततो विस्तारयेद्बलम् ।
पद्मेन चैव व्यूहेन निविशेत सदा स्वयम् ॥ १८८ ॥

૧૮૮ જે દિશા તરફથી ભય આવવાની શંકા લાગે તે દિશા તરફ સેનાને આગળ વધારવી અને રાજાએ પોતે સદાય પદ્માકાર વ્યૂહમાં રહેવું.

सेनापतिबलाध्यक्षौ सर्वदिक्षु निवेशयेत् ।
यतश्च भयमाशङ्केत्प्राचीं तां कल्पयेद्दिशम् ॥ १८९ ॥

૧૮૯ સેનાના અધ્યક્ષોને તથા સેનાપતિઓને સર્વ દિશાઓમાં ગોઠવી દેવા અને જે દિશામાં ભયની શંકા જણાય તેને પૂર્વ દિશા કલ્પવી.

गुल्मांश्च स्थापयेदाप्तान्कृतसंज्ञान्समंततः ।
स्थाने युद्धे च कुशलानभीरूनविकारिणः ॥ १९० ॥

૧૯૦ છાવણી નાખવામાં અને યુદ્ધ કરવામાં કુશળ, નિર્ભય, બદલી જાય નહિ તેવાં વિશ્વાસપાત્ર થાણાંઓ ચોતરફ સ્થાપન કરવાં અને તેઓની સાથે અમુક જાતનો સંકેત કરવો.

संहतान्योधयेदल्पान्कामं विस्तारयेद्बहून् ।
सूच्या वज्रेण चैवैतान्व्यूहेन व्यूह्य योधयेत् ॥ १९१ ॥

૧૯૧ પોતાના યોધાઓની સંખ્યા જો નાની હોય તો તેઓને એકઠા કરીને, શત્રુઓની સામે યુદ્ધ કરાવવું અને મોટી સંખ્યા હોય તો વિસ્તારમાં રાખીને શત્રુની સાથે યુદ્ધ કરાવવું. ઉપરનાં સૈન્યને સોયના વ્યૂહમાં અથવા તો વજ્રના વ્યૂહમાં ગોઠવીને શત્રુઓની સાથે લઢાવવું.

स्यन्दनाश्वैः समे युद्ध्येदनूपे नौद्विपैस्तथा ।
वृक्षगुल्मावृते चापैरसिचर्मायुधैः स्थले ॥ १९२ ॥

૧૯૨ સપાટ ભૂમિમાં રથો અને ઘોડાવડે શત્રુ સાથે યુદ્ધ કરવું, પાણીવાળા પ્રદેશમાં નૌકાઓ અને હાથીઓવડે યુદ્ધ કરવું અને ઝાડો તથા લતાઓથી ઘેરાયલા પ્રદેશમાં બાણો, તરવારો, ઢાલો વગેરે આયુધોથી યુદ્ધ કરવું.

कुरुक्षेत्रांश्च मत्स्यांश्च पञ्चालाञ्शूरसेनजान् ।
दीर्घाँल्लघूंश्चैव नरानग्रानीकेषु योजयेत् ॥ १९३ ॥

૧૯૩ કુરુક્ષેત્ર, મત્સ્ય, પંચાલ, સૂરસેન વગેરે દેશના કદાવર તથા ઠીંગણા પુરુષોને સેનાના મોખરામાં રાખવા.

प्रहर्षयेद्बलं व्यूह्य तांश्च सम्यक्परीक्षयेत् ।
चेष्टाश्चैव विजानीयादरीन्योधयतामपि ॥ १९४ ॥

૧૯૪ સેનાને વ્યૂહરચનામાં ગોઠવી દઈને ઉત્સાહ આપવો તથા તેઓ શું કરવાથી પ્રસન્ન થશે અને શું કરવાથી કોપાયમાન થશે તેની પરીક્ષા કરવી તથા શત્રુઓની સાથે યુદ્ધ કરનારા યોધાઓ ખરા મનથી લડે છે કે કેમ તે ચેષ્ટાઓને પણ જાણવી.

उपरुध्यारिमासीत राष्ट्रं चास्योपपीडयेत् ।
दूषयेच्चास्य सततं यवसान्नोदकेन्धनम् ॥ १९५ ॥

૧૯૫ શત્રુ લડતો હોય કે ન લડતો હોય તો પણ તેને ઘેરી લઈને તેના દેશમાં પડાવ નાખવો, તેના દેશનો નાશ કરવો, તેના દેશનાં ખડ, ખોરાકની વસ્તુઓ, પાણી તથા લાકડાંનો નાશ કરવો.

भिन्द्याच्चैव तडागानि प्राकारपरिखास्तथा ।
समवस्कन्दयेच्चैनं रात्रौ वित्रासयेत्तथा ॥ १९६ ॥

૧૯૬ તળાવો, કિલ્લાઓ, ખાઈઓ વગેરેને તોડી નાખવી, શત્રુના ઉપર હલ્લો કરવો અને રાત્રિને વખતે ઢોલ, ત્રાંસાં, શિંગડી વગેરેના શબ્દો કરીને શત્રુને ભય ઉપજાવવો.

उपजप्यानुपजपेद्बुद्ध्येतैव च तत्कृतम् ।
युक्ते च दैवे युद्ध्येत जयप्रेप्सुरपेतभीः ॥ १९७ ॥

૧૯૭ ફોડી શકાય તેવા રાજ્યલોભી શત્રુઓના વંશજોને તથા તેનાથી ભિન્ન મનના થયેલા મંત્રીઓને લાલચ બતાવીને ફોડવા, તેની પાસેથી શત્રુ રાજાનો અભિપ્રાય જાણી લેવો અને દૈવ અનુકૂળ હોય તે સમયે જય મેળવવાની ઈચ્છાવાળા રાજાએ નિર્ભય થઈને યુદ્ધ કરવું.

साम्ना दानेन भेदेन समस्तैरथवा पृथक् ।
विजेतुं प्रयतेतारीन्न युद्धेन कदाचन ॥ १९८ ॥

૧૯૮ રાજાએ સામ, દામ, અને ભેદ આ ત્રણેથી અથવા તો તેમાંના એક એકથી શત્રુઓને જીતવા માટે પ્રયત્ન કરવો; પરંતુ કોઈ પણ દહાડો યુદ્ધથી જીતવાનો પ્રયત્ન કરવો નહિ.

अनित्यो विजयो यस्माद्दृश्यते युद्ध्यमानयोः ।
पराजयश्च संग्रामे तस्माद्युद्धं विवर्जयेत् ॥ १९९ ॥

૧૯૯ યુદ્ધ કરનારા બન્ને રાજાનો યુદ્ધમાં જય અથવા તો પરાજય થવો એ વાત અનિશ્ચિત જોવામાં આવે છે, માટે બનતાં સૂધી યુદ્ધ કરવું નહિ.

त्रयाणामप्युपायानां पूर्वोक्तानामसंभवे ।
तथा युद्ध्येत संपन्नो विजयेत रिपून्यथा ॥ २०० ॥

૨૦૦ જ્યારે ઉપર કહેલા ત્રણે ઉપાયોથી જય થવાનો સંભવ રહે નહિ ત્યારે રાજાએ સાધનોથી સંપન્ન (યુક્ત) થઈને જેવી રીતે શત્રુઓનો પરાજય થાય તેવી રીતે શત્રુઓની સામે યુદ્ધ કરવું.

जित्वा संपूजयेद्देवान्ब्राह्मणांश्चैव धार्मिकान् ।
प्रदद्यात्परिहारांश्च ख्यापयेदभयानि च ॥ २०१ ॥

૨૦૧ શત્રુઓને જીત્યા પછી દેવોની અને ધાર્મિક બ્રાહ્મણોની પૂજા કરવી, જીતેલી પ્રજાનો કર ઓછો કરીને પ્રજા ઉપર ઉપકાર કરવો તથા જેઓએ અમારું બુરું કર્યું છે તેઓને પણ અભય આપવામાં આવે છે, તેઓ પોતાના વ્યાપારાદિક સુખેથી કરો એ રીતે અભયને માટે ઢંઢેરો પીટાવવો.

सर्वेषां तु विदित्वैषां समासेन चिकीर्षितम् ।
स्थापयेत्तत्र तद्वंश्यं कुर्याच्च समयक्रियाम् ॥ २०२ ॥

૨૦૨ શત્રુ રાજા તથા તેના મંત્રી વગેરે સર્વેનો અભિપ્રાય ટુંકામાં જાણી લેવો અને પછી તે રાજાના વંશજને તે રાજાની ગાદીપર બેસારવો અને પોતાની સરતો (નિયમો) તેની પાસે કબૂલ કરાવવી.

**प्रमाणानि च कुर्वीत तेषां धर्म्यान्यथोदितान् ।**
**रत्नैश्च पूजयेदेनं प्रधानपुरुषैः सह ॥ २०३ ॥**

૨૦૩ તેઓના શાસ્ત્રોક્ત ધર્મવાળા આચારોને માન્ય રાખવા (કાયમ રાખવા) અને રાજ્યાસન ઉપર અભિષેક કરેલા રાજાનો તથા તેના મંત્રીઓનો રત્નોની ભેટ કરીને સત્કાર કરવો.

**आदानमप्रियकरं दानं च प्रियकारकम् ।**
**अभीप्सितानामर्थानां काले युक्तं प्रशस्यते ॥ २०४ ॥**

૨૦૪ એક મનુષ્યની પાસેથી તેની ઇષ્ટ વસ્તુ લઈ લેવી એ અપ્રિયકારક છે અને તેને ઇષ્ટ વસ્તુ આપવી એ પ્રિયકારક છે; છતાં સમયાનુસાર લઈ લેવું અથવા તો આપવું એ પ્રસંશાપાત્ર ગણાય છે.

***सर्वं कर्मेदमायत्तं विधाने दैवमानुषे ।**
**तयोर्दैवमचिन्त्यं तु मानुषे विद्यते क्रिया ॥ २०५ ॥**

૨૦૫ સર્વ કાર્યની સિદ્ધિનો આધાર દૈવ ઉપર અને પુરુષાર્થ ઉપર છે. તેમાં દૈવ સંબંધી નિર્ણય કરવો એ અશકય છે પરંતુ મનુષ્યના પ્રયત્નનો નિર્ણય થઈ શકે છે તેથી મનુષ્યે પ્રયત્નદ્વારા કાર્યની સિદ્ધિ માટે પ્રયત્ન કરવો.

---

* વિધિ, દૈવ, નિયતિ, સ્વભાવ, કાળ, ઇશ્વર, બ્રહ્મા, કર્મ, ભાગ્ય, પુણ્ય, આ સર્વ પૂર્વ જન્મમાં કરેલાં કર્મનાં ફળનાં નામ છે એમ શ્રુતિમાં કહ્યું છે. તથા સ્મૃતિમાં પણ કહ્યું છે કે, "दैवमात्मकृतं विद्यात् कर्म यत्पौर्वदैहिकम् । स्मृतः पुरुषकारस्तु क्रियते यदिहापरम् । પૂર્વ જન્મના દેહે કરેલાં કર્મને દૈવ કરીને કહે છે અને આ જન્મમાં કરેલાં કર્મને પુરુષાર્થ કહે છે." પુરુષાર્થને જ માનનારા પુરુષો કહે છે કે; પુરુષાર્થ જ સત્ય છે. પુરુષ પુરુષાર્થ કર્યા વિના ખેતી, વેપાર, વિદ્યા, રાજ્ય વગેરે કંઇ પણ મેળવી શકતો નથી. તેમ ભોજન કર્યા વિના કોઇ પણ પ્રાણી તૃપ્ત પણ થઇ શકતો નથી. આ રીતે સર્વ પદાર્થો ઉદ્યમથી જ પ્રાપ્ત થાય છે માટે પ્રારબ્ધને આડું રાખવું એ કેવળ આળસું પુરુષોનું બ્હાનું છે. ત્યારે દૈવનેજ માનનારાઓ કહે છે કે; દૈવજ ખરું છે, પુરુષાર્થથી કંઇ પણ થતું નથી. કારણ કે આ જગતમાં જડ, નપુંસકો, પાંગળાઓ અને અશક્ત પ્રાણીઓ પુરુષાર્થ કર્યા વિના કેવળ પ્રારબ્ધથીજ સુખી હોય છે. કેટલાક અંધ વગેરે મોટા ધનવાન્ અને વિદ્વાન હોય છે ત્યારે કેટલાક રુપાળા તથા સર્વ અંગોવાળા હોવા છતાં પણ મૂર્ખ અને ધનહીન જોવામાં આવે છે. દરિદ્રને ઘેર જન્મ થવા છતાં પણ પાછળથી પુરુષને રાજ્ય મળે છે અથવા તો રાજ્યાધિકાર પ્રાપ્ત થાય છે. તથા વિદ્યાદિ ગુણહીન છતાં પણ સુખસમ્પન્ન હોય છે માટે પુરુષાર્થ કરવો ન કામો છે. જો દૈવ અનુકૂળ હશે તો સુતાં હઇશું ત્યાંથી પગની આંગળી ઝાલીને ઉઠાડશે અને સમ્પત્તિ મળશે પરંતુ દૈવમાં નહિ હોય તો ગમે તેટલો પુરુષાર્થ

( दैवेन विधिना युक्तं मानुष्यं यत्प्रवर्तते
परिक्लेशेन महता तदर्थस्य समाधकम् )

દૈવ અનુકૂળ ન હોય તોપણ જો પુરુષાર્થ કરવામાં આવે છે તો મોટા ક્લેશથી તે કાર્યની સિદ્ધિ કરે છે.)

( संयुक्तस्यापि दैवेन पुरुषकारेण वर्जितम् ।
विना पुरुषकारेण फलं क्षेत्रं न यच्छति ॥

પરંતુ દૈવની અનુકૂળતા હોવા છતાં પણ જો પુરુષાર્થ કરવામાં આવે નહિ તો પુરુષાર્થ વિના ક્ષેત્ર ફળ આપતું નથી.)

( चंद्रार्काद्या ग्रहा वायुरग्निरापस्तथैव च ।
इह दैवेन साध्यन्ते पौरुषेण प्रयत्नतः ॥

ચંદ્ર, સૂર્ય આદિ ગ્રહો, વાયુ, અગ્નિ તથા મેઘ, આ સર્વ દૈવ તથા પુરુષાર્થ વડે પ્રયત્નથી સાધ્ય—ઇષ્ટ સંપાદક થઈ શકે છે.)

---

કરવા છતાં પણ પોષણ કરવું દુર્લભ થઇ પડશે. જો દૈવ વિના પુરુષાર્થ કાર્ય કરી શકતો હોય તો કેટલાક પુરુષો પરસ્ત્રીગમન, ચોરી, લાંચ, સુરાપાન, રાગ, દ્વેષ, ઇર્ષ્યા વગેરેને અધર્મ જાણવા છતાં પણ તેમાં પ્રવૃત્ત થાય છે અને તેવાં વ્યસનો છોડવાને ઘણીવાર ઇચ્છા કર્યા છતાં પણ તેમનાથી તે છૂટતાં નથી અને સંધ્યા, જપ, યજ્ઞ, વાવ, કૂવા ખોદાવવા વગેરે ધર્મનાં સાધનોને જાણવા છતાં પણ તેઓ સત્કર્મ કરી શકતા નથી. માટે પ્રારબ્ધ વસ્તુ જ કોઈ વિચિત્ર છે કે જેના ચરણ આગળ જગત્ રમ્યા કરે છે. કેટલાક પુરુષો ગૌણ અને પ્રધાન ભાવથી પુરુષાર્થનું તથા દૈવનું વર્ણન કરે છે જેમકે પ્રબળ પુરુષાર્થ કરવાં છતાં પણ જો દુર્દૈવ પ્રબળ હોય તો કાર્ય ફળીભૂત થતું નથી પણ જો દુર્દૈવ ન્યૂન હોય તો દેવ આરાધન તથા પ્રયત્નાદિ પુરુષાર્થથી તે દુર્દૈવનો નાશ કરીને કાર્યસિદ્ધિ કરી શકાય છે. તેમ જો સુદૈવ હોય અને પુરુષાર્થ ન્યૂન હોય તો અનાયાસે કાર્યસિદ્ધિ થાય છે; એટલા જ માટે કહ્યું છે કે;—" यथाह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् । एवं पुरुषकारेण विना दैवं न सिध्यति । જેમ એક ચક્રથી રથ ચાલતો નથી તેમ પુરુષાર્થ વિના દૈવ સિદ્ધ થતું નથી." આ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રારબ્ધ એ બીજને ઠેકાણે છે અને પુરુષાર્થ અંકુરને ઠેકાણે છે. માટે ઉત્તર કાળમાં કરવામાં આવનારા પુરુષાર્થનું તે સામાન્ય રીતે હેતુ છે. માટે પ્રારબ્ધરૂપી બીજને સત્કર્મરૂપી જળસેચનવડે અંકુરિત કરવું જોઇએ. અંકુર ફુટયા પછી બીજની ઉત્તમતા, મધ્યમતા અથવા તો અધમતા જાણવામાં આવે છે. તેમ દૈવનું ઉત્તમ, મધ્યમ કે અધમપણું પણ પુરુષાર્થ વિના જાણી શકાતું નથી; માટે પ્રત્યેક મનુષ્યે પુરુષાર્થ કરવાની જરૂર છે.

**सह वापि व्रजेद्युक्तः संधिं कृत्वा प्रयत्नतः ।**
**मित्रं हिरण्यं भूमिं वा संपश्यंस्त्रिविधं फलम् ॥ २०६ ॥**

૨૦૬ મિત્રતા, સુવર્ણ અથવા તો પૃથ્વી આ ત્રણ ચઢાઈનાં ફળ છે, એમ જાણીને સેનાની સાથે ચઢેલા રાજાએ શત્રુની સાથે પ્રયત્નપૂર્વક સલાહ કરીને પાછા ચાલ્યા આવવું (એટલે મિત્રતા કરીને, ધન લઈને અથવા તો જમીન લઈને શત્રુ રાજાની સાથે સલાહ કરવી.)

**पार्ष्णिग्राहं च संप्रेक्ष्य तथाक्रन्दं च मण्डले ।**
**मित्रादथाप्यमित्राद्वा यात्राफलमवाप्नुयात् ॥ २०७ ॥**

૨૦૭ વિજયની ઇચ્છાવાળો રાજા વિજય કરવા માટે નિકળ્યા પછી પાછલા સીમાડાપર રહેનારો રાજા પોતાનાપર ચઢી આવશે એવી શંકા જે રાજાને માટે હોય તે પાર્ષ્ણિગ્રાહ કહેવાય છે, અને પાર્ષ્ણિગ્રાહના ઉપર જે રાજા ચઢી આવશે આવી સંભાવના હોય તે તેના સીમાડાપર રહેનારો રાજા આક્રંદ કહેવાય છે. બાર મંડલોમાં આ બન્ને રાજાને ધ્યાનમાં રાખીને રાજાએ મિત્રરાજાની અથવા તો શત્રુરાજાની પાસેથી લાભ મેળવવો.

**हिरण्यभूमिसंप्राप्त्या पार्थिवो न तथैधते ।**
**यथा मित्रं ध्रुवं लब्ध्वा कृशमप्यायतिक्षमम् ॥ २०८ ॥**

૨૦૮ રાજા દુર્બળ છતાં પણ ભવિષ્યમાં સહાયતા કરનારા દૃઢ મિત્રને મેળવીને જે પ્રમાણે વૃદ્ધિને પામે છે તે પ્રમાણે સુવર્ણને અથવા તો પૃથ્વીને મેળવીને વૃદ્ધિને પામતો નથી.

**धर्मज्ञं च कृतज्ञं च तुष्टप्रकृतिमेव च ।**
**अनुरक्तं स्थिरारम्भं लघुमित्रं प्रशस्यते ॥ २०९ ॥**

૨૦૯ ધર્મ જાણનારો, કૃતજ્ઞ, પ્રસન્ન મનનો, પ્રેમ રાખનારો અને કાર્યનો સ્થિરતાથી આરંભ કરનારો મિત્ર નાનો હોય તો પણ (થોડા ગામનો ગરાસીયો હોય તો પણ) સારો કહેવાય છે.

**प्राज्ञं कुलीनं शूरं च दक्षं दातारमेव च ।**
**कृतज्ञं धृतिमन्तं च कष्टमाहुररिं बुधाः ॥ २१० ॥**

૨૧૦ બુદ્ધિમાન, કુળવાન, શૂરવીર, ચતુર, દાતા, કૃતજ્ઞ અને ધીરજવાળો શત્રુ મહાકષ્ટથી વશ થઈ શકે છે એમ વિદ્વાનો કહે છે.

**आर्यता पुरुषज्ञानं शौर्यं करुणवेदिता ।**
**स्थौललक्ष्यं च सततमुदासीनगुणोदयः ॥ २११ ॥**

૨૧૧ સભ્યતા, પુરુષપરીક્ષા, શૌર્ય, દયાળુતા અને ઉદારતા આ બધા ઉદાસીન રાજાના ગુણો જાણવા.

क्षेम्यां सस्यप्रदां नित्यं पशुवृद्धिकरीमपि ।
परित्यजेन्नृपो भूमिमात्मार्थमविचारयन् ॥ २१२ ॥

૨૧૨ કલ્યાણ કરનારી, ધાન્ય આપનારી, નિત્ય ઢોર ઢાંખરોની વૃદ્ધિ કરનારી એવી ભૂમિનો પણ રાજાએ પોતાના પ્રાણનાં રક્ષણને માટે વિચાર કર્યા વિના ત્યાગ કરી દેવો.

आपदर्थं धनं रक्षेद्दारान् रक्षेद्धनैरपि ।
आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥ २१३ ॥

૨૧૩ આપત્તિને મટાડવા માટે ધનની રક્ષા કરવી, ધનવડે સ્ત્રીની રક્ષા કરવી અને સ્ત્રી તથા ધન બન્નેને જતાં કરીને પણ પોતાની રક્ષા કરવી.

सह सर्वाः समुत्पन्नाः प्रसमीक्ष्यापदो भृशम् ।
संयुक्तांश्च वियुक्तांश्च सर्वोपायान्सृजेद्बुधः ॥ २१४ ॥

૨૧૪ સર્વ આપત્તિને એક સાથે પોતાના ઉપર આવી પડેલી જોઇને વિદ્વાન રાજાએ સામ આદિક ઉપાયોને એક સાથે અથવા તો જૂદા જૂદા ઉપયોગમાં લેવા.

उपेतारमुपेयं च सर्वोपायांश्च कृत्स्नशः ।
एतत्त्रयं समाश्रित्य प्रयतेतार्थसिद्धये ॥ २१५ ॥

૨૧૫ ઉપાય કરનારા રાજાએ પોતાનો, ઉપાયવડે સાધવા યોગ્ય કાર્યનો તથા સામ આદિ ઉપાયનો એ ત્રણેનો બરાબર આશ્રય કરીને પછી કાર્યસિદ્ધિને માટે પ્રયત્ન કરવો.

एवं सर्वमिदं राजा सह संमन्त्र्य मन्त्रिभिः ।
व्यायम्याप्लुत्य मध्याह्ने भोक्तुमन्तःपुरं विशेत् ॥ २१६ ॥

૨૧૬ ઉપર કહ્યા પ્રમાણે સર્વ કાર્યોનો મંત્રીઓની સાથે વિચાર કર્યા પછી રાજાએ વ્યાયામ ( યુદ્ધોપયોગી કસરત ) કરી, સ્નાન કરીને મધ્યાહ્ન સમયે ભોજન કરવા માટે અંતઃપુરમાં જવું.

तत्रात्मभूतैः कालज्ञैरहार्यैः परिचारकैः ।
सुपरीक्षितमन्नाद्यमद्यान्मन्त्रैर्विषापहैः ॥ २१७ ॥

૨૧૭ રાજાએ અંતઃપુરમાં પોતાના ભક્ત, ભોજનના સમયને જાણનારા અને ભેદ પામીને શત્રુના પક્ષમાં નહિ મળી જનારા સેવકોએ તૈયાર કરેલાં

અન્નની ચકોર વગેરે પક્ષીઓદ્વારા પરીક્ષા કરાવવી તથા ઝેરને દૂર કરનારા મંત્રોથી તે અન્નને અભિમંત્રણ કરીને પછી જમવું.

**विषघ्नैरगदैश्चास्य सर्वद्रव्याणि योजयेत् ।**
**विषघ्नानि च रत्नानि नियतो धारयेत्सदा ॥ २१८ ॥**

૨૧૮ રાજાને ખાવાના સર્વ પદાર્થોમાં ઝેરનો નાશ કરનારી ઔષધીઓ નાખવી તથા રાજાએ પણ સદાય ઝેરનો નાશ કરનારાં રત્નો નિયમપૂર્વક શરીર ઉપર પહેરવાં.

**परीक्षिताः स्त्रियश्चैनं व्यजनोदकधूपनैः ।**
**वेषाभरणसंशुद्धाः स्पृशेयुः सुसमाहिताः ॥ २१९ ॥**

૨૧૯ પરીક્ષા કરેલી અને શુદ્ધ વેશ તથા શુદ્ધ આભૂષણોવાળી સ્ત્રીઓએ એકાગ્ર ચિત્તથી રાજાને પંખાવડે પવન ઢોળીને, પીવા માટે પાણી આપીને તથા તેની પાસે સુગંધી ધૂપો કરીને રાજાની સેવા કરવી.

**एवं प्रयत्नं कुर्वीत यानशय्यासनाशने ।**
**स्नाने प्रसाधने चैव सर्वालंकारकेषु च ॥ २२० ॥**

૨૨૦ ઉપર પ્રમાણે વાહન, શય્યા, આસન, ભોજન, સ્નાનના પદાર્થો, પુષ્પની માળા, ચંદનાદિક તથા સર્વ જાતનાં આભૂષણોની પણ રાજાએ પ્રયત્નથી પરીક્ષા કરવી.

**भुक्तवान्विहरेच्चैव स्त्रीभिरन्तःपुरे सह ।**
**विहृत्य तु यथाकालं पुनः कार्याणि चिन्तयेत् ॥ २२१ ॥**

૨૨૧ ભોજન કર્યા પછી રાજાએ અંતઃપુરમાં થોડો વખત રાણીઓની સાથે વિનોદ કરવો અને તે પછી રાજકીય કાર્યોનો વિચાર કરવો.

**अलंकृतश्च संपश्येदायुधीयं पुनर्जनम् ।**
**वाहनानि च सर्वाणि शस्त्राण्याभरणानि च ॥ २२२ ॥**

૨૨૨ તે પછી રાજાએ સારાં વસ્ત્રોથી તથા આભૂષણોથી અલંકૃત થઇને આયુધવડે આજીવિકા કરનારા સીપાઇઓની, સર્વ જાતનાં વાહનોની, હથીયારોની તથા રાજકીય આભૂષણોની તપાસ કરવી.

**संध्यां चोपास्य शृणुयादन्तर्वेश्मनि शस्त्रभृत् ।**
**रहस्याख्यायिनां चैव प्रणिधीनां च चेष्टितम् ॥ २२३ ॥**

૨૨૩ તે પછી સંધ્યાવંદન કરી મેહેલના એકાંત ઓરડામાં શસ્ત્ર ધારણ કરીને છુપા સમાચાર કહેનારા દૂતોની વાતો સાંભળવી તથા પરદેશી એલચીઓની પાસેથી તેમનાં કરેલાં કાર્યો સાંભળવાં.

गत्वा कक्षान्तरं त्वन्यत्समनुज्ञाप्य तं जनम् ।
प्रविशेद्भोजनार्थं च स्त्रीवृतोऽन्तःपुरं पुनः ॥ २२४ ॥

૨૨૪ તે પછી તે દૂતોને તથા બીજા એલચીઓ વગેરેને જવા માટે રજા આપીને રાજાએ બીજા ઓરડામાં જવું અને ત્યાંથી સ્ત્રીઓની સાથે ભોજન કરવા માટે અંતઃપુરમાં પ્રવેશ કરવો.

तत्र भुक्त्वा पुनः किंचित्तूर्यघोषैः प्रहर्षितः ।
संविशेत्तु यथाकालमुत्तिष्ठेच्च गतक्लमः ॥ २२५ ॥

૨૨૫ અંતઃપુરમાં જઈ થોડું ભોજન કર્યા પછી (પરિમિત–પચે તેટલું ભોજન કર્યા પછી) વાદિત્રોના શબ્દોથી અત્યંત પ્રસન્ન થઈને નિદ્રાનો સમય થાય એટલે સુઇ જવું અને ઉઠવાનો સમય થાય એટલે પરિશ્રમરહિત થયા પછી ઉઠવું.

एतद्विधानमातिष्ठेदरोगः पृथिवीपतिः ।
अस्वस्थः सर्वमेतत्तु भृत्येषु विनियोजयेत् ॥ २२६ ॥

इति श्रीमानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां सप्तमोऽध्यायः समाप्तः ॥

૨૨૬ નીરોગી રાજાએ આ પ્રમાણે સર્વ રાજકીય કાર્યો કરવાં અને પોતાનું શરીર જો સારું ન હોય તો સર્વ કાર્યો પોતાના સેવકોની પાસે કરાવવાં.

ઇતિ શ્રીગુજરાતી ભાષાન્તરસહિત મનુસ્મૃતિમાં રાજધર્મ નામનો
અધ્યાય ૭ મો સમાપ્ત.



## અધ્યાય ૮ મો.



*व्यवहारान्दिदृक्षुस्तु ब्राह्मणैः सह पार्थिवः ।
मन्त्रज्ञैर्मन्त्रिभिश्चैव विनीतः प्रविशेत्सभाम् ॥ १ ॥

૧ રાજાએ વિદ્વાન બ્રાહ્મણોની સાથે તથા રાજનીતિનાં પંચાંગ જાણનારા મંત્રીઓની સાથે વાદીઓના દાવાઓ તપાસવા માટે નમ્રતાપૂર્વક રાજસભામાં પ્રવેશ કરવો.

तत्रासीनः स्थितो वापि पाणिमुद्यम्य दक्षिणम् ।
विनीतवेषाभरणः पश्येत्कार्याणि कार्यिणाम् ॥ २ ॥

૨ રાજાએ સભ્યતાવાળો પોશાક તથા આભૂષણો પહેરી જમણો હાથ ઉંચો રાખી, વાદીપ્રતિવાદીઓના દાવા, જો થોડા હોય તો ઉભા રહીને, અને ઘણા હોય તો બેઠાં બેઠાં તપાસવા.

प्रत्यहं देशदृष्टैश्च शास्त्रदृष्टैश्च हेतुभिः ।
अष्टादशसु मार्गेषु निबद्धानि पृथक्पृथक् ॥ ३ ॥

૩ વંશ, જાતિ, કુળ, વ્યવહાર, શાસ્ત્રમાં કહેલા સાક્ષીઓ તથા દિવ્ય આદિ પુરાવાવડે અઢાર જાતના દાવાઓનો રાજાએ હંમેશા વિચાર કરવો.

( हिंसां यः कुरुते कश्चिद्देयं वा न प्रयच्छति ।
स्थाने ते द्वे विवादस्य भिन्नोऽष्टादशधा पुनः ॥

---

* આ અધ્યાયમાં વ્યવહારનો વિચાર કરવામાં આવ્યો છે. વ્યવહાર શબ્દનો અર્થ ખરો નિર્ણય, ઇન્સાફ વગેરે કેટલાએક કરે છે, ત્યારે કેટલાએક દાવાઓ એમ પણ અર્થ કરે છે. જેમ આચાર શબ્દનો અર્થ વ્યાપક છે, તેમજ વ્યવહાર શબ્દનો અર્થ પણ વ્યાપક છે. કુલ્લુકભટ્ટ વ્યવહાર શબ્દનો અર્થ કરતાં કહે છે કે, વિરુદ્ધ વિવાદવાળાં વાદીપ્રતિવાદીનાં વાકયથી ઉત્પન્ન થયેલા સંદેહને દૂર કરનારો જે વિચાર, તેનું નામ વ્યવહાર. કાત્યાયન વ્યવહાર શબ્દનો અર્થ કરતાં કહે છે કેઃ—

वि नानार्थेऽव संदेहे हरणं हार उच्यते । नानासंदेहहरणाद्व्यवहार इति स्मृतः ॥

વિ—નાના પ્રકારના અર્થો; અવહાર—સંદેહને હરણ કરવો; આ પ્રમાણે વિ અને અવ ઉપસર્ગપૂર્વક हृ ધાતુનો અર્થ નાના પ્રકારના સંદેહને હરણ કરવા એવો થાય છે. માટે નાના પ્રકારના અર્થના સંદેહને હરણ કરનાર એવો જે વિચાર, તે વ્યવહાર કહેવાય છે. રાઘવાનંદ કહે છે કે, ઋણાદાન વગેરે અઢાર વિષયવાળો અને વાદીપ્રતિવાદિઓનાં વિરુદ્ધ વાકયથી ઉત્પન્ન થયેલા સંદેહને હરણ કરનારો જે વિચાર, તે વ્યવહાર કહેવાય છે.

કોઈ પણ પુરુષ બીજાને મારે અથવા તો લીધેલી વસ્તુ પાછી આપે નહિ, તે બે, દાવો કરવાનાં મુખ્ય કારણ છે અને તેના અઢાર ભેદ છે.

**तेषामाद्यमृणादानं निक्षेपोऽस्वामिविक्रयः ।**
**संभूय च समुत्थानं दत्तस्यानपकर्म च ॥ ४ ॥**
**वेतनस्यैव चादानं संविदश्च व्यतिक्रमः ।**
**क्रयविक्रयानुशयो विवादः स्वामिपालयोः ॥ ५ ॥**
**सीमाविवादधर्मश्च पारुष्ये दण्डवाचिके ।**
**स्तेयं च साहसं चैव स्त्रीसंग्रहणमेव च ॥ ६ ॥**
**स्त्रीपुंधर्मो विभागश्च द्यूतमाह्वय एव च ।**
**पदान्यष्टादशैतानि व्यवहारस्थिताविह ॥ ७ ॥**

અઢાર જાતના વ્યવહાર.

૪–૭ ૧ કરજ આપવું નહિ તે, ૨ થાપણ ઓળવવી, ૩ પારકી વસ્તુને વેંચી કાઢવી, ૪ એકઠા મળીને (કંપનીને આકારે) વેપાર કરવો, ૫ આપેલું દાન (ક્રોધથી અથવા કુપાત્ર જાણીને) પાછું લઈ લેવું, ૬ ઠરાવેલો પગાર આપવો નહિ, ૭ ઠરાવનો ભંગ કરવો, ૮ વેંચેલી તથા વેચાતી લીધેલી વસ્તુ ઠરાવ પ્રમાણે ન હોવાથી પશ્ચાત્તાપ થવો, ૯ ઢોર ઢાંખરના ધણી અને તેના ચારનારા વચ્ચે કજીયો, ૧૦ સીમાડા સંબંધી તકરાર, ૧૧ લાકડીવતી મારામારી તથા ગાળાગાળી, ૧૨ ચોરી, ૧૩ જોર-જુલમ, ૧૪ વ્યભિચાર, ૧૫ સ્ત્રી તથા પુરુષના ધર્મોની વ્યવસ્થા, ૧૬ બાપ-દાદાના ધનની વહેંચણી, ૧૭ જુગાર અને ૧૮ પશુપક્ષીનાં યુદ્ધ કરાવીને તેની હારજિત ઉપર હોડ બાંધવી તે. આ અઢાર દાવાનાં કારણો કહેવાય છે.

**एषु स्थानेषु भूयिष्ठं विवादं चरतां नृणाम् ।**
**धर्मं शाश्वतमाश्रित्य कुर्यात्कार्यविनिर्णयम् ॥ ८ ॥**

૮ લોકો ઘણું કરીને આ અઢાર જાતના દાવાઓ કરે છે. રાજાએ સનાતન ધર્મ પ્રમાણે તે દાવાઓનો તપાસ કરીને નિર્ણય (ફેસલો) આપવો.

**यदा स्वयं न कुर्यात्तु नृपतिः कार्यदर्शनम् ।**
**तदा नियुञ्ज्याद्विद्वांसं ब्राह्मणं कार्यदर्शने ॥ ९ ॥**

વ્યવહારની પરિભાષા.

૯ જ્યારે રાજા પોતે (કાર્ય પ્રસંગે અથવા તો મંદવાડને લીધે) દાવાઓ તપાસી શકે નહિ, ત્યારે તેણે દાવાઓનો તપાસ કરવા માટે વિદ્વાન બ્રાહ્મણની નિમણુક કરવી.

सोऽस्य कार्याणि संपश्येत्सभ्यैरेव त्रिभिर्वृतः ।
सभामेव प्रविश्याग्र्यामासीनः स्थित एव वा ॥ १० ॥

૧૦ અને તે વિદ્વાન બ્રાહ્મણે ત્રણ સભાસદોની સાથે રાજસભામાં બેઠાં બેઠાં અથવા તો ઉભાં ઉભાં જ રાજાને તપાસવાના દાવાઓ તપાસવા.

यस्मिन्देशे निषीदन्ति विप्रा वेदविदस्त्रयः ।
राज्ञश्चाधिकृतो विद्वान्ब्रह्मणस्तां सभां विदुः ॥ ११ ॥

૧૧ જે દેશમાં વેદ જાણનારા ત્રણ બ્રાહ્મણો રાજસભામાં બેસે છે અને રાજાએ નિમેલો પ્રતિનિધિ વિદ્વાન બ્રાહ્મણ રાજસભામાં બેસે છે, તેને બ્રહ્માની સભા જાણવી.

धर्मो विद्धस्त्वधर्मेण सभां यत्रोपतिष्ठते ।
शल्यं चास्य न कृन्तन्ति विद्धास्तत्र सभासदः ॥ १२ ॥

૧૨ જે સભામાં અધર્મવડે ધર્મ વિંધાઈ જાય છે અર્થાત્ અન્યાય થાય છે; અને સભાસદો ધર્મના શરીરમાંથી શલ્યને બહાર કાઢતા નથી, અર્થાત્ ન્યાય કરતા નથી, તે સભાના સભાસદોને પણ પાપી સમજવા.

सभां वा न प्रवेष्टव्यं वक्तव्यं वा समञ्जसम् ।
अब्रुवन्विब्रुवन्वापि नरो भवति किल्बिषी ॥ १३ ॥

૧૩ મનુષ્યે કાંતો રાજસભામાં જવું નહિ, અને જો જવું તો સત્ય વાત કહેવી. જાણ્યા છતાં લોભાદિકને લીધે જો મૂંગો બેસી રહે છે અથવા તો અસત્ય બોલે છે તો મનુષ્ય પાતકી થાય છે.

यत्र धर्मो ह्यधर्मेण सत्यं यत्रानृतेन च ।
हन्यते प्रेक्षमाणानां हतास्तत्र सभासदः ॥ १४ ॥

૧૪ જે રાજસભામાં સભાસદોના દેખતાં અધર્મથી ધર્મનો નાશ થાય છે અને અસત્યથી સત્યનો નાશ થાય છે, તે સભાના સભાસદો પાપના ભાગી થાય છે.

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।
तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽवधीत् ॥ १५ ॥

૧૫ ધર્મનો નાશ કરવાથી તે આપણો નાશ કરે છે અને ધર્મનું રક્ષણ કરવાથી તે રક્ષા કરે છે. માટે હણેલો ધર્મ અમારો નાશ ન કરે એમ જાણીને ધર્મનો નાશ કરવો નહિ.

**वृषो हि भगवान्धर्मस्तस्य यः कुरुते ह्यलम् ।**
**वृषलं तं विदुर्देवास्तस्माद्धर्मं न लोपयेत् ॥ १६ ॥**

૧૬ ભગવાન ધર્મ 'वृष' કહેવાય છે; અને જે પુરુષ તેનો નાશ કરે છે તેને દેવો वृषल કરીને કહે છે, માટે મનુષ્યે ધર્મનો નાશ કરવો નહિ.

**एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।**
**शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥ १७ ॥**

૧૭ મરણ સમયે પણ સુહૃદ એવો એક ધર્મજ મનુષ્યની પાછળ જાય છે અને બીજું સર્વ શરીરની સાથે નાશ પામે છે.

**पादोऽधर्मस्य कर्तारं पादः साक्षिणमृच्छति ।**
**पादः सभासदः सर्वान्पादो राजानमृच्छति ॥ १८ ॥**

૧૮ રાજસભામાં અન્યાય કરવામાં આવે છે તે અન્યાયનો એકચતુર્થાંશ અન્યાય કરનારાને મળે છે, એકચતુર્થાંશ સાક્ષીને મળે છે, એકચતુર્થાંશ સભાસદોને (જુરરોને) મળે છે અને એકચતુર્થાંશ રાજાને મળે છે.

**राजा भवत्यनेनास्तु मुच्यन्ते च सभासदः ।**
**एनो गच्छति कर्तारं निन्दार्हो यत्र निन्द्यते ॥ १९ ॥**

૧૯ પરંતુ જે રાજસભામાં નિંદાપાત્ર અપરાધીની નિંદા કરવામાં આવે છે તે રાજસભામાં રાજા અને સભાસદો પાપમાંથી મુક્ત થાય છે અને પાપનો ભાગી માત્ર તેનો કર્તા થાય છે.

***जातिमात्रोपजीवी वा कामं स्याद्ब्राह्मणब्रुवः ।**
**धर्मप्रवक्ता नृपतेर्न तु शूद्रः कथंचन ॥ २० ॥**

* આ અધ્યાયના પ્રથમ શ્લોકમાં રાજાએ બ્રાહ્મણોની તથા મંત્રીઓની સાથે બેસીને વ્યવહાર ( દાવા ) તપાસવા એમ કહ્યું છે; તે ઉપરથી જણાય છે કે બ્રાહ્મણ શિવાય બીજા વર્ણના પણ જૂદાં જૂદાં ખાતાંના મંત્રીઓ હોવાનો સંભવ છે. રાજકીય વ્યવહારોમાં વેદ અને શાસ્ત્રજ્ઞાન ઉપરાંત બીજી કળાકૌશલ્યનાં જ્ઞાનની પણ જરૂર છે; તેથી કોઈ શૂદ્ર કોઈ કળામાં નિપુણ હોય તો તે, તે ખાતાંનો મંત્રી થઈ શકે છે; અને તે બાબતમાં તે નિર્ણય કરી શકે છે. બ્રાહ્મણ જાતિનો હોવા છતાં પણ વ્યવહારમાં કુશળ ન હોય તો તે વ્યવહારનો નિર્ણય આપી શકે નહિ. છતાં આ શ્લોકમાં કેવળ જાતિ માત્ર બ્રાહ્મણને જ ધર્મપ્રવક્તા ( ન્યાયાધીશ ) કરવાનું કહ્યું છે, તેનું તાત્પર્ય એ છે કે, વિદ્વાન્ બ્રાહ્મણ ન હોય તો કોઈ વિદ્વાન્ ક્ષત્રિય કે વૈશ્યને ન્યાયાધીશ નિમવો પણ શૂદ્રને ન્યાયાધીશ નીમવો નહિ.

૨૦ વિદ્વાન બ્રાહ્મણ ન મળે તો માત્ર બ્રાહ્મણ જાતિના જ (વેદાધ્યયન વગેરે બ્રાહ્મણનાં કર્મો નહિ કરનારા) પુરુષને, અથવા તો પોતાને બ્રાહ્મણ કહેનારા પુરુષને, રાજાએ ધર્માધિકારી (ન્યાયાધીશ) બનાવવો. પરંતુ શૂદ્રને કદિ પણ ન્યાયાધીશ બનાવવો નહિ.

**यस्य शूद्रस्तु कुरुते राज्ञो धर्मविवेचनम् ।**
**तस्य सीदति तद्राष्ट्रं पङ्के गौरिव पश्यतः ॥ २१ ॥**

૨૧ જે રાજાની રાજસભામાં શૂદ્ર ધર્મનું (ન્યાયનું) વિવેચન કરે છે તે રાજાનો દેશ તે રાજાના દેખતાં જ ગારામાં ખૂંચી ગયેલી ગાયની પેઠે સીદાય છે.

***यद्राष्ट्रं शूद्रभूयिष्ठं नास्तिकाक्रान्तमद्विजम् ।**
**विनश्यत्याशु तत्कृत्स्नं दुर्भिक्षव्याधिपीडितम् ॥ २२ ॥**

૨૨ જે રાજાના દેશમાં ઘણા શૂદ્રો રહેતા હોય, નાસ્તિકો ઉભરાઈ જતા હોય અને દ્વિજવર્ણની પ્રજા રહેતી ન હોય તેનો આખો દેશ દુષ્કાળ અને વ્યાધિથી પીડા પામીને ઝટ નાશ પામે છે.

**धर्मासनमधिष्ठाय संवीताङ्गः समाहितः ।**
**प्रणम्य लोकपालेभ्यः कार्यदर्शनमारभेत् ॥ २३ ॥**

૨૩ રાજાએ ધર્માસન (ન્યાયાસન) ઉપર બેશી, સર્વ અંગોને ઢાંકી દઈ, મનને સ્થિર કરી, લોકપાળોને નમસ્કાર કરીને દાવાઓ તપાસવા.

**अर्थानर्थावुभौ बुद्ध्वा धर्माधर्मौ च केवलौ ।**
**वर्णक्रमेण सर्वाणि पश्येत्कार्याणि कार्यिणाम् ॥ २४ ॥**

૨૪ પ્રજાના રક્ષણરૂપી અર્થનો તથા નાશરૂપી અનર્થનો વિચાર કરીને તથા કેવળ ધર્મનો અને અધર્મનો પણ વિચાર કરીને રાજાએ વાદીપ્રતિવાદીઓના જાતિવાર સર્વે દાવાઓ તપાસવા.

**बाह्यैर्विभावयेल्लिङ्गैर्भावमन्तर्गतं नृणाम् ।**
**स्वरवर्णेङ्गिताकारैश्चक्षुषा चेष्टितेन च ॥ २५ ॥**

---

* ઘણા શૂદ્રો હોવાથી યજ્ઞયાગની ક્રિયા બંધ પડે છે, તેથી વરસાદ વરસતો નથી અને દુષ્કાળ પડે છે. તેમ જ શાન્તિપૌષ્ટિક કર્મો નહિ થવાથી રોગોનો પણ વધારો થાય છે; તેથી દેશને નાશ થવાનો પ્રસંગ આવે છે અને તે દેશનો નાશ તે રાજાના નાશનું કારણ થઈ પડે છે; માટે દેશમાં ધર્મનિષ્ઠ પ્રજાની ઘણી જરૂર છે.

૨૫ સ્વર, શરીરનો રંગ, નીચે જોવું વગેરે ઇંગિત, પરસેવો થવો, રોમાંચ થવાં વગેરે આકાર તથા નેત્રની અને હાથ પગની ચેષ્ટા વગેરે બાહ્ય ચિન્હો-પરથી મનુષ્યનો અંતર્ગત અભિપ્રાય જાણી લેવો.

आकारैरिङ्गितैर्गत्या चेष्टया भाषितेन च ।
नेत्रवक्त्रविकारैश्च गृह्यतेऽन्तर्गतं मनः ॥ २६ ॥

૨૬ પરસેવો તથા રોમાંચ વગેરે થવાથી, પૃથ્વી તરફ દૃષ્ટિ કરવાથી, હાલચાલપરથી, ભાષણપરથી, નેત્રના અને મુખના વિકારોપરથી મનુષ્યોના મનનો ભાવ સમજાય છે.

बालदायादिकं रिक्थं तावद्राजानुपालयेत् ।
यावत्स स्यात्समावृत्तो यावच्चातीतशैशवः ॥ २७ ॥

૨૭ જે મીલકતનો વારસ બાળક હોય તે મીલકતનું, જ્યાં સૂધી બાળક મોટો થાય નહિ અને તેને સમાવર્તન સંસ્કાર કરવામાં આવે નહિ ત્યાં સૂધી રાજાએ રક્ષણ કરવું.

वशाऽपुत्रासु चैवं स्याद्रक्षणं निष्कुलासु च ।
पतिव्रतासु च स्त्रीषु विधवास्वातुरासु च ॥ २८ ॥

૨૮ વાંઝણીઓ, જેના પુત્રો મરી ગયા હોય તેવી સ્ત્રીઓ, પિત્રાઈ વિનાની સ્ત્રીઓ, પતિવ્રતા સ્ત્રીઓ, વિધવા સ્ત્રીઓ અને રોગી સ્ત્રીઓ, આટલી સ્ત્રીઓનું પીયેરમાં કે સાસરામાં કોઇ ન હોય તો તેઓની મીલકતનું પણ રાજાએ રક્ષણ કરવું.

( एवमेव विधिः कुर्याद्योषित्सु पतितास्वपि ।
वस्त्रान्नपानं देयं च वसेयुश्च गृहान्तिके ॥

જે સ્ત્રીઓ પતિત થઇ ગઈ હોય તેઓનું તેઓના ધણીઓએ ઉપર પ્રમાણે રક્ષણ કરવું, અને તેઓને વસ્ત્રો તથા અન્નપાન આપવાં અને પતિત સ્ત્રીઓએ પતિઓના ઘરની પડોશમાં જ રહેવું.)

जीवन्तीनां तु तासां ये तद्धरेयुः स्वबान्धवाः ।
ताञ्छिष्याच्चौरदण्डेन धार्मिकः पृथिवीपतिः ॥ २९ ॥

૨૯ સ્ત્રીઓના જીવતાંજ તેનાં સગાં સંબંધીઓ તેની મીલકત લઇ જાય, તો ધર્મનિષ્ઠ રાજાએ તેઓને ચોરની પેઠે શિક્ષા કરવી.

**प्रणष्टस्वामिकं रिक्थं राजा त्र्यब्दं निधापयेत् ।**
**अर्वाक् त्र्यब्दाद्धरेत्स्वामी परेण नृपतिर्हरेत् ॥ ३० ॥**

૩૦ જે મીલકતનો ધણી મળતો ન હોય તે મીલકતને રાજાએ ત્રણ વર્ષ સૂધી પોતાના તાબામાં રાખવી; અને ત્રણ વર્ષમાં જો તેનો ધણી મળી આવે તો તેને તે મીલકત સોંપવી. ત્રણ વર્ષ પછી રાજાએ તે મીલકતને ખાલસા કરવી.

**ममेदमिति यो ब्रुयात्सोऽनुयोज्यो यथाविधि ।**
**संवाद्य रूपसंख्यादीन्स्वामी तद्द्रव्यमर्हति ॥ ३१ ॥**

૩૧ ગુમાવેલી વસ્તુનો ધણી આવીને કહે કે એ વસ્તુ તો મારી છે; તો રાજાએ તેને કાયદાપૂર્વક પૂછવું કે તે વસ્તુનો આકાર કેવો હતો, કેટલી હતી ને કયાં ખોવાયલી હતી? જો તે રૂપ, રંગ, સંખ્યા વગેરે કહી શકે તો તે વસ્તુ તેને સોંપી દેવી.

**अवेदयानो नष्टस्य देशं कालं च तत्त्वतः ।**
**वर्णं रूपं प्रमाणं च तत्समं दण्डमर्हति ॥ ३२ ॥**

૩૨ પરંતુ ખોવાયલી વસ્તુનો રંગ, રૂપ, પ્રમાણ, કઈ જગ્યાએ ખોઈ તે પ્રદેશ તથા ખોવાનો સમય બરાબર નિવેદન કરી શકે નહિ તો ખોવાયલી ચીજની કિંમતના પ્રમાણમાં તેનો દંડ કરવો.

**आददीताथ षड्भागं प्रणष्टाधिगतान्नृपः ।**
**दशमं द्वादशं वापि सतां धर्ममनुस्मरन् ॥ ३३ ॥**

૩૩ રાજાએ ખોવાયલી વસ્તુ તેના ધણીને આપતી વખતે તે વસ્તુની, રક્ષા કરવાના બદલામાં સત્પુરુષોના ધર્મને સંભારીને તેમાંથી છઠ્ઠો, દશમો અથવા તો બારમો ભાગ લેવો.

**प्रणष्टाधिगतं द्रव्यं तिष्ठेद्युक्तैरधिष्ठितम् ।**
**यांस्तत्र चौरान्गृह्णीयात्तान्राजेभेन घातयेत् ॥ ३४ ॥**

૩૪ કોઇની ખોવાયલી વસ્તુ મળે તો રાજાના સીપાઇઓએ તેને ચોકી પહેરામાં રાખવી, અને તે ચોકી પહેરામાંથી જો કોઈ ચોરી જાય તો રાજાએ તે ચોરોને હાથી પાસે મરાવી નાંખવા.

**ममायमिति यो ब्रूयान्निधिं सत्येन मानवः ।**
**तस्याददीत षड्भागं राजा द्वादशमेव वा ॥ ३५ ॥**

૩૫ કોઇ મનુષ્યને ભૂમિમાંથી ધનનો ભંડાર મળી આવે અને તે સત્યતાથી કહે કે, તે ધનનો ભંડાર મારો છે તો રાજાએ તે ધનના ભંડારમાંથી છઠ્ઠો અથવા તો બારમો ભાગ લઇને બાકીનો તેના ધણીને આપવો.

तं तु वदन्दण्ड्यः स्ववित्तस्यांशमष्टमम् ।
वा निधानस्य संख्यायाल्पीयसीं कलाम् ॥ ३६ ॥

૩૬ પરંતુ જો કોઇ પુરુષ 'આ ભંડાર મારો છે' આમ જુઠું બોલે તો તેની મીલકતમાંથી આઠમો ભાગ અથવા તો તેજ ધનના ભંડારની ગણતરી કરીને તેના પ્રમાણમાં તેનો થોડો દંડ કરવો.

विद्वांस्तु ब्राह्मणो दृष्ट्वा पूर्वोपनिहितं निधिम् ।
अशेषतोऽप्याददीत सर्वस्याधिपतिर्हि सः ॥ ३७ ॥

૩૭ વિદ્વાન બ્રાહ્મણને જો પોતાના પૂર્વજોએ દાટેલો ભંડાર જોવામાં આવે તો તેણે બધો ધનનો ભંડાર લઇ લેવો. કારણ કે બ્રાહ્મણ સર્વ ધનનો ધણી છે.

यं तु पश्येन्निधिं राजा पुराणं निहितं क्षितौ ।
तस्माद्द्विजेभ्यो दत्त्वार्धमर्धं कोशे प्रवेशयेत् ॥ ३८ ॥

૩૮ રાજાને પણ પૃથ્વીમાં દાટેલો પુરાણો ધનનો ભંડાર મળી આવે, તો તેણે તે ધનના ભંડારમાંથી અર્ધો ભાગ બ્રાહ્મણોને આપવો અને અર્ધો ભાગ પોતાના ખજાનામાં રાખવો.

निधीनां तु पुराणानां धातूनामेव च क्षितौ ।
अर्धभाग्रक्षणाद्राजा भूमेरधिपतिर्हि सः ॥ ३९ ॥

૩૯ પ્રજાનો અધિપતિ હોવાથી તથા પ્રજાનું રક્ષણ કરવાથી રાજા, જમીનમાં દાટેલા જુના ભંડારોનો તથા ધાતુઓનો અર્ધો ભાગ લેવાને હકદાર છે.

दातव्यं सर्ववर्णेभ्यो राज्ञा चौरैर्हृतं धनम् ।
राजा तदुपयुञ्जानश्चौरस्याप्नोति किल्बिषम् ॥ ४० ॥

૪૦ ચોરોએ ચોરી લીધેલું ધન તેઓની પાસેથી પાછું લઇને રાજાએ જેઓનું તે ધન હોય તેઓને પાછું સોંપી દેવું. જો રાજા તે ધનનો ઉપયોગ કરે તો તે ચોરના જેવો પાપી ગણાય છે.

जातिजानपदान्धर्माञ्श्रेणीधर्मांश्च धर्मवित् ।
समीक्ष्य कुलधर्मांश्च स्वधर्मं प्रतिपादयेत् ॥ ४१ ॥

૪૧ બ્રાહ્મણાદિક જાતિના ધર્મો, દેશના ધર્મો, કંપનીના આકારમાં વ્યાપાર કરનારા વ્યાપારીઓના ધર્મો અને કુળ પરંપરાના ધર્મો (નિયમો) નો તપાસ કરીને ધર્મવેત્તા રાજાએ ન્યાય કરવો.

**स्वानि कर्माणि कुर्वाणा दूरे सन्तोऽपि मानवाः ।**
**प्रिया भवन्ति लोकस्य स्वे स्वे कर्मण्यवस्थिताः ॥ ४२ ॥**

૪૨ પોત પોતાની જાતિ, દેશ, કુળ, વગેરેના ધર્મો પાળનારા તથા પોતાનાં નિત્ય કર્મો કરનારા મનુષ્યો દૂર રહેતા હોય તોપણ તેઓ પ્રજામાં પ્રિય થઈ પડે છે.

**नोत्पादयेत्स्वयं कार्यं राजा नाप्यस्य पूरुषः ।**
**न च प्रापितमन्येन ग्रसेदर्थं कथंचन ॥ ४३ ॥**

૪૩ રાજાએ પોતે કોઈપણ દાવો ઉભો કરવો નહિ, તેમ રાજાના અધિકારીઓએ પણ દાવાઓ ઉભા કરવા નહિ તથા વાદી કે પ્રતિવાદી દાવો માંડે તો રાજાએ ધનાદિકના લોભથી તેને ઉડાડી પણ દેવા નહિ.

**यथा नयत्यसृक्पातैर्मृगस्य मृगयुः पदम् ।**
**नयेत्तथानुमानेन धर्मस्य नृपतिः पदम् ॥ ४४ ॥**

૪૪ જેમ પારધિ પૃથ્વીપર પડેલી લોહીની ધારાપરથી મારેલા મૃગનાં સ્થાનકને શોધી કાઢે છે; તેમ રાજાએ પણ અનુમાન કરીને એટલે આકૃતિ વગેરે આગળ કહેલાં અંદરનાં અને બહારનાં કારણોપરથી દાવાઓનો નિર્ણય કરવો.

**सत्यमर्थं च संपश्येदात्मानमथ साक्षिणः ।**
**देशं रूपं च कालं च व्यवहारविधौ स्थितः ॥ ४५ ॥**

૪૫ રાજા જ્યારે ન્યાય કરવા બેસે, ત્યારે તેણે (છળ પ્રપંચ છોડી દઈને) સત્ય નિર્ણય કરવો, અન્યાય કરીશ તો નરકમાં પડીશ આવો વિચાર કરવો, સાક્ષીઓ સાચું બોલે છે કે જુઠું તે જોવું, દેશ અને કાળનો વિચાર કરવો તથા ચાલતા દાવાના સ્વરૂપ તરફ દૃષ્ટિ રાખવી.

**सद्भिराचरितं यत्स्याद्धार्मिकैश्च द्विजातिभिः ।**
**तद्देशकुलजातीनामविरुद्धं प्रकल्पयेत् ॥ ४६ ॥**

૪૬ સજ્જન પુરુષો તથા ધર્મનિષ્ઠ દ્વિજ લોકો જે પ્રમાણે વર્તતા હોય તથા દેશ, કુળ અને જાતિના આચારથી વિરુદ્ધ ન હોય તેવો આચાર રાજાએ દેશમાં સ્થાપન કરવો.

**अधमर्णार्थसिद्ध्यर्थमुत्तमर्णेन चोदितः ।**
**दापयेद्धनिकस्यार्थमधमर्णाद्विभावितम् ॥ ४७ ॥**

૪૭ લેણદાર, દેણદારની પાસેથી પોતાનું લેણું લેવા માટે રાજાની પાસે પોતાનો દાવો સાક્ષી વગેરેથી જો સાબીત કરી આપે, તો રાજાએ દેણદાર પાસેથી તેનું લેણું ધન અપાવવું.

લેણદેણ સંબંધી દાવા.

**यैर्यैरुपायैरर्थं स्वं प्राप्नुयादुत्तमर्णिकः ।**
**तैस्तैरुपायैः संगृह्य दापयेदधमर्णिकम् ॥ ४८ ॥**

૪૮ લેણદાર જે જે ઉપાયોથી પોતાનું ધન મેળવી શકે, તે તે ઉપાયોથી રાજાએ દેણદાર પાસેથી લેણદારને ધન અપાવવું.

**धर्मेण व्यवहारेण छलेनाचरितेन च ।**
**प्रयुक्तं साधयेदर्थं पञ्चमेन बलेन च ॥ ४९ ॥**

૪૯ લેણદારે ધર્મથી એટલે કાંધાં વગેરે કરીને, વ્યવહારથી એટલે ફરીયાદી વગેરે કરીને, કપટ કરીને, લાંઘીને તથા યોગ્ય બળ વાપરીને પોતાનું ધીરેલું ધન વસુલ કરવું.

**यः स्वयं साधयेदर्थमुत्तमर्णोऽधमर्णिकात् ।**
**न स राज्ञाभियोक्तव्यः स्वकं संसाधयन्धनम् ॥ ५० ॥**

૫૦ જો લેણદાર પોતે પોતાનું લેણું કરજદારની પાસેથી વસુલ કરી લે તો રાજાએ 'અમને જણાવ્યા વિના લેણું કેમ વસુલ કર્યું' આમ કહીને તેને ઠપકો આપવો નહિ.

**अर्थेऽपव्ययमानं तु करणेन विभावितम् ।**
**दापयेद्धनिकस्यार्थं दण्डलेशं च शक्तितः ॥ ५१ ॥**

૫૧ લેણદારનાં લેણા માટે પ્રતિવાદી ના કહે અને તપાસ કરતાં યોગ્ય પુરાવાઓપરથી તેનું માગણું સિદ્ધ થાય તો જેટલું લેણું હોય તેટલું લેણદારને અપાવવું; તથા પ્રતિવાદીનો શક્તિ પ્રમાણે થોડો દંડ કરવો.

**( यत्र तत्स्यात्कृतं यत्र करणं च न विद्यते ।**
**न चोपलम्भपूर्वोक्तस्तत्र दैवी क्रिया भवेत् ॥**

જે વિષયમાં લેણદેણ કરવામાં આવ્યું હોય, તે વિષયમાં લેખ વગેરે સાધનો ન હોય તો ઉપર કહ્યા પ્રમાણે તપાસ નહિ કરતાં કેવળ દિવ્ય ક્રિયા જ કરવી.)

अपह्नवेऽधमर्णस्य देहीत्युक्तस्य संसदि ।
अभियोक्ता दिशेद्देश्यं करणं वान्यदुद्दिशेत् ॥ ५२ ॥

૫૨ રાજસભા વચ્ચે દેણદારને કહેવામાં આવે કે લેણદારનું લેણું આપી દે છતાં તે ના કબૂલ કરે તો વાદીએ ધન ધીરતી વખતના સાક્ષી આપવા અથવા તો લેખપત્ર વગેરે બીજા પુરાવા બતાવવા.

अदेश्यं यश्च दिशति निर्दिश्यापह्नुते च यः ।
यश्चाधरोत्तरानर्थान्विगीतान्नावबुद्ध्यते ॥ ५३ ॥

૫૩ જે જગ્યાએ દેણદારને રહેવાનો સંભવ ન હોય તેવા પ્રદેશમાં મેં નાણું ધીર્યું છે એમ જે કહે, કહ્યા પછી એ પ્રદેશવિષે હું બોલ્યો નથી એમ જે કહે, પૂર્વાપરની વાતો પરસ્પર વિરુદ્ધ બોલાયલી છે એમ જે જાણે નહિ,

अपदिश्यापदेश्यं च पुनर्यस्त्वपधावति ।
सम्यक्प्रणिहितं चार्थं पृष्टः सन्नाभिनन्दति ॥ ५४ ॥

૫૪ જે અમુક બાબત કહ્યા પછી પાછળથી તેને માટે ન્યાયાધીશ પૂછે ત્યારે ફરી જાય, વળી જે એક બાબતને સારી રીતે કબૂલ કરે પરંતુ પાછળથી ન્યાયાધીશ પૂછે ત્યારે તે વાતનો ખુલાસો કરી શકે નહિ,

असंभाष्ये साक्षिभिश्च देशे संभाषते मिथः ।
निरुच्यमानं प्रश्नं च नेच्छेद्यश्चापि निष्पतेत् ॥ ५५ ॥

૫૫ જે સ્થાનપર સાક્ષીઓની સાથે વાતચિત કરી શકાય નહિ તેવા સ્થાનમાં સાક્ષીઓની સાથે વાતચિત કરે, પ્રશ્ન પૂછયો હોય તેનો ઉત્તર આપે નહિ, ન્યાયસભામાંથી નાશી જાય,

ब्रूहीत्युक्तश्च न ब्रूयादुक्तं च न विभावयेत् ।
न च पूर्वापरं विद्यात्तस्मादर्थात्स हीयते ॥ ५६ ॥

૫૬ ઉત્તર આપ એમ કહ્યા છતાં જે બોલે નહિ, પોતે જે વાત કહી ગયો હોય તેનો પુરાવો કરી શકે નહિ તથા જેને દાવાના પૂર્વાપરની ખબર ન હોય એવા ફર્યાદીનો દાવો રદ થાય છે.

साक्षिणः सन्ति मेत्युक्त्वा दिशेत्युक्तो दिशेन्न यः ।
धर्मस्थः कारणैरेतैर्हीनं तमपि निर्दिशेत् ॥ ५७ ॥

૫૭ વાદી પ્રથમ કહે કે મારા સાક્ષીઓ છે; પરંતુ તેને કહેવામાં આવે કે તારા સાક્ષીઓને હાજર કર ત્યારે જે પોતાના સાક્ષીઓને ન્યાયસભામાં

હાજર કરી શકે નહિ તેનો દાવો પણ ન્યાયાધીશે ઉપર દર્શાવેલાં કારણોને લીધે કાઢી નાંખવો.

**अभियोक्ता न चेद्ब्रूयाद्बध्यो दण्ड्यश्च धर्मतः ।**
**न चेत्त्रिपक्षात्प्रब्रूयाद्धर्मं प्रति पराजितः ॥ ५८ ॥**

૫૮ વાદી પોતાનો દાવો સિદ્ધ કરી શકે નહિ તો તે ન્યાય પ્રમાણે શિક્ષા અને દંડ બન્નેને પાત્ર થાય છે; અને પ્રતિવાદી જો ત્રણ પખવાડીઆં સૂધી પોતાનો બચાવ કરી શકે નહિ તો તે પણ ન્યાય પ્રમાણે હારી ગયો એમ જાણવું.

**यो यावन्निह्नुवीतार्थं मिथ्या यावति वा वदेत् ।**
**तौ नृपेण ह्यधर्मज्ञौ दाप्यौ तद्द्विगुणं दमम् ॥ ५९ ॥**

૫૯ પ્રતિવાદી જેટલા ધનને માટે ખોટું બોલે અને વાદી જેટલા ધનને માટે ખોટો દાવો કરે, તે ધનના પ્રમાણમાં રાજાએ તે બન્ને જાણીજોઇને અન્યાય કરનારાઓનો બમણો દંડ કરવો.

**पृष्टोऽपव्ययमानस्तु कृतावस्थो धनैषिणा ।**
**त्र्यवरैः साक्षिभिर्भाव्यो नृपब्राह्मणसंनिधौ ॥ ६० ॥**

૬૦ લેણદાર, લેણું ધન મેળવવા માટે દેણદારને રાજપુરુષદ્વારા કચેરીમાં પકડાવી મંગાવે અને ન્યાયાધીશ લેણાવિષે પૂછે ત્યારે તે ના કબૂલ થાય તો રાજાએ નિમેલા બ્રાહ્મણ ન્યાયાધીશની પાસે ઓછામાં ઓછા ત્રણ સાક્ષીઓ આપીને તેની પાસે લેણું કબૂલ કરાવવું.

**यादृशा धनिभिः कार्या व्यवहारेषु साक्षिणः ।**
**तादृशान्संप्रवक्ष्यामि यथावाच्यमृतं च तैः ॥ ६१ ॥**

૬૧ કચેરીમાં લેણદારોએ તથા બીજાઓએ દાવાઓમાં કેવા સાક્ષીઓને હાજર કરવા અને તેઓએ કેવી રીતે સત્ય સાક્ષી પુરવી તે વિષે હવે હું તમને કહીશ.

સાક્ષીઓ કેવા કરવા ?

***गृहिणः पुत्रिणो मौलाः क्षत्रविट्शूद्रयोनयः ।**
**अर्थ्युक्ताः साक्ष्यमर्हन्ति न ये केचिदनापदि ॥ ६२ ॥**

---

* સ્ત્રી અને પુત્રવાળા તથા એક ગામના રહેનારાને સાક્ષી કરવા એમ લખવાનું પ્રયોજન એવું છે કે તેવા સાક્ષીઓ કપટ કરી શકતા નથી. કારણ કે તેઓને પોતાના કુટુંબનાં ભરણપોષણનો ભય રહે છે. બ્રાહ્મણોને અધ્યયન, અધ્યાપન, અગ્નિહોત્રમાં હોમ વગેરે ધર્મકર્મમાં રાતદહાડો રોકાણ હોવાથી તેઓને સાક્ષીતરિકે લેવા નહિ; પરંતુ આવશ્યક પ્રસંગે તેઓને પણ સાક્ષીતરિકે બોલાવવામાં હરકત નથી.

૬૨ જ્યારે આપત્કાળ નહોય ત્યારે સ્ત્રીવાળા ગૃહસ્થો, પુત્રવાળા ગૃહસ્થો, એક ગામના રહેનારાઓ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રજાતિના પુરુષો, આટલાને વાદી જો સાક્ષી માટે બોલાવે તો તેઓ સાક્ષી આપી શકે છે. ( પરંતુ આપત્કાળમાં એટલે ગાળાગાળી, મારામારી, સ્ત્રીસંગ્રહણ વગેરેમાં તો જે હાજર હોય તે જ સાક્ષી થઈ શકે છે. )

**आप्ताः सर्वेषु वर्णेषु कार्याः कार्येषु साक्षिणः ।**
**सर्वधर्मविदो लुब्धा विपरीतांस्तु वर्जयेत् ॥ ६३ ॥**

૬૩ ચારે વર્ણમાં જેઓ સત્ય બોલનારા, સર્વ ધર્મને સમજનારા અને લોભરહિત હોય તેઓને સાક્ષી તરિકે સ્વીકારવા; પરંતુ જેઓ તેથી ઉલટા સ્વભાવના હોય તેઓને ન્યાયાધીશે સાક્ષી તરિકે સ્વીકારવા નહિ.

**नार्थसंबन्धिनो नाप्ता न सहाया न वैरिणः ।**
**न दृष्टदोषाः कर्तव्या न व्याध्यार्ता न दूषिताः ॥ ६४ ॥**

૬૪ જેઓને દાવામાં ધન સંબંધી સંબંધ હોય, જેઓ સગા સંબંધી કે મિત્ર હોય, જેઓ ચાકર હોય, શત્રુ હોય અથવા તો જેણે કોઇ કામમાં પહેલાં ખોટા સોગન ખાધા હોય, રોગથી પીડાતા હોય, અથવા તો જેઓ પૂર્વે કોઇ અપરાધમાં આવેલા હોય તેવાઓને સાક્ષી તરિકે કબૂલ કરવા નહિ.

**न साक्षी नृपतिः कार्यो न कारुककुशीलवौ ।**
**न श्रोत्रियो न लिङ्गस्थो न सङ्गेभ्यो विनिर्गतः ॥ ६५ ॥**

૬૫ રાજાને, કારીગરને, નાટક કરનારાને, વેદ ભણેલા બ્રાહ્મણને, બ્રહ્મચારીને તથા સંસારના વૈભવોનો ત્યાગ કરનારા સંન્યાસીને સાક્ષી તરિકે કબૂલ કરવા નહિ.

**नाध्यधीनो न वक्तव्यो न दस्युर्न विकर्मकृत् ।**
**न वृद्धो न शिशुर्नैको नान्त्यो न विकलेन्द्रियः ॥ ६६ ॥**

૬૬ ગુલામને, નિંદાપાત્રને, ક્રૂર મનુષ્યને, અધર્મને માર્ગે ચાલનારાને, ઘરડા પુરુષને, બાળકને, એક જ મનુષ્યને, ચંડાળને તથા બહેરા, લૂલા, લંગડા અથવા તો ભાન વિનાના પુરુષોને સાક્ષી તરિકે સ્વીકારવા નહિ.

**नार्तो न मत्तो नोन्मत्तो न क्षुत्तृष्णोपपीडितः ।**
**न श्रमार्तो न कामार्तो न क्रुद्धो नापि तस्करः ॥ ६७ ॥**

૬૭ રોગાદિકથી પીડાતા મનુષ્યને, કેફી મનુષ્યને, ઉન્મત્તને, ભુખ તથા તરસથી પીડાતા મનુષ્યને, પરિશ્રમથી થાકી ગયેલા પુરુષને, કામાતુરને, ક્રોધીને અને ચોરને પણ સાક્ષી તરિકે સ્વીકારવા નહિ.

**स्त्रीणां साक्ष्यं स्त्रियः कुर्युर्द्विजानां सदृशा द्विजाः ।**
**शूद्राश्च सन्तः शूद्राणामन्त्यानामन्त्ययोनयः ॥ ६८ ॥**

૬૮ સ્ત્રીઓની સાક્ષી સ્ત્રીઓએ પુરવી, દ્વિજવર્ણની સાક્ષી દ્વિજવર્ણે પુરવી, શૂદ્રોની સાક્ષી શૂદ્રોએ પુરવી, ચંડાળ આદિની સાક્ષી ચંડાળ આદિએ પુરવી.

**अनुभावी तु यः कश्चित्कुर्यात्साक्ष्यं विवादिनाम् ।**
**अन्तर्वेश्मन्यरण्ये वा शरीरस्यापि चात्यये ॥ ६९ ॥**

૬૯ પરંતુ જે મનુષ્ય ઘરની અન્દર બનેલી હકીકતથી, અરણ્યમાં બનેલી હકીકતથી અથવા તો કોઇએ કોઇને મારી નાંખેલો હોય તે હકીકતથી જાણીતો હોય તે ગમે તે જાતનો હોય તોપણ વાદી તથા પ્રતિવાદી તરફથી સાક્ષી આપી શકે છે.

**स्त्रियाप्यसंभवे कार्यं बालेन स्थविरेण वा ।**
**शिष्येण बन्धुना वापि दासेन भृतकेन वा ॥ ७० ॥**

૭૦ કોઈ યોગ્ય સાક્ષી ન મળે તો પછી સ્ત્રીએ, બાળકે, વૃદ્ધ પુરુષે, શિષ્યે, સંબંધીએ, દાસે અથવા તો ચાકરે પણ સાક્ષી આપવી.

**बालवृद्धातुराणां च साक्ष्येषु वदतां मृषा ।**
**जानीयादस्थिरां वाचमुत्सिक्तमनसां तथा ॥ ७१ ॥**

૭૧ બાળક, વૃદ્ધ તથા રોગીઓને ઘણી વખતે જૂઠું બોલવાનો સંભવ રહે છે. માટે તેઓના કહેવા ઉપર આધાર રાખવો નહિ તથા ભાન વિનાના પુરુષોની વાણીને પણ સાક્ષીમાં અસ્થિર જાણવી.

**साहसेषु च सर्वेषु स्तेयसंग्रहणेषु च ।**
**वाग्दण्डयोश्च पारुष्ये न परीक्षेत साक्षिणः ॥ ७२ ॥**

૭૨ ખૂન તથા ઘરને આગ લગાડવી વગેરે સર્વ સાહસનાં કામમાં, ચોરીમાં, છીનાળામાં અને ગાળાગાળીના તથા મારામારીના કામમાં ન્યાયાધીશે સાક્ષીઓની યોગ્યતા વિષે બહુ જ બારીકીથી તપાસ કરવી નહિ.

**बहुत्वं परिगृह्णीयात्साक्षिद्वैधे नराधिपः ।**
**समेषु तु गुणोत्कृष्टान्गुणिद्वैधे द्विजोत्तमान् ॥ ७३ ॥**

૭૩ બન્ને પક્ષના સાક્ષીઓ જ્યારે એક બીજાથી વિરુદ્ધ સાક્ષીઓ આપે ત્યારે જેના પક્ષમાં વધારે સાક્ષીઓ મળે તેને રાજાએ ન્યાય આપવો, બન્ને તરફ સરખા સાક્ષીઓ હોય તો જેના પક્ષમાં ગુણવાન્ સાક્ષીઓ હોય તેને ન્યાય આપવો; અને બન્ને પક્ષમાં જો સરખા ગુણવાન્ સાક્ષીઓ હોય તો પછી ધર્મ કરનારા ઉત્તમ દ્વિજોની સાક્ષી ઉપર વજન મૂકવું.

**समक्षदर्शनात्साक्ष्यं श्रवणाच्चैव सिद्धयति ।**
**तत्र सत्यं ब्रुवन्साक्षी धर्मार्थाभ्यां न हीयते ॥ ७४ ॥**

૭૪ જેણે નજરોનજર દીઠું હોય અથવા તો જેણે જાતે સાંભળ્યું હોય તેવા સાક્ષીઓની સાક્ષી કબૂલ થઈ શકે છે. પરંતુ તે બાબતમાં સાક્ષી જો સાચું બોલે છે તો તેના ધર્મની અને અર્થની હાનિ થતી નથી.

**साक्षी दृष्टश्रुतादन्यद्विब्रुवन्नार्यसंसदि ।**
**अवाङ्नरकमभ्येति प्रेत्य स्वर्गाच्च हीयते ॥ ७५ ॥**

૭૫ જે સાક્ષી આર્ય પુરુષોની સભામાં જોયા તથા સાંભળ્યા કરતાં જૂઠી જ સાક્ષી પૂરે છે તે મરણ પછી ઊંધે માથે નરકમાં પડે છે અને તેને સ્વર્ગ મળતું નથી.

**यत्रानिबद्धोऽपीक्षेत शृणुयाद्वापि किंचन ।**
**दृष्टस्तत्रापि तद्ब्रूयाद्यथादृष्टं यथाश्रुतम् ॥ ७६ ॥**

૭૬ કોઈ મનુષ્ય પ્રસંગોપાત કોઈ બાબત જુવે અથવા તો સાંભળે પરંતુ તે વખતે તેના મનમાં મારે સાક્ષી આપવી પડશે, એમ ન હોય છતાં ન્યાય-સભામાં જો તેને સાક્ષી તરિકે બોલાવે તો તેણે જેવું જોયું હોય અને જેવું સાંભળ્યું હોય તેવું કહી દેવું.

**एकोऽलुब्धस्तु साक्षी स्याद्बह्व्यः शुच्योऽपि न स्त्रियः ।**
**स्त्रीबुद्धेरस्थिरत्वात्तु दोषैश्चान्येऽपि ये वृताः ॥ ७७ ॥**

૭૭ પવિત્ર એવી ઘણી સ્ત્રીઓ સાક્ષી થઈ શકતી નથી; પરંતુ એક પણ લોભરહિત પુરુષ સાક્ષી થઈ શકે છે (અર્થાત્ ઘણી સ્ત્રીઓનાં કરતાં એક પુરુષની સાક્ષીને વધારે વજન આપવું). કારણ કે સ્ત્રીઓની બુદ્ધિ સ્થિર રહેતી નથી; તેમ જેઓ રોગાદિક દોષોથી દૂષિત થયેલા હોય અથવા તો દાવા સાથે સંબંધવાળા હોવાથી દૂષિત હોય તેઓ પણ સાક્ષી થઈ શકતા નથી.

**स्वभावेनैव यद्ब्रूयुस्तद्ग्राह्यं व्यावहारिकम् ।**
**अतो यदन्यद्विब्रूयुर्धर्मार्थं तदपार्थकम् ॥ ७८ ॥**

૭૮ નિર્ણય વખતે સાક્ષીઓ જે કંઈ સ્વાભાવિક રીતે બોલે તે માન્ય કરવું; પરંતુ કોઈ કારણને લઈને બીજું ત્રીજું બોલે તો તેને ન્યાયમાં પુરાવા તરિકે માન્ય કરવું નહિ.

**सभान्तः साक्षिणः प्राप्तानर्थिप्रत्यर्थिसंनिधौ ।**
**प्राड्विवाकोऽनुयुञ्जीत विधिना तेन सान्त्वयन् ॥ ७९ ॥**

૭૯ કચેરીમાં સાક્ષીઓ આવીને એકઠા મળ્યા પછી વાદી તથા પ્રતિવાદીના સમક્ષમાં ન્યાયાધીશે નીચે કહેલી રીત પ્રમાણે ધર્મોપદેશ આપીને કાર્યનો આરંભ કરવો.

**यद्द्वयोरनयोर्वेत्थ कार्येऽस्मिंश्चेष्टितं मिथः ।**
**तद्ब्रूत सर्वं सत्येन युष्माकं ह्यत्र साक्षिता ॥ ८० ॥**

૮૦ (ન્યાયાધીશે સાક્ષીઓને પૂછવું કે) આ દાવામાં વાદી તથા પ્રતિવાદી બન્ને વચ્ચે જે વ્યવહાર થયો છે, તે સર્વ તમે જાણો છો માટે આમાં જે ખરું હોય તે કહો. કારણ કે તમારી આ કામમાં સાક્ષી છે.

**सत्यं साक्ष्ये ब्रुवन्साक्षी लोकानाप्नोति पुष्कलान् ।**
**इह चानुत्तमां कीर्तिं वागेषा ब्रह्मपूजिता ॥ ८१ ॥**

૮૧ જે સાક્ષી, સાક્ષી આપતી વખતે સત્ય બોલે છે, તે ઉત્તમ લોકમાં જાય છે અને આ લોકમાં ઉત્તમોત્તમ કીર્તિ મેળવે છે. કારણ કે સત્ય વાણીનાં વેદમાં વખાણ કર્યાં છે.

**साक्ष्येऽनृतं वदन्पाशैर्बध्यते वारुणैर्भृशम् ।**
**विवशः शतमाजातीस्तस्मात्साक्ष्यं वदेदृतम् ॥ ८२ ॥**

૮૨ જે સાક્ષી, સાક્ષી આપતી વખતે અસત્ય બોલે છે તેને વરુણ દેવ પાણીમાં નાંખી સર્પની પાશોથી બાંધીને કેદ કરે છે અને તે સો જન્મ સૂધી પરાધીન થઈને દુઃખ ભોગવે છે, માટે સાચી સાક્ષી પૂરવી.

**( ब्राह्मणो वै मनुष्याणामादित्यस्तेजसां दिवि ।**
**शिरो वा सर्वगात्राणां धर्माणां सत्यमुत्तमम् ॥**

આકાશના તેજસ્વી પદાર્થોમાં જેમ સૂર્ય શ્રેષ્ઠ છે, મનુષ્યોમાં જેમ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, સર્વ અંગોમાં જેમ મસ્તક શ્રેષ્ઠ છે તેમ ધર્મ માત્રમાં સત્ય શ્રેષ્ઠ છે.)

( नास्ति सत्यात्परो धर्मो नानृतात्पातकं परम् ।
साक्षिधर्मे विशेषेण तस्मात्सत्यं विशिष्यते ॥

સત્યના સમાન શ્રેષ્ઠ ધર્મ નથી, અને અસત્ય જેવું બીજું મોટું પાપ નથી, માટે સાક્ષીના ધર્મમાં તો સત્ય વિશેષે કરીને શ્રેષ્ઠ ગણાય છે.)

( एक एवाद्वितीयं तु प्रब्रुवन्नावबुध्यते ।
सत्यं स्वर्गस्य सोपानं पारावारस्य नौरिव ॥

બ્રહ્મ એ એક અને અદ્વિતીય છે, તેનું પ્રવચન કર્યાં છતાં પણ તે જાણવામાં આવતું નથી; તે સત્યમૂર્ત્તિ બ્રહ્મ મહાસાગરમાં જેમ નૌકા સોપાન છે તેમ સ્વર્ગનું સોપાન છે. )

सत्येन पूयते साक्षी धर्मः सत्येन वर्धते ।
तस्मात्सत्यं हि वक्तव्यं सर्ववर्णेषु साक्षिभिः ॥ ८३ ॥

૮૩ સાક્ષી સત્ય ભાષણથી પવિત્ર થાય છે અને ધર્મ પણ સત્ય બોલવાથી વૃદ્ધિ પામે છે; માટે હરકોઈ પણ જાતના સાક્ષીએ સત્ય બોલવું.

आत्मैव ह्यात्मनः साक्षी गतिरात्मा तथात्मनः ।
मावमंस्थाः स्वमात्मानं नृणां साक्षिणमुत्तमम् ॥ ८४ ॥

૮૪ પોતાનો આત્મા જ પોતાનો સાક્ષી છે અને આત્મા જ આત્માને પરલોક આપનારો છે, માટે તારે મનુષ્યના ઉત્તમ સાક્ષી આત્માનું (અસત્ય ભાષણ કરીને) અપમાન કરવું નહિ.

मन्यन्ते वै पापकृतो न कश्चित्पश्यतीति नः ।
तांस्तु देवाः प्रपश्यन्ति स्वस्यैवान्तरपूरुषः ॥ ८५ ॥

૮૫ પાપ કરનારા (અસત્ય ભાષણ, ચોરી વગેરે કરનારા) માને છે કે, અમને કોઈ પણ દેખતું નથી; પરંતુ દેવો તથા તેઓનો અંતર્યામી પુરુષ તેઓને જુવે છે.

द्यौर्भूमिरापो हृदयं चन्द्रार्काग्नियमानिलाः ।
रात्रिः संध्ये च धर्मश्च वृत्तज्ञाः सर्वदेहिनाम् ॥ ८६ ॥

૮૬ આકાશ, પૃથ્વી, પાણી, હૃદયમાં રહેલો અંતર્યામી પુરુષ, ચંદ્ર, અગ્નિ, વાયુ, રાત્રિ, સંધ્યા તથા ધર્મ આ સર્વના અધિષ્ઠાતા દેવ દેહધારી સર્વ પ્રાણીઓનાં સારાં નરતાં આચરણને જુવે છે.

देवब्राह्मणसांनिध्ये साक्ष्यं पृच्छेदृतं द्विजान् ।
उदङ्मुखान्प्राङ्मुखान्वा पूर्वाह्णे वै शुचिः शुचीन् ।। ८७ ।।

૮૭ ન્યાયાધીશે નાહી, ધોઈ, પવિત્ર થઈને પહેલા પહોરમાં સ્નાનાદિક કરીને શુદ્ધ થયેલા દ્વિજ જાતિના સાક્ષીઓને દેવની પ્રતિમાના અથવા તો બ્રાહ્મણોના સમક્ષમાં પૂર્વ અથવા તો ઉત્તર મુખે ઉભા રાખીને સત્ય એવી સાક્ષી લેવા માંડવી.

ब्रूहीति ब्राह्मणं पृच्छेत्सत्यं ब्रूहीति पार्थिवम् ।
गोबीजकाञ्चनैर्वैश्यं शूद्रं सर्वैस्तु पातकैः ।। ८८ ।।

૮૮ સાક્ષી લેતી વખતે બ્રાહ્મણની ब्रूहि "બોલો" એમ કહીને સાક્ષી લેવી, ક્ષત્રિયની सत्यं ब्रूहि "સાચું બોલજો" એમ કહીને સાક્ષી લેવી, અને વૈશ્યની સાક્ષી લેતી વખતે કહેવું કે, તમે જો અસત્ય બોલશો તો તમને ગાય, બીજ, (અન્ન) અને સુવર્ણ ચોરવાથી જે પાપ લાગે છે તે પાપ લાગશે અને શૂદ્રની સાક્ષી લેતી વખતે કહેવું કે, તમે જો અસત્ય બોલશો તો હવે પછી કહેવામાં આવનારાં સર્વ પાપના તમે ભાગી થશો.

ब्रह्मघ्नो ये स्मृता लोका ये च स्त्रीबालघातिनः ।
मित्रद्रुहः कृतघ्नस्य ते ते स्युर्ब्रुवतो मृषा ।। ८९ ।।

૮૯ બ્રહ્મહત્યા કરનારાને, બાળહત્યા કરનારાને, સ્ત્રીહત્યા કરનારાને, મિત્રનો દ્રોહ કરનારાને અને કૃતઘ્નીને જે સ્થાનો મળે છે તે સ્થાનો જુઠી સાક્ષી પૂરનારાને પણ મળે છે.

जन्मप्रभृति यत्किंचित्पुण्यं भद्र त्वया कृतम् ।
तत्ते सर्वं शुनो गच्छेद्यदि ब्रूयास्त्वमन्यथा ।। ९० ।।

૯૦ હે ભલા પુરુષ! જન્મ ધર્યા પછી તેં જે કાંઈ પુણ્ય કર્મ કર્યાં છે તે તે પુણ્ય કર્મ તું જો જુઠી સાક્ષી પૂરીશ તો કુતરાને મળશે.

एकोऽहमस्मीत्यात्मानं यत्त्वं कल्याण मन्यसे ।
नित्यं स्थितस्ते हृद्येष पुण्यपापेक्षिता मुनिः ।। ९१ ।।

૯૧ હે ભલા પુરુષ! તું એમ માને છે કે, હું એકલો જીવાત્મા છું; પરંતુ તેમ નહિ માન. તારાં પુણ્યને અને પાપને જોનારા અંતર્યામી તારા હૃદયમાં નિત્ય રહેલા છે.

**यमो वैवस्वतो देवो यस्तवैष हृदि स्थितः ।**
**तेन चेदविवादस्ते मा गङ्गां मा कुरून्गमः ॥ ९२ ॥**

૯૨ યમરૂપ (સર્વને નિયમમાં રાખનારા હોવાથી) તથા વૈવસ્વતરૂપ (દંડ ધારણ કરનારા હોવાથી) પરમાત્મા તારા હૃદયમાં રહેલા છે, એ વાતનો તને નિશ્ચય હોય તો (પાપ કરવાનો સંભવ નથી અને તેથી) તારે પાપનો નાશ કરવા માટે ગંગાએ અથવા તો કુરુક્ષેત્રમાં જવાની જરૂર નથી.

**नग्नो मुण्डः कपालेन भिक्षार्थी क्षुत्पिपासितः ।**
**अन्धः शत्रुकुलं गच्छेद्यः साक्ष्यमनृतं वदेत् ॥ ९३ ॥**

૯૩ જે મનુષ્ય ખોટી સાક્ષી પૂરે છે તે મનુષ્યને નાગો, માથે મુંડાવાળો, ભૂખ્યો, તરસ્યો અને આંધળો થઈ, હાથમાં ખપ્પર લઈને શત્રુને ઘેર ભિક્ષા માગવાને જવું પડે છે.

**अवाक्शिरास्तमस्यन्धे किल्बिषी नरकं व्रजेत् ।**
**यः प्रश्नं वितथं ब्रूयात्पृष्टः सन्धर्मनिश्चये ॥ ९४ ॥**

૯૪ ન્યાયનો નિર્ણય કરતી વખતે જે સાક્ષી પ્રશ્નનો જુઠો ઉત્તર આપે છે તે સાક્ષી પાપી થાય છે; અને તે ઉંધે મસ્તકે અંધારા નરકમાં પડે છે.

**अन्धो मत्स्यानिवाश्नाति स नरः कण्टकैः सह ।**
**यो भाषतेऽर्थवैकल्यमप्रत्यक्षं सभां गतः ॥ ९५ ॥**

૯૫ જે પુરુષ કચેરીમાં (રાજ્યસભામાં) પોતે નજરે ન જોયેલી હોય તેવી જુઠી વાત કહે છે, તે પુરુષ આંધળો જેમ કાંટાવાળાં માછલાં ખાવાથી મોટું દુઃખ પામે છે, તેમ મોટું દુઃખ ભોગવે છે.

**यस्य विद्वान्हि वदतः क्षेत्रज्ञो नाभिशङ्कते ।**
**तस्मान्न देवाः श्रेयांसं लोकेऽन्यं पुरुषं विदुः ॥ ९६ ॥**

૯૬ સાક્ષી પૂરતી વખતે સાક્ષી પૂરનારનો ક્ષેત્રજ્ઞ આત્મા અસત્યની શંકા ન કરે તેવા પુરુષના કરતાં એટલે સત્યવાદીનાં કરતાં બીજા કોઈ પુરુષને દેવો શ્રેષ્ઠ ગણતા નથી.

**यावतो बान्धवान्यस्मिन्हन्ति साक्ष्येऽनृतं वदन् ।**
**तावतः संख्यया तस्मिञ्छृणु सौम्यानुपूर्वशः ॥ ९७ ॥**

૯૭ હે ભલા પુરુષ ! સાક્ષીમાં અસત્ય બોલનારો પુરુષ જેટલા પિતૃઓને નરકમાં નાંખે છે તેઓની સંખ્યા હું તને ક્રમવાર કહું છું, તે તું સાંભળ.

( एवं संबन्धनात्तस्मान्मुच्यते नियतावृतः ।
पशून्गोश्वपुरुषाणां हिरण्यं भूर्यथाक्रमम् ॥

ઉપર પ્રમાણે પશુઓ, ગાય, ઘોડા, પુરુષ, સુવર્ણ અને ભૂમિના સંબંધમાં અનુક્રમે જે જુઠું બોલે છે તે પોતાના પિતૃઓના પારલૌકિક શ્રેયનો નાશ કરે છે. )

पञ्च पश्वनृते हन्ति दश हन्ति गवानृते ।
शतमश्वानृते हन्ति सहस्रं पुरुषानृते ॥ ९८ ॥

૯૮ ઢોરઢાંખરની બાબતમાં જુઠી સાક્ષી પૂરવાથી પાંચ પિતૃઓને, ગાયોની બાબતમાં જુઠી સાક્ષી પૂરવાથી દશ પિતૃઓને, ઘોડાઓની બાબતમાં જુઠી સાક્ષી પૂરવાથી સો પિતૃઓને અને મનુષ્યની બાબતમાં જુઠી સાક્ષી પૂરવાથી એક હજાર પિતૃઓને નરકમાં નાંખે છે.

हन्ति जातानजातांश्च हिरण्यार्थेऽनृतं वदन् ।
सर्वं भूम्यनृते हन्ति मा स्म भूम्यनृतं वदीः ॥ ९९ ॥

૯૯ સુવર્ણને માટે જુઠી સાક્ષી પૂરવાથી જન્મેલા અને નહિ જન્મેલા સર્વે સંબંધીઓને નરકમાં નાંખે છે; અને ભૂમિની બાબતમાં જુઠી સાક્ષી પૂરવાથી સર્વે સંબંધીઓને નરકમાં નાંખે છે, માટે તારે જમીનની બાબતમાં તો જુઠી સાક્ષી પૂરવી જ નહિ.

अप्सु भूमिवदित्याहुः स्त्रीणां भोगे च मैथुने ।
अब्जेषु चैव रत्नेषु सर्वेष्वश्ममयेषु च ॥ १०० ॥

૧૦૦ તળાવ, કુવા વગેરેના તથા સ્ત્રીના મૈથુન વગેરેના દાવામાં જુઠી સાક્ષી પૂરવાથી, જમીનની બાબતમાં જુઠી સાક્ષી પૂરવાથી જે પાપ લાગે છે, તે પાપ લાગે છે, એમ ઋષિઓ કહે છે અને મોતી, હીરા, માણેક તથા પત્થરની બનાવેલી સર્વ વસ્તુઓને માટે જુઠી સાક્ષી આપવાથી પણ ઉપર પ્રમાણે જ પાપ લાગે છે.

( पशुवत्क्षौद्रघृतयोर्यानेषु च तथाश्ववत् ।
गोवद्रजतवस्त्रेषु धान्ये ब्राह्मणवद्विधिः ॥

મધ તથા ઘીના સંબંધમાં જુઠું બોલે તો પશુની પેઠે, તથા ગાડી, પાલખી વગેરે વાહનોના સંબંધમાં જુઠું બોલે તો અશ્વની પેઠે, જરીનાં વસ્ત્રોના સંબં-

ધમાં જુઠું બોલે તો બળદની પેઠે અને ધાન્યના સંબંધમાં જુઠું બોલે તો બ્રાહ્મણના સંબંધમાં જુઠું બોલવા જેટલું પાપ લાગે છે.

**एतान्दोषानवेक्ष्य त्वं सर्वाननृतभाषणे ।**
**यथाश्रुतं यथादृष्टं सर्वमेवाञ्जसा वद ॥ १०१ ॥**

૧૦૧ જુઠી સાક્ષી પૂરવાથી ઉપર કહેલા દોષો લાગે છે, એમ જાણીને તારે જોયા પ્રમાણે તથા સાંભળ્યા પ્રમાણે સર્વ વાત નિઃશંકપણે સત્ય જ કહેવી.

**गोरक्षकान्वाणिजिकांस्तथा कारुकुशीलवान् ।**
**प्रैष्यान्वार्धुषिकांश्चैव विप्राञ्शूद्रवदाचरेत् ॥ १०२ ॥**

૧૦૨ જે બ્રાહ્મણો ઢોર ચરાવવાનો ધંધો કરતા હોય, વ્યાપાર કરતા હોય, નાચવા ગાવાનો ધંધો કરતા હોય, રસોઈનો ધંધો કરતા હોય, પગાર લઈને ચાકરી કરતા હોય તથા વ્યાજખોરા હોય, તેઓની સાક્ષી લેતી વખતે તેઓને શૂદ્રની પેઠે પૂછવું.

**( येप्यतीताः स्वधर्मेभ्यः परपिंण्डोपजीविनः ।**
**द्विजत्वमभिकांक्षन्ति तांश्च शूद्रानिवाचरेत् ॥**

જે બ્રાહ્મણો સ્વધર્મથી ભ્રષ્ટ થયેલા છે તથા પરાન્નનું ભોજન કરે છે, છતાં પોતે બ્રાહ્મણપણાનો દાવો કરે છે, તેઓને શૂદ્રના જેવા જાણવા.)

**तद्वदन्धर्मतोऽर्थेषु जानन्नप्यन्यथा नरः ।**
**न स्वर्गाच्च्यवते लोकाद्दैवीं वाचं वदन्ति ताम् ॥ १०३ ॥**

૧૦૩ મનુષ્ય દાવાઓમાં સત્ય વાત જાણવા છતાં પણ દયાદિક ધર્મને લઈને જુઠું બોલે તો તે સ્વર્ગ લોકમાંથી ભ્રષ્ટ થતો નથી, કારણ કે દયાદિક ધર્મને માટે પૂરેલી અસત્ય સાક્ષીને ઋષિઓ દેવતાઇ વાણી કહે છે.

***शूद्रविट्क्षत्रविप्राणां यत्रर्तोक्तौ भवेद्वधः ।**
**तत्र वक्तव्यमनृतं तद्धि सत्याद्विशिष्यते ॥ १०४ ॥**

---

* જે સત્ય બોલાવાથી બીજાના પ્રાણને હાનિ પહોંચે, તેવું સત્ય બોલવું નહિ. આ શ્લોકમાં અસત્ય બોલવાનો વિધિ બતાવવામાં આવ્યો નથી, પરંતુ 'नानृतं वदेत्' અસત્ય બોલવું નહિ, એ નિષેધમાં જૂદા જૂદા વિષયો બતાવવામાં આવ્યા છે. સત્ય એ અપૂર્ણ છે અને અનૃત એ પૂર્ણ છે. મારી પાસે કંઈ પણ નથી, એમ કહેનારા અસત્યવાદીને વસ્તુ મળે છે; પરંતુ મારી પાસે આટલું છે. એમ કહેનારાને કોઈ પણ આપતું નથી. લૌકિક વ્યવહારમાં અસત્યવિના વ્યાપારાદિક પણ ચાલતા નથી, તેથી

૧૦૪ ખરી સાક્ષી પૂરવાથી જ્યાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રનો નાશ થતો હોય ત્યાં સાક્ષીએ અસત્ય બોલવું. કારણ કે તે અસત્ય પણ સત્યના કરતાં વધે છે.

**वाग्दैवत्यैश्च चरुभिर्यजेरंस्ते सरस्वतीम् ।**
**अनृतस्यैनसस्तस्य कुर्वाणा निष्कृतिं पराम् ॥ १०५ ॥**

૧૦૫ અસત્ય બોલનારા સાક્ષીઓએ અસત્ય બોલવાથી લાગેલાં પાપનું સંપૂર્ણ નિવારણ કરવા માટે વાણી દેવીને ઉદ્દેશીને ચરૂ બનાવો; અને સરસ્વતી દેવીનું યજન કરવું.

**कूष्माण्डैर्वापि जुहुयाद्घृतमग्नौ यथाविधि ।**
**उदित्यृचा वा वारुण्या त्र्यृचेनाब्दैवतेन वा ॥ १०६ ॥**

---

વ્યાપારાદિકમાં સમયપર અસત્ય બોલવું પડે છે, માટે ક્યાં સત્ય બોલવું ને ક્યાં અસત્ય બોલવું, એ અમુક પ્રસંગના ઉપર આધાર રાખે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, "माहिंस्यात्सर्वा भूतानि" કોઈ પણ પ્રાણીની હિંસા કરવી નહિ" આ પ્રમાણે પ્રાણીની હિંસાને શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલી હોવાથી સાક્ષી જુઠું બોલે નહિ તો તેને હિંસાનો દોષ પ્રાપ્ત થાય છે. તે હિંસાદોષના પરિહારને માટે "नानृतं वदेत्" એ નિષેધના અપવાદરૂપે જ્યાં કોઈ પણ શૂદ્રાદિકનો વધ થતો હોય ત્યાં અસત્ય સત્ય કરતાં વિશેષ છે, એમ કહ્યું છે. અહીં કોઈ શંકા કરે કે બીજાના બોલવા માત્ર પરથી તેનાપર હિંસાનો દોષ પ્રાપ્ત થતો હોય તો પછી એક માણસ બ્રાહ્મણ ભોજન કરાવે છે. તેમાં કોઇ બ્રાહ્મણ વિશેષ ભોજન કરીને મરી ગયો તેથી જમાડનારો બ્રહ્મહત્યાનો ભાગી થાય કે કેમ? તેનો ઉત્તર એવો છે કે, જમાડનારાનો ઉદ્દેશ બ્રાહ્મણ ભોજનમાં છે, હત્યામાં નથી, માટે જમડનારને દોષ લાગતો નથી. પણ જે જમાડીને મારવાની ઇચ્છા રાખતો હોય અથવા તો બ્રાહ્મણની ભૂમિ વગેરે જોર જુલમથી ખુંચવી લે અને તેથી બ્રાહ્મણ આપઘાત કરે તો ભૂમિ વગેરે ખુંચવી લેનારો બ્રહ્મહત્યાનો ભાગી થાય છે. આવી રીતેજ કેટલાએક ક્રોધી પુરુષો પોતાના સદુપદેશક ઉપર ક્રોધ કરીને વિષભક્ષણ તથા વાવ-કુવામાં પડીને મરણ પામે છે, કેટલાએક મૂર્ખો ધનવાન્ ઉપર ઇર્ષા કરીને આત્મ-હત્યા કરે છે, કેટલાએક અજ્ઞાનીઓ પુત્ર, સ્ત્રી, વગેરેના મરણથી શોકગ્રસ્ત થઇને આત્મહત્યા કરે છે અને કેટલાએક સુંદર સ્ત્રી વગેરે ન મળવાથી આત્મહત્યા કરે છે. આ પ્રમાણે અજ્ઞાની મનુષ્યો આત્મહત્યા કરવાથી દુર્મરણના પાપને ભોગવે છે; તેમ એક વૈદ્ય રોગીને ઔષધ આપતાં તેમાં કદાચ તે સફળ ન થયો અને રોગીનું મરણ થયું તો તેથી વૈદ્ય પાપનો ભાગી થતો નથી, પરંતુ તે વૈદ્ય શાસ્ત્ર ભણેલો નહિ હોવાથી વિપરીત ચિકિત્સા કરે અને તેથી જો રોગીનું મરણ થાય તો તે પાપનો ભાગી થાય છે.

૧૦૬ અથવા તો 'यद्देवा देवहेडनं' ઇત્યાદિક કુષ્માંડમંત્રો ભણીને ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિ પ્રમાણે અગ્નિમાં ઘીનો હોમ કરવો, અથવા તો વરુણ દેવના 'उदुत्तमं वरुणपाशं' એ ઋચાવડે અથવા તો જલાધિષ્ઠાત્રી દેવતાની 'आपोहिष्ठा' ઇત્યાદિ ત્રણ ઋચાવડે અગ્નિમાં ઘીનો હોમ કરવો.

**त्रिपक्षादब्रुवन्साक्ष्यमृणादिषु नरोऽगदः ।**
**तदृणं प्राप्नुयात्सर्वं दशबन्धं च सर्वतः ॥ १०७ ॥**

૧૦૭ લેણદેણ વગેરેના દાવાઓમાં કરજદારના સાક્ષીને સાક્ષી પુરવા માટે બોલાવ્યો હોય ને તે માંદો ન હોવા છતાં ત્રણ પખવાડીયાં સૂધી કચેરીમાં હાજર થઈને સાક્ષી પૂરે નહિ તો તે દાવો લેણદારના લાભમાં થાય છે અને સાક્ષીએ દાવાનો દશમો ભાગ રાજાને દંડ તરિકે આપવો.

**यस्य दृश्येत सप्ताहादुक्तवाक्यस्य साक्षिणः ।**
**रोगोऽग्निर्ज्ञातिमरणमृणं दाप्यो दमं च सः ॥ १०८ ॥**

૧૦૮ કચેરીમાં જે સાક્ષીએ સાક્ષી પૂરી હોય તે સાક્ષીને સાત દિવસની અંદર રોગ, અગ્નિ, અથવા તો સ્ત્રી પુત્ર વગેરેનું મરણ એમાંની કોઈ પણ આપત્તિ પીડા કરે તો રાજાએ કરજદારની પાસેથી લેણદારને ધન અપાવવું અને સાક્ષીનો દંડ કરવો.

**असाक्षिकेषु त्वर्थेषु मिथो विवदमानयोः ।**
**अविन्दंस्तत्त्वतः सत्यं शपथेनापि लम्भयेत् ॥ १०९ ॥**

૧૦૯ જે દાવાઓમાં બન્ને પક્ષકારોમાંથી સાક્ષીઓ મળે નહિ અને ખરી હકીકત જાણવામાં આવે નહિ તો ન્યાયાધીશે સોગન ખવરાવીને તથા દિવ્ય આપીને સત્ય શોધી કાઢવું.

**महर्षिभिश्च देवैश्च कार्यार्थं शपथाः कृताः ।**
**वसिष्ठश्चापि शपथं शेपे पैजवने नृपे ॥ ११० ॥**

૧૧૦ સપ્તર્ષિઓએ અને ઇંદ્રાદિક દેવોએ પણ કાર્યને માટે સોગન ખાધા હતા અને વિશ્વામિત્રે વસિષ્ઠના ઉપર હત્યાનું તોહોમત મૂકવાથી વસિષ્ઠે પણ પૈજવન રાજા પાસે સોગન ખાધા હતા.

**न वृथा शपथं कुर्यात्स्वल्पेऽप्यर्थे नरो बुधः ।**
**वृथा हि शपथं कुर्वन्प्रेत्य चेह च नश्यति ॥ १११ ॥**

૧૧૧ ડાહ્યા માણસે નાની સુની બાબત માટે વૃથા સોગન ખાવા નહિ. વૃથા સોગન ખાવાથી મનુષ્યનો આલોકમાં તથા પરલોકમાં નાશ થાય છે.

कामिनीषु विवाहेषु गवां भक्ष्ये तथेन्धने ।
ब्राह्मणाभ्युपपत्तौ च शपथे नास्ति पातकम् ॥ ११२ ॥

૧૧૨ વિલાસ વખતે સ્ત્રીઓની સાથે, વરકન્યાના વેશવાળની બાબતમાં, ગાયોએ ઘાંસ અથવા તો ફળાદિ ખાધું હોય તેવી બાબતમાં, યજ્ઞને માટે કાષ્ઠ લીધાં હોય તેવી બાબતમાં, તથા બ્રાહ્મણની આપત્તિમાંથી રક્ષા કરવાની બાબતમાં ખોટા સોગન ખાવાથી પાપ લાગતું નથી.

सत्येन शापयेद्विप्रं क्षत्रियं वाहनायुधैः ।
गोबीजकाञ्चनैर्वैश्यं शूद्रं सर्वैस्तु पातकैः ॥ ११३ ॥

૧૧૩ ન્યાયાધીશે બ્રાહ્મણને સત્યના સોગન ખવરાવવા, ક્ષત્રિયને ઘોડાના, હાથીના અથવા તો શસ્ત્રના સોગન ખવરાવવા, વૈશ્યને ગાય, અન્ન અને સુવર્ણના સોગન ખવરાવવા; અને શૂદ્ર પાસે એવા સોગન ખવરાવવા કે 'હું જો અસત્ય બોલું તો મને સર્વ જાતનાં પાપ લાગો.'

अग्निं वाहारयेदेनमप्सु चैनं निमज्जयेत् ।
पुत्रदारस्य वाप्येनं शिरांसि स्पर्शयेत्पृथक् ॥ ११४ ॥

૧૧૪ સાક્ષી લેતી વખતે અપરાધી પાસે અગ્નિ ઉપડાવવો, પાણીમાં ડૂબકી મરાવવી, અથવા તો તેની પાસે તેનાં છોકરાં ઉપર તથા સ્ત્રી ઉપર હાથ મૂકાવવો.

यमिद्धो न दहत्यग्निरापो नोन्मज्जयन्ति च ।
न चार्तिमृच्छति क्षिप्रं स ज्ञेयः शपथे शुचिः ॥ ११५ ॥

૧૧૫ દિવ્ય લેતી વખતે ધગધગતો અગ્નિ જેને બાળે નહિ, પાણી જેને ડૂબાડે નહિ; અને જેના ઉપર એકાએક મોટી આપત્તિ આવે નહિ, તેને ખરા સોગન ખાનારો જાણવો.

*वत्सस्य ह्यभिशस्तस्य पुरा भ्रात्रा यवीयसा ।
नाग्निर्ददाह रोमापि सत्येन जगतः स्पशः ॥ ११६ ॥

* શ્લોક ૧૧૪ થી ૧૧૬ સૂધી ત્રણ શ્લોકમાં સંક્ષિપ્ત રીતે દિવ્ય આપવાનો વિધિ લખ્યો છે. આવાં દિવ્યો પ્રાચીન કાળમાં આપવામાં આવતાં હતાં; કારણ કે તે સમય સત્યનો હતો. પરંતુ હમણાં કળિયુગ હોવાથી મનુષ્યો વિશેષ પાપી હોવાને

૧૧૬ પૂર્વે વત્સ ઋષિના ઉપર તેના ઓરમાન ભાઇએ આરોપ મૂક્યો હતો (કે તું તો શૂદ્રીના પેટનો છે) તે ઉપરથી વત્સે અગ્નિમાં પ્રવેશ કર્યો હતો; પરંતુ વત્સના સત્યને લીધે સર્વ જગતના શુભાશુભને જાણનારા અગ્નિએ તેનું એક રૂવાડું પણ બાળ્યું ન હતું.

**यस्मिन्यस्मिन्विवादे तु कौटसाक्ष्यं कृतं भवेत् ।**
**तत्तत्कार्यं निवर्तेत कृतं चाप्यकृतं भवेत् ॥ ११७ ॥**

૧૧૭ જે જે દાવાઓમાં ખોટી સાક્ષી પડેલી છે એમ જણાય, તે તે દાવાનાં હુકમ નામાંઓને ફેરવી નાખવાં અને કરેલું કામ રદ કરવું.

**लोभान्मोहाद्भयान्मैत्रात्कामात्क्रोधात्तथैव च ।**
**अज्ञानाद्बालभावाच्च साक्ष्यं वितथमुच्यते ॥ ११८ ॥**

૧૧૮ લોભને લીધે, મોહને લીધે, ભયને લીધે, મિત્રતાને લીધે, કામને લીધે, ક્રોધને લીધે, અજ્ઞાનને લીધે, તથા બાળક બુદ્ધિને લીધે, જે સાક્ષી આપવામાં આવી હોય તે ખોટી ગણાય છે.

**एषामन्यतमे स्थाने यः साक्ष्यमनृतं वदेत् ।**
**तस्य दण्डविशेषांस्तु प्रवक्ष्याम्यनुपूर्वशः ॥ ११९ ॥**

૧૧૯ આ લોભાદિકમાંના હરકોઇને માટે જે સાક્ષી જૂઠી સાક્ષી આપે, તેને માટે હું અનુક્રમે વિશેષ શિક્ષા કહું છું.

**लोभात्सहस्रं दण्ड्यस्तु मोहात्पूर्वं तु साहसम् ।**
**भयाद्वौ मध्यमौ दण्डौ मैत्रात्पूर्वं चतुर्गुणम् ॥ १२० ॥**

---

લીધે તે દિવ્યો આપી શકાતાં નથી. કદાચ કોઇ કહેશે કે મહાભૂતના ગુણો જેવા કે જળમાં ડુબાડવાનો ગુણ છે, અગ્નિમાં બાળવાનો ગુણ છે, તે તે ગુણો કદી પણ અન્યથા થતા નથી એમ નહિ સમજવું. કારણ કે પ્રહ્લાદ તથા સુધન્વાને તેમના પિતાએ ક્રોધ કરીને જળમાં ડુબાડવા છતાં તથા તેલની કડામાં નાખવા છતાં પણ તેમને આંચ આવી ન હતી; એમ મહાભારતાદિકમાં લખેલું છે. એટલું જ નહિ પણ વૈદિક દૃષ્ટાંતોથી પણ એ વાત સિદ્ધ થાય છે. વત્સના ઓરમાન નાના ભાઇએ વત્સને મેહેણું માર્યું કે તું બ્રાહ્મણ નથી પરંતુ શૂદ્રપુત્ર છે; તે અપવાદથી વત્સે અગ્નિમાં પ્રવેશ કર્યો પરંતુ તેનો વાળ સુદ્ધાંત વાંકો થયો નહિ. આ અર્થવાદ પંચવિંશ બ્રાહ્મણમાં સ્પષ્ટ લખ્યો છે.

" वत्सश्च ह वै मेधातिथिश्च काश्यपावास्तां तं वत्सं मेधातिथिराक्रोशदब्राह्मणोसि" इत्यादि પરંતુ હમણાનો સમય દિવ્યોનો નથી. પ્રાચીન કાળમાં જે દિવ્યો દેવામાં આવતાં તેનો વિધિ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં તથા તેની ટીકામાં વિસ્તારથી વર્ણવ્યો છે.

૧૨૦ જે સાક્ષી લોભથી જૂઠી સાક્ષી પૂરે તેનો હજાર પણ દંડ કરવો, જે મોહથી (અજ્ઞાનપણાથી) જૂઠી સાક્ષી પૂરે તે સાક્ષીનો પ્રથમપંક્તિનો દંડ કરવો એટલે ૨૫૦ પણ દંડ કરવો, જે ભયને લીધે જૂઠી સાક્ષી પૂરે તેનો મધ્યમ પંક્તિનો બેવડો દંડ કરવો અને જે મિત્રતાને લીધે જૂઠી સાક્ષી પૂરે તેનો પ્રથમપંક્તિનો ચાર ગણો એટલે ૧૦૦૦ પણ દંડ કરવો.

**कामाद्दशगुणं पूर्वं क्रोधात्तु त्रिगुणं परम् ।**
**अज्ञानाद्द्वे शते पूर्णे बालिश्याच्छतमेव तु ॥ १२१ ॥**

૧૨૧ કામને લીધે જૂઠી સાક્ષી પૂરનારાને પ્રથમપંક્તિના દંડ કરતાં દશ ગણો દંડ કરવો, ક્રોધથી જૂઠી સાક્ષી પૂરનારાને મધ્યમ દંડ કરતાં ત્રણ ગણો દંડ કરવો, અજ્ઞાનથી જૂઠી સાક્ષી પૂરનારાને માત્ર ૨૦૦ પણનો દંડ કરવો; અને મૂર્ખાઇથી જૂઠી સાક્ષી પૂરનારાનો ૧૦૦ પણ દંડ કરવો.

**एतानाहुः कौटसाक्ष्ये प्रोक्तान्दण्डान्मनीषिभिः ।**
**धर्मस्याव्यभिचारार्थमधर्मनियमाय च ॥ १२२ ॥**

૧૨૨ સત્યરૂપ ધર્મની રક્ષા કરવામાટે અને અધર્મને અટકાવવા માટે ખોટી સાક્ષી આપવાના સંબંધમાં નીચે પ્રમાણે ઋષિઓએ શિક્ષા કરવાનું કહ્યું છે.

**कौटसाक्ष्यं तु कुर्वाणांस्त्रीन्वर्णान्धार्मिको नृपः ।**
**प्रवासयेद्दण्डयित्वा ब्राह्मणं तु विवासयेत् ॥ १२३ ॥**

૧૨૩ ધર્મનિષ્ઠ રાજાએ કપટ ભરેલી સાક્ષી પૂરનારા ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતિના પુરુષને અપરાધના પ્રમાણમાં દંડ કરીને દેશનિકાલ કરવા; અને જો બ્રાહ્મણ કપટભરી સાક્ષી પૂરે તો તેને દંડ નહિ કરતાં દેશનિકાલ કરવો.

**दश स्थानानि दण्डस्य मनुः स्वायंभुवोऽब्रवीत् ।**
**त्रिषु वर्णेषु यानि स्युरक्षतो ब्राह्मणो व्रजेत् ॥ १२४ ॥**

૧૨૪ સ્વાયંભૂ મનુએ દંડનાં (શિક્ષા કરવાનાં) દશ સ્થાનો ત્રણવર્ણને માટે કહ્યાં છે, પરંતુ બ્રાહ્મણને શારીર દંડ વિના દેશનિકાલની શિક્ષા કરવી કહી છે.

**उपस्थमुदरं जिह्वा हस्तौ पादौ च पञ्चमम् ।**
**चक्षुर्नासा च कर्णौ च धनं देहस्तथैव च ॥ १२५ ॥**

૧૨૫ ઉપસ્થ, પેટ, જીભ, બે હાથ, બે પગ, બે આંખ, નાક, બે કાન, માલમિલકત તથા શરીર, આ દશ શિક્ષા કરવાનાં સ્થાન ગણાય છે.

अनुबन्धं परिज्ञाय देशकालौ च तत्त्वतः ।
सारापराधौ चालोक्य दण्डं दण्ड्येषु पातयेत् ॥ १२६ ॥

૧૨૬ અપરાધીએ કેટલીવાર અપરાધો કર્યા છે તેનો, દેશનો, કાળનો, દંડ ખમવાની શક્તિનો તથા કરેલા અપરાધનો વિચાર કરીને તેના પ્રમાણમાં અપરાધીનો દંડ કરવો.

अधर्मदण्डनं लोके यशोघ्नं कीर्तिनाशनम् ।
अस्वर्ग्यं च परत्रापि तस्मात्तत्परिवर्जयेत् ॥ १२७ ॥

૧૨૭ અન્યાયવડે દંડ કરવાથી જગતમાં યશનો તથા કીર્તિનો નાશ થાય છે અને મૃત્યુ પછી સ્વર્ગ લોક મળતો નથી. માટે રાજાએ અન્યાય પૂર્વક દંડ કરવો નહિ.

अदण्ड्यान्दण्डयन्राजा दण्ड्यांश्चैवाप्यदण्डयन् ।
अयशो महदाप्नोति नरकं चैव गच्छति ॥ १२८ ॥

૧૨૮ શિક્ષા નહિ કરવા યોગ્ય મનુષ્યને શિક્ષા કરવાથી અને શિક્ષા કરવા યોગ્ય મનુષ્યને શિક્ષા નહિ કરવાથી રાજાને મોટો અપયશ મળે છે અને તે નરકમાં પડે છે.

वाग्दण्डं प्रथमं कुर्याद्धिग्दण्डं तदनन्तरम् ।
तृतीयं धनदण्डं तु वधदण्डमतः परम् ॥ १२९ ॥

૧૨૯ રાજાએ પ્રથમ અપરાધમાં વાગ્દંડ દેવો, એટલે ભાઈ! 'આ કામ તું સારું કરતો નથી,' ફરીને એમ કરીશમાં, એવી રીતે શીખામણનાં વચન કહેવાં છતાં ફરીને અપરાધ કરે તો તેને ધિગ્દંડ આપવો એટલે તારા પાપીનાં જીવતરને ધિક્કાર પડો વગેરે કહેવું, ત્રીજી વાર અપરાધ કરે તો તેનો અમુક પૈસા દંડ કરવો અને તે પછી પણ અપરાધ કરે તો તેને શારીર દંડ દેવો એટલે અંગચ્છેદન વગેરે કરવું.

वधेनापि यदा त्वेतान्निग्रहीतुं न शक्नुयात् ।
तदैषु सर्वमप्येतत्प्रयुञ्जीत चतुष्टयम् ॥ १३० ॥

૧૩૦ રાજા જો અપરાધીઓને શરીરનો દંડ કર્યા છતાં પણ અપરાધ કરતાં અટકાવી શકે નહિ તો પછી તેણે ઉપર કહેલી ચારે શિક્ષાનો અપરાધીઓ ઉપર ઉપયોગ કરવો.

**लोकसंव्यवहारार्थं याः संज्ञाः प्रथिता भुवि ।**
**ताम्ररूप्यसुवर्णानां ताः प्रवक्ष्याम्यशेषतः ॥ १३१ ॥**

૧૩૧ લોકોના વ્યવહારને માટે આ જગતમાં ત્રાંબાનાં, રૂપાનાં અને સુવર્ણનાં નાણાનાં જે નામો પ્રખ્યાત છે તે સર્વ નામો હું તમને કહું છું.

નાણાનું પરિમાણ.

**जालान्तरगते भानौ यत्सूक्ष्मं दृश्यते रजः ।**
**प्रथमं तत्प्रमाणानां त्रसरेणुं प्रचक्षते ॥ १३२ ॥**

૧૩૨ જાળીઆમાં પડતાં સૂર્યનાં કિરણોમાં જે સૂક્ષ્મ રજકણ ઉડતા જોવામાં આવે છે તે પરિમાણમાં પ્રથમ પરિમાણ કહેવાય છે અને તેને ત્રસ-રેણુ કહે છે.

**त्रसरेणवोऽष्टौ विज्ञेया लिक्षैका परिमाणतः ।**
**ता राजसर्षपस्तिस्रस्ते त्रयो गौरसर्षपः ॥ १३३ ॥**

૧૩૩ આઠ ત્રસરેણુ મળીને એક લીક્ષા (લીખ) થાય છે, ત્રણ લીક્ષાનો એક રાઈનો દાણો થાય છે અને ત્રણ રાઈનો એક શ્વેત સર્ષવ થાય છે.

**सर्षपाः षट् यवो मध्यस्त्रियवं त्वेककृष्णलम् ।**
**पञ्चकृष्णलको माषस्ते सुवर्णस्तु षोडश ॥ १३४ ॥**

૧૩૪ છ સર્ષવનો એક મધ્યમ યવ થાય છે, ( અહીં લાંબા પહોળા યવનું વજન જાણવું ) ત્રણ યવની એક રતિ થાય છે, પાંચ રતિનો એક માસો થાય છે, સોળ માસાનો એક સુવર્ણ થાય છે.

**पलं सुवर्णाश्चत्वारः पलानि धरणं दश ।**
**द्वे कृष्णले समधृते विज्ञेयो रौप्यमाषकः ॥ १३५ ॥**

૧૩૫ ચાર સુવર્ણનો એક પળ થાય છે, દશ પળનો એકધરણ થાય છે અને બે રતિ એકઠી તોળીએ ત્યારે રૂપાનો એક માસો થાય છે.

**ते षोडश स्याद्धरणं पुराणश्चैव राजतः ।**
**कार्षापणस्तु विज्ञेयस्ताम्रिकः कार्षिकः पणः ॥ १३६ ॥**

૧૩૬ રૂપાના સોળ માસાનો રૂપાનો એક ધરણ અથવા તો પુરાણ થાય છે અને તાંબાનું કર્ષ નામનું નાણું તે કાર્ષાપણ કહેવાય છે. તે શાસ્ત્રોક્ત પળનો એક ચતુર્થાંશ જાણવો અને તેનુંજ નામ કાર્ષિક અથવા તો પણ છે.

**धरणानि दश ज्ञेयः शतमानस्तु राजतः ।**
**चतुःसौवर्णिको निष्को विज्ञेयस्तु प्रमाणतः ॥ १३७ ॥**

૧૩૭ રૂપાના દશ ધરણને રૂપાનો એક શતમાન કહે છે અને ચાર સુવર્ણને એક નિષ્ક ( સિક્કો ) કહે છે.

**पणानां द्वे शते सार्धे प्रथमः साहसः स्मृतः ।**
**मध्यमः पञ्च विज्ञेयः सहस्रं त्वेव चोत्तमः ॥ १३८ ॥**

૧૩૮ બસો પચાસ પણનો દંડ એ પ્રથમ પંક્તિની ( સાધારણમાંસાધરણ ) શિક્ષા, પાંચસો પણનો દંડ મધ્યમ શિક્ષા અને હજાર પણનો દંડ એ મોટામાં મોટી શિક્ષા શાસ્ત્રમાં કહી છે.

**ऋणे देये प्रतिज्ञाते पञ्चकं शतमर्हति ।**
**अपह्नवे तद्द्विगुणं तन्मनोरनुशासनम् ॥ १३९ ॥**

લેણા દેણાના દાવા.

૧૩૯ આપવાનું કરજ પ્રતિવાદી કબૂલ કરે એટલે પ્રતિવાદીએ દાવામાંથી સેંકડે પાંચ ટકા રાજાને આપવા. પરંતુ પ્રતિવાદી ના કબૂલ કરે અને તે દાવો તેના ઉપર ખરો ઠરે તો રાજાએ તેનો બમણો દંડ કરવો આવી મનુની આજ્ઞા છે.

**वसिष्ठविहितां वृद्धिं सृजेद्वित्तविवर्धिनीम् ।**
**अशीतिभागं गृह्णीयान्मासाद्वार्धुषिकः शते ॥ १४० ॥**

૧૪૦ નાણું ધીરનારો મનુષ્ય વસિષ્ઠે કરેલા ઠરાવ પ્રમાણે મુદ્દલ રૂપૈઆ ઉપરાંત તેનું વ્યાજ પણ લઈ શકે છે. લેણદારે દેણદાર પાસેથી મહિને સો રૂપિઆનો એંશીમો ભાગ એટલે સેંકડે સવા ટકો વ્યાજ લેવું.

**द्विकं शतं वा गृह्णीयात्सतां धर्ममनुस्मरन् ।**
**द्विकं शतं हि गृह्णानो न भवत्यर्थकिल्बिषी ॥ १४१ ॥**

૧૪૧ સજ્જનોની રીતિ ધ્યાનમાં લઈને પ્રત્યેક મહિને સેંકડે બે ટકા વ્યાજ લેવું. કારણ કે સેંકડે બે ટકાનું વ્યાજ લેનારો નાણાની બાબતમાં પાપી ગણાતો નથી.

**द्विकं त्रिकं चतुष्कं च पञ्चकं च शतं समम् ।**
**मासस्य वृद्धिं गृह्णीयाद्वर्णानामनुपूर्वशः ॥ १४२ ॥**

૧૪૨ બ્રાહ્મણ વગેરે વર્ણને ઉદ્દેશીને ક્રમવાર મહિને મહિને નીચે

પ્રમાણે વ્યાજ લેવું. જેમકે બ્રાહ્મણ પાસેથી સેંકડે બે ટકાનું, ક્ષત્રિયની પાસેથી ત્રણ ટકાનું, વૈશ્યની પાસેથી ચાર ટકાનું અને શૂદ્રની પાસેથી પાંચ ટકાનું વ્યાજ લેવું.

**न त्वेवाधौ सोपकारे कौसीदीं वृद्धिमाप्नुयात् ।**
**न चाधेः कालसंरोधान्निसर्गोऽस्ति न विक्रयः ॥ १४३ ॥**

૧૪૩ ગીરો મૂકેલાં જમીન, ઘરેણાં અથવા તો ઢોર ઢાંખર વગેરેનો લેણદાર ઉપભોગ કરતો હોય તો તે વ્યાજ લઈ શકે નહિ. ઠરાવેલી મુદતમાં દેણદાર પૈસા ભરી શકે નહિ અથવા તો વ્યાજ સહિત મૂળ રકમ બમણી થઈ ગઈ હોય તો પણ ગીરો મૂકેલી વસ્તુને પોતાની માનીને તે વસ્તુ બીજાને વેંચી શકે નહિ; તેમ તેનું દાન પણ કરી શકે નહિ.

**न भोक्तव्यो बलादाधिर्भुञ्जानो वृद्धिमुत्सृजेत् ।**
**मूल्येन तोषयेच्चैनमाधिस्तेनोऽन्यथा भवेत् ॥ १४४ ॥**

૧૪૪ ગીરો મૂકેલી મીલકતનો લેણદારે ધણીની રજા શિવાય પરાણે ઉપભોગ કરવો નહિ અને જો કરે તો તેણે વ્યાજ છોડી દેવું. તથા ( જો ઉપભોગ કરતાં બગડી જાય કે ભાંગી તૂટી જાય તો ) લેણદારે ગીરો મૂકનારને તેની મીલકતની કિંમત આપીને રાજી કરવો, જો એમ કરે નહિ તો તે ચોર ઠરે છે.

**आधिश्चोपनिधिश्चोभौ न कालात्ययमर्हतः ।**
**अवहार्यौ भवेतां तौ दीर्घकालमवस्थितौ ॥ १४५ ॥**

૧૪૫ ગીરો મૂકેલી મીલકત તથા અનામત મૂકેલો માલ ( થાપણ ) આ બન્ને, ગીરો રાખનારાને ત્યાં લાંબા વખત સૂધી પડયાં રહે તો પણ તેને મુદતનો બાધ નડતો નથી. માલ ધણી જ્યારે માગે ત્યારે રાખનારાએ આપી દેવાં જોઇએ.

**संप्रीत्या भुज्यमानानि न नश्यन्ति कदाचन ।**
**धेनुरुष्ट्रो वहन्नश्वो यश्च दम्यः प्रयुज्यते ॥ १४६ ॥**

૧૪૬ દુઝણી ગાય, ઊંટ, પંથ કરી શકે તેવો ઘોડો અને બળદ વગેરે પ્રાણી કોઈને પ્રીતિથી વાપરવા આપ્યાં હોય અને તે પ્રીતિપૂર્વક તેનો ઉપભોગ કરતો હોય તેથી તેના અસલ ધણીનું ધણીપણું જતું રહેતું નથી.

**यत्किञ्चिद्दश वर्षाणि सन्निधौ प्रेक्षते धनी ।**
**भुज्यमानं परैस्तूष्णीं न स तल्लब्धुमर्हति ॥ १४७ ॥**

૧૪૭ હરકોઈ પણ જાતની મીલકતનો તેના ધણીના સમક્ષમાં બીજાઓ દશ વર્ષ સૂધી ભોગવટો કરે અને મૂળ ધણી બોલ્યા વિના જોયા કરે તો તે મીલકતને તે પાછી મેળવી શક્તો નથી.

***अजडश्चेदपौगण्डो विषये चास्य भुज्यते ।**
**भग्नं तद्व्यवहारेण भोक्ता तद्द्रव्यमर्हति ॥ १४८ ॥**

૧૪૮ મીલકતનો ધણી ગાંડો અથવા તો કાચી ઉમરનો ન હોય તેવા પુરુષની મીલકતનો ઉપભોગ તેના દેખતાં જ બીજો પુરુષ કરતો હોય તો ધર્મશાસ્ત્ર પ્રમાણે તેનું ધણીપણું જતું રહે છે અને ભોગવટો કરનારો તેનો ધણી થઈ પડે છે.

**आधिः सीमा बालधनं निक्षेपोपनिधिः स्त्रियः ।**
**राजस्वं श्रोत्रियस्वं च न भोगेन प्रणश्यति ॥ १४९ ॥**

૧૪૯ ગીરો મૂકેલી મીલકત, સીમાડો, બાળકનું ધન, ઘરેણાં, રૂપૈયા વગેરે થાપણ અથવા તો શીલ મારેલી ઘરેણાં વગેરે મીલકત, દાસીઓ, રાજાનું ધન અને વેદવેત્તા બ્રાહ્મણનું ધન આટલી ચીજનો હરકોઈ ઉપભોગ કરતો હોય તો પણ તેથી તેના ધણીનું ધણીપાણું જતું રહેતું નથી.

---

* મૂર્ખ, બાળક, મદિરા ભાંગ વગેરેના વ્યસની, દીર્ઘરોગી, તપસ્વી, વ્યવહાર નહિ જાણનારો, મુંગો, બહેરો, વગેરે જેઓ પોતાની મીલકત સંભાળવાને **અસમર્થ** હોય તેઓની નજર આગળ મીલકતનો ભોગવટો કર્યા છતાં પણ ભોગવટો કરનારો તે મીલક્તનો હકદાર ઠરતો નથી. ખરી રીતે જોતાં તો ભોગવટાથી કંઈ ધણીપણું થઈ શકતું નથી, પરંતુ જે પોતાની મીલકત હોય તેનો ભોગવટો હોવો જોઈએ. ભૂમિ શિવાય બીજી કેટલીક મીલકતના સંબંધમાં મનુએ દશ વર્ષના ભોગવટાને હક તરિકે માન્યો છે. પરંતુ બીજી સ્મૃતિમાં ભૂમિના સંબંધમાં કહ્યું છે કે, “ पश्यतोऽब्रुवतोभूमेर्हानिर्विंशतिवार्षिकी પોતાના જોતાં છતાં બીજો પુરુષ વીશ વર્ષ સૂધી ભૂમિનો ઉપભોગ કરે તો તેનો માલિક કહેવાય છે. બીજી સ્મૃતિમાં કહ્યું છે કે–“ आगमः कारणं तत्र न संभोग इति स्थितिः ॥ મીલકતના ધણીપણામાં દાનાદિકથી તેનો લાભ જ કારણ ગણાય છે ભોગવટો કારણ ગણાતો નથી ” કેટલીએક સ્મૃતિમાં કહ્યું છે કે–“ यद्विनागममत्यन्तं भुक्तं पूर्वैस्त्रिभिर्भवेत् । न तच्छक्यमपाहर्तुं क्रमात्त्रिपुरुषागतम् લેખ વિના ત્રણ પેઢી પર્યંત જેઓએ ભોગવટો કર્યો હોય તેઓની પાસેથી તે ભોગવટાની મીલક્ત પાછી લઈ શકાતી નથી. ” પહેલો પુરુષ દાનપત્ર હોય તો જ ભોગવટો કરી શકે છે, બીજાની પાસે દાનપત્ર અને ભોગવટો બન્ને હોવાં જોઈએ; અને ત્રીજો પુરુષ માત્ર ભોગવટાથી જ માલિક થઈ શકે છે. વળી કેટલાએક સ્મૃતિકારો એવું માને છે કે; સો વર્ષ સૂધી ભોગવટો કર્યા છતાં

(यद्विनागममत्यंतं भुक्तं पूर्वैस्त्रिभिर्भवेत् ।
न तच्छक्यमपाहर्तुं क्रमात्त्रिपुरुषागतम् ॥

કોઈ પણ સ્થાવર મીલકતનો લેખ ન હોવા છતાં પણ ત્રણ પેઢી સૂધી તેનો ઉપભોગ કરવામાં આવે તો તે પરંપરાથી પ્રાપ્ત હોવાને લીધે રાજા તેને લઈ શકતો નથી. )

यः स्वामिनाननुज्ञातमाधिं भुंक्तेऽविचक्षणः ।
तेनार्धवृद्धिर्मोक्तव्या तस्य भोगस्य निष्कृतिः ॥ १५० ॥

૧૫૦ જે મૂર્ખ મનુષ્ય પોતાને ત્યાં ગીરો મૂકેલી ચીજનો ધણીની રજા વિના છાનો માનો ઉપભોગ કરતો હોય તો તેણે તે ભોગવટાના બદલામાં અર્ધું વ્યાજ મૂકી દેવું.

कुसीदवृद्धिर्द्वैगुण्यं नात्येति सकृदाहृता ।
धान्ये सदे लवे वाह्ये नातिक्रामति पञ्चताम् ॥ १५१ ॥

૧૫૧ ધીરેલાં નાણાંનું વ્યાજ એક સામટું મળે તો ધીરેલી રકમથી બમણી રકમ કરતાં વધારે લેણદાર લઈ શકતો નથી, પરંતુ અન્ન, ફળ, ઉન અથવા તો બીજાં જનાવરના વાળ તથા ભાર ઉપાડનારા બળદ વગેરે જનાવરો કોઈને આપ્યાં હોય તો લેણદાર તે વસ્તુને પાંચ ગણી કરતાં વધારે લઈ શકતો નથી.

---

પણ લેખ વિના ભોગ સિદ્ધ થઈ શકતો નથી. આ રીતે અનેક મતો છે. પરંતુ તેનું તાત્પર્ય એવું છે કે; વીશ વર્ષથી અધિક ભોગવટો છતાં પણ લેખ વિના તેનું માલિકી-પણું સિદ્ધ થઈ શકતું નથી. પરંતુ જેઓનો ભોગવટો સો વર્ષ ઉપર થઈ ગયો હોય તેઓને લેખનું સ્મરણ હોવાનો બહુધા સંભવ હોતો નથી; કારણ કે ઘણા કાળથી ભોગવાતાં દેવસ્થાનો, મઠો, બ્રાહ્મણોનાં ગામો, ભૂમિ, વગેરે પરંપરાગત હોવાથી તેઓના લેખો હોવાનો સંભવ હોતો નથી તેથી તે તે ગામો, મઠો અને જમીન વગેરેના ધણી તેઓના ભોક્તાઓ જ ગણાય છે; તેથી રાજા તે લઈ શકતો નથી અને ભોગને માલિકીમાં કારણ માનેલો છે. વીશ વર્ષના ભોગવટાને જે હક્ક તરિકે માનેલો છે તેનું કારણ એવું પણ છે કે લેખ બરાબર વંચાઈ શકાતો ન હોય તો ભોગવટો કર-નારાની માલિકી થઈ શકે છે. અથવા તો કોઈ મનુષ્યે જમીન ગીરો મૂકેલી હોય તેનો ભોગવટો એકની પાસે હોય અને તે જ જમીન બીજાને લખી આપી હોય તોપણ જેનો ભોગવટો વીશ વર્ષનો હોય તે, તેનો માલિક ગણાય છે. અથવા તો ભાઈઓએ મીલકતના વિભાગ પાડ્યા પછી કદાચ તેમાં ન્યૂન કે અધિક વિભાગો થયા હોય તો તે વીશ વર્ષ પછી બદલી શકાતા નથી અથવા તો લેખ, દાન, વિક્રય, વગેરે સ્વામીત્વ હોવાનાં કારણો જણાતાં ન હોય અને વીશ વર્ષ સૂધી ભોગવટો જણાતો હોય તો તેપરથી તે મીલકત ગીરો મૂકેલી છે, એમ સમજવું.

**कृतानुसारादधिका व्यतिरिक्ता न सिद्ध्यति ।**
**कुसीदपथमाहुस्तं पञ्चकं शतमर्हति ॥ १५२ ॥**

૧૫૨ શાસ્ત્રકારે પ્રત્યેક વર્ણને માટે જે જે વ્યાજ ઠરાવ્યું છે તે વ્યાજ કરતાં અધિક વ્યાજ લખવા છતાં પણ લેણદાર તે લઈ શકે નહિ. આ માર્ગ અધમતાથી પ્રસર્યો છે, માટે તેને કુસીદપથ કહે છે. કોઈ પુરુષે દરિદ્રને ધન ધીર્યું હોય ને તેમાંથી તે પુરુષને સારો લાભ થયો હોય તો લેણદાર તેની પાસેથી પાંચ ટકા વ્યાજ લઈ શકે છે. અથવા તો કોઈ ધનાઢયે કોઈ વ્યાપારીને ત્યાં થાપણ મૂકી હોય અને તે માગવા છતાં પણ આપે નહિ તો લેણદાર પ્રત્યેક માસે તેનું પાંચ ટકા વ્યાજ લઈ શકે છે.

**नातिसांवत्सरीं वृद्धिं न चादृष्टां पुनर्हरेत् ।**
**चक्रवृद्धिः कालवृद्धिः कारिता कायिका च या ॥ १५३ ॥**

૧૫૩ એક વર્ષમાં મૂળ રકમ વ્યાજ મળીને બમણી રકમ થઈ જાય તેટલું વ્યાજ લેવું નહિ, શાસ્ત્રમાં નહિ કહેલું વ્યાજ લેવું નહિ, ચક્રવૃદ્ધિ એટલે વ્યાજનું વ્યાજ લેવું નહિ, અમુક મુદત સૂધી જો વ્યાજ પતશે નહિ તો બમણું લઇશ એવી સરત કરવી નહિ, કરજદારે ગરજને લીધે લેણદારના કહેવા પ્રમાણે કબૂલ કરેલું વ્યાજ પણ લેવું નહિ તથા શારીર કર્મ કરાવીને પણ વ્યાજ વસુલ કરવું નહિ.

**(अथ शक्तिविहीनः स्याद् ऋणी कालविपर्ययात् ।**
**प्रेक्ष्यश्च तमृणं दाप्यः काले देशे यथोदयम् ॥**

કરજદાર જો દૈવયોગથી નિર્ધન સ્થિતિમાં આવી પડ્યો હોય ને કરજ આપવાને સમર્થ ન હોય તો રાજાએ તેને કેદ કરીને દુઃખ દેવું નહિ, પણ દેશ અને સમય તરફ ધ્યાન આપીને તેના સારા સમયની વાટ જોવી અને કરજદાર પાસે પૈસા આવે એટલે તેની પાસે લેણદારનું લેણું અપાવવું.)

**ऋणं दातुमशक्तो यः कर्तुमिच्छेत्पुनः क्रियाम् ।**
**स दत्त्वा निर्जितां वृद्धिं करणं परिवर्तयेत् ॥ १५४ ॥**

૧૫૪ જે દેવાદાર ઠરાવેલા વ્યાજની રકમ આપવાને શક્તિમાન્ નહોય અને ફરીને નવો કરાર કરવાની ઇચ્છા બતાવે અને (માગનારાની પણ જો તેવી ઇચ્છા હોય તો) તે ચઢેલું વ્યાજ આપ્યા પછી નવો કરાર કરી શકે છે.

**अदर्शयित्वा तत्रैव हिरण्यं परिवर्तयेत् ।**
**यावती संभवेद्वृद्धिस्तावतीं दातुमर्हति ॥ १५५ ॥**

૧૫૫ પરંતુ ચઢેલી વ્યાજની બધી રકમ આપવાવી શક્તિ ન હોય તો નવો કરાર કરતી વખતે વ્યાજની ચઢી ગયેલી રકમને મૂળ રકમમાં ભેળી દેવી.

**चक्रवृद्धिं समारूढो देशकालव्यवस्थितः ।**
**अतिक्रामन्देशकालौ न तत्फलमवाप्नुयात् ॥ १५६ ॥**

૧૫૬ જે મનુષ્ય અમુક જગ્યાપર અમુક વખતે ગાડીઓ વગેરેથી માલ પહોચાડવાને બંધાય અને તે પ્રમાણે તે જગ્યાપર, તે સમયપર માલ પહોં-ચાડે નહિ તો તે ધણીને પૂર્ણ ભાડું મળી શકે નહિ.

**समुद्रयानकुशला देशकालार्थदर्शिनः ।**
**स्थापयन्ति तु यां वृद्धिं सा तत्राधिगमं प्रति ॥ १५७ ॥**

૧૫૭ સમુદ્ર માર્ગે અથવા તો સ્થળ માર્ગે વ્યાપાર કરવામાં કુશળ, દેશ તથા કાળને જાણનારા વ્યાપારીઓ પોતપોતામાં જે પ્રમાણે ભાડું અથવા તો વ્યાજ લેવાદેવાનો ઠરાવ કરે તે પ્રમાણે ભાડું તથા વ્યાજની લેવડ દેવડ કરવી.

**यो यस्य प्रतिभूस्तिष्ठेद्दर्शनायेह मानवः ।**
**अदर्शयन्स तं तस्य प्रयच्छेत्स्वधनादृणम् ॥ १५८ ॥**

૧૫૮ જે ધણી કોઇપણ કરજદારને હાજર કરવા માટે પોતે જામીન થાય અને તેને સમય ઉપર હાજર કરી શકે નહિ તો તે ધણીએ પોતાની મીલકતમાંથી સામા ધણીને કરજની રકમ ભરી આપવી.

**प्रातिभाव्यं वृथादानमाक्षिकं सौरिकं च यत् ।**
**दण्डशुल्कावशेषं च न पुत्रो दातुमर्हति ॥ १५९ ॥**

૧૫૯ પરંતુ જામીનગીરીનું નાણું, પિતાએ મશ્કરી ઠઠ્ઠામાં કોઇને આપ-વાને કહેલું નાણું અથવા તો ભાંડ ભવૈયાને આપવા માટે કહેલું દાન, જુગાર રમતાં કરેલું કરજ, દારુ પીવા માટે કરેલું કરજ તથા આપવી બાકી રહી ગયેલી દંડની અને જગાતની રકમ આપવાને તેનો પુત્ર બંધાયલો નથી.

**दर्शनप्रातिभाव्ये तु विधिः स्यात्पूर्वचोदितः ।**
**दानप्रतिभुवि प्रेते दायादानपि दापयेत् ॥ १६० ॥**

૧૬૦ દેવાદારને હાજર કરવા માટે જે જામીન થયો હોય તે પુરુષને માટે ૧૫૮ મા શ્લોકમાં કહ્યા પ્રમાણે વિધિ જાણવો. પરંતુ દેણદારને બદલે ધન આપવા માટે જામીન થયેલો પુરુષ મરી જાય તો તેના વારસો પાસેથી પણ તે ધન અપાવવું.

**अदातरि पुनर्दाता विज्ञातप्रकृतावृणम् ।**
**पश्चात्प्रतिभुवि प्रेते परीप्सेत्केन हेतुना ॥ १६१ ॥**

૧૬૧ દેણદાર દેણું આપે નહિ અને લેણદેણની મૂળ બાબતને જાણનારો સાધારણ જામીન મરી જાય તો લેણદાર પાછળથી પોતાનું કરજ કેવી રીતે વસુલ કરી શકે?

**निरादिष्टधनश्चेत्तु प्रतिभूः स्यादलंधनः ।**
**स्वधनादेव तद्दद्यान्निरादिष्ट इति स्थितिः ॥ १६२ ॥**

૧૬૨ દેણદાર પાસેથી જામીનગીરીના બદલામાં તેને કંઇ પણ ધન મળ્યું હોય તો અને જામીન પાસે પણ જો પૂરતું નાણું હોય તો તે જામીનના પુત્રે પોતાના ધનમાંથી કરજ આપવું, આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.

**मत्तोन्मत्तार्ताध्यधीनैर्बालेन स्थविरेण वा ।**
**असंबद्धकृतश्चैव व्यवहारो न सिद्ध्यति ॥ १६३ ॥**

૧૬૩ નિશો કરેલા, ગાંડા થઇ ગયેલા, દુઃખી, પરાધીન, બાળક, વૃદ્ધ તથા પોતાને સત્તા ન હોવા છતાં કોલકરાર કરનારા પુરુષે કરેલો વ્યવહાર ખરો ગણાતો નથી.

**सत्या न भाषा भवति यद्यपि स्यात्प्रतिष्ठिता ।**
**बहिश्चेद्भाष्यते धर्मान्नियताद्व्यावहारिकात् ॥ १६४ ॥**

૧૬૪ સાક્ષી, લેખ વગેરે પૂરાવાથી કોલકરાર કર્યા છતાં પણ જો શાસ્ત્રકારોએ નિશ્ચય કરેલા વ્યાવહારિક ધર્મથી વિરુદ્ધ રીતે બોલવામાં આવે તો તે દાવો સત્ય ગણાતો નથી.

**योगाधमनविक्रीतं योगदानप्रतिग्रहम् ।**
**यत्र वाप्युपधिं पश्येत्तत्सर्वं विनिवर्तयेत् ॥ १६५ ॥**

૧૬૫ કોઈપણ વસ્તુ કપટથી ગીરો મુકી હોય, કપટથી વેંચી હોય, કપટથી દાનમાં લીધી હોય અથવા તો કપટથી દાન તરિકે લીધી હોય, અથવા તો જે જે દાવાઓમાં કપટ જોવામાં આવે તે તે સર્વ દાવાને ખોટા ગણવા.

**ग्रहीता यदि नष्टः स्यात्कुटुम्बार्थे कृतो व्ययः ।**
**दातव्यं बान्धवैस्तत्स्यात्प्रविभक्तैरपि स्वतः ॥ १६६ ॥**

૧૬૬ કરજ કરનારો મનુષ્ય જો મરી ગયો હોય અને તેણે કરજે કાઢેલાં

ધનનો ખરચ પોતાના કુટુંબ માટે કર્યો હોય, તો વિભક્ત થયેલા ભાઈઓએ પણ પોતપોતાના ધનમાંથી તે કરજ આપવું.

कुटुम्बार्थेऽध्यधीनोऽपि व्यवहारं यमाचरेत् ।
स्वदेशे वा विदेशे वा तं ज्यायान्न विचालयेत् ॥ १६७ ॥

૧૬૭ મુનીમ અથવા તો મેહેતો પોતાના ધણીના કુટુંબ માટે સ્વદેશમાં અથવા તો પરદેશમાં જે લેણ દેણ કરે તેને તેના ધણીએ નામંજુર કરવું નહિ.

बलाद्दत्तं बलाद्भुक्तं बलाद्यच्चापि लेखितम् ।
सर्वान्बलकृतानर्थानकृतान्मनुरब्रवीत् ॥ १६८ ॥

૧૬૮ રાજાદિકની સહાયતાથી, બલાત્કાર કરીને દાનમાં નહિ લેવા યોગ્ય જે વસ્તુ આપેલી હોય, બળાત્કારથી જે ભૂમિ વગેરેનો ઉપભોગ કર્યો હોય અને બલાત્કારથી ચક્રવૃદ્ધિ વ્યાજ વગેરે લખાવી લીધું હોય, આ રીતે બલાત્કારથી કરાવેલાં સર્વે કામોને નહિ કર્યા બરાબર સમજવાં, આમ મનુએ કહ્યું છે.

त्रयः परार्थे क्लिश्यन्ति साक्षिणः प्रतिभूः कुलम् ।
चत्वारस्तूपचीयन्ते विप्र आढ्यो वणिङ्नृपः ॥ १६९ ॥

૧૬૯ સાક્ષી, જામીન અને કરજદારના બાંધવો, આ ત્રણ પારકાને માટે દુઃખી થાય છે અને ન્યાયાધીશ અથવા તો વકીલ, વ્યાજ ધીરનારો વ્યાપારી, મોદી તથા રાજા આ ચાર લાભ મેળવે છે.

अनादेयं नाददीत परिक्षीणोऽपि पार्थिवः ।
न चादेयं समृद्धोऽपि सूक्ष्ममप्यर्थमुत्सृजेत् ॥ १७० ॥

૧૭૦ રાજા નિર્ધન હોય તો પણ તેણે અણઘટતો કર લેવો નહિ, તેમ સમૃદ્ધિમાન્ હોવા છતાં લેવા યોગ્ય નાની વસ્તુને પણ છોડી દેવી નહિ.

अनादेयस्य चादानादादेयस्य च वर्जनात् ।
दौर्बल्यं ख्याप्यते राज्ञः स प्रेत्येह च नश्यति ॥ १७१ ॥

૧૭૧ જે રાજા પ્રજાની પાસેથી નહિ લેવા યોગ્ય કર લે છે અને લેવા યોગ્ય કર લેતો નથી તે રાજા પોતાની નિર્બળતા ઉઘાડી પાડે છે; અને આ લોકમાં અપયશ મેળવીને પરલોકમાં નરકાદિકનું દુઃખ ભોગવે છે.

स्वादानाद्वर्णसंसर्गात्त्वबलानां च रक्षणात् ।
बलं सञ्जायते राज्ञः स प्रेत्येह च वर्धते ॥ १७२ ॥

૧૭૨ યોગ્ય કર લેવાથી, પ્રજાને વર્ણસંકર થતી અટકાવવાથી અને નિર્બળ પુરુષોનું બળવાનથી રક્ષણ કરવાથી, રાજાનું બળ વધે છે; આ લોકમાં તેની આબાદી થાય છે; અને પરલોકમાં તેને સુખ મળે છે.

तस्माद्यम इव स्वामी स्वयं हित्वा प्रियाप्रिये ।
वर्तेत याम्यया वृत्त्या जितक्रोधो जितेन्द्रियः ॥ १७३ ॥

૧૭૩ માટે રાજાએ યમરાજાની (ધર્મરાજાની) પેઠે પોતાને ગમતું અણગમતું છોડી દઈ, કામ, ક્રોધ તથા ઇંદ્રિયોને જિતી લઇને પ્રજા ઉપર સમદૃષ્ટિ રાખવી.

यस्त्वधर्मेण कार्याणि मोहात्कुर्यान्नराधिपः ।
अचिरात्तं दुरात्मानं वशे कुर्वन्ति शत्रवः ॥ १७४ ॥

૧૭૪ જે દુરાત્મા રાજા મૂર્ખાઇથી અન્યાયનાં કામ કરે છે તેના શત્રુઓ થોડા વખતમાં (તેની પ્રજાનો અભાવ જોઇને) તે દુરાત્માને વશ કરી લે છે.

कामक्रोधौ तु संयम्य योऽर्थान्धर्मेण पश्यति ।
प्रजास्तमनुवर्तन्ते समुद्रमिव सिन्धवः ॥ १७५ ॥

૧૭૫ પરંતુ રાજા જો કામ તથા ક્રોધને વશ કરીને ન્યાયથી ઇન્સાફ કરે તો નદીઓ જેમ સમુદ્રમાં જઈ મળે છે તેમ પ્રજા પણ તે રાજાને અનુસરે છે.

यः साधयन्तं छन्देन वेदयेद्धनिकं नृपे ।
स राज्ञा तच्चतुर्भागं दाप्यस्तस्य च तद्धनम् ॥ १७६ ॥

૧૭૬ જે કરજદાર (હું રાજાનો પ્રિય છું એમ માનીને ગર્વથી) રાજાને કહે કે લેણદાર મારી પાસેથી જબરદસ્તીથી લેણું વસુલ કરે છે તો પણ રાજાએ લેણદારનું ધન અપાવવું અને કરજદારનો તે લેણા ધનનો એક ચતુર્થાંશ દંડ કરવો.

कर्मणापि समं कुर्याद्धनिकायाधमर्णिकः ।
समोऽवकृष्टजातिस्तु दद्याच्छ्रेयांस्तु तच्छनैः ॥ १७७ ॥

૧૭૭ કરજદાર માગનારાની જાતનો અથવા તો તેનાથી ઉતરતી જાતનો હોય તો પણ તેણે હુકમનામાના રૂપિયા જાત મહેનત કરીને પણ આપી દેવા જોઇએ. પરંતુ કરજદાર જો ઉંચી જાતનો હોય તો તેણે ધીરે ધીરે આવકના પ્રમાણમાં કરજ વાળવું.

**अनेन विधिना राजा मिथो विवदतां नृणाम् ।**
**साक्षिप्रत्ययसिद्धानि कार्याणि समतां नयेत् ॥ १७८ ॥**

૧૭૮ આ નિયમ પ્રમાણે રાજાએ વાદીપ્રતિવાદીના સાક્ષીઓના સોગન ઉપરથી તથા બીજા પૂરાવાઓ ઉપરથી ખરી બાબત શોધી કાઢીને કાર્યનો નિર્ણય આપવો.

**कुलजे वृत्तसंपन्ने धर्मज्ञे सत्यवादिनि ।**
**महापक्षे धनिन्यार्ये निक्षेपं निक्षिपेद्बुधः ॥ १७९ ॥**

૧૭૯ ઉંચા કુળના, સદાચારવાળા, ધર્મ જાણનારા, સત્યવાદી, કુટુંબી, ધનાઢ્ય તથા માનવા યોગ્ય વ્યાપારીને ત્યાં ડાહ્યા માણસે થાપણ મૂકવી.

થાપણવિષે.

**यो यथा निक्षिपेद्धस्ते यमर्थं यस्य मानवः ।**
**स तथैव ग्रहीतव्यो यथा दायस्तथा ग्रहः ॥ १८० ॥**

૧૮૦ જે મનુષ્ય જેને ત્યાં જે જે વસ્તુ અનામત (થાપણ તરિકે) મૂકે તે તે વસ્તુ તેની પાસેથી તેવી જ રીતે પાછી લેવી. કારણ કે જેવી રીતે થાપણ મૂકી હોય તેવી રીતે તેને પાછી લેવી જોઇએ.

**यो निक्षेपं याच्यमानो निक्षेप्तुर्न प्रयच्छति ।**
**स याच्यः प्राड्विवाकेन तन्निक्षेप्तुरसंनिधौ ॥ १८१ ॥**

૧૮૧ થાપણ મૂકનારો પોતાની થાપણ પાછી માગે ત્યારે શાહુકાર થાપણ પાછી આપે નહિ તો ન્યાયાધીશે થાપણ મૂકનારાની ગેરહાજરીમાં તે થાપણની તટસ્થ માણસ પાસે માગણી કરાવવી.

**साक्ष्यभावे प्रणिधिभिर्वयोरूपसमन्वितैः ।**
**अपदेशैश्च संन्यस्य हिरण्यं तस्य तत्त्वतः ॥ १८२ ॥**

૧૮૨ થાપણ મૂકતી વખતે સાક્ષી ન હોવાથી વૃદ્ધવયવાળા તથા દેખાવડા દૂતો મારફતે પ્રતિવાદીને ત્યાં અનામત સુવર્ણ વગેરે ધન મૂકાવવું અને કારણોમાં તેને જણાવવું કે, અમને રાજા તરફનો ભય હોવાથી અમે તમારે ત્યાં આ ધન અનામત મૂકીએ છીએ. તે પછી તે ધનને થોડા દહાડા પછી ન્યાયાધીશે દૂતોદ્વારા પાછું મંગાવવું.

**स यदि प्रतिपद्येत यथान्यस्तं यथाकृतम् ।**
**न तत्र विद्यते किंचिद्यत्परैरभियुज्यते ॥ १८३ ॥**

૧૮૩ જેવા કરારથી અથવા તો જેવી રીતે બંધ પેટીમાં કે છૂટું મૂકી ગયો હોય તે પ્રમાણે અને તેવું ને તેવું થાપણ મૂકેલું ધન પાછું આપી દે તો જાણવું કે બીજાઓએ તેના ઉપર થાપણ ઓળવવાનો આરોપ મિથ્યા મૂક્યો છે.

**तेषां न दद्याद्यदि तु तद्धिरण्यं यथाविधि ।**
**उभौ निगृह्य दाप्यः स्यादिति धर्मस्य धारणा ॥ १८४ ॥**

૧૮૪ જેવી રીતે અનામત મૂક્યું હોય તેવી રીતે સુવર્ણ વગેરે ધન દૂતોને આપે નહિ તો તેને કેદ કરીને તેની પાસે વાદીનું તથા દૂતોનું બન્નેનું નાણું અપાવવું; આવો ધર્મશાસ્ત્રનો નિશ્ચય છે.

**निक्षेपोपनिधी नित्यं न देयौ प्रत्यनन्तरे ।**
**नश्यतो विनिपाते तावनिपाते त्वनाशिनौ ॥ १८५ ॥**

૧૮૫ નિક્ષેપ (એટલે ખુલ્લી રીતે મૂકેલી મીલકત, રૂપિયા વગેરે) અને ઉપનિધિ (એટલે બંધ કરેલી પેટીમાં રાખી તેને સીલ મારીને મૂકેલી મીલકત) મૂકનારના વારસને કદિપણ આપવી નહિ. આ બન્ને જાતની થાપણ મૂકનારના વારસને આપવામાં આવે અને તે મરી જાય તો તે બન્ને થાપણોનો નાશ થાય છે, એટલે આપેલી થાપણ નાશ પામે છે અને લેણદારનું લેણું ઉભું રહે છે. પરંતુ લેનારો જો હાજર હોય તો થાપણ નાશ પામતી નથી.

**स्वयमेव तु यो दद्यान्मृतस्य प्रत्यनन्तरे ।**
**न स राज्ञा नियोक्तव्यो न निक्षेप्तुश्च बन्धुभिः ॥ १८६ ॥**

૧૮૬ પરંતુ થાપણ રાખનારો પોતે થાપણ મૂકનારો મરી ગયા પછી તેના વારસને તેની મૂકેલી થાપણ પાછી આપે તો રાજાએ તથા થાપણ મૂકનારના વારસોએ તેના ઉપર ઓછી આપવાનો આરોપ મૂકવો નહિ.

**अच्छलेनैव चान्विच्छेत्तमर्थं प्रीतिपूर्वकम् ।**
**विचार्य तस्य वा वृत्तं साम्नैव परिसाधयेत् ॥ १८७ ॥**

૧૮૭ થાપણ મૂકનારાનું ધન શાહુકારની પાસે વિશેષ છે આવી શંકા થાય તો તે ધન કોઇ પણ જાતનું કપટ કર્યા વિના પ્રીતિપૂર્વક તેની પાસેથી મેળવવું અથવા તો તેનાં સદાચરણોનો વિચાર કરીને સલાહ સંપથી તેની પાસેથી મેળવવું.

**निक्षेपेष्वेषु सर्वेषु विधिः स्यात्परिसाधने ।**
**समुद्रे नाप्नुयात्किंचिद्यदि तस्मान्न संहरेत् ॥ १८८ ॥**

૧૮૮ સીલ વગરની અનામત મૂકેલી સર્વ મીલકતો મેળવવાની ઉપર કહેલી રીત છે, પરંતુ સીલવાળી મીલક્ત હોય અને તેમાંથી કંઈ પણ કાઢી લીધું ન હોય તો તેનાપર કોઈ પણ જાતની શંકા લાવવી નહિ.

चौरैर्हृतं जलेनोढमग्निना दग्धमेव वा ।
न दद्याद्यदि तस्मात्स न संहरति किंचन ॥ १८९ ॥

૧૮૯ અનામત મૂકેલી ચીજની ચોર ચોરી કરી જાય, પાણીથી તે તણાઈ જાય અથવા તો અગ્નિમાં બળી જાય, પરંતુ શાહુકાર તેમાંથી કંઈ પણ ચીજ લે નહિ તો તેને તે વસ્તુ ભરી આપવી પડતી નથી.

निक्षेपस्यापहर्तारमनिक्षेप्तारमेव च ।
सर्वैरुपायैरन्विच्छेच्छपथैश्चैव वैदिकैः ॥ १९० ॥

૧૯૦ જે શાહુકાર, થાપણ મૂકનારાને તેમની થાપણ આપે નહિ તથા નહિ મૂકવા છતાં જે થાપણ માગે, તે બન્નેનો રાજાએ સામ વગેરે સર્વે ઉપાયો કરીને તથા વેદમાં કહેલા અગ્નિ ઉપાડવા વગેરે દિવ્યો દઈને ખરો નિર્ણય કરવો.

यो निक्षेपं नार्पयति यश्चानिक्षिप्य याचते ।
तावुभौ चौरवच्छास्यौ दाप्यौ वा तत्समं दमम् ॥ १९१ ॥

૧૯૧ જે મનુષ્ય અનામત મૂકેલી વસ્તુ આપે નહિ તથા જે મનુષ્ય વસ્તુ અનામત મૂક્યા વિના ખોટી ફરિયાદ કરે તે બન્નેને રાજાએ ચોરના જેટલી શિક્ષા કરવી અથવા તો દાવાની રકમની જેટલી કિંમત થતી હોય તેટલો બન્નેનો દંડ કરવો.

निक्षेपस्यापहर्तारं तत्समं दापयेद्दमम् ।
तथोपनिधिहर्तारमविशेषेण पार्थिवः ॥ १९२ ॥

૧૯૨ ખુલ્લી રીતે મૂકેલી અથવા તો મોહોર બંધ કરીને મૂકેલી થાપણ ઓળવનારાનો રાજાએ તે મીલકતની કિંમત જેટલો દંડ કરવો.

उपधाभिश्च यः कश्चित्परद्रव्यं हरेन्नरः ।
ससहायः स हन्तव्यः प्रकाशं विविधैर्वधैः ॥ १९३ ॥

૧૯૩ (રાજા તારાપર ગુસ્સે થયા છે અને હું તેનાથી તારી રક્ષા કરું છું માટે તું મને અમૂક પૈસા આપ ઇત્યાદિ) છળ કપટ કરીને જે મનુષ્ય બીજાની પાસેથી પૈસા કઢાવે તેવા મનુષ્યને તેના સહાયકોની સાથે રાજાએ જાહેરમાં બાંધી મારવાની, શરીરના અવયવો કાપવાની અથવા તો મૃત્યુની શિક્ષા કરવી.

**निक्षेपो यः कृतो येन यावांश्च कुलसंनिधौ ।**
**तावानेव स विज्ञेयो विब्रुवन्दण्डमर्हति ॥ १९४ ॥**

૧૯૪ જે મનુષ્યે સાક્ષીઓની સમક્ષમાં જેટલી થાપણ મૂકી હોય તેટલી જ કબૂલ કરવી. પરંતુ મૂકનારો જો તે બાબતમાં તકરાર કરે અથવા તો જૂઠું બોલે તો તેનો દંડ કરવો.

**मिथो दायः कृतो येन गृहीतो मिथ एव वा ।**
**मिथ एव प्रदातव्यो यथा दायस्तथा ग्रहः ॥ १९५ ॥**

૧૯૫ જેણે એકાંતમાં પરસ્પર મળીને જે ચીજ અનામત મૂકી હોય અને એકાંતમાં લીધી હોય તેવી ચીજ આપતી વખતે બીજાને નહિ બોલાવતાં એકાંતમાં જ ચીજ મૂકનારાને રાખનારાએ આપી દેવી. કારણ કે જે પ્રમાણે દેવામાં આવે છે તે પ્રમાણે જ લેવામાં આવે છે, આવો નિયમ છે.

**निक्षिप्तस्य धनस्यैवं प्रीत्योपनिहितस्य च ।**
**राजा विनिर्णयं कुर्यादक्षिण्वन्न्यासधारिणम् ॥ १९६ ॥**

૧૯૬ રાજાએ અનામત મીલકત મૂકનારાઓને નુકશાન નહિ કરતાં અનામત મૂકેલાં નાણાંનો તથા પ્રીતિથી ઉપભોગ માટે આપેલાં નાણાંનો આ પ્રમાણે ન્યાય કરવો.

**विक्रीणीते परस्य स्वं योऽस्वामी स्वाम्यसंमतः ।**
**न तं नयेत साक्ष्यं तु स्तेनमस्तेनमानिनम् ॥ १९७ ॥**

૧૯૭ જે મનુષ્ય જે વસ્તુનો પોતે ધણી ન હોય તેવી પારકી વસ્તુને તેના ધણીની રજા વિના વેંચે છે તે પોતાને શાહુકાર માનનારા ચોરને ન્યાયાધીશે સાક્ષી લીધા વિના ચોરની પેઠે શિક્ષા કરવી.

પારકો માલ વેચવાવિષે.

**अवहार्यो भवेच्चैव सान्वयः षट्शतं दमम् ।**
**निरन्वयोऽनपसरः प्राप्तः स्याच्चौरकिल्बिषम् ॥ १९८ ॥**

૧૯૮ બીજાનો માલ વેંચી મારનારો પુરુષ માલધણીનો નજીકનો સગો હોય તો તેનો છસ્સો પણ દંડ કરવો અને જે સગો થતો ન હોય તેમ પ્રતિગ્રહાદિકદ્વારા તેના ધનપર જેની માલીકી ન હોય તેવા પુરુષને ચોરના સમાન અપરાધી ગણવો.

**अस्वामिना कृतो यस्तु दायो विक्रय एव वा ।**
**अकृतः स तु विज्ञेयो व्यवहारे यथा स्थितिः ॥ १९९ ॥**

૧૯૯ જે માલધણી ન હોય તેવા પુરુષે જે વસ્તુ બીજાને આપી હોય, અથવા તો વેંચી હોય તો તેને નહિ આપેલી તથા નહિ વેંચેલી જાણવી; આવી વ્યવહારની મર્યાદા છે.

( अनेन विधिना शास्ता कुर्वन्नस्वामिविक्रयम् ।
अज्ञानाज्ज्ञानपूर्वन्तु चौरवद्दंडमर्हति ॥

જે વસ્તુનો પોતે ધણી ન હોય તેવી વસ્તુને અજાણતાં વેંચે તો તે ઉપર પ્રમાણે શિક્ષાપાત્ર થાય છે અને જાણી જોઇને વેંચે તો ચોરની શિક્ષાને પાત્ર ઠરે છે.)

संभोगो दृश्यते यत्र न दृश्येतागमः क्वचित् ।
आगमः कारणं तत्र न संभोग इति स्थितिः ॥ २०० ॥

૨૦૦ જ્યાં ભોગવટો જોવામાં આવતો હોય પરંતુ સાક્ષી, લેખ વગેરે પ્રમાણ જોવામાં આવતાં ન હોય તો તે ભોગવટો પ્રમાણ ગણાતો નથી. પરંતુ લેખ આદિ પ્રમાણ ગણાય છે, આવી શાસ્ત્રની મર્યાદા છે.

विक्रयाद्यो धनं किंचिद्गृह्णीयात्कुलसंनिधौ ।
क्रयेण स विशुद्धं हि न्यायतो लभते धनम् ॥ २०१ ॥

૨૦૧ જે મનુષ્ય વેપારીઓના સમક્ષ બજારમાંથી કોઈ વસ્તુ વેંચાતી લે અને પાછળથી તેમાં તકરાર ઉઠે ત્યારે લેનાર ધણી વેંચનારાને રજુ કરે તો તે ખરીદી નિર્દોષ ગણાય છે અને વસ્તુ લેનારો પોતાની વસ્તુને ન્યાય પ્રમાણે પાછી લઇ શકે છે.

अथ मूलमनाहार्यं प्रकाशक्रयशोधितः ।
अदण्ड्यो मुच्यते राज्ञा नाष्टिको लभते धनम् ॥ २०२ ॥

૨૦૨ જે માલનો ધણી ન હોય, તેવા માલ વેંચનારા પુરુષને ખરીદ કરનારો રજુ કરી શકે નહિ પરંતુ પોતે બજારમાં જાહેર રીતે માલ વેંચાતો લીધો છે એમ સાબીત કરીને નિર્દોષ થાય તો રાજાએ તેનો દંડ કરવો નહિ; અને જેનો માલ ખોવાઈ ગયો હોય તે માલધણીએ (અરધી કિંમતે) વેંચાતો લેનારાની પાસેથી તે માલ લેવો.

नान्यदन्येन संसृष्टरूपं विक्रयमर्हति ।
न चासारं न च न्यूनं न दूरेण तिरोहितम् ॥ २०३ ॥

૨૦૩ એક ચીજને બીજી ચીજ સાથે સેળભેળ કરીને વેંચવી નહિ,

( જેમકે દૂધમાં પાણી, કસ્તુરીમાં માટી વિગેરે ભેળીને વેંચવી નહિ ) સડેલી ચીજ પણ વેંચવી નહિ, તોલમાં પણ ઓછું આપવું નહિ તથા દૂરથી બતાવીને અથવા તો સારી વસ્તુથી ઢાંકીને કોઈ પણ હલકી ચીજ વેંચવી નહિ.

**अन्यां चेद्दर्शयित्वान्या वोढुः कन्या प्रदीयते ।**
**उभे ते एकशुल्केन वहेदित्यब्रवीन्मनुः ॥ २०४ ॥**

૨૦૪ પરણનારા વરને એક કન્યા બતાવી બીજી કન્યા પરણાવવામાં આવે તો પરણનારો એક જ મૂલ્ય આપીને બન્ને કન્યાને પરણી શકે છે એમ મનુ કહે છે.

**नोन्मत्ताया न कुष्ठिन्या न च या स्पृष्टमैथुना ।**
**पूर्वं दोषानभिख्याप्य प्रदाता दण्डमर्हति ॥ २०५ ॥**

૨૦૫ ગાંડી, કોઢણી અથવા તો પરપુરુષ સાથે સંબંધવાળી કન્યાના દોષો પ્રથમ કહ્યા વિના કન્યાદાતા ( પરણાવનારો ) કન્યાને પરણાવે છે તો તે દંડને પાત્ર થાય છે.

**ऋत्विग्यदि वृतो यज्ञे स्वकर्म परिहापयेत् ।**
**तस्य कर्मानुरूपेण देयोंऽशः सह कर्तृभिः ॥ २०६ ॥**

૨૦૬ યજ્ઞમાં વરેલો ઋત્વિજ તાવ વિગેરે કારણોથી પોતાનું કર્મ કરી શકે નહિ, તો તેના કાર્યના પ્રમાણમાં કર્મ કરનારાઓની સાથે તેને પણ તેની દક્ષિણાનો ભાગ આપવો.

**दक्षिणासु च दत्तासु स्वकर्म परिहापयन् ।**
**कृत्स्नमेव लभेतांशमन्येनैव च कारयेत् ॥ २०७ ॥**

૨૦૭ (મધ્યાહ્ન સમયે) દક્ષિણા આપવાને વખતે દક્ષિણા અપાઇ ગઈ હોય અને પાછળથી રોગ વગેરેથી પોતાનું કર્મ કરી શકે નહિ તો પણ તે પોતાની દક્ષિણાનો સંપૂર્ણ ભાગ મેળવી શકે છે; અને યજમાને ચાલતું કર્મ બીજાની પાસે કરાવવું.

**यस्मिन्कर्मणि यास्तु स्युरुक्ताः प्रत्यङ्गदक्षिणाः ।**
**स एव ता आददीत भजेरन्सर्व एव वा ॥ २०८ ॥**

૨૦૮ આધાન આદિ કર્મના પ્રત્યેક અંગની જે દક્ષિણા આપવાની કહી છે, તે દક્ષિણા તે કર્મનો કર્તા જ લે કે સર્વે મળીને વહેંચી લે?

**रथं हरेत चाध्वर्युर्ब्रह्माधाने च वाजिनम् ।**
**होता वापि हरेदश्वमुद्गाता चाप्यनःक्रये ॥ २०९ ॥**

૨૦૯ આ સંબંધમાં આ પ્રમાણે નિર્ણય છે:-આધાનના કર્મમાં અધ્વર્યુએ રથ લેવો, બ્રહ્મા અને હોતાએ ઘોડો લેવો અને સોમને વેંચાતો લઇને જે ગાડામાં આણેલો હોય તે ગાડું ઉદ્ગાતાએ લેવું.

सर्वेषामर्धिनो मुख्यास्तदर्धेनार्धिनोऽपरे ।
तृतीयिनस्तृतीयांशाश्चतुर्थांशाश्च पादिनः ॥ २१० ॥

૨૧૦ યજ્ઞમાં સોળ ઋત્વિજો હોય છે; તેમાં હોતા, અધ્વર્યુ, ઉદ્ગાતા અને બ્રહ્મા આ ચાર મુખ્ય હોય છે. આ ચાર મુખ્ય પુરુષો સંપૂર્ણ દક્ષિણામાંથી અર્ધી દક્ષિણાના ભાગદાર ગણાય છે, એટલે તેઓને ૪૮ ગાય આપવી. બીજા મૈત્રાવરુણ, પ્રતિપ્રસ્થાતા, બ્રાહ્મણાચ્છંસી અને પ્રસ્તોતાને તેની અર્ધી એટલે ૨૪ ગાય આપવી; અને અચ્છાવાક, ત્વષ્ટા, આગ્નીધ્ર અને પ્રતિહર્તા આ ચારને ત્રીજો હિસ્સો એટલે ૧૬ ગાયો આપવી અને ગ્રાવસ્તુત, ઉન્નેતા, પોતા અને સુબ્રહ્મણ્ય એ ચારને ચોથો હિસ્સો એટલે ૧૨ ગાયો આપવી.

संभूय स्वानि कर्माणि कुर्वद्भिरिह मानवैः ।
अनेन विधियोगेन कर्तव्यांशप्रकल्पना ॥ २११ ॥

૨૧૧ મંડળીના આકારમાં એકઠા મળીને કર્મ કરનારા મનુષ્યોએ ઉપર કહેલા વિધિ પ્રમાણે પોતપોતાના ભાગની કલ્પના કરવી.

धर्मार्थं येन दत्तं स्यात्कस्मैचिद्याचते धनम् ।
पश्चाच्च न तथा तत्स्यान्न देयं तस्य तद्भवेत् ॥ २१२ ॥

૨૧૨ કોઇ મનુષ્યે કોઇ માગનારાને ધર્મક્રિયા કરવા માટે ધન આપવાનું કહ્યું હોય, પરંતુ તે મનુષ્ય પાછળથી તે ધર્મકાર્ય કરે નહિ તો તેને આપવા માટે કહેલું ધન આપવું નહિ.

यदि संसाधयेत्तत्तु दर्पाल्लोभेन वा पुनः ।
राज्ञा दाप्यः सुवर्णं स्यात्तस्य स्तेयस्य निष्कृतिः ॥ २१३ ॥

૨૧૩ જો ધન માગનારો ગર્વથી અથવા તો લોભથી તે ધનને માટે અદાલતમાં દાવો બાંધે, તો રાજાએ તેને ચોર ગણીને તેનો એક સુવર્ણ દંડ કરવો.

दत्तस्यैषोदिता धर्म्या यथावदनपक्रिया ।
अत ऊर्ध्वं प्रवक्ष्यामि वेतनस्यानपक्रियाम् ॥ २१४ ॥

૨૧૪ આપેલું ધન પાછું લેવાનો આ ધર્મપૂર્વક ન્યાય કહ્યો. હવે નોકરને કયા કયા કારણથી ક્યારે પગાર આપવો નહિ તેનો નિર્ણય કહું છું.

**भृतो नार्तो न कुर्याद्यो दर्पात्कर्म यथोदितम् ।**
**स दण्ड्यः कृष्णलान्यष्टौ न देयं चास्य वेतनम् ॥ २१५ ॥**

૨૧૫ જે ચાકર સાજો સારો હોવા છતાં અહંકારથી કબૂલાત પ્રમાણે કામ કરે નહિ, તો તેનો આઠ રતિ દંડ કરવો અને તેને પગાર આપવો નહિ.

પગારવિષે નિર્ણય.

**आर्तस्तु कुर्यात्स्वस्थः सन्यथाभाषितमादितः ।**
**स दीर्घस्यापि कालस्य तल्लभेतैव वेतनम् ॥ २१६ ॥**

૨૧૬ પરંતુ જે ચાકર માંદો હોય, તે સાજો થયા પછી પ્રથમ કબૂલ કર્યા પ્રમાણે કામ કરે, તો ઘણો સમય વીતિ ગયો હોય તો પણ તે પોતાનો પગાર લઈ શકે છે.

**यथोक्तमार्तः सुस्थो वा यस्तत्कर्म न कारयेत् ।**
**न तस्य वेतनं देयमल्पोनस्यापि कर्मणः ॥ २१७ ॥**

૨૧૭ માંદો હોય, કિવા સાજો હોય, પણ ઠરાવ પ્રમાણે તેણે કે તેના વતી બીજાએ કામ કર્યું ન હોય અથવા તો તેણે કરેલા કામમાં થોડું કામ બાકી રહ્યું હોય તો પણ તેને પગાર આપવો નહિ.

**एष धर्मोऽखिलेनोक्तो वेतनादानकर्मणः ।**
**अत उर्ध्वं प्रवक्ष्यामि धर्मं समयभेदिनाम् ॥ २१८ ॥**

૨૧૮ પગાર નહિ આપવાનો ધર્માનુસાર આ નિર્ણય મેં તમને કહી બતાવ્યો. હવે પ્રતિજ્ઞાનો ભંગ કરનારાને શિક્ષા કરવાનો નિર્ણય કહું છું.

પ્રતિજ્ઞાભંગનો નિર્ણય.

**यो ग्रामदेशसङ्घानां कृत्वा सत्येन संविदम् ।**
**विसंवदेन्नरो लोभात्तं राष्ट्राद्विप्रवासयेत् ॥ २१९ ॥**

૨૧૯ ગામના અથવા તો દેશના માણસો અથવા તો વ્યાપારીઓનો સમુદાય અમુક કામ કરવા માટે પરસ્પર સત્યના સોગન લઈને જે ઠરાવ કરે અને તેમાંથી એક માણસ લોભને લીધે તે ઠરાવનો ભંગ કરે, તો તેને રાજાએ દેશપાર કરવો.

**निगृह्य दापयेच्चैनं समयव्यभिचारिणम् ।**
**चतुःसुवर्णान्षण्निष्कांश्छतमानं च राजतम् ॥ २२० ॥**

૨૨૦ અથવા તો ન્યાયાધીશે પ્રતિજ્ઞાનો ભંગ કરનારાને કેદ કરીને તેનો છ નિષ્ક અથવા તો ચાર સુવર્ણ અથવા તો રૂપાનો એક શતમાન દંડ કરવો અથવા તો એ ત્રણેય દંડ તરિકે લેવાં.

**एतद्दण्डविधिं कुर्याद्धार्मिकः पृथिवीपतिः ।**
**ग्रामजातिसमूहेषु समयव्यभिचारिणाम् ॥ २२१ ॥**

૨૨૧ ધર્મનિષ્ઠ રાજાએ ગામના માણસોમાંથી અથવા તો નાતિલાઓ-માંથી જેણે પ્રતિજ્ઞાનો ભંગ કર્યો હોય તેનો ઉપર કહેલી રીત પ્રમાણે દંડ કરવો.

**क्रीत्वा विक्रीय वा किंचिद्यस्येहानुशयो भवेत् ।**
**सोऽन्तर्दशाहात्तद्द्रव्यं दद्याच्चैवाददीत च ॥ २२२ ॥**

ખરીદ કરેલી વસ્તુનો રદ કરવાવિશે નિર્ણય.

૨૨૨ કોઈ વસ્તુ વેચાતી લઈને અથવા તો વેચીને પછી તેને માટે પસ્તાવો થાય, તો દશ દિવસની અંદર વેચાતી લીધેલી વસ્તુ પાછી આપી દેવી અથવા તો વેચેલી વસ્તુ પાછી લેવી.

**परेण तु दशाहस्य न दद्यान्नापि दापयेत् ।**
**आददानो ददच्चैव राज्ञा दण्ड्यः शतानि षट् ॥ २२३ ॥**

૨૨૩ પરંતુ દશ દિવસ વીત્યા પછી પાછી આપવી નહિ, તેમ જ પાછી લેવી પણ નહિ. કદાચ કોઈ પાછી લે અથવા તો પાછી આપે તો રાજાએ તેનો છસો પણ દંડ કરવો.

**यस्तु दोषवतीं कन्यामनाख्याय प्रयच्छति ।**
**तस्य कुर्यान्नृपो दण्डं स्वयं षण्णवतिं पणान् ॥ २२४ ॥**

દોષવાળી કન્યાના દાન-વિષે નિર્ણય.

૨૨૪ જે કન્યાદાતા, કન્યાના દોષો અને ખોડખાપણ કહ્યા વિના સામા મનુષ્યને પરણાવે, તો રાજાએ પોતે તેનો છન્નુ પણ દંડ કરવો.

**अकन्येति तु यः कन्यां ब्रूयाद्द्वेषेण मानवः ।**
**स शतं प्राप्नुयाद्दण्डं तस्या दोषमदर्शयन् ॥ २२५ ॥**

૨૨૫ કોઈ મનુષ્ય કન્યાને, કન્યા નથી એમ દ્વેષથી કહે, પરંતુ તે (રાજકચેરીમાં) તે કન્યાનો દોષ દેખાડી શકે નહિ, તો રાજાએ તેનો સો પણ દંડ કરવો.

*पाणिग्रहणिका मन्त्राः कन्यास्वेव प्रतिष्ठिताः ।
नाकन्यासु क्वचिन्नृणां लुप्तधर्मक्रिया हि ताः ॥ २२६ ॥

૨૨૬ પાણિગ્રહણ સંબંધી વૈદિક મંત્રો કન્યાઓને વિષે જ લાગુ પડે છે પરંતુ અકન્યાઓને લાગુ પડતા નથી. કારણ કે તેઓનાં કન્યાપણાના ધર્મનો લોપ થયો છે.

पाणिग्रहणिका मन्त्रा नियतं दारलक्षणम् ।
तेषां निष्ठा तु विज्ञेया विद्वद्भिः सप्तमे पदे ॥ २२७ ॥

---

* આ શ્લોકની પૂર્વના શ્લોકમાં કન્યાને અકન્યા (સમાગમવાળી) કહેનારાને દંડ કરવાનું કહ્યું છે. પરંતુ જે કન્યા ખરેખર અકન્યા હોય તેવી કન્યાને ઉદ્દેશીને આ શ્લોકમાં કહ્યું છે કે; પાણિગ્રહણના મંત્રો કન્યાને માટે છે પરંતુ જે અકન્યા છે તેને માટે વિવાહ સંસ્કાર નથી. અહીં કોઇ શંકા કરે કે જ્યારે ક્ષતયોનિવાળી કન્યાને માટે વિવાહ સંસ્કાર નથી તો પછી ગાંધર્વ, પૈશાચ વગેરે વિવાહોમાં તો ઉપગમન થયા પછી જ સંસ્કારો કરવાનું કહ્યું છે. દેવલ સ્મૃતિમાં કહ્યું છે કે "गांधर्वेषु विवाहेषु पुनर्वैवाहिको विधिः । कर्तव्यश्च त्रिभिर्वर्णैः समयेनाग्निसाक्षिकः ॥ ગાંધર્વાદિ વિવાહોમાં ત્રણેય વર્ણોએ સમયપર અગ્નિની સાક્ષીએ ફરીને લગ્ન કરવાં."

આ વાત ખરી છે પરંતુ તેમાં જે વિવાહ સંસ્કાર કરવામાં આવે છે તે ઉપગમન કરનારા પુરુષની સાથે જ કરવામાં આવે છે. કદાચ કોઇ અહીં શંકા કરે કે અધ્યાય ૯ માના ૧૦૩ મા શ્લોકમાં "या गर्भिणी संस्क्रियते ज्ञाताज्ञातापि वा सती । ગર્ભવતી છે એમ જાણેલી અથવા તો નહિ જાણેલી હોય એવી ગર્ભવતી સ્ત્રીને વિવાહ સંસ્કાર કરવો."

આ શ્લોકમાં ગર્ભિણી જાણવા છતાં પણ તેને વિવાહ સંસ્કાર કરવાનું કહ્યું છે અને તેનો પુત્ર સહોઢજ પુત્ર કહેવાય છે તો પછી આ શ્લોકમાં ઉપગમનવાળી કન્યાને સંસ્કારનો નિષેધ કેમ કરવામાં આવ્યો છે. તેના ઉત્તરમાં કહેવાનું કે અહીં નિષેધનું તાત્પર્ય એવું છે કે શૂદ્રે કરેલું અગ્નિનું આધાન તથા સપિંડની કન્યા સાથે કરેલો વિવાહ જેમ નિરર્થક છે તેમ જ પરપુરુષના સહવાસથી દૂષિત થયેલી કન્યા વૈદિક ધર્મકર્મમાં તથા શુદ્ધ પ્રજા ઉત્પન્ન કરવામાં અયોગ્ય ગણાય છે; તેથી તેવી કન્યાને પરણવાની વરને ઇચ્છા ન હોય તો તે તેનો ત્યાગ કરી શકે છે. એટલા માટે ગુણવાન્ વરકન્યાનો વિવાહ થયાં પહેલાં પણ તેઓની વચ્ચે કોઇપણ જાતનો પશ્ચાત્તાપ થવા છતાં તે વેશવાળ તોડી શકાતાં નથી અને વિવાહ કર્યા પછી પણ જો કન્યા દોષવાળી જણાય તો તેનો ત્યાગ થઇ શકે છે. જેમ એક વાપરેલું કપડું વ્યાપારી દશ દિવસ ન થયા છતાં પણ પાછું રાખતો નથી તેમ જ પરણનારો પણ દોષવાળી કન્યાને સ્વીકારવાને બંધાયલો નથી.

૨૨૭ પાણિગ્રહણના મંત્રો કન્યામાં ભાર્યાપણું લાવવા માટે નિયમ કરનારા છે, પરંતુ તે મંત્રોની પરિપૂર્ણતા તો સપ્તપદી થયા પછી થાય છે, એમ વિદ્વાનોએ જાણવું.

**यस्मिन्यस्मिन्कृते कार्ये यस्येहानुशयो भवेत् ।**
**तमनेन विधानेन धर्मे पथि निवेशयेत् ॥ २२८ ॥**

૨૨૮ આ જગતમાં જે જે લેવડ દેવડ કર્યા પછી જેના સંબંધમાં પશ્ચાત્તાપ થાય તેનો રાજાએ ઉપર કહેલી રીત પ્રમાણે નિર્ણય કરવો.

**पशुषु स्वामिनां चैव पालानां च व्यतिक्रमे ।**
**विवादं संप्रवक्ष्यामि यथावद्धर्मतत्त्वतः ॥ २२९ ॥**

૨૨૯ પશુઓના સંબંધમાં તેના ધણી અને પાલન કરનારા ગોવાળ વગેરેના કરેલા ઠરાવમાં વાંધો પડે તો કેમ ન્યાય કરવો, તે વિષે હું સારી રીતે ધર્મની વ્યવસ્થાથી તેનો નિર્ણય કહું છું.

**दिवा वक्तव्यता पाले रात्रौ स्वामिनि तद्गृहे ।**
**योगक्षेमेऽन्यथा चेत्तु पालो वक्तव्यतामियात् ॥ २३० ॥**

૨૩૦ ઢોરઢાંખરના યોગક્ષેમના સંબંધમાં દિવસે રખવાળી કરનાર ગોવાળ જોખમદાર ગણાય છે અને રાત્રિએ ઘરધણી જોખમદાર ગણાય છે; અને યોગક્ષેમમાં જો ફેર પડે તો ગોવાળ જોખમદાર ગણાય છે.

**गोपः क्षीरभृतो यस्तु स दुह्याद्दशतो वराम् ।**
**गोस्वाम्यनुमते भृत्यः सा स्यात्पालेऽभृते भृतिः ॥ २३१ ॥**

૨૩૧ જો ગોવાળને તેના પગાર તરિકે દુધ આપવાનો ઠરાવ કર્યો હોય, તો ગોવાળે ગાયના ધણીની અનુમતિથી દશ ગાયોમાંથી સરસ ગાયને દોહી લેવી અને પગાર વિના રાખેલા ગોવાળનો તે પગાર જાણવો.

ગોવાળની વૃત્તિ.

**नष्टं विनष्टं कृमिभिः श्वहतं विषमे मृतम् ।**
**हीनं पुरुषकारेण प्रदद्यात्पाल एव तु ॥ २३२ ॥**

૨૩૨ ઢોર ખોવાઇ જાય, કીડા પડવાથી ખરાબ થઇ જાય, કૂતરાં કરડવાથી અથવા તો ખાડામાં પડવાથી મરી જાય, અથવા તો પરાક્રમ કરીને ચોર, વાઘ વગેરેથી ઢોરઢાંખરનું રક્ષણ કરી શકે નહિ, તો ગોવાળે તે ઢોર તેના ધણીને ભરી આપવું.

**विघुष्य तु हृतं चौरैर्न पालो दातुमर्हति ।**
**यदि देशे च काले च स्वामिनः स्वस्य शंसति ॥ २३३ ॥**

૨૩૩ પરંતુ ચોર લોકો જાહેર રીતે બૂમ પાડીને ઢોરને ચોરી જાય અને ગોવાળ તે જ વખતે તે જગ્યા તેના ધણીને દેખાડે તો ગોવાળ તે ઢોર ભરી આપે નહિ.

**कर्णौ चर्म च वालांश्च बस्तिं स्नायुं च रोचनाम् ।**
**पशुषु स्वामिनां दद्यान्मृतेष्वङ्गानि दर्शयेत् ॥ २३४ ॥**

૨૩૪ જો ઢોર મરી જાય, તો તેના કાન, ચામડું, વાળ, બસ્તિ (મૂત્રાશય), સ્નાયુ અને ગોરોચના (મગજનું પિત્ત) વગેરે અંગોમાંથી કેટલાંક અંગ ગોવાળે ઢોરના ધણીને આપવાં તથા કેટલાંક દેખાડવાં.

**अजाविके तु संरुद्धे वृकैः पाले त्वनायति ।**
**यां प्रसह्य वृको हन्यात्पाले तत्किल्बिषं भवेत् ॥ २३५ ॥**

૨૩૫ બકરાં અને મેંઢાંનું ટોળું ચરતું હોય તેઓના ઉપર વરુ ચઢી આવીને તેઓને રુંધી રાખે અને ગોવાળ તેઓને છોડાવી શકે નહિ, તો જેટલાં બકરાં અને મેંઢાંને વરુ ફાડી ખાય તેટલાંનો અપરાધ ગોવાળ ઉપર આવે છે.

**तासां चेदवरुद्धानां चरन्तीनां मिथो वने ।**
**यामुत्प्लुत्य वृको हन्यान्न पालस्तत्र किल्बिषी ॥ २३६ ॥**

૨૩૬ પરંતુ બકરાં મેંઢાં વગેરે પશુઓનું ટોળું જો એકઠું મળીને વનમાં ચરતું હોય, તે વખતે તેમાંના એકને વરુ આવીને મારી નાખે તો તેનો રખેવાળ અપરાધી ઠરતો નથી.

**धनुःशतं परीहारो ग्रामस्य स्यात्समन्ततः ।**
**शम्यापातास्त्रयो वापि त्रिगुणो नगरस्य तु ॥ २३७ ॥**

૨૩૭ ગામની આસપાસ સો ધનુષ એટલે ૪૦૦ ચારસો હાથ જેટલી અથવા તો ત્રણ લાકડીઓ ફેંકીએ અને તે જેટલે દૂર જાય તેટલી જગ્યા રાજાએ ગૌચારાને માટે રાખવી અને નગરની આસપાસ ઉપરના કરતાં ત્રણ ગણી જગ્યા રાખવી.

**तत्रापरिवृतं धान्यं विहिंस्युः पशवो यदि ।**
**न तत्र प्रणयेद्दण्डं नृपतिः पशुरक्षिणाम् ॥ २३८ ॥**

૨૩૮ ઉપર કહેલી ગૌચરની ભૂમિમાં ચરનારાં ઢોરઢાંખર જો વાડ વિનાનાં ખેતરોનાં ધાન્યને નુકસાન કરે, તો તે ઢોરના રખેવાળોનો રાજાએ દંડ કરવો નહિ.

वृतिं तत्र प्रकुर्वीत यामुष्ट्रो न विलोकयेत् ।
छिद्रं च वारयेत्सर्वं श्वसूकरमुखानुगम् ॥ २३९ ॥

૨૩૯ ખેતરના રખવાળાઓએ પોતાનાં ખેતરોની આસપાસ એવી તો ઉંચી વાડ કરવી કે ઊંટ પણ અંદર જોઈ શકે નહિ, તેમ કૂતરાં અને ભુંડોનું મોઢું પણ અંદર જઈ શકે નહિ (અર્થાત્ કાંટાના ગળીયા નાંખીને છિડાંઓને પુરી દેવાં.)

पथि क्षेत्रे परिवृते ग्रामान्तीयेऽथवा पुनः ।
सपालः शतदण्डार्हो विपालान्वारयेत्पशून् ॥ २४० ॥

૨૪૦ ગામની પડોશમાં જાહેર માર્ગ ઉપર, વાડ કરેલાં ક્ષેત્રોમાંથી જો ઢોર ધાન્ય ખાઈ જાય, તો રખેવાળનો સો પણ દંડ કરવો. પરંતુ ઢોર જો રખેવાળ વિનાનાં હોય તો તેને હાંકી કાઢવાં.

क्षेत्रेष्वन्येषु तु पशुः सपादं पणमर्हति ।
सर्वत्र तु सदो देयः क्षेत्रिकस्येति धारणा ॥ २४१ ॥

૨૪૧ ગામથી અથવા તો માર્ગથી દૂરનાં ખેતરોમાં જો કોઈ ઢોર ધાન્યને નુકસાન કરે, તો રખેવાળનો સવા પણ દંડ કરવો. પરંતુ ક્ષેત્રના ધણીની નુકસાની તો હરકોઈ ઠેકાણે પણ ભરી આપવી.

अनिर्दशाहां गां सूतां वृषान्देवपशूंस्तथा ।
सपालान्वा विपालान्वा न दण्ड्यान्मनुरब्रवीत् ॥ २४२ ॥

૨૪૨ ગાય વગેરે પ્રસવ થયા પછી દશ દિવસમાં કોઇના ખેતરને નુકસાન કરે, તેની સાથે સંબંધ કરવા માટે રાખેલા સાંઢ નુકસાન કરે, અથવા તો દેવને અર્પણ કરીને છુટા મૂકેલા સાંઢ નુકસાન કરે, અને તેની સાથે રખેવાળ હોય કે ન હોય તો પણ તેનો દંડ કરવો નહિ એમ મનુએ કહ્યું છે.

क्षेत्रियस्यात्यये दण्डो भागाद्दशगुणो भवेत् ।
ततोऽर्धदण्डो भृत्यानामज्ञानात्क्षेत्रियस्य तु ॥ २४३ ॥

૨૪૩ ખેડુતના પોતાના પ્રમાદથી તેનાં ઢોર ક્ષેત્રમાંથી જેટલાં અનાજનું નુકસાન કરે તેના કરતાં દસગણો દંડ રાજાએ કરવો. પરંતુ તેના ચાકરોના પ્રમાદથી જો ખેતરમાં નુકસાન થયું હોય, તો રાજાએ પાંચગણો દંડ કરવો.

**एतद्विधानमातिष्ठेद्धार्मिकः पृथिवीपतिः ।**
**स्वामिनां च पशूनां च पालानां च व्यतिक्रमे ॥ २४४ ॥**

૨૪૪ ઢોરોનો, તેના ધણીઓનો તથા રખેવાળોનો અપરાધ થાય, તો ધર્મનિષ્ઠ રાજાએ ઉપર કહ્યા પ્રમાણે ન્યાય કરવો.

**सीमां प्रति समुत्पन्ने विवादे ग्रामयोर्द्वयोः ।**
**ज्येष्ठे मासि नयेत्सीमां सुप्रकाशेषु सेतुषु ॥ २४५ ॥**

૨૪૫ સીમાડા બાબત બે ગામની વચ્ચે વિવાદ ઊભો થાય, તો રાજાએ અથવા ન્યાયાધીશે જેઠ મહિનામાં ચારે સીમાડા જ્યારે બરાબર સાફ જણાય ત્યારે સીમાડાનો નિર્ણય કરવો.

સીમાડાનો નિર્ણય.

**सीमावृक्षांश्च कुर्वीत न्यग्रोधाश्वत्थकिंशुकान् ।**
**शाल्मलीन्सालतालांश्च क्षीरिणश्चैव पादपान् ॥ २४६ ॥**
**गुल्मान्वेणूंश्च विविधाञ्छमीवल्लीस्थलानि च ।**
**शरान्कुब्जकगुल्मांश्च तथा सीमा न नश्यति ॥ २४७ ॥**

૨૪૬–૨૪૭ સીમાડાની હદ જાણવા માટે વડ, પીપળો, ખાખરો, શીમળો, સાગ, તાડ, જેમાંથી દુધ નીકળતું હોય તેવાં ઝાડ, ગુચ્છાવાળાં ઝાડ, જાત જાતના વાંસ, શમીનાં ઝાડ, વેલા, માટીના ટીંબા, પાન તથા કુબ્જકનાં જાળાં વગેરેને સીમાડા ઉપર વાવવાં કે જેથી સીમાડાનો નાશ થાય નહિ.

**तडागान्युदपानानि वाप्यः प्रस्रवणानि च ।**
**सीमासंधिषु कार्याणि देवतायतनानि च ॥ २४८ ॥**

૨૪૮ તળાવ, કૂવા, વાવો, પાણીનાં ઝરણાં તથા દેવોનાં મંદિરો સીમાડાના સંધિભાગ ઉપર બાંધવાં.

**उपच्छन्नानि चान्यानि सीमालिङ्गानि कारयेत् ।**
**सीमाज्ञाने नृणां वीक्ष्य नित्यं लोके विपर्ययम् ॥ २४९ ॥**

૨૪૯ સીમાડાનો નિર્ણય કરવામાં લોકોમાં નિત્ય ભ્રમ થાય છે એમ જાણીને સીમાડા ઉપર સીમાને જણાવનારાં બીજાં છૂપાં ચિહ્નો પણ કરાવવાં.

**अश्मनोऽस्थीनि गोवालांस्तुषान्भस्म कपालिकाः ।**
**करीषमिष्टकाङ्गाराञ्छर्करा वालुकास्तथा ॥ २५० ॥**

**यानि चैवंप्रकाराणि कालाद्भूमिर्न भक्षयेत् ।**
**तानि संधिषु सीमायामप्रकाशानि कारयेत् ॥ २५१ ॥**

૨૫૦–૨૫૧ પત્થરા, હાડકાં, ગાયના વાળ, ફોતરાં, રાખ, ઠીકરાંના કટકા, અડાયાં છાણાં, ઇંટો, કોયલા તથા કાળે કરીને પણ ભૂમિ જેનો નાશ કરી શકે નહિ તેવી વસ્તુઓને સીમાડાના સંધિભાગ ઉપર ધૂપી રીતે ટાડવી.

**एतैर्लिङ्गैर्नयेत्सीमां राजा विवदमानयोः ।**
**पूर्वभुक्त्या च सततमुदकस्यागमेन च ॥ २५२ ॥**

૨૫૨ બે ગામના લોકો અથવા તો જમીનદારો સીમાડાને માટે વિવાદ કરતા હોય તો ઉપર જણાવેલી બાબતોથી, આગળના ભોગવટા વગેરે બાબતોથી તથા પાણીની નીકો ઉપરથી રાજાએ ખરા સીમાડાનો નિર્ણય કરવો.

**यदि संशय एव स्याल्लिङ्गानामपि दर्शने ।**
**साक्षिप्रत्यय एव स्यात्सीमावादविनिर्णयः ॥ २५३ ॥**

૨૫૩ ચિહ્નો જોયા છતાં પણ જો સીમાડાની બાબતમાં સંદેહ રહે તો પછી સાક્ષીઓની સાક્ષી ઉપરથી સીમાડાની તકરારનો નિર્ણય કરવો.

**ग्रामीयककुलानां च समक्षं सीम्नि साक्षिणः ।**
**प्रष्टव्याः सीमलिङ्गानि तयोश्चैव विवादिनोः ॥ २५४ ॥**

૨૫૪ વાદીપ્રતિવાદીના સમક્ષમાં તથા ગામના કુલીન પંચની સમક્ષમાં સીમાડાનો નિર્ણય કરવા માટે સીમાડાનાં ચિહ્નો સાક્ષીઓને પૂછવાં.

**ते पृष्टास्तु यथा ब्रूयुः समस्ताः सीम्नि निश्चयम् ।**
**निबध्नीयात्तथा सीमां सर्वांस्तांश्चैव नामतः ॥ २५५ ॥**

૨૫૫ સીમાડાનો નિર્ણય કરવા માટે પૂછવાપરથી સર્વે સાક્ષીઓ જે પ્રમાણે કહે તે પ્રમાણે સીમાડો બાંધવો અને તે સર્વે સાક્ષીઓનાં નામ લખી લેવાં.

**शिरोभिस्ते गृहीत्वोर्वीं स्रग्विणो रक्तवाससः ।**
**सुकृतैः शापिताः स्वैस्स्वैर्नयेयुस्ते समञ्जसम् ॥ २५६ ॥**

૨૫૬ સાક્ષીઓએ પુષ્પોની માળાઓ તથા રાતાં વસ્ત્રો પેહેરી, મસ્તકવડે માટીનાં ઢેફાં ઉપાડી, પોતપોતાનાં પુણ્યના સોગન ખાઇને સીમાડાનો નિર્ણય કરવો.

**यथोक्तेन नयन्तस्ते पूयन्ते सत्यसाक्षिणः ।**
**विपरीतं नयन्तस्तु दाप्याः स्युर्द्विशतं दमम् ॥ २५७ ॥**

૨૫૭ તે સાક્ષીઓ જો સત્ય બોલીને શાસ્ત્રમાં કહેલી રીત પ્રમાણે સીમાડાનો નિર્ણય કરે છે તો તેઓ પાપના ભાગી થતા નથી પરંતુ તેઓ જો ખોટી સાક્ષી આપે તો તેઓનો બસો પણ દંડ કરવો.

**साक्ष्यभावे तु चत्वारो ग्रामाः सामन्तवासिनः ।**
**सीमाविनिर्णयं कुर्युः प्रयता राजसंनिधौ ॥ २५८ ॥**

૨૫૮ જો સાક્ષીઓ મળે નહિ તો આસપાસની ચારે દિશાઓના ગામોમાં રહેનારા પુરુષોએ સાવધાન થઈને ધર્મ પ્રમાણે રાજાની સમક્ષમાં સીમાડાનો નિર્ણય કરવો.

**सामन्तानामभावे तु मौलानां सीम्नि साक्षिणाम् ।**
**इमानप्यनुयुञ्जीत पुरुषान्वनगोचरान् ॥ २५९ ॥**

૨૫૯ આસપાસના ગામોમાં રહેનારા પુરુષો ન હોય તથા તે ગામમાં મૂળથી રહેનારા સાક્ષીઓ ન મળે તો વનમાં રહેનારા નીચેના પુરુષોને પણ સાક્ષી તરિકે પૂછવું.

**व्याधांश्छाकुनिकान्गोपान्कैवर्त्तान्मूलखानकान् ।**
**व्यालग्राहानुञ्छवृत्तीनन्यांश्च वनचारिणः ॥ २६० ॥**

૨૬૦ પારધીઓ, પક્ષીઓને મારીને તેના ઉપર આજીવિકા કરનારાઓ, ગોવાળીઆઓ, મચ્છીમારો, જમીનમાંનાં મૂળીયાં ઉપર આજીવિકા કરનારાઓ, સર્પ પકડનારાઓ, ઊંછવૃત્તિથી આજીવિકા કરનારાઓ (બ્રાહ્મણો) તથા બીજા અરણ્યચારીઓને સીમાડાની બાબતમાં પૂછવું.

**ते पृष्टास्तु यथा ब्रूयुः सीमासंधिषु लक्षणम् ।**
**तत्तथा स्थापयेद्राजा धर्मेण ग्रामयोर्द्वयोः ॥ २६१ ॥**

૨૬૧ તેઓને પૂછવાથી તેઓ સીમાડાના સંધિના સંબંધમાં જે જે લક્ષણો કહે તે પ્રમાણે રાજાએ બન્ને ગામની વચ્ચે ન્યાય પ્રમાણે સીમાડાઓ સ્થાપવા.

**क्षेत्रकूपतडागानामारामस्य गृहस्य च ।**
**सामन्तप्रत्ययो ज्ञेयः सीमासेतुविनिर्णयः ॥ २६२ ॥**

૨૬૨ ક્ષેત્રો, કૂવાઓ, તળાવો, બગીચાઓ અને ઘરોના સીમાડાની હદનો નિર્ણય, પાસે રહેનારાઓની સાક્ષીઓપરથી કરવો.

**सामन्ताश्चेन्मृषा ब्रूयुः सेतौ विवदतां नृणाम् ।**
**सर्वे पृथक्पृथग्दण्ड्या राज्ञा मध्यमसाहसम् ।। २६३ ।।**

૨૬૩ સીમાડાની હદને માટે મનુષ્યો પરસ્પર તકરાર કરતા હોય તે વખતે ગામના રહેનારાઓને પૂછવામાં આવે અને તેઓ જો ખોટી સાક્ષી આપે તો રાજાએ તે પ્રત્યેકનો મધ્યમ દંડ કરવો એટલે પાંચસો પણ દંડ કરવો.

**गृहं तडागमारामं क्षेत्रं वा भीषया हरन् ।**
**शतानि पञ्च दण्ड्यः स्यादज्ञानाद्द्विशतो दमः ।। २६४ ।।**

૨૬૪ કોઈ પુરુષ ભય આપીને ઘર, તળાવ, બાગ અથવા તો ક્ષેત્ર છીનવી લે તો રાજાએ તેનો પાંચસો પણ દંડ કરવો અને અજાણતાં છીનવી લે તો બસો પણ દંડ કરવો.

**सीमायामविषह्यायां स्वयं राजैव धर्मवित् ।**
**प्रदिशेद्भूमिमेतेषामुपकारादिति स्थितिः ।। २६५ ।।**

૨૬૫ સીમાડાને માટે જો કંઈપણ ખાત્રી લાયક પ્રમાણ મળી આવે નહિ તો ધર્મનિષ્ઠ રાજાએ પોતે વાદીપ્રતિવાદીના ઉપકાર માટે જમીનની સીમા બતાવવી, આવી ન્યાયની મર્યાદા છે.

*** (ध्वजिनी मत्सिनी चैव निधानी भयवर्जिता ।**
**राजशासननीता च सीमा पंचविधा स्मृता ।।**

૧ ધ્વજિની, ૨ મત્સિની, ૩ નિધાની, ૪ ભયવર્જિતા અને ૫ રાજશાસનનીતા એ રીતે પાંચ પ્રકારની સીમા જાણવી.)

**एषोऽखिलेनाभिहितो धर्मः सीमाविनिर्णये ।**
**अत उर्ध्वं प्रवक्ष्यामि वाक्पारुष्यविनिर्णयम् ।। २६६ ।।**

૨૬૬ સીમાડા સંબંધી વિવાદ ઉભો થાય ત્યારે ધર્મ પ્રમાણે નિર્ણય કરવાની આ રીત તમને સંપૂર્ણ રીતે કહી બતાવી. હવે વાક્પારુષ્યનો એટલે ગાળાગાળીનો નિર્ણય (ઇન્સાફ) કહું છું.

---

* ૧ જે સીમાડાપર ધ્વજા ઉભી કરવામાં આવે તે ધ્વજિની, ૨ જે સીમાડાપર માછલું લટકાવવામાં આવે તે મત્સિની, ૩ જે સીમાડાપર છૂપી રીતે અમુક વસ્તુ દાટવામાં આવી હોય તે નિધાની, ૪ જે સીમાડાપર પર્વત નદી વગેરે હોય તે ભયવર્જિતા અને ૫ જે સીમાડાનો રાજા પોતે નિર્ણય કરે તે રાજશાસનનીતા કહેવાય છે.

शतं ब्राह्मणमाक्रुश्य क्षत्रियो दण्डमर्हति ।
वैश्योऽप्यर्धशतं द्वे वा शूद्रस्तु वधमर्हति ॥ २६७ ॥

૨૬૭ બ્રાહ્મણને ગાળ દેવાથી, ક્ષત્રિયને ૧૦૦ સો પણનો દંડ કરવો, વૈશ્યને દોઢસો અથવા તો બસો પણનો દંડ કરવો અને શૂદ્રને ફટકા મારવાની શિક્ષા કરવી.

ગાળાગાળીનો નિર્ણય.

पञ्चाशद्ब्राह्मणो दण्ड्यः क्षत्रियस्याभिशंसने ।
वैश्ये स्यादर्धपञ्चाशच्छूद्रे द्वादशको दमः ॥ २६८ ॥

૨૬૮ બ્રાહ્મણ, ક્ષત્રિયને ગાળ દે તો, તેના પચાસ પણ દંડ કરવા, વૈશ્યને ગાળ દે તો પચ્ચીશ પણ દંડ કરવા અને શૂદ્રને ગાળ દે તો બાર પણ દંડ કરવા.

समवर्णे द्विजातीनां द्वादशैव व्यतिक्रमे ।
वादेष्ववचनीयेषु तदेव द्विगुणं भवेत् ॥ २६९ ॥

૨૬૯ દ્વિજ વર્ણમાં બ્રાહ્મણ બ્રાહ્મણને, ક્ષત્રિય ક્ષત્રિયને, એમ પોત-પોતાની જાતવાળાને ગાળો દે તો બાર પણ દંડ કરવા અને બોલી શકાય નહિ તેવી ગાળો દે તો તેનો બમણો દંડ કરવો.

( विप्रक्षत्रियवत्कार्यो दंडो राजन्यवैश्ययोः ।
वैश्यक्षत्रिययोःशूद्रे विप्रे यः क्षत्रशूद्रयोः

ક્ષત્રિય, વૈશ્યને ગાળો આપે તો, બાહ્મણ ક્ષત્રિયને ગાળો આપે તેટલો દંડ કરવો (૫૦ પણ દંડ કરવો), વૈશ્ય, ક્ષત્રિયને ગાળો આપે તો ક્ષત્રિય બ્રાહ્મણને ગાળો આપે તેટલો એટલે ૧૦૦ પણ દંડ કરવો, ક્ષત્રિય અથવા વૈશ્ય શૂદ્રને ગાળો આપે તો, તેનો ૧૨ પણ દંડ કરવો અને શૂદ્ર, ક્ષત્રિય અથવા તો વૈશ્યને ગાળો આપે તો તેને ફટકા મારવાની અથવા તો જીહ્વાછેદન વગેરેની શિક્ષા કરવી.)

एकजातिर्द्विजातींस्तु वाचा दारुणया क्षिपन् ।
जिह्वायाः प्राप्नुयाच्छेदं जघन्यप्रभवो हि सः ॥ २७० ॥

૨૭૦ શૂદ્ર જાતિનો પુરુષ બ્રાહ્મણને દારુણ વાણીથી તિરસ્કાર કરે અર્થાત્ ગાળ દે તો તેની જીભ કાપી નાંખવી. કારણ કે શૂદ્ર પરમાત્માના ચરણમાંથી જન્મેલો છે.

नामजातिग्रहं त्वेषामभिद्रोहेण कुर्वतः ।
निक्षेप्योऽयोमयः शङ्कुर्ज्वलन्नास्ये दशाङ्गुलः ॥ २७१ ॥

૨૭૧ જે શૂદ્ર જાતિનો પુરુષ દ્રોહને લીધે દ્વિજ વર્ણના પુરુષના નામનો તથા જાતનો ઉચ્ચાર કરીને ગાળો દે, એટલે અરે! ઓ! ફલાણા! તું નીચ જાતિનો છે વગેરે વગેરે કહે, તો તેના મોઢામાં ધગધગતો દશ આંગળનો લોઢાનો સળીઓ ખોસી દેવો.

धर्मोपदेशं दर्पेण विप्राणामस्य कुर्वतः ।
तप्तमासेचयेत्तैलं वक्त्रे श्रोत्रे च पार्थिवः ॥ २७२ ॥

૨૭૨ વળી શૂદ્ર દર્પથી (અભિમાનથી) બ્રાહ્મણાદિક ત્રણ વર્ણને ધર્મનો ઉપદેશ કરે, તો રાજાએ તેના મોઢામાં તથા કાનમાં કડકડતું તેલ રેડાવવાની આજ્ઞા કરવી.

श्रुतं देशं च जातिं च कर्म शारीरमेव च ।
वितथेन ब्रुवन्दर्पाद्दाप्यः स्याद्द्विशतं दमम् ॥ २७३ ॥

૨૭૩ એક પુરુષ બીજાને અભિમાનથી કહે કે તને વેદનું જ્ઞાન નથી, તું ફલાણા દેશનો નથી, તારી ફલાણી જાતિ નથી, તેં ઉપનયન વગેરે સંસ્કાર કર્યો નથી, એમ મિથ્યા ભાષણ કરે તો તેનો રાજાએ બસો પણ દંડ કરવો.

काणं वाप्यथवा खञ्जमन्यं वापि तथाविधम् ।
तथ्येनापि ब्रुवन्दाप्यो दण्डं कार्षापणावरम् ॥ २७४ ॥

૨૭૪ જે કોઈ મનુષ્ય બીજાને કાણો, લૂલો, લંગડો અથવા તો એવી જ બીજી ખોડ ખાપણવાળો કહે અને તે પણ ખરું જ કહ્યું હોય, તો પણ રાજાએ તેનો ઓછામાં ઓછો એક કાર્ષાપણ દંડ કરવો.

मातरं पितरं जायां भ्रातरं तनयं गुरुम् ।
आक्षारयञ्छतं दाप्यः पन्थानं चाददद्गुरोः ॥ २७५ ॥

૨૭૫ પોતાનાં માતા, પિતા, સ્ત્રી, ભાઈ, પુત્ર અને ગુરુ વગેરેના ઉપર જે પુરુષ અભિશાપ મૂકે, એટલે તેને પાપી કહે તથા સામા આવતા ગુરુને જોઈ એક બાજુ તરી જઇને તેમને માર્ગ આપે નહિ તો તેનો સો પણ દંડ કરવો.

ब्राह्मणक्षत्रियाभ्यां तु दण्डः कार्यो विजानता ।
ब्राह्मणे साहसः पूर्वः क्षत्रिये त्वेव मध्यमः ॥ २७६ ॥

૨૭૬ બ્રાહ્મણ તથા ક્ષત્રિય પરસ્પર ગાળો ભાંડે, તો સમજુ રાજાએ બ્રાહ્મણને પ્રથમ દંડ એટલે અઢીસો પણ દંડ કરવો અને ક્ષત્રિયને મધ્યમ દંડ એટલે પાંચસો પણ દંડ કરવો.

**विट्शूद्रयोरेवमेव स्वजातिं प्रति तत्त्वतः ।**
**छेदवर्जं प्रणयनं दण्डस्येति विनिश्चयः ॥ २७७ ॥**

૨૭૭ વૈશ્ય તથા શૂદ્ર પોતપોતાની જાતિના પુરુષને પરસ્પર ગાળો ભાંડે તો શૂદ્રની જીભ કાપવી નહિ, પણ તેનો મધ્યમ પ્રકારનો દંડ કરવો અને વૈશ્યનો સાધારણ દંડ કરવો.

**( पतितं पतितेत्युक्त्वा चौरं चौरेति वा पुनः ।**
**वचनात्तुल्यदोषः स्यान्मिथ्या द्विर्दोषतां व्रजेत् ॥**

પતિતને પતિત કહેવાથી, ચોરને ચોર કહેવાથી, ઉપર પ્રમાણે કહેનારાનો દંડ કરવો અને જો મિથ્યા કહે તો બમણો દંડ કરવો.)

**एष दण्डविधिः प्रोक्तो वाक्पारुष्यस्य तत्त्वतः ।**
**अत उर्ध्वं प्रवक्ष्यामि दण्डपारुष्यनिर्णयम् ॥ २७८ ॥**

૨૭૮ આ પ્રમાણે ગાળાગાળીને માટે દંડનો યથાર્થ વિધિ કહ્યો. હવે લાકડી વગેરેથી મારામારી કરનારાઓના દંડનો વિધિ કહું છું.

મારામારીનો નિર્ણય.

**येन केनचिदङ्गेन हिंस्याच्चेच्छ्रेष्ठमन्त्यजः ।**
**छेत्तव्यं तत्तदेवास्य तन्मनोरनुशासनम् ॥ २७९ ॥**

૨૭૯ શૂદ્ર જાતિનો પુરુષ પોતાના શરીરના કોઈ પણ અવયવથી પોતાના કરતાં ઊંચ વર્ણના પુરુષને મારે તો રાજાએ તેનાં તે તે અંગને અપરાધના પ્રમાણમાં કપાવી નંખાવવાં, આવી મનુની આજ્ઞા છે.

**पाणिमुद्यम्य दण्डं वा पाणिच्छेदनमर्हति ।**
**पादेन प्रहरन्कोपात्पादच्छेदनमर्हति ॥ २८० ॥**

૨૮૦ હલકી જાતનો પુરુષ હાથ ઊંચો કરીને અથવા તો લાકડી ઉગામીને ઊંચી જાતના પુરુષને પ્રહાર કરે, તો તેના હાથ કાપવાની શિક્ષા કરવી અને ક્રોધ કરીને પાટુ મારે, તો તેના પગ કાપવાની શિક્ષા કરવી.

**सहासनमभिप्रेप्सुरुत्कृष्टस्यापकृष्टजः ।**
**कट्यां कृताङ्को निर्वास्यः स्फिचं वास्यावकर्तयेत् ॥ २८१ ॥**

૨૮૧ ઊતરતી જાતનો પુરુષ ઊંચી જાતિના પુરુષની સાથે અભિમાનથી બેસવાની ઇચ્છા કરે, તો તેની કડ ઉપર ડામ દઈને તેને દેશનિકાલ કરવો અથવા તો તેના કુલા કાપી નંખાવવા.

**अवनिष्ठीवतो दर्पाद्द्वावोष्ठौ छेदयेन्नृपः ।**
**अवमूत्रयतो मेढ्रमवशर्धयतो गुदम् ॥ २८२ ॥**

૨૮૨ કદાપિ નીચ વર્ણનો પુરુષ ઊંચ વર્ણના પુરુષ ઉપર ગર્વથી થૂંકે, તો રાજાએ તેના બન્ને હોઠ કપાવી નંખાવવા; મૂતરે, તો તેની ઇંદ્રિય કપાવી નંખાવવી અને જો તેના ઉપર પાદે તો તેની ગૂદા કપાવી નંખાવવી.

**केशेषु गृह्णतो हस्तौ छेदयेदविचारयन् ।**
**पादयोर्दाढिकायां च ग्रीवायां वृषणेषु च ॥ २८३ ॥**

૨૮૩ હલકી જાતિનો પુરુષ ઊંચી જાતિના પુરુષના વાળ પકડીને ખેંચે, પગ ઝાલીને તાણે, અથવા તો દાઢી, ગળું કે વૃષણ પકડીને ખેંચે તો રાજાએ વિચાર કર્યા વિના જ તેના બન્ને હાથ કપાવી નંખાવવા.

**त्वग्भेदकः शतं दण्ड्यो लोहितस्य च दर्शकः ।**
**मांसभेत्ता तु षण्निष्कान्प्रवास्यस्त्वस्थिभेदकः ॥ २८४ ॥**

૨૮૪ પોતાની જાતિનો પુરુષ પોતાની જાતિના પુરુષની ચામડી ઉખેડીને લોહી કાઢે, તો તેનો સો પણ દંડ કરવો, માંસ ભેદનારાનો છ નિષ્ક દંડ કરવો અને હાડકાં ભાંગનારાને દેશનિકાલની શિક્ષા કરવી.

**वनस्पतीनां सर्वेषामुपभोगं यथा यथा ।**
**तथा तथा दमः कार्यो हिंसायामिति धारणा ॥ २८५ ॥**

૨૮૫ મોટાં વૃક્ષોનાં પત્ર, પુષ્પ, ફળ, વગેરેનો જે પ્રમાણે ઊત્તમ, મધ્યમ અને સાધારણ રીતે ઉપભોગ કરવામાં આવતો હોય, તે પ્રમાણે વિચાર કરીને તે તે વૃક્ષોને કાપનારાઓનો તેના પ્રમાણમાં દંડ કરવો, આવી ન્યાયની મર્યાદા છે.

**मनुष्याणां पशूनां च दुःखाय प्रहृते सति ।**
**यथा यथा महद्दुःखं दण्डं कुर्यात्तथा तथा ॥ २८६ ॥**

૨૮૬ મનુષ્યોને અને પશુઓને દુઃખ દેવા માટે મારવામાં આવે, તો તેને જેટલું મોટું દુઃખ દીધું હોય, તેના પ્રમાણમાં મારનારાનો દંડ કરવો.

**अङ्गावपीडनायां च व्रणशोणितयोस्तथा ।**
**समुत्थानव्ययं दाप्यः सर्वदण्डमथापि वा ॥ २८७ ॥**

૨૮૭ કોઈ મનુષ્ય કોઇના હાથ, પગ વગેરે ભાંગી નાંખે, ઘાયલ કરે, અથવા માર મારીને લોહી કાઢે, તો તે દરદી અસલ સ્થિતિમાં આવે તેવી રીતે

દવા કરાવવાનો ખર્ચ મારનારાની પાસેથી રાજાએ અપાવવો અથવા તો ધન-દંડ, શારીરદંડ વગેરે સર્વ પ્રકારનો દંડ રાજાએ કરવો.

**द्रव्याणि हिंस्याद्यो यस्य ज्ञानतोऽज्ञानतोऽपि वा ।**
**स तस्योत्पादयेत्तुष्टिं राज्ञे दद्याच्च तत्समम् ॥ २८८ ॥**

૨૮૮ કોઈ મનુષ્ય બીજાના માલને અજાણતાં અથવા તો જાણી બુઝીને નુકસાન કરે તો તેણે માલધણીના મનનો સંતોષ થાય તેમ કરવું અને નુકસાનના પૈસા જેટલો દંડ રાજાને આપવો.

**चर्मचार्मिकभाण्डेषु काष्ठलोष्ठमयेषु च ।**
**मूल्यात्पञ्चगुणो दण्डः पुष्पमूलफलेषु च ॥ २८९ ॥**

૨૮૯ ચામડાને અથવા ચામડાની પેટી કે મસક વગેરેને અથવા લાકડાનાં કે માટીનાં વાસણોને નુકસાન કરનારા પાસેથી કિંમત કરતાં પાંચગણો દંડ લેવો તથા પુષ્પો, મૂળો અને ફળોને નુકસાન કરનારાની પાસેથી પણ કિંમત કરતાં પાંચગણો દંડ લેવો.

**यानस्य चैव यातुश्च यानस्वामिन एव च ।**
**दशातिवर्तनान्याहुः शेषे दण्डो विधीयते ॥ २९० ॥**

૨૯૦ ગાડી, ગાડીવાન્ તથા ગાડીનો ધણી, આ ત્રણને દંડ નહિ કરવાના દશ પ્રસંગો નીતિવેત્તાઓએ કહ્યા છે તે સિવાયના પ્રસંગોમાં દંડ કરવામાં આવે છે.

**छिन्ननास्ये भग्नयुगे तिर्यक्प्रतिमुखागते ।**
**अक्षभङ्गे च यानस्य चक्रभङ्गे तथैव च ॥ २९१ ॥**
**छेदने चैव यन्त्राणां योक्त्ररश्म्योस्तथैव च ।**
**आक्रन्दे चाप्यपैहीति न दण्डं मनुरब्रवीत् ॥ २९२ ॥**

૨૯૧-૨૯૨ એ દશ પ્રસંગો આ પ્રમાણે છે.-૧ બળદોના નાકની નાથ, અથવા તો ઘોડા વગેરેનું ચોકડું તૂટી ગયું હોય, ૨ ધૂસરી ભાંગી ગઇ હોય, ૩ જમીન ઉંચી નીચી હોવાથી ગાડી અવળી ફરી ગઇ હોય અથવાતો ૪ આડી પડી ગઇ હોય, ૫ ગાડીની ધરી ભાંગી ગઇ હોય, ૬ પૈડાં ભાંગી ગયાં હોય, ૭ ચામડાંની વાધરી તૂટી ગઇ હોય, ૮ જોતરું તૂટી ગયું હોય, ૯ રાશ તૂટી ગઈ હોય, ૧૦ દૂર ખસો દૂર ખસો, એમ બૂમો પાડીને કહેવામાં આવ્યું હોય છતાં કોઇને ઇજા થાય તો તેનો દંડ કરવો નહિ એમ મનુએ કહ્યું છે.

**यत्रापवर्तते युग्यं वैगुण्यात्प्राजकस्य तु ।**
**तत्र स्वामी भवेद्दण्ड्यो हिंसायां द्विशतं दमम् ॥ २९३ ॥**

૨૯૩ પરંતુ ગાડીવાનના અણુઘડપણાથી ગાડી ઉંધી પડી જાય અને કોઈને નુકસાન થાય તો તેના ધણીનો બસો પણ દંડ કરવો.

**प्राजकश्चेद्भवेदाप्तः प्राजको दण्डमर्हति ।**
**युग्यस्थाः प्राजकेऽनाप्ते सर्वे दण्ड्याः शतं शतम् ॥ २९४॥**

૨૯૪ ગાડીવાન હુશીયાર હોય તો તેનો બસો પણ દંડ કરવો, પરંતુ તે અણુઘડ હોય તો ગાડીમાં બેસનારા સર્વેનો સો સો પણ દંડ કરવો.

**स चेत्तु पथि संरुद्धः पशुभिर्वा रथेन वा ।**
**प्रमापयेत्प्राणभृतस्तत्र दण्डोऽविचारितः ॥ २९५ ॥**

૨૯૫ ઢોરઢાંખરોથી અથવા તો સામી આવતી ગાડીથી પોતાની ગાડી રસ્તા ઉપર અટકી હોય તે વખતે તે ગાડીવાન ગાડીને આગળ ચલાવે અને તેમ કરતાં કોઈપણ પ્રાણીનો ઘાત થઈ જાય તો રાજાએ વિચાર ન કરતાં તેનો નીચે પ્રમાણે દંડ કરવો.

**मनुष्यमारणे क्षिप्रं चौरवत्किल्बिषं भवेत् ।**
**प्राणभृत्सु महत्स्वर्धं गोगजोष्ट्रहयादिषु ॥ २९६ ॥**

૨૯૬ ઉપર કહેલી બાબતમાં જો કોઈ મનુષ્ય મરી જાય તો તેને ચોરીની શિક્ષા (ઉત્તમ પ્રતિની શિક્ષા) કરવી અને ગાય, બળદ, હાથી, ઉંટ, ઘોડો વગેરે મોટાં પ્રાણીઓ મરી જાય તો તેથી અરધો દંડ (૫૦૦ પણ) કરવો.

**क्षुद्रकाणां पशूनां तु हिंसायां द्विशतो दमः ।**
**पञ्चाशत्तु भवेद्दण्डः शुभेषु मृगपक्षिषु ॥ २९७ ॥**

૨૯૭ નાનાં નાનાં પશુઓ મરી જાય તો બસો પણ દંડ કરવો અને મૃગ, મોર, પોપટ વગેરે સારાં સારાં પક્ષીઓ મરી જાય તો પચાસ પણ દંડ કરવો.

**गर्दभाजाविकानां तु दण्डः स्यात्पञ्चमाषिकः ।**
**माषकस्तु भवेद्दण्डः श्वसूकरनिपातने ॥ २९८ ॥**

૨૯૮ ગધેડાંને, બકરાંને અને મેંઢાંને મારે તો રૂપાના પાંચ માષાનો દંડ કરવો અને કુતરાંને તથા ભુંડને મારે તો એક માષો દંડ કરવો.

**भार्या पुत्रश्च दासश्च प्रेष्यो भ्राता च सोदरः ।**
**प्राप्तापराधास्ताड्याः स्यू रज्ज्वा वेणुदलेन वा ॥ २९९ ॥**

૨૯૯ પોતાની સ્ત્રી, છોકરાં, ચાકર, શિષ્ય અને નાનો ભાઇ આટલાં જો વાંકમાં આવે તો તેમને દોરીથી અથવા વાંસની સોટીથી મારવાં.

पृष्ठतस्तु शरीरस्य नोत्तमाङ्गे कथंचन ।
अतोन्यथा तु प्रहरन्प्राप्तः स्याच्चौरकिल्बिषम् ॥ ३०० ॥

૩૦૦ તેમના શરીરના ઉત્તમ અંગ ઉપર એટલે કે માથા વગેરે કોમળ અંગ ઉપર મારવું નહિ, પરંતુ વાંસાપર મારવું. આથી ઉલટી રીતે જો કોઇ મારે તો તે ચોરના જેટલો જ અપરાધી થાય છે.

एषोऽखिलेनाभिहितो दण्डपारुष्यनिर्णयः ।
स्तेनस्यातः प्रवक्ष्यामि विधिं दण्डविनिर्णये ॥ ३०१ ॥

૩૦૧ આ પ્રમાણે સંપૂર્ણ મારામારીની શિક્ષાનો નિર્ણય કહ્યો. હવે ચોરને શિક્ષા કરવાની રીતનો નિર્ણય કહું છું.

ચોરને શિક્ષા કરવાનો નિર્ણય.

परमं यत्नमातिष्ठेत्स्तेनानां निग्रहे नृपः ।
स्तेनानां निग्रहादस्य यशो राष्ट्रं च वर्धते ॥ ३०२ ॥

૩૦૨ રાજાએ ચોરોને વશ કરવા માટે પરમ પ્રયત્ન કરવો. કારણ કે ચોરોને વશ કરવાથી રાજાનો યશ અને દેશ વધે છે.

अभयस्य हि यो दाता स पूज्यः सततं नृपः ।
सत्रं हि वर्धते तस्य सदैवाभयदक्षिणम् ॥ ३०३ ॥

૩૦૩ જે રાજા અભયદાન આપે છે, તે રાજા સદાય પૂજાપાત્ર થઇ પડે છે અને જેમાં અભય દક્ષિણા છે એવો તે રાજાનો યજ્ઞ નિત્ય વૃદ્ધિ પામ્યા કરે છે (અર્થાત્ યજ્ઞમાં તો અમુક સમય સૂધી જ દક્ષિણા હોય છે, પણ આ યજ્ઞમાં તો સદૈવ અભયરૂપી દક્ષિણા હોય છે).

सर्वतो धर्मषड्भागो राज्ञो भवति रक्षतः ।
अधर्मादपि षड्भागो भवत्यस्य ह्यरक्षतः ॥ ३०४ ॥

૩૦૪ દેશની રક્ષા કરનારા રાજાને સર્વ પ્રજાના ધર્મનો છઠ્ઠો ભાગ મળે છે અને રક્ષા નહિ કરનારા રાજાને સર્વ પ્રજાના અધર્મનો છઠ્ઠો ભાગ મળે છે.

यदधीते यद्यजते यद्ददाति यदर्चति ।
तस्य षड्भागभाग्राजा सम्यग्भवति रक्षणात् ॥ ३०५ ॥

૩૦૫ પ્રજા જે કંઇ વેદાધ્યયન કરે છે, યજ્ઞ યાગ કરે છે, દાન દે છે તથા ગુરુ વગેરેની પૂજા કરે છે, તેમાંથી છઠ્ઠો ભાગ પ્રજાનું સારી રીતે રક્ષણ કરનારા રાજાને મળે છે.

रक्षन् धर्मेण भूतानि राजा वध्यांश्च घातयन् ।
यजतेऽहरहर्यज्ञैः सहस्रशतदक्षिणैः ॥ ३०६ ॥

૩૦૬ જે રાજા ધર્મથી પ્રાણીઓની રક્ષા કરે છે અને મારવા યોગ્ય દુષ્ટોને શિક્ષા કરે છે, તે રાજાને નિત્ય લાખો રૂપિયાની દક્ષિણાવાળા યજ્ઞો કરવાનું ફળ મળે છે.

*योऽरक्षन्बलिमादत्ते करं शुल्कं च पार्थिवः ।
प्रतिभागं च दण्डं च स सद्यो नरकं व्रजेत् ॥ ३०७॥

૩૦૭ જે રાજા પ્રજાનું રક્ષણ કરતો ન હોય, છતાં બલિ, કર, શુલ્ક, પ્રતિભાગ તથા દંડ લેતો હોય તો તે તુરત નરકમાં પડે છે.

अरक्षितारं राजानं बलिषड्भागहारिणम् ।
तमाहुः सर्वलोकस्य समग्रमलहारकम् ॥ ३०८ ॥

૩૦૮ જે રાજા ધાન્યનો છઠ્ઠો ભાગ લે છે, પરંતુ પ્રજાનું રક્ષણ કરતો નથી તે રાજાને શાસ્ત્રવેત્તાઓ સર્વ લોકોનાં પાપ હરનારો કહે છે.

अनपेक्षितमर्यादं नास्तिकं विप्रलुम्पकम् ।
अरक्षितारमत्तारं नृपं विद्यादधोगतिम् ॥ ३०९ ॥

૩૦૯ શાસ્ત્રની મર્યાદાની દરકાર નહિ કરનારો, ઈશ્વરને નહિ માનનારો, પ્રજાને લુંટનારો, પ્રજાની રક્ષા નહિ કરનારો તથા કર વગેરે ખાઇ જનારો રાજા અધોગતિને પામે છે એટલે નરકમાં પડે છે, એમ જાણવું.

अधार्मिकं त्रिभिर्न्यायैर्निगृह्णीयात्प्रयत्नतः ।
निरोधनेन बन्धेन विविधेन वधेन च ॥ ३१० ॥

૩૧૦ અધર્મ કરનારા પુરુષને ત્રણ ઉપાયોથી પ્રયત્નપૂર્વક શિક્ષા કરવીઃ એક તો કેદખાનામાં કેદ રાખવો, હેડમાં નાંખવો કે બેડી પહેરાવવી તથા અનેક રીતથી માર મારવો, જેમ કે નેતરથી માર મારવો વગેરે.

---

* પ્રજાએ કરેલી અનાજની ભેટ તે બલિ, લોકોની પાસેથી લેવામાં આવતો રાજભાગ તે કર, સ્થળ તથા જળ માર્ગે વ્યાપાર કરનારાઓની પાસેથી લેવામાં આવતી જગાત તે શુલ્ક, ફળ, ફૂલ, શાક વગેરેમાંથી અમુક ભાગ લેવો તે પ્રતિભાગ.

निग्रहेण हि पापानां साधूनां सङ्ग्रहेण च ।
द्विजातय इवेज्याभिः पूयन्ते सततं नृपाः ॥ ३११ ॥

૩૧૧ પાપી પુરુષોને શિક્ષા કરવાથી અને સાધુ પુરુષોનો સંગ્રહ કરવાથી, બ્રાહ્મણો જેમ યજ્ઞ કરવાથી પવિત્ર થાય છે તેમ, રાજા સદાય પવિત્ર થાય છે.

क्षन्तव्यं प्रभुणा नित्यं क्षिपतां कार्यिणां नृणाम् ।
बालवृद्धातुराणां च कुर्वता हितमात्मनः ॥ ३१२ ॥

૩૧૨ દાવા વગેરે કામકાજ પ્રસંગે આવેલા મનુષ્યો તથા બાળકો, ઘરડાઓ અને રોગી મનુષ્યો દુઃખને લીધે તિરસ્કાર કરે તો પણ રાજાએ નિત્ય પોતાના હિતને માટે તેમનાપર ક્ષમા કરવી.

यः क्षिप्तो मर्षयत्यार्तैस्तेन स्वर्गे महीयते ।
यस्त्वैश्वर्यान्न क्षमते नरकं तेन गच्छति ॥ ३१३ ॥

૩૧૩ જે રાજા દુઃખી મનુષ્યોએ કરેલા તિરસ્કારને સહન કરે છે, તે રાજા સ્વર્ગમાં પૂજાય છે અને જે રાજા ઐશ્વર્યના મદથી સહન કરતો નથી, તે રાજા નરકમાં પડે છે.

राजा स्तेनेन गन्तव्यो मुक्तकेशेन धावता ।
आचक्षाणेन तत्स्तेयमेवंकर्मास्मि शाधि माम् ॥ ३१४ ॥
स्कन्धेनादाय मुसलं लगुडं वापि खादिरम् ।
शक्तिं चोभयतस्तीक्ष्णामायसं दण्डमेव वा ॥ ३१५ ॥

૩૧૪-૩૧૫ બન્ને તરફ ધારવાળી બરછી, મુસલ, ખેરની લાકડી, ધોકો અથવા તો લોઢાનો દંડ કાંધપર ઉપાડી, માથાના કેશ છૂટા મૂકીને ચોરે દોડતાં દોડતાં રાજાની પાસે જવું અને પોતે જે ચોરી કરી હોય તે કહી બતાવીને કહેવું કે; તમે મને શિક્ષા કરો!

(गृहीत्वा मुसलं राजा सकृद्धन्यात्तु तं स्वयम् ।
वधेन शुध्यते स्तेनो ब्राह्मणस्तपसैव वा ॥

રાજાએ ચોરના હાથમાંની મુસલ અથવા તો બરછી લઈને પોતે તે ચોરને એક વખત પ્રહાર કરવો. ઢોર પ્રહારથી શુદ્ધ થાયછે અને બ્રાહ્મણ તપશ્ચર્યાથી જ શુદ્ધ થાય છે).

शासनाद्वा विमोक्षाद्वा स्तेनः स्तेयाद्विमुच्यते ।
अशासित्वा तु तं राजा स्तेनस्याप्नोति किल्बिषम् ॥३१६॥

૩૧૬ ચોરને શિક્ષા કરવાથી અથવા તો છોડી દેવાથી ચોર ચોરીના અપરાધમાંથી મુક્ત થાય છે અને ચોરને શિક્ષા ન કરે તો રાજા તે ચોરના પાપનો ભાગી થાય છે.

*अन्नादे भ्रूणहा मार्ष्टि पत्यौ भार्यापचारिणी ।
गुरौ शिष्यश्च याज्यश्च स्तेनो राजनि किल्बिषम् ॥३१७॥

૩૧૭ ગર્ભહત્યા કરનારો પોતાનું અન્ન ખાનારાને વિષે પોતાનું પાપ ધુવે છે, વ્યભિચારિણી સ્ત્રી પોતાના પતિને વિષે પોતાનું પાપ ધુવે છે, શિષ્ય સંધ્યાવંદન, અગ્નિહોત્ર વગેરે ન કરે અને ગુરુ તે સહન કર્યા કરે તો તે શિષ્યનું પાપ ગુરુને લાગે છે અને યજમાન વિધિનો ત્યાગ કરે અને યાજક બેઠો બેઠો જોયા કરે તો તે યજમાનનું પાપ યાજકને લાગે છે, તેમ જ ચોર ચોરી કરે અને રાજા તેને શિક્ષા ન કરે તો તે ચોરનું પાપ રાજાને લાગે છે. માટે રાજાએ ચોરોને અવશ્ય શિક્ષા કરવી.

राजभिः कृतदण्डास्तु कृत्वा पापानि मानवाः ।
निर्मलाः स्वर्गमायान्ति सन्तः सुकृतिनो यथा ॥ ३१८ ॥

૩૧૮ મનુષ્યો પાપકર્મ કરીને રાજાની પાસેથી શિક્ષા પામ્યા પછી નિર્મળ થઈ, સત્કર્મ કરનારા પુરુષોની પેઠે સ્વર્ગમાં જાય છે.

यस्तु रज्जुं घटं कूपाद्धरेद्भिन्द्याच्च यः प्रपाम् ।
स दण्डं प्राप्नुयान्माषं तंच तस्मिन्समाहरेत् ॥ ३१९

૩૧૯ જે મનુષ્ય કુવાપરથી દોરડું અથવા તો પાણીનું વાસણ ચોરી જાય અથવા તો જે પાણીના પરબને ભાંગી ફોડી નાંખે, તેનો એક માષો દંડ કરવો અને જે ચોર્યું હોય તે પાછું અપાવવું તથા જે ભાંગ્યું હોય તે સમું કરાવી આપવું.

धान्यं दशभ्यः कुम्भेभ्यो हरतोऽभ्यधिकं वधः ।
शेषेऽप्येकादशगुणं दाप्यस्तस्य च तद्धनम् ॥ ३२० ॥

---

* આ ઉપરથી એમ સમજવાનું નથી કે, એકનું પાપ બીજાને ભોગવવું પડે છે અને પાપ કરનારો પાપમાંથી મુક્ત થઈ જાય છે. પાપકર્મ કરનારો તો તેવોને તેવો જ પાપી રહે છે, પરંતુ તેનો સંસર્ગ કરનારા અથવા તો સહન કરનારા પણ પાપના ભાગી થાય છે, એમ સમજવું.

૩૨૦ વીશ દ્રોણનો એક કુંભ એવા દશ કુંભ કરતાં વધારે ધાન્ય ચોરે, તેને ફટકા મારવાની શિક્ષા કરવી, તેનાથી ઓછું ધાન્ય ચોરનારનો અગ્યાર ગણી કિંમત થાય તેટલો દંડ કરવો અને ચોરેલો માલ તેના ધણીને પાછો અપાવવો.

**तथा धरिममेयानां शताद्भ्यधिके वधः ।**
**सुवर्णरजतादीनामुत्तमानां च वाससाम् ॥ ३२१ ॥**

૩૨૧ તે પ્રમાણે ત્રાજવાંવડે તોળવાયોગ્ય સુવર્ણ, રૂપું વગેરે ધાતુઓ તથા ઉત્તમોત્તમ કપડાંઓની ચોરી કરે અને તે સો પલથી વધારે વજનમાં હોય તો તે ચોરનારાને ફટકા મારવાની શિક્ષા કરવી.

**पञ्चाशतस्त्वभ्यधिके हस्तच्छेदनमिष्यते ।**
**शेषे त्वेकादशगुणं मूल्याद्दण्डं प्रकल्पयेत् ॥ ३२२ ॥**

૩૨૨ ચોરાયેલો માલ પચાસ પલ કરતાં વધારે હોય તો તેના હાથ કાપી નાંખવા અને તેથી ઓછા વજનનો માલ ચોર્યો હોય તો માલની કિંમત કરતાં અગ્યારગણો દંડ કરવો.

**पुरुषाणां कुलीनानां नारीणां च विशेषतः ।**
**मुख्यानां चैव रत्नानां हरणे वधमर्हति ॥ ३२३ ॥**

૩૨૩ કુળવાન્ પુરુષોનાં તથા સ્ત્રીઓનાં ઊંચી કિંમતના ઝવેરાત ચોરનારને હાથ કાપી નાંખવા વગેરે અંગછેદનની શિક્ષા કરવી.

**महापशूनां हरणे शस्त्राणामौषधस्य च ।**
**कालमासाद्य कार्यं च दण्डं राजा प्रकल्पयेत् ॥ ३२४ ॥**

૩૨૪ મોટાં ઢોર ઢાંખરોની, હથિયારોની તથા ઔષધની ચોરી કરે તો સમય તથા અપરાધના તરફ નજર રાખીને રાજાએ ચોરને શિક્ષા કરવી.

**गोषु ब्राह्मणसंस्थासु छूरिकायाश्च भेदने ।**
**पशूनां हरणे चैव सद्यः कार्योऽर्धपादिकः ॥ ३२५ ॥**

૩૨૫ બ્રાહ્મણની ગાયોની ચોરી કરે, વાંઝણી ગાયના નાકમાં છરીવડે છેદ પાડીને હળમાં જોડવા માટે તેને નાથે તથા બ્રાહ્મણનાં બકરાં, મેંઢાં વગેરે પશુઓને ચોરે તો છેદનારાનો તથા ચોરનારાનો અર્ધો પગ તુરત જ કાપી નંખાવવો.

सूत्रकार्पासकिण्वानां गोमयस्य गुडस्य च ।
दध्नः क्षीरस्य तक्रस्य पानीयस्य तृणस्य च ॥ ३२६ ॥
वेणुवैदलभाण्डानां लवणानां तथैव च ।
मृन्मयानां च हरणे मृदो भस्मन एव च ॥ ३२७ ॥
मत्स्यानां पक्षिणां चैव तैलस्य च घृतस्य च ।
मांसस्य मधुनश्चैव यच्चान्यत्पशुसंभवम् ॥ ३२८ ॥
अन्येषां चैवमादीनां मद्यानामोदनस्य च ।
पक्वान्नानां च सर्वेषां तन्मूल्याद्द्विगुणो दमः ॥ ३२९ ॥

૩૨૬. ૩૨૭. ૩૨૮. ૩૨૯. ઊન વગેરેના દોરાઓ, રુ, દારુ બનાવવાનાં બીજ, છાણુ, ગોળ, દહીં, દુધ, છાશ, પાણી, ખડ, વાંસના અને નેતરના ટોપલાઓ, મીઠું, માટીનાં વાસણ, માટી, રાખ, માછલાંઓ, પક્ષીઓ, તેલ, ઘી, માંસ, મધ તથા પશુઓમાંથી ઉત્પન્ન થનારી વસ્તુઓ (જેવી કે શિંગડાં દાંત, ચામડાં વગેરે,) મદ્યો, રાંધેલા ભાત તથા સર્વ જાતનાં પકવાન્નોની ચોરી કરનારાનો માલની કિંમત કરતાં બમણો દંડ કરવો.

पुष्पेषु हरिते धान्ये गुल्मवल्लीनगेषु च ।
अन्येष्वपरिपूतेषु दण्डः स्यात्पञ्चकृष्णलः ॥ ३३० ॥

૩૩૦ પુષ્પો, લીલાં ધાન્યો, ગુલ્મો, લતાઓ, વૃક્ષો તથા જેનાં ફોતરાં વગેરે ઉતારીને સાફ નહિ કરેલાં હોય તેવાં ધાન્યો (એક માણસથી ઉપાડી શકે તેટલાં) ચોરે તો ચોરનારનો પાંચ કૃષ્ણલ દંડ કરવો.

परिपूतेषु धान्येषु शाकमूलफलेषु च ।
निरन्वये शतं दण्डः सान्वयेऽर्धशतं दमः ॥ ३३१ ॥

૩૩૧ ફોતરાં વગેરે કાઢી નાંખીને સાફ કરેલાં ધાન્ય, શાક, મૂળ, ફલ વગેરેની ચોરી કરનારો, માલધણીનો સંબંધી ન હોય તો તેનો સો પણ દંડ કરવો અને તે જો, માલધણીનો સંબંધી હોય તો તેનો પચાસ પણ દંડ કરવો.

स्यात्साहसं त्वन्वयवत्प्रसभं कर्म यत्कृतम् ।
निरन्वयं भवेत्स्तेयं हृत्वापव्ययते च यत् ॥ ३३२ ॥

૩૩૨ જે માલને બળાત્કારથી માલધણીની નજર આગળ છીનવી લેવામાં આવે છે, તે સાહસ (લુંટ) ગણાય છે અને માલધણીની ગેરહાજરીમાં

જે માલ છીનવી લેવામાં આવે છે તથા માલ લીધા છતાં નાકબૂલ કરવામાં આવે છે તે ચોરી ગણાય છે.

**यस्त्वेतान्युपक्लृप्तानि द्रव्याणि स्तेनयेन्नरः ।**
**तमाद्यं दण्डयेद्राजा यश्चाग्निं चोरयेद्गृहात् ।। ३३३ ।।**

૩૩૩ ઉપર કહેલી વાપરવા માટે તયાર કરેલી વસ્તુઓને જે મનુષ્ય ચોરી જાય, અથવા તો ઘરમાંથી અગ્નિને ચોરી જાય તો રાજાએ તેને પ્રથમ પંક્તિનો દંડ કરવો.

**येन येन यथाङ्गेन स्तेनो नृषु विचेष्टते ।**
**तत्तदेव हरेत्तस्य प्रत्यादेशाय पार्थिवः ।। ३३४ ।।**

૩૩૪ ચોર પોતાના જે જે અવયવોથી મનુષ્યોની ચોરી, મારફાડ વગેરે કરે, તે ચોરને શિક્ષા કરવા માટે રાજાએ તેના તે તે અવયવને કાપી નંખાવવા.

**पिताचार्यः सुहृन्माता भार्या पुत्रः पुरोहितः ।**
**नादण्ड्यो नाम राज्ञोऽस्ति यः स्वधर्मे न तिष्ठति ।। ३३५ ।।**

૩૩૫ પિતા, આચાર્ય, મિત્ર, માતા, સ્ત્રી, પુત્ર અથવા તો ઘરનો ઉપાધ્યાય, આ સર્વે જણ જો પોતાના ધર્મમાં ન રહે તો રાજાએ તેને પણ શિક્ષા કરવી.

**कार्षापणं भवेद्दण्ड्यो यत्रान्यः प्राकृतो जनः ।**
**तत्र राजा भवेद्दण्ड्यः सहस्रमिति धारणा ।। ३३६ ।।**

૩૩૬ જે અપરાધમાટે સાધારણ માણસનો એક પણ દંડ કરવામાં આવે, તે અપરાધ જો રાજા પોતે કરે તો તેનો એક હજાર પણ દંડ કરવો, આવી શાસ્ત્રની મર્યાદા છે.

**अष्टापाद्यं तु शूद्रस्य स्तेये भवति किल्बिषम् ।**
**षोडशैव तु वैश्यस्य द्वात्रिंशत्क्षत्रियस्य च ।। ३३७ ।।**

૩૩૭ શૂદ્રને ચોરી કરવાથી આઠગણું, વૈશ્યને સોળગણું અને ક્ષત્રિયને બત્રીસગણું પાપ લાગે છે.

**ब्राह्मणस्य चतुःषष्टिः पूर्णं वापि शतं भवेत् ।**
**द्विगुणा वा चतुःषष्टिस्तद्दोषगुणविद्धि सः ।। ३३८ ।।**

૩૩૮ બ્રાહ્મણને ચોસઠગણું, અથવા તો પૂરેપૂરું સોગણું પાપ લાગે છે અથવા તો એકસો અઠયાવીશગણું પાપ લાગે છે. કારણ કે તે ચોરીના ગુણદોષને જાણનારો છે.

**वानस्पत्यं मूलफलं दार्वग्न्यर्थं तथैव च ।**
**तृणं च गोभ्यो ग्रासार्थमस्तेयं मनुरब्रवीत् ॥ ३३९ ॥**

૩૩૯ વાડ વિનાનાં ક્ષેત્રોમાંથી મોટાં ઝાડનાં ફળ, મૂળ, અગ્નિહોત્ર માટે લાકડાં અને ગાયોને માટે ઘાસ કાપી લાવે તો તે ચોરી કહેવાતી નથી, એમ મનુએ કહ્યું છે.

**योऽदत्तादायिनो हस्ताल्लिप्सेत ब्राह्मणो धनम् ।**
**याजनाध्यापनेनापि यथा स्तेनस्तथैव सः ॥ ३४० ॥**

૩૪૦ જે બ્રાહ્મણ પારકું ધન ઓળવનારા ચોરને યજ્ઞ કરાવીને તથા શાસ્ત્રો ભણાવીને તેના હાથથી ધન લેવાની ઇચ્છા કરે છે, તે બ્રાહ્મણને પણ ચોરના જેવો જાણવો.

**द्विजोऽध्वगः क्षीणवृत्तिर्द्वाविक्षू द्वे च मूलके ।**
**आददानः परक्षेत्रान्न दण्डं दातुमर्हति ॥ ३४१ ॥**

૩૪૧ વટેમાર્ગુ બ્રાહ્મણ ટીમણ (ભાતું) ખૂટી જવાથી બે શેરડીના સાંઠા અને બે મૂળા બીજાના ક્ષેત્રમાંથી ઉખેડી લે તો તે શિક્ષાપાત્ર ઠરતો નથી.

**असंधितानां संधाता संधितानां च मोक्षकः ।**
**दासाश्वरथहर्ता च प्राप्तः स्याच्चोरकिल्बिषम् ॥ ३४२ ॥**

૩૪૨ જે પુરુષ પારકાના છૂટા ચરતા ઘોડા વગેરેને બાંધે છે અને બાંધેલાંને છોડી મૂકે છે તથા જે દાસની, ઘોડાની અને રથની ચોરી કરે છે, તે પણ ચોરના જેટલો જ અપરાધી ગણાય છે.

**अनेन विधिना राजा कुर्वाणः स्तेननिग्रहम् ।**
**यशोऽस्मिन्प्राप्नुयाल्लोके प्रेत्य चानुत्तमं सुखम् ॥ ३४३ ॥**

૩૪૩ રાજા આ રીતે ચોરને શિક્ષા કરે છે તો તે આ લોકમાં યશ મેળવે છે અને પરલોકમાં સર્વોત્તમ સુખ ભોગવે છે.

**ऐन्द्रं स्थानमभिप्रेप्सुर्यशश्चाक्षयमव्ययम् ।**
**नोपेक्षेत क्षणमपि राजा साहसिकं नरम् ॥ ३४४ ॥**

૩૪૪ જે રાજા સર્વનો અધિપતિ થવાની ઇચ્છા રાખતો હોય તથા અવિનાશી અને અક્ષય યશ મેળવવાની ઇચ્છા રાખતો હોય, તે રાજાએ એક ક્ષણભર પણ લુંટારા મનુષ્યને જતો કરવો નહિ અર્થાત્ શિક્ષા કરવી.

લુંટફાટ.

वाग्दुष्टात्तस्कराच्चैव दण्डेनैव च हिंसतः ।
साहसस्य नरः कर्ता विज्ञेयः पापकृत्तमः ॥ ३४५ ॥

૩૪૫ ગાળાગાળી કરનારા, ચોરી કરનારા અને લાકડીવડે મારામારી કરનારા કરતાં પણ લુંટ કરનારા મનુષ્યને વધારે અપરાધી જાણવો.

साहसे वर्तमानं तु यो मर्षयति पार्थिवः ।
स विनाशं व्रजत्याशु विद्वेषं चाधिगच्छति ॥ ३४६ ॥

૩૪૬ જે રાજા લુંટ કરનારા પુરુષ ઉપર ક્ષમા કરે છે, તે રાજા તુરત નાશ પામે છે અને પ્રજાવર્ગમાં દ્વેષપાત્ર થઈ પડે છે.

न मित्रकारणाद्राजा विपुलाद्वा धनागमात् ।
समुत्सृजेत्साहसिकान्सर्वभूतभयावहान् ॥ ३४७ ॥

૩૪૭ રાજાએ પોતાના મિત્રના કહેવાથી અથવા તો પુષ્કળ ધનની પ્રાપ્તિ માટે સર્વ પ્રાણીઓને ભયંકર થઈ પડેલા લુંટારા પુરુષોને કદી પણ છોડી દેવા નહિ.

शस्त्रं द्विजातिभिर्ग्राह्यं धर्मो यत्रोपरुध्यते ।
*द्विजातीनां च वर्णानां विप्लवे कालकारिते ॥ ३४८ ॥

૩૪૮ જે સમયે યજ્ઞ, યાગ વગેરે ધર્મ કર્મ અટકાવવામાં આવે તથા કાળને લીધે (પરદેશી રાજ્ય થવાથી) બ્રાહ્મણાદિ વર્ણના ધર્મનો તથા આશ્રમના ધર્મનો નાશ થવા માંડે, તે સમયે સ્વધર્મનું રક્ષણ કરવા માટે દ્વિજવર્ણોએ પણ શસ્ત્રો ધારણ કરવાં.

---

* દુર્જન મનુષ્ય, બળદ, પાડા, ભેંસ, કૂતરાં, વાંદરાં વગેરે પ્રાણીઓથી પોતાનું રક્ષણ કરવા માટે; નદી, તળાવ, વગેરેમાં સ્નાન કરવા જતાં કે ઉતરતાં તેનું ઉંડાણ તપાસવા માટે; મત્સ્યાદિકના ઉપદ્રવથી રક્ષણ કરવા માટે; તથા રાત્રે ખાડા ખડીઆવાળી ભૂમિમાં પડી ન જવાય તેની તપાસ કરવા માટે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર જાતિના ગૃહસ્થે, હાથમાં વાંસની લાકડી રાખવી. એટલું જ નહિ પરંતુ જેઓ કોઇની સાથે વાણીથી પણ લડતા નથી તેવા સ્નાતક બ્રાહ્મણોએ પણ વાંસની લાકડી હાથમાં રાખવી, એ વાત સ્નાતક ગૃહસ્થના ધર્મમાં કહી ગયા છીએ અને તે વિધિ સર્વને માટે સાધારણ છે. પરંતુ જ્યારે ધર્મ ઉપર કોઈ પણ જાતની આફત આવે ત્યારે શું કરવું? તે વિષયની કર્તવ્યતા આ શ્લોકમાં દર્શાવી છે. જ્યારે વૈદિક ધર્મનો નાશ કરવામાં આવતો હોય, ત્યારે ધર્મના સંરક્ષણ માટે ક્ષત્રિયે, વશ્યે તથા શૂદ્રે તો શું પરંતુ બ્રાહ્મણોએ અને વેદવિદ્યાકુશળ વિદ્વાન્ બ્રાહ્મણોએ પણ શસ્ત્ર ધારણ કરવાં. કદાચ કોઇ

आत्मनश्च परित्राणे दक्षिणानां च संगरे ।
स्त्रीविप्राभ्युपपत्तौ च घ्नन्धर्मेण न दुष्यति ॥ ३४९ ॥

૩૪૯ પોતાની રક્ષા કરવા માટે, યજ્ઞની દક્ષિણાની રક્ષા કરવા માટે તથા સ્ત્રી અને બ્રાહ્મણ આપત્તિમાં હોય ત્યારે તેને આપત્તિમાંથી છોડાવવા માટે ધર્મયુદ્ધ કરીને સામા પુરુષને મારી નાંખે તો તેથી મારનારો અપરાધી ઠરતો નથી.

*गुरुं वा बालवृद्धौ वा ब्राह्मणं वा बहुश्रुतम् ।
आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ॥ ३५० ॥

૩૫૦ ગુરુ, બાળક, વૃદ્ધ અથવા તો બહુ શાસ્ત્ર ભણેલો બ્રાહ્મણ આતતાયીપણાથી આપણને મારવાને ચઢી આવે તો વિચાર કર્યા વિના જ તેને મારી નાંખવો.

---

કહેશે કે, સુરાજ્યના સમયમાં તો રાજા સર્વ પ્રજાનું રક્ષણ કરે છે, માટે તેવા સમયમાં શસ્ત્ર ધારણ કરવાની જરૂર નથી. પરંતુ કેટલાએક દુર્જનો એવા હોય છે કે, રાજ્યના અધિકારીઓને તથા સીપાઈઓને પણ ન ગણકારીને પ્રજા ઉપર જુલમ ગુજારે છે; અને તેવે સમયે રાજા પ્રજાપાળક છતાં પણ ઉપયોગ લાગતો નથી. તેવે સમયે જો પોતાની પાસે શસ્ત્ર હોય તો દુર્જન પણ ભય પામે છે; પરંતુ તે શસ્ત્રનો જો ઉપયોગ કરતાં આવડતો ન હોય, તો ઉલટો સામો માણસ તેના જ શસ્ત્રથી તેના ઉપર પ્રહાર કરે છે. એટલા માટે દ્વિજોએ શસ્ત્ર ધારણ કરવાં. આ વાક્યનો તાત્પર્યાર્થ એવો છે કે, તેઓએ યુદ્ધકળા શીખવી અને તે શીખાને सर्वत एव आत्मानं गोपायेत સર્વ પ્રકારે આત્માનું સંરક્ષણ કરવું. આ શ્રુતિને અનુસારે પ્રત્યેક પુરુષે પોતાનું તથા પોતાના કુટુંબનું, જ્ઞાતિનું, નગરનું, સ્વદેશનું અને સ્વધર્મનું સંરક્ષણ કરવા માટે શસ્ત્રોનો ઉપયોગ કરવો અને તેમ કરવા જતાં સ્વધર્મનો નાશ કરનારા પુરુષોની હિંસા થાય તો તેનું પાપ દ્વિજોને લાગતું નથી.

* આ શ્લોકમાં ગુરુ અથવા બહુશ્રુત બ્રાહ્મણો વગેરે જો આતતાયી હોય તો તેઓને પણ હણવા આમ કહ્યું છે. તેનું તાત્પર્ય તેઓને હણવામાં નથી. કારણ કે આ અધ્યાય રાજધર્મ (અર્થશાસ્ત્ર) ના પ્રકરણનો છે અને અર્થશાસ્ત્ર કરતાં ધર્મશાસ્ત્ર પ્રબળ છે. ધર્મશાસ્ત્રમાં એક સામાન્ય બ્રાહ્મણને હણવાથી બ્રહ્મહત્યાનું પાપ લાગે છે એમ કહ્યું છે તો પછી બહુશ્રુત બ્રાહ્મણની અથવા તો ગુરુની હત્યા કરવી, એ કાર્ય તો મહાપાપથી પણ વધારે દોષવાળું છે. આ શ્લોકમાં જે आयान्तं પદ છે, તેમાં વર્તમાનકાળની વિવક્ષા કરવી નહિ. એટલે આ શ્લોકના અર્થનું એવું તાત્પર્ય થશે કે, ગુરુ વિગેરે પણ જો આતતાયી હોય તો હણવા યોગ્ય ગણાય છે. તો પછી બીજા આતતાયીને હણવા, એમાં તો શું જ કહેવું?

( अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः ।
क्षेत्रदारहरश्चैव षडेते ह्याततायिनः ॥

આગ લગાડનારો, ઝેર આપનારો, હાથમાં હથિયાર લઈને ચઢી આવનારો, ધન ચોરનારો તથા ક્ષેત્રનું અને સ્ત્રીનું હરણ કરનારો, આ છ આતતાયી કહેવાય છે.)

( उद्यतासिर्विषाग्निभ्यां शापोद्यतकरस्तथा ।
आथर्वणेन हन्ता च पिशुनश्चापि राजनि ॥

તરવાર ઉગામનારો, ઝેર આપનારો, ઘર વગેરેમાં અગ્નિ લગાડનારો, શાપ આપવા માટે હાથ ઊંચો કરનારો, અથર્વ વેદના અભિચાર મંત્રથી મારનારો, રાજાની ચાડી ખાનારો,)

( भार्यारिक्थापहारी च रन्ध्रान्वेषणतत्परः ।
एवमाद्यान्विजानीयात् सर्वानेवाततायिनः ॥

---

એટલા માટે ગુરુ વગેરેમાંથી કોઇ પણ પુરુષ આતતાયીરૂપે અપરાધ કરે તો તેનો અનાદર કરવો. કેમકે તેઓએ કરેલા અપકારથી માત્ર તેટલું જ દુઃખ સહન કરવું પડે છે. પરંતુ તેઓની હત્યા કરવાથી તો અનેક જન્મો સૂધી પાપ ભોગવવું પડે છે. ગીતામાં અર્જુને પોતાના ગુરુ વગેરે આતતાયીના પક્ષકાર છતાં પણ તેમને મારવાથી મહાપાપ લાગશે અને તેથી પારલૌકિક શ્રેયનો નાશ થશે. માટે તેમને મારવા કરતાં તો ભિક્ષા માગીને ખાવું વધારે ઉત્તમ છે. એમ "गुरूनहत्वा हि महानुभावान्" એ શ્લોકમાં કહ્યું છે. પરંતુ બીજા ટીકાકારોએ अहत्वा એ પદનો તેઓનો ત્યાગ કરવો આવો અર્થ કર્યો છે. વળી કેટલાક ટીકાકારો કહે છે કે, ઉપરના ગુરુ વગેરેથી આતતાયીપણામાંનો કોઇ પણ અપરાધ થઈ ગયો હોય અને પછવાડેથી તેની ખબર પડી હોય તો તે સહન કરી લેવું; પરંતુ आयान्तम् એ પદના વર્તમાન કાળને વિવક્ષિત માનીએ તો આ શ્લોકનો અર્થ એવો થાય છે કે, ઉપર કહેલા ગુરુ વગેરેમાંથી કોઇ પણ હાથમાં શસ્ત્ર લઈ મારવા આવતો હોય અને પોતાને બચવાનો બીજો ઇલાજ ન હોય તો તેમને હણવામાં પાપ નથી, એ વાત કાત્યાયન તથા ઉશના સ્મૃતિમાં કહેલી છે; માટે મહાભારતના યુદ્ધમાં અશ્વત્થામાએ પોતાની સામે શસ્ત્ર લઈ યુદ્ધ કરવા આવેલા દ્રૌપદીના પુત્રોને માર્યા હતા અને તેથી તેને બાળહત્યાનું પાતક લાગ્યું ન હતું, એમ શાસ્ત્રકારોએ માન્યું છે. તેમ જ અર્જુને કરેલા ભીષ્મવધમાં ગુરુહત્યા માનવામાં આવી નથી. પરંતુ દ્રોણાચાર્યે શાસ્ત્ર ત્યાગ કર્યા પછી ધૃષ્ટદ્યુમ્ને તેમને માર્યા હતા; તેથી તેને ગુરુઘાતક માનવામાં આવે છે. જો કે દ્રોણાચાર્ય સમાધિ કરીને બ્રહ્મલોકમાં ગયા હતા અને માત્ર શરીર જ રથ ઉપર હતું; છતાં ધૃષ્ટદ્યુમ્નનો ઉદ્દેશ તેનું માથું કાપવાનો હોવાથી તે ગુરુઘાતક કહેવાય છે.

સ્ત્રીનું હરણ કરનારો, થાપણ ઓળવનારો, છિદ્રો શોધવામાં પરાયણ વગેરે સર્વેને આતતાયી જાણવા.)

**नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ।**
**प्रकाशं वाप्रकाशं वा मन्युस्तं मन्युमृच्छति ॥ ३५१ ॥**

૩૫૧ જાહેરમાં અથવા તો છૂપી રીતે મારવા માટે તયાર થયેલા આતતાયી પુરુષોને મારવાથી મારનારાને કોઇ પણ જાતનો દોષ લાગતો નથી, કારણ કે હણનારામાં રહેલો ક્રોધ સામા મનુષ્યના ક્રોધને વધારે છે.

***परदाराभिमर्शेषु प्रवृत्तान्नॄन्महीपतिः ।**
**उद्वेजनकरैर्दण्डैश्छिन्नयित्वा प्रवासयेत् ॥ ३५२ ॥**

૩૫૨ પરસ્ત્રીના સંભોગમાટે પ્રવૃત્ત થયેલા પુરુષોને, ઉદ્વેગ ઉપજાવે તેવી રીતે છરી વગેરેથી નાક, હોઠ વગેરે કાપીને રાજાએ દેશનિકાલ કરવા.

સ્ત્રીસંગ્રહણ.

**तत्समुत्थो हि लोकस्य जायते वर्णसंकरः ।**
**येन मूलहरोऽधर्मः सर्वनाशाय कल्पते ॥ ३५३ ॥**

૩૫૩ વ્યભિચારથી જગતમાં વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે અને તેથી પ્રજાને ઉત્પન્ન કરનારાં મૂળનો નાશ કરનારો અધર્મ આખા જગતનો નાશ કરવાને સમર્થ થાય છે.

---

* જે જે કાર્યો અધર્મમૂલક છે, તે તે કરવામાં શાસ્ત્રકારોએ અધિક પાપ માનેલું છે અને તે તે કાર્યો અટકાવવા માટે તેઓએ ઘણા ઘણા યત્નો કરેલા છે. ચોરી તથા સ્ત્રીસંગ્રહણ પણ તેવું જ પાપ હોવાથી તેમનો આ પ્રકરણમાં નિષેધ કરેલો છે. વિષયોને ગ્રહણ કરવા, એ ઇંદ્રિયોનો સ્વભાવ છે. એક સુંદર ઉદ્યાન જોઇને તેમાં હરવા ફરવાને, પરની સમૃદ્ધિ જોઇને તેને ગ્રહણ કરવાને, સુંદર ગાન થતું હોય તો તેને સાંભળવાને, પકવાન્ન જોઇને તેને ખાવાને, મખમલની શય્યાઓ જોઇને તેમાં સુવાને, અત્તર વગેરે સુગંધી પદાર્થો જોઇને સુંઘવાને, મનુષ્યોનું ચિત્ત લલચાય છે અને પરધન, પરાન્ન, પરશય્યા વગેરે પદાર્થોનો ઉપયોગ કરનારાને શાસ્ત્રમાં શિક્ષા કરવાનું કહેલું છે. તે શિક્ષા ધનદંડ અને શારીરદંડ એમ બે પ્રકારની છે. શારીર શિક્ષામાં ચોરોના હાથ, પગ વગેરે કાપી નાંખવામાં આવે છે. ચોરોની પેઠે જે પુરુષો પારકી સુંદર સ્ત્રીઓને જોઇને તેમ જ સ્ત્રીઓ સુંદર પુરુષોને જોઇને પરસ્પર ભોગને માટે જે લલચાય છે, તે પણ એક જાતની ચોરી છે અને તેને શાસ્ત્રમાં સંગ્રહણ કહે છે. આ દોષ એવો તો મોટો છે કે, જેને લીધે વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે અને તેનો અટકાવ કરવા માટે ધનદંડ

परस्य पत्न्या पुरुषः संभाषां योजयन्रहः ।
पूर्वमाक्षारितो दोषैः प्राप्नुयात्पूर्वसाहसम् ॥ ३५४ ॥

૩૫૪ જેના ઉપર પહેલાં વ્યભિચાર વગેરેનો અભિશાપ મૂકવામાં આવ્યો હોય તેવો પુરુષ પારકાની સ્ત્રી સાથે એકાંતમાં જો વાતચિત કરે તો તેનો પ્રથમ પંક્તિનો દંડ કરવો.

यस्त्वनाक्षारितः पूर्वमभिभाषेत कारणात् ।
न दोषं प्राप्नुयात्किंचिन्न हि तस्य व्यतिक्रमः ॥ ३५५ ॥

૩૫૫ પરંતુ જેનાપર પહેલાં અભિશાપ આવ્યો જ ન હોય તેવો પુરુષ કોઇ કારણથી સ્ત્રી સાથે વાતચિત કરે તો તેમાં તેનો અપરાધ ગણાતો નથી તથા તે દંડ વગેરે દોષનું પાત્ર પણ થતો નથી.

परस्त्रियं योऽभिवदेत्तीर्थेऽरण्ये वनेऽपि वा ।
नदीनां वापि संभेदे स संग्रहणमाप्नुयात् ॥ ३५६ ॥

૩૫૬ જે પુરુષ તીર્થમાં, અરણ્યમાં, વનમાં અથવા તો નદીના સંગમ આગળ પરસ્ત્રી સાથે વાતચિત કરે તેના ઉપર સંગ્રહણનો (પરસ્ત્રીના સંભોગની અભિલાષાનો) દોષ લાગુ પડે છે.

उपचारः क्रिया केलिः स्पर्शो भूषणवाससाम् ।
सह खट्वासनं चैव सर्वं संग्रहणं स्मृतम् ॥ ३५७ ॥

---

તથા શારીરદંડ કલ્પેલા છે. વ્યભિચાર કરનારી સ્ત્રીને નાસિકાછેદન, કેશવપન તથા ચોક વચ્ચે ઉભી રાખીને કૂતરાઓ પાસે કરડાવવી વગેરે શિક્ષાઓ શાસ્ત્રમાં કહેલી છે તથા વ્યભિચારી પુરુષનાં પણ જૂદાં જૂદાં અંગો કપાવી નંખાવવા. ઉપરાંત તેની પ્રજનેંદ્રિયને પણ કપાવી નાંખવાની શિક્ષા શાસ્ત્રમાં કહી છે. જો કે ઉપરની અંગચ્છેદન શિક્ષા ત્રાસદાયક છે, છતાં તેવી શિક્ષા કરવાનું કારણ એટલું જ છે કે, તેવું કાર્ય ફરીથી તે પુરુષ કરે નહિ એટલું જ નહિ પણ તેને જોઇને તેવો દુરાચાર કરતાં બીજાઓ પણ કંપી ઉઠે અને તેમના દુઃખોનું સ્મરણ થતાં બીજાઓના માનસિક વિકારો પણ નાશ પામે, કે જેથી તેઓ પરસ્ત્રી, પરધન, વગેરે તરફ પ્રવૃત્તિ કરતાં અટકી જાય. આજ કાલ તેવા દંડો ન હોવાથી આ દેશમાં ચોરી, વ્યભિચાર વગેરે દોષો વધી ગયા છે અને દિવસે દિવસે આર્ય પ્રજાનાં ગૃહસ્થાશ્રમનાં બંધનો શિથિલ થતાં જાય છે, જેથી ભવિષ્યમાં સ્ત્રીઓ તથા પુરુષો ઉચ્છૃંખલ થઇ એક બીજાને વશ રહેશે નહિ અને તેથી પ્રજા વર્ણસંકર થવાથી કુલીન આર્ય પ્રજાનો નાશ થવાનો ભય ઉત્પન્ન થાય છે. એટલા માટે વ્યભિચારાદિ દોષો કરનારાને ભારે દંડની જરૂર છે.

૩૫૭ પારકી સ્ત્રીને પુષ્પની માળા, ફૂલેલ તેલ, વગેરે સારી સારી વસ્તુ મોકલવી, તેની સાથે હાંસી મશ્કરી કરવી, તેનાં આભૂષણોનો તથા વસ્ત્રોનો સ્પર્શ કરવો, એક પલંગ ઉપર અથવા તો એક આસનપર શરીર અડાડીને બેસવું, આ સર્વ સ્ત્રીસંગ્રહણ જાણવું.

**स्त्रियं स्पृशेददेशे यः स्पष्टो वा मर्षयेत्तया ।**
**परस्परस्यानुमते सर्वं संग्रहणं स्मृतम् ॥ ३५८ ॥**

૩૫૮ એક બીજાની અનુમતિથી સ્ત્રીઓના સ્તનાદિકનો પુરુષ સ્પર્શ કરે, અથવા તો પુરુષના નહિ અડકવા યોગ્ય ગુહ્ય પ્રદેશનો સ્ત્રી સ્પર્શ કરે, તે સર્વને પણ સંગ્રહણ જાણવું.

**अब्राह्मणः संग्रहणे प्राणान्तं दण्डमर्हति ।**
**चतुर्णामपि वर्णानां दारा रक्ष्यतमाः सदा ॥ ३५९ ॥**

૩૫૯ શૂદ્ર જાતિનો પુરુષ બ્રાહ્મણ જાતિની સ્ત્રી સાથે વ્યભિચાર કરે તો તેને દેહાંત દંડની શિક્ષા કરવી. ચારેય વર્ણના પુરુષોએ પોતાની સ્ત્રીઓનું વિશેષે કરીને સદાય રક્ષણ કરવું.

**भिक्षुका बन्दिनश्चैव दीक्षिताः कारवस्तथा ।**
**संभाषणं सह स्त्रीभिः कुर्युरप्रतिवारिताः ॥ ३६० ॥**

૩૬૦ ભિક્ષુકો, સ્તુતિપાઠ કરનારાઓ, યજ્ઞમાં દીક્ષા લેનારાઓ, રસોઈઆઓ તથા કારીગરોને પારકી સ્ત્રીની સાથે વાતચિત કરવાની અડચણ નથી.

**न संभाषां परस्त्रीभिः प्रतिषिद्धः समाचरेत् ।**
**निषिद्धो भाषमाणस्तु सुवर्णं दण्डमर्हति ॥ ३६१ ॥**

૩૬૧ પારકી સ્ત્રીઓની સાથે જેને વાતચિત કરવાનો અટકાવ કરવામાં આવ્યો હોય, તેવો પુરુષ જો વાતચિત કરે તો તે એક સુવર્ણના દંડને પાત્ર થાય છે.

**नैष चारणदारेषु विधिर्नात्मोपजीविषु ।**
**सज्जयन्ति हि ते नारीर्निगूढाश्चारयन्ति च ॥ ३६२ ॥**

૩૬૨ જેઓ જાહેરમાં નાચવાનો તથા ગાવાનો ધંધો કરે છે, તેવા લોકોની સ્ત્રીઓ સાથે તથા જેઓ પોતાની સ્ત્રી ઉપર આજીવિકા કરનારા છે, તેઓની સ્ત્રીઓ સાથે વાત કરવામાં અપરાધ ગણવામાં આવતો નથી. કારણ કે તેઓ છૂપી રીતે પોતાની સ્ત્રીઓને આભૂષણાદિકથી સજ્જ કરીને પરપુરુષોની સાથે મેળવે છે.

किंचिदेव तु दाप्यः स्यात्संभाषां ताभिराचरन् ।
प्रैष्यासु चैकभक्तासु रहः प्रव्रजितासु च ॥ ३६३ ॥

૩૬૩ પરંતુ એ સ્ત્રીઓની સાથે પણ નિર્જન પ્રદેશમાં જે કોઈ વાત કરે તેનો થોડો દંડ કરવો તથા એક ધણીએ રાખેલી દાસીઓની સાથે અને સાધુડીઓની સાથે વાતચિત કરે તેનો પણ થોડો દંડ કરવો.

योऽकामां दूषयेत्कन्यां स सद्यो वधमर्हति ।
सकामां दूषयंस्तुल्यो न वधं प्राप्नुयान्नरः ॥ ३६४ ॥

૩૬૪ જે પુરુષ કન્યાની ઇચ્છા ન છતાં જો તેને બગાડે તો તેને અંગભંગની શિક્ષા કરવી. પરંતુ કન્યાની પોતાની જ ઈચ્છા હોય અને તેને બગાડનારો તેની જાતનો જ હોય તો તે અંગભંગની શિક્ષાને પાત્ર થતો નથી.

कन्यां भजन्तीमुत्कृष्टं न किंचिदपि दापयेत् ।
जघन्यं सेवमानां तु संयतां वासयेद्गृहे ॥ ३६५ ॥

૩૬૫ ઊંચી જાતના પુરુષ સાથે સમાગમ કરનારી કન્યાનો જરા પણ દંડ કરવો નહિ, પરંતુ ઉતરતી જાતના પુરુષની સાથે જો સમાગમ કરે તો તેને ઘરમાં કેદ રાખવી.

उत्तमां सेवमानस्तु जघन्यो वधमर्हति ।
शुल्कं दद्यात्सेवमानः समामिच्छेत्पिता यदि ॥ ३६६ ॥

૩૬૬ નીચ જાતિનો પુરુષ ઊંચ જાતિની કન્યા સાથે સમાગમ કરે તો તે અંગભંગની શિક્ષાને પાત્ર થાય છે; પરંતુ એક જ જાતિનો પુરુષ પોતાની જાતિની કન્યાની સાથે સમાગમ કરે અને તેના પિતાની ઈચ્છા હોય તો તે કન્યાનું મૂલ્ય દઈને તેણે તેની સાથે પરણવું.

अभिषह्य तु यः कन्यां कुर्याद्दर्पेण मानवः ।
तस्याशु कर्त्ये अङ्गुल्यौ दण्डं चार्हति षट्शतम् ॥ ३६७ ॥

૩૬૭ જે મનુષ્ય દર્પ અને બળાત્કારથી, આંગળીઓવડે કન્યાના કન્યાપણાનો નાશ કરે, તેની બન્ને આંગળીઓ તુરત જ કાપી નંખાવવી અને તેનો છસો પણ દંડ કરવો.

सकामां दूषयंस्तुल्यो नाङ्गुलिच्छेदमाप्नुयात् ।
द्विशतं तु दमं दाप्यः प्रसङ्गविनिवृत्तये ॥ ३६८ ॥

૩૬૮ પુરુષ સમાન જાતિનો હોય અને કન્યાની ઇચ્છાથી આંગળીવડે તેને બગાડે તો તેની આંગળીઓ કપાવવી નહિ, પરંતુ તેવી જાતનો પ્રસંગ મટાડવા માટે તેનો બસો પણ દંડ કરવો.

**कन्यैव कन्यां या कुर्यात्तस्याः स्याद्विशतो दमः ।**
**शुल्कं च द्विगुणं दद्याच्छिफाश्चैवाप्नुयाद्दश ॥ ३६९ ॥**

૩૬૯ એક કન્યા આંગળીવડે બીજી કન્યાને બગાડે તો તેનો બસો પણ દંડ કરવો અને તે કન્યાનાં કન્યાપણાનો નાશ થવાથી તે કન્યાનું રૂપ, ગુણ વગેરે જોઇને કન્યાના પિતાને બમણું મૂલ્ય આપવું તથા કન્યાપણાનો ભંગ કરનારી કન્યાને દશ ચાબકાનો માર મારવો.

**या तु कन्यां प्रकुर्यात्स्त्री सा सद्यो मौण्ड्यमर्हति ।**
**अङ्गुल्योरेव वा छेदं खरेणोद्वहनं तथा ॥ ३७० ॥**

૩૭૦ જે સ્ત્રી આંગળીવડે કોઇ પણ કન્યાને બગાડે, તે સ્ત્રીના માથાના કેશ તુરત બોડાવી નંખાવવા, તેની આંગળીઓ કપાવી નંખાવવી અને તેને ગધેડાપર બેસારીને આખા ગામમાં ફેરવવી.

**भर्तारं लङ्घयेद्या तु स्त्री ज्ञातिगुणदर्पिता ।**
**तां श्वभिः खादयेद्राजा संस्थाने बहुसंस्थिते ॥ ३७१ ॥**

૩૭૧ જે સ્ત્રી સગાં સંબંધીઓના તથા સૌંદર્યના અભિમાનને લીધે પોતાના પતિનું ઉલ્લંઘન કરે એટલે વ્યભિચાર કરે તો રાજાએ ઘણા મનુષ્યોની સમક્ષ પ્રસિદ્ધ સ્થાનમાં તેને કુતરાઓ પાસે ફાડી ખવરાવવી.

**पुमांसं दाहयेत्पापं शयने तप्त आयसे ।**
**अभ्यादध्युश्च काष्ठानि तत्र दह्येत पापकृत् ॥ ३७२ ॥**

૩૭૨ વ્યભિચારી પાપી પુરુષને રાજાએ લોઢાના ધગધગતા પલંગપર સુવરાવીને બાળી નંખાવવો અને તે પાપી ઝટ બળી જાય તેમ તેના ઉપર સર્વ લોકોએ લાકડાં નાંખવાં.

**संवत्सराभिशस्तस्य दुष्टस्य द्विगुणो दमः ।**
**व्रात्यया सह संवासे चाण्डाल्या तावदेव तु ॥ ३७३ ॥**

૩૭૩ એક પુરુષ ઉપર વ્યભિચારનો આરોપ આવ્યો હોય તે પુરુષ ઉપર એક વર્ષમાં એવો જ આરોપ પાછો આવે તો તેનો બમણો દંડ કરવો. તેમ જ વ્રાત્ય પુરુષની સ્ત્રી સાથે અને ચાંડાળ જાતિની સ્ત્રી સાથે વ્યભિચાર કરે, તેનો પણ બમણો દંડ કરવો.

**शूद्रो गुप्तमगुप्तं वा द्वैजातं वर्णमावसन् ।**
**अगुप्तमङ्गसर्वस्वैर्गुप्तं सर्वेण हीयते ॥ ३७४ ॥**

૩૭૪ શૂદ્ર જાતિનો પુરુષ દ્વિજ વર્ણની (પતિના રક્ષણમાં રહેનારી અથવા તો નિધણીયાતી) સ્ત્રી સાથે જો વ્યભિચાર કરે તો તેમાં નિધણીયાતી સ્ત્રીની સાથે સમાગમ કરનારની ઇંદ્રિય કપાવી નંખાવવી તથા તેનું સર્વસ્વ હરી લેવું અને ધણીયાતી સ્ત્રીની સાથે જો વ્યભિચાર કરે તો તેનાં સર્વ અંગો કપાવવાં તથા તેનું સર્વ ધન હરી લેવું.

**वैश्यः सर्वस्वदण्डः स्यात्संवत्सरनिरोधतः ।**
**सहस्रं क्षत्रियो दण्ड्यो मौण्ड्यं मूत्रेण चार्हति ॥ ३७५ ॥**

૩૭૫ વૈશ્ય, ધણીવાળી બ્રાહ્મણની સ્ત્રી સાથે વ્યભિચાર કરે તો તેને એક વર્ષ કેદમાં રાખવો તથા તેની સર્વ મિલકત છિનવી લેવી અને ક્ષત્રિય જો તે પ્રમાણે કરે તો તેનો એક હજાર પણ દંડ કરવો તથા ગધેડાનાં મૂત્રથી તેના માથાપર મુંડન કરાવવું.

**ब्राह्मणीं यद्यगुप्तां तु गच्छेतां वैश्यपार्थिवौ ।**
**वैश्यं पञ्चशतं कुर्यात्क्षत्रियं तु सहस्रिणम् ॥ ३७६ ॥**

૩૭૬ વૈશ્ય અને ક્ષત્રિય જાતિના પુરુષો નિધણીયાતી બ્રાહ્મણીની સાથે વ્યભિચાર કરે તો વૈશ્યનો પાંચસો અને ક્ષત્રિયનો એક હજાર પણ દંડ કરવો.

**उभावपि तु तावेव ब्राह्मण्या गुप्तया सह ।**
**विप्लुतौ शूद्रवद्दण्ड्यौ दग्धव्यौ वा कटाग्निना ॥ ३७७ ॥**

૩૭૭ ક્ષત્રિય તથા વૈશ્ય, ધણીવાળી બ્રાહ્મણીની સાથે વ્યભિચાર કરે તો તે બન્નેને શૂદ્રના જેટલી જ શિક્ષા કરવી અથવા તો તે બન્નેને કટ જાતના ખડના અગ્નિમાં બાળી નંખાવવા.

**सहस्रं ब्राह्मणो दण्ड्यो गुप्तां विप्रां बलाद्व्रजन् ।**
**शतानि पञ्च दण्ड्यः स्यादिच्छन्त्या सह संगतः ॥ ३७८ ॥**

૩૭૮ બ્રાહ્મણ, જો ધણીવાળી બ્રાહ્મણીની સાથે પરાણે વ્યભિચાર કરે તો તેનો એક હજાર પણ દંડ કરવો અને તે સ્ત્રીની ઇચ્છાથી જો વ્યભિચાર કરે તો તેનો પાંચસો પણ દંડ કરવો.

**मौण्ड्यं प्राणान्तिको दण्डो ब्राह्मणस्य विधीयते ।**
**इतरेषां तु वर्णानां दण्डः प्राणान्तिको भवेत् ॥ ३७९ ॥**

૩૭૯ બ્રાહ્મણ જાતિના પુરુષને વ્યભિચાર સંબંધે દેહાંત દંડને ઠેકાણે માથું મુંડાવવાની શિક્ષા કરવી અને બીજા વર્ણોને દેહાંત દંડની શિક્ષા કરવી.

**न जातु ब्राह्मणं हन्यात्सर्वपापेष्वपि स्थितम् ।**
**राष्ट्रादेनं बहिः कुर्यात्समग्रधनमक्षतम् ॥ ३८० ॥**

૩૮૦ બ્રાહ્મણ ગમે તેવા અપરાધોમાં આવી પડ્યો હોય, તો પણ તેને કોઈ દિવસ દેહાંત દંડની શિક્ષા કરવી નહિ; પરંતુ તેને સર્વ ધનની સાથે અક્ષત શરીરે દેશમાંથી બહાર કાઢી મૂકવો.

**न ब्राह्मणवधाद्भूयानधर्मो विद्यते भुवि ।**
**तस्मादस्य वधं राजा मनसापि न चिन्तयेत् ॥ ३८१ ॥**

૩૮૧ પૃથ્વીપર બ્રાહ્મણની હિંસા જેવું બીજું મહા પાપ નથી; માટે રાજાએ બ્રાહ્મણને મારવાનો મનમાં પણ વિચાર કરવો નહિ.

**वैश्यश्चेत्क्षत्रियां गुप्तां वैश्यां वा क्षत्रियो व्रजेत् ।**
**यो ब्राह्मण्यामगुप्तायां तावुभौ दण्डमर्हतः ॥ ३८२ ॥**

૩૮૨ વૈશ્ય, ધણીવાળી ક્ષત્રિયની સ્ત્રી સાથે અને ક્ષત્રિય, ધણીવાળી વૈશ્યની સ્ત્રી સાથે જો વ્યભિચાર કરે તો ધણીયાતી બ્રાહ્મણી સાથે વ્યભિચાર કરનારને જેટલો દંડ કહ્યો છે, તેટલા દંડના તે બન્ને પાત્ર થાય છે.

**( क्षत्रियां चैव वैश्यां च गुप्तां तु ब्राह्मणो व्रजन् ।**
**न मूत्रमुण्डः कर्तव्यो दाप्यस्तूत्तमसाहसम् ॥**

બ્રાહ્મણ, ધણીવાળી ક્ષત્રિયની અને વૈશ્યની સ્ત્રી સાથે જો વ્યભિચાર કરે છે તો તેની મૂત્રથી હજામત કરાવવી નહિ, પરંતુ તેનો પ્રથમ પંક્તિનો દંડ કરવો.)

**सहस्रं ब्राह्मणो दण्डं दाप्यो गुप्ते तु ते व्रजन् ।**
**शूद्रायां क्षत्रियविशोः साहस्रो वै भवेद्दमः ॥ ३८३ ॥**

૩૮૩ બ્રાહ્મણ, ધણીવાળી ક્ષત્રિય અને વૈશ્યની સ્ત્રી સાથે વ્યભિચાર કરે તો રાજાએ તેનો એક હજાર પણ દંડ કરવો અને ક્ષત્રિય તથા વૈશ્ય, ધણી-વાળી શૂદ્ર જાતિની સ્ત્રી સાથે વ્યભિચાર કરે તો તેનો એક હજાર પણ દંડ કરવો.

**क्षत्रियायामगुप्तायां वैश्ये पञ्चशतं दमः ।**
**मूत्रेण मौण्ड्यमिच्छेत्तु क्षत्रियो दण्डमेव वा ॥ ३८४ ॥**

૩૮૪ નિધણીયાતી ક્ષત્રિયની સ્ત્રી સાથે વ્યભિચાર કરવાથી વૈશ્યને પાંચસો પણ દંડ કરવો અને ક્ષત્રિયની મૂત્રથી હજામત કરાવવી અથવા તો પાંચસો પણ દંડ કરવો.

**अगुप्ते क्षत्रियावैश्ये शूद्रां वा ब्राह्मणो व्रजन् ।**
**शतानि पञ्च दण्ड्यः स्यात्सहस्रं त्वन्त्यजस्त्रियम् ॥ ३८५ ॥**

૩૮૫ બ્રાહ્મણ નિધણીયાતી ક્ષત્રિયની, વૈશ્યની અથવા તો શૂદ્રની સ્ત્રી સાથે વ્યભિચાર કરે તો તેનો પાંચસો પણ દંડ કરવો અને અંત્યજ જાતિની સ્ત્રી સાથે વ્યભિચાર કરે તો તેનો હજાર પણ દંડ કરવો.

**( शूद्रोत्पन्नांशपापीयान्न वै मुच्येत किल्बिषात् ।**
**तेभ्यो दण्डाहृतं द्रव्यं न कोशे संप्रवेशयेत् ॥**
**अयाजिकं तु तद्राजा दद्याद्भृतकवेतनम् ।**
**यथा दण्डगतं वित्तं ब्राह्मणेभ्यस्तु लंभयेत् ॥**

શૂદ્રથી ઉત્તમ જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુરુષ પાપી ગણાય છે અને તે તે પાપમાંથી મુક્ત થતો નથી. તેવા પુરુષોની પાસેથી લીધેલો દંડ રાજાએ ખજાનામાં નાંખવો નહિ, પરંતુ જેમ દંડ તરિકે આવેલું ધન બ્રાહ્મણોને આપવામાં આવે છે, તેમ તે ધન યજ્ઞયાગમાં અનુપયોગી હોવાથી તેને ચાકરોના પગારમાં વહેંચી દેવું.)

**यस्य स्तेनः पुरे नास्ति नान्यस्त्रीगो न दुष्टवाक् ।**
**न साहसिकदण्डघ्नौ स राजा शक्रलोकभाक् ॥ ३८६ ॥**

૩૮૬ જે રાજાના નગરમાં ચોર, વ્યભિચારી, ગાળાગાળી કરનારા, સાહસ કરનારા અને મારામારી કરનારા હોતા નથી, તે રાજા ઇંદ્રલોકમાં જાય છે.

**एतेषां निग्रहो राज्ञः पञ्चानां विषये स्वके ।**
**साम्राज्यकृत्सजात्येषु लोके चैव यशस्करः ॥ ३८७ ॥**

૩૮૭ રાજા આ પાંચ જણાને પોતાના દેશમાં તાબે કરવાથી પોતાના સમાન રાજાઓમાં શ્રેષ્ઠતા ભોગવે છે અને લોકોમાં તેનો યશ ગવાય છે.

**ऋत्विजं यस्त्यजेद्याज्यो याज्यं चर्त्विक्त्यजेद्यदि ।**
**शक्तं कर्मण्यदुष्टं च तयोर्दण्डः शतं शतम् ॥ ३८८ ॥**

૩૮૮ યજમાન જો કર્મ કરાવી શકનારા અને દોષરહિત ઋત્વિજનો ત્યાગ કરે તથા ઋત્વિજ કર્મ કરવાને યોગ્ય નિર્દોષ યજમાનનો જો ત્યાગ કરે તો રાજાએ તે બન્નેનો સો સો પણ દંડ કરવો.

રાજાનું કર્તવ્ય.

न माता न पिता न स्त्री न पुत्रस्त्यागमर्हति ।
त्यजन्नपतितानेतान्राज्ञा दण्ड्यः शतानि षट् ॥ ३८९ ॥

૩૮૯ માતા, પિતા, પુત્ર અને સ્ત્રીએ એકબીજાનો ત્યાગ કરવો નહિ. પતિત નહિ તેવાં ઉપર કહેલાંનો ત્યાગ કરનારાનો રાજાએ છસો પણ દંડ કરવો.

आश्रमेषु द्विजातीनां कार्ये विवदतां मिथः ।
न विब्रूयान्नृपो धर्मं चिकीर्षन्हितमात्मनः ॥ ३९० ॥
यथार्हमेतानभ्यर्च्य ब्राह्मणैः सह पार्थिवः ।
सान्त्वेन प्रशमय्यादौ स्वधर्मं प्रतिपादयेत् ॥ ३९१॥

૩૯૦-૩૯૧ બ્રાહ્મણો ગૃહસ્થાશ્રમ વગેરે ધર્મની બાબત માટે માંહોમાંહે વિવાદ કરતા હોય, ત્યારે રાજા જો પોતાનું હિત ઇચ્છતો હોય તો તેણે અમુક ધર્મ છે, એમ ન્યાય નહિ કરતાં પોતાના સભાસદ બ્રાહ્મણોની સાથે એ બ્રાહ્મણોની ઘટતી રીતે પૂજા કરીને આરંભમાં તેઓને શાંત પાડવા અને પછી તેઓને તેમનો ધર્મ સમજાવવો.

प्रातिवेश्यानुवेश्यौ च कल्याणे विंशतिद्विजे ।
अर्हावभोजयन्विप्रो दण्डमर्हति माषकम् ॥ ३९२ ॥

૩૯૨ પોતાને ઘેર માંગલિક મહોત્સવ પ્રસંગે વીશ બ્રાહ્મણોને જમવાનું કહ્યું હોય ત્યારે જે બ્રાહ્મણ પોતાના પાડોશીઓ તથા તેની પાસેના ઘરવાળાઓ જેઓ યોગ્ય હોય, તેઓને જમાડે નહિ તો તેનો રૂપાનો એક માષો દંડ કરવો.

श्रोत्रियः श्रोत्रियं साधुं भूतिकृत्येष्वभोजयन् ।
तदन्नं द्विगुणं दाप्यो हिरण्यं चैव माषकम् ॥ ३९३ ॥

૩૯૩ જે વેદવેત્તા બ્રાહ્મણ પોતાને ઘેર વિવાહાદિ પ્રસંગે વેદ જાણનારા વિદ્વાન્ બ્રાહ્મણને જમાડે નહિ, તેણે વેદવેત્તા બ્રાહ્મણને બમણું અન્ન આપવું તથા દંડ તરિકે સુવર્ણનો એક માષો આપવો.

अन्धो जडः पीठसर्पी सप्तत्या स्थविरश्च यः ।
श्रोत्रियेषूपकुर्वंश्च न दाप्याः केनचित्करम् ॥ ३९४ ॥

૩૯૪ આંધળો, બહેરો, પાંગળો અને સિત્તેર વર્ષની વયનો વૃદ્ધ પુરુષ તથા વિદ્વાન્ બ્રાહ્મણો ઉપર ઉપકાર કરનારો, આટલાની પાસેથી રાજાએ કોઈ પણ જાતનો કર લેવો નહિ.

**श्रोत्रियं व्याधितार्तौ च बालवृद्धावकिञ्चनम् ।**
**महाकुलीनमार्यं च राजा संपूजयेत्सदा ॥ ३९५ ॥**

૩૯૫ વેદવેત્તા બ્રાહ્મણની, રોગીની, પુત્રાદિના વિયોગથી દુઃખી થયેલાની, બાળકની, ઘરડાની, નિર્ધનની, મોટા કુલીનની અને આર્ય (મહાત્મા) પુરુષની રાજાએ સદા પૂજા કરવી અર્થાત્ તેઓનો સત્કાર કરવો.

**शाल्मलीफलके श्लक्ष्णे नेनिज्यान्नेजकः शनैः ।**
**न च वासांसि वासोभिर्निर्हरेन्न च वासयेत् ॥ ३९६ ॥**

૩૯૬ ધોબીએ શીમળાના લીસા પાટીયા ઉપર ધીરે ધીરે લૂગડાંઓ ધોવાં, એકનાં વસ્ત્રો બીજાને આપવાં નહિ, તેમ એકનાં વસ્ત્રો બીજાને પહેરવા પણ આપવાં નહિ (જો ધોબી તેમ કરે તો રાજાએ તેને દંડ કરવો).

**तन्तुवायो दशपलं दद्यादेकपलाधिकम् ।**
**अतोऽन्यथा वर्तमानो दाप्यो द्वादशकं दमम् ॥ ३९७ ॥**

૩૯૭ વણકરે દશ પલ સૂતર લઈને તેમાં ખળ વગેરે ભરવાથી અગિયાર પલ પાછું આપવું; પરંતુ તેથી જો ઓછું આપે તો રાજાએ તેના બાર પણ દંડ કરવા.

**शुल्कस्थानेषु कुशलाः सर्वपण्यविचक्षणाः ।**
**कुर्युरर्घं यथापण्यं ततो विंशं नृपो हरेत् ॥ ३९८ ॥**

૩૯૮ જળ અને સ્થળ માર્ગે આયાત તથા નિકાસ થનારા માલની જગાત લેવાના કામમાં કુશળ તથા બજારમાં વેચાતા દરેક માલના ચઢતા ઊતરતા સ્વરૂપને જાણનારા વ્યાપારીઓ, માલની જે કિંમત ઠરાવે, તેમાંથી વિશમો ભાગ રાજાએ કર તરિકે લેવો.

**राज्ञः प्रख्यातभाण्डानि प्रतिषिद्धानि यानि च ।**
**तानि निर्हरतो लोभात्सर्वहारं हरेन्नृपः ॥ ३९९ ॥**

૩૯૯ રાજાએ પોતાના દેશમાં નિપજતી જે પ્રખ્યાત ચીજોનો પરદેશમાં વ્યાપાર માટે લઈ જવા સારુ અટકાવ કર્યો હોય, તેવી ચીજો કોઈ વ્યાપારી, લોભનો માર્યો પરદેશમાં લઈ જાય તો રાજાએ તેની સર્વ મિલકત જપ્ત કરવી.

शुल्कस्थानं परिहरन्नकाले क्रयविक्रयी ।
मिथ्यावादी च संख्याने दाप्योऽष्टगुणमत्ययम् ॥ ४०० ॥

૪૦૦ જકાત લેવાની જગ્યા છોડી દઈને બીજી જગ્યાથી માલ ખરીદ કરનારો અથવા તો વેચનારો તથા માલની સંખ્યાને માટે જૂઠું બોલનારો, આટલાને રાજાએ તેના અપરાધમાટે માલની મૂળ કિંમત કરતાં આઠગણો દંડ કરવો.

आगमं निर्गमं स्थानं तथा वृद्धिक्षयावुभौ ।
विचार्य सर्वपण्यानां कारयेत्क्रयविक्रयौ ॥ ४०१ ॥

૪૦૧ માલ કઈ જગ્યાથી આવ્યો છે, કઈ જગ્યાએ જવાનો છે, તે માલ કેટલા દહાડા પડ્યો રહ્યો છે, તેમાં નફો તથા તોટો શો થવાનો છે, વગેરેનો વિચાર કરીને સર્વ વેચવાના માલના વેંચાણને માટે તથા ખરીદીને માટે રાજાએ ભાવો નક્કી કરાવવા.

पञ्चरात्रे पञ्चरात्रे पक्षे पक्षेऽथवा गते ।
कुर्वीत चैषां प्रत्यक्षमर्घसंस्थापनं नृपः ॥ ४०२ ॥

૪૦૨ પાંચ પાંચ દિવસે અથવા તો પંદર પંદર દિવસે માલની કિંમત જાણનારા વેપારીઓની સમક્ષમાં રાજાએ સર્વે માલના ભાવો નક્કી કરવા.

तुलामानं प्रतीमानं सर्वं च स्यात्सुलक्षितम् ।
षट्सु षट्सु च मासेषु पुनरेव परीक्षयेत् ॥ ४०३ ॥

૪૦૩ રાજાએ શેર, બશેર, વગેરે તોલાં ઉપર તથા પાલી પવાલાં વગેરે માપઉપર પોતાની છાપ મારીને બરાબર રખાવવાં અને છ છ મહિને પાછી તેની તપાસ કરાવવી.

पणं यानं तरे दाप्यं पौरुषोऽर्धपणं तरे ।
पादं पशुश्च योषिच्च पादार्धं रिक्तकः पुमान् ॥ ४०४ ॥

૪૦૪ નદીને સામે પાર ઉતરવાને માટે ખાલી ગાડાંનો એક પણ (તાંબાનો પૈસો), ભાર સાથે બેઠેલા પુરુષનો અરધો પણ, ઢોર ઢાંખર તથા સ્ત્રીઓનો પા પણ અને ભાર વગર બેઠેલા પુરુષનો અષ્ટમાંશ પણ લેવો.

भाण्डपूर्णानि यानानि तार्यं दाप्यानि सारतः ।
रिक्तभाण्डानि यत्किंचित्पुमांसश्चापरिच्छदाः ॥ ४०५ ॥

૪૦૫ માલથી ભરેલાં ગાડાને નદીને સામે પાર ઉતરવાનું ભાડું, તેમાં

ભરેલા માલના પ્રમાણમાં લેવું અને ખાલી ગાડાંઓને તથા ગરીબ માણસોને ઊતારવા માટે સાધારણ ભાડું લેવું.

**दीर्घाध्वनि यथादेशं यथाकालं तरो भवेत् ।**
**नदीतीरेषु तद्विद्यात्समुद्रे नास्ति लक्षणम् ॥ ४०६ ॥**

૪૦૬ લાંબા માર્ગની મુસાફરી કરવી હોય તો જેવો દેશ, જેટલો દેશ દૂર હોય તથા ત્યાં જેટલો વખત લાગે તેના ઉપર વિચાર કરીને જ ભાડું લેવું. આ ભાડું નદીને સામે પાર ઉતારવાનું જાણવું, પરંતુ સમુદ્રને માટે નક્કી કહી શકાતું નથી.

**गर्भिणी तु द्विमासादिस्तथा प्रव्रजितो मुनिः ।**
**ब्राह्मणा लिङ्गिनश्चैव न दाप्यास्तारिकं तरे ॥ ४०७ ॥**

૪૦૭ જે સ્ત્રીને ગર્ભ રહ્યાને બે મહિના થઈ ગયા હોય તેનું તથા વાનપ્રસ્થ, સંન્યાસી અને બ્રાહ્મણ જાતિના બ્રહ્મચારીઓને નદીને સામે પાર ઉતારવાનું ભાડું લેવું નહિ.

**यन्नावि किंचिद्दाशानां विशीर्येतापराधतः ।**
**तद्दाशैरेव दातव्यं समागम्य स्वतोंऽशतः ॥ ४०८ ॥**

૪૦૮ વહાણમાં બેઠેલા પુરુષોનો કંઈ માલ જો વહાણવટીઓની ચૂકથી ભાંગે તૂટે તો સર્વે વહાણવટીઓએ જ એકઠા થઇને પોતાના પૈસામાંથી માલધણીને તેની નુકસાની ભરી આપવી.

**एष नौयायिनामुक्तो व्यवहारस्य निर्णयः ।**
**दाशापराधतस्तोये दैविके नास्ति निग्रहः ॥ ४०९ ॥**

૪૦૯ નૌકામાં બેસનારાઓનો આ વ્યવહાર તમને કહ્યો તથા પાણીમાં વહાણવટીઓની ચૂકથી માલને નુકસાન થાય તો તેના સંબંધમાં પણ નિર્ણય કહ્યો. પરંતુ દૈવેચ્છાથી નુકસાન થાય તો વહાણવટીઓને શિક્ષા કરવામાં આવતી નથી.

**वाणिज्यं कारयेद्वैश्यं कुसीदं कृषिमेव च ।**
**पशूनां रक्षणं चैव दास्यं शूद्रं द्विजन्मनाम् ॥ ४१० ॥**

૪૧૦ રાજાએ વાણીઆઓની પાસે વ્યાપાર, વ્યાજવટંતરનો ધંધો, ખેતીવાડી તથા ઢોરઢાંખરની રક્ષા કરાવવી અને શૂદ્રોની પાસે દ્વિજવર્ણની સેવા કરાવવી.

क्षत्रियं चैव वैश्यं च ब्राह्मणो वृत्तिकर्शितौ ।
बिभृयादानृशंस्येन स्वानि कर्माणि कारयन् ॥ ४११ ॥

૪૧૧ ક્ષત્રિય અને વૈશ્ય જો પોતાની આજીવિકા ચલાવી શકતા ન હોય તો ધનાઢ્ય બ્રાહ્મણે દયાની ખાતર તેઓની પાસે તેમની જાતિ પ્રમાણે કર્મો કરાવીને તેઓનું પાલન કરવું.

दास्यं तु कारयंल्लोभाद्ब्राह्मणः संस्कृतान्द्विजान् ।
अनिच्छतः प्राभवत्याद्राज्ञा दण्ड्यः शतानि षट् ॥ ४१२ ॥

૪૧૨ ધનાઢ્ય બ્રાહ્મણ જો લોભનો માર્યો સંસ્કારવાળા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની ઇચ્છા ન છતાં પણ પોતાના લોભથી તેઓની પાસે ગોલાપો કરાવે તો રાજાએ તેનો છસ્સો પણ દંડ કરવો.

शूद्रं तु कारयेद्दास्यं क्रीतमक्रीतमेव वा ।
दास्यायैव हि सृष्टोऽसौ ब्राह्मणस्य स्वयंभुवा ॥ ४१३ ॥

૪૧૩ બ્રાહ્મણે ખરીદ કરેલા અથવા તો નહિ ખરીદ કરેલા એવા શૂદ્રની પાસે સેવા જ કરાવવી. કારણ કે પ્રજાપતિએ બ્રાહ્મણોનું દાસપણું કરવા માટેજ શૂદ્રને ઉત્પન્ન કર્યો છે.

न स्वामिना निसृष्टोऽपि शूद्रो दास्याद्विमुच्यते ।
निसर्गजं हि तत्तस्य कस्तस्मात्तदपोहति ॥ ४१४ ॥

૪૧૪ ધણી શૂદ્રને સેવાના કામમાંથી મુક્ત કરે તો પણ તે સેવાના કામમાંથી છૂટો થઇ શકતો નથી. કારણ કે સેવા એ તેનો સ્વાભાવિક ધર્મ છે. માટે શૂદ્રને દાસપણામાંથી કોણ છૂટો કરી શકે છે?

ध्वजाहृतो भक्तदासो गृहजः क्रीतदत्रिमौ ।
पैत्रिको दण्डदासश्च सप्तैते दासयोनयः ॥ ४१५ ॥

૪૧૫ **ध्वजाहृत** એટલે યુદ્ધમાં રાજાની પાસેથી જિતી લીધેલો હોય તે, **भक्तदास** એટલે ભોજનને માટે જ દાસપણું સ્વીકારનારો, **गृहज** એટલે ઘરમાં રહેનારી દાસીના પેટથી થયેલો, **क्रीत** એટલે વેચાતો લીધેલો, **दत्रिम** એટલે કોઇએ આપેલો, **पैत्रिक** એટલે પેઢીવાર ઉતરી આવેલો અને **दंडदास** એટલે દંડ આપવાની શક્તિ ન હોવાથી દાસ થઇને રહેલો, આ પ્રમાણે સાત જાતના દાસો કહેવાય છે.

**भार्या पुत्रश्च दासश्च त्रय एवाधनाः स्मृताः ।**
**यत्ते समधिगच्छन्ति यस्य ते तस्य तद्धनम् ॥ ४१६ ॥**

૪૧૬ ભાર્યા, પુત્ર અને દાસ આ ત્રણને મનુ નિર્ધન કહેછે. તેઓ જે ધન સંપાદન કરે છે, તે ધન તેઓ જેનાં હોય છે તેનું ગણાય છે.

**विस्रब्धं ब्राह्मणः शूद्राद्द्रव्योपादानमाचरेत् ।**
**नहि तस्यास्ति किंचित्स्वं भर्तृहार्यधनो हि सः ॥ ४१७ ॥**

૪૧૭ બ્રાહ્મણે પોતાના દાસ તરિકે રહેલા શૂદ્રની પાસેથી કંઈ પણ વિચાર કર્યા વિના ધન લઈ લેવું. દાસ તરિકે રહેતા શૂદ્રનું કંઈ પણ ધન ગણાતું નથી; કારણ કે દાસના ધનનો ધણી તેનો સ્વામી ગણાય છે. અર્થાત્ બ્રાહ્મણ પોતાના દાસ પાસેથી પરાણે ધન ખુંચવી લે, તો પણ રાજાએ તેનો દંડ કરવો નહિ.

**वैश्यशूद्रौ प्रयत्नेन स्वानि कर्माणि कारयेत् ।**
**तौ हि च्युतौ स्वकर्मभ्यः क्षोभयेतामिदं जगत् ॥ ४१८ ॥**

૪૧૮ રાજાએ વૈશ્યની પાસે ખેતીવાડી, વ્યાપાર વગેરે કર્મ કરાવવાં અને શૂદ્રની પાસે સેવા વગેરે કર્મ કરાવવાં. તે બન્ને જો પોતાનાં કર્મોને તજી દઈને શાસ્ત્રથી વિરુદ્ધ રીતે ધન સંપાદન કરે છે તો આ જગતને દુઃખી કરે છે.

**अहन्यहन्यवेक्षेत कर्मान्तान्वाहनानि च ।**
**आयव्ययौ च नियतावाकरान्कोशमेव च ॥ ४१९ ॥**

૪૧૯ રાજાએ રોજ રોજ આરંભેલાં કર્મનાં પરિણામોની, વાહનોની, નિયમિત આવકની તથા ખર્ચની, સોના રૂપાની ખાણોની તથા ધનના ભંડારની તપાસ કરવી.

**एवं सर्वानिमान्राजा व्यवहारान्समापयन् ।**
**व्यपोह्य किल्बिषं सर्वं प्राप्नोति परमां गतिम् ॥ ४२० ॥**

इति श्रीमानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायामष्टमोऽध्यायः ॥

૪૨૦ ઉપર કહ્યા પ્રમાણે રાજા સર્વ વ્યવહારોનો જો યથાર્થ રીતે નિર્ણય કરે છે તો તે સર્વ પાપનો નાશ કરીને પરમ ગતિને પામે છે.

ઇતિ શ્રીગુજરાતી ભાષાન્તરસહિત મનુસ્મૃતિમાં 'વ્યવહાર વિચાર' એ નામનો અધ્યાય ૮ મો સમાપ્ત.



## અધ્યાય ૯ મો.

**पुरुषस्य स्त्रियाश्चैव धर्म्ये वर्त्मनि तिष्ठतोः ।**
**संयोगे विप्रयोगे च धर्मान्वक्ष्यामि शाश्वतान् ॥ १ ॥**

૧ ધર્મના માર્ગમાં વર્તનારા પુરુષના તથા સ્રીના સહવાસના અને વિયોગ સમયના કહેતાં પતિ પરદેશ જાય અથવા તો મરણ પામે તે સમયના સનાતન ધર્મો કહું છું.

**अस्वतन्त्राः स्त्रियः कार्याः पुरुषैः स्वैर्दिवानिशम् ।**
**विषयेषु च सज्जन्त्यः संस्थाप्या आत्मनो वशे ॥ २ ॥**

સ્રીનું રક્ષણ કરવું.

૨ પ્રત્યેક પુરુષોએ પોતાની સ્રીઓને હંમેશાં સ્વતંત્ર રીતે વ્યવહાર કરવા દેવો નહિ તથા રાગ, રંગ નાટક ચેટક વગેરે વિષયોમાં આસક્ત થનારી સ્રીઓને પોતાને વશ રાખવી.

***पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।**
**रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्यमर्हति ॥ ३ ॥**

૩ બાલ્યાવસ્થામાં કન્યાનું પિતાએ રક્ષણ કરવું, યુવાવસ્થામાં સ્રીનું પતિએ રક્ષણ કરવું તથા વૃદ્ધાવસ્થામાં પતિને અભાવે પુત્રોએ માતાનું રક્ષણ કરવું. સ્રી સ્વતંત્રપણાને યોગ્ય નથી.

**कालेऽदाता पिता वाच्यो वाच्यश्चानुपयन्पतिः ।**
**मृते भर्तरि पुत्रस्तु वाच्यो मातुररक्षिता ॥ ४ ॥**

૪ કન્યાદાનને સમયે પિતા કન્યાદાન ન કરે તો (અર્થાત્ કન્યાનો વિવાહ ન કરે તો) તે નિંદાપાત્ર થાય છે, ઋતુકાળમાં પતિ સ્રી પાસે જાય નહિ તો તે નિંદાપાત્ર થાય છે અને પિતા મરી ગયા પછી પુત્ર માતાનું રક્ષણ કરે નહિ તો નિંદાપાત્ર થાય છે.

---

* આ શ્લોકમાં સ્રી સ્વતંત્રપણાને યોગ્ય નથી એમ કહેવામાં આવ્યું છે. તેનું તાત્પર્ય એવું છે કે, બાળક અવસ્થામાં અનાચાર વગેરેથી પિતાએ કન્યાનું રક્ષણ કરવું, યુવાવસ્થામાં પતિએ સ્રીના શીલનું રક્ષણ કરવું અને વૃદ્ધાવસ્થામાં પુત્રે અનર્થોથી માતાનું રક્ષણ કરવું અર્થાત્ તેને કોઈ ફોસલાવીને ધનહરણાદિક ન કરે, તેની સંભાળ રાખવી.

**सूक्ष्मेभ्योऽपि प्रसङ्गेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः ।**
**द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः ॥ ५ ॥**

૫ નાનામાં નાના દુઃસંગોમાંથી પણ સ્ત્રીઓને વિશેષે કરીને અટકાવવી. કારણ કે, જો સ્ત્રીઓને દુઃસંગોમાંથી અટકાવવામાં આવે નહિ, તો તેઓ, સાસરાં અને પિયેર એમ બન્ને કુળને સંતાપ કરાવે છે.

**( भार्यायां रक्ष्यमाणायां प्रजा भवति रक्षिता ।**
**प्रजायां रक्ष्यमाणायामात्मा भवति रक्षितः ॥**

ભાર્યાનું (સ્ત્રીનું) રક્ષણ કરવાથી પ્રજાનું રક્ષણ થાય છે અને પ્રજાનું રક્ષણ કરવાથી પોતાના પંડનું રક્ષણ થાય છે.)

**इमं हि सर्ववर्णानां पश्यन्तो धर्ममुत्तमम् ।**
**यतन्ते रक्षितुं भार्यां भर्तारो दुर्बला अपि ॥ ६ ॥**

૬ સ્ત્રીઓનું રક્ષણ કરવું એ સર્વે વર્ણોને માટે ઉત્તમ ધર્મ છે, આમ જાણનારા આંધળા પાંગળા ભર્તારો પણ પોતાની સ્ત્રીઓનું રક્ષણ કરવા માટે પ્રયત્ન કરે છે.

**स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च ।**
**स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन्हि रक्षति ॥ ७ ॥**

૭ પોતાની સ્ત્રીનું રક્ષણ કરનારો (દુરાચરણોમાંથી સ્ત્રીને બચાવનારો) પુરુષ, પોતાની પ્રજાને વર્ણસંકર થતાં અટકાવે છે, પોતાના સદાચારનું રક્ષણ કરે છે, પોતાનાં કુળની પ્રતિષ્ઠા વધારે છે, પોતાના પંડનું પણ રક્ષણ કરે છે અને અગ્નિહોત્ર આદિ સ્વધર્મનું પણ પ્રયત્નથી આચરણ કરવાને સમર્થ થાય છે.

**पतिर्भार्यां संप्रविश्य गर्भो भूत्वेह जायते ।**
**जायायास्तद्धि जायात्वं यदस्यां जायते पुनः ॥ ८ ॥**

૮ પતિ, સ્ત્રીને વિષે શુક્રરૂપે પ્રવેશ કરીને પુત્રરૂપે આ જગતમાં જન્મ ધરે છે. પુરુષ પોતાની સ્ત્રીને વિષે ફરીને પ્રજારૂપે જન્મે છે, તેથી સ્ત્રી જાયા કહેવાય છે.

**यादृशं भजते हि स्त्री सुतं सूते तथाविधम् ।**
**तस्मात्प्रजाविशुद्ध्यर्थं स्त्रियं रक्षेत्प्रयत्नतः ॥ ९ ॥**

૯ સ્ત્રી, જેવા પુરુષને સેવે છે, તેવી પ્રજાને ઉત્પન્ન કરે છે. તે માટે સારી પ્રજા થવાસારુ પુરુષોએ, સ્ત્રીઓનું પ્રયત્નપૂર્વક દુરાચારના પ્રસંગથી રક્ષણ કરવું.

न कश्चिद्योषितः शक्तः प्रसह्य परिरक्षितुम् ।
एतैरुपाययोगैस्तु शक्यास्ताः परिरक्षितुम् ॥ १० ॥

૧૦ કોઇ પણ પુરુષ, જોરજુલમથી સ્ત્રીઓનું રક્ષણ કરી શકતો નથી; પરંતુ નીચેના ઉપાયોથી સ્ત્રીઓની રક્ષા કરી શકાય છે.

अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत् ।
शौचे धर्मेऽन्नपक्त्यां च पारिणाह्यस्य वेक्षणे ॥ ११ ॥

૧૧ પૈસાને સાચવી રાખવાના કામમાં, ખરચ કરવાના કામમાં તથા નવરાવવા ધોવરાવવાના કામમાં, પતિની સેવા તથા દેવ-પૂજન વગેરેના કામમાં, રસોઈના કામમાં તથા ઘરનાં વાસણ કુસણ વગેરે વસ્તુની સંભાળ રાખવાના કામમાં સ્ત્રીની નિમણુક કરવી.

સ્ત્રીના રક્ષણના ઉપાય.

अरक्षिता गृहे रुद्धाः पुरुषैराप्तकारिभिः ।
आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः ॥ १२ ॥

૧૨ આજ્ઞાકારી વિશ્વાસુ માણસોદ્વારા સ્ત્રીઓને ઘરમાં રુંધી રાખવાથી, સ્ત્રીઓની રક્ષા કરી શકાતી નથી; પરંતુ જે સ્ત્રીઓ પોતે પોતાનું રક્ષણ કરે છે, તે સ્ત્રીઓ શુદ્ધ રહી શકે છે.

पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।
स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट् ॥ १३ ॥

૧૩ મદિરાપાન, દુર્જનનો સંગ, પતિનો વિયોગ, ગમે ત્યાં ભટક્યા કરવું, ગમે ત્યારે નિદ્રા કરવી અને પરઘેર નિવાસ કરવો, આ છ બાબતો સ્ત્રીને બગાડનારી છે.

नैता रूपं परीक्षन्ते नासां वयसि संस्थितिः ।
सुरूपं वा विरूपं वा पुमानित्येव भुञ्जते ॥ १४ ॥

૧૪ દુરાચારિણી સ્ત્રીઓ સ્વરૂપ જોતી નથી, તેમ ઉમ્મર પણ જોતી નથી, માત્ર પુરુષ ઉપર જ મોહી પડે છે. પછી તે રૂપાળો હોય કે કદરૂપો હોય.

पौंश्चल्याच्चलचित्ताच्च नैःस्नेह्याच्च स्वभावतः ।
रक्षिता यत्नतोऽपीह भर्तृष्वेता विकुर्वते ॥ १५ ॥

૧૫ પર પુરુષને જોઇને સંભોગેચ્છાના સ્વભાવવાળી હોવાથી, ચિત્તના ચંચળપણાથી તથા સ્વાભાવિક રીતે સ્નેહરહિત હોવાથી, પ્રયત્નવડે સંભાળ રાખ્યા છતાં પણ સ્ત્રીઓ પોતાના પતિ પ્રત્યે બેદીલ થાય છે.

**एवं स्वभावं ज्ञात्वासां प्रजापतिनिसर्गजम् ।**
**परमं यत्नमातिष्ठेत्पुरुषो रक्षणं प्रति ॥ १६ ॥**

૧૬ બ્રહ્માએ સ્ત્રીને આવા સ્વભાવની નિર્માણ કરી છે, આમ જાણીને પુરુષે સ્ત્રીનું રક્ષણ કરવા માટે પરમ પ્રયત્ન કરવો.

**शय्यासनमलंकारं कामं क्रोधमनार्जवम् ।**
**द्रोहभावं कुचर्यां च स्त्रीभ्यो मनुरकल्पयत् ॥ १७ ॥**

૧૭ સૂઇ રહેવું, બેસી રહેવું, ઘરેણાંપર પ્રીતિ, કામ, ક્રોધ, ઉદ્ધતાઇ, બીજાનો દ્રોહ અને દુરાચાર, આટલી બાબતો સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતે રહેલી હોય છે, આમ મનુ કહે છે. (માટે સ્ત્રીઓની પ્રયત્નથી રક્ષા કરવી.)

***नास्ति स्त्रीणां क्रिया मन्त्रैरिति धर्मे व्यवस्थितिः ।**
**निरिन्द्रिया ह्यमन्त्राश्च स्त्रियोऽनृतमिति स्थितिः ॥ १८ ॥**

૧૮ સ્ત્રીઓને વેદના મંત્રોથી જાતકર્મ આદિ સંસ્કારો થઇ શકતા નથી તેથી તેઓ શ્રુતિ, સ્મૃતિની અનધિકારિણી હોવાથી ધર્મરહિત હોય છે તથા વેદાધ્યયનનો અધિકાર ન હોવાથી પાપ દૂર કરનારા મંત્રનો જપ પણ કરી શકતી નથી, તેથી તેઓ અસત્યની પેઠે અશુભ છે. આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.

---

* ઉપલા પ્રકરણમાં સ્ત્રીઓમાં પૌંશ્ચલ્ય તથા ચિત્તની ચંચળતા વગેરે દોષોનું વર્ણન કર્યું છે. અહીં કોઇ કહે કે સ્ત્રી દૂષિત થયા પછી વૈદિક મંત્રોનો જપ કરીને તથા રહસ્ય પ્રાયશ્ચિત્તો વગેરે કરીને શુદ્ધ થશે. તેના ઉત્તરમાં કહેવાનું કે સ્ત્રીઓને શુદ્ધ થવા માટે તેવી મંત્રક્રિયાઓ નથી એવી ધર્મની મર્યાદા છે, માટે સર્વથા તેઓનું રક્ષણ કરવું. વળી સ્ત્રીઓ વીર્ય, પ્રજ્ઞા, ધૈર્ય વગેરે બળરહિત હોવાથી પાપી પુરુષો તેના ઉપર પરાણે અનીતિ કરે, તેનાથી પણ તેમનું રક્ષણ કરવું. વળી તેમને માટે મંત્રક્રિયાઓ પણ નથી; તેમ વેદાધ્યયનનો નિષેધ હોવાથી તેઓ વૈદિક સુનૃત વાણી બોલવાને પણ અશક્ત હોય છે અને તેથી વ્યાવહારિક અનૃતવચનમાં જ પ્રવૃત્તિવાળી હોય છે, માટે તેઓનું, ઉપર કહેલાં નારીસંદૂષણનાં કારણોમાંથી, પાપીઓના જુલમમાંથી તથા અનૃતવચનથી સર્વથા રક્ષણ કરવું.

तथा च श्रुतयो बह्व्यो निगीता निगमेष्वपि ।
स्वालक्षण्यपरीक्षार्थं तासां शृणुत निष्कृतीः ॥ १९ ॥

૧૯ સ્ત્રીઓના વ્યભિચારી સ્વભાવની પરીક્ષાના દૃષ્ટાંતરૂપે વેદમાં પણ ઘણી શ્રુતિઓ ગાવામાં આવી છે; તેમાંથી પ્રાયશ્ચિત્તરૂપ શ્રુતિઓ તમે સાંભળો.

*यन्मे माता प्रलुलुभे विचरन्त्यपतिव्रता ।
तन्मे रेतः पिता वृक्तामित्यस्यैतन्निदर्शनम् ॥ २० ॥

૨૦ (કોઇક પુત્ર પોતાની માતાના માનસિક વ્યભિચારની કલ્પના કરીને કહે છે કે) મારી અપતિવ્રતા (પરપુરુષની કામના કરનારી) માતા પારકે ઘેર જવાથી, પરપુરુષના ઉપર કામનાવાળી હોય તો તે પરપુરુષની કામનાથી દુષ્ટ થયેલાં મારી માતાના રજને મારા પિતા શુદ્ધ કરો! સ્ત્રીઓના વ્યભિચારી સ્વભાવનો આ પદાત્મક મંત્ર જ્ઞાપક છે.

ध्यायत्यनिष्टं यत्किंचित्पाणिग्राहस्य चेतसा ।
तस्यैष व्यभिचारस्य निह्नवः सम्यगुच्यते ॥ २१ ॥

૨૧ સ્ત્રી પોતાના મનમાં પોતાના પતિને માટે જે કંઈ અશુભ ચિંતવે છે અર્થાત્ મનમાં પરપુરુષનું ધ્યાન કરે છે, તે માનસિક વ્યભિચારના પ્રાયશ્ચિત્તરૂપ મંત્ર પુત્રને શુદ્ધ કરનારો કહ્યો છે, માતાને શુદ્ધ કરનારો કહ્યો નથી.

यादृग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ।
तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥ २२ ॥

૨૨ જેમ સમુદ્રની સાથે મળેલી નદીમાં સમુદ્રના ક્ષાર વગેરે ગુણો આવે છે, તેમ સ્ત્રી, શાસ્ત્રવિધિથી જેવા ભર્તારને પરણે છે. તેવા ગુણો તે સ્ત્રીમાં આવે છે.

अक्षमाला वसिष्ठेन संयुक्ताऽधमयोनिजा ।
शारङ्गी मन्दपालेन जगामाभ्यर्हणीयताम् ॥ २३ ॥

૨૩ અક્ષમાલા, અધમ જાતિની હતી, પરંતુ વસિષ્ઠને પરણવાથી પૂજ્યપણાને પામી હતી, અને શારંગી, પક્ષી જાતિની હતી, તો પણ મંદપાલને પરણવાથી પૂજ્યપણાને પામી હતી.

---

* આ મંત્ર પુત્ર, ચાતુર્માસ્ય યજ્ઞમાં માતાની શુદ્ધિને માટે બોલે છે.

**एताश्चान्याश्च लोकेऽस्मिन्नपकृष्टप्रसूतयः ।**
**उत्कर्षं योषितः प्राप्ताः स्वैः स्वैर्भर्तृगुणैः शुभैः ॥ २४ ॥**

૨૪ આ સ્ત્રીઓ તથા બીજી અધમ જાતિની સ્ત્રીઓ, આલોકમાં પોતપોતાના પતિઓના ઉત્તમ ગુણોને લીધે શ્રેષ્ઠપણાને પામેલી છે.

**एषोदिता लोकयात्रा नित्यं स्त्रीपुंसयोः शुभा ।**
**प्रेत्येह च सुखोदर्कान्प्रजाधर्मान्निबोधत ॥ २५ ॥**

૨૫ સ્ત્રીનો તથા પુરુષનો આ ઉત્તમ એવો લૌકિક આચાર તમને કહ્યો. હવે આ લોકમાં તથા પરલોકમાં ઉત્તમ જાતનું સુખ આપનારા પ્રજાના ધર્મો તમે સાંભળો.

***प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।**
**स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥ २६ ॥**

૨૬ પુરુષને પ્રજા ઉત્પન્ન કરી આપવામાં મહાભાગ્યશાળી, વસ્ત્રોથી તથા આભૂષણોથી સત્કાર કરવા યોગ્ય અને ઘરને શોભા આપનારી સ્ત્રીઓમાં તથા લક્ષ્મીમાં કંઈ પણ તફાવત નથી.

પ્રજાના ધર્મ.

**उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ।**
**प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबन्धनम् ॥ २७ ॥**

૨૭ પ્રજાને ઉત્પન્ન કરવી, ઉત્પન્ન કરેલી પ્રજાને ઉછેરીને મોટી કરવી, સગાં સંબંધી, મિત્ર, અતિથિ વગેરેનો નિત્ય ભોજનાદિથી સત્કાર કરવો અને ઘરના કામકાજની વ્યવસ્થા રાખવી, આ સર્વ કાર્ય પ્રત્યક્ષ રીતે સ્ત્રીના આધીન છે.

**अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ।**
**दाराधीनस्तथा स्वर्गः पितॄणामात्मनश्च ह ॥ २८ ॥**

---

* ઘરમાં મોટો વૈભવ હોય તો પણ જો સ્ત્રી ન હોય તો ગૃહસ્થ પુરુષ, પોતાને ત્યાં આવ્યા ગયાનો સત્કાર કરી શકતો નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે, न गृहं गृहमित्याहुः गृहिणी गृहमुच्यते । ઘર ઘર ગણાતું નથી, પણ ગૃહિણી (સ્ત્રી), ઘર ગણાય છે. માટે વૈભવ હોવા છતાં પણ ઘરની શોભા સ્ત્રીવડે છે, તેથી તેને લક્ષ્મી સમાન કહેલી છે.

૨૮ પ્રજા ઉત્પન્ન કરવી, અગ્નિહોત્ર આદિ ધર્મનાં કાર્યો કરવાં, અતિથિની સેવા કરવી, ઉત્તમ જાતનું કામ સુખ તથા પોતાને અને પિતૃઓને સ્વર્ગ લોકનો લાભ કરી આપવો, (આ સર્વ કાર્યો) સ્ત્રીના આધીન છે.

**पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।**
**सा भर्तृलोकानाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥ २९ ॥**

૨૯ જે સ્ત્રી, મન, વાણી તથા કાયાવડે પતિને અનુકૂલ રહે છે, તે સ્ત્રી પતિના લોકોમાં જાય છે અને સત્પુરુષો તેને સાધ્વી કહે છે.

**व्यभिचारात्तु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम् ।**
**सृगालयोनिं चाप्नोति पापरोगैश्च पीड्यते ॥ ३० ॥**

૩૦ પરંતુ જે સ્ત્રી, મન, વાણી તથા કાયાવડે પોતાના ભર્તાર સાથે પ્રતિકૂલ રહે છે, તે નિંદાને પાત્ર થાય છે, શિયાળની જાતિમાં જન્મે છે અને ક્ષય, કુષ્ટ વગેરે પાપી રોગોથી પીડાય છે.

**पुत्रं प्रत्युदितं सद्भिः पूर्वजैश्च महर्षिभिः ।**
**विश्वजन्यमिमं पुण्यमुपन्यासं निबोधत ॥ ३१ ॥**

૩૧ પ્રાચીન કાળના મહાત્મા મહર્ષિઓએ પુત્ર પ્રતિ કહેલા આખા જગતનું હિત કરનારા પવિત્ર વિચાર હવે તમે સાંભળો !

**भर्तुः पुत्रं विजानन्ति श्रुतिद्वैधं तु भर्तरि ।**
**आहुरुत्पादकं केचिदपरे क्षेत्रिणं विदुः ॥ ३२ ॥**

૩૨ જે પુત્ર જન્મે છે, તે ભર્તારનો (પિતાનો) ગણાય છે એમ મુનિઓ માને છે; પરંતુ ભર્તારની બાબતમાં બે પ્રકારની શ્રુતિઓ છે. કેટલાએક કહે છે, કે જે પુત્ર જેના વીર્યથી જન્મ્યો હોય, તેનો તે પુત્ર ગણાય છે ત્યારે બીજાઓ કહે છે કે, ઉત્પન્ન થયેલો પુત્ર જેની સ્ત્રીમાં જન્મ્યો હોય, તેનો પુત્ર ગણાય છે.

**क्षेत्रभूता स्मृता नारी बीजभूतः स्मृतः पुमान् ।**
**क्षेत्रबीजसमायोगात्संभवः सर्वदेहिनाम् ॥ ३३ ॥**

૩૩ ધર્મશાસ્ત્રમાં સ્ત્રીને ક્ષેત્રરૂપ કહેલી છે અને પુરુષને બીજરૂપ કહેલો છે. આ ક્ષેત્ર અને બીજના સમાગમથી સર્વ દેહધારીઓની ઉત્પત્તિ થાય છે.

બીજનો અને ક્ષેત્રનો વિચાર.

*विशिष्टं कुत्रचिद्बीजं स्त्रीयोनिस्त्वेव कुत्रचित् ।
उभयं तु समं यत्र सा प्रसूतिः प्रशस्यते ॥ ३४ ॥

૩૪ કોઈક ઠેકાણે બીજને શ્રેષ્ઠ ગણવામાં આવે છે અને કોઈક ઠેકાણે ક્ષેત્રને શ્રેષ્ઠ ગણવામાં આવે છે; પરંતુ જ્યાં બીજ અને ક્ષેત્ર બન્ને સમાન હોય છે, તેવી જાતની પ્રજા શ્રેષ્ઠ ગણાય છે.

बीजस्य चैव योन्याश्च बीजमुत्कृष्टमुच्यते ।
सर्वभूतप्रसूतिर्हि बीजलक्षणलक्षिता ॥ ३५ ॥

૩૫ બીજ અને ક્ષેત્રમાં બીજ ઉત્તમ કહેવાય છે; કારણ કે, સર્વ પ્રાણીઓની ઉત્પત્તિમાં તેના બીજનાં રૂપ, રંગ, રચના વગેરે જોવામાં આવે છે.

यादृशं तूप्यते बीजं क्षेत्रे कालोपपादिते ।
तादृग्रोहति तत्तस्मिन्बीजं स्वैर्व्यञ्जितं गुणैः ॥ ३६ ॥

૩૬ ગ્રીષ્મ વગેરે સમયમાં શુદ્ધ કરેલા ક્ષેત્રમાં જેવું બીજ વાવવામાં આવે છે, તેવા જ ગુણો બીજમાંથી ઉત્પન્ન થયેલા છોડમાં આવે છે.

इयं भूमिर्हि भूतानां शाश्वती योनिरुच्यते ।
न च योनिगुणान्कांश्चिद्बीजं पुष्यति पुष्टिषु ॥ ३७ ॥

૩૭ આ ભૂમિ સર્વ પ્રાણીઓને ઉત્પન્ન થવાનું નિત્ય ક્ષેત્ર છે, એ વાત ખરી છે; પરંતુ બીજ પોતાના અંકુરાદિકમાં ક્ષેત્રના ગુણોને ધારણ કરતું નથી અર્થાત્ બીજમાંથી ઉત્પન્ન થયેલા છોડવાઓમાં મૃત્તિકાના રૂપ તથા ગુણો હોતા નથી.

भूमावप्येककेदारे कालोप्तानि कृषीवलैः ।
नानारूपाणि जायन्ते बीजानीह स्वभावतः ॥ ३८ ॥

૩૮ ખેડુતો ક્ષેત્રના એક જ કયારડામાં જૂદી જૂદી જાતનાં બીજ રોપે છે, તે બીજ પોતાના સ્વભાવ પ્રમાણે જૂદી જૂદી જાતનાં ઉગી નીકળે છે, પરંતુ ભૂમિ એક હોવાથી બીજ સરખાં ઉગતાં નથી.

व्रीहयः शालयो मुद्गास्तिला माषास्तथा यवाः ।
यथाबीजं प्ररोहन्ति लशुनानीक्षवस्तथा ॥ ३९ ॥

* વેદવ્યાસ, ઋષ્યશૃંગ વગેરેના જન્મમાં બીજનું પ્રાધાન્ય છે અને ધૃતરાષ્ટ્ર, પાંડુ વગેરેની ઉત્પત્તિમાં ક્ષેત્રનું પ્રાધાન્ય છે. આમ કોઈ ઠેકાણે બીજ અને કોઈ ઠેકાણે ક્ષેત્રને મુખ્ય ગણવામાં આવે છે.

૩૯ ચોખાઓ, સાઠી ચોખાઓ, મગ, તલ, અડદ, યવ, લસણ તથા સેરડી વગેરે જે વાવવામાં આવે છે, તે, પોતાનાં બીજ પ્રમાણે ઉગી નીકળે છે.

**अन्यदुप्तं जातमन्यादित्येतन्नोपपद्यते ।**
**उप्यते यद्धि यद्बीजं तत्तदेव प्ररोहति ॥ ४० ॥**

૪૦ પરંતુ બીજ એક વાવ્યું હોય અને ઉગે બીજું. જેમ કે ચોખા વાવ્યા હોય ને તેમાંથી મગ નિપજે, એમ બનતું નથી; પરંતુ જે બીજ વાવ્યું હોય, તેમાંથી તે જ ઉત્પન્ન થાય છે અર્થાત્ બીજનું પ્રાધાન્ય છે.

**तत्प्राज्ञेन विनीतेन ज्ञानविज्ञानवेदिना ।**
**आयुष्कामेन वप्तव्यं न जातु परयोषिति ॥ ४१ ॥**

૪૧ માટે બુદ્ધિમાન્, વિનયી અને વેદ તથા શાસ્ત્ર જાણનારા પુરુષે જો આયુષ્યની ઇચ્છા હોય તો કોઇ પણ દિવસ પારકી સ્ત્રીમાં બીજ રોપવું નહિ (પ્રજા ઉત્પન્ન કરવી નહિ).

**अत्र गाथा वायुगीताः कीर्तयन्ति पुराविदः ।**
**यथा बीजं न वप्तव्यं पुंसा परपरिग्रहे ॥ ४२ ॥**

૪૨ ભૂતકાળના ઇતિહાસને જાણનારા ઋષિઓએ આ વિષયમાં વાયુની ગાયેલી ગાથાઓ ગાતાં કહ્યું છે કે, પુરુષે પારકી સ્ત્રીમાં બીજ રોપવું નહિ (ગર્ભાધાન કરવું નહિ).

**नश्यतीषुर्यथा विद्धः खे विद्धमनुविद्ध्यतः ।**
**तथा नश्यति वै क्षिप्तं बीजं परपरिग्रहे ॥ ४३ ॥**

૪૩ એક પુરુષે મૃગને બાણથી વીંધી નાખ્યો હોય, તે જ છિદ્રને પાછળથી બીજો બાણવડે વીંધે તો તેણે મારેલું બાણ જેમ નિષ્ફળ જાય છે, તેમ પારકી સ્ત્રીમાં વાવેલું બીજ પણ તુરત નિષ્ફળ જાય છે અર્થાત્ તેનાથી ઉત્પન્ન થયેલો પુત્ર પોતાનો ગણાતો નથી.

**पृथोरपीमां पृथिवीं भार्यां पूर्वविदो विदुः ।**
**स्थाणुच्छेदस्य केदारमाहुः शल्यवतो मृगम् ॥ ४४ ॥**

૪૪ પૃથ્વીને અનેક રાજાઓનો સંબંધ થયા છતાં પણ પ્રાચીન ઇતિહાસ જાણનારા ઋષિઓ, આ પૃથ્વીને પૃથુની સ્ત્રી કહે છે. જે પુરુષ વૃક્ષો કાપીને ક્ષેત્રને સાફ કરે છે, તેનું તે ક્ષેત્ર ગણાય છે અને જે પુરુષ બાણથી મૃગને પ્રથમ વીંધે છે, તેનો તે મૃગ કહેવાય છે.

*एतावानेव पुरुषो यज्जायात्मा प्रजेति ह ।
विप्राः प्राहुस्तथा चैतद्यो भर्ता सा स्मृताङ्गना ॥ ४५ ॥

૪૫ સ્ત્રી, પોતે તથા પ્રજા, એ ત્રણ મળીને એક પુરુષ કહેવાય છે. બ્રાહ્મણો પણ કહે છે કે, ભર્તારને ભાર્યારૂપ જાણવો અર્થાત્ તે બન્ને એક મગની બે ફાડ છે, આમ શાસ્ત્રમાં કહ્યું છે.

†न निष्क्रयविसर्गाभ्यां भर्तुर्भार्या विमुच्यते ।
एवं धर्मं विजानीमः प्राक्प्रजापतिनिर्मितम् ॥ ४६ ॥

૪૬ વેચી નાંખવાથી અથવા તો ત્યાગ કરવાથી સ્ત્રી પોતાના ભર્તારની ભાર્યા મટતી નથી. આ પ્રમાણે પ્રજાપતિએ પૂર્વે ધર્મ નિર્માણ કર્યો છે, એમ અમે માનીએ છીએ.

सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ।
सकृदाह ददानीति त्रीण्येतानि सतां सकृत् ॥ ४७ ॥

૪૭ ભાઈઓની વચ્ચે બાપની મીલકતનો ભાગ એક વાર જ પડે છે, કન્યાદાન પણ એક વાર જ કરવામાં આવે છે અને દાન પણ એક વાર જ દેવામાં આવે છે. આ ત્રણ બાબતો સારા માણસો એક વાર જ કરે છે.

यथा गोऽश्वोष्ट्रदासीषु महिष्यजाविकासु च ।
नोत्पादकः प्रजाभागी तथैवान्याङ्गनास्वपि ॥ ४८ ॥

૪૮ જેમ ગાય, ઘોડી, ઉંટડી, દાસી, ભેંસ, બકરી, ગાડર વગેરેમાં પ્રજાને ઉત્પન્ન કરનારો પ્રજાનો ધણી ગણાતો નથી, તેમ જ પારકી સ્ત્રીઓમાં પણ પ્રજાને ઉત્પન્ન કરનારો પ્રજાનો ધણી ગણાતો નથી.

---

* આ શ્લોકમાં શ્રુતિની જ વાત કહી છે. વાજસનેય બ્રાહ્મણમાં કહ્યું છે કે– "अर्धो ह वा एष आत्मनस्तस्माज्जायां न विन्दते नैतावत्प्रजायते असर्वो हि तावद्भवति अथ यदैव जायां विन्दतेऽथ प्रजायते तर्हि सर्वो भवति" પુરુષ અર્ધભાગ ગણાય છે તેથી તે, જ્યાંસૂધી સ્ત્રીને પરણતો નથી ત્યાંસૂધી પ્રજા ઉત્પન્ન કરી શકતો નથી અને પ્રજા ઉત્પન્ન કરતો નથી ત્યાંસૂધી અસર્વ (અપૂર્ણ) કહેવાય છે અને જ્યારે સ્ત્રીને પરણે છે ત્યારે પ્રજા ઉત્પન્ન કરીને સંપૂર્ણ થાય છે.

† કેટલાએક દેશોમાં સ્ત્રીઓને વેચવાનો ચાલ છે તથા કેટલીક જ્ઞાતિઓમાં સ્ત્રીઓને છેડો ફાડી દેવાનો (તલ્લાક દેવાનો) રીવાજ છે અને કેટલાક પુરુષો પોતાની સ્ત્રીનું દાન કરે છે. પરંતુ સ્ત્રીના વિક્રયનો, ત્યાગનો અથવા તો દાનનો ધર્મશાસ્ત્રમાં નિષેધ કર્યો છે.

येऽक्षेत्रिणो बीजवन्तः परक्षेत्रप्रवापिणः ।
ते वै सस्यस्य जातस्य न लभन्ते फलं क्वचित् ॥ ४९ ॥

૪૯ જેઓ ક્ષેત્રના ધણી ન હોય પરંતુ બીજવાળા હોય, તેવા પુરુષો બીજાના ક્ષેત્રમાં બીજ વાવે તો તેઓ કોઇ પણ દિવસ ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલાં ધાન્યના ફળના ભોક્તા થઇ શકતા નથી.

यदन्यगोषु वृषभो वत्सानां जनयेच्छतम् ।
गोमिनामेव ते वत्सा मोघं स्कन्दितमार्षभम् ॥ ५० ॥

૫૦ જેમ એક બળદ બીજાની ગાયોમાં સેંકડો વાછરડાંઓ ઉત્પન્ન કરે, પરંતુ તે વાછરડાંઓ ગાયના માલિકના જ ગણાય છે અને બળદનું વીર્ય નિષ્ફળ જાય છે.

तथैवाक्षेत्रिणो बीजं परक्षेत्रप्रवापिणः ।
कुर्वन्ति क्षेत्रिणामर्थं न बीजी लभते फलम् ॥ ५१ ॥

૫૧ તેમજ જે ક્ષેત્રનો ધણી ન હોય તેવો પુરુષ પારકા ક્ષેત્રમાં બીજ વાવે છે, તો તે ક્ષેત્રના ધણીઓને લાભ કરે છે; પરંતુ બીજના ધણીને બીજનું ફળ મળતું નથી.

फलं त्वनभिसंधाय क्षेत्रिणां बीजिनां तथा ।
प्रत्यक्षं क्षेत्रिणामर्थो बीजाद्योनिर्गरीयसी ॥ ५२ ॥

૫૨ ક્ષેત્રના ધણીઓ અને બીજના ધણીઓ 'આ સ્ત્રીમાં જે સંતાન ઉત્પન્ન થાય તે આપણા બન્નેનું છે,' આવી જાતનો ઠરાવ કરતા નથી, ત્યાં પ્રત્યક્ષ રીતે ક્ષેત્રના ધણીઓનું જ તે સંતાન ગણાય છે. કારણ કે, બીજના કરતાં ક્ષેત્રનો હક્ક મુખ્ય છે.

क्रियाभ्युपगमात्त्वेतद्बीजार्थं यत्प्रदीयते ।
तस्येह भागिनौ दृष्टौ बीजी क्षेत्रिक एव च ॥ ५३ ॥

૫૩ ક્ષેત્રમાં જે સંતાન થાય, તે આપણા બન્નેનું છે, આવો ઠરાવ કર્યા પછી ક્ષેત્રસ્વામી બીજ વાવવા માટે બીજાને ક્ષેત્ર આપે અને તેમાં જે સંતાન ઉત્પન્ન થાય તેના, બીજનો ધણી અને ક્ષેત્રનો ધણી બન્ને જણા ભાગીદાર ગણાય છે.

ओघवाताहृतं बीजं यस्य क्षेत्रे प्ररोहति ।
क्षेत्रिकस्यैव तद्बीजं न वप्ता लभते फलम् ॥ ५४ ॥

૫૪ પાણીના ઓઘથી કે પવનના આઘાતથી એક બીજ તણાઈને જેના ક્ષેત્રમાં ઉગે છે, તે ક્ષેત્રના ધણીનું જ જેમ તે બીજ ગણાય છે, તેમ જ પરસ્રીને વિષે બીજને વાવનારો પણ ફળનો ભાગી થતો નથી.

**एष धर्मो गवाश्वस्य दास्युष्ट्राजाविकस्य च ।**
**विहंगमहिषीणां च विज्ञेयः प्रसवं प्रति ॥ ५५ ॥**

૫૫ ગાય, ઘોડી, દાસી, ઉંટડી, બકરી, ગાડર, ભેંસ વગેરે પશુઓની તથા પક્ષીઓની પ્રજાને માટે આ જ ધર્મ જાણવો. ગાય વગેરેનો ધણી જ તેની સંતતિનો ધણી ગણાય છે; ગર્ભ રાખનારો ધણી ગણાતો નથી.

***एतद्वः सारफल्गुत्वं बीजयोन्योः प्रकीर्तितम् ।**

---

* મનુ સ્રીઓના આપદ્ધર્મ કહેવાનો આરંભ કરતાં કહે છે કે; "अतःपरं प्रवक्ष्यामि योषितां धर्ममापदि હવે પછી સ્રીઓના આપત્તિના ધર્મ કહું છું" પતિના અભાવમાં સ્રીઓને બે પ્રકારની આપત્તિ હોય છેઃ–એક સંતાનવિચ્છેદ અને બીજી અન્ન વસ્રનો અભાવ. આ બેમાં સંતાનપરિક્ષયરૂપ આપદ્ધર્મ મુખ્ય છે, માટે મનુએ તેનો પ્રથમ વિચાર કર્યો છે; અને બીજી આપત્તિનો પ્રોષિતભર્તૃકાના વિષયમાં વિચાર કર્યો છે. સંતાનપરિક્ષયની આપત્તિમાં આવેલી સ્રીએ દેવરદ્વારા અથવા તો સપિંડદ્વારા શાસ્રોક્ત નિયોગ વિધિથી એક પુત્ર ઉત્પન્ન કરવો, એમ સાઠમા શ્લોકમાં કહ્યું છે; પરંતુ આ શ્લોકમાં જે વિધવાને નિયોગવિધિથી પુત્ર ઉત્પન્ન કરવાની આજ્ઞા આપી છે તે વિધવા વાગ્દાન કરેલા પતિની સ્રી કે વિવાહ પછી મરણ પામેલા પતિની સ્રી? તેના સંબંધમાં વિચાર કરવો જોઈએ. કેમકે શાસ્રમાં પરણેલી તથા કુમારી એ બન્ને વિધવાઓનો નિયોગ કહેલો જણાય છે.

નવમા અધ્યાયના શ્લોક ૧૨૦ માં નાનાભાઈથી મોટા ભાઈની સ્રીમાં ઉત્પન્ન થયેલા ક્ષેત્રજ પુત્રને સમાન ભાગ આપવાનું કહ્યું છે. તેમ જ ૧૪૫ મા શ્લોકમાં મરનાર ભાઈની સ્રીમાં પુત્ર ઉત્પન્ન કરીને તેનું ધન તે પુત્રને આપવાનું કહ્યું છે અને તે ક્ષેત્રજ પુત્રની વ્યાખ્યા કરતાં ૧૬૭ મા શ્લોકમાં કહ્યું છે કે "यस्तल्पजः प्रमीतस्य क्लीबस्य व्याधितस्य वा स्वधर्मेण नियुक्तायां स पुत्रः क्षेत्रजः स्मृतः । પતિ મરણ પામ્યો હોય, નપુંસક હોય, અથવા ક્ષય વગેરે મહાવ્યાધિયુક્ત હોય, તો સ્વધર્મથી નિયુક્ત કરેલી તેની સ્રીમાં જે પુત્ર ઉત્પન્ન થાય તેને તેનો ક્ષેત્રજ પુત્ર જાણવો." ઉપરના શ્લોકોમાં જો વાગ્દત્તા કન્યાનો પતિ મરણ પામ્યા પછી તેનો નિયોગ કહેશું તો 'नष्टे मृते' એ શ્લોકની સાથે વિરોધ આવશે. કેમકે વાગ્દત્તાનો પતિ મરણ પામ્યા પછી તે કન્યા બીજા પતિને આપવા સ્પષ્ટ જણાવેલું છે; તેમ જ નારદસ્મૃતિના સ્રીપુંસયોગ નામના બારમા અધ્યાયના ૮૦ મા શ્લોકમાં કહ્યું છે કે; "अनुत्पन्नप्रजायास्तु पतिः प्रेयात् यदि स्त्रिया । नियुक्ता गुरुभिर्गच्छेद्देवरं पुत्रकाम्यया ॥ જે સ્રીને પ્રજા ઉત્પન્ન થઈ ન હોય તેવી

**अतः परं प्रवक्ष्यामि योषितां धर्ममापदि ॥ ५६ ॥**

સ્ત્રીનો પતિ જો મરી જાય તો તેના શ્વશુર વર્ગની આજ્ઞાથી પુત્રની ઇચ્છાથી તેવી સ્ત્રીએ દેવરની પાસે જવું." આ અને તે પછીના શ્લોકમાં નિયોગનો ધૃતાક્ત વગેરે વિધિ બતાવ્યો છે અને ૮૩ મા શ્લોકમાં "कुले तदवशेषे हि संतानार्थं न कामतः । કુલમાં તે એક જ બાકી હોય તો સંતાનને માટે નિયોગ કરવો; પરંતુ કામનાથી નિયોગ કરવો નહિ." આ પ્રમાણે જ્યારે કુળનો વિનાશ થતો હોય ત્યારે જે સ્ત્રીને પ્રજા ન હોય, તેવી સ્ત્રીને માટે નારદે નિયોગ કહેલો છે. અહીંઆ "संभवव्यभिचाराभ्यां स्याद्विशेषणमर्थवत् । એક વિશેષણ વિશેષનો સંભવ અને વ્યભિચાર બતાવે તે સાર્થક ગણાય છે," આ ન્યાય પ્રમાણે વાગ્દત્તા કન્યાને પ્રજાની ઉત્પત્તિ થવાનો સંભવ જ નથી કે જેથી અનુત્પન્નપ્રજા એ વિશેષણ સાર્થક થઇ શકે, એટલા માટે તે પરણેલી સ્ત્રીનું જ વિશેષણ હોવું જોઇએ અને તેવી સ્ત્રીને માટે જ આ નિયોગ છે. વળી મહાભારતમાં પતિ મરણ પામવાથી પાંડુ, ધૃતરાષ્ટ્ર અને વિદુરની માતાઓનો વ્યાસની સાથે નિયોગ કહેલો છે. તેમ જ પાંડુ શાપિત હોવાથી કુન્તીનો દેવતાઓની સાથે નિયોગ સ્પષ્ટ વર્ણવ્યો છે. અંધ ભારદ્વાજ ઋષિએ ભારતના યુદ્ધ પછી અનેક નિર્વંશ ક્ષત્રિય રાજપત્નીઓમાં નિયોગથી પુત્રો ઉત્પન્ન કર્યાં છે. આ પ્રમાણે વ્યાસકૃત મહાભારત જેવા પ્રામાણિક ગ્રંથ ઉપરથી પણ પરણેલી સ્ત્રીઓનો નિયોગ સદાચારરૂપે સ્પષ્ટ જણાય છે. માટે મનુસ્મૃતિ અધ્યાય ૯ ના શ્લોકો ૫૯–૬૦ માં જે નિયોગ બતાવેલો છે તે પરણેલી સ્ત્રીઓનો નિયોગ જ છે, કે જેનો શ્લોક ૬૪ માં પાછો નિષેધ કરવામાં આવ્યો છે. તે આ પ્રમાણે છે. "नान्यस्मिन्विधवा नारी नियोक्तव्या द्विजातिभिः । अन्यस्मिन्हि नियुञ्जाना धर्मं हन्युः सनातनम् બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણે વિધવા સ્ત્રીનો પતિના શિવાય બીજા પુરુષની સાથે નિયોગ કરાવવો નહિ. કારણ કે પતિ શિવાય બીજા પુરુષને વિષે નિયોગ કરાવનાર શ્વશુર આદિ ગુરુવર્ગ સનાતન ધર્મનો નાશ કરે છે."

આ પ્રમાણે ઉપર કહેલા પરણેલી સ્ત્રીના આપત્તિકાળના નિયોગનો પણ આ શ્લોકમાં નિષેધ કરવામાં આવ્યો છે. નારદ સ્મૃતિમાં કહ્યા પ્રમાણે રાજવંશી કુળોમાં કોઇ પણ પુરુષ અવશેષ ન હોવાથી નિયોગનો વિધિ કહેલો છે, છતાં પણ તેવા નિયોગવિધિનું યથોક્ત આચરણ સ્ત્રીપુરુષોથી બનવું અશકય છે એમ માની મનુએ પોતે જ આ શ્લોકથી નિયોગનો નિષેધ કર્યો છે અને તેથી ટીકાકાર મેધાતિથિ કહે છે કે; આ નિયોગનું પ્રથમ વિધાન કરીને પાછો તેનો નિષેધ કરેલો છે માટે અતિરાત્રમાં ષોડશીના ગ્રહણની પેઠે વિકલ્પિત છે અને વિકલ્પ હોવાથી મહાભારતમાં કહેલા નિયોગથી ઉત્પન્ન થયેલા પુત્રોને ધર્મ્ય એવા ક્ષેત્રજ પુત્ર માનવામાં આવ્યા છે.

पुत्रप्रयोजना भार्या પુત્રોત્પત્તિ કરવા માટે સ્ત્રીનો વિવાહ કરવામાં આવે છે," અને વિવાહ કર્યાં પછી પણ પ્રજાની ઉત્પત્તિ થાય નહિ તો પિતૃઋણમાંથી મુક્ત થઇ શકાય નહિ, એટલું જ નહિ પણ નિયોગમાં પિતૃઓના ઉદ્ધારરૂપી ફળ રહેલું છે.

૫૬ બીજનું તથા યોનિનું પ્રધાનપણું અને ગૌણપણું તમને કહી

---

પરંતુ નિયોગ નહિ કરતાં બ્રહ્મચર્ય પાળવાથી પણ સ્ત્રીપુરુષ પિતૃઋણમાંથી મુક્ત થઇને સ્વર્ગાદિકની ઉત્તમ ગતિને પામે છે તથા પિતૃઓનો ઉદ્ધાર કરી શકે છે. કારણ કે પાંચમા અધ્યાયના ૧૫૬ થી ૧૬૨ સૂધીના શ્લોકોમાં કહ્યું છે કે; સાધ્વી સ્ત્રીએ પતિ જીવતો હોય અથવા તો મરણ પામ્યો હોય તો પણ વ્યભિચારાદિ દોષથી પતિનું અપ્રિય કરવું નહિ, પરંતુ કંદ મૂળ ખાઇને જીવન પૂરું કરવું અને "न तु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य तु પતિ મુવા પછી પરપુરુષનું નામ પણ લેવું નહિ અને મરણ પર્યંત એક પતિવ્રત રાખીને બ્રહ્મચર્ય પાળવું" કે જેથી स्वर्गं गच्छत्यपुत्राऽपि તે પુત્રરહિત હોય તોપણ સ્વર્ગમાં જાય છે પરંતુ પ્રજાના લોભથી જે સ્ત્રી સ્વામીનું ઉલ્લંઘન કરે છે તે પતિના લોકમાંથી ભ્રષ્ટ થાય છે એટલું કહ્યા પછી છેવટે ઉપસંહારમાં કહે છે કે; 'नान्योत्पन्ना प्रजास्तीह न चाप्यन्यपरिग्रहे । न द्वितीयश्च साध्वीनां क्वचिद्भर्तोपदिश्यते ॥ સ્વામી શિવાય બીજા પુરુષે ઉત્પન્ન કરેલી પ્રજા સ્ત્રીને માટે ધર્મવાળી ગણાતી નથી. તેમ જ પરસ્ત્રીમાં ઉત્પન્ન કરેલી પ્રજા પુરુષને ધર્મવાળી ગણાતી નથી. સાધ્વી સ્ત્રીઓને માટે શાસ્ત્રમાં કોઈ પણ ઠેકાણે બીજો ભર્તા કરવાનો ઉપદેશ કરવામાં આવ્યો નથી." જો કે પરણેલી સ્ત્રીમાં દેવરાદિકથી ઉત્પન્ન થયેલો ક્ષેત્રજ પુત્ર ધર્મ્ય ગણાય છે; છતાં પણ બ્રહ્મચર્ય પાળનારી સ્ત્રીને માટે તો ક્ષેત્રજ પુત્ર ઉત્પન્ન કરવો એ નિંદ્ય કર્મ છે, એ વાત ઉપરના પ્રકરણમાં સ્પષ્ટ જણાવેલી છે. તેમ જ અધ્યાય ૯ ના શ્લોક ૬૫ માં "नोद्वाहिकेषु मन्त्रेषु नियोगः कीर्त्यते क्वचित् । न विवाहविधावुक्तं विधवावेदनं पुनः વિવાહ વિધિના મંત્રોમાં કોઇ પણ ઠેકાણે નિયોગની આજ્ઞા કરવામાં આવી નથી. આ પ્રમાણે શ્લોક ૬૪ તથા ૬૫ ના પૂર્વાર્ધથી નિયોગનો નિષેધ કરીને ઉત્તરાર્ધથી મનુ પુનર્વિવાહનો નિષેધ કરતાં કહે છે કે, વિવાહ વિધિમાં વિધવા સ્ત્રીને બીજા પતિની સાથે પરણવાનું પણ કહેવામાં આવ્યું નથી. એમ કહીને નિયોગ તથા પુનર્લગ્ન બન્નેને પશુધર્મરૂપે કહી તેની નિંદા કરે છે.

આ પ્રમાણે મનુએ પોતે પ્રથમ પરણેલી સ્ત્રીના નિયોગનું વિધાન કરી પાછો તેનો નિષેધ કર્યો છે એજ વાત બૃહસ્પતિ સ્મૃતિમાં પણ કહેલી છે; "उक्तो नियोगो मनुना निषिद्धः स्वयमेव तु । युगह्रासादशक्योयं कर्तुमन्यैर्विधानतः ॥ तपोज्ञानसमायुक्ताः कृतत्रेतायुगे नराः । द्वापरे च कलौ नृणांशक्तिहानिर्हि निर्मिता ॥ अनेकधा कृताः पुत्रा ऋषिभिश्च पुरातनैः । न शक्यन्तेऽधुना कर्तुं शक्तिहीनैश्चिरंतनैः ॥ મનુએ પ્રથમ નિયોગ કહીને પાછો પોતે જ નિષેધ કર્યો છે, સત્ય યુગ વગેરે ધર્મ્ય યુગોનો ક્ષય થવાથી સામાન્ય મનુષ્યો વિધિપૂર્વક નિયોગ કરી શકશે નહિ, સત્ય, ત્રેતા અને દ્વાપર યુગમાં મનુષ્યો તપ અને યોગાભ્યાસવાળા હતા અને કળિયુગમાં મનુષ્યોની શક્તિ ઓછી થતી જાય છે. પુરાતન ઋષિઓએ અનેક પ્રકારે પુત્રો ઉત્પન્ન કર્યા હતા તેવા પ્રાચીન કાળના ઋષિઓની પેઠે આજના શક્તિહીન મનુષ્યોથી બનવું

સ્ત્રીઓના આપદ્ ધર્મ. સંભળાવ્યું. હવે પછી હું સ્ત્રીઓના આપત્કાળનો ધર્મ કહું છું.

---

અશક્ય છે.” ઉપરના બૃહસ્પતિસ્મૃતિના શ્લોકોને આધારે કુલ્લુકભટ્ટ કલિયુગ માટે નિયોગના નિષેધને માને છે. પરંતુ મેધાતિથિના વિકલ્પ નિયમ પ્રમાણે સર્વ યુગને માટે સંતાનના અભાવમાં પણ નિયોગ કરાવવા કરતાં બ્રહ્મચર્ય પાળવા દેવું એ જ ઉત્તમ છે એમ સિદ્ધ થાય છે અને એ જ વાત ગોવિંદરાજે પણ કહી છે. “सर्वदैव संतानाभावे नियोगादनियोगपक्षः श्रेयान् સર્વ યુગમાં સંતાનના અભાવમાં પણ નિયોગથી (ઉત્પન્ન થયેલો પુત્ર ધર્મ્ય છતાં પણ) અનિયોગ પક્ષ જ સારો છે.” પરંતુ આ સર્વે ટીકાકારો બૃહસ્પતિસ્મૃતિ પ્રમાણે કલિયુગમાં નિયોગનો નિષેધ કરવામાં એકમત છે અને એટલા જ માટે તેનો નિષેધ કર્યો છે. તે વાત આદિત્ય પુરાણના કલિવર્જ્ય પ્રકરણમાં ‘देवराच्च सुतोत्पत्तिः કલિયુગમાં દેવરથી પુત્રની ઉત્પતિ કરવી નહિ’ એમ કહ્યું છે; માટે કલિયુગમાં નિયોગ કરવો નહિ.

આ પ્રમાણે પરણેલી સ્ત્રીના નિયોગનો નિષેધ કર્યા પછી મનુ પોતે ૬૯ મા શ્લોકમાં કહે છે કે; જે કન્યાનો પતિ વાગ્દાન પછી મરણ પામે, તેને પણ ઉપર કહેલા નિયોગ વિધિથી દેવરને આપવી આમ કહીને વાગ્દત્તા કન્યાનો નિયોગ બતાવે છે અને ૭૧ મા શ્લોકમાં “न दत्वा कस्यचित् कन्यां पुनर्दद्यात् विचक्षणः એક વરને કન્યા આપ્યા પછી તે પતિ મરણ પામે તો પણ વિચક્ષણ પુરુષે તે કન્યા બીજા વરને આપવી નહિ” એમ કહ્યું છે; અને તે જ વાતને યાજ્ઞવલ્કય સ્મૃતિના ટીકાકાર મિતાક્ષરાકાર પણ પુષ્ટિ આપે છે. મીતાક્ષરાકાર આચારાધ્યાયના શ્લોક ૬૯ માની ટીકામાં લખે છે કે, “ક્ષેત્રજ પુત્રને વાગ્દત્તા કન્યાથી ઉત્પન્ન થયેલો જાણવો. કારણ “यस्या म्रियेत कन्याया वाचा सत्ये कृते पतिः इति मनुस्मरणात् વાગ્દાન કર્યા પછી જે કન્યાનો પતિ મરી ગયો હોય તેનો નીચેના વિધિ પ્રમાણે નિયોગ કરવો.” આ પ્રમાણે મનુસ્મૃતિમાં કહ્યું છે. વળી તેણે વ્યવહારાધ્યાયના ૧૨૭ મા શ્લોકની ટીકામાં કહ્યું છે કે, “अत्रापि नियोगो वाग्दत्ताविषय एव इतरस्य नियोगस्य मनुना निषिद्धत्वात् આ ઠેકાણે પણ નિયોગ વાગ્દત્તાના વિષયમાં જ છે. બીજા નિયોગનો મનુએ નિષેધ કર્યો છે.” આ પ્રમાણે કહીને મનુના ૫૯–૬૦–૬૪–૬૫–૬૬–૬૭–૬૮ આટલા શ્લોકોને પ્રમાણ તરિકે આપ્યા છે કે જેમાં પ્રથમ નિયોગ કહીને પછી તેનો नान्यस्मिन् પદથી નિષેધ કરવામાં આવ્યો છે અને પછી કહે છે કે “न च विहितप्रतिषिद्धत्वात् विकल्पः એક વાર વિધાન કરીને પાછો નિષેધ કર્યો છે માટે તે વિધિનો વિકલ્પ છે એમ માનવું નહિ.” કેમકે નિયોગ કરાવનારની નિંદા કરવામાં આવી છે. વળી સ્ત્રીધર્મમાં વ્યભિચારને બહુ દોષવાળો ગણ્યો છે અને સંયમને બહુ જ પ્રશસ્ત ગણ્યો છે, એમ કહીને મનુના પાંચમા અધ્યાયના ૧૫૭ થી ૧૬૧ સુધીના શ્લોકોનાં પ્રમાણ આપે છે અને છેવટ ઉપસંહારમાં કહે છે કે આ પ્રમાણે વિવાહ સંસ્કારવાળી સ્ત્રીનો નિયોગ નિષિદ્ધ છે.

માટે વાગ્દત્તા કન્યાનો નિયોગ જ ધર્મ્ય નિયોગ છે. ઉપરના વિષયને પુષ્ટિ આપનારાં વચનો કશ્યપ સ્મૃતિમાં પણ આ પ્રમાણે છેઃ-

सप्त पौनर्भवाः कन्या वर्जनीयाः कुलाधमाः ।
वाचादत्ता मनोदत्ता कृतकौतुकमंगला ॥
उदकस्पर्शिता या च या च पाणिगृहीतिका ।
अग्निं परिगता या च पुनर्भूप्रभवा च या ॥
इत्येताः काश्यपेनोक्ता दहन्ति कुलमाग्निवत् ।

વાણીથી દાન આપેલી, મનથી આપેલી, જેને મંગળસૂત્ર બાંધેલું હોય તેવી, હાથમાં જળ લઇને દાન કરેલી, પાણિગ્રહણ કરેલી, અગ્નિને જેણે પ્રદક્ષિણા કરી હોય તેવી અને પુનર્ભૂ સ્ત્રીથી ઉત્પન્ન થયેલી, આ સાત કન્યાઓ પુનર્ભૂ કહેવાય છે અને તેવી કન્યાને જો બીજો પુરુષ પરણે તો તે કન્યા તે પતિના કુળને અગ્નિની પેઠે બાળે છે," એમ કશ્યપ સ્મૃતિમાં કહ્યું છે.

આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે, પ્રાચીનકાળમાં વાગ્દત્તા કન્યાનો પતિ મરણ પામ્યા પછી તે કન્યાને બીજા સત્પુરુષો પરણતા ન હોતા, તેથી તેવી કન્યાનો દેવરની સાથે નિયોગ કરવામાં આવતો હતો, તેને લીધે તથા મનુના કહેવા પ્રમાણે મિતાક્ષરાકારે વાગ્દત્તા કન્યાના નિયોગને જ ધર્મ્ય નિયોગ માનેલો છે. જો કે મિતાક્ષરાકારના કહેવા પ્રમાણે જ મનુએ પણ વાગ્દત્તાનો નિયોગ કહ્યો છે એ વાત સિદ્ધ છે, પરંતુ મનુએ "नोद्वाहिकेषु मंत्रेषु नियोगः कीर्त्यते क्वचित्" એ શ્લોકથી નિયોગનો નિષેધ કર્યો છે તે નિષેધ વાગ્દત્તાવિષયક નથી પણ પરણેલી સ્ત્રીના વિષયમાં છે એમ મિતાક્ષરાકારે પોતે इतरस्य એ પદથી જણાવેલું છે અને મનુસ્મૃતિના સર્વ ટીકાકારોએ ભારતના વ્યાસાદિના દૃષ્ટાંતોથી તેને સિદ્ધવત્ માન્યો છે. પરંતુ विहितप्रतिषिद्धत्वात् વિકલ્પ ન માનવો એમ મિતાક્ષરાકાર કહે છે તે ઠીક નથી. કેમકે મેધાતિથિએ વિહિતપ્રતિષિદ્ધ માન્યો છે અને તેમ માનવાથી ઐચ્છિક વિકલ્પ હોવાથી ભારતીય નિયોગથી થયેલી પ્રજાને ધર્મ્ય માની શકાય છે. અને સર્વ નિબંધકારોએ કલિમાં નિષેધ કર્યો છે. (વળી જે યાજ્ઞવલ્કય સ્મૃતિમાં ક્લિબ, પતિત વગેરે પુરુષોની વાગ્દત્તાને માટે दत्तामपि हरेत्कन्याम् એ શ્લોકથી તેઓની પાસેથી લઇને બીજાને આપવાનું કહ્યું છે તે, મરનારની વાગ્દત્તાને જીવતાં સૂધી રાખી મૂકી નિયોગની જ આજ્ઞા આપે એમ માનવું અશકય છે.) માટે મનુએ કહેલા બે વિભાગથી પરણેલી તથા કુમારી બન્ને સ્ત્રીમાં નિયોગથી ઉત્પન્ન થયેલો ક્ષેત્રજ પુત્ર કહેવાય છે એમ માનવું જોઇએ. જો કે શ્લોક ૭૧ મા માં "न दत्वा कस्यचित् कन्यां पुनर्दद्याद्विचक्षणः એક વરને કન્યા આપ્યા પછી તે પતિના મરણ પછી ફરીને બીજા વરને કન્યા આપવી નહિ" એમ મનુએ કહ્યું છે છતાં પણ યાજ્ઞવલ્કય સ્મૃતિના પહેલા અધ્યાયના શ્લોક ૬૫ મામાં दत्तामपि हरेत् कन्यां श्रेयांश्चेत् वर आव्रजेत् આ પદથી જો પ્રથમ વર પાતકી અથવા

દુરાચારી હોય અને બીજો વર કુળ, શીળ, વિદ્યા તથા વિનયવાળો મળે તો પ્રથમ વરને આપેલી કન્યા બીજા વરને આપવી." આ પ્રમાણે જીવતા વરને છોડીને બીજા વરને આપવાને યોગી યાજ્ઞવલ્કય પંડે આજ્ઞા આપે છે. વળી મનુ નવમા અધ્યાયના શ્લોક ૯૭ માં જ, "कन्यायां दत्तशुल्कायां म्रियेत यदि शुल्कदः। देवराय प्रदातव्या यदि कन्याऽनुमन्यते આસુર વિવાહથી જે કન્યાનું મૂલ્ય આપવામાં આવ્યું હોય અને તેનો પતિ મરી જાય તો તે મુવા પછી ( જો તે કન્યા બ્રહ્મચર્ય પાળવા ઇચ્છતી હોય તો તે મૂલ્ય તેના પિતૃપક્ષને જ રહે છે. પરંતુ જો તેને બીજે આપવામાં આવે તો તેની પાસેથી ધન લઇને તેના દેવરાદિક સપિંડને આપવું અને ) જો તે કન્યાની ઇચ્છા હોય તો તેને તેના દેવર સાથે પરણાવવી." આ પ્રમાણે ધન લઇને આપેલી કન્યા પણ તેની ઇચ્છા હોય તો જ દેવરને પરણાવવી એમ કહ્યું છે તો જે વાગ્દત્તા કન્યાને માટે મનુએ નિયોગ કહેલો છે તે નિયોગ, શ્લોક ૯૭ માં કહેવા પ્રમાણે મૂલ્ય લઇને મોટા ભાઇને આપેલી કન્યા તેના મુવા પછી કન્યાની ઇચ્છાથી તેના દેવરને આપવામાં આવે તેવી કન્યાના સંબંધમાં સમજવો અથવા તો એક સ્ત્રીને એક પુરુષના ઉપર પ્રેમ છે અને તે પતિ કુંવારો જ મરી ગયો હોય અને તે સ્ત્રી સાવિત્રીની પેઠે બીજા પતિને પરણવા ઇચ્છતી ન હોય, ( જો કે એવી સ્ત્રીનો નિયોગ થવાનો અસંભવ છે છતાં પણ ) તેનાં સાસુ, સસરો વગેરે નિયોગ કરવાની આજ્ઞા આપે તો તેને માટે ઉપરનો નિયોગ ચરિતાર્થ છે; અને તેવી કન્યામાં જે પુત્ર ઉત્પન્ન થાય તે મરનારનો ક્ષેત્રજ પુત્ર ગણાય છે. વળી પારાશર સ્મૃતિમાં ' नष्टे मृते ' શ્લોકની વ્યાખ્યા કરતાં ભટ્ટોજી વગેરે વિદ્વાનો કહે છે કે, પતિશબ્દની સમાસમાં જ ઘી સંજ્ઞા થાય છે, તેથી અહિઆં પતિશબ્દનો અર્થ ગૌણપતિ એવો કરવો જોઇએ. એટલે કે વાગ્દત્તા કન્યાનો પતિ જો ખોવાઈ ગયો હોય, મરી ગયો હોય, સંન્યાસ લઇને ચાલ્યો ગયો હોય, નપુંસક થઈ ગયો હોય, અથવા તો પતિત થયો હોય તો તે કન્યાને બીજા વર સાથે પરણાવવી." ( આ શ્લોક પ્રાચીન મનુસ્મૃતિના પુસ્તકમાં હતો એમ કેટલાક માને છે ): આ પ્રમાણે પારાશર સ્મૃતિમાં વાગ્દત્તા કન્યાને તેના પતિના મરણ પછી બીજા પતિને આપવાની આજ્ઞા કરી છે. અનુશય વિધિમાં જેમ એક વસ્તુ ખરીદ કર્યાં પછી દશ દિવસની અંદર પશ્ચાત્તાપ થાય તો તે વસ્તુની પાછી લેવડ દેવડ થઈ શકે છે; તેમ જ કન્યાનું દાન કર્યાં પછી અને સપ્તપદી થયા પહેલાં નષ્ટ, મૃત, ક્લિબ, વગેરે ઉપરનાં કોઈપણ પશ્ચાત્તાપનાં કારણ વરવિષે જણાય તો તે કન્યા તેના પિતાની જ ગણાય છે. કેમ કે મનુએ કહ્યું છે કે;–" तेषां निष्ठा तु विज्ञेया विद्वद्भिः सप्तमे पदे વિવાહ કર્યાં પછી સપ્તપદી પૂરી થાય ત્યારે જ વિવાહ સંપૂર્ણ થાય છે, આમ વિદ્વાનોએ જાણવું." વસિષ્ઠ સ્મૃતિમાં પણ કહ્યું છે કે;–'न च मंत्रोपनीता स्यात् कुमारी पितुरेव सा જો મંત્રોચ્ચારણ પૂર્વક વિવાહ સંસ્કારથી તે કન્યા વરને આપવામાં આવી ન હોય તો તે કન્યા ઉપર પિતાનું જ સ્વત્વ છે, તેથી તેનો પિતા ઉપરનાં અનુશય (પશ્ચાત્તાપ) નહિ

કારણોથી તે કન્યા બીજા વરને આપી શકે છે.' એટલા માટે વાગ્દત્તા કન્યાનો નિયોગ નહિ કરતાં તેને બીજા પતિને આપવી, એ જ શાસ્ત્રકારોનો સિદ્ધાંત છે.

મનુએ પ્રથમ નિયોગ કહીને તેનો નિષેધ કર્યો, પરંતુ તે નિયોગને સ્થાને કોઈ દેવરાદિનું પુનર્લગ્ન માની લે તેના નિષેધને માટે મનુ કહે છે કે;–

'न द्वितीयश्च साध्वीनां क्वचिद्भर्तोपदिश्यते' તથા 'न विवाहविधावुक्तं विधवावेदनं पुनः' આ બે પદોથી મનુએ વિધવાવિવાહનો ચોખ્ખો નિષેધ કર્યો છે અને તેની નિંદાને માટે તેની નીચે બીજા શ્લોકો પણ કહેલા છે. જો કે શૂદ્ર તથા વર્ણસંકર જાતિઓમાં પુનર્લગ્ન તથા છૂટાછેડા વગરે સ્વચ્છંદપણે ચાલ્યા કરે છે, પરંતુ આર્ય શાસ્ત્રકારોએ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજવર્ણને માટે નિયોગ તથા પુનર્લગ્નનો નિષેધ કર્યો છે અને તેથી જ આર્યાવર્તમાં શુદ્ધ દ્વિજ પ્રજા રહેલી છે. પરંતુ આ શુદ્ધ પ્રજાને વર્ણસંકર કરવા માટે કેટલાક પુનર્લગ્નના પક્ષકારો હમણાં પ્રયત્ન કરવા લાગ્યા છે. તેઓ શ્રુતિ તથા સ્મૃતિના મનમાનતા અર્થ કરીને વિધવાવિવાહ જાણે શાસ્ત્રસિદ્ધ હોય તેમ બતાવવાને વૃથા પ્રયત્ન કરે છે તથા જે શ્રુતિ અને સ્મૃતિને તેઓ પ્રમાણ તરિકે આપે છે, તેના કપોલ કલ્પિત અર્થો લખવાને અમો ઇચ્છતા નથી. વિધવાવિવાહના અનુયાયીઓ उदीर्ष्वनार्यभिजीवलोकम् આ મંત્રને પ્રમાણ તરિકે આપે છે. આ મંત્ર ઋગ્વેદમાં તથા અથર્વવેદમાં છે. અથર્વવેદના અઢારમા કાંડમાં આ મંત્રની ઉપર તેને જ લગતો એક બીજો મંત્ર આ પ્રમાણે છે. "इयं नारी पतिलोकं वृणाना निपद्यत उप त्वा मर्त्य प्रेतं धर्मं पुराणमनुपालयती तस्यै प्रजां द्रविणं चेह धेहि ॥ પતિએ કરેલા યજ્ઞ, દાન, હોમાદિક ક્રિયાનાં ફળભૂત સ્વર્ગાદિક લોકને પતિની સાથે ભોગવવાની ઇચ્છાવાળી આ સન્મુખ ઉભેલી સ્ત્રી, હે મર્ત્ય (મરણ ધર્મવાળા)! તારી પાસે આવવાને ઇચ્છે છે. અનાદિ કાળના શિષ્ટાચારથી સિદ્ધ અનુમરણ (પતિની પાછળ બળી મરવું તે) ધર્મને પાળતી એવી આ સ્ત્રીને તું પોતે જન્માંતરમાં પણ પ્રજા તથા ધન અર્પણ કર."

આ મંત્રમાં બે વાત સિદ્ધ કરવામાં આવી છે. એક પતિની પાછળ અનુગમન કરવું તે અને બીજી પતિ જે લોકમાં રહે, તે લોકમાં પતિવ્રતા સ્ત્રીએ પતિની સાથે રહેવું તે." આ મંત્રની સાથે ઉપરનો उदीर्ष्वनारी એ મંત્ર સંબંધ ધરાવે છે. જ્યારે પતિ મરણ પામે છે અને તેને સ્મશાનમાં લઈ જવામાં આવે છે ત્યારે પતિના મરણથી શોકાતુર થયેલી તેની પત્ની તેના શબની સાથે સ્મશાનમાં જાય છે અને પોતે પતિની સાથે ચિતામાં બળી મરવાને તૈયાર થાય છે તે પ્રસંગે આ મંત્ર બોલવામાં આવે છે અને તે મંત્ર બોલવાની મરનારના શિષ્યને, તે સ્ત્રીના પુત્રને અથવા તો દિયરને અને તેના અભાવે તેના વૃદ્ધ દાસને એમ ત્રણ જણને સૂત્રકારે આજ્ઞા આપેલી છે.

તે ત્રણમાંનો કોઈ પણ એક તે સ્ત્રીને ચિતામાંથી ઉઠાડે છે અને આ મંત્ર બોલે છે. "उदीर्ष्वनार्यभिजीवलोकं गतासुमेतमुपशेष एहि ॥ हस्तग्राभस्य दिधिषोस्तवेदं पत्युर्ज-

नित्वमभिसंबभूथ હે નારિ! જીવલોક તરફ (જોઈને) ઉઠ અને અહીં આવ, મરી ગયેલા આ પતિની પાસે તું સુતેલી છે, તારા દિધિષુ (પાલન કરનારા) અને પાણિ-ગ્રહણ કરનારા પતિની જાયારૂપે તું ઉત્પન્ન થયેલી છે."

આ મરનાર પુરુષ જો બ્રાહ્મણ હોય તો તેની સ્ત્રીને શિષ્ય અથવા તો પુત્ર ઉઠાડે છે. કારણ કે બ્રાહ્મણને શિષ્ય હોવાનો સંભવ છે. અને બીજા વર્ણની સ્ત્રીનો પુત્ર હોય તો તે ઉઠાડે છે કે "હે માતા! તારું પાલન કરનાર અને પાણિગ્રહણ કરનાર પતિ મરણ પામ્યો છે; તેથી તું બળી મરવાને તૈયાર થયેલી છો પરંતુ તું મારા પિતાની જાયા એટલે પિતાના બીજરૂપે મારા જેવા પુત્રવાળી છો માટે બળી મરવાને યોગ્ય નથી. કેમકે પુત્રવતી માતાને બળી મરવાનો અધિકાર નથી."

તો હવે એક પુત્ર કે જેનો પાલન કરનાર પિતા મરી ગયો છે અને જેની માતા પોતાનું સૌભાગ્ય જવાથી શોકમાં ગ્રસ્ત થયેલી છે તેને હે માતા! તું તારા પુનર્લગ્ન કરનારા પતિને માટે ઉઠ એમ કહે તો તેના જેવો બીજો કુપુત્ર કોણ અને વેદ મંત્રનો આ પ્રમાણે કલ્પિત અર્થ કરે તેના જેવો બીજો મૂર્ખ પણ કોણ? તેમ જ દિયર પણ પોતાનો ભાઈ મરી ગયા પછી તે જ વખતે પોતાની માતા તુલ્ય ભાભીને પોતાની સાથે પુનર્લગ્ન કરવાનું કહે, એ વાત પણ સર્વથા અસંભવિત છે.

આ મંત્રમાં વિવાદનું કારણ 'દિધિષુ' શબ્દ છે. વાચસ્પતિમિશ્ર આ શબ્દનો અર્થ दिधिं (धैर्य) इच्छतीति दिधिषुः એટલે ધૈર્યને ઇચ્છનારો એવો કરે છે તેથી દિધિષુ શબ્દનો પુનર્લગ્ન કરનારો પતિ એવો અર્થ કરવો તે અયુક્ત છે. વળી પુનર્લગ્નના પક્ષકારો "सोमः प्रथमो विविदे गंधर्वो विविद उत्तरः। तृतीयो अग्निष्टे पतिस्तुरीयस्ते मनुष्यजः" આ મંત્રને પ્રમાણ તરિકે આપીને સ્ત્રીને ચાર પતિ કરવાની આજ્ઞા આપે છે, પરંતુ આ મંત્રનો ખરો અર્થ યાજ્ઞવલ્કય સ્મૃતિના આચારાધ્યાયના ૭૧ મા શ્લોકમાં ભગવાન યાજ્ઞવલ્કયે સ્પષ્ટ કર્યો છે. सोमः शौचं ददावासां गंधर्वश्च शुभां गिरम्। पावकः सर्वमेध्यत्वं मेध्या वै योषितो ह्यतः કન્યા ઉત્પન્ન થયા પછી પહેલાં બે વર્ષ સોમ દેવતા કન્યાનું પાલન કરે છે અને તેને બાહ્યાચારની પવિત્રતા આપે છે. પછીનાં બે વર્ષ ગંધર્વ પાલન કરે છે અને તેને સુંદર વાણી આપે છે. તે પછીનાં બે વર્ષ અગ્નિદેવતા પાલન કરે છે અને તે સર્વ કાર્યોમાં પવિત્રતા આપે છે એટલા માટે સ્ત્રીઓ સર્વથા પવિત્ર છે.

આ પ્રમાણે ૭ વર્ષ સુધી આ ત્રણ દેવતાઓ કન્યાના પાલક હોવાથી તે કન્યાને અગ્નિની સાક્ષીએ ૭ વર્ષ પછી મનુષ્ય પતિને આપવામાં આવે છે. માટે ઉપર કહેલા ત્રણ દેવતાઓ કન્યાના પાલક છે પરંતુ તેઓ મનુષ્યપતિ નથી. વળી નવીનો જ્યાં જ્યાં સ્ત્રીની સાથે સંખ્યાવાચક શબ્દોને જુવે છે ત્યાં ત્યાં તેટલા તેના પતિ છે એવી કલ્પના કરે છે.

એક કન્યાનો વિવાહ થઈ ગયા પછી તે વરવધૂ પોતાના વડીલોને પગે પડે છે ત્યારે વડીલો તે નવાં વરવધૂને આશીર્વાદ આપીને બોલે છે કે—"दशास्यां पुत्रा-

नाधेहि पतिमेकादशं कृधि આ સ્ત્રીને વિષે દશ પુત્રોને ઉત્પન્ન કર અને હે વધૂ! તું દશ પુત્રની માતા અને અગ્યારમા આ તારા પતિ સહિત બોહોળા કુટુંબવાળી થા!" સૂત્રકારો વિવાહ કર્યા પછી વરવધૂને આશીર્વાદ આપતી વેળા આ મંત્ર બોલવાનું કહે છે. આ પ્રમાણે માંગલિક પ્રસંગમાં આશીર્વાદ આપતાં તે સ્ત્રીને તારા અગ્યાર પતિ થજો એવા અમાંગલિક અર્થની કલ્પના કરવી એ કેટલું અજ્ઞાન છે. વળી एकादशम् એ શબ્દમાં પૂરણાર્થ डट् પ્રત્યય થયેલો છે અને તેનો અર્થ અગ્યારમો એવો થાય છે. એટલે દશ પુત્ર સહિત અગ્યારમા પતિનું પ્રાધાન્ય છે પરંતુ તેમાં અગ્યાર એમ સંખ્યાવાચકનું પ્રાધાન્ય નથી.

આમ હોવાથી વ્યાકરણશાસ્ત્ર પ્રમાણે પણ તેઓનો અર્થ અઘટિત છે. વળી તેઓ અથર્વવેદ કાં. ૫ સૂ. ૧૭ ના મંત્રને પ્રમાણ તરિકે આપે છે. उत यत्पतयो दश स्त्रियाः पूर्वे अब्राह्मणाः । ब्रह्मा चेद्धस्तमग्रहीत् स एव पतिरेकधा ॥ ब्राह्मण एव पतिर्न राजन्यो न वैश्यः (અહીં સ્ત્રી શબ્દની સાથે સંખ્યાવાચક દશ શબ્દ હોવાથી સ્ત્રીને શાસ્ત્રાનભિજ્ઞો દશ પતિ કરવાની આજ્ઞા આપી છે આમ મિથ્યા કલ્પના કરે છે.) કૌશિક સૂત્રકાર કહે છે કે; ચોરો જ્યારે ગાયોને ચોરી જાય ત્યારે તેના ઉપર અભિચાર કરવામાં આ સૂક્તનો વિનિયોગ છે. આ સૂક્તના પાંચમા મંત્રનું ઉત્તરાર્ધ આ પ્રમાણે છે; तेन जायामन्वविन्दद् बृहस्पतिः सोमेन नीतां जुहूं न देवाः સોમરસથી ભરેલા જુહૂ નામના પાત્રરૂપી સ્ત્રીને બૃહસ્પતિએ મેળવી. બીજા દેવો મેળવી શકયા નહિ અને તે જ સૂક્તના સાતમા મંત્રમાં वीरा येतृह्यंते मिथो ब्रह्मजाया हिनस्ति तान् ઉપર દર્શાવેલા પાંચમા મંત્રમાં બતાવેલી બૃહસ્પતિની જાયા બ્રહ્મજાયા તરિકે આ મંત્રમાં પણ વર્ણવેલી છે અને એ જ બ્રહ્મજાયાનો સંબંધ આગળ જણાવેલા આઠમા મંત્રમાં પણ છે. અને તે આઠમા મંત્રનો અર્થ આ પ્રમાણે છે–તે જુહૂરૂપી બ્રહ્મજાયા સ્ત્રીના બૃહસ્પતિ શિવાયના જે દશ દેવો છે તે તેના પતિ થઈ શકતા નથી. એ જુહૂ ( પાત્ર ) ના હાથને એક બૃહસ્પતિ જ ગ્રહણ કરી શકે છે. એટલે જુહૂનો એક જ પતિ થઈ શકે છે. ક્ષત્રિયના અને વૈશ્યના દેવો તેના પતિ થઈ શકતા નથી. બીજો અર્થ આ પ્રમાણે છેઃ-બૃહસ્પતિસવ નામના યજ્ઞનો અધિકારી બ્રાહ્મણ જ છે; ક્ષત્રિય અથવા તો વૈશ્ય નથી. તે યજ્ઞમાં જુહૂને ( યજ્ઞનાં પાત્રને ) ગ્રહણ કરવાનો બ્રાહ્મણને જ અધિકાર છે બીજાને નથી. ત્રીજો અર્થ આ પ્રમાણે છેઃ–જુહુ એટલે વાણીના પતિ વાચસ્પતિ એટલે બ્રાહ્મણ થઈ શકે છે. બીજા ક્ષત્રિયાદિક થઈ શકતા નથી. આ ઉપરાંત નીચેના શ્લોકને પણ પ્રમાણ તરિકે કહે છે. મનુએ બાર પ્રકારના પુત્રોનો પિતાની મિલ્કતમાં ભાગ કહેલો છે તે બારમાં પૌનર્ભવ નામનો એક પુત્ર છે; જેની ઉત્પત્તિના સંબંધમાં મનુ અ. ૯ શ્લો. ૧૭૫ માં કહ્યું છે કે; या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया । उत्पादयेत् पुनर्भूत्वा स पौनर्भव उच्यते । જે સ્ત્રીને પતિએ ત્યાગ કરેલી હોય, તે સ્ત્રી અથવા તો વિધવા સ્ત્રી બીજા સવર્ણ પતિની સ્ત્રી થઇને જે પુત્રને ઉત્પન્ન કરે તે પૌનર્ભવ કહેવાય છે અને તેની પછી આ શ્લોક છે;-सा चेदक्षतयोनिः

स्याद्गतप्रत्यागतापि वा । पौनर्भवेन भर्त्रा सा पुनः संस्कारमर्हति । અને તે પતિએ ત્યાગ કરેલી અથવા તો વિધવા સ્ત્રી જો રજસ્વલા ન થઈ હોય તો કોઈ બીજા પતિ સાથે સંસ્કાર કરવાને યોગ્ય છે. તેમ જ પિતાએ બાળક વરને કન્યા આપી હોય અને તે કન્યા કોઈ બીજા વરને પરણી હોય અને પાછી તે પ્રથમ વરની પાસે રજોદર્શન થયા પહેલાં જ આવે તો તે વરની સાથે તે કન્યા પુનઃ સંસ્કાર કરવાને યોગ્ય છે. તેથી भर्त्रा सा संस्कर्तव्या च प्रायश्चित्तादिभिः क्रमात् એ બ્રહ્મપુરાણનાં વચન પ્રમાણે બીજા પતિએ પુનઃ પ્રાયશ્ચિત્ત સંસ્કાર કરીને ઘરમાં રાખેલી પુનર્ભૂથી ઉત્પન્ન થયેલો તે પુત્ર પૌનર્ભવ કહેવાય છે. અને બ્રાહ્મણથી (દ્વિજથી) બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલો તે પુત્ર, બ્રાહ્મણની પંકિતમાં બેશીને જમવાને યોગ્ય ગણાતો નથી. મનુ અ. ૨ શ્લો. ૧૭૪ परदारेषु जायेते द्वौ सुतौ कुंडगोलकौ । पत्यौ जीवति कुंडः स्यान्मृते भर्तरि गोलकः ॥ तौ तु जातौ परक्षेत्रे प्राणिनौ प्रेत्य चेह च । दत्तानि हव्यकव्यानि नाशयेते प्रदायिनाम् ॥ (ઉપર કહ્યા પ્રમાણે પતિએ ત્યાગ કરેલી અથવા વિધવા સ્ત્રી એ બન્ને સ્ત્રીઓ પરસ્ત્રી કહેવાય છે) અને તે સ્ત્રીમાં પતિ જીવતાં પરપુરુષથી જે પુત્ર ઉત્પન્ન થાય છે તે કુંડ કહેવાય છે અને પતિના મરણ પછી જે પુત્ર ઉત્પન્ન થાય છે તે ગોલક કહેવાય છે અને તે બન્ને પુત્રો પરસ્ત્રીમાં ઉત્પન્ન થયેલા હોવાથી તેમને દેવકાર્યમાં (યજ્ઞાદિ વરણમાં) તથા પિતૃકાર્યમાં (શ્રાદ્ધમાં) આપેલું દાન, ભોજન વગેરે નિષ્ફળ જાય છે. આ પ્રમાણે પૌનર્ભવ પુત્ર યાજન, પ્રતિગ્રહ, અધ્યાપન વગેરે કર્મનો અધિકારી નથી.

હવે પુનર્લગ્નના સર્વે પક્ષકારો જે શ્લોકના ઉપર પોતાનો સઘળો આધાર રાખે છે તે શ્લોક આ છે;—नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ । पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते આ શ્લોક વેશવાળ કરેલી કન્યાના પતિને લગતો છે. એમ નંદન તથા ભટ્ટોજી દીક્ષિત વગેરે કહે છે, એ વાત અમે ઉપર કહી ગયા છીએ છતાં પણ નારદ સ્મૃતિમાં આ શ્લોકને પ્રોષિતભર્તૃકા (જેનો પતિ દેશાંતર ગયો હોય તેવી સ્ત્રી)ના પ્રકરણમાં ભણેલો છે અને તેનો અર્થ મહાન્ મીમાંસક મેધાતિથિ આ પ્રમાણે કરે છે;—જે સ્ત્રીનો પતિ ખોવાઇ ગયો હોય અથવા તો નાશી ગયો હોય, મરી ગયો હોય, સંન્યાસી થઈ ગયો હોય, નપુંસક નીવડયો હોય, અથવા તો પતિત થઈ ગયો હોય આ રીતે પાંચ આપત્તિમાં સ્ત્રીઓએ પોતાનાં ભરણપોષણ માટે કોઇ પણ પાલકનો આશ્રય કરવો." આ શ્લોકના ઉત્તરાર્ધમાં જે પતિ શબ્દ છે તેનો અર્થ મેધાતિથિ આ પ્રમાણે કરે છે. पालनात् पतिःसैरंध्रिकर्मादिना आत्मवृत्त्यर्थमन्यं पतिमाश्रयेत् । પાલન કરનાર હોવાથી તે પતિ કહેવાય છે. ઘરનાં કામકાજ કરીને પોતાની વૃત્તિ ચલાવવા માટે બીજા પાલકનો આશ્રય કરવો. ઉપરના શ્લોકમાં કહેલા મરણ પામેલા શિવાય બીજા ચાર પુરુષની સ્ત્રીઓ બીજો ધણી કરતી નથી.

૧ જે સ્ત્રીનો પતિ પરણ્યા પછી અમુક વર્ષ ગૃહસ્થાશ્રમ ભોગવીને સંતાનની ઉત્પત્તિ થયા પહેલાં અથવા થયા પછી ભાગી ગયેલો હોય તો તે સ્ત્રી કોઈ પણ પાલકનો આશ્રય કરે છે.

૨ જે સ્ત્રીનો પતિ સંતાનની ઉત્પત્તિ થયા પહેલાં અથવા પછી સંન્યાસી થઈ ગયો હોય તેવી સ્ત્રી પાલકનો આશ્રય કરે છે. તેમ જ ૩ અગમ્યા સ્ત્રીની સાથે ચાલવું, દારુ પીવો વગેરે કાર્યથી પતિત થયેલા પુરુષની સ્ત્રી પણ પોતાના સદ્વર્તનથી રહે છે.

તેમ ૪ ઘણાએક પુરુષો અમુક વય વીત્યા પછી નપુંસક થઈ જાય છે તેવા પુરુષોની સ્ત્રીઓ પણ પતિના ઘરમાં જ રહે છે.

અતિશૂદ્રો વગેરે જે જ્ઞાતિઓમાં છેડો ફાડી દેવાનો ચાલ છે તેવી જ્ઞાતિની સ્ત્રીઓ ઉપરનાં કારણોને લીધે કદાચ બીજો પતિ કરે તો એ વાત બનવા યોગ્ય છે. પરંતુ પુનર્લગ્ન નહિ કરનારી કેટલીક સારી જ્ઞાતિઓમાં જેનો પતિ ખોવાઈ ગયો હોય, સાધુ થઇ ગયો હોય, પછવાડેથી નપુંસક નિવડ્યો હોય અથવા તો દુરાચારથી પતિત થયેલો હોય તેવા પુરુષની સ્ત્રી બીજા ધણીના ઘરમાં બેસતી નથી. તેમ પુનર્લગ્ન નહિ કરનારા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની સ્ત્રીઓ પણ ઉપર કહેલી ચાર આપત્તિમાં બીજો પતિ કરતી નથી. તેમ તેને બીજો પતિ કરવાનો કોઈ ઉપદેશ પણ કરતું નથી.

ઉપરની ચાર આપત્તિમાં સ્ત્રીને બીજો પતિ કરવાનો ધર્મ નથી એમ માની સર્વ પ્રજા તે પ્રમાણે વર્તન કરે છે અને તેની જ સાથે કહેલી પાંચમી આપત્તિવાળી સ્ત્રી કે જેનો પતિ મરી ગયો છે તેવી સ્ત્રીએ બીજો પતિ કરવો, એવો શાસ્ત્રવિરુદ્ધ અર્થ કરીને પુનર્લગ્ન કરાવવા ઇચ્છનારાઓ શાસ્ત્રનો કેટલો ખોટો અર્થ કરે છે તે પ્રજાએ સમજવું જોઇએ. વળી આ શ્લોકની નીચે જ બીજા શ્લોકો છે અને તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ગની જે સ્ત્રીઓના પતિઓ દેશાવર ચાલ્યા જાય, તેઓએ આઠ, ચાર અથવા તો બે વર્ષ પછી બીજાનો આશ્રય કરવો એમ લખ્યું છે અને તેટલાં વર્ષો પછી તે સ્ત્રીઓ બીજા પતિની સાથે પુનર્લગ્ન કરે તો કેવો અનર્થ થાય તેનો પ્રજાએ વિચાર કરવાની જરૂર છે, માટે બીજા પતિનો આશ્રય કરવો એ શબ્દનો અર્થ બીજા પાલકનો આશ્રય કરવો આવો છે.

કેટલાએક લોકો વાલીની સ્ત્રી તારાએ સુગ્રીવની સાથે પુનર્લગ્ન કર્યું હતું તથા રાવણની સ્ત્રી મંદોદરીએ વિભિષણની સાથે પુનર્લગ્ન કર્યું હતું એમ કહી ઇતિહાસથી પુનર્લગ્નને સિદ્ધ કરવા માગે છે. પરંતુ વાનર અથવા રાક્ષસની જાતિઓમાં પુનર્લગ્ન હોવાથી દ્વિજોએ પણ પુનર્લગ્ન કરવાં એમ સિદ્ધ થતું નથી. વાલ્મીકિ રામાયણમાં મંદોદરીનાં પુનર્લગ્ન વિભીષણ સાથે થયાં એમ કહેલું નથી. કેટલાએક ઇરાવતની ઉલુપી નામની નાગકન્યામાં અર્જુને પુત્ર ઉત્પન્ન કર્યો હતો એમ કહીને અર્જુને પુનર્લગ્ન કર્યાં હતાં એમ કહે છે, પરંતુ તે પુનર્લગ્ન નહતાં પણ તે સ્ત્રીનો પતિ મરી ગયેલો હોવાથી અર્જુને તે સ્ત્રીને વિષે નિયોગ વિધિથી ક્ષેત્રજ પુત્ર ઉત્પન્ન કર્યો હતો. આમ છતાં મનુષ્ય શિવાય અન્ય જાતિઓનાં પ્રમાણ આપીને તે ધર્મ મનુષ્ય જાતિને લાગુ પાડવો, એ મનુષ્યબુદ્ધિથી ઉલટું છે. વિવાહ સમયે સ્ત્રી પોતાના પુરુષની સાથે સપ્તપદીમાં જ્યારે વચનોથી બંધાય છે ત્યારે પતિ કહે છે કે " सामाहं ऋक् त्वं द्यौरहं

भ्रातुर्ज्येष्ठस्य भार्या या गुरुपत्न्यनुजस्य सा ।
यवीयसस्तु या भार्या स्नुषा ज्येष्ठस्य सा स्मृता ॥ ५७ ॥

૫૭ મોટાભાઇની સ્ત્રી નાનાભાઇની માતા તુલ્ય ગણાય છે અને નાના ભાઇની સ્ત્રી મોટાભાઇને પુત્રની વહુ સમાન ગણાય છે.

ज्येष्ठो यवीयसो भार्यां यवीयान्वाग्रजस्त्रियम् ।
पतितौ भवतो गत्वा नियुक्तावप्यनापदि ॥ ५८ ॥

૫૮ આપત્તિનો સમય ન હોય ત્યારે, (પુત્ર હોય ત્યારે,) મોટો ભાઈ નાનાભાઇની સ્ત્રી સાથે અને નાનો ભાઇ મોટાભાઇની સ્ત્રી સાથે નિયોગ વિધિથી ગમન કરે છે, તો તે બન્ને પતિત થાય છે.

देवराद्वा सपिण्डाद्वा स्त्रिया सम्यङ्नियुक्तया ।
प्रजेप्सिताधिगन्तव्या संतानस्य परिक्षये ॥ ५९ ॥

૫૯ સંતાન ન હોય ત્યારે પોતાના પતિના ગુરુજનોએ જેને આજ્ઞા

---

पृथिवी त्वम् હું સામરૂપ છું અને તું ઋચારૂપ છો એટલે ઋચા એ જ સામરૂપે ગાન કરવામાં આવે છે. માટે સામ અને ઋચા જૂદાં થઈ શકતાં નથી તેમ જ હું સ્વર્ગરૂપ છું અને તું પૃથ્વીરૂપ છે. એટલે જેમ દ્યાવાપૃથ્વી નિત્ય સંબંધવાળાં હોવાથી છૂટાં પડી શકતાં નથી તેમ જ મારો અને તારો પણ નિત્ય સંબંધ છે. વળી કહે છે કે, " मम व्रते हृदयं दधामि मम चित्तमनु चित्तं तेऽस्तु ममवाचमेकमनाजुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तुमह्यम् મારાં ( પાતિવ્રતમાં ) વ્રતમાં તારું હૃદય ધારણ કરું છું, તારું ચિત્ત મારા ચિત્તનું અનુવર્તન કરો, મારી વાણીનો એક મનથી આદર કરો! તથા પ્રજાપતિ તુંને મારા હિતને માટે પ્રેરણા કરો. "

વળી સૃષ્ટિની આદિમાં પ્રજાપતિએ द्वितीयोमेआत्माजायेत મારા આત્મારૂપ બીજું શરીર થાય એવી ઇચ્છાથી ( સંકલ્પથી ) સ્ત્રીને ઉત્પન્ન કરી છે. એટલા માટે જ શ્રુતિમાં કહ્યું છે કે, आत्मनोऽर्धं यत्पत्नी પત્ની એ પોતાનો અર્ધ ભાગ છે. "

આ પ્રમાણે મન, વાણી અને કાયાથી પતિની સાથે એક પિંડરૂપે મળી ગયેલી સ્ત્રી પતિના મરણ પછી પોતે દેવોની સમક્ષમાં આપેલાં વચનને ભૂલી જઈ, પરપુરુષ સાથે પોતાનો બીજો સંસાર માંડે એ આર્ય શાસ્ત્રથી સર્વથા વિરુદ્ધ છે અને એ જ વાત મનુએ કહી છે કે;–" न तु नामापि गृह्णीयात् पत्यौ प्रेते परस्य च પતિ મુવા પછી દ્વિજોની સ્ત્રીઓએ પરપુરુષનું નામ પણ લેવું નહિ. " માટે દ્વિજોને પુનર્લગ્ન સર્વથા નિષિદ્ધ છે.

કરેલી હોય એવી સ્ત્રીએ દીયરની પાસેથી અથવા તો પોતાના સપિણ્ડ પુરુષની પાસેથી વિધિપૂર્વક મનગમતી પ્રજા ઉત્પન્ન કરવી.

विधवायां नियुक्तस्तु घृताक्तो वाग्यतो निशि ।
एकमुत्पादयेत्पुत्रं न द्वितीयं कथंचन ॥ ६० ॥

૬૦ પતિ તરફના ગુરુજનોએ જેને આજ્ઞા કરી હોય તેવા પુરુષે આખા શરીર ઉપર ઘી ચોળી, વાણીને નિયમમાં રાખી, રાત્રે વિધવામાં એક જ પુત્ર ઉત્પન્ન કરવો, પરંતુ બીજો પુત્ર કદી પણ ઉત્પન્ન કરવો નહિ.

द्वितीयमेके प्रजनं मन्यन्ते स्त्रीषु तद्विदः ।
अनिर्वृतं नियोगार्थं पश्यन्तो धर्मतस्तयोः ॥ ६१ ॥

૬૧ નિયોગની વિધિને જાણનારા કેટલાએક ઋષિઓ એક પુત્રથી નિયોગનું પ્રયોજન સિદ્ધ થતું નથી, માટે સ્ત્રીઓને વિષે ધર્મ પ્રમાણે બીજો પુત્ર ઉત્પન્ન કરવો, આમ માને છે.

विधवायां नियोगार्थे निर्वृत्ते तु यथाविधि ।
गुरुवच्च स्नुषावच्च वर्तेयातां परस्परम् ॥ ६२ ॥

૬૨ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિધવા સ્ત્રીને વિષે નિયોગનું પ્રયોજન સિદ્ધ થઇ રહ્યા પછી, નાના ભાઇએ મોટા ભાઇની સ્ત્રી સાથે માતાની પેઠે વર્તવું અને મોટા ભાઇએ નાના ભાઇની સ્ત્રી સાથે પુત્રની વહુ તરિકે વર્તવું.

नियुक्तौ यौ विधिं हित्वा वर्तेयातां तु कामतः ।
तावुभौ पतितौ स्यातां स्नुषागगुरुतल्पगौ ॥ ६३ ॥

૬૩ જેનો નિયોગ કરવામાં આવ્યો હોય, તે બન્ને શાસ્ત્રના વિધિને તજી દઈને ઇચ્છા પ્રમાણે વર્તે તો તે બન્ને પાતકી થાય છે તથા પુત્રની વહુની સાથે અને ગુરુની પત્નીની સાથે ગમન કરનારા ગણાય છે.

नान्यस्मिन्विधवा नारी नियोक्तव्या द्विजातिभिः ।
अन्यस्मिन्हि नियुञ्जाना धर्मं हन्युः सनातनम् ॥ ६४ ॥

૬૪ દ્વિજ વર્ણે (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યે) પતિ શિવાય બીજા પુરુષની સાથે વિધવા સ્ત્રીનો (તથા નપુંસક અથવા પતિતની સ્ત્રીનો) નિયોગ કરાવવો નહિ. જેઓ પતિ શિવાય બીજા પુરુષની સાથે સ્ત્રીનો નિયોગ કરાવે છે, તેઓ સનાતન ધર્મનો નાશ કરે છે.

**नोद्वाहिकेषु मन्त्रेषु नियोगः कीर्त्यते क्वचित् ।**
**न विवाहविधावुक्तं विधवावेदनं पुनः ॥ ६५ ॥**

૬૫ વિવાહ કર્મમાં ભણવામાં આવતા મંત્રોમાં કોઈ પણ ઠેકાણે નિયોગ કહેવામાં આવ્યો નથી, તેમ વિવાહ વિધિમાં પણ સ્ત્રીનો પુનર્વિવાહ કહ્યો નથી.

**अयं द्विजैर्हि विद्वद्भिः पशुधर्मो विगर्हितः ।**
**मनुष्याणामपि प्रोक्तो वेने राज्यं प्रशासति ॥ ६६ ॥**

૬૬ વેન રાજા રાજ્ય કરતો હતો, ત્યારે તેણે આ ધર્મની પ્રવૃત્તિ કરાવી હતી, પરંતુ વિદ્વાન્ બ્રાહ્મણોએ મનુષ્યોને માટે આ પશુધર્મને નિન્દી કાઢયો છે.

**स महीमखिलां भुञ्जन्राजर्षिप्रवरः पुरा ।**
**वर्णानां संकरं चक्रे कामोपहतचेतनः ॥ ६७ ॥**

૬૭ પૂર્વે રાજર્ષિઓમાં શ્રેષ્ઠ એવો વેન, આખી પૃથ્વીપર રાજ્ય કરતો હતો, તેનું મન, કામવડે વિદ્ધ થવાથી, તેણે વર્ણોમાં સંકરપણું પ્રવર્તાવ્યું હતું.

**ततः प्रभृति यो मोहात्प्रमीतपतिकां स्त्रियम् ।**
**नियोजयत्यपत्यार्थं तं विगर्हन्ति साधवः ॥ ६८ ॥**

૬૮ ત્યારથી જે પુરુષ શાસ્ત્રના અર્થને નહિ સમજીને વિધવા સ્ત્રીનો સંતાન માટે નિયોગ કરાવે છે, તેની સત્પુરુષો નિન્દા કરે છે.

**यस्या म्रियेत कन्याया वाचा सत्ये कृते पतिः ।**
**तामनेन विधानेन निजो विन्देत देवरः ॥ ६९ ॥**

૬૯ જે કન્યાનું વાગ્દાન કર્યાં પછી તેનો પતિ મરી જાય, તે કન્યાને તેના દીયરે નીચે કહેલા વિધિથી પરણવી.

**यथाविध्यधिगम्यैनां शुक्लवस्त्रां शुचिव्रताम् ।**
**मिथो भजेताप्रसवात्सकृत्सकृदृतावृतौ ॥ ७० ॥**

૭૦ એ કન્યાએ શ્વેત વસ્ત્ર પહેરવાં, મન, વાણી તથા કાયાથી શુદ્ધ રહેવું અને તેના દીયરે તે કન્યાની સાથે પરણીને પ્રજા થાય ત્યાં સૂધી પ્રત્યેક ઋતુ-કાળમાં ઉપર કહેલા નિયોગ વિધિથી એક એક વાર ગમન કરવું.

**न दत्वा कस्यचित्कन्यां पुनर्दद्याद्विचक्षणः ।**
**दत्वा पुनः प्रयच्छन्हि प्राप्नोति पुरुषानृतम् ॥ ७१ ॥**

૭૧ ડાહ્યા માણસે એકવાર એકને કન્યા આપીને, તે કન્યા પાછી બીજાને આપવી નહિ; કારણ કે, જે પુરુષ એકને કન્યાદાન આપીને તે કન્યાનું પાછું બીજાને દાન કરે છે, તે પુરુષને મનુષ્યહરણનું પાતક લાગે છે.

**विधिवत्प्रतिगृह्यापि त्यजेत्कन्यां विगर्हिताम् ।**
**व्याधितां विप्रदुष्टां वा छद्मना चोपपादिताम् ॥ ७२ ॥**

૭૨ *શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે કન્યાનો વાગ્દાનથી પ્રતિગ્રહ કર્યા પછી જાણવામાં આવે કે, તે કન્યા વૈધવ્યાદિક દુર્લક્ષણવાળી છે, રોગિણી છે, કન્યાપણામાંથી ભ્રષ્ટ થવાનો તેનાપર અભિશાપ આવ્યો છે અથવા તો અધિક અંગોવાળી છે, છતાં કપટથી (એબને છૂપાવીને) તે કન્યા આપવામાં આવી છે, તો તે કન્યાનો ત્યાગ કરી દેવો.

**यस्तु दोषवतीं कन्यामनाख्यायोपपादयेत् ।**
**तस्य तद्वितथं कुर्यात्कन्यादातुर्दुरात्मनः ॥ ७३ ॥**

૭૩ જે પુરુષ દોષવાળી કન્યાના દોષ કહ્યા વિના વેશવાળ કરે, તે દુરાત્મા કન્યાદાતાનાં કન્યાદાનને મિથ્યા કરવું અર્થાત્ ખોડખાપણવાળી કન્યાનો ત્યાગ કરી દેવો.

**विधाय वृत्तिं भार्यायाः प्रवसेत्कार्यवान्नरः ।**
**अवृत्तिकर्षिता हि स्त्री प्रदुष्येत्स्थितिमत्यपि ॥ ७४ ॥**

૭૪ પુરુષને જો વિદ્યા, વ્યાપાર અર્થે પરદેશમાં જવું હોય તો તેણે સ્ત્રીના ભરણપોષણની વ્યવસ્થા કરીને જવું. કારણ કે, સદાચરણી સ્ત્રી પણ જો અન્ન તથા વસ્ત્રાદિકને માટે દુઃખી થાય છે, તો તે બગડે છે.

**†विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियममास्थिता ।**
**प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः ॥ ७५ ॥**

---

* વાગ્દત્તા કન્યામાં ઉપર કહેલા અવગુણો જણાય તો તેનો ત્યાગ કરવામાં દોષ નથી, એ આ શ્લોકનું તાત્પર્ય છે.

† આ શ્લોકમાં ધર્માદિક કાર્યને માટે પરદેશ ગયેલા પતિની વાટ જોવાનું કહ્યું છે. જો પતિ આજીવિકા બાંધ્યા વિના ગયો હોય તો તેટલા વખત સુધી અનિંદિત શિલ્પ વૃતિથી–ભરવું, સીવવું કાંતવું વગેરે આજીવિકાથી સ્ત્રીઓએ જીવવું, પણ તે તે સમય પછી તેણે શું કરવું, તેના ઉત્તરમાં કેટલાક કહે છે કે, પતિની પાસે ચાલ્યા જવું અથવા તો નષ્ટેમૃતે એ શ્લોકમાં કહ્યા પ્રમાણે અન્ય પતિનો એટલે સદાચરણવાળા પાલક પતિનો આશ્રય કરવો.

૭૫ પોતાનો પતિ ભરણપોષણની વ્યવસ્થા કરીને પરદેશ જાય ત્યારે સ્ત્રીએ નિયમ પાળીને રહેવું, એટલે પારકે ઘેર ભટકવું નહિ તથા જિતેન્દ્રિય રહેવું, પરંતુ પોતાના ભરણપોષણની વ્યવસ્થા કર્યા વિના પતિ પરદેશ જાય તો સ્ત્રીએ (સીવવું, ભરવું, કાંતવું વગેરે) નિર્દોષ ધંધાથી પોતાનું પોષણ કરવું.

**प्रोषितो धर्मकार्यार्थं प्रतीक्ष्योऽष्टौ नरः समाः ।**
**विद्यार्थं षड् यशोऽर्थं वा कामार्थं त्रींस्तु वत्सरान् ॥ ७६ ॥**

૭૬ પોતાનો પતિ ધર્મ સંબંધી કામને માટે પરદેશ ગયો હોય તો સ્ત્રીએ તેમની આઠ વર્ષ સૂધી વાટ જોવી, વિદ્યા ભણવા માટે અથવા તો કીર્તિનાં કાર્ય માટે પરદેશ ગયો હોય તો છ વર્ષ સૂધી વાટ જોવી અને સુખને માટે પરદેશ ગયો હોય તો ત્રણ વર્ષ સૂધી વાટ જોવી.

**संवत्सरं प्रतीक्षेत द्विषन्तीं योषितं पतिः ।**
**ऊर्ध्वं संवत्सरात्त्वेनां दायं हृत्वा न संवसेत् ॥ ७७ ॥**

૭૭ સ્ત્રી પોતાના પતિને દુઃખ દેતી હોય તો તેના પતિએ એક વર્ષ સૂધી તે સહન કરવું અને એક વર્ષ થઈ ગયા પછી તેને કરાવી આપેલાં ઘરેણાં ગાંઠાં તેની પાસેથી લઈ લેવાં અને તેની સાથે સહવાસ કરવો નહિ.

**अतिक्रामेत्प्रमत्तं या मत्तं रोगार्तमेव वा ।**
**सा त्रीन्मासान्परित्याज्या विभूषणपरिच्छदा ॥ ७८ ॥**

૭૮ જે સ્ત્રી પોતાના જુગારી, દારુડિયા અથવા તો રોગાતુર પતિની સેવા ચાકરી કરે નહિ, તો તે સ્ત્રીનો ત્રણ મહિના સૂધી ત્યાગ કરવો તથા તેની પાસેથી ઘરેણાં અને સરસામાન લઇ લેવો.

**उन्मत्तं पतितं क्लीबमबीजं पापरोगिणम् ।**
**न त्यागोऽस्ति द्विषन्त्याश्च न च दायापवर्तनम् ॥ ७९ ॥**

૭૯ પરંતુ જે સ્ત્રી પોતાના ગાંડા થઇ ગયેલા, પતિત થઇ ગયેલા, નપુંસક, મરદાનગી વિનાના અને પાપકર્મ કરવાથી રોગી થયેલા પતિની સેવા ચાકરી કરે નહિ, તોપણ પતિએ તે સ્ત્રીનો ત્યાગ કરવો નહિ, તેમ તેનાં ઘરેણાં ગાંઠાં વગેરે મીલકત પણ લઇ લેવી નહિ.

**मद्यपाऽसाधुवृत्ता च प्रतिकूला च या भवेत् ।**
**व्याधिता वाधिवेत्तव्या हिंस्रार्थघ्नी च सर्वदा ॥ ८० ॥**

૮૦ જે સ્ત્રી સદા દારુ પીનારી, દુરાચરણી, પોતાથી પ્રતિકૂળ વર્તનારી, રોગી, ઘરના ચાકર નોકરને મારનારી તથા પૈસાનો નિત્ય દુરુપયોગ કરનારી હોય, તે સ્ત્રીનાપર તેના ધણીએ બીજી સ્ત્રી કરવી.

**वंध्याष्टमेऽधिवेद्याद्धे दशमे तु मृतप्रजा ।**
**एकादशे स्त्रीजननी सद्यस्त्वप्रियवादिनी ॥ ८१ ॥**

૮૧ ઋતુ પ્રાપ્ત થયા પછી આઠ વર્ષ સૂધી વાંઝણી રહે, તો તેના ઉપર બીજી સ્ત્રી પરણવી; જે સ્ત્રીને છોકરાં અવતરીને મરી જતાં હોય, તેવી સ્ત્રીપર દશ વર્ષ પછી બીજી સ્ત્રી પરણવી; જે સ્ત્રીને કન્યાઓ જ અવતરતી હોય તેવી સ્ત્રી ઉપર અગ્યારમે વર્ષે બીજી સ્ત્રી પરણવી અને જે સ્ત્રી કડવાં વચનો બોલનારી હોય, તેવી સ્ત્રી ઉપર તુરત જ બીજી સ્ત્રી પરણી લાવવી.

**या रोगिणी स्यात्तु हिता संपन्ना चैव शीलतः ।**
**सानुज्ञाप्याधिवेत्तव्या नावमान्या च कर्हिचित् ॥ ८२ ॥**

૮૨ પરંતુ જે સ્ત્રી રોગી છતાં પતિનું હિત કરનારી અને સદ્ગુણી હોય, તો તેના ધણીએ તે સ્ત્રીની સંમતિ લઇને તેનાપર બીજી સ્ત્રી પરણવી તથા કોઇ પણ દાહાડો તે સ્ત્રીનું અપમાન કરવું નહિ.

**अधिविन्ना तु या नारी निर्गच्छेद्रुषिता गृहात् ।**
**सा सद्यः संनिरोद्धव्या त्याज्या वा कुलसंनिधौ ॥ ८३ ॥**

૮૩ એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી પરણવાથી પેલી સ્ત્રી ક્રોધ કરીને ઘરમાંથી બહાર નાશી જવાને તયાર થાય, તો તેને તુરત ઘરમાં કેદ કરવી અથવા તો પોતાના તથા તે સ્ત્રી તરફના સંબંધીઓની સમક્ષમાં તેનો ત્યાગ કરી દેવો.

**प्रतिषिद्धापि चेद्या तु मद्यमभ्युदयेष्वपि ।**
**प्रेक्षासमाजं गच्छेद्वा सा दण्ड्या कृष्णलानि षट् ॥ ८४ ॥**

૮૪ વિવાહ આદિ ઉત્સવ પ્રસંગમાં વાર્યા છતાં પણ જે સ્ત્રી મદિરાપાન કરે અથવા તો નાચરંગ નાટક વગેરે જોવા જાય, કે લોકોનાં ટોળામાં જાય તો રાજાએ તેનો સોનાની છ રતિ દંડ કરવો.

**यदि स्वाश्चापराश्चैव विन्देरन्योषितो द्विजाः ।**
**तासां वर्णक्रमेण स्याज्ज्यैष्ठ्यं पूजा च वेश्म च ॥ ८५ ॥**

૮૫ દ્વિજવર્ણના પુરુષો પોતાની જાતિની અને પરજાતિની સ્ત્રીઓને

પરણે, તો તે સ્ત્રીઓને તેઓની જાતિપ્રમાણે પટરાણીપણું, સન્માન તથા ઘર વગેરે આપવું.

**धर्मकार्यं च नैत्यकम् ।**
**स्वा चैव कुर्यात्सर्वेषां नास्वजातिः कथंचन ॥ ८६ ॥**

૮૬ એ સર્વ સ્ત્રીઓમાં જે સ્ત્રી પોતાની જાતિની હોય, તે સ્ત્રીએ ભર્તારની સેવા કરવી તથા નિત્યનું ધર્મકાર્ય કરવું, પરંતુ બીજી જાતિની સ્ત્રીએ કદી પણ તે કામ કરવાં નહિ.

**यस्तु तत्कारयेन्मोहात्सजात्या स्थितयान्यया ।**
**यथा ब्राह्मणचाण्डालः पूर्वदृष्टस्तथैव सः ॥ ८७ ॥**

૮૭ જે પુરુષ પોતાની જાતિની સ્ત્રી હાજર છતાં બીજી જાતિની સ્ત્રી પાસે મૂર્ખાઇથી ઉપર કહેલાં કામ કરાવે છે, તેને શૂદ્રથી બ્રાહ્મણીને પેટે અવતરેલો ચંડાળના જેવો જાણવો, એમ પૂર્વના ઋષિઓએ કહ્યું છે.

**उत्कृष्टायाभिरूपाय वराय सदृशाय च ।**
**अप्राप्तामपि तां तस्मै कन्यां दद्याद्यथाविधि ॥ ८८ ॥**

૮૮ કુલાચારવડે ઉત્તમ અને સુંદર રૂપવાળો સમાન જાતિનો વર મળે તો કન્યાના પિતાએ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે વિવાહ યોગ્ય વયને પ્રાપ્ત થઈ ન હોય તો પણ કન્યાને તેવા વર સાથે પરણાવવી.

**(प्रयच्छेन्नग्निकां कन्यामृतुकालभयान्वितः ।**
**ऋतुमत्यां हि तिष्ठन्त्यामेनोदातारमृच्छति ॥**

ઋતુકાળ આવી જવાના ભયથી કન્યાના પિતાએ કન્યાને નગ્નિકા વયમાં જ પરણાવવી. કન્યા જો ઋતુમતી થતી હોય તો ( અભડાતી હોય તો ) કન્યાદાતાને તેનું પાતક લાગે છે.)

**काममामरणात्तिष्ठेद्गृहे कन्यर्तुमत्यपि ।**
**नचैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥ ८९ ॥**

૮૯ કન્યા ઋતુમતી થયા છતાં પણ મરણ સૂધી તેને ઘરમાં બેશી રહેવા દેવી. પરંતુ કોઇ પણ દિવસ ગુણરહિત વરની સાથે કન્યાને પરણાવવી નહિ.

***त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ।**
**ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥ ९० ॥**

---

* પિતાએ ગુણહીન વરને કન્યા આપવી નહિ, એવા નિયમથી તે કન્યા ઋતુમતી થઈ ગઈ હોય તો પણ તે કન્યાએ પોતાનો પિતૃવર્ગ કોઇ યોગ્ય વર સાથે પર-

૯૦ કન્યાનો પિતા ગુણવાન્ વર મળવા છતાં પણ કન્યાને પરણાવતો ન હોય ને કન્યાને ઋતુ આવતું હોય તો પણ તે કન્યાએ ત્રણ વર્ષ સૂધી વાટ જોવી અને ત્રણ વર્ષ વીત્યા પછી પોતાની જાતિના ગુણવાન્ વરની સાથે પોતાની મેળે પરણવું.

**अदीयमाना भर्तारमधिगच्छेद्यदि स्वयम् ।**
**नैनः किंचिदवाप्नोति न च यं साधिगच्छति ॥ ९१ ॥**

૯૧ જે કન્યાને કન્યાનો પિતા પરણાવતો ન હોય એવી કન્યા પોતે પંડે જો પતિને પરણે છે તો તેમાં તે કન્યાને જરા પણ પાપ લાગતું નથી, તેમ તે જેને પરણે છે તેને પણ પાપ લાગતું નથી.

**अलंकारं नाददीत पित्र्यं कन्या स्वयंवरा ।**
**मातृकं भ्रातृदत्तं वा स्तेना स्याद्यदि तं हरेत् ॥ ९२ ॥**

૯૨ પોતાની મેળે વરને પસંદ કરીને પરણનારી કન્યાએ પિતા તરફનાં, માતા તરફનાં તથા ભાઈ તરફનાં આભૂષણોને લઈ જવાં નહિ. જો તે પિતા, માતા અને ભાઇ તરફનાં આભૂષણોને લઈ જાય છે તો ચોર ઠરે છે.

**पित्रे न दद्याच्छुल्कं तु कन्यामृतुमतीं हरन् ।**
**स हि स्वाम्यादतिक्रामेदृतूनां प्रतिरोधनात् ॥ ९३ ॥**

૯૩ જે કન્યાને ઋતુ આવતું હોય તેવી કન્યા સાથે પરણનારા પુરુષે કન્યાના પિતાને કન્યાનું મૂલ આપવું નહિ. કારણ કે ઋતુ કાળે કન્યાને પ્રજા ઉત્પન્ન થાય છે, તે પ્રજારૂપી કાર્યને અટકાવવાથી પિતાનું કન્યા ઉપરથી ધણીપણું જતું રહે છે.

**त्रिंशद्वर्षो वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ।**
**त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥ ९४ ॥**

૯૪ ત્રીસ વર્ષના પુરુષે મનને ગમતી બાર વર્ષની કન્યા સાથે પરણવું અથવા તો ચોવીશ વર્ષના પુરુષે આઠ વર્ષની કન્યા સાથે પરણવું. પણ જો અગ્નિહોત્ર વગેરે ધર્મનો નાશ થતો હોય તો તરત જ પરણવું.

---

ણાવશે, એમ માની ત્રણ વર્ષ વાટ જોવી અને ત્રણ વર્ષ સૂધી જો તે કન્યાના રક્ષક પિતા, ભ્રાતા, માતા, મામા, કાકા વગેરે યોગ્ય વર જોઇને તે કન્યાને પરણાવે નહિ તો પછી કન્યાએ પોતે કોઈ યોગ્ય વરને શોધી લેવો. આવો આ પ્રકરણનો **અર્થ** છે. પરંતુ તે **અર્થને** નહિ સમજીને કેટલાક ઋતુ પછી જ કન્યાનો વિવાહ કરવો, આમ કહીને આ શ્લોકને પ્રમાણ તરિકે આપે છે, તેઓ ધર્મશાસ્ત્રથી અજ્ઞાત છે.

**देवदत्तां पतिर्भार्यां विन्दते नेच्छयात्मनः ।**
**तां साध्वीं बिभृयान्नित्यं देवानां प्रियमाचरन् ॥ ९५ ॥**

૯૫ પતિ દેવોએ આપેલી કન્યાને પરણે છે, પોતાની ઇચ્છાથી પરણતો નથી. માટે તેણે દેવોનું પ્રિય (મન ગમતું) કરવા માટે તે પતિવ્રતા સ્ત્રીનું નિત્ય ભરણ પોષણ કરવું.

**प्रजनार्थं स्त्रियः सृष्टाः संतानार्थं च मानवाः ।**
**तस्मात्साधारणो धर्मः श्रुतौ पत्न्या सहोदितः ॥ ९६ ॥**

૯૬ ગર્ભધારણ કરવા માટે સ્ત્રીઓને ઉત્પન્ન કરી છે અને સંતાન ઉત્પન્ન કરવા માટે પુરુષોને ઉત્પન્ન કર્યા છે. તે માટે સ્ત્રીએ અને પુરુષે બન્નેએ સાથે રહીને ધર્માચરણ કરવું, એમ વેદમાં કહ્યું છે.

**कन्यायां दत्तशुल्कायां म्रियेत यदि शुल्कदः ।**
**देवराय प्रदातव्या यदि कन्यानुमन्यते ॥ ९७ ॥**

૯૭ આસુર વિવાહથી જે કન્યાનું મૂલ્ય આપવામાં આવ્યું હોય અને તેનો પતિ મરી જાય તો તે મૂવા પછી (જો તે કન્યા બ્રહ્મચર્ય પાળવા ઇચ્છતી હોય તો તે મૂલ્ય તેના પિતૃપક્ષને જ રહે છે. પણ જો તેને બીજે આપવામાં આવે તો તેની પાસેથી ધન લઇને તેના દેવરાદિક સપિંડને આપવું) અને જો તે કન્યાની ઇચ્છા હોય તો તેના દેવરને પરણાવવી.

**आददीत न शूद्रोऽपि शुल्कं दुहितरं ददन् ।**
**शुल्कं हि गृह्णन्कुरुते छन्नं दुहितृविक्रयम् ॥ ९८ ॥**

૯૮ શૂદ્રે પણ પૈસા લઇને દીકરીને પરણાવવી નહિ. જે પુરુષ દીકરીના પૈસા લે છે, તે છૂપી રીતે દીકરીનું વેંચાણ કરે છે, એમ જાણવું.

**एतत्तु न परे चक्रुर्नापरे जातु साधवः ।**
**यदन्यस्य प्रतिज्ञाय पुनरन्यस्य दीयते ॥ ९९ ॥**

૯૯ એક પુરુષને કન્યા દેવાનું કબૂલ કરીને પાછળથી બીજા સાથે કન્યાને પરણાવી દેવામાં આવે, એવું કામ પૂર્વે સારા પુરુષોએ કદીપણ કર્યું ન હતું, તેમ હમણા પણ સત્પુરુષો તેવું કામ કદીપણ કરતા નથી.

**नानुशुश्रुम जात्वेतत्पूर्वेष्वपि हि जन्मसु ।**
**शुल्कसंज्ञेन मूल्येन छन्नं दुहितृविक्रयम् ॥ १०० ॥**

૧૦૦ પૂર્વકલ્પોમાં પણ દીકરીનો પૈસો લઇને તેનું છૂપી રીતે વેંચાણ કરવામાં આવતું હોય, એમ અમે કોઇપિણ દિવસ સાંભળ્યું નથી.

**अन्योन्यस्याव्यभीचारो भवेदामरणान्तिकः ।**
**एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥ १०१ ॥**

૧૦૧ સ્ત્રીએ તથા પુરુષે મરણ પર્યંત એક બીજાને અનુકૂળ રહીને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચાર પુરુષાર્થો મેળવવા. આ સ્ત્રી પુરુષનો પરમ ધર્મ ટુંકામાં કહ્યો છે.

**तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रियौ ।**
**यथा नाभिचरेतां तौ वियुक्तावितरेतरम् ॥ १०२ ॥**

૧૦૨ સ્ત્રીએ અને પુરુષે વિવાહ કર્યા પછી નિત્ય એવો યત્ન કરવો કે, તે બન્ને જણાં, ધર્મ, અર્થ અને કામ સંપાદન કરવામાં પરસ્પર છૂટાં પડી જાય નહિ. અર્થાત્ બન્નેએ સાથે જ રહીને ધર્મ, અર્થ અને કામ મેળવવા.

**एष स्त्रीपुंसयोरुक्तो धर्मो वो रतिसंहितः ।**
**आपद्यपत्यप्राप्तिश्च दायभागं निबोधत ॥ १०३ ॥**

૧૦૩ આ મેં તમને સ્ત્રીનો તથા પુરુષનો પ્રીતિવાળો ધર્મ કહ્યો તથા આપત્કાળમાં સંતાન ઉત્પન્ન કરવાનો વિધિ ( નિયોગ ) પણ કહ્યો. હવે તમે દાયભાગ સાંભળો !

**ऊर्ध्वं पितुश्च मातुश्च समेत्य भ्रातरः समम् ।**
**भजेरन्पैतृकं रिक्थमनीशास्ते हि जीवतोः ॥ १०४ ॥**

૧૦૪ પિતાના અને માતાના મરણ પછી ભાઇઓએ એકઠા થઇને માતાપિતાની મીલકત વેંચી લેવી. પરંતુ જ્યાં સૂધી તેઓ જીવતાં હોય ત્યાં સૂધી પુત્રોનો મીલકત ઉપર અધિકાર ગણાતો નથી.

દાયભાગ.

**ज्येष्ठ एव तु गृह्णीयात्पित्र्यं धनमशेषतः ।**
**शेषास्तमुपजीवेयुर्यथैव पितरं तथा ॥ १०५ ॥**

૧૦૫ મોટો ભાઇ જ પિતાની સર્વ મીલકતનો ધણી ગણાય છે અને બીજા ભાઇઓએ પિતાના જીવતાં જેમ પિતાને વશ રહીને આજીવિકા કરી હોય, તેમ મોટા ભાઇને વશ રહીને આજીવિકા ચલાવવી.

**ज्येष्ठेन जातमात्रेण पुत्री भवति मानवः ।**
**पितृणामनृणश्चैव स तस्मात्सर्वमर्हति ॥ १०६ ॥**

૧૦૬ જ્યેષ્ઠ પુત્રનો જન્મ થવાથી મનુષ્ય પુત્રવાળો થાય છે અને પિતૃ-ઓના ઋણમાંથી મુક્ત થાય છે; માટે જ્યેષ્ઠ પુત્ર પિતાની સર્વ મીલકતનો ધણી ગણાય છે.

यस्मिन्नृणं संनयति येन चानन्त्यमश्नुते ।
स एव धर्मजः पुत्रः कामजानितरान्विदुः ॥ १०७ ॥

૧૦૭ મનુષ્ય જે પુત્રને વિષે પોતાના પિતૃનું ઋણ અર્પણ કરે છે તથા જે પુત્રવડે મોક્ષ પામે છે, તે પુત્રને ધર્મથી ઉત્પન્ન થયેલો જાણવો અને બીજા પુત્રોને કામથી ઉત્પન્ન થયેલા જાણવા.

पितेव पालयेत्पुत्राञ्ज्येष्ठो भ्रातॄन्यवीयसः ।
पुत्रवच्चापि वर्तेरञ्ज्येष्ठे भ्रातरि धर्मतः ॥ १०८ ॥

૧૦૮ મોટા ભાઇએ નાના ભાઇઓનું પિતાની પેઠે પાલન કરવું અને નાના ભાઇઓએ ધર્મ પ્રમાણે મોટા ભાઈ તરફ પુત્રો જેમ પિતાની તરફ વર્તે તેમ વર્તવું.

ज्येष्ठः कुलं वर्धयति विनाशयति वा पुनः ।
ज्येष्ठः पूज्यतमो लोके ज्येष्ठः सद्भिरगर्हितः ॥ १०९ ॥

૧૦૯ જ્યેષ્ઠ પુત્ર જો ધર્મનિષ્ઠ હોય છે તો બીજા ભાઇઓ પણ તે પ્રમાણે ધર્માચરણ કરવાથી કુળની વૃદ્ધિ કરે છે અને જો જ્યેષ્ઠ પુત્ર અધર્મી હોય છે તો બીજા ભાઇઓ પણ અધર્માચરણ કરવાથી કુળનો નાશ કરે છે. વળી ગુણવાન્ જ્યેષ્ઠ પુત્ર જગતમાં ઘણું માન પામે છે અને સત્પુરુષો તેની નિંદા કરતા નથી.

यो ज्येष्ठो ज्येष्ठवृत्तिः स्यान्मातेव स पितेव सः ।
अज्येष्ठवृत्तिर्यस्तु स्यात्स संपूज्यस्तु बन्धुवत् ॥ ११० ॥

૧૧૦ જ્યેષ્ઠ ભાઈ જ્યેષ્ઠ ભાઇના ધર્મ પ્રમાણે જો નાના ભાઇઓની સાથે વર્તે તો નાના ભાઇઓએ માતાની પેઠે અને પિતાની પેઠે તેને માન આપવું. પરંતુ જે જ્યેષ્ઠ ભાઇ જ્યેષ્ઠ ભાઇ તરિકે વર્તતો ન હોય, તેને નાના ભાઇઓએ મામા વગેરે કુટુંબીઓના જેટલું માન આપવું અર્થાત્ માતા પિતા જેટલું માન આપવું નહિ.

एवं सह वसेयुर्वा पृथग्वा धर्मकाम्यया ।
पृथग्विवर्धते धर्मस्तस्माद्धर्म्या पृथक्क्रिया ॥ १११ ॥

૧૧૧ ભાઇઓએ જો મીલક્તનો ભાગ પાડયો ન હોય તો સાથે રહેવું અને જો ધર્મની કામનાથી મીલકતનો ભાગ પાડ્યો હોય તો જુદા જુદા રહેવું. જુદા જુદા રહેવાથી પંચમહાયજ્ઞ વગેરે ધર્મ ક્રિયાઓ પણ જુદી જુદી થવાથી ધર્મની વૃદ્ધિ થાય છે. તે માટે મીલકત વેંચી લઇને જુદા જુદા રહેવામાં ધર્મ સમાયલો છે.

**ज्येष्ठस्य विंश उद्धारः सर्वद्रव्याच्च यद्वरम् ।**
**ततोऽर्धं मध्यमस्य स्यात्तुरीयं तु यवीयसः ॥ ११२ ॥**

૧૧૨ જ્યેષ્ઠ પુત્રને વારસાની મીલક્તમાંથી વીસમો ભાગ વધારે આપવો તથા સર્વ પદાર્થોમાંથી જે શ્રેષ્ઠ પદાર્થ હોય તે તેને આપવો, વચલા દીકરાને તેનો અર્ધ ભાગ એટલે ચાળીશમો ભાગ વધારાનો આપવો, સૌથી નાના ભાઇને ચોથો ભાગ (એંશીમો ભાગ) વધારા તરિકે આપવો અને બાકીની મીલકત સર્વે ભાઇઓએ સરખે ભાગે વેંચી લેવી.

**ज्येष्ठश्चैव कनिष्ठश्च संहरेतां यथोदितम् ।**
**येऽन्ये ज्येष्ठकनिष्ठाभ्यां तेषां स्यान्मध्यमं धनम् ॥ ११३ ॥**

૧૧૩ જ્યેષ્ઠ ભાઇએ તથા સૌથી નાના ભાઇએ ઉપર કહ્યા પ્રમાણે પોતાના ભાગ લેવા અને જ્યેષ્ઠ ભાઈ તથા સૌથી નાના ભાઇ કરતાં બીજા જે વચેટ ભાઇઓ હોય તેઓએ મધ્યમ ભાગ એટલે ચાલીશમો ભાગ વધારા તરિકે લેવો.

**सर्वेषां धनजातानामाददीताग्र्यमग्रजः ।**
**यच्च सातिशयं किंचिद्दशतश्चाप्नुयाद्वरम् ॥ ११४ ॥**

૧૧૪ જ્યેષ્ઠ ભાઇ જો ગુણવાન્ હોય અને બીજા ભાઇઓ ગુણ વિનાના હોય તો સર્વ જાતની મીલકતમાંથી જે શ્રેષ્ઠ મીલકત હોય તે જ્યેષ્ઠ પુત્રે લેવી તથા ગાય વગેરે દશ પશુઓમાં જે ઉત્તમ અને ચડતા પ્રકારનું હોય તે પણ લેવું.

**उद्धारो न दशस्वस्ति संपन्नानां स्वकर्मसु ।**
**यत्किंचिदेव देयं तु ज्यायसे मानवर्धनम् ॥ ११५ ॥**

૧૧૫ પરંતુ બધા ભાઇઓ જો વિદ્યાધ્યયન વગેરે સદ્ગુણસંપન્ન હોય તો તેઓએ જ્યેષ્ઠભાઇને દશ પશુઓમાંથી વધારા તરિકે એક ઉત્તમ પશુ આપવું નહિ, પરંતુ જ્યેષ્ઠભાઇનું માન વધારવા માટે એમને કંઇ પણ વસ્તુ વધારા તરિકે આપવી.

एवं समुद्धृतोद्धारे समानंशान्प्रकल्पयेत् ।
उद्धारेऽनुद्धृते त्वेषामियं स्यादंशकल्पना ॥ ११६ ॥

૧૧૬ ઉપર કહ્યા પ્રમાણે વીશમો ભાગ કાઢી લીધા પછી જે મીલકત બાકી રહે તેના સરખા ભાગ કરવા. પરંતુ વીશમો ભાગ જૂદો કાઢવામાં આવ્યો ન હોય તો નીચે પ્રમાણે ભાગ વેંચવો.

एकाधिकं हरेज्ज्येष्ठःपुत्रोऽध्यर्धं ततोऽनुजः ।
अंशमंशं यवीयांस इति धर्मो व्यवस्थितः ॥ ११७ ॥

૧૧૭ જ્યેષ્ઠ પુત્રે બે ભાગ લેવા, તેનાથી નાના ભાઈએ દોઢો ભાગ લેવો (પરંતુ આ બન્ને બીજા ભાઈઓનાં કરતાં વિદ્યા આદિક ગુણમાં ચઢિયાતા હોવા જોઈએ ) અને તેનાથી નાની વયના ભાઇઓએ એક એક ગણો ભાગ લેવો, આવી ધર્મશાસ્ત્રની વ્યવસ્થા છે.

स्वेभ्योंऽशेभ्यस्तु कन्याभ्यः प्रदद्युर्भ्रातरः पृथक् ।
स्वात्स्वादंशाच्चतुर्भागं पतिताः स्युरदित्सवः ॥ ११८ ॥

૧૧૮ *પ્રત્યેક ભાઈઓએ પોતપોતાના ભાગમાંથી ચોથો ચોથો ભાગ પોતાની કુંવારી બેનોને આપવો. જેઓ ચોથો ભાગ આપવાને ઇચ્છતા નથી, તેઓ પાતકી થાય છે.

अजाविकं सैकशफं न जातु विषमं भजेत् ।
अजाविकं तु विषमं ज्येष्ठस्यैव विधीयते ॥ ११९ ॥

૧૧૯ બકરાં, ગાડર, વગેરે એક ખરીવાળાં પશુઓ સરખે ભાગે વેંચાય તેટલાં ન હોય તો તેનો કદી પણ ભાગ પાડવો નહિ. જો તે વિષમ હોય તો (સરખે ભાગે વેંચાય તેવાં ન હોય તો) તે જ્યેષ્ઠ બંધુનાં જ ગણાય છે.

यवीयाञ्ज्येष्ठभार्यायां पुत्रमुत्पादयेद्यदि ।
समस्तत्र विभागः स्यादिति धर्मो व्यवस्थितः ॥ १२० ॥

૧૨૦ નાનો ભાઈ નિયોગ વિધિથી જ્યેષ્ઠભાઇની સ્ત્રીને વિષે જો પુત્ર

---

* આ ચોથો ભાગ આપવાનું કારણ એ છે કે; તેમાંથી તે કુમારી કન્યાઓનું ભરણ પોષણ ચાલે અને તેમના વિવાહ થાય. પરંતુ પરણાવ્યા પછી તો ભાઇઓએ પોતાની શક્તિ પ્રમાણે સૌદાયિક, વસ્ત્ર, અલંકાર વગેરે આપવું: કેમકે आसंस्काराद्भरेद्भागं परतोबिभृयात् पतिः વિવાહ સંસ્કાર સુધી કન્યાઓએ ભાગ લેવો અને પછી તેમના પતિએ તેમનું પોષણ કરવું, એમ કહ્યું છે.

ઉત્પન્ન કરે તો તે પુત્રનો અને ઉત્પન્ન કરનારા કાકાનો મીલકતમાંથી સરખો ભાગ પાડવો, આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.

उपसर्जनं प्रधानस्य धर्मतो नोपपद्यते ।
पिता प्रधानं प्रजने तस्माद्धर्मेण तं भजेत् ॥ १२१ ॥

૧૨૧ ક્ષેત્રજ પુત્ર અપ્રધાન એટલે ગૌણ ગણાય છે. માટે તે પોતાના પિતાના જેટલો ભાગ ધર્મ પ્રમાણે લઈ શકતો નથી. પુત્ર ઉત્પન્ન કરવામાં પિતા મુખ્ય ગણાય છે. માટે ક્ષેત્રજ પુત્રનો પૂર્વે કહ્યા પ્રમાણે ભાગ પાડવો.

पुत्रः कनिष्ठो ज्येष्ठायां कनिष्ठायां च पूर्वजः ।
कथं तत्र विभागः स्यादिति चेत्संशयो भवेत् ॥ १२२ ॥

૧૨૨ પ્રથમ પરણેલી સ્ત્રીમાં પાછળથી પુત્ર થાય અને પછી પરણેલી સ્ત્રીમાં પ્રથમ પુત્ર થાય તો ત્યાં મીલકતનો ભાગ કેવી રીતે પાડવો, આવી જાતનો સંશય ઉભો થાય તો કેવી વ્યવસ્થા કરવી?

एकं वृषभमुद्धारं संहरेत स पूर्वजः ।
ततोऽपरे ज्येष्ठवृषास्तदूनानां स्वमातृतः ॥ १२३ ॥

૧૨૩ આનો ઉત્તર એ છે કે, પ્રથમ પરણેલી સ્ત્રીથી જન્મેલા પુત્રે એક ઘણો જ ઉત્તમ બળદ વારસાની મીલકતમાંથી વધારા તરિકે લેવો અને તે જ માતાથી ઉત્પન્ન થયેલા બીજા નાના ભાઈઓએ સાધારણ બળદો લેવા.

ज्येष्ठस्तु जातो ज्येष्ठायां हरेद्वृषभषोडशाः ।
ततः स्वमातृतः शेषा भजेरन्निति धारणा ॥ १२४ ॥

૧૨૪ મોટી સ્ત્રીમાં જન્મ્યો હોય, પ્રથમ જન્મ્યો હોય અને ગુણવાન્ હોય તો તેણે એક બળદ અને પંદર ગાયો લેવી; અને બીજા ભાઈઓએ પોતાની માતાના હક પ્રમાણે મીલકતમાંથી ભાગ લેવો, આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.

सदृशस्त्रीषु जातानां पुत्राणामविशेषतः ।
न मातृतो ज्यैष्ठ्यमस्ति जन्मतो ज्यैष्ठ्यमुच्यते ॥ १२५ ॥

૧૨૫ પરંતુ એક જાતની સ્ત્રીઓમાંથી પુત્રો જન્મ્યા હોય તો તેઓને સરખા ગણવા. માતાની મોટાઇથી તે પુત્રોની મોટાઈ ગણાતી નથી; પરંતુ જન્મથી મોટાઇ ગણાય છે. એટલે જે પ્રથમ જન્મે છે તે જ મોટો કહેવાય છે.

जन्मज्येष्ठेन चाह्वानं सुब्राह्मण्यास्वपि स्मृतम् ।
यमयोश्चैव गर्भेषु जन्मतो ज्येष्ठता स्मृता ॥ १२६ ॥

૧૨૬ જેનો જન્મ પહેલાં થયો હોય તેવા જ્યેષ્ઠ પુત્રનું નામ લઇ અમુક પુત્રના પિતા યજન કરે છે. એમ કહીને જ્યોતિષ્ટોમ નામના યજ્ઞમાં **सुब्रह्मण्य** નામનો મંત્ર ભણીને ઇંદ્રદેવનું આવાહન કરવામાં આવે છે. તેમ જ જોડલું જન્મ્યું હોય ત્યારે પણ જેનો પ્રથમ નિષેક (ગર્ભાધાન) થાય છે, તે જ્યેષ્ઠ પુત્ર ગણાય છે.

**अपुत्रोऽनेन विधिना सुतां कुर्वीत पुत्रिकाम् ।**
**यदपत्यं भवेदस्यां तन्मम स्यात्स्वधाकरम् ॥ १२७ ॥**

૧૨૭ જેને પુત્ર ન હોય તે પુરુષે નીચે કહેલા વિધિ પ્રમાણે પોતાની પુત્રીનું પુત્રિકાકરણ કરવું. કન્યાના પિતાએ કન્યાદાન સમયે જમાઇની સાથે એવો ઠરાવ કરવો કે, આ દીકરીને જે પુત્ર અવતરે તેણે મારી શ્રાદ્ધ આદિ ઉત્તર ક્રિયા કરવી.

**(अभ्रातृकां प्रदास्यामि तुभ्यं कन्यामलंकृताम् ।**
**अस्यां यो जायते पुत्रः स मे पुत्रो भवेदिति ॥**

કન્યાના પિતાએ કન્યાદાન સમયે કહેવું કે, આ ભાઇ વિનાની શણગારેલી કન્યા તને હું પરણાવું છું. આને વિષે જે પુત્ર થશે, તે મારો પુત્ર થશે.)

**अनेन तु विधानेन पुरा चक्रेऽथ पुत्रिकाः ।**
**विवृद्ध्यर्थं स्ववंशस्य स्वयं दक्षः प्रजापतिः ॥ १२८ ॥**

૧૨૮ પૂર્વે દક્ષ પ્રજાપતિએ પોતે પોતાના વંશની વૃદ્ધિ કરવા માટે ઉપર કહેલા વિધિ પ્રમાણે પુત્રિકાકરણ કર્યું હતું.

**ददौ स दश धर्माय कश्यपाय त्रयोदश ।**
**सोमाय राज्ञे सत्कृत्य प्रीतात्मा सप्तविंशतिम् ॥ १२९ ॥**

૧૨૯ દક્ષ પ્રજાપતિએ મનમાં પ્રસન્ન થઇ સત્કારપૂર્વક ધર્મને દશ, કશ્યપને તેર અને સોમ રાજાને સત્યાવીશ પુત્રીઓ પરણાવી હતી.

**यथैवात्मा तथा पुत्रः पुत्रेण दुहिता समा ।**
**तस्यामात्मनि तिष्ठन्त्यां कथमन्यो धनं हरेत् ॥ १३० ॥**

૧૩૦ જેવો પોતાનો આત્મા છે તેવો જ પુત્ર છે અને પુત્રના સમાન પુત્રી છે; માટે પિતાના આત્મારૂપ પુત્રી બેઠી હોય ત્યાં બીજો કેવી રીતે ધન લઇ જઈ શકે?

मातुस्तु यौतकं यत्स्यात्कुमारीभाग एव सः ।
दौहित्र एव च हरेदपुत्रस्याखिलं धनम् ॥ १३१ ॥

૧૩૧ માતામહ તરફથી માતાને મળેલું ધન માતા મરી ગયા પછી દીકરીનો જ ભાગ ગણાય છે; અને માતામહ જો પુત્ર વિનાનો હોય તો તેના સંપૂર્ણ ધનનો ધણી તેની દીકરીનો દીકરો થાય છે.

दौहित्रो ह्यखिलं रिक्थमपुत्रस्य पितुर्हरेत् ।
स एव दद्याद्द्वौ पिण्डौ पित्रे मातामहाय च ॥ १३२ ॥

૧૩૨ જેનું પુત્રિકાકરણ કર્યું હોય એવી પુત્રીનો પુત્ર પોતાનો પિતા જો પુત્રરહિત હોય તો તેના ધનનો પણ ધણી ગણાય છે અને તે પુત્રે એક પિંડ પિતાને અને એક પિંડ માતામહને આપવો.

पौत्रदौहित्रयोर्लोके न विशेषोऽस्ति धर्मतः ।
तयोर्हि मातापितरौ संभूतौ तस्य देहतः ॥ १३३ ॥

૧૩૩ ધર્મ પ્રમાણે જોતાં પૌત્રમાં અને દૌહિત્રમાં કોઈપણ જાતનો વિશેષ નથી; અર્થાત્ બન્ને સમાન છે. કારણ કે તે બન્નેના માતાનાં તથા પિતાનાં શરીર મૂળ પુરુષના શરીરમાંથી ઉત્પન્ન થાય છે.

पुत्रिकायां कृतायां तु यदि पुत्रोऽनुजायते ।
समस्तत्र विभागः स्याज्ज्येष्ठता नास्ति हि स्त्रियाः ॥१३४॥

૧૩૪ પુત્રિકાકરણ કર્યા પછી (એટલે પુત્રીના પુત્રને પોતાનો પુત્ર કરી લીધા પછી) તે પુરુષને ત્યાં પુત્ર અવતરે તો પુત્રનો અને દૌહિત્રનો મીલકતમાંથી સમાન ભાગ પાડવો. તેમાં કન્યાનું શ્રેષ્ઠપણું ગણાતું નથી.

अपुत्रायां मृतायां तु पुत्रिकायां कथंचन ।
धनं तत्पुत्रिकाभर्ता हरेतैवाविचारयन् ॥ १३५ ॥

૧૩૫ પુત્રિકાકરણવાળી પુત્રી કદાચ મરી જાય તો તેનું ધન તેના ભર્તારેજ વિચાર કર્યા વિના લઈ જવું.

अकृता वा कृता वापि यं विन्देत्सदृशात्सुतम् ।
पौत्री मातामहस्तेन दद्यात्पिण्डं हरेद्धनम् ॥ १३६ ॥

૧૩૬ પુત્રિકાકરણ કર્યું હોય કે ન કર્યું હોય, તોપણ સમાનજાતિના પુરુષથી પુત્રી જે પુત્રને જન્મ આપે છે, તે પુત્રવડે માતામહ પુત્રવાળો ગણાય છે અને તે પુત્રે પિંડદાન કરવું અને માતામહનું ધન લેવું.

पुत्रेण लोकाञ्जयति पौत्रेणानन्त्यमश्नुते ।
अथ पुत्रस्य पौत्रेण ब्रध्नस्याप्नोति विष्टपम् ॥ १३७ ॥

૧૩૭ પુરુષ પુત્રવડે સ્વર્ગાદિક લોકોનો વિજય કરે છે, પૌત્રવડે તે લોકમાં ચિરકાળ સૂધી રહે છે અને પુત્રના પૌત્રવડે સૂર્યના લોકને પ્રાપ્ત કરે છે.

पुन्नाम्नो नरकाद्यस्मात्त्रायते पितरं सुतः ।
तस्मात्पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयंभुवा ॥ १३८ ॥

૧૩૮ पुम् નામના નરકમાંથી પિતાનું ત્રાણ–રક્ષણ કરે છે, તે માટે સ્વયંભૂ ( બ્રહ્મા ) પોતે જ તેને પુત્ર એમ કહે છે.

पौत्रदौहित्रयोर्लोके विशेषो नोपपद्यते ।
दौहित्रोऽपि ह्यमुत्रैनं संतारयति पौत्रवत् ॥ १३९ ॥

૧૩૯ પુત્ર અને દૌહિત્રમાં કોઇ પણ જાતનો વિશેષ નથી. દૌહિત્ર પણ માતામહને પૌત્રની પેઠે સ્વર્ગમાં લઈ જાય છે.

मातुः प्रथमतः पिण्डं निर्वपेत्पुत्रिकासुतः ।
द्वितीयं तु पितुस्तस्यास्तृतीयं तत्पितुः पितुः ॥ १४० ॥

૧૪૦ પુત્રિકાના પુત્રે પહેલો પિંડ માતાને આપવો, બીજો પિંડ માતામહને આપવો અને ત્રીજો પિંડ માતામહના પિતાને આપવો.

उपपन्नो गुणैः सर्वैः पुत्रो यस्य तु दत्त्रिमः ।
स हरेतैव तद्रिक्थं संप्राप्तोऽप्यन्यगोत्रतः ॥ १४१ ॥

૧૪૧ જેનો દત્તક પુત્ર સર્વ ગુણોથી સંપન્ન હોય, તે બીજાના ગોત્રમાંથી આવ્યા છતાં પણ તે જેનો દત્તક હોય તેની મીલકત તેણે પોતાના ભાગ પ્રમાણે લેવી.

गोत्ररिक्थे जनयितुर्न हरेद्दत्त्रिमः क्वचित् ।
गोत्ररिक्थानुगः पिण्डो व्यपैति ददतः स्वधा ॥ १४२ ॥

૧૪૨ દત્તકપુત્ર પોતાને ઉત્પન્ન કરનારા પિતાના ગોત્રનો તથા મીલકતનો કદી પણ ધણી ગણાતો નથી. જેનું ગોત્ર અને જેની મીલકત ધારણ કરવામાં આવે છે, તેને જ પિંડ આપવામાં આવે છે. માટે જે પિતા પોતાનો પુત્ર બીજાને દત્તક તરિકે આપે છે, તેનો શ્રાદ્ધ લેવાનો હક ઉઠી જાય છે.

अनियुक्तासुतश्चैव पुत्रिण्याप्तश्च देवरात् ।
उभौ तौ नार्हतो भागं जारजातककामजौ ॥ १४३ ॥

૧૪૩ જે સ્ત્રીને ગુરુજનો તરફથી નિયોગની આજ્ઞા આપવામાં ન આવી હોય તેવી સ્ત્રીનો પુત્ર તથા પુત્રવાળી સ્ત્રીએ દીયેરથી ઉત્પન્ન કરેલો પુત્ર આ બન્ને પુત્રો પિતાની મિલકતના ભાગીદાર ગણાતા નથી. કારણ કે તે બન્નેમાં પહેલો જારથી ઉત્પન્ન થયેલો ગણાય છે અને બીજો કામથી ઉત્પન્ન થયેલો ગણાય છે.

नियुक्तायामपि पुमान्नार्यां जातोऽविधानतः ।
नैवार्हः पैतृकं रिक्थं पतितोत्पादितो हि सः ॥ १४४ ॥

૧૪૪ વડીલો તરફથી નિયોગની આજ્ઞા આપવામાં આવી હોય તો-પણ જે સ્ત્રીમાં ધૃતાક્ત આદિ વિધિવિના પુત્ર ઉત્પન્ન થયો હોય, તે પતિતે ઉત્પન્ન કરેલો પુત્ર પિતાની મિલકતનો ભાગીદાર થવાને યોગ્ય ગણાતો નથી.

हरेत्तत्र नियुक्तायां जातः पुत्रो यथौरसः ।
क्षेत्रिकस्य तु तद्बीजं धर्मतः प्रसवश्च सः ॥ १४५ ॥

૧૪૫ પરંતુ નિયોગના વિધિ પ્રમાણે નિયુક્ત કરેલી સ્ત્રીમાં જે પુત્ર ઉત્પન્ન થાય છે, તે ઔરસ પુત્રના જેવો ગણાય છે, ક્ષેત્રિકનું તે બીજ ગણાય છે અને તે પુત્રોત્પત્તિ ધર્મથી થયેલી ગણાય છે.

धनं यो बिभृयाद्भ्रातुर्मृतस्य स्त्रियमेव च ।
सोऽपत्यं भ्रातुरुत्पाद्य दद्यात्तस्यैव तद्धनम् ॥ १४६ ॥

૧૪૬ જે પુરુષ પોતાના મરી ગયેલા ભાઇની વિધવા સ્ત્રીનું પોષણ કરે અને તેના ધનનું રક્ષણ કરે, તેણે ભાઇની સ્ત્રીને વિષે નિયોગના વિધિપ્રમાણે પુત્ર ઉત્પન્ન કરીને ભાઈનું ધન તેને સોંપી દેવું.

या नियुक्तान्यतः पुत्रं देवराद्वाप्यवाप्नुयात् ।
तं कामजमरिक्थीयं वृथोत्पन्नं प्रचक्षते ॥ १४७ ॥

૧૪૭ જે સ્ત્રીને નિયોગ માટે આજ્ઞા મળી હોય, તેવી સ્ત્રી દેવારાદિકે નિયુક્ત કરેલા પુરુષ શિવાયના બીજા પુરુષથી પુત્રને ઉત્પન્ન કરે તો તે પુત્રને શાસ્ત્રવેત્તા કામજાત, પિતાની મિલકત માટે અયોગ્ય અને વૃથા ઉત્પન્ન થયેલો કહે છે.

एतद्विधानं विज्ञेयं विभागस्यैकयोनिषु ।
बह्वीषु चैकजातानां नानास्त्रीषु निबोधत ॥ १४८ ॥

૧૪૮ એક જાતની સ્ત્રીઓમાં ઉત્પન્ન થયેલા પુત્રોના વિભાગનો આ પ્રમાણે વિધિ જાણવો. હવે એક પુરુષથી ઘણી જાતની સ્ત્રીઓમાં ઉત્પન્ન થયેલા પુત્રોએ મિલકત કેમ વેંચવી, તેનો વિધિ સાંભળો.

ब्राह्मणस्यानुपूर्व्येण चतस्रस्तु यदि स्त्रियः ।
तासां पुत्रेपु जातेषु विभागेऽयं विधिः स्मृतः ॥ १४९ ॥

૧૪૯ બ્રાહ્મણને અનુક્રમે ચારેય જાતની સ્ત્રીઓ જો હોય અને તેઓને પુત્ર થયા હોય તો તેઓની મિલકતની વેંચણીની રીત શાસ્ત્રમાં આ પ્રમાણે કહેલી છેઃ–

कीनाशो गोवृषो यानमलङ्कारश्च वेस्म च ।
विप्रस्यौद्धारिकं देयमेकांशश्च प्रधानतः ॥ १५० ॥

૧૫૦ વારસાની મિલકતમાંથી ખેતી વાડીના કામ માટે રાખેલો મુખ્ય ખેડુત, ગાયનો ગર્ભ રાખવા માટે રાખેલો સાંઢ, અશ્વારીનો ઘોડો અથવા તો ગાડી, વીંટી વગેરે ઘરેણાં, રહેણ ઘર તથા મિલકતના બધા ભાગોમાં જે ભાગ મોટો હોય તેવો એક ભાગ બ્રાહ્મણીના પુત્રને વધારા તરિકે આપવો.

त्र्यंशं दायाद्धरेद्विप्रो द्वावंशौ क्षत्रियासुतः ।
वैश्याजः सार्धमेवांशमंशं शूद्रासुतो हरेत् ॥ १५१ ॥

૧૫૧ બ્રાહ્મણ જાતની સ્ત્રીના પુત્રે મિલકતના ત્રણ ભાગ લેવા, ક્ષત્રિય જાતિની સ્ત્રીના પુત્રે બે ભાગ, વૈશ્યજાતિની સ્ત્રીના પુત્રે દોઢ ભાગ અને શૂદ્ર જાતિની સ્ત્રીના પુત્રે એક ભાગ લેવો.

सर्वं वा रिक्थजातं तद्दशधा परिकल्प्य च ।
धर्म्यं विभागं कुर्वीत विधिनानेन धर्मवित् ॥ १५२ ॥

૧૫૨ અથવા તો સર્વ મીલકતના દશ ભાગ પાડીને ધર્મવેત્તા પુરુષે ધર્માનુસાર નીચે કહ્યા પ્રમાણે ભાગ પાડવા.

चतुरोंऽशान्हरेद्विप्रस्त्रीनंशान्क्षत्रियासुतः ।
वैश्यापुत्रो हरेद्व्यंशमंशं शूद्रासुतो हरेत् ॥ १५३ ॥

૧૫૩ બ્રાહ્મણીના પુત્રે ચાર ભાગ, ક્ષત્રિયાણીના પુત્રે ત્રણ ભાગ, વૈશ્ય જાતિની સ્ત્રીના પુત્રે બે ભાગ અને શૂદ્ર જાતિની સ્ત્રીના પુત્રે એક ભાગ લેવો.

यद्यपि स्यात्तु सत्पुत्रोऽप्यसत्पुत्रोऽपि वा भवेत् ।
नाधिकं दशमाद्दद्याच्छूद्रापुत्राय धर्मतः ॥ १५४ ॥

૧૫૪ બ્રાહ્મણને બ્રાહ્મણી, ક્ષત્રિયાણી અને વૈશ્યવર્ણની સ્ત્રીના પેટના પુત્રો હોય અથવા તો ન હોય તો પણ શૂદ્રવર્ણની સ્ત્રીના પુત્રને ધર્મ પ્રમાણે દશમા ભાગ કરતાં વધારે આપવું નહિ.

ब्राह्मणक्षत्रियविशां शूद्रापुत्रो न रिक्थभाक् ।
यदेवास्य पिता दद्यात्तदेवास्य धनं भवेत् ॥ १५५ ॥

૧૫૫ બ્રાહ્મણને, ક્ષત્રિયને અને વૈશ્યને શૂદ્ર જાતિની સ્ત્રીથી થયેલો પુત્ર તેઓનો ભાગીદાર ગણાતો નથી. તેને તો એનો પિતા જેટલું ધન આપે, તેટલું જ ધન તેનું ગણાય છે.

समवर्णासु ये जाताः सर्वे पुत्रा द्विजन्मनाम् ।
उद्धारं ज्यायसे दत्वा भजेरन्नितरे समम् ॥ १५६ ॥

૧૫૬ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના પુરુષોને પોતપોતાની જાતિની સ્ત્રીઓમાંથી જે પુત્રો ઉત્પન્ન થાય છે, તે બધા પુત્રોએ મોટા ભાઇને અમુક ઉત્તમ ભાગ આપીને બીજા ભાઇઓએ વારસાની મિલકતને સરખે ભાગે વેંચી લેવી.

शूद्रस्य तु सवर्णैव नान्या भार्या विधीयते ।
तस्यां जाताः समांशाः स्युर्यदि पुत्रशतं भवेत् ॥ १५७ ॥

૧૫૭ શૂદ્રને તો પોતાની જાતિની જ સ્ત્રી પરણવાનું શાસ્ત્રમાં કહ્યું છે અને તે શૂદ્ર જાતિની સ્ત્રીમાં કદાચ સો પુત્રો થયા હોય, તો પણ તે બધા મિલકતના સરખા ભાગદાર ગણાય છે.

पुत्रान्द्वादश यानाह नृणां स्वायंभुवो मनुः ।
तेषां षड्बन्धुदायादाः षडदायादबान्धवाः ॥ १५८ ॥

૧૫૮ *સ્વાયંભુવ મનુએ મનુષ્યોના જે બાર પુત્રો કહ્યા છે, તેમાંના છ બાંધવો અને દાયાદો કહેવાય છે અને છ અદાયાદો અને અને અબાંધવો કહેવાય છે.

औरसः क्षेत्रजश्चैव दत्तः कृत्रिम एव च ।
गूढोत्पन्नोऽपविद्धश्च दायादा बान्धवाश्च षट् ॥ १५९ ॥

* કેટલાએક બીજા છનું બાંધવપણું સ્વીકારે છે, પરંતુ દાયાદપણું સ્વીકારતા નથી.

૧૫૯ ૧ औरस એટલે શાસ્ત્રોક્ત વિધિથી પરણેલી સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર, ૨ क्षेत्रज એટલે દીયેર અથવા તો સાપિંડી પુરુષે શાસ્ત્ર વિધિથી ભાઇની સ્ત્રીને વિષે ઉત્પન્ન કરેલો પુત્ર, ૩ दत्त એટલે દત્તક લીધેલો પુત્ર, ૪ कृत्रिम એટલે દત્તક કરી લીધેલો પુત્ર, ૫ गूढोत्पन्न એટલે સ્ત્રીએ છૂપી રીતે પરપુરુષથી ઉત્પન્ન કરેલો અને ૬ अपविद्ध એટલે માતાપિતાએ તજી દીધેલો પુત્ર, આ છ દાયાદો એટલે ભાગીદારો અને બાંધવો એટલે પિંડ તથા ઉદકદાન દેનારા કહેવાય છે.

**कानीनश्च सहोढश्च क्रीतः पौनर्भवस्तथा ।**
**स्वयंदत्तश्च शौद्रश्च षडदायादबान्धवाः ॥ १६० ॥**

૧૬૦ ૧ कानीन એટલે નહિ પરણેલી કન્યાને પેટે અવતરેલો પુત્ર, ૨ सहोढज એટલે ગર્ભવતી થઇને પરણવા બેઠેલી કન્યાનો પુત્ર, ૩ क्रीत એટલે વેંચાતો લીધેલો પુત્ર, ૪ पौनर्भव એટલે પુનર્લગ્નની સ્ત્રીનો પુત્ર, ૫ स्वयंदत्त એટલે આપોઆપ આવેલો પુત્ર તથા ૬ शौद्र એટલે શૂદ્રજાતિની સ્ત્રીને પેટે અવતરેલો પુત્ર, આ છ પુત્રો અદાયાદ અને અબાંધવ ગણાય છે.

**यादृशं फलमाप्नोति कुप्लवैः संतरञ्जलम् ।**
**तादृशं फलमाप्नोति कुपुत्रैः संतरंस्तमः ॥ १६१ ॥**

૧૬૧ ખડની હોડી બનાવી તેમાં બેસીને પાણીને તરનારો પુરુષ જેવું ફળ મેળવે છે, તેવું ફળ દુષ્ટ પુત્રોદ્વારા નરકને તરનારા પુરુષને મળે છે.

**यद्येकरिक्थिनौ स्यातामौरसक्षेत्रजौ सुतौ ।**
**यस्य यत्पैतृकं रिक्थं स तद्गृह्णीत नेतरः ॥ १६२ ॥**

૧૬૨ *જે પુરુષની સ્ત્રીમાં અપુત્ર દેવરાદિકથી ક્ષેત્રજ પુત્ર ઉત્પન્ન થયો હોય અને પાછળથી તે સ્ત્રીને પોતાના પતિથી ઔરસ પુત્ર ઉત્પન્ન થાય તો જેના બાપની જે મિલકત હોય તે તેણે લેવી, બીજાએ લેવી નહિ.

**एक एवौरसः पुत्रः पित्र्यस्य वसुनः प्रभुः ।**
**शेषाणामानृशंस्यार्थं प्रदद्यात्तु प्रजीवनम् ॥ १६३ ॥**

૧૬૩ પિતાની મિલકતનો ઔરસ પુત્રજ એકલો માલીક છે. પરંતુ બાકીના પુત્રોને ઔરસ પુત્રે દયા કરીને ભરણ પોષણ જેટલું ધન આપવું.

* ઔરસ પુત્રે પોતાની બાપિકી મિલકતનો ભાગ પાડતી વખતે ક્ષેત્રજ પુત્રને છઠ્ઠો ભાગ આપવો, એમ આગળ કહેશે.

षष्ठं तु क्षेत्रजस्यांशं प्रदद्यात्पैतृकाद्धनात् ।
औरसो विभजन्दायं पित्र्यं पञ्चममेव वा ॥ १६४ ॥

૧૬૪ ઔરસ પુત્રે પિતાની મિલકતનો વારસો મેળવ્યા પછી વારસાનો વિભાગ પાડતી વખતે પિતાના ધનમાંથી ક્ષેત્રજ પુત્રને છઠ્ઠો અથવા તો પાંચમો ભાગ આપવો. આ વિકલ્પ ક્ષેત્રજના ગુણવાન્ પણાપર તથા નિર્ગુણપણાપર આધાર રાખે છે.

औरसक्षेत्रजौ पुत्रौ पितृरिक्थस्य भागिनौ ।
दशापरे तु क्रमशो गोत्ररिक्थांशभागिनः ॥ १६५ ॥

૧૬૫ આ રીતે ઔરસ તથા ક્ષેત્રજ બન્ને પુત્રો પિતાની મિલકતના વારસ ગણાય છે અને બીજા દશ પુત્રો તો અનુક્રમે ગોત્રના તથા મિલકતના અંશના ભાગી છે.

स्वक्षेत्रे संस्कृतायां तु स्वयमुत्पादयेद्धि यम् ।
तमौरसं विजानीयात्पुत्रं प्रथमकल्पितम् ॥ १६६ ॥

૧૬૬ વિવાહ સંસ્કાર કરીને પરણેલી પોતાની જાતની સ્ત્રીને વિષે પોતે જે પુત્રને ઉત્પન્ન કરે, તે પુત્રને औरस જાણવો અને તે પુત્રને મુખ્ય કહ્યો છે.

यस्तल्पजः प्रमीतस्य क्लीबस्य व्याधितस्य वा ।
स्वधर्मेण नियुक्तायां स पुत्रः क्षेत्रजः स्मृतः ॥ १६७ ॥

૧૬૭ જેનો પતિ મરી ગયો હોય, નપુંસક હોય અથવા તો રોગી હોય તેવી શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે નિયુક્ત થયેલી સ્ત્રીમાં જે પુત્ર ઉત્પન્ન થાય છે, તે પુત્રને ક્ષેત્રજ જાણવો.

माता पिता वा दद्यातां यमद्भिः पुत्रमापदि ।
सदृशं प्रीतिसंयुक्तं स ज्ञेयो दत्रिमः सुतः ॥ १६८ ॥

૧૬૮ પુત્રનાં માતા, પિતા પોતાને ખાધાના સાંસા પડતા હોય ત્યારે અથવા તો સામો પુરુષ વાંઝીયાપણાનું દુઃખ ભોગવતો હોય તેવા આપત્કાળમાં પુત્ર લેનારાની જાતના પુત્રને હાથમાં પાણી લઈને સંકલ્પપૂર્વક પ્રીતિથી આપે છે, તેને दत्तक પુત્ર જાણવો.

सदृशं तु प्रकुर्याद्यं गुणदोषविचक्षणम् ।
पुत्रं पुत्रगुणैर्युक्तं स विज्ञेयश्च कृत्रिमः ॥ १६९ ॥

૧૬૯ માતાપિતાને પરલોકમાં ઉત્તમ ગતિ અપાવવા માટે શ્રાદ્ધ આદિક કર્મ કરવાથી પુણ્ય ફળ મળે છે અને નહિ કરવાથી પાપ ફળ મળે છે આમ જાણનારા, પુત્રોના ગુણોથી ભરપૂર એટલે માતાપિતાની સેવા કરનારા અને પોતાની જાતના પુત્રને દીકરા કરીલે છે, તેને **कृत्रिम** જાણવો.

**उत्पद्यते गृहे यस्य न च ज्ञायेत कस्य सः ।**
**स गृहे गूढ उत्पन्नस्तस्य स्याद्यस्य तल्पजः ॥ १७० ॥**

૧૭૦ જેના ઘરમાં અમુક છોકરો ઉત્પન્ન થાય અને તે સજાતીયથી ઉત્પન્ન થયો છે એટલું જાણવામાં આવે, પરંતુ તે કોનાથી ઉત્પન્ન થયો છે તે જાણવામાં આવે નહિ તે ઘરમાં ગૂઢ એટલે છૂપી રીતે ઉત્પન્ન થયેલો **गूढोत्पन्न** પુત્ર, જેની સ્ત્રીમાં ઉત્પન્ન થયો હોય, તેનો તે પુત્ર ગણાય છે.

**मातापितृभ्यामुत्सृष्टं तयोरन्यतरेण वा ।**
**यं पुत्रं परिगृह्णीयादपविद्धः स उच्यते ॥ १७१ ॥**

૧૭૧ માતાપિતાએ અથવા તો તેમાનાં એકે કારણ વગર તજી દીધેલા સજાતીય પુત્રને જે પુરુષ પાળી પોષીને મોટો કરે છે, તે પુત્ર **अपविद्ध** કહેવાય છે.

**पितृवेश्मनि कन्या तु यं पुत्रं जनयेद्रहः ।**
**तं कानीनं वदेन्नाम्ना वोढुःकन्यासमुद्भवम् ॥ १७२ ॥**

૧૭૨ *કોઇ કન્યા પોતાના પિતાના ઘરમાં સજાતીય પુરુષથી એકાંતમાં પુત્રને ઉત્પન્ન કરે, તે પુત્ર **कानीन** નામનો કહેવાય છે અને તે, કન્યાને પરણનારાનો પુત્ર ગણાય છે.

**या गर्भिणी संस्क्रियते ज्ञाताज्ञातापि वा सती ।**
**वोढुः स गर्भो भवति सहोढ इति चोच्यते ॥ १७३ ॥**

૧૭૩ અમુક સ્ત્રી ગર્ભવતી છે, એમ જાણવામાં હોય અથવા તો ન હોય, પણ તે ગર્ભવતી સ્ત્રીનાં લગ્ન કરવામાં આવે છે તો તે ગર્ભપરણનારાનો કહેવાય છે અને તે **सहोढ** પુત્ર કહેવાય છે.

**क्रीणीयाद्यस्त्वपत्यार्थं मातापित्रोर्यमन्तिकात् ।**
**स क्रीतकः सुतस्तस्य सदृशोऽसदृशोऽपि वा ॥ १७४ ॥**

---

* કાનીનની માતાને પરણનારાને ઉપર કહેલા છમાંનો એક પણ વારસ ન હોય તો તેનો વારસ કાનીન થાય છે તથા તે કન્યા કુમારી હોય અને માતામહને ઉપરના છમાંનો એક પણ વારસ ન હોય તો તેનો પણ કાનીન વારસ ગણાય છે.

૧૭૪ જે પુરુષ પોતાની ઉત્તરક્રિયા કરવા માટે માતાપિતાની પાસેથી જે પુત્રને વેંચાતો લે છે, તે પુત્ર क्रीतक કહેવાય છે. પછી તે પુત્ર વેચાતો લેનારાના જેવો ગુણવાન્ હોય કે ન હોય.

**या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया।**
**उत्पादयेत्पुनर्भूत्वा स पौनर्भव उच्यते ॥ १७५ ॥**

૧૭૫ પતિએ ત્યાગ કરી દીધેલી અથવા તો વિધવા સ્ત્રી પોતાની ઇચ્છા પ્રમાણે પોતાની જાતના પુરુષની સાથે નાતરું કરીને જે પુત્રને ઉત્પન્ન કરે છે, તે પુત્ર पौनर्भव કહેવાય છે.

**सा चेदक्षतयोनिः स्याद्गतप्रत्यागतापि वा।**
**पौनर्भवेन भर्त्रा सा पुनः संस्कारमर्हति ॥ १७६ ॥**

૧૭૬ (૧) પતિએ ત્યાગ કરેલી અથવા તો વિધવા સ્ત્રી અક્ષત યોનિ (રજોદર્શન રહિત) હોય તો પ્રાયશ્ચિત્સંસ્કાર કરીને બીજા પુનર્ભૂપતિના ઘરમાં રહેવાને યોગ્ય છે. (૨) પિતાએ કન્યાનું એક વરની સાથે વાગ્દાન કર્યું હોય અને તે વર બાળક હોવાથી તે કન્યા બીજા વર સાથે પરણી હોય અને તે સ્ત્રી રજોદર્શન થયા પહેલાં જ પાછી આવે તો પ્રાયશ્ચિત્ત કરાવીને પ્રથમ વાગ્દાન કરેલા પતિ સાથે ફરીને સંસ્કાર કરવાને યોગ્ય છે.

**मातापितृविहीनो यस्त्यक्तो वा स्यादकारणात्।**
**आत्मानं स्पर्शयेद्यस्मै स्वयंदत्तस्तु स स्मृतः ॥ १७७ ॥**

૧૭૭ જે પુત્ર માતા પિતા વિનાનો હોય અથવા તો માતા પિતાએ કારણ વિના ત્યાગ કરી દીધેલો હોય એવો પુત્ર પોતાના આત્માને હરકોઇને પણ આપી દે, તેને स्वयंदत्त નામનો પુત્ર જાણવો.

**यं ब्राह्मणस्तु शूद्रायां कामादुत्पादयेत्सुतम्।**
**स पारयन्नेव शवस्तस्मात्पारशवः स्मृतः ॥ १७८ ॥**

૧૭૮ બ્રાહ્મણ કામનાથી શૂદ્ર વર્ણની સ્ત્રીમાં જે પુત્રને ઉત્પન્ન કરે છે તે પુત્ર જીવતાં જ મુવા સમાન ગણાય છે અને તેને पारशव નામનો પુત્ર જાણવો.

**दास्यां वा दासदास्यां वा यः शूद्रस्य सुतो भवेत्।**
**सोऽनुज्ञातो हरेदंशमिति धर्मो व्यवस्थितः ॥ १७९ ॥**

૧૭૯ શૂદ્ર વર્ણના પુરુષને દાસીમાંથી અથવા તો દાસની દાસીમાંથી

જે પુત્ર થાય, તે પુત્રે પિતાની આજ્ઞા પ્રમાણે પિતાની મિલકતમાંથી પોતાનો ભાગ લેવો, આવી શાસ્ત્રની આજ્ઞા છે.

क्षेत्रजादीन्सुतानेतानेकादश यथोदितान् ।
पुत्रप्रतिनिधीनाहुः क्रियालोपान्मनीषिणः ॥ १८० ॥

૧૮૦ આ ક્ષેત્રજ વગેરે જે અગીયાર પુત્રો કહ્યા છે, તેઓને પિતૃઓની ક્રિયાનો લોપ ન થાય એટલા માટે વિદ્વાનોએ પુત્રના પ્રતિનિધિ તરીકે કહેલા છે. અર્થાત્ ઔરસ પુત્ર ન હોય તો અનુક્રમે તે પુત્રોએ ક્રિયા કરવી અને વારસો લેવો.

य एतेऽभिहिताः पुत्राः प्रसङ्गादन्यबीजजाः ।
यस्य ते बीजतो जातास्तस्य ते नेतरस्य तु ॥ १८१ ॥

*૧૮૧ અહીં ઔરસ પુત્રના પ્રસંગમાં બીજાના બીજથી ઉત્પન્ન થયેલા પુત્રો ગણાવ્યા. તેમાં જે પુત્રો જેના બીજથી ઉત્પન્ન થયા હોય, તે તેના પુત્ર ગણાય છે, બીજાના ગણાતા નથી.

भ्रातृणामेकजातानामेकश्चेत्पुत्रवान्भवेत् ।
सर्वांस्तांस्तेन पुत्रेण पुत्रिणो मनुरब्रवीत् ॥ १८२ ॥

† ૧૮૨ સહોદર ભાઈઓમાં એક ભાઈને પણ જો પુત્ર હોય તો તે પુત્ર-વડે સર્વે ભાઈઓને પુત્રવાળા જાણવા, આમ મનુ કહે છે.

सर्वासामेकपत्नीनामेका चेत्पुत्रिणी भवेत् ।
सर्वास्तास्तेन पुत्रेण प्राह पुत्रवतीर्मनुः ॥ १८३ ॥

---

* આ શ્લોકની ઉપરના શ્લોકમાં તથા पूर्वाभावेपरं એ શ્લોકમાં ઔરસ પુત્રના અભાવમાં બીજા પુત્રોને પુત્રના પ્રતિનિધિ તરિકે ગણવાનું કહ્યું છે અને આ શ્લોકમાં જે પુત્ર જેના બીજથી ઉત્પન્ન થયો હોય તેને તેનો પુત્ર જાણવો એમ કહીને પુત્રના પ્રતિનિધિપણાનો નિષેધ કરવામાં આવ્યો છે. આ રીતે વિધાન કરીને પ્રતિષેધ કરવામાં આવેલો હોવાથી તે વિધિ વિકલ્પે થયો. તેની વ્યવસ્થા આ પ્રમાણે છે;-ઔરસ પુત્ર ન હોય તો દત્તક વગેરે પાંચ પુત્રો વારસાના હક્કદાર છે. પરંતુ કાનીન, સહોઢ, પૌનર્ભવ વગેરે પુત્રો વારસ ગણાતા નથી અને ઔરસ પુત્ર છતાં કાનીન વગેરે પુત્રો પિતાના ધનના વારસ નથી પણ જો ઔરસ શક્તિમાન્ હોય તો તેણે તેઓને અન્ન તથા વસ્ત્ર માત્ર આપવાં. † ઔરસ, પૌત્રીકેય (દીકરીનો દીકરો), પત્ની, દીકરી, માતા, પિતા અને ભાઇ ન હોય તો ભાઇના પુત્રો વારસ ગણાય છે અને ભાઇના પુત્રો હોય તો તેણે ભાઇના પુત્રોને છોડીને બીજાને દત્તક લેવો નહિ.

*૧૮૩ એક પુરુષની ઘણી સ્ત્રીઓમાંથી જો એક સ્ત્રી પુત્રવાળી હોય તો તે પુત્રવડે મનુએ સર્વે સ્ત્રીઓને પુત્રવાળી કહેલી છે.

**श्रेयसः श्रेयसोऽलामे पापीयान्रिक्थमर्हति ।**
**बहवश्चेत्तु सदृशाः सर्वे रिक्थस्य भागिनः ॥ १८४ ॥**

૧૮૪ ઔરસ વગેરે પૂર્વ પૂર્વના પુત્રો ન હોય તો ઉત્તરોત્તર પુત્ર વારસ ગણાય છે; અને જો ઘણા પુત્રો સમાન જ હોય તો તે સર્વે ધનના વારસ ગણાય છે.

**न भ्रातरो न पितरः पुत्रा रिक्थहराः पितुः ।**
**पिता हरेदपुत्रस्य रिक्थं भ्रातर एव च ॥ १८५ ॥**

૧૮૫ પિતાના ધનના હક્કદાર પુત્રો ગણાય છે, પરંતુ ભાઈઓ કે કાકાઓ ગણાતા નથી; પણ જો પિતા અપુત્ર હોય તો તેનો પિતા અને ભાઈઓ વારસ ગણાય છે.

**त्रयाणामुदकं कार्यं त्रिषु पिण्डः प्रवर्तते ।**
**चतुर्थः संप्रदातैषां पञ्चमो नोपपद्यते ॥ १८६ ॥**

૧૮૬ પિતા, પિતામહ અને પ્રપિતામહ એ ત્રણેને જળ તથા પિંડદાન આપવામાં આવે છે અને આપનારો ચોથો ગણાય છે. પાંચમાંનો અહીં સંબંધ જ નથી. અર્થાત્ એ ત્રણમાં જે જે પિંડદાતારૂપે સંબંધવાળા છે, તેઓનો મિલકતમાં ભાગ ગણાય છે.

**( असुतास्तु पितुः पत्न्यः समानांशाः प्रकीर्तिताः ।**
**पितामह्यश्च ताः सर्वा मातृकल्पाः प्रकीर्तिताः ॥**

પોતાના પિતાની બીજી જે સ્ત્રીઓ પુત્ર વિનાની હોય, તે બધી સમાન ભાગદાર ગણાય છે અને સર્વે પિતામહીઓને પણ માતાના સમાન જ હકદાર કહેલી છે. )

**अनन्तरः सपिण्डाद्यस्तस्य तस्य धनं भवेत् ।**
**अत ऊर्ध्वं सकुल्यः स्यादाचार्यः शिष्य एव वा ॥ १८७ ॥**

† ૧૮૭ સપિંડાદિમાં જે જે બહુ જ નજીકના હોય, તે તે ધનના વારસ

---

* આ શ્લોકનું તાત્પર્ય એ છે કે સોકયનો પુત્ર હોય તો સ્ત્રીએ દત્તક લેવો નહિ.

† મરણ પામેલા પુરુષના વારસનો ક્રમ આ પ્રમાણે છે. ૧ પુત્ર, ૨ પૌત્ર, ૩ પ્રપૌત્ર, ૪ પત્ની, ૫ કુંવારી દુહિતા, ૬ વાગ્દત્તા, ૭ પરણેલી પુત્રી, ૮ દૌહિત્ર.

ગણાય છે અને જો સપિંડ ન હોય તો પછી કુળનો પુરુષ વારસ ગણાય છે, કુળનો પુરુષ ન હોય તો આચાર્ય અને આચાર્ય ન હોય તો શિષ્ય વારસ ગણાય છે.

**सर्वेषामप्यभावे तु ब्राह्मणा रिक्थभागिनः ।**
**त्रैविद्याः शुचयो दान्तास्तथा धर्मो न हीयते ॥ १८८ ॥**

૧૮૮ અને તે બધા ન હોય તો બ્રાહ્મણો ધનના વારસ ગણાય છે. તે બ્રાહ્મણો ત્રણ વેદ જાણનારા, બાહ્ય તથા અંતરમાં પવિત્ર અને જિતેન્દ્રિય હોવા જોઈએ. કારણ કે તેવા બ્રાહ્મણો વારસ થવાથી શ્રાદ્ધાદિક ધર્મને હાનિ પહોંચતી નથી.

**अहार्यं ब्राह्मणद्रव्यं राज्ञा नित्यमिति स्थितिः ।**
**इतरेषां तु वर्णानां सर्वाभावे हरेन्नृपः ॥ १८९ ॥**

૧૮૯ બ્રાહ્મણને કોઇ વારસ ન હોય, તોપણ રાજાએ તેનું ધન કદી પણ લઇ લેવું નહિ, આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે અને બ્રાહ્મણ શિવાય બીજા વર્ણને જો કોઇ પણ વારસ ન હોય તો રાજાએ તેનું ધન લેવું.

**संस्थितस्यानपत्यस्य सगोत्रात्पुत्रमाहरेत् ।**
**तत्र यद्रिक्थजातं स्यात्तत्तस्मिन्प्रतिपादयेत् ॥ १९० ॥**

* ૧૯૦ કોઈ પુરુષ પુત્ર વિના મરણ પામે (અને તેના સપિંડાદિકનો અભાવ હોય) તો તેના સગોત્રમાંથી પુત્ર લેવો અને તે પુરુષનું જે ધન હોય, તે તેને સોંપવું.

**द्वौ तु यौ विवदेयातां द्वाभ्यां जातौ स्त्रिया धने ।**
**तयोर्यद्यस्य पित्र्यं स्यात्तत्स गृह्णीत नेतरः ॥ १९१ ॥**

---

૯ માતાપિતા, ૧૦ સહોદરભ્રાતા, ૧૧ ઓરમાનભ્રાતા, ૧૨ ભ્રાતૃ પુત્ર, ૧૩ ઓરમાન ભ્રાતૃપુત્ર, ૧૪ સહોદર ભાણેજ, ૧૫ ઓરમાન ભાણેજ, ૧૬ સહોદર કાકા, ૧૭ ઓરમાન કાકા, ૧૮ સહોદર કાકાનો પુત્ર, ૧૯ ઓરમાન કાકાનો પુત્ર, ૨૦ પિતામહી, પિતામહ, પિતામહનો દૌહિત્ર, ૨૧ માતુલ, ૨૨ માતુલ પુત્ર, ૨૩ માશીનો પુત્ર, ૨૪ સમાનોદક, ૨૫ આચાર્ય, ૨૬ શિષ્ય, ૨૭ બ્રાહ્મણ અને ૨૮ કોઈ ન હોય તો છેવટે રાજા. * હાલમાં કેટલાક ભાણેજ, દૌહિત્ર, શાળા તથા તેના પુત્રો વગેરેને દત્તક લે છે, પરંતુ તે શાસ્ત્રથી વિરુદ્ધ છે. કારણ કે જેની માતા સાથે દત્તક પુત્ર લેનાર પરણી શકે તેવા પુત્રને દત્તક લઈ શકાય છે. માટે ભાણેજને અને દૌહિત્રને દ્વિજોથી દત્તક લઈ શકાય નહિ. પણ કોઈ સપિંડ (સાત પેઢીમાંના) અથવા સગોત્ર (એક મુખ અથવા શાખવાળા) પુરુષના પુત્રને દત્તક પુત્ર લઈ શકાય.

૧૯૧ એક સ્ત્રી વિષે બે પુરુષોથી ઉત્પન્ન થયેલા બે પુત્રો (ઔરસ તથા પૌનર્ભવ) મિલકત માટે વિવાદ કરે તો તે બેમાંથી જેના પિતાનું જે ધન હોય, તે ધન તેના પુત્રે લેવું, બીજાએ લેવું નહિ.

जनन्यां संस्थितायां तु समं सर्वे सहोदराः ।
भजेरन्मातृकं रिक्थं भगिन्यश्च सनाभयः ॥ १९२ ॥

૧૯૨ માતા મરી ગયા પછી સર્વે સગા ભાઈઓએ તથા નહિ પરણેલી સગી બહેનોએ માતાનાં ધનને સરખે ભાગે વહેંચી લેવું.

यास्तासां स्युर्दुहितरस्तासामपि यथार्हतः ।
मातामह्या धनात्किञ्चित्प्रदेयं प्रीतिपूर्वकम् ॥ १९३ ॥

૧૯૩ તથા તેઓની જે અવિવાહિત કન્યાઓ હોય, તેઓને પણ યથોચિત માતામહીનાં (વડવીનાં) ધનમાંથી પ્રેમપૂર્વક થોડુંક ધન આપવું.

अध्यग्न्यध्यावाहानिकं दत्तं च प्रीतिकर्मणि ।
भ्रातृमातृपितृप्राप्तं षड्विधं स्त्रीधनं स्मृतम् ॥ १९४ ॥

૧૯૪ (૧) વિવાહ સમયે અગ્નિની સમીપમાં પિતા વગેરેએ આપેલું ધન, (૨) પતિએ તથા સાસરિયાંએ સાસરે તેડી જતી વખતે આપેલું આભૂષણાદિ ધન, (૩) પ્રીતિને લીધે પતિએ આપેલું ધન તથા ભાઈ, માતા, અને પિતા તરફથી મળેલું ધન, આ રીતે છ પ્રકારનું સ્ત્રીધન કહેવાય છે.

अन्वाधेयं च यद्दत्तं पत्या प्रीतेन चैव यत् ।
पत्यौ जीवति वृत्तायाः प्रजायास्तद्धनं भवेत् ॥ १९५ ॥

૧૯૫ અન્વાધેય કહેતાં વિવાહ થઈ ગયા પછી પતિના તરફથી સ્ત્રીને મળેલું ધન અને પતિએ પ્રીતિથી આપેલું ધન પતિ જીવતાં સ્ત્રી મરી જાય તો તેની પ્રજાનું તે ધન ગણાય છે.

ब्राह्मदैवार्षगान्धर्वप्राजापत्येषु यद्वसु ।
अप्रजायामतीतायां भर्तुरेव तदिष्यते ॥ १९६ ॥

૧૯૬ બ્રાહ્મ, દૈવ, આર્ષ, ગાંધર્વ અને પ્રાજાપત્ય નામના વિવાહોમાં સ્ત્રીઓને જે જે ધન આપેલું હોય છે, તે ધન તેની સ્ત્રી અપ્રજ (પ્રજા વિનાની) મરી જાય તો તેના ધણીનું જ કહેવાય છે.

**यत्त्वस्याः स्याद्धनं दत्तं विवाहेष्वासुरादिषु ।**
**अप्रजायामतीतायां मातापित्रोस्तदिष्यते ॥ १९७ ॥**

૧૯૭ પરંતુ આસુરાદિક વિવાહોમાં સ્ત્રીને જે ધન આપેલું હોય, તે ધન સ્ત્રી જો પ્રજા વિનાની મરી જાય તો તેના માતાપિતાનું કહેવાય છે.

**स्त्रियां तु यद्भवेद्वित्तं पित्रा दत्तं कथंचन ।**
**ब्राह्मणी तद्धरेत्कन्या तदपत्यस्य वा भवेत् ॥ १९८ ॥**

૧૯૮ જે બ્રાહ્મણ, બ્રાહ્મણ શિવાય બીજી જાતની કન્યા પરણ્યો હોય ને તેની સ્ત્રી અપ્રજ અને વિધવા સ્થિતિમાં મરી જાય તો બીજા વર્ણની સ્ત્રીઓના પુત્રાદિક છતાં પણ તે સ્ત્રીની પાસે તેના પિતાએ આપેલું જે કંઈ ધન હોય, તે ધન બ્રાહ્મણીની કન્યાનું અથવા તો તેના પુત્રનું ગણાય છે.

**न निर्हारं स्त्रियः कुर्युः कुटुम्बाद्बहुमध्यगात् ।**
**स्वकादपि च वित्ताद्धि स्वस्य भर्तुरनाज्ञया ॥ १९९ ॥**

૧૯૯ મઝીયારા કુટુંબમાંથી સ્ત્રીએ ધનનો સંચય કરવો નહિ તથા પોતાના પતિની આજ્ઞા વિના પોતાના ધનમાંથી પણ અલંકાર આદિક કરાવવાં નહિ.

**पत्यौ जीवति यः स्त्रीभिरलङ्कारो धृतो भवेत् ।**
**न तं भजेरन्दायादा भजमानाः पतन्ति ते ॥ २०० ॥**

૨૦૦ પતિના જીવતાં જે આભૂષણો સ્ત્રીઓ પહેરતી હોય, તે આભૂષણો ભાગીદારોએ ઉતારી લેવાં નહિ. તેઓ જો ઉતારી લે છે તો પતિત થાય છે.

**अनंशौ क्लीबपतितौ जात्यन्धबधिरौ तथा ।**
**उन्मत्तजडमूकाश्च ये च केचिन्निरिन्द्रियाः ॥ २०१ ॥**

૨૦૧ નપુંસકો, પતિતો, જન્માંધો, બેરાઓ, ઉન્માદ રોગવાળા, મૂર્ખ મૂંગા તથા લુલા લંગડા હોય, તેઓ પિતાની મિલકતના ભાગીદાર ગણાતા નથી.

**सर्वेषामपि तु न्याय्यं दातुं शक्त्या मनीषिणा ।**
**ग्रासाच्छादनमत्यन्तं पतितो ह्यददद्भवेत् ॥ २०२ ॥**

૨૦૨ એ સર્વને જીવતાં સૂધી ન્યાય પ્રમાણે અન્ન તથા વસ્ત્ર શક્તિ મુજબ શાસ્ત્રવેત્તા પુરુષે આપવાં. જો આપે નહિ તો તે પતિત થાય છે.

यद्यर्थिता तु दारैः स्यात्क्लीबादीनां कथंचन ।
तेषामुत्पन्नतन्तूनामपत्यं दायमर्हति ॥ २०३ ॥

૨૦૩ જો નપુંસક વગેરેને કોઇપણ રીતે પરણવાની ઇચ્છા થાય અને તેઓને ક્ષેત્રજ પુત્ર ઉત્પન્ન થાય તો તે પુત્ર સંતાનવાળાઓના ધનનો ભાગીદાર ગણાય છે.

यत्किंचित्पितरि प्रेते धनं ज्येष्ठोऽधिगच्छति ।
भागो यवीयसां तत्र यदि विद्यानुपालितः ॥ २०४ ॥

૨૦૪ પિતા મરી ગયા પછી ભાઇઓની સાથે અવિભક્ત સ્થિતિમાં રહેનારો જ્યેષ્ઠ ભાઈ જે ધન મેળવે, તે ધનમાંથી તેણે નાના ભાઇઓ જો વિદ્વાન્ હોય તો તેઓને ભાગ આપવો.

अविद्यानां तु सर्वेषामीहातश्चेद्धनं भवेत् ।
समस्तत्र विभागः स्यादपित्र्य इति धारणा ॥ २०५ ॥

૨૦૫ બધા અભણ ભાઇઓ વારસાની વહેંચણી કર્યા પહેલાં મેહેનત અને વ્યાપારાદિ કરીને ધન કમાય તો તે ધન પિતાનું ન હોવાથી તેની સરખી વહેંચણી કરવી, આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.

विद्याधनं तु यद्यस्य तत्तस्यैव धनं भवेत् ।
मैत्र्यमौद्वाहिकं चैव माधुपर्किकमेव च ॥ २०६ ॥

૨૦૬ પરંતુ વિદ્યાથી જે ધન સંપાદન કરવામાં આવે તે ધન તો સંપાદન કરનારનું જ ગણાય છે. તેમ જ મિત્ર પાસેથી મળેલું, વિવાહમાં મળેલું તથા મધુપર્કમાં મળેલું ધન પણ જેને મળ્યું હોય, તેનું જ ગણાય છે.

भ्रातॄणां यस्तु नेहेत धनं शक्तः स्वकर्मणा ।
स निर्भाज्यः स्वकादंशात्किंचिद्दत्त्वोपजीवनम् ॥ २०७ ॥

૨૦૭ ભાઇઓમાંથી જે ભાઇ પોતે કામ કરીને ધન મેળવવાને સમર્થ હોય અને માતાપિતાનું ધન લેવાની ઇચ્છા ન રાખતો હોય તેવા ભાઇને ભાઇઓએ પોતાના ભાગમાંથી કંઇક આજીવિકા જેટલું ધન આપીને તેને જૂદો કરવો (કે જેથી ભવિષ્યમાં તેના પુત્રો વાંધો લઈ શકે નહિ.)

अनुपघ्नन्पितृद्रव्यं श्रमेण यदुपार्जितम् ।
स्वयमीहितलब्धं तन्नाकामो दातुमर्हति ॥ २०८ ॥

૨૦૮ જે પુરુષે પોતાના પિતાના ધનને હાનિ પહોંચાડ્યા વિના, ખેતી, વ્યાપાર, વગેરે પરિશ્રમ કરીને ધન મેળવ્યું હોય, તે ધન પોતે પરિશ્રમથી મેળવેલું હોવાથી પોતાની ઇચ્છા ન હોય તો ભાઇઓને આપવું નહિ.

पैतृकं तु पिता द्रव्यमनवाप्तं यदाप्नुयात् ।
न तत्पुत्रैर्भजेत्सार्धमकामः स्वयमर्जितम् ॥ २०९ ॥

૨૦૯ બાપના બાપની મિલકત કે જેને કોઇ મેળવી શક્યો ન હોય, તે મિલકતને પિતા પોતે મેળવે અને પોતાની ઇચ્છા ન હોય તો તેણે તે મિલકતની પુત્રોની સાથે વહેંચણી કરવી નહિ. કારણ કે તે મિલકત પોતે મેળવેલી છે.

विभक्ताः सह जीवन्तो विभजेरन्पुनर्यदि ।
समस्तत्र विभागः स्याज्ज्यैष्ठ्यं तत्र न विद्यते ॥ २१० ॥

૨૧૦ ભાઇઓ એકવાર મિલકતનો ભાગ પાડીને જૂદા થયા પછી પાછા સાથે રહે અને ફરીને જો તે ધનનો ભાગ પાડે તો તેઓએ સરખે હિસ્સે ભાગ પાડવા. પરંતુ તે સમયે વડા ભાઇનું વડપણ ગણાતું નથી અર્થાત્ તેને વિશેષ ભાગ આપવો નહિ.

येषां ज्येष्ठः कनिष्ठो वा हीयेतांशप्रदानतः ।
म्रियेतान्यतरो वापि तस्य भागो न लुप्यते ॥ २११ ॥

૨૧૧ ભાઇઓમાં સૌથી મોટો અથવા તો સૌથી નાનો ભાઇ ભાગની વેંચણી વખતે સંન્યાસી થયો હોય અથવા તો મરી ગયો હોય, તો પણ તેનો ભાગ જતો રહેતો નથી.

सोदर्या विभजेरंस्तं समेत्य सहिताः समम् ।
भ्रातरो ये च संसृष्टा भगिन्यश्च सनाभयः ॥ २१२ ॥

૨૧૨ પરંતુ તેની પાછળ તેને પુત્ર, પુત્રી, સ્ત્રી અથવા તો માતાપિતા ન હોય તો તેના સગા ભાઇઓ, જૂદા થયા પછી એકઠા થયેલા સાવકા ભાઇઓ તથા સગી બેનોએ એકઠાં મળીને સરખે હિસ્સે ભાગ વેંચી લેવો.

यो ज्येष्ठो विनिकुर्वीत लोभाद्भ्रातॄन्यवीयसः ।
सोऽज्येष्ठः स्यादभागश्च नियन्तव्यश्च राजभिः ॥ २१३ ॥

૨૧૩ જે જ્યેષ્ઠ ભાઈ લોભનો માર્યો નાના ભાઇઓને મિલકતની બાબતમાં છેતરે, તેને જ્યેષ્ઠ ભાઇ તરિકે માન આપવું નહિ, મિલકતમાંથી તેને મોટો ભાગ પણ આપવો નહિ અને રાજાએ તેનો દંડ કરવો.

**सर्वे एव विकर्मस्था नार्हन्ति भ्रातरो धनम् ।**
**न चादत्वा कनिष्ठेभ्यो ज्येष्ठः कुर्वीत यौतकम् ॥ २१४ ॥**

૨૧૪ સર્વે ભાઈઓ જો જુગાર, વેશ્યા વગેરેના કુચ્છંદમાં પડ્યા હોય તો તેઓ પિતાના ધનના હક્કદાર ગણાતા નથી. તેમ જ્યેષ્ઠ ભાઈએ પણ નાના ભાઈઓને તેનો ભાગ આપ્યા વિના બાપીકા ધનમાંથી પોતાની ખાનગી મિલકત કરવી નહિ.

**भ्रातॄणामविभक्तानां यद्युत्थानं भवेत्सह ।**
**न पुत्रभागं विषमं पिता दद्यात्कथंचन ॥ २१५ ॥**

૨૧૫ ભાઈઓ ભાગ પાડીને જૂદા થયા ન હોય અને તેઓ કુટુંબના લાભ માટે બધા સાથે રહીને વ્યાપારાદિક કરતા હોય તો પિતાએ પુત્રનો મિલકતમાંથી કદી પણ વિષમ ભાગ પાડવો નહિ, પરંતુ સૌનો સરખો ભાગ પાડવો.

**ऊर्ध्वं विभागाज्जातस्तु पित्र्यमेव हरेद्धनम् ।**
**संसृष्टास्तेन वा ये स्युर्विभजेत स तैः सह ॥ २१६ ॥**

૨૧૬ પરંતુ ભાગ વેંચ્યા પછી જો પુત્ર જન્મે તો તે પિતાની મિલકતનો ભાગીદાર ગણાય છે અથવા તો તે સમયે જે જે ભાઈઓ સાથે રહેતા હોય તે ભાઈઓની સાથે પિતાનાં ધનને સરખે ભાગે વેંચી લેવું.

**अनपत्यस्य पुत्रस्य माता दायमवाप्नुयात् ।**
**मातर्यपि च वृत्तायां पितुर्माता हरेद्धनम् ॥ २१७ ॥**

૨૧૭ પુત્રનો પુત્ર ગુજરી જાય અને તેને પાછળ સ્ત્રી ન હોય તો તેની માતા ધનની વારસ થાય છે અને મા મરી ગયા પછી બાપની મા વારસ થાય છે.

**ऋणे धने च सर्वस्मिन्प्रविभक्ते यथाविधि ।**
**पश्चाद्दृश्येत यत्किञ्चित्तत्सर्वं समतां नयेत् ॥ २१८ ॥**

૨૧૮ માતા પિતાના ધનની તથા કરજની વેંચણી શાસ્ત્ર પ્રમાણે કર્યા પછી જો પાછળથી કંઇ પણ મિલકત છે, આમ જાણવામાં આવે તો તે બધાએ સરખી રીતે વેંચી લેવી.

**वस्त्रं पत्रमलङ्कारं कृतान्नमुदकं स्त्रियः ।**
**योगक्षेमं प्रचारं च न विभाज्यं प्रचक्षते ॥ २१९ ॥**

૨૧૯ ઓઢવા પહેરવાનાં વસ્ત્રો, ચઢવા માટે ગાડીઘોડા વગેરે વાહનો, પહેરેલાં આભૂષણો, પક્વાન્ન, કુવાનું પાણી, ટાંકાનું પાણી, દાસીઓ, કુટુંબના મંત્રીઓ, પુરોહિતો તથા ગૌચારાની જગ્યા, આટલી વસ્તુના ભાગ પાડવા નહિ, આમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે.

**अयमुक्तो विभागो वः पुत्राणां च क्रियाविधिः ।**
**क्रमशः क्षेत्रजादीनां द्यूतधर्मं निबोधत ॥ २२० ॥**

૨૨૦ આ પ્રમાણે તમને દાયભાગ એટલે વારસાનો પ્રકાર તથા ક્ષેત્રજ આદિ પુત્રો કરવાનો વિધિ અનુક્રમે કહ્યો. હવે તમે જુગારની વ્યવસ્થા સાંભળો !

**द्यूतं समाह्वयं चैव राजा राष्ट्रान्निवारयेत् ।**
**राजान्तकरणावेतौ द्वौ दोषौ पृथिवीक्षिताम् ॥ २२१ ॥**

૨૨૧ રાજાએ પોતાના દેશમાંથી દ્યૂત તથા સમાહ્વય એ બે રમતોને બંધ પાડવી. કારણ કે એ બન્ને રમતો રાજાના રાજ્યની પાયમાલી કરનારી છે.

જુગારની વ્યવસ્થા.

**प्रकाशमेतत्तास्कर्यं यद्देवनसमाह्वयौ ।**
**तयोर्नित्यं प्रतिघाते नृपतिर्यत्नवान्भवेत् ॥ २२२ ॥**

૨૨૨ દ્યૂત અને સમાહ્વય એ બન્ને રમતો ઉઘાડી રીતે એક જાતની ચોરી છે. માટે રાજાએ તે બન્ને રમતોનો નાશ કરવા માટે નિત્ય પ્રયત્ન કરવો.

**अप्राणिभिर्यत्क्रियते तल्लोके द्यूतमुच्यते ।**
**प्राणिभिः क्रियते यस्तु स विज्ञेयः समाह्वयः ॥ २२३ ॥**

૨૨૩ નિર્જીવ વસ્તુઓથી એટલે પાસા, સોગઠાં વગેરેથી જે રમત રમવામાં આવે છે, તેને જગતમાં દ્યૂત કહે છે અને પ્રાણીઓવડે જે રમત રમવામાં આવે છે, એટલે પરસ્પર હારજિતપર સરતો કરીને કુકડાં, તેતર વગેરેને લડાવવામાં આવે છે, તેને **समाह्वय** કહે છે.

**द्यूतं समाह्वयं चैव यः कुर्यात्कारयेत वा ।**
**तान्सर्वान्घातयेद्राजा शूद्रांश्च द्विजलिङ्गिनः ॥ २२४ ॥**

૨૨૪ જેઓ દ્યૂતની અથવા તો સમાહ્વયની રમત રમે અથવા તો બીજાને રમાડે, તે બધાને તથા બ્રાહ્મણનો વેશ રાખનારા શૂદ્રોને રાજાએ શિક્ષા કરવી.

**कितवान्कुशीलवान् क्रूरान्पाषण्डस्थांश्च मानवान् ।**
**विकर्मस्थाञ्छौण्डिकांश्च क्षिप्रं निर्वासयेत्पुरात् ॥ २२५ ॥**

૨૨૫ જુગાર રમનારા, નૃત્ય ગાયન કરનારા, અત્યંત ભયંકર કર્મ કરનારા, પાખંડી ધર્મપાળનારા, શ્રુતિ સ્મૃતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા તથા કલાલનો ધંધો કરનારાઓને રાજાએ પોતાના દેશમાંથી એકદમ કાઢી મૂકવા.

**एते राष्ट्रे वर्तमाना राज्ञः प्रच्छन्नतस्कराः ।**
**विकर्मक्रियया नित्यं बाधन्ते भद्रिकाः प्रजाः ॥ २२६ ॥**

૨૨૬ કારણ કે ઉપર કહેલા છૂપા ચોરના જેવા પુરુષો રાજાના દેશમાં રહીને પોતાનાં દુરાચરણથી સદાચરણી પ્રજાને નિત્ય હેરાન કર્યા કરે છે.

**द्यूतमेतत्पुरा कल्पे दृष्टं वैरकरं महत् ।**
**तस्माद् द्यूतं न सेवेत हास्यार्थमपि बुद्धिमान् ॥ २२७ ॥**

૨૨૭ પૂર્વ કાળમાં દ્યૂતથી મોટું વૈર ઉત્પન્ન થયેલું જોવામાં આવ્યું છે, તે માટે બુદ્ધિમાન્ પુરુષે ગમ્મત માટે પણ દ્યૂત રમવું નહિ.

**प्रच्छन्नं वा प्रकाशं वा तन्निषेवेत यो नरः ।**
**तस्य दण्डविकल्पः स्याद्यथेष्टं नृपतेस्तथा ॥ २२८ ॥**

૨૨૮ જે કોઈ પુરુષ છૂપી રીતે અથવા તો જાહેર રીતે જુગાર રમે, તેને રાજાએ પોતાની ઇચ્છા પ્રમાણે શિક્ષા કરવી.

**क्षत्रविट्शूद्रयोनिस्तु दण्डं दातुमशक्नुवन् ।**
**आनृण्यं कर्मणा गच्छेद्विप्रो दद्याच्छनैः शनैः ॥ २२९ ॥**

૨૨૯ ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર જો દંડ આપવાને સમર્થ ન હોય તો તેણે મજુરી કરીને દંડનું કરજ વાળવું અને બ્રાહ્મણે તો ધીમે ધીમે કરજ વાળવું અર્થાત્ રાજાએ બ્રાહ્મણ પાસે મજુરી કરાવવી નહિ.

**स्त्रीबालोन्मत्तवृद्धानां दरिद्राणां च रोगिणाम् ।**
**शिफाविदलरज्ज्वाद्यैर्विदध्यान्नृपतिर्दमम् ॥ २३० ॥**

૨૩૦ સ્ત્રી, બાળક, ઉન્મત્ત, વૃદ્ધ, દરિદ્રી અને રોગી, આટલાને શિક્ષા કરવી હોય તો રાજાએ ચાબૂકથી, વાંસની સોટીથી અથવા તો દોરીથી શિક્ષા કરવી.

**ये नियुक्तास्तु कार्येषु हन्युः कार्याणि कार्यिणाम् ।**
**धनोष्मणा पच्यमानास्तान्निस्वान्कारयेन्नृपः ॥ २३१ ॥**

૨૩૧ રાજાએ જે કાર્યભારીઓને રાજ્ય કાર્યભારનું કામ સોંપેલું હોય, તે કાર્યભારીઓ ધનની ગરમીથી મદોન્મત્ત થઈ જઈને લોકોનાં કાર્યોને હાનિ પહોંચાડે તો રાજાએ તેઓની મિલકત છીનવી લેવી.

**कूटशासनकर्तॄंश्च प्रकृतीनां च दूषकान् ।**
**स्त्रीबालब्राह्मणघ्नांश्च हन्याद्द्विट्सेविनस्तथा ॥ २३२ ॥**

૨૩૨ રાજા તરફથી બનાવટી હુકમનામાઓ કરનારા, મંત્રીઓની વચ્ચે ટંટો કરાવનારા, સ્ત્રી, બાળક તથા બ્રાહ્મણની હત્યા કરનારા અને શત્રુઓને સેવનારા પુરુષોને રાજાએ શિક્ષા કરવી.

**तीरितं चानुशिष्टं च यत्र क्वचन यद्भवेत् ।**
**कृतं तद्धर्मतो विद्यान्न तद्भूयो निवर्तयेत् ॥ २३३ ॥**

૨૩૩ જે કાર્યનો શાસ્ત્રની વ્યવસ્થા પ્રમાણે દંડપર્યંત નિર્ણય કરવામાં આવ્યો હોય તથા જેની તપાસ કરીને અપરાધીને શિક્ષા કરવામાં આવી હોય, તેવાં કાર્યને ધર્મ પ્રમાણે સંપૂર્ણ થયું જાણવું અને તેની ફરીને તપાસ કરવી નહિ.

**अमात्याः प्राड्विवाको वा यत्कुर्युः कार्यमन्यथा ।**
**तत्स्वयं नृपतिः कुर्यात्तान्सहस्रं च दण्डयेत् ॥ २३४ ॥**

રાજાએ અપરાધીઓને શિક્ષા કરવી.

૨૩૪ અમાત્યો અથવા તો ન્યાયાધીશો જે કાર્યને (દાવાને) ઉલટી રીતે ચૂકવે, તેની રાજાએ પોતે તપાસ કરવી અને અમાત્યોનો કે ન્યાયાધીશોનો જો અપરાધ જણાય તો તેનો એક હજાર પણ દંડ કરવો.

**ब्रह्महा च सुरापश्च स्तेयी च गुरुतल्पगः ।**
**एते सर्वे पृथग्ज्ञेया महापातकिनो नराः ॥ २३५ ॥**

૨૩૫ બ્રહ્મહત્યારો, મદિરા પીનારો, ચોર અને ગુરુપત્ની સાથે ગમન કરનારો, આ સર્વે પુરુષોને મહાપાતકી જાણવા.

**चतुर्णामपि चैतेषां प्रायश्चित्तमकुर्वताम् ।**
**शारीरं धनसंयुक्तं दण्डं धर्म्यं प्रकल्पयेत् ॥ २३६ ॥**

૨૩૬ આ ચારેય મહાપાતકીઓ જો પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરે નહિ તો રાજાએ શાસ્ત્ર પ્રમાણે તેઓને શારીર શિક્ષા કરવી અને તેનો દંડ પણ લેવો.

**गुरुतल्पे भगः कार्यः सुरापाने सुराध्वजः ।**
**स्तेये च श्वपदं कार्यं ब्रह्महण्यशिरा पुमान् ॥ २३७ ॥**

૨૩૭ ગુરુપત્નીની સાથે ગમન કરનારા પુરુષના કપાળમાં ધગધગતા લોઢાથી ભગનું ચિહ્ન કરવું, મદિરાપાન કરનારા પુરુષના કપાળમાં કલાલની ધ્વજાનું ચિહ્ન કરવું, સુવર્ણની ચોરી કરનારા પુરુષના કપાળમાં કુતરાના પગનું ચિહ્ન કરવું અને બ્રહ્મહત્યા કરનારા પુરુષના કપાળમાં માથાવિનાનું ધડ આળેખવું.

**असंभोज्या ह्यसंयाज्या असंपाठ्याऽविवाहिनः ।**
**चरेयुः पृथिवीं दीनाः सर्वधर्मबहिष्कृताः ॥ २३८ ॥**

૨૩૮ એવા પુરુષોની સાથે કોઈએ જમવું નહિ, તેઓને યજ્ઞ કરાવવો નહિ, તેઓને વેદાદિ ભણાવવા નહિ, તેઓની સાથે વિવાહનો વ્યવહાર કરવો નહિ અને શ્રૌત તથા સ્માર્ત કર્મમાંથી બહાર કરવામાં આવેલા તેવા પુરુષોએ નિર્ધન સ્થિતિ હોવાથી ભીખ માંગીને દીનતાથી પૃથ્વીપર ભટકયા કરવું અર્થાત્ એક ઠેકાણે વાસ કરવો નહિ.

**ज्ञातिसंबन्धिभिस्त्वेते त्यक्तव्याः कृतलक्षणाः ।**
**निर्दया निर्नमस्कारास्तन्मनोरनुशासनम् ॥ २३९ ॥**

૨૩૯ જેઓના કપાળમાં ચિહ્ન કરવામાં આવ્યાં હોય તેવા મહાપાતકી પુરુષોનો, માતાપિતા તરફનાં સગા સંબંધીઓએ તથા જ્ઞાતિના લોકોએ ત્યાગ કરવો, તેમનાપર દયા કરવી નહિ, તેમ તેઓને નમસ્કાર પણ કરવા નહિ, આવી મનુની આજ્ઞા છે.

**प्रायश्चित्तं तु कुर्वाणाः सर्ववर्णा यथोदितम् ।**
**नाङ्क्या राज्ञा ललाटे स्युर्दाप्यास्तूत्तमसाहसम् ॥ २४० ॥**

૨૪૦ પરંતુ જે મહાપાતકીઓ પોતાના મહાપાપનું શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરે, તેવા સર્વે વર્ણોના લોકોના કપાળમાં રાજાએ ચિહ્ન કરવું નહિ, પરંતુ તેઓની પાસેથી એક હજાર પણ દંડ લેવો.

आगःसु ब्राह्मणैस्यव कार्यो मध्यमसाहसः ।
विवास्यो वा भवेद्राष्ट्रात्सद्रव्यः सपरिच्छदः ॥ २४१ ॥

૨૪૧ બ્રાહ્મણ જો ઉપર કહેલો કોઈ પણ અપરાધ કર્યા પછી તેનું પ્રાયશ્ચિત્ત કરે તો રાજાએ તેનો પાંચસો પણ દંડ કરવો, પરંતુ તે જો જાણી બુઝીને અપરાધ કરે તો રાજાએ તેને ધન તથા કુટુંબ સાથે દેશનિકાલ કરવો.

इतरे कृतवन्तस्तु पापान्येतान्यकामतः ।
सर्वस्वहारमर्हन्ति कामतस्तु प्रवासनम् ॥ २४२ ॥

૨૪૨ પરંતુ બીજા વર્ણના પુરુષો જો અજાણતાં અપરાધ કરે તો તેઓની સર્વ મિલકત ખુંચવી લેવી અને જાણી બુઝીને અપરાધ કરે તો તેઓને દેશનિકાલની શિક્ષા કરવી.

नाददीत नृपः साधुर्महापातकिनो धनम् ।
आददानस्तु तल्लोभात्तेन दोषेण लिप्यते ॥ २४३ ॥

૨૪૩ સદ્ગુણી રાજાએ મહાપાતકી પુરુષનું ધન લેવું નહિ. રાજા જો લોભને લીધે તેઓનું ધન લે છે તો તે પણ તેના દોષથી લેપાય છે.

अप्सु प्रवेश्य तं दण्डं वरुणायोपपादयेत् ।
श्रुतवृत्तोपपन्ने वा ब्राह्मणे प्रतिपादयेत् ॥ २४४ ॥

૨૪૪ પાતકી પુરુષના દંડને રાજાએ પાણીમાં નાંખીને વરુણ દેવને અર્પણ કરી દેવો અથવા તો વેદ શાસ્ત્ર ભણેલા સદાચારી બ્રાહ્મણને આપી દેવો.

ईशो दण्डस्य वरुणो राज्ञां दण्डधरो हि सः ।
ईशः सर्वस्य जगतो ब्राह्मणो वेदपारगः ॥ २४५ ॥

૨૪૫ પાતકી પુરુષના દંડનો સ્વામી વરુણ દેવ છે. કારણ કે તે રાજાઓને પણ દંડ દેનારો છે અને વેદમાં પારંગત એવો બ્રાહ્મણ આખા જગતનો સ્વામી ( પ્રભુ ) ગણાય છે.

यत्र वर्जयते राजा पापकृद्भ्यो धनागमम् ।
तत्र कालेन जायन्ते मानवा दीर्घजीविनः ॥ २४६ ॥

૨૪૬ જે દેશનો રાજા પાપીઓની પાસેથી દંડ લઇને તેનો પોતે ઉપ-

ચોગ કરતો નથી, તે દેશમાં મનુષ્યો સંપૂર્ણ સમયે જન્મે છે અને લાંબા વખત સૂધી જીવે છે.

**निष्पद्यन्ते च सस्यानि यथोप्तानि विशां पृथक् ।**
**बालाश्च न प्रमीयन्ते विकृतं न च जायते ॥ २४७ ॥**

૨૪૭ વળી તે દેશમાં ખેડુતોએ જે પ્રમાણે જૂદું જૂદું ધાન્ય વાવ્યું હોય તે પ્રમાણે નિપજે છે, નાની વયનાં બાળકો મરતાં નથી અને એક પણ પ્રાણી ખોડખાંપણવાળું જન્મતું નથી.

**ब्राह्मणान्बाधमानं तु कामादवरवर्णजम् ।**
**हन्याच्चित्रैर्वधोपायैरुद्वेजनकरैर्नृपः ॥ २४८ ॥**

૨૪૮ નીચ જાતનો પુરુષ જાણીજોઇને જો બ્રાહ્મણોને દુઃખ દેતો હોય તો રાજાએ ઉદ્વેગ ઉત્પન્ન કરનારા છેદન ભેદન વગેરે અનેક ઉપાયોથી તે પુરુષને મારી નાંખવો.

**यावानवध्यस्य वधे तावान्वध्यस्य मोक्षणे ।**
**अधर्मो नृपतेर्दृष्टो धर्मस्तु विनियच्छतः ॥ २४९ ॥**

૨૪૯ શિક્ષા નહિ કરવા ચોગ્ય પુરુષને શિક્ષા કરવાથી અને શિક્ષા કરવા ચોગ્ય પુરુષને છોડી મૂકવાથી રાજાને અધર્મ થાય છે. પરંતુ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શિક્ષા કરનારા રાજાને ધર્મનો લાભ થાય છે.

**उदितोऽयं विस्तरशो मिथो विवदमानयोः ।**
**अष्टादशसु मार्गेषु व्यवहारस्य निर्णयः ॥ २५० ॥**

૨૫૦ અઢાર પ્રકારના દાવાઓમાંથી હરકોઇ દાવાને માટે પરસ્પર વિવાદ કરનારા વાદીપ્રતિવાદીના દાવાનો વિસ્તારપૂર્વક નિર્ણય મેં તમને કહ્યો.

**एवं धर्म्याणि कार्याणि सम्यक्कुर्वन्महीपतिः ।**
**देशानलब्धांल्लिप्सेत लब्धांश्च परिपालयेत् ॥ २५१ ॥**

રાજાનું કર્તવ્ય.

૨૫૧ રાજાએ ઉપર કહ્યા પ્રમાણે સર્વ કાર્યોનો ધર્મ પ્રમાણે સારી રીતે નિર્ણય કરવો, નહિ મેળવેલા દેશોને મેળવવા અને મેળવેલા દેશોનું પરિપાલન કરવું.

**सम्यङ्निविष्टदेशस्तु कृतदुर्गश्च शास्त्रतः ।**
**कण्टकोद्धरणे नित्यमातिष्ठेद्यत्नमुत्तमम् ॥ २५२ ॥**

૨૫૨ જાંગલ આદિ દેશમાં સારી રીતે નિવાસ કરવો, શાસ્ત્ર પ્રમાણે રક્ષણ માટે કિલ્લાઓ બાંધવા અને ચોર વગેરે દુષ્ટ લોકોનો નાશ કરવા માટે નિત્ય મહાન્ પ્રયત્ન કરવો.

**रक्षणादार्यवृत्तानां कण्टकानां च शोधनात् ।**
**नरेंद्रास्त्रिदिवं यान्ति प्रजापालनतत्पराः ॥ २५३ ॥**

૨૫૩ પ્રજાનું પાલન કરવા માટે તત્પર રહેનારા રાજાઓ સદાચારી પુરુષોની રક્ષા કરવાથી અને દુષ્ટોને દંડ દેવાથી સ્વર્ગમાં જાય છે.

**अशासंस्तस्करान्यस्तु बलिं गृह्णाति पार्थिवः ।**
**तस्य प्रक्षुभ्यते राष्ट्रं स्वर्गाच्च परिहीयते ॥ २५४ ॥**

૨૫૪ પરંતુ જે રાજા ચોરને શિક્ષા કરતો નથી, પણ પ્રજાની પાસેથી કર લે છે તે રાજા ઉપર પ્રજા કોપ કરે છે અને તે રાજા સ્વર્ગલોકમાંથી ભ્રષ્ટ થાય છે અર્થાત્ તેનાં પુણ્યો નાશ પામે છે.

**निर्भयं तु भवेद्यस्य राष्ट्रं बाहुबलाश्रितम् ।**
**तस्य तद्वर्धते नित्यं सिच्यमान इव द्रुमः ॥ २५५ ॥**

૨૫૫ જે રાજાના બાહુબળના આશ્રયથી દેશ નિર્ભય થાય છે, તે રાજાનો દેશ પાણી પાયેલાં વૃક્ષની પેઠે નિત્ય વૃદ્ધિ પામે છે.

**द्विविधांस्तस्करान्विद्यात्परद्रव्यापहारकान् ।**
**प्रकाशांश्चाप्रकाशांश्च चारचक्षुर्महीपतिः ॥ २५६ ॥**

૨૫૬ પારકાનાં ધનને પડાવી લેનારા જાહેર અને છૂપા એમ બે પ્રકારના ચોર છે; તેને રાજાએ દૂતરૂપી દૃષ્ટિવડે જાણવા.

**प्रकाशवञ्चकास्तेषां नानापण्योपजीविनः ।**
**प्रच्छन्नवञ्चकास्त्वेते ये स्तेनाटविकादयः ॥ २५७ ॥**

૨૫૭ તેઓમાં જેઓ અનેક જાતના વ્યાપારપર આજીવિકા કરનારા છે તેઓ ખુલ્લા ચોર છે (અર્થાત્ ધોળે દિવસે ખોટાં તોલાં, માપ વગેરેથી ઓછો માલ આપીને લોકોને ઠગે છે) અને ચોરો તથા વનમાં વસનારા લુંટારાઓ છૂપા ચોર છે.

**उत्कोचकाश्चोपधिका वञ्चकाः कितवास्तथा ।**
**मङ्गलादेशवृत्ताश्च भद्राश्चेक्षणिकैः सह ॥ २५८ ॥**

असम्यक्कारिणश्चैव महामात्राश्चिकित्सकाः ।
शिल्पोपचारयुक्ताश्च निपुणाः पण्ययोषितः ॥ २५९ ॥
एवमादीन्विजानीयात्प्रकाशाँल्लोककण्टकान् ।
निगूढचारिणश्चान्याननार्यानार्यलिङ्गिनः ॥ २६० ॥

૨૫૮–૨૬૦ લાંચ લેનારા, રાજા વગેરેનો ભય બતાવીને પૈસા કઢાવનારા, ઠીમીયો કરનારા, ધૂતારા, જુગારીઓ, તને પુત્ર થશે, તને ધન મળશે, એમ મંગળકારક વાતો કહીને આજીવિકા કરનારા, ઉપરથી ધર્મિષ્ઠનો ડોળ ઘાલનારા પરંતુ છૂપા પાપીઓ, હાથની રેખા વગેરે જોઈને શુભાશુભ કહેનારા, રાજ કાર્યને બરાબર નહિ કરનારા મંત્રી, ન્યાયાધીશ વગેરે, ધૂર્તતાથી વૈદ્યકનો ધંધો કરનારા, પોતાનાં કાર્યોનાં વખાણ કરીને લોકોની પાસેથી ધન કઢાવનારા તથા બીજાને વશ કરવામાં કુશળ એવી વેશ્યાઓ વગેરે, જાહેર લોકોને ઠગનારા, લોકોમાં કંટક સમાન થઇ પડેલા ધૂતારાઓને રાજાએ દૂતો મારફત ઓળખી લેવા તથા બીજા છૂપી રીતે ફરનારા શૂદ્રો છતાં બ્રાહ્મણોનો વેશ ધારણ કરનારા લોકોને પણ દૂતોદ્વારા નજરમાં રાખવા.

तान्विदित्वा सुचरितैर्गूढैस्तत्कर्मकारिभिः ।
चारैश्चानेकसंस्थानैः प्रोत्साद्य वशमानयेत् ॥ २६१ ॥

૨૬૧ અનેક જાતના વેશ ધારણ કરનારા સદાચારી છૂપા દૂતો મારફત તથા ચોરના જેવો ધંધો કરનારા દૂતો મારફત ચોરોને ચોરી વગેરેના કાર્યોમાં પ્રવૃત્ત કરાવીને, પછી તેઓને પકડીને કેદ કરવા.

तेषां दोषानभिख्याप्य स्वे स्वे कर्मणि तत्त्वतः ।
कुर्वीत शासनं राजा सम्यक्सारापराधतः ॥ २६२ ॥

૨૬૨ અને તેઓએ જે જે અપરાધ કર્યાં હોય, તેઓને યથાર્થ રીતે જગતમાં જાહેર કરીને રાજાએ તેઓના અપરાધના પ્રમાણમાં તેઓને યથાર્થ શિક્ષા કરવી.

न हि दण्डादृते शक्यः कर्तुं पापविनिग्रहः ।
स्तेनानां पापबुद्धीनां निभृतं चरतां क्षितौ ॥ २६३ ॥

૨૬૩ દુષ્ટ મનના ચોરો પૃથ્વીપર છાનામાના ભટકયા કરે છે, માટે શિક્ષા કર્યાં વિના તે પાપીઓને તાબે કરી શકાતા નથી.

**सभाप्रपापूपशालावेशमद्यान्नविक्रयाः ।**
**चतुष्पथाश्चैत्यवृक्षाः समाजाः प्रेक्षणानि च ॥ २६४ ॥**
**जीर्णोद्यानान्यरण्यानि कारुकावेशनानि च ।**
**शून्यानि चाप्यगाराणि वनान्युपवनानि च ॥ २६५ ॥**
**एवंविधान्नृपो देशान्गुल्मैः स्थावरजङ्गमैः ।**
**तस्करप्रतिषेधार्थं चारैश्चाप्यनुचारयेत् ॥ २६६ ॥**

૨૬૪–૨૬૬ સભા (નગરમાં અથવા તો ગામમાં લોકોને એકઠા મળીને બેસવાની જગ્યા), પાણીનું પરબ, મીઠાઇની દુકાનો, વેશ્યાઓનાં ઘર, દારુનાં પીઠાં, વીસીઓ, ચૌટાઓ, પ્રસિદ્ધ વૃક્ષો, સમાજો, નૃત્ય, ગીત તથા નાટકશાળાઓ, જૂના બાગ બગીચાઓ, અરણ્યો, કારીગરોનાં ઘરો, ઉજ્જડ ઘરો, વનો, ઉપવનો વગેરે સ્થાનોની રાજાએ ચોરીનો ધંધો અટકાવવા માટે એક જગ્યાપર રહેનારાં તથા ફરતા ફરનારાં થાણાંઓ મારફતે અને દૂતો મારફતે તપાસ રખાવવી.

**तत्सहायैरनुगतैर्नानाकर्मप्रवेदिभिः ।**
**विद्यादुत्सादयेच्चैव निपुणैः पूर्वतस्करैः ॥ २६७ ॥**

૨૬૭ ચોરોને સહાયતા કરનારા, તેઓના જેવું આચરણ કરનારા, ચોરોનાં અનેક કર્મને જાણનારા તથા પ્રથમ ચોરીનો ધંધો કરનારા કુશળ દૂતોદ્વારા ચોરોને જાણ્યા પછી તેઓને કેદ કરવા.

**भक्ष्यभोज्योपदेशैश्च ब्राह्मणानां च दर्शनैः ।**
**शौर्यकर्मापदेशैश्च कुर्युस्तेषां समागमम् ॥ २६८ ॥**

૨૬૮ પ્રથમ ચોરીનો ધંધો કરનારા પણ પાછળથી દૂત થયેલા પુરુષોએ ભોજનનું નિમંત્રણ આપીને, ઉત્તમ સિદ્ધિવાળા બ્રાહ્મણોનાં દર્શનનું મિષ બતાવીને તથા શૌર્ય ભરેલાં કર્મ દેખાડવાનું બહાનું કાઢીને ચોરોને એકઠા કરવા.

**ये तत्र नोपसर्पेयुर्मूलप्रणिहिताश्च ये ।**
**तान्प्रसह्य नृपो हन्यात्समित्रज्ञातिबान्धवान् ॥ २६९ ॥**

૨૬૯ જે ચોરો કેદ થઇ જવાની શંકાથી આવે નહિ તથા રાજાના છૂપા દૂતોની સાથે સાવધાનપણાથી સોબત કરે નહિ, તેવા ચોરોને રાજાએ છૂપા

દૂતોદ્વારા ઓળખી કાઢીને બળપૂર્વક કેદ કરી, મિત્રો, નાતિલાઓ અને આંધવોની સાથે મારી નંખાવવા.

**न होढेन विना चौरं घातयेद्धार्मिको नृपः ।**
**सहोढं सोपकरणं घातयेदविचारयन् ॥ २७० ॥**

૨૭૦ ધાર્મિક રાજાએ ચોરેલા માલ મુદ્દા વિના ચોરને શિક્ષા કરવી નહિ. પરંતુ ચોરેલો માલ અને ચોરી કરવાનાં ગણેશીયા વગેરે સાધનો મળી આવે તો રાજાએ વિચાર કર્યા વગર ચોરને શિક્ષા કરવી.

**ग्रामेष्वपि च ये केचिच्चौराणां भक्तदायकाः ।**
**भाण्डावकाशदाश्चैव सर्वांस्तानपि घातयेत् ॥ २७१ ॥**

૨૭૧ ગામોમાં પણ જે કોઇ ચોરોને ઓળખ્યા છતાં તેઓને ખાવાનું આપે તથા ચોરી કરવાનો સામાન પૂરો પાડે અને ઉતારો આપે, તે સર્વેને પણ રાજાએ મરાવી નંખાવવા.

**राष्ट्रेषु रक्षाधिकृतान्सामन्तांश्चैव चोदितान् ।**
**अभ्याघातेषु मध्यस्थाञ्छिष्याच्चौरानिव द्रुतम् ॥ २७२ ॥**

૨૭૨ ચોરો ધાડું પાડે ત્યારે રાજાએ દેશ ઉપર અને સીમાડા ઉપર, રક્ષા કરવા માટે નિમેલા અધિકારી પુરુષો જો તટસ્થ રહે તો તેઓને પણ રાજાએ તુરત ચોરોના જેવી જ શિક્ષા કરવી.

**यश्चापि धर्मसमयात्प्रच्युतो धर्मजीवनः ।**
**दण्डेनैव तमप्योषेत्स्वकाद्धर्माद्धि विच्युतम् ॥ २७३ ॥**

૨૭૩ દાન લઇને તથા યજ્ઞ યાગ કરાવીને આજીવિકા કરનારો બ્રાહ્મણ ધર્મમર્યાદામાંથી ભ્રષ્ટ થાય તો સ્વધર્મમાંથી ભ્રષ્ટ થયેલા તે બ્રાહ્મણને પણ રાજાએ શિક્ષા કરીને જ સંતાપવો.

**ग्रामघाते हिताभङ्गे पथि मोषाभिदर्शने ।**
**शक्तितो नाभिधावन्तो निर्वास्याः सपरिच्छदाः ॥ २७४ ॥**

૨૭૪ ચોર લોકો ગામ ઉપર ધાડું પાડીને તેને લુંટતા હોય ત્યારે, કોઈ પાણીની પાજનો નાશ કરતો હોય ત્યારે, માર્ગમાં ચોરી કરવા જતા ચોર નજરે પડે ત્યારે, રક્ષણ કરવા માટે નિમેલા સીપાઇઓ શક્તિ પ્રમાણે,

અપરાધીઓને પકડવા માટે જો દોડધામ કરે નહિ તો રાજાએ તેઓનો સર-સામાન ખુંચવી લઇને તેઓને દેશ નિકાલ કરવા.

**राज्ञः कोशापहर्तॄंश्च प्रतिकूलेषु च स्थितान् ।**
**घातयेद्विविधैर्दण्डैररीणां चोपजापकान् ॥ २७५ ॥**

૨૭૫ રાજાના ખજાનામાં ચોરી કરનારા, રાજાની આજ્ઞાનો ભંગ કરનારા તથા શત્રુઓને પોતાના રાજાની સામે ઉશ્કેરનારા પુરુષોના રાજાએ હાથ પગ કાપી નંખાવવા, વગેરે અનેક જાતની ભયંકર શિક્ષા કરીને મારી નાંખવા.

**संधिं छित्त्वा तु ये चौर्यं रात्रौ कुर्वन्ति तस्कराः ।**
**तेषां छित्त्वा नृपो हस्तौ तीक्ष्णे शूले निवेशयेत् ॥ २७६ ॥**

૨૭૬ જે ચોરો રાત્રિએ ઘર ફાડીને ચોરી કરે, તે ચોરોના રાજાએ હાથ પગ કપાવીને તેઓને અણીદાર શૂળીપર ચઢાવી દેવા.

**अंगुलीर्ग्रन्थिभेदस्य छेदयेत्प्रथमे ग्रहे ।**
**द्वितीये हस्तचरणौ तृतीये वधमर्हति ॥ २७७ ॥**

૨૭૭ ગંઠી ચોરનો પ્રથમ જ જો અપરાધ હોય તો તેની આંગળીઓ અને બીજીવારનો અપરાધ હોય તો હાથ પગ કપાવી નાંખવા અને જો ત્રીજીવાર અપરાધ કરે તો તેને વધની શિક્ષા કરવી.

**अग्निदान्भक्तदांश्चैव तथा शस्त्रावकाशदान् ।**
**संनिधातॄंश्च मोषस्य हन्याच्चौरमिवेश्वरः ॥ २७८ ॥**

૨૭૮ જેઓ ચોરોને અગ્નિ, ભોજન, શસ્ત્ર અને રહેવાને માટે સ્થાન આપે તથા ચોરીનો માલ પોતાની પાસે રાખે, તેઓને રાજાએ ચોરની પેઠે શિક્ષા કરવી.

**तडागभेदकं हन्यादप्सु शुद्धवधेन वा ।**
**यद्वापि प्रतिसंस्कुर्याद्दाप्यस्तूत्तमसाहसम् ॥ २७९ ॥**

૨૭૯ જે તળાવને ભાંગી ફોડી નાંખે, તેને પાણીમાં ડુબાડીને અથવા તો બીજી કોઇ પણ શુદ્ધ રીતથી મારી નાંખવો. અથવા તો તેની પાસે તળાવને ફરીથી બંધાવવું અને તેનો એક હજાર પણ દંડ કરવો.

**कोष्ठागारायुधागारदेवतागारभेदकान् ।**
**हस्त्यश्वरथहर्तॄंश्च हन्यादेवाविचारयन् ॥ २८० ॥**

૨૮૦ રાજાના ધાન્યાગારને એટલે કોઠારને, શસ્ત્રશાળાને તથા દેવ-મંદિરને તોડી નાંખનારાને તથા હાથી, ઘોડાઓ અને રથો ચોરનારાઓને રાજાએ વિચાર કર્યા વિના જ મારી નાંખવા.

**यस्तु पूर्वनिविष्टस्य तडागस्योदकं हरेत् ।**
**आगमं वाप्यपां भिद्यात्स दाप्यः पूर्वसाहसम् ॥ २८१ ॥**

૨૮૧ જે પુરુષ પ્રજાને પાણી પીવા માટે બંધાવેલા સાર્વજનિક તળાવનાં પાણીનો પોતે એકલો જ ઉપયોગ કરે અથવા તો સેતુ વગેરે બાંધીને પાણીના પ્રવાહને અટકાવે, તેનો અઢીસો પણ દંડ કરવો.

**समुत्सृजेद्राजमार्गे यस्त्वमेध्यमनापदि ।**
**स द्वौ कार्षापणौ दद्यादमेध्यं चाशु शोधयेत् ॥ २८२ ॥**

૨૮૨ હરકોઈ માણસ પોતે સાજો સારો હોવા છતાં રાજમાર્ગો (જાહેર રસ્તાઓ) ઉપર નરક વગેરે અપવિત્ર પદાર્થ નાંખે, તેના બે કાર્ષાપણ દંડ કરવા અને તુરત તે અપવિત્ર વસ્તુ તેની પાસે ઉપડાવીને તે જગ્યાને શુદ્ધ કરાવવી.

**आपद्गतोऽथवा वृद्धो गर्भिणी बाल एव वा ।**
**परिभाषणमर्हन्ति तच्च शोध्यमिति स्थितिः ॥ २८३ ॥**

૨૮૩ પરંતુ રોગી, ઘરડો, ગર્ભવતી સ્ત્રી, અથવા તો બાળકે નરક વગેરે નાંખ્યું હોય તો તેઓને શિક્ષા કરવી નહિ, પણ તેઓને ફરીને ગંદવાડ નહિ કરવા માટે કહેવું અને તે નરક ઉપડાવીને તે જગ્યાને શુદ્ધ કરાવવી, આવી વ્યવહારશાસ્ત્રની મર્યાદા છે.

**चिकित्सकानां सर्वेषां मिथ्या प्रचरतां दमः ।**
**अमानुषेषु प्रथमो मानुषेषु तु मध्यमः ॥ २८४ ॥**

૨૮૪ કાયચિકિત્સકો, શલ્યચિકિત્સકો વગેરે સર્વ જાતના ચિકિત્સકો–વૈદ્યો જો વિપરીત ચિકિત્સા (ઉલટું વૈદું) કરતા હોય તો તેઓને પણ રાજાએ શિક્ષા કરવી. તેમાં ગાય, ઘોડા વગેરે પશુનું ઉલટું વૈદું કરનારાને અઢીસો પણ દંડ કરવા અને મનુષ્યોનું ઉલટું વૈદું કરનારાને પાંચસો પણ દંડ કરવા.

**संक्रमध्वजयष्टीनां प्रतिमानां च भेदकः ।**
**प्रतिकुर्याच्च तत्सर्वं पञ्च दद्याच्छतानि च ॥ २८५ ॥**

૨૮૫ નદી ઉપરના પત્થરના, લોઢાના કે લાકડાના પુલો, રાજમહેલના બારણાપર ઉભી કરેલી ધ્વજાઓ, લાકડીઓ તથા પત્થરની મૂર્તિઓને ભાંગ-

નારાએ પાંચસો પણ દંડ આપવો અને ભાંગી તોડી નાંખેલી સર્વ વસ્તુને પાછી નવી કરાવી આપવી.

अदूषितानां द्रव्याणां दूषणे भेदने तथा ।
मणीनामपवेधे च दण्डः प्रथमसाहसः ॥ २८६ ॥

૨૮૬ દોષરહિત ચોખ્ખા પદાર્થોમાં બીજા પદાર્થો ભેળીને તેઓને દૂષિત કરે, મણિ, માણિક્ય વગેરે પદાર્થોને વિંધતી વેળાએ ભાંગી નાંખે અથવા તો અયોગ્ય ઠેકાણે વિંધી નાખે તો તેનો અઢીસો પણ દંડ કરવો.

समैर्हि विषमं यस्तु चरेद्वै मूल्यतोऽपि वा ।
समाप्नुयाद्दमं पूर्वं नरो मध्यममेव वा ॥ २८७ ॥

૨૮૭ જે પુરુષ સમાન કિંમતની વસ્તુ આપીને તેના બદલામાં વધારે કિંમતની અથવા તો થોડી કિંમતની વસ્તુ લે છે, તે પુરુષ વસ્તુના પ્રમાણમાં અઢીસો અથવા તો પાંચસો પણના દંડને યોગ્ય થાય છે.

बन्धनानि च सर्वाणि राजा मार्गे निवेशयेत् ।
दुःखिता यत्र दृश्येरन्विकृताः पापकारिणः ॥ २८८ ॥

૨૮૮ રાજાએ સર્વે કેદખાનાઓ રાજમાર્ગ ઉપર બાંધવાં, કે જેમાં દુઃખ ભોગવતા તથા હાથ પગ વિનાના હોવાથી ભયંકર દેખાવના અપરાધીઓ લોકોના જોવામાં આવે.

प्राकारस्य च भेत्तारं परिखाणां च पूरकम् ।
द्वाराणां चैव भङ्क्तारं क्षिप्रमेव प्रवासयेत् ॥ २८९ ॥

૨૮૯ રાજમહેલ તથા નગર વગેરેના કિલ્લાઓને તોડી પાડનારાઓને, ખાઇઓને પૂરી નાખનારાઓને અને રાજમહેલના તથા નગરોના દરવાજાઓને તોડી પાડનારાઓને રાજાએ તુરત જ દેશનિકાલ કરવા.

अभिचारेषु सर्वेषु कर्तव्यो द्विशतो दमः ।
मूलकर्माणि चानाप्तेः कृत्यासु विविधासु च ॥ २९० ॥

૨૯૦ સર્વ જાતના અભિચારો (મરણના ઉપાયો) માં, માતાપિતા અને ભાર્યા વિના બીજાઓએ પૈસા કઢાવવા માટે કરેલાં વશીકરણોમાં તથા અનેક જાતનાં ઉચ્ચાટનોમાં જો મનુષ્યનું મરણ ન થયું હોય તો અપરાધીનો બસો પણ દંડ કરવો.

अबीजविक्रयी चैव बीजोत्कृष्टं तथैव च ।
मर्यादाभेदकश्चैव विकृतं प्राप्नुयाद्वधम् ॥ २९१ ॥

૨૯૧ જે પુરુષ ઉગી નહિ શકે તેવાં બીજને બીજ તરિકે વેચે, જે પુરુષ વાવેતર માટે સારાં બીજ સાથે હલકાં બીજ ભેળવીને વેચે તથા જે ગ્રામ અને નગરના સીમાડાનો ભંગ કરે, તે પુરુષના હાથ, પગ, નાસિકા વગેરે અવયવો કાપીને તેને વિરૂપ કરવા.

**सर्वकण्टकपापिष्ठं हेमकारं तु पार्थिवः ।**
**प्रवर्तमानमन्याये छेदयेल्लवशः क्षुरैः ॥ २९२ ॥**

૨૯૨ સર્વે ચોરોમાં મહાપાપી ગણાતો સોની જો અન્યાયથી વર્તે એટલે સુવર્ણની ચોરી કરે તો રાજાએ સજૈયાથી તેના શરીરના કટકા કરાવવા.

**सीताद्रव्यापहरणे शस्त्राणामौषधस्य च ।**
**कालमासाद्य कार्यं च राजा दण्डं प्रकल्पयेत् ॥ २९३ ॥**

૨૯૩ ખેતીવાડીનાં હળ, કોદાળી વગેરે ઓજારોની, શસ્ત્રોની તથા ઔષધિઓની કોઈ ચોરી કરે તો રાજાએ સમયનો તથા પ્રયોજનનો વિચાર કરીને અપરાધીને શિક્ષા કરવી. જેમકે ખેતર ખેડવાનો સમય હોય તે વખતે હળ કોદાળી વગેરે કોઇ ચોરી જાય તો તેનો વિશેષ દંડ કરવો અને આડે દહાડે ચોરી જાય તો કંઈક ઉતરતા પ્રકારનો દંડ કરવો. યુદ્ધ સમયે શસ્ત્રોની ચોરી કરે અને રોગીને ઔષધિ આપવાની હોય તે સમયે ઔષધિની ચોરી કરે તો તેના પ્રમાણમાં અને આડે વખતે ચોરી કરે તો તેના પ્રમાણમાં દંડ કરવો.

**स्वाम्यमात्यौ पुरं राष्ट्रं कोशदण्डौ सुहृत्तथा ।**
**सप्त प्रकृतयो ह्येताः सप्ताङ्गं राज्यमुच्यते ॥ २९४ ॥**

૨૯૪ અમાત્ય (મંત્રી વગેરે) રાજધાનીનું નગર, દેશ, ખજાનો, દંડ, (હાથી, ઘોડા, રથ અને પાળાઓ) તથા મિત્ર (ત્રણ પ્રકારના મિત્રો સાતમા અધ્યાયમાં કહી ગયા છીએ તે), આ સાત રાજની પ્રકૃતિ કહેવાય છે અને તે પરથી રાજ્ય સાત અંગવાળું કહેવાય છે.

**सप्तानां प्रकृतीनां तु राज्यस्यासां यथाक्रमम् ।**
**पूर्वं पूर्वं गुरुतरं जानीयाद्व्यसनं महत् ॥ २९५ ॥**

* ૨૯૫ રાજ્યની જે સાત પ્રકૃતિઓ કહી, તેઓમાં ક્રમવાર પૂર્વ

---

* મિત્ર કરતાં સૈન્ય ઉત્તમ ગણાય છે, માટે જો સૈન્ય સંકટમાં આવી પડ્યું હોય તો મિત્ર પણ બગડી બેસે છે. સૈન્યના કરતાં ખજાનો ઉત્તમ ગણાય છે. જો ખજાનો જ ખાલી થઈ ગયો હોય તો પછી સૈન્ય પણ પગાર નહિ મળવાથી

પૂર્વની પ્રકૃતિ, પછી પછીની પ્રકૃતિ કરતાં શ્રેષ્ઠ છે. માટે પૂર્વપૂર્વનાં અંગને જો હાનિ પહોંચે છે તો પછી પછીનાં અંગને મોટું દુઃખ આવી પડે છે.

**सप्ताङ्गस्येह राज्यस्य विष्टब्धस्य त्रिदण्डवत् ।**
**अन्योन्यगुणवैशेष्यान्न किंचिदतिरिच्यते ॥ २९६ ॥**

૨૯૬ ત્રણ દંડો જેમ એકબીજાને આધારે ટકી રહે છે, તેમ સાત અંગવાળું રાજ્ય પણ પ્રત્યેક અંગને આધારે ટકી રહે છે. પ્રત્યેક અંગ પોતપોતાના વિષયમાં વિશેષ ગુણવાળું હોવાથી કોઇપણ અંગ (બીજા અંગ કરતાં) શ્રેષ્ઠ નથી અર્થાત્ બધાં અંગો સરખાં છે.

**तेषु तेषु तु कृत्येषु तत्तदङ्गं विशिष्यते ।**
**येन यत्साध्यते कार्यं तत्तस्मिञ्श्रेष्ठमुच्यते ॥ २९७ ॥**

૨૯૭ અમુક કાર્યો કરવામાં અમુક અંગ શ્રેષ્ઠ ગણાય છે અર્થાત્ બીજા અંગથી તે કાર્ય થઇ શકતું નથી. જે અંગથી જે સિદ્ધ થાય છે, તે કાર્યમાં તે અંગ શ્રેષ્ઠ ગણાય છે.

**चारेणोत्साहयोगेन क्रिययैव च कर्मणाम् ।**
**स्वशक्तिं परशक्तिं च नित्यं विद्यान्महीपतिः ॥ २९८ ॥**

૨૯૮ રાજાએ નિત્ય દૂતો મારફતે સેનાને ઉત્સાહ આપીને તથા ક્રિયાઓ કરી બતાવીને પોતાની તથા શત્રુની શક્તિને જાણી લેવી.

**पीडनानि च सर्वाणि व्यसनानि तथैव च ।**
**आरभेत ततः कार्यं संचिन्त्य गुरुलाघवम् ॥ २९९ ॥**

૨૯૯ પોતાના દેશમાં તથા શત્રુના દેશમાં ઉભી થયેલી સર્વ જાતની મારામારીઓ અને દુઃખો નાના સ્વરૂપમાં છે કે મોટા સ્વરૂપમાં છે, તેનો બરાબર વિચાર કર્યા પછી સંધિ, વિગ્રહ વગેરે ઉપાયો યોજવા.

---

રાજાને છોડી જાય છે. ખજાના કરતાં દેશ ઉત્તમ ગણાય છે. જો દેશમાં સારી નિપજ થઈ હોય તો ખજાનો તર રહે છે; નહિ તો ખજાનો નાશ પામે છે. દેશનાં કરતાં રાજધાની નગર શ્રેષ્ઠ ગણાય છે. કારણ કે રાજધાનીના કિલ્લામાં જો અનાજ, પાણી, લાકડાં, ખડ વગેરેનું રક્ષણ થાય છે તો તેના દેશની રક્ષા થાય છે. રાજધાની કરતાં અમાત્ય ઉત્તમ ગણાય છે. જો અમાત્યનો નાશ થાય છે તો રાજ્યનાં સર્વ અંગો વિકળ થઇ પડે છે. અમાત્ય કરતાં પણ રાજા શ્રેષ્ઠ ગણાય છે. જો રાજા મરણ પામે છે તો બાકીનાં બધાં અંગોનો પણ નાશ થાય છે. માટે સાત પ્રકૃતિમાંની પહેલી પહેલી પ્રકૃતિની પ્રયત્નપૂર્વક રક્ષા કરવી.

**आरभेतैव कर्माणि श्रान्तः श्रान्तः पुनः पुनः ।**
**कर्माण्यारभमाणं हि पुरुषं श्रीर्निषेवते ॥ ३०० ॥**

૩૦૦ પરિશ્રમથી થાકી ગયા છતાં પણ રાજાએ વારંવાર પોતાના રાજ્યના અભ્યુદય માટે અને શત્રુના રાજ્યના નાશ માટે કાર્યો ચાલુ જ રાખવાં. કારણ કે કર્મો કરનારા પુરુષને લક્ષ્મી સેવે છે.

**कृतं त्रेतायुगं चैव द्वापरं कलिरेव च ।**
**राज्ञो वृत्तानि सर्वाणि राजा हि युगमुच्यते ॥ ३०१ ॥**

૩૦૧ સત્યયુગ, દ્વાપરયુગ, ત્રેતાયુગ અને કળિયુગ, આ સર્વે યુગો રાજાના કાર્ય ઉપર આધાર રાખે છે. કારણ કે રાજા જ સારાનરસા સમયનું કારણ છે.

**कलिः प्रसुप्तो भवति सजाग्रद्द्वापरं युगम् ।**
**कर्मस्वभ्युद्यतस्त्रेता विचरंस्तु कृतं युगम् ॥ ३०२ ॥**

૩૦૨ રાજા જ્યારે આળસ, અજ્ઞાન અને ઉંઘમાં પોતાનું રાજ્ય ચલાવે ત્યારે કળિયુગ જાણવો, જ્યારે સાવધાન થઈને રાજ્ય ચલાવે ત્યારે દ્વાપરયુગ જાણવો, જ્યારે પોતાનાં કાર્યોને માટે તત્પર થાય ત્યારે ત્રેતાયુગ જાણવો અને જ્યારે શાસ્ત્રાનુસાર કર્મો કરવા માંડે ત્યારે સત્યયુગ જાણવો. (ઐતરેય બ્રાહ્મણમાં ઇન્દ્રે શુનઃશેપને આ પ્રમાણે ઉપદેશ કર્યો છે.

**इन्द्रस्यार्कस्य वायोश्च यमस्य वरुणस्य च ।**
**चन्द्रस्याग्नेः पृथिव्याश्च तेजोवृतं नृपश्चरेत् ॥ ३०३ ॥**

૩૦૩ રાજાએ इंद्र, सूर्य, वायु, यम, वरुण, चंद्र, अग्नि અને પૃથ્વીનાં શૌર્યવાળાં આચરણ પ્રમાણે વર્તવું.

**वार्षिकांश्चतुरो मासान्यथेन्द्रोऽभिप्रवर्षति ।**
**तथाभिवर्षेत्स्वं राष्ट्रं कामैरिन्द्रव्रतं चरन् ॥ ३०४ ॥**

૩૦૪ इंद्र જેમ વર્ષમાં ચાર મહિના પાણી વરસીને પ્રજાની કામનાને પૂર્ણ કરે છે, તેમ રાજાએ પણ ઇંદ્રની પેઠે આચરણ કરીને પોતાના દેશની પ્રજાની સર્વ કામનાઓને પૂરી પાડવી.

**अष्टौ मासान्यथादित्यस्तोयं हरति रश्मिभिः ।**
**तथा हरेत्करं राष्ट्रान्नित्यमर्कव्रतं हि तत् ॥ ३०५ ॥**

૩૦૫ સૂર્ય જેમ વર્ષના આઠ મહિના કિરણોદ્વારા પૃથ્વીમાંથી પાણીને ચુસી લે છે, તેમ રાજાએ પણ સૂર્યની પેઠે વર્તીને પ્રજાને દુઃખ દીધા વિના તેની પાસેથી ઘટતો કર લેવો.

**प्रविश्य सर्वभूतानि यथा चरति मारुतः ।**
**तथा चारैः प्रवेष्टव्यं व्रतमेतद्धि मारुतम् ॥ ३०६ ॥**

૩૦૬ પ્રાણ વાયુ જેમ સર્વ પ્રાણીઓમાં પ્રવેશ કરીને રહે છે, તેમ રાજાએ પણ પોતાના દૂતોદ્વારા પવનની પેઠે સર્વ ઠેકાણે પ્રવેશ કરવો અર્થાત્ સર્વ જાતની ખબરો મેળવવી.

**यथा यमः प्रियद्वेष्यौ प्राप्ते काले नियच्छति ।**
**तथा राज्ञा नियन्तव्याः प्रजास्तद्धि यमव्रतम् ॥ ३०७ ॥**

૩૦૭ યમરાજા જેમ સમયપર મિત્રને અને શત્રુને બન્નેને શિક્ષા કરે છે, તેમ રાજાએ પણ યમરાજાના જેવું વ્રત ધારણ કરીને સર્વ પ્રજાને નિયમમાં રાખવી.

**वरुणेन यथा पाशैर्बद्ध एवाभिदृश्यते ।**
**तथा पापान्निगृह्णीयाद्व्रतमेतद्धि वारुणम् ॥ ३०८ ॥**

૩૦૮ વરુણ જેમ અપરાધીને પોતાની પાશોથી બાંધી લે છે, તેમ રાજાએ પણ વરુણની પેઠે વર્તીને પાપીઓને કેદ કરવા.

**परिपूर्णं यथा चन्द्रं दृष्ट्वा हृष्यन्ति मानवाः ।**
**तया प्रकृतयो यस्मिन्स चान्द्रव्रतिको नृपः ॥ ३०९ ॥**

૩૦૯ મનુષ્યો જેમ પુનેમના પરિપૂર્ણ ચંદ્રને જોઇને પ્રસન્ન થાય છે, તેમ પ્રકૃતિમંડળ જે રાજાને જોઇને પ્રસન્ન થાય છે, તે રાજાને ચંદ્રમાની પેઠે વર્તનારો જાણવો.

**प्रतापयुक्तस्तेजस्वी नित्यं स्यात्पापकर्मसु ।**
**दुष्टसामन्तहिंस्रश्च तदाग्नेयं व्रतं स्मृतम् ॥ ३१० ॥**

૩૧૦ રાજાએ અપરાધીઓને નિત્ય શિક્ષા કરીને પ્રતાપ બેસાડવો તથા તેજસ્વી થવું અને દુષ્ટ મંત્રીઓને મારી નાંખવા. આ રાજાનું અગ્નિના જેવું આચરણ સમજવું.

यथा सर्वाणि भूतानि धरा धारयते समम् ।
तथा सर्वाणि भूतानि बिभ्रतः पार्थिवं व्रतम् ॥ ३११ ॥

૩૧૧ પૃથ્વી જેમ સર્વ પ્રાણીને સરખી રીતે ધારણ કરે છે, તેમ રાજાએ પણ પૃથ્વીની પેઠે સર્વે પ્રાણીઓનું સમાન રીતે પોષણ કરવું.

एतैरुपायैरन्यैश्च युक्तो नित्यमतन्द्रितः ।
स्तेनान्राजा निगृह्णीयात्स्वराष्ट्रे पर एव च ॥ ३१२ ॥

૩૧૨ રાજાએ નિત્ય ઉપર કહેલા ઉપાયોનો તથા બીજા ઉપાયોનો ઉપયોગ કરવો અને સાવધાન થઇને પોતાના દેશના તથા પરદેશના ચોરોને શિક્ષા કરવી.

परामप्यापदं प्राप्तो ब्राह्मणान्न प्रकोपयेत् ।
ते ह्येनं कुपिता हन्युः सद्यः सबलवाहनम् ॥ ३१३ ॥

૩૧૩ ખજાનો વગેરે ખુટી જવાથી રાજા આફતમાં આવી પડ્યો હોય, તો પણ તેણે બ્રાહ્મણોને કોપાવવા નહિ. જો બ્રાહ્મણો કોપે છે તો તેઓ શાપ આપી રાજાનો તેની સેના તથા વાહનો સાથે તુરત નાશ કરે છે.

यैः कृतः सर्वभक्ष्योऽग्निरपेयश्च महोदधिः ।
क्षयी चाप्यायितः सोमः को न नश्येत्प्रकोप्य तान् ॥३१४॥

૩૧૪ જે બ્રાહ્મણોએ અગ્નિને સર્વભક્ષી (સર્વ વસ્તુને ખાઇ જનારો) કર્યો છે, જેઓએ મહાસાગરને અપેય એટલે ખારો કર્યો છે અને જેઓએ ચંદ્રને ક્ષયરોગવાળો કરીને પાછો પૂર્ણકળાવાળો કર્યો છે, તે બ્રાહ્મણોને કોપાવીને કોણ નાશ ન પામે?

लोकानन्यान्सृजेयुर्ये लोकपालांश्च कोपिताः ।
देवान्कुर्युरदेवांश्च कः क्षिण्वंस्तान्समृध्नुयात् ॥ ३१५ ॥

૩૧૫ જે બ્રાહ્મણો કોપાયમાન થવાથી નવા લોકોને અને નવા લોકપાળોને ઉત્પન્ન કરે છે તથા દેવોને શાપ આપીને મનુષ્યો બનાવી દે છે તેવા બ્રાહ્મણોને દુઃખ દઇને કોણ સંપત્તિ મેળવે?

यानुपाश्रित्य तिष्ठन्ति लोका देवाश्च सर्वदा ।
ब्रह्म चैव धनं येषां को हिंस्यात्ताञ्जिजीविषुः ॥ ३१६ ॥

૩૧૬ સ્વર્ગાદિક લોકો અને દેવતાઓ સર્વદા જેઓનો આશ્રય કરીને ટકી રહ્યા છે અને વેદ જેઓનું ધન છે તે બ્રાહ્મણોને જીવવાની ઇચ્છાવાળો કયો પુરુષ હણે?

**अविद्वांश्चैव विद्वांश्च ब्राह्मणो दैवतं महत् ।**
**प्रणीतश्चाप्रणीतश्च यथाग्निर्दैवतं महत् ॥ ३१७ ॥**

૩૧૭ અગ્નિને જેમ વેદમંત્રથી પ્રકટ કર્યો હોય કે બીજી રીતે પ્રગટ કર્યો હોય, તો પણ તે જેમ મહાન્ દૈવત ગણાય છે તેમ બ્રાહ્મણ વિદ્વાન્ હોય કે અવિદ્વાન્ હોય, તો પણ તે મહાન્ દૈવત ગણાય છે.

**स्मशानेष्वपि तेजस्वी पावको नैव दुष्यति ।**
**हूयमानश्च यज्ञेषु भूय एवाभिवर्धते ॥ ३१८ ॥**

૩૧૮ તેજસ્વી અગ્નિનો સ્મશાનોમાં ઉપયોગ કર્યા છતાં પણ અપવિત્ર થતો જ નથી તથા યજ્ઞોમાં તેનાપર ઘી હોમવામાં આવે છે ત્યારે તે ફરીને વૃદ્ધિ પામે છે.

**एवं यद्यप्यनिष्टेषु वर्तन्ते सर्वकर्मसु ।**
**सर्वथा ब्राह्मणाः पूज्याः परमं दैवतं हि तत् ॥ ३१९ ॥**

૩૧૯ એ પ્રમાણે બ્રાહ્મણો સર્વ હલકી જાતના ધંધા કરતા હોય, તો પણ તેઓ સર્વથા પૂજવા યોગ્ય ગણાય છે, કારણ કે તે પરમ દૈવત છે.

**क्षत्रस्यातिप्रवृद्धस्य ब्राह्मणान्प्रति सर्वशः ।**
**ब्रह्मैव संनियन्तृ स्यात्क्षत्रं हि ब्रह्मसंभवम् ॥ ३२० ॥**

૩૨૦ ક્ષત્રિય જો બ્રાહ્મણને વારંવાર દુઃખ દે તો બ્રાહ્મણે ક્ષત્રિયને શાપ દઈને તથા અભિચાર કરીને શિક્ષા કરવી. કારણ કે ક્ષત્રિયો બ્રાહ્મણથી ઉત્પન્ન થયા છે.

**अद्भ्योऽग्निर्ब्रह्मतः क्षत्रमश्मनो लोहमुत्थितम् ।**
**तेषां सर्वत्रगं तेजः स्वासु योनिषु शाम्यति ॥ ३२१ ॥**

૩૨૧ પાણીમાંથી અગ્નિ, બ્રાહ્મણમાંથી ક્ષત્રિય અને પત્થરમાંથી લોઢું ઉત્પન્ન થયું છે. તેઓનું સર્વ ઠેકાણે વ્યાપાક એવું તેજ પોતાને ઉત્પન્ન કરનારાં કારણોમાં શમી જાય છે.

**नाब्रह्म क्षत्रमृध्नोति नाक्षत्रं ब्रह्म वर्धते ।**
**ब्रह्म क्षत्रं च संपृक्तमिह चामुत्र वर्धते ॥ ३२२ ॥**

૩૨૨ બ્રાહ્મણની સહાયતા વિના ક્ષત્રિય વૃદ્ધિ પામતો નથી અને ક્ષત્રિયની સહાયતા વિના બ્રાહ્મણ વૃદ્ધિ પામતો નથી. પરંતુ બ્રાહ્મણ અને ક્ષત્રિય

જો એક બીજાને સહાયતા કરે છે તો જ આ લોકમાં તથા પરલોકમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સંપાદન કરે છે.

**दत्वा धनं तु विप्रेभ्यः सर्वदण्डसमुत्थितम् ।**
**पुत्रे राज्यं समासृज्य कुर्वीत प्रायणं रणे ॥ ३२३ ॥**

૩૨૩ રાજાએ સર્વ જાતના દંડોમાંથી વસુલ કરેલું (મહાપાતકી શિવાયનું) ધન બ્રાહ્મણોને આપી, પુત્રને રાજ્ય સોંપીને રણમાં પ્રાણનો ત્યાગ કરવો.

**एवं चरन्सदा युक्तो राजधर्मेषु पार्थिवः ।**
**हितेषु चैव लोकस्य सर्वान्भृत्यान्नियोजयेत् ॥ ३२४ ॥**

૩૨૪ રાજાએ સદાય આ પ્રમાણે તત્પર થઈને રાજધર્મોનું આચરણ કરવું અને લોકહિતનાં કામોપર સર્વે નોકરોની યોજના કરવી.

**एषोऽखिलः कर्मविधिरुक्तो राज्ञः सनातनः ।**
**इमं कर्मविधिं विद्यात्क्रमशो वैश्यशूद्रयोः ॥ ३२५ ॥**

૩૨૫ રાજાનો આ સનાતન એવો સંપૂર્ણ કર્મવિધિ (કર્તવ્ય) તમને કહ્યો. હવે વૈશ્યના તથા શૂદ્રના ધર્મ ક્રમવાર સાંભળો!

**वैश्यस्तु कृतसंस्कारः कृत्वा दारपरिग्रहम् ।**
**वार्तायां नित्ययुक्तः स्यात्पशूनां चैव रक्षणे ॥ ३२६ ॥**

૩૨૬ વૈશ્યે ઉપવીત લીધા પછી પરણવું અને વ્યાપારમાં, ખેતીમાં
વૈશ્યનું કર્તવ્ય. તથા ઢોર ઢાંખરના રક્ષણમાં નિત્ય પરાયણ રહેવું.

**प्रजापतिर्हि वैश्याय सृष्ट्वा परिददे पशून् ।**
**ब्राह्मणाय च राज्ञे च सर्वाः परिददे प्रजाः ॥ ३२७ ॥**

૩૨૭ કારણ કે પ્રજાપતિએ ગાય, ભેંસ, ઘોડા વગેરે પશુઓને ઉત્પન્ન કરીને વૈશ્યને સોંપ્યાં હતાં, માટે તેમણે ઢોર ઢાંખરોનું પાલન કરવું અને પ્રજા સરજીને બ્રાહ્મણને તથા ક્ષત્રિયને સોંપી હતી, માટે બ્રાહ્મણે તથા ક્ષત્રિયે પ્રજાનું રક્ષણ કરવું.

**न च वैश्यस्य कामः स्यान्न रक्षेयं पशूनिति ।**
**वैश्ये चेच्छति नाऽन्येन रक्षितव्याः कथंचन ॥ ३२८ ॥**

૩૨૮ હું પશુપાલન નહિ કરું, એવી વૈશ્યે ઇચ્છા કરવી નહિ. તેમ વૈશ્ય જ્યાં સૂધી પશુપાલનની ઇચ્છા કરે ત્યાં સૂધી બીજાએ કદી પણ પશુપાલન કરવું નહિ.

**मणिमुक्ताप्रवालानां लोहानां तान्तवस्य च ।**
**गन्धानां च रसानां च विद्यादर्घबलाबलम् ॥ ३२९ ॥**

૩૨૯ મણિઓ, મોતીઓ, પરવાળાંઓ, લોઢું, રુ, શણ, ઉન વગેરેનાં દોરાઓ તથા વસ્ત્રો, કર્પૂર કસ્તુરી વગેરે સુગંધી પદાર્થો તથા મીઠું, ઘી, ગોળ વગેરે રસોના ચઢતા ઉતરતા ભાવ વૈશ્યે ધ્યાનમાં રાખવા.

**बीजानामुप्तिविच्च स्यात्क्षेत्रदोषगुणस्य च ।**
**मानयोगं च जानीयात्तुलायोगांश्च सर्वशः ॥ ३३० ॥**

૩૩૦ સર્વ જાતનાં બીજને વાવવાની રીત જાણવી, એટલે અમુક બીજ અમુક ઋતુમાં વાવવાથી ઉગે છે તે જાણવું તથા ક્ષેત્રના ગુણ અને દોષ પણ જાણવા. એટલે અમુક ક્ષેત્ર ઉખર છે, અમુક ક્ષેત્ર ઉત્તમ છે, અમુક ક્ષેત્ર અમુક બીજ વાવવા યોગ્ય છે, અમુક ક્ષેત્ર અમુક બીજને યોગ્ય નથી વગેરે જાણવું. સર્વ જાતનાં માપોને અને સર્વ જાતનાં તોલાંઓને પણ જાણવાં.

**सारासारं च भाण्डानां देशानां च गुणागुणान् ।**
**लाभालाभं च पण्यानां पशूनां परिवर्धनम् ॥ ३३१ ॥**

૩૩૧ અમુક માલ ચડતા પ્રકારનો છે, અમુક માલ ઉતરતા પ્રકારનો છે, અમુક માલની અમુક દેશમાં વિશેષ કિંમત પેદા થાય છે, અમુક દેશમાં ઓછી કિંમત પેદા થાય છે, વેચવાના માલમાંથી આટલા વખતમાં અમુક લાભ થશે તથા અમુક ખોટ જશે, તે જાણવું; તથા પશુઓને અમુક રીતે ઉછેરી શકાય, તે પણ જાણવું.

**भृत्यानां च भृतिं विद्याद्भाषाश्च विविधा नृणाम् ।**
**द्रव्याणां स्थानयोगांश्च क्रयविक्रयमेव च ॥ ३३२ ॥**

૩૩૨ ચાકરોને દેશ, કાલ તથા તેમના કાર્યના પ્રમાણમાં અમુક પગાર આપવો તે પણ જાણવું, વેપાર કરવા માટે જૂદા જૂદા દેશની જૂદી જૂદી ભાષાઓ જાણવી, વ્યાપારની વસ્તુઓ અમુક ઠેકાણે અમુક વસ્તુની સાથે રાખવાથી લાંબા વખત સૂધી ટકી રહે તે જાણવું તથા વેચાણનું અને ખરીદીનું જ્ઞાન પણ ધરાવવું, એટલે અમુક પદાર્થ, અમુક દેશમાં, અમુક વખતે વેચવાથી અથવા તો લેવાથી અમુક લાભ મળશે, ઇત્યાદિ જાણવું.

**धर्मेण च द्रव्यवृद्धावातिष्ठेद्यत्नमुत्तमम् ।**
**दद्याच्च सर्वभूतानामन्नमेव प्रयत्नतः ॥ ३३३ ॥**

૩૩૩ તથા ધર્મ પ્રમાણે વ્યાપાર કરીને ધનની વૃદ્ધિ કરવા માટે મોટો પ્રયત્ન કરવો અને સર્વે પ્રાણીઓને પ્રયત્નપૂર્વક અન્ન આપવું, આ વૈશ્યનું કર્તવ્ય છે.

શૂદ્રનું કર્તવ્ય.

**विप्राणां वेदविदुषां गृहस्थानां यशस्विनाम् ।**
**शुश्रूषैव तु शूद्रस्य धर्मो नैश्रेयसः परः ॥ ३३४ ॥**

૩૩૪ ધર્માચરણ કરીને યશસ્વી થયેલા વેદ જાણનારા ગૃહસ્થ બ્રાહ્મણોની સેવા કરવી, એ જ શૂદ્રનો પરમ કલ્યાણ કરનારો ધર્મ છે.

**शुचिरुत्कृष्टशुश्रूषुर्मृदुवागनहंकृतः ।**
**ब्राह्मणाद्याश्रयो नित्यमुत्कृष्टां जातिमश्नुते ॥ ३३५ ॥**

૩૩૫ જે શૂદ્ર ઇંદ્રિયનિગ્રહ કરીને અંદરથી તથા સ્નાનાદિ કરીને બહારથી સ્વચ્છ રહે છે, ઉત્તમ જાતિની સેવા કરે છે, કોમળ વાણીથી વાતચિત કરે છે, અહંકાર રહિત રહે છે અને બ્રાહ્મણ આદિ ઉત્તમ જાતિનો આશ્રય કરે છે, તે શૂદ્ર ઉત્તરોત્તર ઉત્તમ જાતિમાં અવતરે છે.

**एषोऽनापदि वर्णानामुक्तः कर्मविधिः शुभः ।**
**आपद्यपि हि यस्तेषां क्रमशस्तन्निबोधत ॥ ३३६ ॥**

**इति श्रीमानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां नवमोऽध्यायः समाप्तः**

૩૩૬ સુખના સમયમાં ચારેય વર્ણોએ આચરવા યોગ્ય શુભ કર્મ તમને કહ્યાં. હવે આપત્તિના સમયમાં ચારેય વર્ણે કેવી રીતે વર્તવું તે ક્રમવાર તમે સાંભળો!

ઇતિ શ્રીગુજરાતીભાષાન્તરસહિત મનુસ્મૃતિમાં "સ્ત્રીઓના આપદ્ધર્મ" તથા "વર્ણધર્મ" નામનો અધ્યાય ૯ મો સમાપ્ત.

## અધ્યાય ૧૦ મો.



**अधीयीरंस्त्रयो वर्णाः स्वकर्मस्था द्विजातयः ।**
**प्रब्रूयाद्ब्राह्मणस्त्वेषां नेतराविति निश्चयः ॥ १ ॥**

૧ પોતપોતાના કર્મમાં વર્તનારા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણે વેદાધ્યયન કરવું અને બ્રાહ્મણે એઓને ભણાવવા; ક્ષત્રિયે તથા વૈશ્યે ભણાવવા નહિ, આવો નિર્ણય છે.

**सर्वेषां ब्राह्मणो विद्याद्वृत्त्युपायान्यथाविधि ।**
**प्रब्रूयादितरेभ्यश्च स्वयं चैव तथा भवेत् ॥ २ ॥**

૨ બ્રાહ્મણે સર્વે વર્ણોની આજીવિકાના ઉપાયોને શાસ્ત્રાનુસાર જાણવા તેઓને શીખવવા અને પોતે પણ પોતાનાં ધર્મકર્મ કરવાં.

**वैशेष्यात्प्रकृतिश्रैष्ठ्यान्नियमस्य च धारणात् ।**
**संस्कारस्य विशेषाच्च वर्णानां ब्राह्मणः प्रभुः ॥ ३ ॥**

૩ ઉત્તમ જાતિને લીધે, પરમાત્માના મુખમાંથી ઉત્પન્ન થવાને લીધે, શાસ્ત્રોક્ત નિયમોને ધારણ કરવાને લીધે તથા બીજા વર્ણ કરતાં વિશેષ સંસ્કારોને લીધે બ્રાહ્મણ, વર્ણોમાં શ્રેષ્ઠ ગણાય છે.

**ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः ।**
**चतुर्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पञ्चमः ॥ ४ ॥**

૪ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય, આ ત્રણ વર્ણ દ્વિજાતિ કહેવાય છે અને ચોથો શૂદ્ર એક જાતિ કહેવાય છે. પાંચમો વર્ણ નથી.

**सर्ववर्णेषु तुल्यासु पत्नीष्वक्षतयोनिषु ।**
**आनुलोम्येन संभूता जात्या ज्ञेयास्त एव ते ॥ ५ ॥**

અનુલોમ પ્રતિલોમ પ્રજા.

૫ બ્રાહ્મણ આદિક સર્વે વર્ણોમાં પોતપોતાની સમાન જાતિની અક્ષત યોનિવાળી સ્ત્રીઓને વિષે અનુક્રમે જે પુત્રો ઉત્પન્ન થાય, તે પુત્રોને તે જ જ્ઞાતિના જાણવા.

**स्त्रीष्वनन्तरजातासु द्विजैरुत्पादितान्सुतान् ।**
**सदृशानेव तानाहुर्मातृदोषविगर्हितान् ॥ ६ ॥**

૬ બ્રાહ્મણે, ક્ષત્રિયે તથા વૈશ્યે પોતાથી એક એક ઉતરતી જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલા પુત્રો પિતાના સરખી જાતિના ગણાય છે. પરંતુ તેઓ માતાના દોષને લીધે ઉતરતા ગણાય છે.

अनन्तरासु जातानां विधिरेष सनातनः ।
द्व्येकान्तरासु जातानां धर्म्यं विद्यादिमं विधिम् ॥ ७ ॥

૭ પોતાથી અનંતર ( એક એક ) ઉતરતી જાતિમાં ઉત્પન્ન કરેલા પુત્રનો આ સનાતન વિધિ જાણવો. હવે પોતાનાથી બબ્બે ઉતરતી જાતિની સ્ત્રીઓમાં ઉત્પન્ન થયેલા પુત્રોનો વિધિ નીચે પ્રમાણે જાણવો.

ब्राह्मणाद्वैश्यकन्यायामम्बष्ठो नाम जायते ।
निषादः शूद्रकन्यायां यः पारशव उच्यते ॥ ८ ॥

૮ બ્રાહ્મણથી વૈશ્યની કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર અંબષ્ઠ જાતિનો કહેવાય છે, બ્રાહ્મણથી શૂદ્રની કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર નિષાદ જાતિનો કહેવાય છે અને તે પુત્ર પારશવ પણ કહેવાય છે.

क्षत्रियाच्छूद्रकन्यायां क्रूराचारविहारवान् ।
क्षत्रशूद्रवपुर्जन्तुरुग्रो नाम प्रजायते ॥ ९ ॥

૯ ક્ષત્રિયથી શૂદ્રની કન્યામાં ઉત્પન્ન થયેલો ક્રૂર આચાર અને ક્રૂર વિચારવાળો પુત્ર ઉગ્ર જાતિનો કહેવાય છે. કારણ કે તેનું શરીર ક્ષત્રિય પુરુષથી અને શૂદ્ર જાતિની કન્યાથી બંધાય છે.

विप्रस्य त्रिषु वर्णेषु नृपतेर्वर्णयोर्द्वयोः ।
वैश्यस्य वर्णे चैकस्मिन्षडेतेऽपसदाः स्मृताः ॥ १० ॥

૧૦ બ્રાહ્મણને ક્ષત્રિય જાતિની, વૈશ્ય જાતિની અને શૂદ્ર જાતિની કન્યામાંથી, ક્ષત્રિયને વૈશ્ય જાતિની તથા શૂદ્ર જાતિની કન્યામાંથી અને વૈશ્યને શૂદ્ર જાતિની કન્યામાંથી ઉત્પન્ન થનારા છએ પુત્રોને અપસદ ( ઉતરતા ) જાણવા. ( આ પુત્રો અનુલોમ કહેવાય છે. )

क्षत्रियाद्विप्रकन्यायां सूतो भवति जातितः ।
वैश्यान्मागधवैदेहौ राजविप्राङ्गनासुतौ ॥ ११ ॥

૧૧ ક્ષત્રિયથી બ્રાહ્મણની કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર સૂત જાતિનો, વૈશ્યથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલો પુત્ર વૈદેહ જાતિનો અને વૈશ્યથી ક્ષત્રિયાણીમાં ઉત્પન્ન થયેલો પુત્ર માગધ જાતિનો કહેવાય છે.

**शूद्रादायोगवः क्षत्ता चण्डालश्चाधमो नृणाम् ।**
**वैश्यराजन्यविप्रासु जायन्ते वर्णसंकराः ॥ १२ ॥**

૧૨ શૂદ્રથી વાણીયાણીમાં, ક્ષત્રિયાણીમાં તથા બ્રાહ્મણીમાં અનુક્રમે આયોગવ, ક્ષત્તા અને ચંડાળ જાતિના પુત્રો ઉત્પન્ન થાય છે અને તેઓ મનુષ્યોમાં અધમ અને વર્ણસંકર કહેવાય છે.

**एकान्तरे त्वानुलोम्यादम्बष्ठोग्रौ यथा स्मृतौ ।**
**क्षत्तृवैदेहकौ तद्वत्प्रातिलोम्येऽपि जन्मनि ॥ १३ ॥**

૧૩ એક એક જાતિના અંતરમાં એટલે બ્રાહ્મણથી વાણીયાણીમાં અને ક્ષત્રિયથી શૂદ્રાણીમાં અનુલોમપણાથી ઉત્પન્ન થયેલા પુત્રો જેમ અંબષ્ઠ અને ઉગ્ર ગણાય છે, તેમ પ્રતિલોમપણાથી શૂદ્રે ક્ષત્રિયાણીમાં અને વૈશ્યે બ્રાહ્મણીમાં ઉત્પન્ન કરેલા પુત્રો ક્ષત્તા અને વૈદેહ જાતિના કહેવાય છે.

**पुत्रा येऽनन्तरस्त्रीजाः क्रमेणोक्ता द्विजन्मनाम् ।**
**ताननन्तरनाम्नस्तु मातृदोषात्प्रचक्षते ॥ १४ ॥**

૧૪ દ્વિજોને અનુક્રમે પોતાની પછી પછીની જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રોને માતાના ઉતરતાપણાને લીધે **અનંતર** નામના કહેલા છે.

**ब्राह्मणादुग्रकन्यायामावृतो नाम जायते ।**
**आभीरोऽम्बष्ठकन्यायामायोगव्यां तु धिग्वणः ॥ १५ ॥**

૧૫ બ્રાહ્મણથી ઉગ્રની કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર આવૃત જાતિનો, અંબષ્ઠની કન્યામાં આભીર જાતિનો અને આયોગવીમાં ધિગ્વણ જાતિનો, કહેવાય છે.

**आयोगवश्च क्षत्ता च चण्डालश्चाधमो नृणाम् ।**
**प्रातिलोम्येन जायन्ते शूद्रादपसदास्त्रयः ॥ १६ ॥**

૧૬ શૂદ્રને વાણીયાણી, ક્ષત્રિયાણી તથા બ્રાહ્મણીમાં અનુક્રમે આયોગવ, ક્ષત્તા અને ચંડાળ જાતિના ત્રણ પુત્રો પ્રતિલોમપણાથી જન્મે છે અને તેઓ અધમ તથા અપસદ કહેવાય છે.

**वैश्यान्मागधवैदेहौ क्षत्रियात्सूत एव तु ।**
**प्रतीपमेते जायन्ते परेऽप्यपसदास्त्रयः ॥ १७ ॥**

૧૭ વૈશ્યથી ક્ષત્રિયાણીમાં તથા બ્રાહ્મણીમાં માગધ અને વૈદેહ જાતિના પુત્રો ઉત્પન્ન થાય છે અને ક્ષત્રિયથી બ્રાહ્મણીમાં સૂત જાતિનો પુત્ર ઉત્પન્ન

થાય છે. આ બીજી ત્રણ જાતિ પણ પ્રતિલોમરૂપે ઉત્પન્ન થાય છે અને તે અપસદ કહેવાય છે.

जातो निषादाच्छूद्रायां जात्या भवति पुक्कसः ।
शूद्राज्जातो निषाद्यां तु स वै कुक्कुटकः स्मृतः ॥ १८ ॥

૧૮ નિષાદથી શૂદ્ર જાતિની કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર પુક્કસ જાતિનો કહેવાય છે અને શૂદ્રથી નિષાદની કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર કુક્કુટક જાતિનો કહેવાય છે.

क्षत्तुर्जातस्तथोग्रायां श्वपाक इति कीर्त्यते ।
वैदेहकेन त्वम्बष्ठ्यामुत्पन्नो वेण उच्यते ॥ १९ ॥

૧૯ ક્ષત્તાથી ઉગ્ર જાતિની કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર શ્વપાક કહેવાય છે, વૈદેહથી અંબષ્ઠ જાતિની કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર વેણ કહેવાય છે.

द्विजातयः सवर्णासु जनयन्त्यव्रतांस्तु यान् ।
तान्सावित्रीपरिभ्रष्टान्व्रात्यानिति विनिर्दिशेत् ॥ २० ॥

૨૦ દ્વિજ વર્ણના પુરુષોએ પોતપોતાની જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલા પુત્રો જો વૈદિક સંસ્કાર કરે નહિ તો તેઓને ગાયત્રીના ઉપદેશથી ભ્રષ્ટ હોવાને લીધે વ્રાત્ય કહેવા.

व्रात्यात्तु जायते विप्रात्पापात्मा भूर्जकण्टकः ।
आवन्त्यवाटधानौ च पुष्पधः शैख एव च ॥ २१ ॥

૨૧ વ્રાત્ય જાતિના બ્રાહ્મણથી વ્રાત્ય જાતિની બ્રાહ્મણ કન્યામાં જે પુત્ર ઉત્પન્ન થાય છે, તે પાપાત્મા પુત્ર ભૂર્જકંટક જાતિનો કહેવાય છે અને તેને જ (દેશ ભેદથી) આવંત્ય, વાટધાન, પુષ્પધ અને શૈખ કહે છે.

झल्लो मल्लश्च राजन्याद्व्रात्यान्निच्छिविरेव च ।
नटश्च करणश्चैव खसो द्रविड एव च ॥ २२ ॥

૨૨ વ્રાત્ય ક્ષત્રિયથી વ્રાત્ય જાતિની ક્ષત્રિય કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર (દેશભેદે કરીને) ઝલ્લ, મલ્લ, નિચ્છિવિ, નટ, કરણ, ખસ અને દ્રવિડ કહેવાય છે.

वैश्यात्तु जायते व्रात्यात्सुधन्वाचार्य एव च ।
कारुषश्च विजन्मा च मैत्रः सात्वत एव च ॥ २३ ॥

૨૩ વ્રાત્ય વૈશ્યથી વ્રાત્ય જાતિની વૈશ્ય કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર સુધન્વાચાર્ય, કારુષ, વિજન્મા, મૈત્ર અને સાત્વત કહેવાય છે.

**व्यभिचारेण वर्णानामवेद्यावेदनेन च ।**
**स्वकर्मणां च त्यागेन जायन्ते वर्णसंकराः ॥ २४ ॥**

૨૪ બ્રાહ્મણ આદિ વર્ણો એક બીજા વર્ણની સાથે વ્યભિચાર કરવાથી, સગોત્રની કન્યા સાથે વિવાહ કરવાથી અને પોતાની જાતિનાં કર્મોનો ત્યાગ કરવાથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે.

**संकीर्णयोनयो ये तु प्रतिलोमानुलोमजाः ।**
**अन्योन्यव्यतिषक्ताश्च तान्प्रवक्ष्याम्यशेषतः ॥ २५ ॥**

૨૫ અનુલોમ જાતિ અનુલોમ જાતિની સાથે અને પ્રતિલોમ પ્રતિલોમ જાતિની સાથે તથા અનુલોમ જાતિ પ્રતિલોમ જાતિની સાથે પરસ્પર સંબંધ કરવાથી ઉત્પન્ન થનારી સર્વે વર્ણસંકર પ્રજા હું હવે કહું છું.

**सूतो वैदेहकश्चैव चण्डालश्च नराधमः ।**
**मागधः क्षत्तृजातिश्च तथाऽयोगव एव च ॥ २६ ॥**
**एते षट् सदृशान्वर्णाञ्जनयन्ति स्वयोनिषु ।**
**मातृजात्यां प्रसूयन्ते प्रवरासु च योनिषु ॥ २७ ॥**

૨૬–૨૭ સૂત, વૈદેહક, મનુષ્યોમાં અધમ એવો ચંડાળ, માગધ, ક્ષત્તા અને આયોગવ, આ છ જાતના પુરુષો પોતાની માતાની જાતિમાં તથા પોતાના કરતાં ચઢિયાતી જાતિની સ્ત્રીમાં જે પ્રજાને ઉત્પન્ન કરે છે, તે પોતાની જાતિની ગણાય છે.

**यथा त्रयाणां वर्णानां द्वयोरात्मास्य जायते ।**
**आनन्तर्यात्स्वयोन्यां तु तथा बाह्येष्वपि क्रमात् ॥ २८ ॥**

૨૮ જેમ બ્રાહ્મણને ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ત્રણ વર્ણમાંથી ક્ષત્રિય જાતિની તથા વૈશ્ય જાતિની કન્યા વિષે અનંતર જાતિ હોવાથી જે પુત્ર ઉત્પન્ન થાય છે, તે દ્વિજ કહેવાય છે તથા પોતાની જાતિની કન્યામાં ઉત્પન્ન થનારો પુત્ર પણ દ્વિજ જ કહેવાય છે. તેમ જ ક્ષત્રિયથી બ્રાહ્મણની કન્યામાં તથા વૈશ્યથી ક્ષત્રિયની તથા બ્રાહ્મણની કન્યામાં ઉત્પન્ન થયેલા સૂત, માગધ તથા વૈદેહ પુત્રો પણ ( શૂદ્રથી ત્રણ વર્ણની કન્યામાં ઉત્પન્ન થયેલા પ્રતિલોમ પુત્રો કરતાં ) સંસ્કૃત જાતિમાં ઉત્પન્ન થવાથી ઉત્તમ ગણાય છે અને તેઓને ઉપનયન સંસ્કારનો અધિકાર છે.

ते चापि बाह्यान्सुबहूंस्ततोऽप्यधिकदूषितान् ।
परस्परस्य दारेषु जनयन्ति विगर्हितान् ॥ २९ ॥

૨૯ આયોગવ વગેરે છ પ્રતિલોમ જાતિના પુત્રો એક બીજાની કન્યામાં પોતાના કરતાં ઉતરતી જાતિના અને નિન્દિત પુત્રોને ઉત્પન્ન કરે છે.

यथैव शूद्रो ब्राह्मण्यां बाह्यं जन्तुं प्रसूयते ।
तथा बाह्यतरं बाह्यश्चातुर्वर्ण्ये प्रसूयते ॥ ३० ॥

૩૦ જેમ શૂદ્ર બ્રાહ્મણની કન્યામાં વર્ણસંકર એવા ચંડાળ પુત્રને ઉત્પન્ન કરે છે; તેમ ચંડાળ ચાતુર્વર્ણ્યની કન્યામાં પોતાના કરતાં પણ નીચ જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે.

प्रतिकूलं वर्तमाना बाह्या बाह्यतरान्पुनः ।
हीना हीनान्प्रसूयन्ते वर्णान्पञ्चदशैव तु ॥ ३१ ॥

૩૧ ચંડાળ પોતાની જાતિ શિવાય પાંચ પ્રતિલોમ જાતિમાં એટલે આયોગવ, ક્ષત્તા, માગધ, વૈદેહ અને સૂત જાતિની કન્યામાં પાંચ અત્યંત હીન પુત્રોને ઉત્પન્ન કરે છે; ક્ષત્તા પોતાના વિના આયોગવ, વૈદેહ, માગધ ને સૂત જાતિની પ્રતિલોમ કન્યામાં અત્યંત હીન ચાર પુત્રોને ઉત્પન્ન કરે છે. આયોગવ પોતાના શિવાય વૈદેહ, માગધ અને સૂત જાતિની પ્રતિલોમ કન્યામાં અત્યંત હીન ત્રણ પુત્રોને ઉત્પન્ન કરે છે. વૈદેહ, પોતાના શિવાય માગધ અને સૂત જાતિની પ્રતિલોમ કન્યામાં પોતાના કરતાં હીન જાતિના બે પુત્રોને ઉત્પન્ન કરે છે અને માગધ, સૂતની પ્રતિલોમ કન્યામાં એક અત્યંત અધમ પુત્રને ઉત્પન્ન કરે છે. આ રીતે પ્રતિલોમ જાતિમાં ઉત્પન્ન થયેલા વર્ણસંકરો પોતાની જાતિ કરતાં ઉત્તમ જાતિની કન્યામાં અત્યંત હીન જાતિના પંદર પુત્રોને ઉત્પન્ન કરે છે.

प्रसाधनोपचारज्ञमदासं दासजीवनम् ।
सैरिन्ध्रं वागुरावृत्तिं सूते दस्युरयोगवे ॥ ३२ ॥

૩૨ દસ્યુથી આયોગવી જાતિની સ્ત્રીમાં સૈરિંધ્ર જાતિનો પુત્ર ઉત્પન્ન થાય છે. તેણે દાસ નહિ છતાં કેશ ઓળવાનું, હાથ, પગ વગેરે અંગો ચાંપવાં આદિ દાસનું કર્મ કરવું તથા દેવતા, પિતૃઓ અને ઔષધોને માટે પાશવડે મૃગોને મારી લાવવાનું કામ કરવું.

मैत्रेयकं तु वैदेहो माधूकं संप्रसूयते ।
नृन्प्रशंसत्यजस्रं यो घण्टाताडोऽरुणोदये ॥ ३३ ॥

૩૩ વૈદેહ આયોગવી જાતિની સ્રીમાં મૈત્રેયક જાતિનો પુત્ર ઉત્પન્ન કરે છે. તે મધુરભાષી હોય છે અને તેણે અરુણોદય સમયે પ્રભાતમાં ઘંટા વગાડીને રાજા વગેરે મનુષ્યોની, આજીવિકામાટે નિત્ય સ્તુતિ કરવી.

**निषादो मार्गवं सूते दासं नौकर्मजीविनम् ।**
**कैवर्तमिति यं प्राहुरार्यावर्तनिवासिनः ॥ ३४ ॥**

૩૪ નિષાદ આયોગવી જાતિની સ્રીમાં માર્ગવ જાતિના પુત્રને ઉત્પન્ન કરે છે, તે દાસ પણ કહેવાય છે. તે નૌકાવડે આજીવિકા કરે છે અને આર્યાવર્તના નિવાસીઓ તેને કૈવર્ત એમ કહે છે.

**मृतवस्त्रभृत्सु नारीषु गर्हितान्नाशनासु च ।**
**भवन्त्यायोगवीष्वेते जातिहीनाः पृथक् त्रयः ॥ ३५ ॥**

૩૫ આ રીતે મરી ગયેલા મનુષ્યનાં વસ્રને પહેરનારી, ક્રૂર સ્વભાવની તથા ઉચ્છિષ્ટાન્ન ખાનારી આયોગવી સ્રીને વિષે પિતાના ભેદને લીધે જૂદા જૂદા હીનજાતિના સૈરિંધ્ર,મૈત્રેય અને માર્ગવ જાતિના ત્રણ પુત્રો ઉત્પન્ન થાયછે.

**कारावरो निषादात्तु चर्मकारः प्रसूयते ।**
**वैदेहिकादन्ध्रमेदौ बहिर्ग्रामप्रतिश्रयौ ॥ ३६ ॥**

૩૬ નિષાદથી વૈદેહી જાતિની કન્યામાં કારાવર જાતિનો પુત્ર ઉત્પન્ન થાય છે, તેણે મોચીનું કામ કરવું. વૈદેહિકથી વૈદેહીમાં અંધ્ર તથા મેદ જાતિના બે પુત્રો ઉત્પન્ન થાય છે, તેઓએ ગામની બહાર રહેવું.

**चण्डालात्पाण्डुसोपाकस्त्वक्सारव्यवहारवान् ।**
**आहिण्डिको निषादेन वैदेह्यामेव जायते ॥ ३७ ॥**

૩૭ ચંડાળથી વૈદેહીમાં પાંડુસોપાક જાતિનો પુત્ર ઉત્પન્ન થાય છે. તે ઝાડની છાલમાંથી વાસણો તથા વાંસના ટોપલા બનાવવાનું કામ કરે છે અને નિષાદથી વૈદેહીમાં આહિંડક જાતિનો પુત્ર થાય છે, તેની આજીવિકા કેદખાનાની ચોકી કરવાની હોય છે.

**चण्डालेन तु सोपाको मूलव्यसनवृत्तिमान् ।**
**पुक्कस्यां जायते पापः सदा सज्जनगर्हितः ॥ ३८ ॥**

૩૮ ચંડાળથી પુક્કસીમાં સોપાક જાતિનો પુત્ર ઉત્પન્ન થાય છે. તે પાપીની સદા સજ્જનોમાં નિંદા થાય છે અને તે રાજાની આજ્ઞાથી અપરાધીઓને મારવાનું કાર્ય કરે છે.

निषादस्त्री तु चण्डालात्पुत्रमन्त्यावसायिनम् ।
स्मशानगोचरं सूते बाह्यानामपि गर्हितम् ॥ ३९ ॥

૩૯ ચંડાળથી નિષાદ જાતિની કન્યામાં અંત્યાવસાયી જાતિનો પુત્ર ઉત્પન્ન થાય છે. તે સ્મશાનમાં રહીને આજીવિકા કરે છે અને બાહ્ય જાતિના પુરુષો પણ તેની નિંદા કરે છે.

सङ्करे जातयस्त्वेताः पितृमातृप्रदर्शिताः ।
प्रच्छना वा प्रकाशा वा वेदितव्याः स्वकर्मभिः ॥ ४० ॥

૪૦ વર્ણસંકરની આટલી જાતિઓ તેમનાં માતા પિતા પૂર્વક તમને કહી બતાવી. છૂપી અને પ્રકટ એવી તે તે જાતિઓને તેમનાં પોતાનાં કર્મ ઉપરથી જાણી લેવી.

सजातिजानन्तरजाः षट् सुता द्विजधर्मिणः ।
शूद्राणां तु सधर्माणः सर्वेऽपध्वंसजाः स्मृताः ॥ ४१

૪૧ પોતાની જાતિની કન્યામાં તથા પછી પછીની જાતિની કન્યામાં દ્વિજે ઉત્પન્ન કરેલા છ પુત્રો ઉપનયન સંસ્કારને યોગ્ય ગણાય છે અને પ્રતિ-લોમરૂપે ઉત્પન્ન થયેલા સર્વે પુત્રો શૂદ્રના સમાન ગણાય છે.

तपोबीजप्रभावैस्तु ते गच्छन्ति युगे युगे ।
उत्कर्षं चापकर्षं च मनुष्येष्विह जन्मतः ॥ ४२ ॥

૪૨ પોતાની જાતિની સ્ત્રીમાં તથા પછીની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા અનં-તર જાતિના પુત્રો ( વિશ્વામિત્રની પેઠે ) તપના પ્રભાવથી તથા ( ઋષ્યશૃંગની પેઠે ) વીર્યના પ્રભાવથી દરએક યુગમાં મનુષ્યોને વિષે જન્મ્યા પછી ઉત્તમ-પણાને અથવા તો અધમપણાને પામે છે.

शनकैस्तु क्रियालोपादिमाः क्षत्रियजातयः ।
वृषलत्वं गता लोके ब्राह्मणादर्शनेन च ॥ ४३ ॥
पौण्ड्रकाश्चौड्रद्रविडाः काम्बोजा यवनाः शकाः ।
पारदापह्लवाश्चीनाः किराता दरदाः खशाः ॥ ४४ ॥

૪૩-૪૪ પુંડ્ર, ઉડ્ર, દ્રવિડ, કંબોજ, યવન, શક, પારદ, પહ્લવ, ચીન, કિરાત, દરદ અને ખસ દેશના ક્ષત્રિયો ધીરે ધીરે ધર્મની ક્રિયાઓ તજી દેવાથી તથા શાસ્ત્રોનો ઉપદેશ કરનારા બ્રાહ્મણોનો સમાગમ નહિ થવાથી વૃષલપણાને પામ્યા હતા ( મ્લેચ્છપણાને પામ્યા હતા. )

मुखबाहूरुपज्जानां या लोके जातयो बहिः ।
म्लेच्छवाचश्चार्यवाचः सर्वे ते दस्यवः स्मृताः ॥ ४५ ॥

૪૫ આ જગતમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતિના જે પુરુષો (ક્રિયાનો લોપ કરવાથી, તથા બ્રાહ્મણોનો સમાગમ નહિ કરવાથી ) બાહ્ય જાતિના થઇ ગયા હોય, તે મ્લેચ્છ ભાષા બોલતા હોય કે આર્ય ભાષા બોલતા હોય, તોપણ તે સર્વેને દસ્યુ જાણવા.

ये द्विजानामपसदा ये चापध्वंसजाः स्मृताः ।
ते निन्दितैर्वर्तयेयुर्द्विजानामेव कर्मभिः ॥ ४६ ॥

૪૬ દ્વિજોમાં જેઓને અપસદ તથા વર્ણસંકર કહેલા છે, તેઓએ દ્વિજવર્ણનાં જ નિન્દિત કર્મો કરીને આજીવિકા કરવી.

વર્ણસંકરની આજીવિકા.

सूतानामश्वसारथ्यमम्बष्ठानां चिकित्सनम् ।
वैदेहकानां स्त्रीकार्यं मागधानां वणिक्पथः ॥ ४७ ॥
मत्स्यघातो निषादानां त्वष्टिस्त्वायोगवस्य च ।
मेदान्ध्रचुञ्चुमद्गुनामारण्यपशुहिंसनम् ॥ ४८ ॥
क्षत्त्रुग्रपुक्कसानां तु बिलौकोवधबन्धनम् ।
धिग्वणानां चर्मकार्यं वेणानां भाण्डवादनम् ॥ ४९ ॥

૪૭-૪૯ સૂત જાતિના પુરુષોએ ઘોડાઓને કેળવવા, તેઓને ગાડીમાં જોડવા તથા સારથિપણું વગેરે કાર્ય કરવાં, અંબષ્ઠ જાતિના પુરુષોએ કાય તથા શલ્ય ચિકિત્સા કરવી, વૈદેહક જાતિના પુરુષોએ અંતઃપુરમાં રહીને સ્ત્રીઓનાં કાર્ય કરવાં, માગધ જાતિના પુરુષોએ વ્યાપાર રોજગાર કરવો, નિષાદ જાતિના પુરુષોએ મચ્છીમારનો ધંધો કરવો, આયોગવે સુતારનું કામ કરવું, મેદ, અંધ્ર, ચંચુ, ને મદ્ગુએ વનનાં પશુઓને મારવાનું કામ કરવું, ક્ષત્તા, ઉગ્ર અને પુક્કસ જાતિના પુરુષોએ દરમાં રહેનારાં સર્પ, નોળીયાં, ચંદનઘો વગેરેને પકડવાનું કામ કરવું, ધિગ્વણ જાતિના પુરુષોએ મોચીનું કામ કરવું, વેણ જાતિના પુરુષોએ ઝાંઝ વગેરે વાદિત્ર વગાડવાનું કામ કરવું.

चैत्यद्रुमश्मशानेषु शैलेषूपवनेषु च ।
वसेयुरेते विज्ञाना वर्तयन्तः स्वकर्मभिः ॥ ५० ॥

૫૦ ક્ષત્તા વગેરે જાતિના પુરુષોએ ગામની પડોસમાં પ્રખ્યાત વૃક્ષના

મૂળની નીચે, સ્મશાનમાં, પર્વત ઉપર અથવા તો ઉપવનોમાં પોતાની જાતિ પ્રમાણે કર્મો કરીને આજીવિકા કરવી અને પ્રસિદ્ધ રીતે રહેવું.

**चण्डालश्वपचानां तु बहिर्ग्रामात्प्रतिश्रयः ।**
**अपपात्राश्च कर्तव्या धनमेषां श्वगर्दभम् ॥ ५१ ॥**
**वासांसि मृतचेलानि भिन्नभाण्डेषु भोजनम् ।**
**कार्ष्णायसमलंकारः परिव्रज्या च नित्यशः ॥ ५२ ॥**

૫૧–૫૨ ચંડાળોએ અને શ્વપચોએ ગામની બહાર નિવાસ કરવો. તેઓનાં ભોજન કરેલાં વાસણોને તપાવ્યા પછી પણ ચાર વર્ણની પ્રજાએ ઉપયોગમાં લેવાં નહિ, તેઓએ કુતરાં, ગધેડાં વગેરે ધન તરિકે રાખવાં, મરેલાં મનુષ્યોનાં લુગડાં પહેરવાં, ફૂટી ગયેલાં કોડીયાં, કુંડાં વગેરે વાસણોમાં ભોજન કરવું, લોઢાનાં ઘરેણાં પહેરવાં તથા નિત્ય ગામેગામ ભટક્યા કરવું.

**न तैः समयमन्विच्छेत्पुरुषो धर्ममाचरन् ।**
**व्यवहारो मिथस्तेषां विवाहः सदृशैः सह ॥ ५३ ॥**

૫૩ ધર્માચરણ કરનારા પુરુષે ધર્માચરણ કરતી વખતે ચંડાળના દર્શન સુદ્ધાં કરવાં નહિ અને ચંડાળોએ પોતાનો વ્યવહાર તથા વિવાહ સમાન જાતિના પુરુષોની સાથે કરવો.

**अन्नमेषां पराधीनं देयं स्याद्भिन्नभाजने ।**
**रात्रौ न विचरेयुस्ते ग्रामेषु नगरेषु च ॥ ५४ ॥**
**दिवा चरेयुः कार्यार्थं चिह्निता राजशासनैः ।**
**अबान्धवं शवं चैवं निर्हरेयुरिति स्थितिः ॥ ५५ ॥**

૫૪–૫૫ તેઓનું ભોજન પરાધીન રાખવું, તેઓને પોતે અન્ન આપવું નહિ પરંતુ ચાકરો મારફતે અન્ન આપવું અને તે પણ ફૂટી ગયેલાં વાસણોમાં આપવું, તેઓએ ગામોમાં કે નગરોમાં હરવું ફરવું નહિ, પરંતુ ફરવું હોય તો રાજા તરફના આજ્ઞાપટ્ટ શરીર ઉપર ધારણ કરીને કાર્ય કરવા માટે દિવસે ફરવું તથા જેનો કોઇ વારસ ન હોય તેવા અનાથ શબને ઉપાડીને ઠેકાણે પાડવું.

**वध्यांश्च हन्युः सततं यथाशास्त्रं नृपाज्ञया ।**
**वध्यवासांसि गृह्णीयुः शय्याश्चाभरणानि च ॥ ५६ ॥**

૫૬ તથા જેઓને દેહાંત દંડની શિક્ષા થઇ હોય, તે પુરુષોને રાજાની

આજ્ઞાથી શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સદાય હણવા અને તેઓને હણ્યા પછી તેઓનાં વસ્ત્રો, શય્યા તથા આભૂષણો લઇ લેવાં.*

---

*જાતિઓનો ધંધાવાર કોઠો.

| મૂળ પુરુષ. | અમુક વર્ણની કન્યા. | તે બન્નેથી ઉત્પન્ન થયેલી જાતિ. | તે જાતિનો ધંધો. |
|---|---|---|---|
| બ્રાહ્મણ | ક્ષત્રિયા | મૂર્ધાવસિક્ત, અનુલોમ માવત અથવા ઠાણીયો. | હાથી, ઘોડા, રથ વગેરેનું શિક્ષણ આપવું તથા શસ્ત્ર ધારણ કરવાં. |
| ક્ષત્રિય | વૈશ્યા | માહિષ્ય અ. ભવૈયો. | નાચવું, ગાવું તથા તિથિ, વાર, નક્ષત્રો વગેરે કહીને આજીવિકા ચલાવવી અથવા અન્નના કોઠારોનું રક્ષણ કરવું. |
| વૈશ્ય | શૂદ્રા | કરણ અ. ખવાસી કરનાર. | દ્વિજોની સેવા, ધન ધાન્યનું ઉપરીપણું, રાજસેવા, કિલ્લાઓનું તથા અંતઃપુરનું રક્ષણ કરવું. |
| બ્રાહ્મણ | વૈશ્યા | અમ્બષ્ઠ અ. વૈદ્ય | ચિકિત્સા કરવી. |
| બ્રાહ્મણ | શૂદ્રા | નિષાદ અથવા પારશવ, મચ્છીમાર. | જાળથી માછલાં પકડવાં. |
| ક્ષત્રિય | શૂદ્રા | ઉગ્ર અ. મદારી. | સર્પ; નોળીયાં, ચન્દનઘો, કાચબા, ઉંદર વગેરે પકડવાં. |
| ક્ષત્રિય | બ્રાહ્મણી | સૂત, પ્રતિલોમ ઘોડાવાળો | ઘોડા હાંકવા સારથીપણું કરવું. |
| વૈશ્ય | બ્રાહ્મણી | વૈદેહ પ્ર. ખોજા ( રાણીપાસે રહેનારા ) | રાજાના અંતઃપુરની સ્ત્રીઓની રક્ષા કરવી, તથા પરિચારક તરિકે સેવા કરવી. |
| શૂદ્ર | બ્રાહ્મણી | ચાંડાલ પ્ર. | કુતરાં, ગધેડાં વગેરેને પાળવાં તથા શબનાં વસ્ત્રો પહેરવાં. |
| વૈશ્ય | ક્ષત્રિયા | માગધ પ્ર. | જળ અને સ્થળ માર્ગે વેપાર કરવો. |
| શૂદ્ર | ક્ષત્રિયા | ક્ષત્તા પ્ર. ગોડીયા | સર્પ, નોળીયાં, ઘો વગેરેને પકડવાં. |
| શૂદ્ર | વૈશ્યા | આયોગવ પ્ર. સુતાર, | સુતારનું કામ કરવું. |
| બ્રાહ્મણ | ઉગ્રા | આવૃત્ત. | ગાયો, ભેંસો, બકરાં વગેરે પશુઓનું પાલન કરવું. |
| બ્રાહ્મણ | અમ્બષ્ઠા | આભીર, આહીર. | |
| બ્રાહ્મણ | આયોગવી | ધીગ્વણ, મોચી. | જોડા, કોશ તથા ચામડાના પદાર્થો શીવીને તૈયાર કરવા. |
| નિષાદ | શૂદ્રા | પુક્કસ, વાદી. | સર્પ, નોળીયાં. ચંદનઘો વગેરે પકડવાં. |

| મૂળ પુરુષ. | અમુક વર્ણની કન્યા. | તે બન્નેથી ઉત્પન્ન થયેલી જાતિ. | તે જાતિનો ધંધો. |
|---|---|---|---|
| શૂદ્ર | નિષાદી | કુક્કુટક | |
| ક્ષત્તા | ઉગ્રા | શ્વપાક, ઝાંપડો. | ફુટી ગયેલાં વાસણમાં ભોજન કરવું તથા લોઢાનાં ઘરેણાં પહેરવાં. |
| વૈદેહ | અમ્બષ્ઠી | વેણુ, લંધો. | કાંસીયા, મુરજ વગેરે વગાડવાં, |
| વ્રા. બ્રા. | વ્રા.બ્રાહ્મણી | ભૂર્જકંટક, આવંત્ય, વાટધાન, પુષ્પધ, શૈખ. | જુદા જુદા દેશોમાં આ વ્રાત્ય બ્રાહ્મણો તીર્થમાં પુરોહિત વગેરેની વૃત્તિ કરે છે. ગંગાગોર વગેરે. |
| વ્રા. વૈશ્ય | વ્રા. ક્ષત્રિયા | ઝલ્લ, મલ્લ, નિચ્છીવી, નટ, કરણ, ખસ, દ્રવીડ, પૌંડ્ર, ખશ, કાંબોજ, ચીન, શક. | ચીના, પારસી, અંગ્રેજો, વગેરે મ્લેચ્છ દેશ તુર્ક દેશનિવાસી જાતિઓ. |
| વ્રા. વૈશ્ય | વ્રા. વૈશ્યા. | સુધન્વાઆચાર્ય, કારૂષ. વિજન્મા, મૈત્ર, સાત્વત, | વેપાર કરનારી વણઝારા તથા વાણીયાની જૂદી જૂદી જાતો. |
| દસ્યુ | આયોગવી | સૈરિંધ્ર, ખવાસી કરનારી સ્ત્રી. | રાજા તથા ગૃહસ્થોના અંતઃપુરમાં સ્ત્રીઓનાં માથાં ગુંથવાં, શરીરે તેલ ચોળવું, કંકુ, ચંદન વગેરેથી પીળો કરવી તથા દેવ, પિતૃઓને અર્થે વનમાંથી પાવત્ર માંસ લાવી આપવું. |
| વૈદેહ | આયોગવી | મૈત્રેયક, ભાટ, ચારણ. | પ્રાતઃકાળમાં રાજાઓને સ્તુતિ પાઠ કરીને જાગ્રત કરવા. |
| નિષાદ | આયોગવી | માર્ગવ, ખારવા. | વહાણ ચલાવવાં. |
| નિષાદ | વૈદેહી | કારાવર, ચર્મકાર, ચમાર, આહિંડીક. | ચામડાં ઉતરડવાં તથા જુના જોડા, કોશ વગેરે ફાટેલાં સાંધવાં, કેદખાનાનું રક્ષણ કરવું. |
| વૈદેહક | ચર્મકારી નિષાદી. | અંધ્ર, મેદ. | ગામથી બહાર રહેવું, અરણ્યનાં પશુઓની હિંસા કરવી. |
| ચંડાલ | વૈદેહી | પાંડુસોપાક. | જંગલમાં વાંસ ફાડવા. |
| ચંડાલ | પુક્કસી | સોપાક, ભંગીયો. | ખુનીને શૂળીયે ચડાવવો તથા તેને દાટવો અને પ્રેતના પિંડનું ભોજન કરવું. |
| ચંડાલ | નિષાદી | અંત્યજ. | સ્મશાનમાં રહેવું. |
| બ્રાહ્મણ | વૈદેહી | ચંચુ. | અરણ્યનાં પશુઓની હિંસા કરવી. |
| બ્રાહ્મણ | માગધી | મદ્દુ. | અરણ્યનાં પશુઓની હિંસા કરવી. |
| માહિષ્ય | કરણી | રથકાર, સુતાર. | રથ, ગાડાં વગેરે કરવાં. |

**वर्णापेतमविज्ञातं नरं कलुषयोनिजम् ।**
**आर्यरूपमिवानार्यं कर्मभिः स्वैर्विभावयेत् ॥ ५७ ॥**

૫૭ પુરુષ પોતાની જાતિથી ભ્રષ્ટ થયો હોય તથા વર્ણસંકર હોય, પરંતુ લોકો તેને તેવો જાણતા ન હોય તેવા આર્ય પુરુષના જેવા જણાતા અનાર્ય પુરુષને તેનાં કર્મો ઉપરથી ઓળખી કાઢવો.

જાતિનો નિર્ણય.

**अनार्यता निष्ठुरता क्रूरता निष्क्रियात्मता ।**
**पुरुषं व्यञ्जयन्तीह लोके कलुषयोनिजम् ॥ ५८ ॥**

૫૮ અનાર્યપણું, નિષ્ઠુરપણું, ક્રૂરપણું અને ક્રિયારહિતપણું, આ મનુષ્ય લોકમાં પુરુષનાં વર્ણસંકરપણાને જણાવી આપે છે.

**पित्र्यं वा भजते शीलं मातुर्वोभयमेव वा ।**
**न कथंचन दुर्योनिः प्रकृतिं स्वां नियच्छति ॥ ५९ ॥**

૫૯ વર્ણસંકર પુરુષ પોતાના પિતાના સ્વભાવને અથવા તો માતાના સ્વભાવને અથવા તો તે બન્નેના સ્વભાવને અનુસરે છે. વર્ણસંકર પુરુષ કોઈ પણ રીતે પોતાની પ્રકૃતિને છૂપાવી શકતો નથી.

**कुले मुख्येऽपि जातस्य यस्य स्याद्योनिसंकरः ।**
**संश्रयत्येव तच्छीलं नरोऽल्पमपि वा बहु ॥ ६० ॥**

૬૦ વર્ણસંકર ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયા છતાં પણ પોતાને ઉત્પન્ન કરનારા થોડા અથવા વિશેષ સ્વભાવને અનુસરે જ છે.

**यत्र त्वेते परिध्वंसाज्जायन्ते वर्णदूषकाः ।**
**राष्ट्रिकैः सह तद्राष्ट्रं क्षिप्रमेव विनश्यति ॥ ६१ ॥**

૬૧ જે દેશમાં વર્ણને દૂષણ આપનારી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે તે દેશ, તે દેશના લોકોની સાથે તુરત જ વિનાશ પામે છે.

**ब्राह्मणार्थे गवार्थे वा देहत्यागोऽनुपस्कृतः ।**
**स्त्रीबालाभ्युपपत्तौ च बाह्यानां सिद्धिकारणम् ॥ ६२ ॥**

૬૨ બ્રાહ્મણ, ગાય, સ્ત્રી અને બાળકની રક્ષા કરવા માટે નિષ્કામપણાથી કરેલો પ્રાણનો ત્યાગ, પ્રતિલોમ પ્રજાને ઉત્તમ જાતિમાં જન્મ આપે છે.

**अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।**
**एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥ ६३ ॥**

૬૩ અહિંસા, સત્ય, અસ્તેય (ચોરી ન કરવી તે), શૌચ અને ઇંદ્રિયનો નિગ્રહ, આ ચારેય વર્ણનો સંક્ષિપ્ત ધર્મ છે, આમ મનુએ કહ્યું છે.

(श्राद्धकर्मातिथेयं च दानमस्तेयमार्जवम् ।
प्रजनं स्वेषु दारेषु तथा चैवानसूयता ॥

શ્રાદ્ધકર્મ, અતિથિનો સત્કાર, દાન, અસ્તેય (ચોરી નહિ કરવી તે), સરળતા, પોતાની સ્ત્રીને વિષે પ્રજા ઉત્પન્ન કરવી અને કોઇની ઇર્ષ્યા ન કરવી, આ ચાર વર્ણનો ટુંકામાં ધર્મ કહ્યો છે.)

*शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसा चेत्प्रजायते ।
अश्रेयान् श्रेयसीं जातिं गच्छत्यासप्तमाद्युगात् ॥ ६४ ॥

* ઋગ્વેદમાં વર્ણોને માટે यो नो आर्योदासः એ મંત્રમાં આર્ય અને દાસ એવા બે શબ્દો જોવામાં આવે છે. તે ઉપરાંત યજ્ઞાદિ ક્રિયાઓ કરનારા બ્રાહ્મણ, રથેષ્ટા, (ક્ષત્રિય) તથા વૈશ્ય પ્રજાઓનાં નામો પણ છે અને યજ્ઞમાં વિઘ્ન કરનારી દસ્યુ નામની એક પ્રજા પણ છે તથા યજુર્વેદમાં પણ 'ब्राह्मणोस्य' એ મંત્રમાં ચાતુર્વર્ણ્ય પ્રજા કહી છે. ઉપર કહેલી ત્રણ પ્રજા ઉપરાંત નાપિત, કુલાલ, કર્મકાર, મૃગયુ, નિષાદ અને શ્વપતિ, વગેરે કર્મ કરનારી જાતિઓનાં નામોથી પરમાત્માની સ્તુતિ કરી છે તથા આ અને બીજી સ્મૃતિઓમાં દ્વિજ તથા શૂદ્ર એવા બે વર્ગો કહેલા છે. તે ઉપરથી આર્ય અથવા દ્વિજ શબ્દમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા પોતે પોતાથી અનંતર વર્ણમાં ઉત્પન્ન થયેલી અનુલોમ જાતિ વગેરે સંસ્કારવાળી જાતિઓનો સમાવેશ થઈ શકે છે, તથા દાસ, દસ્યુ અને શૂદ્ર વર્ણમાં દાસત્વ કરનારી નાપિત, ગોપ, કુંભકાર વગેરે શૂદ્ર જાતિ તથા ઘાંચા, મલ્લ, સૈરિંધ્ર, નટ વગેરે વર્ણસંકર જાતિઓની ઉત્પત્તિ તથા તેને કરવાનાં કામો આ અને બીજી સ્મૃતિઓમાં વર્ણન કરેલાં છે અને તે પછીના ગ્રંથોમાં એટલે ઇતિહાસ પુરાણોમાં પણ તે સર્વે વર્ણોને તે તે કામ કરનાર તરિકે વર્ણવ્યા છે. આ પ્રમાણે સૃષ્ટિના આરંભથી એક સંસ્કૃત અને બીજી અસંસ્કૃત જાતિ તથા તેના બીજા બ્રાહ્મણાદિક ભેદો જોવામાં આવે છે. કેટલાએક કહે છે કે; પહેલાં એક જ જાતિ હતી, પરંતુ એ કહેવું પાયા વિનાનું છે અને તેનાપર કંઈ વજન મૂકી શકાય એવું નથી. શ્રુતિમાં કહ્યું છે કે; अष्टवर्षं ब्राह्मणमुपनयीत एकादशे राजन्यं द्वादशे वैश्यम् આઠમે વર્ષે બ્રાહ્મણને, અગીયારમે વર્ષે ક્ષત્રિયને અને બારમે વર્ષે વૈશ્યને ઉપનયન સંસ્કાર કરવો." વળી આ સ્મૃતિમાં પણ 'गर्भाष्टमेऽब्दे कुर्वीत' એ શ્લોકમાં ગર્ભથી આઠમે વર્ષે બ્રાહ્મણને, અગ્યારમે ક્ષત્રિયને અને બારમે વૈશ્યને ઉપવીત આપવાનું લખ્યું છે ને તે વાકયોને સર્વે સ્મૃતિઓ, પુરાણો, ઇતિહાસો વગેરે અનુસરે છે. તેથી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ પ્રજા દ્વિજ એટલે બે વાર જન્મ પામનારી ગણાય છે. અર્થાત્ એક જન્મ માતાના ઉદરથી અને બીજો ઉપનયન સંસ્કાર કરીને

૬૪ બ્રાહ્મણ થકી શૂદ્રજાતિની કન્યામાં કન્યા ઉત્પન્ન થાય, તેને

---

સાવિત્રીના ઉપદેશથી થાય છે અને આ ત્રણ વર્ણને ચારે વેદના ગૃહ્યસૂત્રકારોએ તથા સ્મૃતિકારોએ ગર્ભાધાનથી આરંભીને અંત્યેષ્ટિ (દાહવિધિ) સુધીનાવૈદિક સંસ્કારો કરવાનું કહ્યું છે. વૈદિક સમયથી જે દાસ, શૂદ્ર અથવા વર્ણસંકર પ્રજા છે તેઓને માટે કોઈ પણ સંસ્કાર તથા વેદાદિકનું અધ્યયન કરવાનું સૂત્રમાં, સ્મૃતિમાં કે પુરાણોમાં કહેવામાં આવ્યું નથી. પણ ઉલટું શ્રુતિમાં "स्त्रीशूद्रौ नाधीयातां સ્ત્રીએ અને શૂદ્રે વેદાધ્યયન કરવું નહિ" એમ કહ્યું છે તથા સ્મૃતિઓમાં પણ 'एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत्' એ તથા બીજા પણ કેટલાક શ્લોકથી શૂદ્રને ત્રણ વર્ણની સેવા તથા અહિંસા, સત્ય વગેરે સાધારણ ધર્મ પાળવાની આજ્ઞા આપી છે. મીમાંસા શાસ્ત્રમાં 'चातुर्वर्ण्यविशेषात्' એ સૂત્રમાં પ્રશ્ન કર્યો છે કે ચારેય વર્ણને યજ્ઞાદિ ક્રિયામાં અધિકાર હોવો જોઇએ. કેમકે, 'यजेत् जुहुयात' યજ્ઞ કરવો, હોમ કરવો એમ સામાન્ય જ પ્રતીત થાય છે. તેનો ઉત્તર આપતાં 'निर्देशात्त्रयाणां स्यात्'–જેમ વસંત ઋતુમાં બ્રાહ્મણને, ગ્રીષ્મમાં ક્ષત્રિયને અને શરદમાં વૈસ્યને આધાન કરવાનું કહ્યું છે તેમ જ જેમ બહિદ્ગિર સામ બ્રાહ્મણને, પાર્થુરસ્ય ક્ષત્રિયને, રાયોવાજીય સામ વૈસ્યને ભણવાનું કહ્યું છે તથા જેમ પયોવ્રત બ્રાહ્મણને, યવાગુ ક્ષત્રિયને અને આમિક્ષા વૈસ્યને, વ્રતમાં ઉપદેશ કરેલી છે, તેમ શૂદ્રને કોઈ આધાનના સમયનો અથવા સામગાનનો અથવા તો વ્રતનો ઉપદેશ કર્યો નથી અને એ વિષે ઘણાં સૂત્રમાં વિચાર કરીને છેવટે 'अवेद्यत्वात् अभावः' એ સૂત્રમાં કહ્યું છે કે શૂદ્ર વેદાધ્યયનનો અધિકારી ન હોવાથી ઉપરનાં કોઇ પણ કર્મ કરવાને યોગ્ય નથી. એટલા માટે મીમાંસાશાસ્ત્રમાં દ્વિજ વર્ણની સ્ત્રીઓને, રથકાર (સુતાર)ને તથા નિષાદસ્થપતિ (ભિલ્લ રાજા) ને વૈદિક કર્મમાં અધિકાર છે કે નથી, તેનો વિચાર કરતાં દ્વિજ સ્ત્રીઓને અગ્નિહોત્રાદિક કર્મમાં ઉપયોગી મંત્રોનું અધ્યયન કરાવવું તથા બીજા બેને પણ લૌકિક અગ્નિમાં ઉપયુક્ત જેટલું જ કર્મ કરાવવું અને તેમણે અધ્યયન પણ તેટલું જ કરવું આમ લખ્યું છે, પરંતુ બીજા કોઇ પણ શૂદ્રોને માટે વિચાર કરવામાં આવ્યો નથી. વેદાંત શાસ્ત્રમાં પણ વ્યાસસૂત્ર ઉપર ભાષ્યકાર શ્રી શંકરાચાર્ય મહારાજે પણ 'शुगस्यतदनादरेति तथा संस्कारपरामर्शात् तथा तद-भाव तथा श्रवणाध्ययनार्थ प्रतिषेधात्' વગેરે સૂત્રોના ભાષ્યમાં પૂર્વપક્ષીએ શંકા કરી છે કે, વિદુર વગેરે શૂદ્રયોનિમાં ઉત્પન્ન થયેલા હોવા છતાં પણ ઉત્તમ વિજ્ઞાનવાળા હતા એમ મહાભારતમાં કહ્યું છે, તેથી જેમ દ્વિજને વિદ્યા (જ્ઞાન)માં અધિકાર છે, તેમ શૂદ્રને પણ હોવો જોઇએ. જો કે 'तस्मात् शूद्रो यज्ञेऽनवक्लृप्तः તેથી શૂદ્ર યજ્ઞમાં અધિકારી નથી" એ શ્રુતિથી અગ્નિહીન શૂદ્ર યજ્ઞાદિ ક્રિયામાં અધિકારી ન હોવા છતાં જ્ઞાનપ્રાપ્તિમાં તે શ્રુતિ નિષેધ કરતી નથી. તે ઉપર ઉત્તર આપતાં કહે છે કે, શૂદ્રને ઉપવીત સંસ્કાર નથી તથા 'स्त्रीशूद्रौ नाधीयातां' એ શ્રુતિથી તેને વેદાધ્યયન કરવાનો પણ નિષેધ કર્યો છે અને વેદાધ્યયન ન હોવાથી જેમ શૂદ્ર યજ્ઞાદિ ક્રિયામાં અધિકારી નથી,

પાછો બ્રાહ્મણ પરણે, તેનાથી પણ કન્યા ઉત્પન્ન થાય તેને પાછો બ્રાહ્મણ

તેમ જ વિદ્યામાં પણ અધિકારી નથી. કદાચ કોઇ એમ કહે કે, એક બુદ્ધિમાન્ શૂદ્રને જ્ઞાન સંપાદન કરવાની ઇચ્છા થાય તો તે શા માટે અધિકારી થઇ ન શકે? તે ઉપર કહ્યું છે કે, લૌકિકિ બુદ્ધિમત્તા તેમાં ઉપયોગ લાગતી નથી. શાસ્ત્રપૂર્વક જ્ઞાન મેળવવાને શાસ્ત્રીય સામગ્રી જ હોવી જોઇએ અને તે વેદાધ્યયન વિના મેળવી શકાતી નથી. અને એટલા જ માટે ઉપનિષદ્‌માં જાનશ્રુતિ રાજાને શૂદ્ર કહ્યો છે. તેનો અર્થ ભાષ્યકારે શોકથી રૈકવ પાસે ગયો હતો માટે તે શૂદ્ર એવો કર્યો છે. પણ તે જાતિથી શૂદ્ર ન હતો. વળી "शूद्रश्चतुर्थोवर्णः न च संस्कारमर्हति શૂદ્ર ચોથો વર્ણ છે અને તે સંસ્કારને યોગ્ય નથી" એમ સ્મૃતિમાં કહ્યુ છે. એટલું જ નહિ પણ તેને વેદશ્રવણનો પણ નિષેધ છે. જેમ કે "अथास्य वेदमुपशृण्वतस्त्रपुजतुभ्यां श्रोत्रपरिपूरणम् જો પ્રમાદથી શૂદ્ર વેદ શ્રવણ કરે તો તેના કાનમાં સીસું તથા લાખ ભરવી." તથા पद्यु ह वा एतत्स्मशानं यत् शूद्रः तस्मात् शूद्रसमीपे नाध्येतव्यम् શૂદ્ર એક ચાલતું શ્મશાન છે માટે જેમ શ્મશાન સમીપે વેદાધ્યયન ન કરાય તેમ જ શૂદ્ર સમીપે પણ વેદાધ્યયન કરવું નહિ. વિદુર વગેરેને પૂર્વ જન્મનાં સંસ્કારથી જ જ્ઞાનરૂપ ફળની પ્રાપ્તિ થઈ હતી, છતાં પણ તેઓએ વેદાધ્યયન કર્યું નહોતું. શૂદ્રને ઇતિહાસ પુરાણથી જ ધર્મોપદેશ કરવો એમ લખ્યું છે. વળી જ્યારે ધૃતરાષ્ટ્ર વિદુરની પાસે ધર્મ સાંભળતા હતા. તેને સર્વ ધર્મ સાંભળ્યા પછી બ્રહ્મજ્ઞાનની ઇચ્છા થઇ ત્યારે વિદુરે હું શૂદ્ર હોવાથી બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરવાને યોગ્ય નથી. માટે સનત્સુજાત તમને તે જ્ઞાન સંભળાવશે એમ કહ્યું હતુંઃ તો આવા વિદુરનીતિના કર્તા વિદુર તથા બ્રાહ્મણને પણ જેણે ઉપદેશ કર્યો છે એવો ધર્મવ્યાધ નામનો કસાઇ એ બન્ને જ્ઞાનવાન્ છતાં બ્રાહ્મણ કહેવાયા નથી. કેટલાક વિશ્વામિત્રનું દૃષ્ટાંત આપે છે પણ ઇતિહાસમાં વિશ્વામિત્ર તથા અગસ્ત્યના શાપથી અજગર થઇ ગયેલો નહુષ રાજા એ બે જ એક જ જન્મમાં ઇતર જાતિરૂપે પરિણામ પામેલા છે. તેમાં વિશ્વામિત્રને તેના પૂર્વજને આપેલા ચ્યવનના વરદાનથી તથા ઋચીકના કરેલા ચરુ ભેદથી તથા તેના ઉગ્ર તપશ્ચરણથી અને નહુષને ઉગ્ર શાપથી યોગશાસ્ત્રમાં કહેલા નિયમ પ્રમાણે વિપરિણામ થયેલો છે, તેમ જ જાબાલ પણ સત્યવક્તા હોવાથી તેની પરીક્ષા કરી માત્ર ગોત્રની જ અજ્ઞાનતા હોવા છતાં બ્રાહ્મણ જાણીને જ તેને સંસ્કાર કર્યો હતો. વળી 'यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः ब्रह्मराजन्याभ्यां शूद्राय चार्याय च स्वाय चारणाय च । એ મંત્રનો અર્થ કરતાં ચારણ પદનો અર્થ અતિશૂદ્ર અથવા અંત્યજ એવો કરે છે. પણ અતિશૂદ્ર એટલે મોચી, ચમાર તથા અંત્યજ એટલે ઢેઢ ચાંડાળ વગેરેને વેદોપદેશની આજ્ઞા છે, એમ કહેવું એ મહાસાહસ છે.

તે મંત્રનો અર્થ ઔવટ ભાષ્યકારે આ પ્રમાણે કર્યો છે'—જેમ દાન કરો તથા તેનાં શુભ ફળ ભોગવો વગેરે કોઇને પણ ઉદ્વેગ ન કરનારી વાણી બ્રાહ્મણ–ક્ષત્રિય–અર્ય (વૈશ્ય), શૂદ્ર, આત્મીયજન તથા (ચ) અને અરણ એટલે પર, એ સૌ જનને ઉદ્દેશીને

પરણે, આમ ઉત્તરોત્તર જે સાતમો પુરુષ ઉત્પન્ન થાય છે, તેનો પ્રથમ

---

હું બોલું. આ મંત્રના ઉત્તરાર્ધમાં प्रियो देवानां दक्षिणायै दातुरिह भूयासम्' એટલે દક્ષિણા આપનારાનો તથા દેવોનો હું પ્રિય થાઉં. આ મંત્રમાં શૂદ્ર તથા ચારણ વગેરેને વેદોપદેશ કરવાનું કહ્યું નથી પણ ચારે વર્ણોને દાન દેવાનો ઉપદેશ કર્યો છે તથા તેમાં ચારણ નહિ પણ ચ અને અરણ એમ બે પદો છે. હમણાં કેટલાક આર્ય બંધુઓ બે ચાર શ્લોક ભણે છે ને તેનો મનમાનતો અર્થ કરીને કહે છે કે–'जन्मना जायते शूद्रः संस्काराद्विज उच्यते' અર્થ:–જન્મથી શૂદ્ર ઉત્પન્ન થાય છે અને તેને ઉપનયન કરવાથી તે દ્વિજ કહેવાય છે. પરંતુ આ શ્લોકમાં 'जन्मना जातिः એવો પાઠ પણ છે, એટલે જન્મ પામવાથી બાળક પોતપોતાની જાતિમાં ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે અર્થ હોવા છતાં પણ કદાચ જેવો પાઠ છે, તે પ્રમાણે જ અર્થ કરીએ તો પણ અતિશૂદ્ર શબ્દનો અર્થ દ્વિજથી ઉત્પન્ન થયેલો પુત્ર શૂદ્રરૂપ જ ઉત્પન્ન થાય છે કે શૂદ્ર જેવો ઉત્પન્ન થાય છે એમ કરવો ? પ્રથમ પક્ષમાં શૂદ્રને ઉપનયનનો નિષેધ હોવાથી તે સંસ્કાર યોગ્ય જ નથી, બીજા પક્ષમાં જો તે શૂદ્ર જેવો છે તો જેમ એક શૂરવીર પુરુષને સિંહના જેવો કહેવામાં આવે છે તેથી તેને કેશવાળી, પંજા તથા સિંહના જેવું શરીર હોતું નથી પણ તેનામાં સિંહના જેવાં પરાક્રમ વગેરે ગુણો હોય છે, તેમ જ તે બાળક કામચાર, કામવાદ, કામભક્ષ્ય કરનારો હોવાથી જ્યાં સૂધી અસંસ્કૃત છે ત્યાં સૂધી શૂદ્રની પેઠે વેદનું અધ્યયન, યજ્ઞ વગેરે શ્રૌત તથા સ્માર્ત ક્રિયાઓ કરવાને યોગ્ય નથી એવો અર્થ કરવો જોઇએ; પણ તેથી તે દ્વિજપુત્ર શૂદ્ર જ છે એમ તો કહી શકાય જ નહિ. વળી તેઓ બીજો એક આ શ્લોક ભણે છે; 'शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम्, શૂદ્ર બ્રાહ્મણ થાય છે અને બ્રાહ્મણ શૂદ્ર થાય છે. આ શ્લોકનો અર્થ પણ તેઓ પ્રકરણાર્થને છોડી દઇને કરે છે. કોઇ પણ શ્લોકનો જ્યારે અર્થ કરવો હોય ત્યારે 'संयोग, विप्रयोग, अर्थ, प्रकरण, साहचर्य વગેરે અર્થ કરવાનાં જે સાધનો છે, તેને અનુસરીને અર્થ કરી શકાય. અહીં જે પ્રકરણ છે તેના પ્રારંભમાં પ્રશ્ન કર્યો છે કે દ્વિજ વર્ણને સવર્ણ શિવાયની સ્ત્રીમાં એટલે શૂદ્રાદિ સ્ત્રીમાં સંતતિ થઇ હોય તો તે દ્વિજ થઇ શકે કે નહિ ? તેનો ઉત્તર આપતાં મનુ કહે છે કે:–

'शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसा चेत्प्रजायते ।
अश्रेयान्श्रेयसीं जातिं गच्छत्यासप्तमाद्युगात् ॥

અર્થ–બ્રાહ્મણથી શૂદ્ર કન્યામાં ઉત્પન્ન થયેલો પારશવ નામનો વર્ણ છે અને તે જો કન્યા હોય તો તે શૂદ્રકન્યાની પુત્રી બ્રાહ્મણને પરણાવી હોય અને એમ ઉત્તરોત્તર તેની કન્યાને બ્રાહ્મણ જ છ પેઢી સૂધી પરણે તો સાતમો પુત્ર (શૂદ્ર) બ્રાહ્મણ થાય છે અને તેને બ્રાહ્મણના સંસ્કાર કરવા. આ શ્લોક પછી આ શ્લોક છે.

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ।
क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात्तथैव च ॥

પૂર્વજ પારશવ જાતિનો હોવા છતાં પણુ તે સાતમો પુરુષ બ્રાહ્મણુ જાતિનો ગણાય છે.

---

અર્થ–પૂર્વ શ્લોકમાં જેમ શૂદ્રકન્યાથી ઉત્પન્ન થયેલી બ્રાહ્મણુપુત્રી બ્રાહ્મણુને પરણાવવાથી અને તે બ્રાહ્મણુની પુત્રી બીજા બ્રાહ્મણુને એમ સાતમી પેઢીને શૂદ્ર કન્યાના સંબંધવાળો પુત્ર જેમ બ્રાહ્મણુ થાય છે, તેમ જ બ્રાહ્મણુથી શૂદ્રની કન્યામાં ઉત્પન્ન થયેલો પારશવ શૂદ્રની કન્યાને પરણે તે શૂદ્રકન્યામાં ઉત્પન્ન થયેલો પણુ શૂદ્રકન્યાને જ પરણે એમ સાતમી પેઢીએ તે બ્રાહ્મણુ છતાં પણુ શૂદ્રકન્યાના સંબંધથી શૂદ્ર થાય છે, અને તે જ પ્રમાણે ક્ષત્રિય તથા વૈશ્યને પણુ છઠ્ઠી તથા પાંચમી પેઢીએ થાય છે. એ જ વાત યાજ્ઞવલ્કય સ્મૃતિમાં પણુ जात्युत्कर्षो युगे ज्ञेयः पञ्चमे सप्तमेऽपि वा' એ શ્લોકના પૂર્વાર્ધમાં બતાવી છે. એટલા માટે, પ્રકરણુ વગેરે સંબંધ છોડી વચમાંથી એક શ્લોક કહાડી ખુશી પ્રમાણે અર્થ કરી પ્રજાને અધર્મમાં પ્રવૃત્ત કરાવવી, એ આર્યોને યોગ્ય નથી. કદાચ કોઈ કહેશે કે ઉપરની જ યાજ્ઞવલ્કય સ્મૃતિના શ્લોકના ઉત્તરાર્ધમાં व्यत्यये कर्मणां साम्यं पूर्ववच्चाधरोत्तरम्' અર્થઃ–જો કર્મમાં પણુ ઉલટપાલટ થાય તો પણુ પૂર્વની પેઠે જ ઉંચ નીચતા થાય છે, એટલે બ્રાહ્મણુ પોતાનું યાજન (યજ્ઞ કરાકરાવવો), અધ્યાપન (વેદ–અંગ વગેરે ભણાવવાં.) અને પ્રતિગ્રહ (દાન લેવું) આ ત્રણુ કર્મને છોડી દઇને આપત્કાળમાં ક્ષત્રિયનાં એટલે રાજાના અથવા રાજ્યના અધિકારી, કારભારી, ફોજદાર, ન્યાયાધીશ, વહિવટદાર વગેરેનાં કર્મ કરે અને આપત્કાળ વીત્યા પછી પણુ તે જ કાર્યો ચાર પેઢી સૂધી કર્યાં કરે તો પાંચમો પુત્ર ક્ષત્રિય થાય છે. વૈદ્યક, કૃષિ, વાણિજ્ય વગેરે કરે તો છઠ્ઠી પેઢીએ વૈશ્ય થાય છે અને યવન વગેરેની ચાકરી તથા રસોઈ વગેરે શૂદ્રની વૃત્તિ કરનારો સાતમી પેઢીએ શૂદ્ર થાય છે એમ કહ્યું છે. તેથી હાલ એવા ઘણા બ્રાહ્મણો છે કે જેની તેટલી પેઢી તે ધંધામાં ચાલી ગઈ છે. તેમ જ ક્ષત્રિયો વૈશ્યનો, અને વૈશ્યો, શૂદ્રનો ધંધો પણુ કરે છે તેથી લગભગ સઘળા વર્ણો પોતપોતાની જાતિથી ભ્રષ્ટ થઈ ગયા છે, અને તેથી સર્વેને પોતપોતાના વર્ણના સંસ્કાર કરવા ન જોઇએ. પણુ તેમ કહેવું ઠીક નથી, કારણુ કે જૂદી જૂદી વૃત્તિ કરવાથી તે તે વૃત્તિવાળાના કેટલાક ગુણો આવે છે, પરંતુ તે તે જાતિ નાશ પામતી નથી. એટલા જ માટે પુરાણોમાં તેના દશ ભેદો પાડ્યા છે અને કહ્યું છે કે બ્રાહ્મણુ જાતિ ક્ષત્રિયની વૃત્તિ કરનાર હોય તો તે બ્રાહ્મણુ ક્ષત્રિય કહેવાય છે. તેમ જ વૈદ્યક, વ્યાપાર તથા કૃષિ કરનાર બ્રાહ્મણુ વૈશ્ય કહેવાય છે તથા સેવા, પાક વગેરે કરનાર બ્રાહ્મણુ શૂદ્ર કહેવાય છે. તેમ જ ક્ષત્રિયવૈશ્ય તથા વૈશ્યશૂદ્ર વગેરે ભેદો પાડ્યા છે. પણુ જે પોતે બ્રાહ્મણુ જાતિમાં ઉત્પન્ન થઇને બ્રાહ્મણુની શુદ્ધ આજીવિકાથી જીવન કરતો હોય તે બ્રાહ્મણુ બ્રાહ્મણુ જ કહેવાય છે. તેમ જ ક્ષત્રિય અને વૈશ્યને માટે પણુ સમજવું. મહાભારતમાં અજગર યુધિષ્ઠિરના સંવાદમાં અજગરે યુધિષ્ઠિરને પૂછ્યું છે કે, જન્મથી જાતિ માનવી કે કર્મથી જાતિ માનવી? તેનો ઉત્તર આપતાં યુધિષ્ઠિરે માતૃદોષ

**शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ।**
**क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात्तथैव च ॥ ६५ ॥**

તથા કર્મ વગેરે અનેક જન્મથી જાતિ માનવાના દોષોનું વર્ણન કરીને છેવટે તે પ્રશ્નમાં સંદેહ હોય તેમ "ये यजामहे એટલે અમે ગમે તેવા જન્મ કર્માદિથી દુષિત હોઇએ તો પણ યજન કરીએ છીએ" એમ વર્ણન કર્યું છે. કર્મ એ જાતિનું અભિવ્યંજક છે. માટે કર્મસહિત જાતિ શ્રેષ્ઠ ગણાય છે એવો જ એ પ્રકરણનો અર્થ છે. કેમકે એક ભીંત ઉપર ચિત્ર કાઢયાં હોય એ ભુંસાઈ જાય તો પણ ભીંત તેવી જ રહે છે. તેમ જ ક્ષત્રિય, વૈશ્ય અથવા તો બ્રાહ્મણના કર્મનો અથવા સંસ્કારોનો લોપ થાય છે તો તે ચિત્ર ગયા છતાં જાતિરૂપ ભીંતનો નાશ થતો નથી. માટે જન્મથી જ જાતિ માનવી જોઇએ, એમ વેદ, સ્મૃતિ તથા મીમાંસા, વેદાન્ત વગેરે શાસ્ત્રોની પણ સંમતિ છે. ગુણ કર્મથી જાતિ માનીએ તો ગર્ભાધાન ઉપનયન વગેરે સંસ્કારો જે દ્વિજોને કરવામાં આવે છે, તે સંસ્કારોને માટે એવો કોણ શૂદ્રપુત્ર ભવિષ્યવેત્તા છે કે, પોતાની સ્ત્રીમાં શમદમાદિ ગુણવાળો બ્રાહ્મણ જન્મ પામવાનો છે માટે આગળથી જ સ્ત્રીને ક્ષેત્ર સંસ્કાર કરે. તેમ વર્તમાન જન્મ પછી પણ એવા કયા ગુણો તેનામાં આવી ગયા હોય કે જેથી આઠમે વર્ષે બ્રાહ્મણના, અગ્યારમે વર્ષે ક્ષત્રિયના અને બારમે વર્ષે વૈશ્યના આ પ્રમાણે દ્વિજોના સંસ્કાર થઈ શકે. કેટલાક પુરુષો આ શ્લોકથી ગમે તે જાતિનો પુરુષ પોતાનામાં સાત્વિકાદિ ગુણોની સંભાવના કરીને પોતાની ઇચ્છા માત્રથીજ ગમે તે જાતિનાં કર્મ કરી શકે છે આમ બતાવે છે, પરન્તુ તેનો અર્થ નીચે પ્રમાણે છે चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः (હે અર્જુન) ગુણ અને કર્મના વિભાગે કરીને એટલે બ્રાહ્મણ સત્વ પ્રધાન હોવાથી તેનાં શમ, દમ વગેરે સાત્વિક કર્મો છે, ક્ષત્રિય સત્વગુણ ગૌણ, અને રજોગુણ પ્રધાન હોવાથી તેનાં શૌર્ય તથા તેજ પ્રધાન કર્મો છે; અને વૈશ્ય તમોગુણ ગૌણ અને રજ પ્રધાન હોવાથી તેનાં કૃષ્યાદિ કર્મ પ્રધાન છે અને શૂદ્ર તમ પ્રધાન હોવાથી શુશ્રૂષાદિ કર્મવાળો છે. આ પ્રમાણે તે તે સાત્વિકાદિ ગુણો પ્રમાણે તે તે બ્રાહ્મણાદિ પ્રજાએ શમ, શૌર્ય, કૃષ્યાદિ પ્રધાન કર્મ કરવાં. એ પ્રમાણે મનુષ્યોને માટે વ્યવસ્થા કરીને મેં સૃષ્ટિના આદિમાં ચાતુર્વર્ણ્ય પ્રજાને ઉત્પન્ન કરી છે.

આ શ્લોકમાં પરમાત્માએ સૃષ્ટિના પ્રારંભમાં અમુક ગુણવાળા અમુક જાતિના પુરુષે અમુક કર્મ કરવાં, આ પ્રમાણે વ્યવસ્થા કરી છે. એટલે કે તે તે ગુણ કર્મ સહિત તે તે જાતિ વધારે પૂજ્ય છે એમ કહ્યું છે; પણ કોઈપણ જાતિનો પુરુષ પોતાને સાત્વિક માની લઇને યથેષ્ટ કર્મ કરે એમ કહ્યું નથી.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણને માટે સંધ્યા, જપ, વૈશ્વદેવ, તર્પણ વગેરે યજ્ઞાદિ ક્રિયા કરવાનું તો સમાન જ છે, તેમ જ શૂદ્રને પણ પુરાણના મંત્રોથી સાયં પ્રાતઃ ઈશ્વર ઉપાસના, મંત્રરહિત વૈશ્વદેવ તથા શ્રાદ્ધ વગેરે ક્રિયાઓ છે. માત્ર

૬૫ ઉપર કહ્યા પ્રમાણે શૂદ્ર જેમ બ્રાહ્મણપણાને પામે છે, એમ જ બ્રાહ્મણ પણ શૂદ્ર જાતિની કન્યામાં એક પુત્રને ઉત્પન્ન કરે તે પુત્ર પાછો

---

બ્રાહ્મણને અધિક આ છે કે, તેણે નિષ્કારણ છ અંગ સહિત વેદનું અધ્યયન કરીને બીજાઓને ભણાવવા, ૧ યજ્ઞો કરાવવા ૨ અને ભિક્ષા માગવી ૩ પ્રતિગ્રહ કરવો. પરંતુ જે કાર્યો બ્રાહ્મણો પણ આવા આપત્કાળના સમયમાં છોડી બેઠા છે તો પછી બીજાઓથી તો તે બનવું અશકય છે.

પ્રજાપતિએ બ્રાહ્મણને અને ક્ષત્રિયને તેના પારલૌકિક શ્રેયને માટે બે વસ્તુ સોંપી છે. બ્રાહ્મણના હાથમાં ભિક્ષાનું પાત્ર આપીને તેને કહ્યું છે કે; ભિક્ષા માગી લાવી, સુકું અનાજ ખાઇને પણ તારે પ્રજાને સત્ ધર્મનો ઉપદેશ કરવો અને ક્ષત્રિયના હાથમાં કપાલ ( તુંબલી ) સોંપીને કહ્યું છે કે; તારે માથું કપાવીને પણ પ્રજાનું સંરક્ષણ કરવું. માટે બ્રાહ્મણના અને ક્ષત્રિયના ધર્મ પાળવાનું અનુકરણ કરનારાઓએ પોતાને માથે કેટલું જોખમ છે તેનો વિચાર કરવો. યુધિષ્ઠિર જેવા અગ્નિહોત્રી, સત્યવાદી, ધર્મનિષ્ઠ પુરુષને પણ તેની માતા કુંતીએ કહ્યું હતું કે, તું બ્રાહ્મણ નથી કે જેથી વનમાં રહી કંદમૂળનો આહાર કરીને તારું શ્રેય સાધીશ. પણ તું રાજસ યોનિમાં ઉત્પન્ન થયેલો ક્ષત્રિય છે અને ભીખ માગવાથી દુર્યોધન તુંને સોયની અણી જેટલી જમીન પણ આપે એમ નથી અને જે ક્ષત્રિય હોવા છતાં રાજ્યહીન છે તે પોતાનું શ્રેય સંપાદન કરી શકતો નથી. માટે તું આ લોકથી અને પરલોકથી ભ્રષ્ટ થયેલો છે. માટે યુદ્ધ કર અને તારા ક્ષાત્ર ધર્મનું પાલન કર!

શ્રીકૃષ્ણે પણ અર્જુનને કહ્યું છે કે; तस्माद्युद्धयस्व भारत હે અર્જુન! તું યુદ્ધ કર; ભીખ માગીને ખાવું આ તારો ધર્મ નથી.

યુધિષ્ઠિર જેવા અગ્નિહોત્રી તથા સત્ય, દયા, શમ, દમ, તિતિક્ષા ગુણવાળા પુરુષને પણ બ્રાહ્મણના ધર્મ પાળવાની ના કહેવામાં આવી છે, એટલુંજ નહિ પણ ઉલટું તે બ્રાહ્મણ ધર્મ ક્ષત્રિયને પરધર્મ હોવાથી ભયાવહ છે એમ કહ્યું છે. એટલા માટે જે પુરુષનો જે જાતિમાં જન્મ હોય તેણે શાસ્ત્રમાં કહેલાં પોતાની જાતિનાં જ કર્મ કરવાં. મહાભારતમાં ભારતના વીરપુરુષોની ગણત્રી કરતી વખતે અર્જુન તથા અશ્વત્થામાની સમાનતા વર્ણન કરીને છેવટે અર્જુનમાં ઓજરૂપ ક્ષાત્ર ગુણ અધિક છે એમ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે. તેમ જ પગમાંથી રુધિર નિકળવા છતાં દૃઢ રહેલા કર્ણને જોઈ પરશુરામે તેને કહ્યું હતું કે તું બ્રાહ્મણ નથી પણ ક્ષત્રિય છે. કેમકે બ્રાહ્મણમાં આવું ધૈર્ય હોય નહિ અને તેથી જ બ્રાહ્મણોમાં શમ દમાદિ ગુણ, ક્ષત્રિયોમાં ક્ષાત્ર ઓજ તથા વૈશ્યમાં વ્યાપારની કુશળતા જન્મથી જ જોવામાં આવે છે. જન્મથી જ જે પુરુષ જે કર્મ કરતો હોય તેમાં તે જેટલું પ્રાવીણ્ય મેળવે છે, તેટલું બીજો મેળવી શકતો નથી. વળી જે માતાપિતાના બીજથી ઉત્પન્ન થયો

શૂદ્ર જાતિની કન્યાને પરણે, એ પ્રમાણે સાતમો પુત્ર શૂદ્રપણાને પામે છે. એ પ્રમાણે ક્ષત્રિયથી શૂદ્રની કન્યામાં ઉત્પન્ન થયેલો પુરુષ છઠ્ઠી પેઢીએ શૂદ્ર થાય છે અને વૈશ્યથી શૂદ્રની કન્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર પાંચમી પેઢીએ શૂદ્ર થાય છે.

अनार्यायां समुत्पन्नो ब्राह्मणात्तु यदृच्छया ।
ब्राह्मण्यामप्यनार्यात्तु श्रेयस्त्वं क्वेति चेद्भवेत् ॥ ६६ ॥

૬૬ બ્રાહ્મણથી શૂદ્ર જાતિની સ્ત્રીમાં એક દૈવેચ્છાથી પુત્ર ઉત્પન્ન થાય અને શૂદ્રથી બ્રાહ્મણ જાતિની સ્ત્રીમાં દૈવેચ્છાથી એક પુત્ર ઉત્પન્ન થાય, એ બન્નેમાં શ્રેષ્ઠ કોને જાણવો? આ શંકાનો ઉત્તર આ પ્રમાણે છે.

जातो नार्यामनार्यायामार्यादार्यो भवेद्गुणैः ।
जातोऽप्यनार्यादार्यायामनार्य इति निश्चयः ॥ ६७ ॥

૬૭ બ્રાહ્મણથી શૂદ્ર જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર પાક યજ્ઞાદિક કરતો હોય તો તે આર્ય કહેવાય છે; અને શૂદ્રથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલો પુત્ર અનાર્ય ગણાય છે, આવો ધર્મશાસ્ત્રનો નિર્ણય છે.

तावुभावप्यसंस्कार्याविति धर्मो व्यवस्थितः ।
वैगुण्याज्जन्मनः पूर्व उत्तरः प्रतिलोमतः ॥ ६८॥

૬૮ તે બન્નેમાં (એટલે પારશવ તથા ચંડાળમાં) પહેલો પારશવ શૂદ્રની હલકી જાતિમાં ઉત્પન્ન થવાથી અને બીજો ચંડાળ પ્રતિલોમરૂપે ઉત્પન્ન થવાથી, તે બન્નેને ઉપનયન સંસ્કાર કરવો નહિ, આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.

सुबीजं चैव सुक्षेत्रे जातं संपद्यते यथा ।
तथार्याज्जात आर्यायां सर्वं संस्कारमर्हति ॥ ६९ ॥

---

છે, તે માતપિતાના ઘણાખરા ગુણો તેનામાં જન્મથી જ વીર્યદ્વારા ઉતરી આવે છે અને પોતે નાનપણથી તે જાતિનું કર્મ કરે છે તે ઉપરાંત પોતાની જાતિ કુટુંબ વગેરેની પણ તે કાર્યમાં સહાય મળે છે. બૌદ્ધ, જૈન વગેરેએ જાતિબંધન તોડવાનો પ્રયત્ન કર્યાં છતાં પણ ક્ષત્રિયો તથા વૈશ્યો હજી પોતપોતાની જાતિ અનુસાર કર્મ કરે છે અને કોઈપણ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય, કુંભાર, ધોબી, હજામ, મોચી અથવા તો ચાંડાળનું કામ કરવાનું પ્રસન્ન કરશે નહિ. માટે ગુણકર્મથી જાતિ માનનારા આર્ય બંધુઓએ મિથ્યા આગ્રહનો ત્યાગ કરીને આપણી અનાદિ વર્ણાશ્રમ વ્યવસ્થાનો સ્વીકાર કરી સ્વધર્માચરણ કરવું અને કરાવવું, એ જ તેઓને યોગ્ય છે. કારણ કે શ્રુતિ, સ્મૃતિ તથા ઇતિહાસોથી ચાતુર્વર્ણ્ય પ્રજાની વ્યવસ્થા, જન્મથી જ સિદ્ધ છે.

૬૯ બીજ ઉત્તમ જાતિનું હોય અને તેને ઉત્તમ ક્ષેત્રમાં વાવેલું હોય તે જેમ સમૃદ્ધિવાળું થાય છે તેમ આર્ય જાતિના પુરુષથી આર્ય જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુરુષ પણ સર્વ સંસ્કારને યોગ્ય ગણાય છે.

**बीजमेके प्रशंसान्ति क्षेत्रमन्ये मनीषिणः ।**
**बीजक्षेत्रे तथैवान्ये तत्रेयं तु व्यवस्थितिः ॥ ७० ॥**

૭૦ કેટલાએક વિદ્વાનો બીજનાં વખાણ કરે છે અને કેટલાએક વિદ્વાનો ક્ષેત્રનાં વખાણ કરે છે. ત્યારે કેટલાએક બીજ અને ક્ષેત્ર બન્નેનાં વખાણ કરે છે, તેમાં આ પ્રમાણે વ્યવસ્થા છે.

બીજનો અને ક્ષેત્રનો નિર્ણય.

**अक्षेत्रे बीजमुत्सृष्टमन्तरैव विनश्यति ।**
**अबीजकमपि क्षेत्रं केवलं स्थण्डिलं भवेत् ॥ ७१ ॥**

૭૧ ઉખર ભૂમિમાં બીજને વાવ્યું હોય તો તે ફળ આપ્યા વગર વચમાં જ વિનાશ પામે છે. તેમ બીજ વગરનું ક્ષેત્ર પણ કેવળ સ્થંડિલ (પડતર) થઇ પડે છે.

**यस्माद्बीजप्रभावेण तिर्यग्जा ऋषयोऽभवन् ।**
**पूजिताश्च प्रशस्ताश्च तस्माद्बीजं प्रशस्यते ॥ ७२ ॥**

૭૨ બીજના પ્રભાવથી હરિણી વગેરે પશુઓમાંથી પણ ઋષ્યશૃંગ વગેરે ઋષિઓ ઉત્પન્ન થયા હતા અને તેઓ પૂજા તથા પ્રશંસાને પાત્ર થયા હતા. તે માટે બીજ ઉત્તમ ગણાય છે.

**अनार्यमार्यकर्माणमार्यं चानार्यकर्मिणम् ।**
**संप्रधार्याब्रवीद्धाता न समौ नासमाविति ॥ ७३ ॥**

૭૩ શૂદ્ર દ્વિજ વર્ણનું કર્મ કરતો હોય અને બ્રાહ્મણ શૂદ્રનું કર્મ કરતો હોય તો તે બન્નેની તુલના કરીને બ્રહ્માએ કહ્યું છે કે; શૂદ્ર દ્વિજ કર્મમાં અનધિકારી હોવાથી અને બ્રાહ્મણ નિષિદ્ધ આચરણ કરવાથી સમાન નથી. તેમ તે બન્ને સ્વધર્મથી વિરુદ્ધ આચરણ કરનારા હોવાથી અસમાન પણ નથી (માટે જે વર્ણને જે કર્મ નિંદિત હોય, તે તેણે કરવું નહિ.)

**ब्राह्मणा ब्रह्मयोनिस्था ये स्वकर्मण्यवस्थिताः ।**
**ते सम्यगुपजीवेयुः षट्कर्माणि यथाक्रमम् ॥ ७४ ॥**

૭૪ જે બ્રાહ્મણો બ્રાહ્મણકન્યામાં ઉત્પન્ન થયા હોય અને પોતાના ધર્મ કર્મમાં પરાયણ રહેતા હોય, તે બ્રાહ્મણોએ અનુક્રમે સારી રીતે નીચેનાં છ કર્મો કરવાં.

દ્વિજ વર્ણની આજીવિકા.

**अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।**
**दानं प्रतिग्रहश्चैव षट्कर्माण्यग्रजन्मनः ॥ ७५ ॥**

૭૫ વેદ ભણવો તથા ભણાવવો, યજ્ઞ કરવો તથા કરાવવો અને દાન દેવું તથા લેવું, આ છ કર્મ બ્રાહ્મણનાં છે.

**षण्णां तु कर्मणामस्य त्रीणि कर्माणि जीविका ।**
**याजनाध्यापने चैव विशुद्धाच्च प्रतिग्रहः ॥ ७६ ॥**

૭૬ આ છ કર્મોમાંથી યજ્ઞ કરાવવો, વેદ ભણાવવો તથા દ્વિજવર્ણોની પાસેથી પ્રતિગ્રહ કરવો ( દાન લેવું ) આ ત્રણ કર્મો બ્રાહ્મણની આજીવિકાને માટે જાણવાં.

**त्रयो धर्मा निवर्तन्ते ब्राह्मणात्क्षत्रियं प्रति ।**
**अध्यापनं याजनं च तृतीयश्च प्रतिग्रहः ॥ ७७ ॥**
**वैश्यं प्रति तथैवैते निवर्तेरन्निति स्थितिः ।**
**न तौ प्रति हि तान्धर्मान्मनुराह प्रजापतिः ॥ ७८ ॥**

૭૭–૭૮ વેદ શાસ્ત્રનું અધ્યાપન, યાજન ( યજ્ઞ કરાવવો ) અને પ્રતિગ્રહ ( દાન લેવું ), આ ત્રણ કર્મ બ્રાહ્મણનાં જ છે. ક્ષત્રિયનાં તથા વૈશ્યનાં નથી, આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે. કારણ કે પ્રજાપતિ મનુએ ક્ષત્રિયને અને વૈશ્યને માટે તે ધર્મ કહ્યા નથી.

**शस्त्रास्त्रभृत्त्वं क्षत्रस्य वणिक्पशुकृषिर्विशः ।**
**आजीवनार्थं धर्मस्तु दानमध्ययनं यजिः ॥ ७९ ॥**

૭૯ ક્ષત્રિયે આજીવિકા માટે શસ્ત્ર ધારણ કરવાં અને વૈશ્યે આજીવિકા માટે વ્યાપાર, પશુપાલન તથા ખેતીવાડી કરવી અને તે બન્ને વર્ણે ધર્મને માટે દાન દેવું, વેદાધ્યયન કરવું તથા યજ્ઞ કરવો.

**वेदाभ्यासो ब्राह्मणस्य क्षत्रियस्य च रक्षणम् ।**
**वार्ता कर्मैव वैश्यस्य विशिष्टानि स्वकर्मसु ॥ ८० ॥**

૮૦ વેદ શાસ્ત્રનું અધ્યાપન કરાવવું તે બ્રાહ્મણની, પ્રજાનું રક્ષણ કરવું તે ક્ષત્રિયની અને પશુપાલન તથા વ્યાપાર કરવો, તે વૈશ્યની પોતાની ઉત્તમોત્તમ આજીવિકા છે.

**अजीवंस्तु यथोक्तेन ब्राह्मणः स्वेन कर्मणा ।**
**जीवेत्क्षत्रियधर्मेण स ह्यस्य प्रत्यनन्तरः ॥ ८१ ॥**

ચારેય વર્ણના આપદ્ધર્મનો નિર્ણય.

૮૧ બ્રાહ્મણ જો અધ્યાપનાદિ વૃત્તિથી પોતાનાં કુટુંબની આજીવિકા કરી શકે નહિ તો તેણે ક્ષત્રિયના કર્મથી આજીવિકા કરવી. કારણ કે, તે તેની પછીના વર્ણની આજીવિકા છે.

**उभाभ्यामप्यजीवंस्तु कथं स्यादिति चेद्भवेत् ।**
**कृषिगोरक्षमास्थाय जीवेद्वैश्यस्य जीविकाम् ॥ ८२ ॥**

૮૨ બ્રાહ્મણ પોતાની જાતિનાં અને ક્ષત્રિય જાતિનાં એમ બન્ને વર્ણનાં કર્મો કરવાથી પણ જો પોતાની આજીવિકા ચલાવી શકે નહિ તો પછી બ્રાહ્મણે કેવી રીતે આજીવિકા કરવી? તેનો ઉત્તર એટલો જ કે, તેણે ખેતીવાડી તથા ગોરક્ષણ કરીને વૈશ્યની આજીવિકાથી જીવવું.

**वैश्यवृत्त्यापि जीवंस्तु ब्राह्मणः क्षत्रियोऽपि वा ।**
**हिंसाप्रायां पराधीनां कृषिं यत्नेन वर्जयेत् ॥ ८३ ॥**

૮૩ બ્રાહ્મણ અથવા તો ક્ષત્રિય વૈશ્યની વૃત્તિથી આજીવિકા કરતા હોય તો પણ તેણે જેમાં ઘણે ભાગે હિંસા સમાયલી છે એવી તથા અનાવૃષ્ટિ વગેરે છ ઇતિઓ નેઆધીન હોવાથી પરાધીન એવી ખેતીવાડીનો ધંધો પ્રયત્ન પૂર્વક તજી દેવો.

**कृषिं साध्विति मन्यन्ते सा वृत्तिः सद्विगर्हिता ।**
**भूमिं भूमिशयांश्चैव हन्ति काष्ठमयोमुखम् ॥ ८४ ॥**

૮૪ કેટલાએક ખેતીવાડીને સારી માને છે, પરંતુ સત્પુરુષો તેની નિંદા કરે છે. કારણ કે લોઢાના મુખવાળું લાકડાનું હળ પૃથ્વીનો તથા પૃથ્વીમાં રહેનારા જીવોનો નાશ કરે છે.

**इदं तु वृत्तिवैकल्यात्त्यजतो धर्मनैपुणम् ।**
**विट्पण्यमुद्धृतोद्धारं विक्रेयं वित्तवर्धनम् ॥ ८५ ॥**

૮૫ બ્રાહ્મણની તથા ક્ષત્રિયની પોતાનાં કર્મથી આજીવિકા ન ચાલે તો અને તેઓ પોતાની શાસ્ત્રોક્ત આજીવિકાનો ત્યાગ કરે તો તે બન્નેએ દ્રવ્ય વધારવા માટે શાસ્ત્રોમાંનિષેધ કરેલા પદાર્થોને છોડી દઈને વૈશ્યનો ધંધો કરવો.

**सर्वान्रसानपोहेत कृतान्नं च तिलैः सह ।**
**अश्मनो लवणं चैव पशवो ये च मानुषाः ॥ ८६ ॥**

૮૬ બ્રાહ્મણે સર્વ જાતના રસોનો, સર્વ અન્નનો, તલનો, પત્થરનો, મીઠાંનો, પશુઓનો તથા મનુષ્યોનો વ્યાપાર કરવો નહિ.

सर्वं च तान्तवं रक्तं शाणक्षौमाविकानि च ।
अपि चेत्स्युररक्तानि फलमूले तथौषधीः ॥ ८७ ॥
अपः शस्त्रं विषं मांसं सोमं गन्धांश्च सर्वशः ।
क्षीरं क्षौद्रं दधि घृतं तैलं मधु गुडं कुशान् ॥ ८८ ॥
आरण्यांश्च पशून्सर्वान्दंष्ट्रिणश्च वयांसि च ।
मद्यं नीलिं च लाक्षां च सर्वांश्चैकशफांस्तथा ॥ ८९ ॥

૮૭–૮૯ સર્વે જાતનાં રાતાં વસ્ત્રો તથા શણનાં, અળસીનાં અને ઉનના વાળનાં નહિ રંગેલાં વસ્ત્રો, ફળો, કંદો, ઔષધિઓ, પાણી, લોઢાનાં હથિયારો, ઝેર, માંસ, સોમના છોડ, કપૂર, ચંદન વગેરે સુગંધી પદાર્થો, દુધ, મધ, દહિ, ઘી, તેલ, મધ, ગોળ, દર્ભ, વનમાં રહેનારાં હાથી વગેરે પશુઓ, સિંહ વગેરે દાઢવાળાં પશુઓ, પક્ષીઓ, મદિરા, ગળી, લાખ તથા એક ખરીવાળાં ઘોડા વગેરે સર્વે પશુઓ વેચવાં નહિ.

( त्रपु सीसं तथा लोहं तैजसानि च सर्वशः ।
वालान् चर्म तथास्थीनि सस्नायूनि च वर्जयेत् ॥

લાખનો, સીસાનો, લોઢાનો, કાંસા વગેરે સર્વ ધાતુઓનો, વાળનો, ચાંમડાંનો, હાથી દાંત વગેરે હાડકાંઓનો તથા સ્નાયુઓનો (જેમાંથી તાંત બનાવવામાં આવે છે તેવો અંદરનો ચામડાનો ભાગ) વેપાર કરવો નહિ.)

काममुत्पाद्य कृष्यां तु स्वयमेव कृषीवलः ।
विक्रीणीत तिलाञ्छुद्धान्धर्मार्थमचिरस्थितान् ॥ ९० ॥

૯૦ બ્રાહ્મણ જાતિના ખેડુતે પોતે જ ઇચ્છાથી તલ નિપજાવ્યા હોય તો તે તલમાંથી ભવિષ્યમાં લાભ મેળવવાની ઇચ્છા નહિ રાખતાં તુરત જ શુદ્ધ એવા તે તલને યજ્ઞ યાગાદિ ધર્મકાર્યને માટે વેંચી નાખવા.

भोजनाभ्यञ्जनाद्दानाद्यदन्यत्कुरुते तिलैः ।
कृमिभूतः श्वविष्ठायां पितृभिः सह मज्जति ॥ ९१ ॥

૯૧ જે પુરુષ ભોજન, સ્નાન અને દાન શિવાય બીજા કાર્યમાં તલનો ઉપયોગ કરે છે, તે પુરુષ કીડો થઇને પોતાના પિતૃઓની સાથે કુતરાની વિષ્ઠામાં પડે છે.

सद्यः पतति मांसेन लाक्षया लवणेन च ।
त्र्यहेण शूद्रो भवति ब्राह्मणः क्षीरविक्रयात् ॥ ९२ ॥

૯૨ બ્રાહ્મણ માંસ, લાખ અને મીઠું વેચે છે તો તુરત પતિત થાય છે અને દુધ વેચવાથી ત્રીજે દિવસે શૂદ્ર સમાન થાય છે.

**इतरेषां तु पण्यानां विक्रयादिह कामतः ।**
**ब्राह्मणः सप्तरात्रेण वैश्यभावं नियच्छति ॥ ९३ ॥**

૯૩ બ્રાહ્મણ ઉપર કહેલા પદાર્થો શિવાયના બીજા શાસ્ત્રમાં વેચવા માટે નિષેધ કરેલા પદાર્થોને પોતાની મરજીથી વેંચે છે તો તે સાત રાત્રિ પછી વૈશ્યપણાને પામે છે.

**रसा रसैर्निमातव्या न त्वेव लवणं रसैः ।**
**कृतान्नं चाकृतान्नेन तिला धान्येन तत्समाः ॥ ९४ ॥**

૯૪ ગોળ વગેરે રસોને ઘી વગેરે રસોની સાથે અદલ બદલ કરવા, પરંતુ મીઠાંને રસોની સાથે અદલ બદલ કરવું નહિ, રાંધેલાં અન્નને કાચાં અન્નની સાથે અદલ બદલ કરવું તથા તલને બીજાં ધાન્યોની સાથે અદલ બદલ કરવા.

**जीवेदेतेन राजन्यः सर्वेणाप्यनयं गतः ।**
**न त्वेव ज्यायसीं वृत्तिमभिमन्येत कर्हिचित् ॥ ९५ ॥**

૯૫ ક્ષત્રિય આજીવિકાને માટે દુઃખમાં આવી પડયો હોય તો તેણે બ્રાહ્મણને વેચવા માટે શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલા રસાદિક વેંચીને વૈશ્યની પેઠે આજીવિકા કરવી. પરંતુ કોઇ પણ દહાડો બ્રાહ્મણની આજીવિકાથી જીવવું નહિ.

**यो लोभादधमो जात्या जीवेदुत्कृष्टकर्मभिः ।**
**तं राजा निर्धनं कृत्वा क्षिप्रमेव प्रवासयेत् ॥ ९६ ॥**

૯૬ જે અધમ જાતિનો પુરુષ લોભથી ઉંચી જાતિના પુરુષનાં કર્મો કરીને આજીવિકા કરે, તેનું ધન રાજાએ હરી લેવું અને તેને તુરત જ દેશનિકાલ કરવો.

**वरं स्वधर्मो विगुणो न पारक्यः स्वनुष्ठितः ।**
**परधर्मेण जीवन्हि सद्यः पतति जातितः ॥ ९७ ॥**

૯૭ પોતાનો ધર્મ કોઇ અંશમાં ન્યૂન હોય તો પણ સારો ગણાય છે, પરંતુ પારકો ધર્મ સર્વાંગ સંપૂર્ણ હોવા છતાં પણ સારો ગણાતો નથી. જે પુરુષ પરજાતિના ધર્મથી આજીવિકા કરે છે, તે તુરત પોતાની જાતિમાંથી ભ્રષ્ટ થાય છે.

**वैश्योऽजीवन्स्वधर्मेण शूद्रवृत्त्यापि वर्तयेत् ।**
**अनाचरन्नकार्याणि निवर्तेत च शक्तिमान् ॥ ९८ ॥**

૯૮ વૈશ્યની વ્યાપારાદિકથી આજીવિકા ચાલતી ન હોય તો તેણે શૂદ્રનાં કર્મ કરીને પણ આજીવિકા કરવી; પરંતુ તે સમયે ઉચ્છિષ્ટ ભોજન વગેરે અકાર્ય કરવાં નહિ અને તે જ્યારે આપત્તિમાંથી મુક્ત થાય ત્યારે તેણે શૂદ્રના ધંધામાંથી છૂટા થઈ જવું. (તે જ પ્રમાણે સર્વ વર્ણના પુરુષે આપત્તિમાંથી મુક્ત થયા પછી બીજાની આજીવિકાનો ત્યાગ કરવો.)

**अशक्नुवंस्तु शुश्रूषां शूद्रः कर्तुं द्विजन्मनाम् ।**
**पुत्रदारात्ययं प्राप्तो जीवेत्कारुककर्मभिः ॥ ९९ ॥**

૯૯ શૂદ્ર જો દ્વિજ વર્ણની સેવા કરીને પોતાનાં સ્રીપુત્રાદિકનું પોષણ પણ કરી શકતો ન હોય તો તેણે સુતાર, લુવાર વગેરેનાં કર્મ કરીને આજીવિકા કરવી.

**यैः कर्मभिः प्रचरितैः शुश्रूष्यन्ते द्विजातयः ।**
**तानि कारुककर्माणि शिल्पानि विविधानि च ॥ १०० ॥**

૧૦૦ જે કર્મો કરવાથી દ્વિજ વર્ણની સેવા કરી શકાય તેવાં સુતાર વગેરેનાં કામ તથા ચિત્ર, કોતર કામ વગેરે જાત જાતનાં શિલ્પ કામ કરવાં.

**वैश्यवृत्तिमनातिष्ठन्ब्राह्मणः स्वे पथि स्थितः ।**
**अवृत्तिकर्षितः सीदन्निमं धर्मं समाचरेत् ॥ १०१ ॥**

૧૦૧ બ્રાહ્મણ પોતાની આજીવિકા ન ચાલવાથી દુઃખી થયા છતાં પણ ક્ષત્રિયનો તથા વૈશ્યનો ધંધો નહિ કરતાં પોતાના ધર્મમાર્ગમાં વર્તતો હોય તો તેણે નીચે પ્રમાણે વર્તવું.

**सर्वतः प्रतिगृह्णीयाद्ब्राह्मणस्त्वनयं गतः ।**
**पवित्रं दुष्यतीत्येतद्धर्मतो नोपपद्यते ॥ १०२ ॥**

૧૦૨ બ્રાહ્મણ જો આજીવિકાના દુઃખથી પીડાતો હોય તો તેણે સર્વની પાસેથી દાન લેવું. કારણ કે પવિત્ર વસ્તુ દૂષણ પામતી નથી, એવી ધર્મની મર્યાદા છે.

**नाध्यापनाद्याजनाद्वा गर्हिताद्वा प्रतिग्रहात् ।**
**दोषो भवति विप्राणां ज्वलनाम्बुसमा हि ते ॥ १०३ ॥**

૧૦૩ આપત્તિના સમયમાં નિંદિત પુરુષોને વેદ ભણાવવાથી, યજ્ઞ કરાવવાથી તથા તેની પાસેથી પ્રતિગ્રહ કરવાથી (દાન લેવાથી) બ્રાહ્મણોને દોષ લાગતો નથી. કારણ કે બ્રાહ્મણો અગ્નિના અને પાણીના જેવા પવિત્ર છે.

जीवितात्ययमापन्नो योऽन्नमत्ति यतस्ततः ।
आकाशमिव पङ्केन न स पापेन लिप्यते ॥ १०४ ॥

૧૦૪ ક્ષુધાથી પ્રાણનો નાશ થતો હોય ત્યારે જે પુરુષ હરકોઇની પાસેથી અન્ન ખાય તો પણ તે ગારાવડે જેમ આકાશ લેપાતું નથી તેમ તે પાપથી લેપાતો નથી.

अजीगर्तः सुतं हन्तुमुपासर्पद्बुभुक्षितः ।
न चालिप्यत पापेन क्षुत्प्रतीकारमाचरन् ॥ १०५ ॥

૧૦૫ અજીગર્ત ઋષિ ભુખે પીડાવાથી સો ગાયના લાભને માટે પુત્રને હણવાને તત્પર થયા હતા; તેણે ભુખ મટાડવા માટે તેમ કર્યું હતું તેથી તેને પાતક લાગ્યું ન હતું.

श्वमांसमिच्छन्नार्तोऽत्तुं धर्माधर्मविचक्षणः ।
प्राणानां परिरक्षार्थं वामदेवो न लिप्तवान् ॥ १०६ ॥

૧૦૬ ધર્મને તથા અધર્મને જાણનારા વામદેવ ઋષિ ભુખથી પીડાવા લાગ્યા ત્યારે તેણે પ્રાણોની રક્ષા કરવા માટે કુતરાનું માંસ ખાવાની ઇચ્છા કરી હતી, પરંતુ તેને પાપ લાગ્યું ન હતું.

भरद्वाजः क्षुधार्तस्तु सपुत्रो विजने वने ।
बह्वीर्गाः प्रतिजग्राह वृधोस्तक्ष्णो महातपाः ॥ १०७ ॥

૧૦૭ મહાતપસ્વી ભરદ્વાજે અને તેમના પુત્રે નિર્જન વનમાં ભુખથી પીડા પામીને વૃધુ નામના સુતારની પાસેથી ઘણી ગાયોનું દાન લીધું હતું.

क्षुधार्तश्चात्तुमभ्यागाद्विश्वामित्रः श्वजाघनीम् ।
चण्डालहस्तादादाय धर्माधर्मविचक्षणः ॥ १०८ ॥

૧૦૮ ધર્મને તથા અધર્મને જાણવામાં કુશળ એવા વિશ્વામિત્ર જ્યારે ભુખથી પીડાવા લાગ્યા ત્યારે તે ચંડાળના હાથમાંથી કુતરાની પુછડીને છિનવી લઇને ખાવાને તૈયાર થયા હતા.

प्रतिग्रहाद्याजनाद्वा तथैवाध्यापनादपि ।
प्रतिग्रहः प्रत्यवरः प्रेत्य विप्रस्य गर्हितः ॥ १०९ ॥

૧૦૯ પ્રતિગ્રહ (દાન લેવું), યાજન (યજ્ઞ કરાવવો) અને અધ્યાપન (ભણાવવું) એ ત્રણમાં પ્રતિગ્રહ હલકો ગણાય છે અને તે બ્રાહ્મણને મરણ પછી પરલોકમાં દુઃખ આપે છે.

याजनाध्यापने नित्यं क्रियेते संस्कृतात्मनाम् ।
प्रतिग्रहस्तु क्रियते शूद्रादप्यन्त्यजन्मनः ॥ ११० ॥

૧૧૦ કારણ કે યાજન તથા અધ્યાપન નિત્ય સંસ્કારોથી સંસ્કૃત થયેલા પુરુષોને કરાવવામાં આવે છે ત્યારે પ્રતિગ્રહ તો શૂદ્ર, મ્લેચ્છ વગેરેની પાસેથી પણ કરવાનો પ્રસંગ આવે છે.

जपहोमैरपैत्येनो याजनाध्यापनैः कृतम् ।
प्रतिग्रहनिमित्तं तु त्यागेन तपसैव च ॥ १११ ॥

૧૧૧ સંસ્કારરહિત પુરુષને યજ્ઞ કરાવવાથી તથા અધ્યાપન કરાવવાથી લાગેલું પાપ જપ તથા હોમ કરવાથી નાશ પામે છે અને સંસ્કારરહિતની પાસેથી દાન લેવાથી લાગેલું પાપ તે વસ્તુનું દાન તથા તપ કરવાથી નાશ પામે છે.

शिलोञ्छमप्याददीत विप्रोऽजीवन्यतस्ततः ।
प्रतिग्रहाच्छिलः श्रेयांस्ततोऽप्युञ्छः प्रशस्यते ॥ ११२ ॥

૧૧૨ ગમે તેની પાસેથી દાન લઈને આજીવિકા કરવાને નહિ ઇચ્છનારા બ્રાહ્મણે શિલ તથા ઉંછ વૃત્તિથી આજીવિકા કરવી. કારણ કે પ્રતિગ્રહ (દાન લેવું)ના કરતાં શિલવૃત્તિ શ્રેષ્ઠ ગણાય છે અને શિલના કરતાં પણ ઉંછવૃત્તિ શ્રેષ્ઠ ગણાય છે.

सीदद्भिः कुप्यमिच्छद्भिर्धनं वा पृथिवीपतिः ।
याच्यः स्यात्स्नातकैर्विप्रैरदित्संस्त्यागमर्हति ॥ ११३ ॥

૧૧૩ જે સ્નાતક બ્રાહ્મણો નિર્ધન હોવાથી ધર્મ કર્મ કરવા માટે તથા કુટુંબનું પોષણ કરવા માટે સીદાતા હોય, તેઓએ રાજાની પાસે અન્ન, વસ્ત્ર તથા યજ્ઞ યાગ કરવા માટે ધનની યાચના કરવી અને રાજા જો આપે નહિ તો તે રાજાનો ત્યાગ કરવો.

अकृतं च कृतात्क्षेत्राद्गोरजाविकमेव च ।
हिरण्यं धान्यमन्नं च पूर्वं पूर्वमदोषवत् ॥ ११४ ॥

૧૧૪ નહિ ખેડેલું ક્ષેત્ર, ગાય, બકરાં, મેઢાં, સુવર્ણ, કાચું અન્ન તથા રાંધેલું અન્ન આ પદાર્થોમાંના પૂર્વ પૂર્વના પદાર્થો પછી પછીના પદાર્થ કરતાં નિર્દોષ ગણાય છે (માટે તેનું દાન લેવું).

*सप्त वित्तागमा धर्म्या दायो लाभः क्रयो जयः ।
प्रयोगः कर्मयोगश्च सत्प्रतिग्रह एव च ॥ ११५ ॥

૧૧૫ વંશ પરંપરાના વારસામાંથી, ધનના ભંડારમાંથી અથવા તો મિત્ર તરફથી, કોઇ વસ્તુનાં વેચાણુમાંથી, વિજયમાંથી, વ્યાજ વટંતરમાંથી, વ્યાપારમાંથી, ખેતીવાડીમાંથી તથા સત્પુરુષની પાસેથી મળેલા દાનમાંથી આમ-સાત પ્રકારે મળેલું ધન ધર્મ્ય ગણાય છે.

†विद्या शिल्पं भृतिः सेवा गोरक्ष्यं विपणिः कृषिः ।
धृतिर्भैक्ष्यं कुसीदं च दश जीवनहेतवः ॥ ११६ ॥

૧૧૬ જ્યોતિષ, વૈદ્યક, તર્કશાસ્ત્ર વગેરે વિદ્યા, શિલ્પ (કારીગિરી), પગારદાર તરિકે નોકરી, સેવા, પશુપાલન, વ્યાપાર, ખેતી, ધૈર્ય (જેટલું મળે તેટલાથી સંતોષ), ભિક્ષાવૃત્તિ અને વ્યાજવટંતરનો ધંધો, આ દશ આજીવિકાનાં સાધન ગણાય છે.

ब्राह्मणः क्षत्रियो वापि वृद्धिं नैव प्रयोजयेत् ।
कामं तु खलु धर्मार्थं दद्यात्पापीयसेऽल्पिकाम् ॥ ११७ ॥

૧૧૭ બ્રાહ્મણે તથા ક્ષત્રિયે આપત્તિના સમયમાં પણ વ્યાજનો ધંધો કરવો જ નહિ, પરંતુ ધર્મને માટે ખેતી, સેવા વગેરે કરનારા હલકી જાતિના પુરુષને થોડે વ્યાજે ધન આપવું.

चतुर्थमाददानोऽपि क्षत्रियो भागमापदि ।
प्रजा रक्षन्परं शक्त्या किल्बिषात्प्रतिमुच्यते ॥ ११८ ॥

૧૧૮ રાજા આપત્તિના સમયમાં (આઠમો ભાગ નહિ લેતાં) ચોથો ભાગ લઇને પણ જો શક્તિ પ્રમાણે પ્રજાનું સંપૂર્ણ રીતે રક્ષણ કરે છે તો તે પાતકમાંથી મુક્ત થાય છે.

स्वधर्मो विजयस्तस्य नाहवे स्यात्पराङ्मुखः ।
शस्त्रेण वैश्यान्रक्षित्वा धर्म्यमाहारयेद्बलिम् ॥ ११९ ॥

---

* પહેલા ત્રણ લાભ ચારેય વર્ણને માટે ધર્મ્ય ગણાય છે, વિજય વડે થનારો લાભ ક્ષત્રિયને ધર્મ્ય ગણાય છે, વ્યાજવટંતર, ખેતી અને વ્યાપારથી થનારો લાભ વૈસ્યને ધર્મ્ય ગણાય છે અને પ્રતિગ્રહ બ્રાહ્મણને ધર્મ્ય ગણાય છે.

† આ દશ આજીવિકામાંથી જે આજીવિકા જેને સારા સમયમાં નિષેધ કરી હોય, તે આજીવિકા તેણે આપત્તિના સમયમાં કરવી.

૧૧૯ યુદ્ધ કરવું એ ક્ષત્રિયનો સ્વધર્મ છે; તેણે યુદ્ધમાં પાછી પાની કરવી નહિ અને શસ્ત્રોવડે ચોરોથી વૈશ્યોની રક્ષા કરીને વિશ્વાસુ પુરુષો દ્વારા પ્રજાની પાસેથી ન્યાય પ્રમાણે કર લેવો.

धान्येऽष्टमं विशां शुल्कं विंशं कार्षापणावरम् ।
कर्मोपकरणाः शूद्राः कारवः शिल्पिनस्तथा ॥ १२० ॥

૧૨૦ રાજાએ વૈશ્યોની પાસે ધાન્યમાંથી આઠમો ભાગ લેવો; સુવર્ણથી આરંભીને કાર્ષાપણ (તાંબાનો સિક્કો) સૂધીના ધનમાંથી વિશમો ભાગ લેવો; અને શૂદ્રો, મજુરો તથા કારીગરોની પાસે વેઠે કામ કરાવવું.

शूद्रस्तु वृत्तिमाकाङ्क्षन्क्षत्रमाराधयेद्यदि ।
धनिनं वाप्युपाराध्य वैश्यं शूद्रो जिजीविषेत् ॥ १२१ ॥

૧૨૧ શૂદ્રે બ્રાહ્મણની સેવા કરવાથી જો આજીવિકા ન ચાલે તો ક્ષત્રિયની અથવા તો ધનાઢ્ય વૈશ્યની સેવા કરીને આજીવિકા ચલાવવી.

स्वर्गार्थमुभयार्थं वा विप्रानाराधयेत्तु सः ।
जातब्राह्मणशब्दस्य सा ह्यस्य कृतकृत्यता ॥ १२२ ॥

૧૨૨ પરંતુ સ્વર્ગને માટે અથવા તો આ લોકના અને પરલોકના શ્રેયને માટે, શૂદ્રે બ્રાહ્મણની સેવા કરવી. ‘અમુક શૂદ્ર અમુક બ્રાહ્મણનો આશ્રિત છે’ એમ કહેવરાવવાથી જ શૂદ્ર કૃતાર્થ થાય છે.

विप्रसेवैव शूद्रस्य विशिष्टं कर्म कीर्त्यते ।
यदतोऽन्यद्धि कुरुते तद्भवत्यस्य निष्फलम् ॥ १२३ ॥

૧૨૩ બ્રાહ્મણની સેવા કરવી એ જ શૂદ્રનું બીજાં કર્મો કરતાં શ્રેષ્ઠ કર્મ કહેવાય છે. આ શિવાય શૂદ્ર બીજું જે કંઇ કર્મ કરે છે, તે તેને ફળ આપતું નથી.

प्रकल्प्या तस्य तैर्वृत्तिः स्वकुटुम्बाद्यथार्हतः ।
शक्तिं चावेक्ष्य दाक्ष्यं च भृत्यानां च परिग्रहम् ॥ १२४ ॥

૧૨૪ બ્રાહ્મણોએ સેવકોની કાર્ય કરવાની શક્તિ, ડહાપણ તથા તેમનાં કુટુંબની સંખ્યા તરફ જોઇને યોગ્યતા પ્રમાણે પોતાનાં કુટુંબમાંથી સેવકોને આજીવિકા બાંધી આપવી.

उच्छिष्टमन्नं दातव्यं जीर्णानि वसनानि च ।
पुलाकाश्चैव धान्यानां जीर्णाश्चैव परिच्छदाः ॥ १२५ ॥

૧૨૫ ભોજન કરી રહ્યા પછી વધેલું અન્ન આપવું, જુનાં પુરાણાં વસ્ત્રો આપવાં, ફોતરાવાળું ધાન્ય આપવું તથા ઓઢવા પાથરવાનાં વસ્ત્રો તથા ગાદલાં આપવાં.

**न शूद्रे पातकं किंचिन्न च संस्कारमर्हति ।**
**नास्याधिकारो धर्मेऽस्ति न धर्मात्प्रतिषेधनम् ॥ १२६ ॥**

૧૨૬ શૂદ્રને (પાતકી હોવાથી લશણ વગેરે અભક્ષ્ય પદાર્થો ભક્ષણ કરવાથી) પાતક લાગતું નથી, તેમ શૂદ્રને ઉપનયન વગેરે સંસ્કારો પણ નથી, તેમ અગ્નિહોત્ર આદિ ધર્મ કરવાનો અધિકાર પણ નથી તેમ અમંત્રક પાક યજ્ઞાદિ ધર્મ કર્મ કરવાનો નિષેધ પણ નથી.

**धर्मेप्सवस्तु धर्मज्ञाः सतां वृत्तमनुष्ठिताः ।**
**मन्त्रवर्ज्यं न दुष्यन्ति प्रशंसां प्राप्नुवन्ति च ॥ १२७ ॥**

૧૨૭ ધર્મ જાણનારા શૂદ્રો ધર્મ સંપાદન કરવાની ઇચ્છાથી સત્પુરુષોનાં આચારને પાળે છે તથા મંત્ર ભણ્યા વિના પાક યજ્ઞાદિ કરે છે તો તેને દોષ લાગતો નથી; પરંતુ તે પ્રશંસાપાત્ર થાય છે.

**यथा यथा हि सद्वृत्तमातिष्ठत्यनसूयकः ।**
**तथा तथेमं चामुं च लोकं प्राप्नोत्यनिन्दितः ॥ १२८ ॥**

૧૨૮ શૂદ્ર ઇર્ષ્યા કર્યા વગર જેમ જેમ સદાચારને પાળે છે, તેમ તેમ તે લોકોમાં પ્રશંસાપાત્ર થાય છે, આ લોકમાં ઉત્તમ ગણાય છે અને મરણ પછી પરલોકમાં જાય છે.

**शक्तेनापि हि शूद्रेण न कार्यो धनसञ्चयः ।**
**शूद्रो हि धनमासाद्य ब्राह्मणानेव बाधते ॥ १२९ ॥**

૧૨૯ શૂદ્ર ધન સંપાદન કરવાને સમર્થ હોય તોપણ તેણે ધનનો સંગ્રહ કરવો નહિ. કારણ કે શૂદ્ર જો ધન મેળવે છે તો બ્રાહ્મણોની પાસે સેવા વગેરે કરાવીને તેઓને દુઃખી કરે છે.

**एते चतुर्णां वर्णानामापद्धर्माः प्रकीर्तिताः ।**
**यान्सम्यगनुतिष्ठन्तो व्रजन्ति परमां गतिम् ॥ १३० ॥**

૧૩૦ આ ચારેય વર્ણોના આપત્કાળના ધર્મ કહ્યા. જેઓ પોતપોતાના ધર્મનું સારી રીતે આચરણ કરે છે, તેઓ પરમ ગતિને પામે છે.

एष धर्मविधिः कृत्स्नश्चातुर्वर्ण्यस्य कीर्तितः ।
अतः परं प्रवक्ष्यामि प्रायश्चित्तविधिं शुभम् ॥ १३१ ॥

॥ इति श्रीमानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां दशमोऽध्यायः समाप्तः ॥

૧૩૧ આ ચારેય વર્ણના ધર્મનો સંપૂર્ણ વિધિ કહ્યો. હવે પછી પ્રાયશ્ચિત્તનો શુભ વિધિ કહીશ.

ઇતિ શ્રીગુજરાતી ભાષાન્તરસહિત મનુસ્મૃતિમાં 'ચાર વર્ણના ધર્મનું નિરૂપણ' એ નામનો અધ્યાય ૧૦ મો સમાપ્ત.



## અધ્યાય ૧૧ મો.

सांतानिकं यक्ष्यमाणमध्वगं सर्ववेदसम् ।
गुर्वर्थं पितृमात्रर्थं स्वाध्यायार्थ्युपतापिनौ ॥ १ ॥
नवैतान्स्नातकान्विद्याद्ब्राह्मणान्धर्मभिक्षुकान् ।
निःस्वेभ्यो देयमेतेभ्यो दानं विद्याविशेषतः ॥ २ ॥

૧–૨ સંતાનને માટે વિવાહ કરવાની ઇચ્છાવાળો, યજ્ઞ કરવાની ઇચ્છાવાળો, વાટમાર્ગુ, વિશ્વજિત્ યજ્ઞ કરીને દક્ષિણામાં સર્વસ્વ આપી દેનારો, ગુરુનું, માતાનું તથા પિતાનું પોષણ કરવાની ઇચ્છાવાળો, વેદાધ્યયન કરતી વખતે લુગડાં લત્તાની ઇચ્છાવાળો વિદ્યાર્થી તથા રોગી આ નવ સ્નાતક બ્રાહ્મણોને ધર્મભિક્ષુક જાણવા અને તે નિર્ધન હોય તો તેમને તેમની વિદ્યાના પ્રમાણમાં ગાય, સુવર્ણ વગેરે ધન આપવું.

વિવિધ વિષયો.

एतेभ्यो हि द्विजाग्र्येभ्यो देयमन्नं सदक्षिणम् ।
इतरेभ्योबहिर्वेदि कृतान्नं देयमुच्यते ॥ ३ ॥

૩ આ નવ સ્નાતક બ્રાહ્મણોને દક્ષિણાની સાથે કાચું અન્ન આપવું અને બીજાઓને યજ્ઞની વેદીની બહાર રાંધેલું અન્ન આપવું.

सर्वरत्नानि राजा तु यथार्हं प्रतिपादयेत् ।
ब्राह्मणान्वेदविदुषोयज्ञार्थं चैव दक्षिणाम् ॥ ४ ॥

૪ રાજાએ વેદ જાણનારા ઉત્તમ બ્રાહ્મણોને તેમની વિદ્યાના પ્રમાણમાં યજ્ઞમાં ઉપયોગ આવે તેવાં મણિ, મોતી વગેરે સર્વ જાતનાં રત્નો તથા યજ્ઞમાં દક્ષિણા આપવા માટે ધન આપવું.

कृतदारोऽपरान्दारान्भिक्षित्वा योऽधिगच्छति ।
रतिमात्रं फलं तस्य द्रव्यदातुस्तु सन्ततिः ॥ ५ ॥

૫ જે પરણેલો પુરુષ પૈસા ભીખીને બીજી સ્ત્રીને પરણે છે, તે પુરુષને માત્ર રતિનું જ ફળ મળે છે અને તેની સંતતિ તો ધન આપનારાની ગણાય છે.

धनानि तु यथाशक्ति विप्रेषु प्रतिपादयेत् ।
वेदवित्सु विविक्तेषु प्रेत्य स्वर्गं समश्नुते ॥ ६ ॥

૬ સ્ત્રી પુત્રાદિકમાં આસક્તિરહિત વેદ જાણનારા બ્રાહ્મણોને શક્તિ પ્રમાણે ધન આપવું. તેવા બ્રાહ્મણને ધન આપવાથી દાતા, મરણ પછી સ્વર્ગમાં જાય છે.

**यस्य त्रैवार्षिकं भक्तं पर्याप्तं भृत्यवृत्तये ।**
**अधिकं वापि विद्येत स सोमं पातुमर्हति ॥ ७ ॥**

૭ જે બ્રાહ્મણની પાસે પોષ્ય વર્ગનાં પોષણને માટે ત્રણ વર્ષ સૂધી ચાલે તેટલું અથવા તો તેના કરતાં અધિક અન્ન હોય, તે બ્રાહ્મણે સોમયાગ કરવો.

**अतः स्वल्पीयसि द्रव्ये यः सोमं पिबति द्विजः ।**
**स पीतसोमपूर्वोऽपि न तस्याप्नोति तत्फलम् ॥ ८ ॥**

૮ પરંતુ તે કરતાં થોડું ધન હોય છતાં પણ જે બ્રાહ્મણ સોમ યજ્ઞ કરે છે તો તેને પ્રથમ કરેલા સોમ યજ્ઞનું પણ ફળ મળતું નથી.

**शक्तः परजने दाता स्वजने दुःखजीविनि ।**
**मध्वापातोविषास्वादः स धर्मप्रतिरूपकः ॥ ९ ॥**

૯ જે ધનાઢ્ય પુરુષ પોતાનાં કુટુંબીઓ દુઃખી હોવા છતાં બીજાને ધન આપે છે તે આરંભમાં તો ( કીર્તિ કરનારું હોવાથી ) સારું લાગે છે, પરંતુ પરિણામે ઝેરના આસ્વાદ જેવું ભયંકર જણાય છે અને તે ધર્માભાસરૂપ છે.

**भृत्यानामुपरोधेन यत्करोत्यौर्ध्वदेहिकम् ।**
**तद्भवत्यसुखोदर्कं जीवतश्च मृतस्य च ॥ १० ॥**

૧૦ જે પુરુષ અવશ્ય પોષણ કરવા યોગ્ય પુત્ર સ્ત્રી વગેરેને દુઃખી થવા દઈને પરલોક માટે ધર્મનાં કૃત્યો કરે છે, તે ધર્મનાં કૃત્યો તેને જીવતાં આ લોકમાં અને મરી ગયા પછી પરલોકમાં દુઃખ આપે છે.

**(वृद्धौ च मातापितरौ साध्वी भार्या शिशुः सुतः ।**
**अप्यकार्यशतं कृत्वा भर्त्तव्या मनुरब्रवीत् ॥**

ઘરડાં માતા પિતાનું, પતિવ્રતા સ્ત્રીનું અને બાળક પુત્રનું સો કામ છોડી દઈને પણ પોષણ કરવું, આમ મનુએ કહ્યું.)

**यज्ञश्चेत्प्रतिरुद्धः स्यादेकेनाङ्गेन यज्वनः ।**
**ब्राह्मणस्य विशेषेण धार्मिके सति राजनि ॥ ११ ॥**

**यो वैश्यः स्याद्बहुपशुर्हीनक्रतुरसोमपः ।**
**कुटुम्बात्तस्य तद्द्रव्यमाहरेद्यज्ञसिद्धये ॥ १२ ॥**

૧૧–૧૨ જ્યારે દેશ ઉપર ધર્મિષ્ઠ રાજા રાજ્ય કરતો હોય, ત્યારે યજમાન ક્ષત્રિયનો અથવા તો વિશેષે કરીને બ્રાહ્મણનો યજ્ઞ એક અંગને માટે અટકી ગયો હોય તો નગરમાં જે વૈશ્ય ઘણાં ઢોરઢાંખરવાળો હોય; પરંતુ યજ્ઞ યાગ કે સોમ કરતો ન હોય તેવા ધનાઢ્ય વૈશ્યના ઘરમાંથી બ્રાહ્મણે અપૂર્ણ રહેલા યજ્ઞને પૂર્ણ કરવા માટે ધન હરી લાવવું.

**आहरेत्त्रीणि वा द्वे वा कामं शूद्रस्य वेश्मनः ।**
**नहि शूद्रस्य यज्ञेषु कश्चिदस्ति परिग्रहः ॥ १३ ॥**

૧૩ યજ્ઞનાં બે કે ત્રણ અંગ અધૂરાં હોય અને વૈશ્યને ઘેરથી તેટલું ધન મળે તેમ ન હોય તો શૂદ્રને ત્યાંથી ઇચ્છા પ્રમાણે ધન હરી લાવવું. કારણ કે શૂદ્રને યજ્ઞની સાથે કોઈપણ જાતનો સંબંધ નથી (કે જેથી તેને ધર્મકૃત્ય કરવામાં ધનની જરૂર પડે.)

**योनाहिताग्निः शतगुरयज्वा च सहस्रगुः ।**
**तयोरपि कुटुम्बाभ्यामाहरेदविचारयन् ॥ १४ ॥**

૧૪ સો ગાયો હોવા છતાં પણ જેણે અગ્નિહોત્ર લીધું ન હોય અને હજાર ગાયો હોવા છતાં પણ જેણે સોમયજ્ઞ કર્યો ન હોય તેવા બન્નેના કુટુંબમાંથી બ્રાહ્મણે અપૂર્ણ રહેલા યજ્ઞને પૂર્ણ કરવા માટે વિચાર કર્યા વિના ધન હરી લાવવું.

**आदाननित्याच्चादातुराहरेदप्रयच्छतः ।**
**तथा यशोस्य प्रथते धर्मश्चैव प्रवर्धते ॥ १५ ॥**

૧૫ જે બ્રાહ્મણ નિત્ય દાન લેતો હોય, પરંતુ દાન કરતો ન હોય તેવો બ્રાહ્મણ જો યજ્ઞયાગમાટે ધન આપે નહિ તો પણ તેની પાસેથી ધન હરી લાવવું. તેમ કરવાથી તેનો (ધન હરણ કરનારાનો) યશ ફેલાય છે અને ધર્મ વૃદ્ધિ પામે છે.

**तथैव सप्तमे भक्ते भक्तानि षडनश्नता ।**
**अश्वस्तनविधानेन हर्तव्यं हीनकर्मणः ॥ १६ ॥**

૧૬ જેણે ત્રણ દિવસ સૂધી ભોજન કર્યું ન હોય તેવા પુરુષે સાતમા ટંકને માટે, દાનાદિક ધર્મ કર્મ નહિ કરનારા પુરુષની પાસેથી પણ ફક્ત એક દિવસ ચાલે તેટલું અન્ન હરી લાવવું.

खलात्क्षेत्रादगाराद्वा यतोवाप्युपलभ्यते ।
आख्यातव्यन्तु तत्तस्मै पृच्छते यदि पृच्छति ॥ १७ ॥

૧૭ ખળામાંથી, ક્ષેત્રમાંથી, ઘરમાંથી અથવા તો હર કોઇ પણ સ્થળેથી ધાન્ય હરી લાવવું અને જો માલધણી પૂછે તો તેને ખરી વાત કહેવી.

ब्राह्मणस्वं न हर्तव्यं क्षत्रियेण कदाचन ।
दस्युनिष्क्रिययोस्तु स्वमजीवन्हर्तुमर्हति ॥ १८ ॥

૧૮ ક્ષત્રિયે આજીવિકાને માટે કદીપણ બ્રાહ્મણનાં ધનને હરણ કરવું નહિ; પરંતુ જો પોતાની આજીવિકા ચાલતી ન હોય તો નિષિદ્ધ કર્મ કરનારા તથા શાસ્ત્રોક્ત કર્મો નહિ કરનારા પુરુષની પાસેથી ધન હરી લાવવું.

योऽसाधुभ्योऽर्थमादाय साधुभ्यः संप्रयच्छति ।
स कृत्वा प्लवमात्मानं संतारयति तावुभौ ॥ १९ ॥

૧૯ જે પુરુષ, યજ્ઞયાગ વગેરે ધર્મ કર્મ નહિ કરનારા પુરુષની પાસેથી ધન હરી લાવીને ધર્માચરણ કરનારા સત્પુરુષોને આપે છે, તે પુરુષ પોતાને નૌકા બનાવીને બન્નેને તારે છે. (એટલે જેની પાસેથી ધન હરી લે છે તેનાં પાપનો નાશ કરે છે અને જેને આપે છે તેની દરિદ્રતાનો નાશ કરે છે.)

यद्धनं यज्ञशीलानां देवस्वं तद्विदुर्बुधाः ।
अयज्वनां तु यद्वित्तमासुरस्वं तदुच्यते ॥ २० ॥

૨૦ વિદ્વાનો યજ્ઞયાગ કરનારાઓનાં ધનને દેવદ્રવ્ય કહે છે અને યજ્ઞયાગ નહિ કરનારાઓનાં ધનને આસુરી ધન કહે છે.

न तस्मिन्धारयेद्दण्डं धार्मिकः पृथिवीपतिः ।
क्षत्रियस्य हि बालिश्याद्ब्राह्मणः सीदति क्षुधा ॥ २१ ॥

૨૧ બ્રાહ્મણ આજીવિકાને માટે ચોરી અને બલાત્કાર કરે તો પણ ધર્મનિષ્ઠ રાજાએ તેને શિક્ષા કરવી નહિ. કારણ કે બ્રાહ્મણ, ક્ષત્રિયની મૂર્ખતાને લીધે ભુખથી સીદાય છે.

तस्य भृत्यजनं ज्ञात्वा स्वकुटुम्बान्महीपतिः ।
श्रुतशीले च विज्ञाय वृत्तिं धर्म्यां प्रकल्पयेत् ॥ २२ ॥

૨૨ મહીપતિએ બ્રાહ્મણનાં સ્ત્રી, પુત્ર વગેરે પોષ્ય વર્ગનો, તેના શાસ્ત્રાભ્યાસનો અને શીલનો વિચાર કરીને પોતાના કુટુંબમાંથી તેને ધર્મવાળી આજીવિકા બાંધી આપવી.

कल्पयित्वास्य वृत्तिं च रक्षेदेनं समन्ततः ।
राजा हि धर्मषड्भागं तस्मात्प्राप्नोति रक्षितात् ॥ २३ ॥

૨૩ બ્રાહ્મણની આજીવિકા બાંધી આપીને તેની ચોર, શત્રુ વગેરેથી રક્ષા કરવી. કારણ કે રાજા બ્રાહ્મણનું રક્ષણ કરવાથી તેના ધર્મના છઠ્ઠા ભાગને મેળવે છે.

न यज्ञार्थं धनं शूद्राद्विप्रो भिक्षेत कर्हिचित् ।
यजमानो हि भिक्षित्वा चण्डालः प्रेत्य जायते ॥ २४ ॥

૨૪ બ્રાહ્મણે યજ્ઞ કરવા માટે શૂદ્રની પાસેથી ધનની ભિક્ષા માગવી નહિ. બ્રાહ્મણ યજ્ઞને માટે જો શૂદ્રની પાસે ધનની ભિક્ષા માગે છે તો તે મરણ પછી ચંડાળ થઈને અવતરે છે.

यज्ञार्थमर्थं भिक्षित्वा यो न सर्वं प्रयच्छति ।
स याति भासतां विप्रः काकतां वा शतं समाः ॥ २५ ॥

૨૫ જે બ્રાહ્મણ યજ્ઞને માટે ધન એકઠું કરીને તે સર્વ યજ્ઞમાં વાપરતો નથી, તે બ્રાહ્મણ મરણ પછી સો વર્ષ સૂધી ભાસની અથવા તો કાગડાની જાતિમાં રહે છે.

देवस्वं ब्राह्मणस्वं वा लोभेनोपहिनस्ति यः ।
स पापात्मा परे लोके गृध्रोच्छिष्टेन जीवति ॥ २६ ॥

૨૬ જે પુરુષ દેવનું ધન (દેવને અર્પણ કરેલું ધન) અને બ્રાહ્મણનું ધન (બ્રાહ્મણને અર્પણ કરેલું ધન) લોભથી ખાઇ જાય છે, તે પાપી પુરુષ બીજા જન્મમાં ગીધ પક્ષીનું ઉચ્છિષ્ટ ખાઇને જીવે છે.

इष्टिं वैश्वानरीं नित्यं निर्वपेदब्दपर्यये ।
क्लृप्तानां पशुसोमानां निर्वपेदब्दपर्यये ॥ २७ ॥

૨૭ ક્રમે કરીને પ્રાપ્ત થયેલો નિરૂઢપશુબંધ તથા સોમ થઇ શકે નહિ તો તેનાં પ્રાયશ્ચિત્તને માટે એક વર્ષ પૂરું થઇને બીજાં વર્ષનો આરંભ થાય ત્યારે બ્રાહ્મણે નિત્ય વૈશ્વાનરી નામની ઇષ્ટિ કરવી.

आपत्कल्पेन यो धर्मं कुरुतेऽनापदि द्विजः ।
स नाप्नोति फलं तस्य परत्रेति विचारितम् ॥ २८ ॥

૨૮ જે દ્વિજ વર્ણ આપત્કાળ ન હોય ત્યારે પણ આપત્કાળના ધર્મ પ્રમાણે વર્તે છે, તેને તે ધર્મનું ફળ પરલોકમાં મળતું નથી, એમ મનુ વગેરેએ નિર્ણય કર્યો છે.

**विश्वैश्च देवैः साध्यैश्च ब्राह्मणैश्च महर्षिभिः ।**
**आपत्सु मरणाद्भीतैर्विधेः प्रतिनिधिः कृतः ॥ २९ ॥**

૨૯ વિશ્વે દેવતાઓએ, સાધ્ય દેવોએ, બ્રાહ્મણોએ અને મહર્ષિઓએ મરણથી ભય પામીને આપત્કાળમાં મુખ્ય વિધિને ઠેકાણે પ્રતિનિધિની કલ્પના કરી છે.

**प्रभुः प्रथमकल्पस्य योऽनुकल्पेन वर्तते ।**
**न सांपरायिकं तस्य दुर्मतेर्विद्यते फलम् ॥ ३० ॥**

૩૦ જે પુરુષ મુખ્ય વિધિ કરવાને સમર્થ હોવા છતાં પણ ગૌણ વિધિથી કર્મ કરે છે તો તે દુષ્ટબુદ્ધિવાળા પુરુષને તે ધર્માચરણનું પરલોકમાં ફળ મળતું નથી.

**न ब्राह्मणोऽवेदयत किंचिद्राजनि धर्मवित् ।**
**स्ववीर्येणैव ताञ्छिष्यान्मानवानपकारिणः ॥ ३१**

૩૧ ધર્મવેત્તા બ્રાહ્મણે પોતાનું અશુભ કરનારા મનુષ્યને માટે રાજાને કંઇ પણ નિવેદન કરવું નહિ, પરંતુ પોતાનાં પરાક્રમથી અશુભ કરનારા મનુષ્યને શિક્ષા કરવી.

**स्ववीर्याद्राजवीर्याच्च स्ववीर्यं बलवत्तरम् ।**
**तस्मात्स्वेनैव वीर्येण निगृह्णीयादरीन्द्विजः ॥ ३२ ॥**

૩૨ પોતાનાં અને રાજાનાં વીર્યમાં પોતાનું વીર્ય (પરાક્રમ) વધારે બળવાન્ ગણાય છે. તે માટે બ્રાહ્મણે પોતાનાં વીર્યથી જ શત્રુઓને શિક્ષા કરવી.

**श्रुतीरथर्वांगिरसीः कुर्यादित्यविचारयन् ।**
**वाक्शस्त्रं वै ब्राह्मणस्य तेन हन्यादरीन्द्विजः ॥ ३३ ॥**

૩૩ બ્રાહ્મણે વિચાર કર્યા વિના જ અથર્વવેદના અંગિરાપ્રોક્ત મંત્રો ભણીને અભિચાર કરવો. અભિચારના મંત્ર એ બ્રાહ્મણનું શસ્ત્ર છે. માટે બ્રાહ્મણે મંત્રરૂપી શસ્ત્રવડે શત્રુઓને હણવા.

**क्षत्रियो बाहुवीर्येण तरेदापदमात्मनः ।**
**धनेन वैश्यशूद्रौ तु जपहोमैर्द्विजोत्तमः ॥ ३४ ॥**

૩૪ ક્ષત્રિયે બાહુવડે આપત્તિને તરવી, વૈશ્યે તથા શૂદ્રે ધનવડે આપત્તિને તરવી અને બ્રાહ્મણે અભિચારના મંત્રોનો જપ કરીને તથા હોમ કરીને આપત્તિને તરવી.

**विधाता शासिता वक्ता मैत्रो ब्राह्मण उच्यते ।**
**तस्मै नाकुशलं ब्रूयान्न शुष्कां गिरमीरयेत् ॥ ३५ ॥**

૩૫ બ્રાહ્મણ વેદોક્ત કર્મનો કર્તા, પુત્રોને તથા શિષ્યોને સદુપદેશ દેનારો, પ્રાયશ્ચિત્ત વગેરે ધર્મોનો કહેનારો અને સર્વ પ્રાણીઓની સાથે મૈત્રી રાખનારો કહેવાય છે. માટે બ્રાહ્મણને અકુશળ વચન (એટલે એને પકડો! કેદ કરો!) એમ કહેવું નહિ તથા કઠોર વચન પણ કહેવું નહિ.

**न वै कन्या न युवतिर्नाल्पविद्यो न बालिशः ।**
**होता स्यादग्निहोत्रस्य नार्तो नासंस्कृतस्तथा ॥ ३६ ॥**

૩૬ કન્યાએ, યુવતીએ (તરુણ સ્ત્રીએ), અલ્પ વિદ્યાવાળા પુરુષે, મૂર્ખે, રોગીએ તથા ઉપનયન સંસ્કાર રહિત પુરુષે અગ્નિહોત્રમાં હોમ કરવો નહિ.

**नरके हि पतन्त्येते जुह्वन्तः स च यस्य तत् ।**
**तस्माद्वैतानकुशलो होता स्याद्वेदपारगः ॥ ३७ ॥**

૩૭ ઉપર કહેલાઓ જો અગ્નિમાં હોમ કરે છે તો તેઓ નરકમાં પડે છે અને તેઓ જેનાવતી હોમે છે તે પણ નરકમાં પડે છે; માટે જે બ્રાહ્મણ શ્રૌત કર્મમાં કુશળ હોય અને વેદમાં પારંગત હોય, તેણે અગ્નિહોત્રમાં હોતા થવું.

**प्राजापत्यमदत्त्वाश्वमग्न्याधेयस्य दक्षिणाम् ।**
**अनाहिताग्निर्भवति ब्राह्मणो विभवे सति ॥ ३८ ॥**

૩૮ જે બ્રાહ્મણ પોતાની પાસે સંપત્તિ હોવા છતાં અગ્નિનું આધાન લઇને, પ્રજાપતિ જેના દેવતા છે એવા ઘોડાનું દાન દેતો નથી તે આહિતાગ્નિ ગણાતો નથી; અર્થાત્ તેને અગ્ન્યાધાનનું ફળ મળતું નથી.

**पुण्यान्यन्यानि कुर्वीत श्रद्दधानो जितेन्द्रियः ।**
**न त्वल्पदक्षिणैर्यज्ञैर्यजन्ते ह कथंचन ॥ ३९ ॥**

૩૯ શ્રદ્ધાળુ તથા જિતેંદ્રિય એવા પુરુષે બીજાં પુણ્યનાં કામ કરવાં (તીર્થયાત્રા વગેરે કરવાં); પરંતુ કોઇ પણ રીતે થોડી દક્ષિણાવાળા યજ્ઞો કરવા નહિ (અર્થાત્ સંપૂર્ણ દક્ષિણા આપવાની શક્તિ ન હોય તો યજ્ઞો કરવા નહિ.)

**इन्द्रियाणि यशः स्वर्गमायुः कीर्तिं प्रजाः पशून् ।**
**हन्त्यल्पदक्षिणो यज्ञस्तस्मान्नाल्पधनो यजेत् ॥ ४० ॥**

૪૦ યજ્ઞમાં કહેલી દક્ષિણા કરતાં ઓછી દક્ષિણા આપે તો તે યજ્ઞ; યજ્ઞ કરનારાઓની નેત્ર, કાન વગેરે ઇંદ્રિયોનો, યશનો (જીવિતકીર્તિનો), સ્વર્ગનો, આયુષ્યનો, કીર્તિનો (મરણ પછીની કીર્તિનો), પ્રજાનો અને પશુઓનો નાશ કરે છે. માટે થોડા ધનવાળા પુરુષે યજ્ઞ કરવો નહિ.

अग्निहोत्र्यपविध्याग्नीन्ब्राह्मणः कामकारतः ।
चान्द्रायणं चरेन्मासं वीरहत्यासमं हि तत् ॥ ४१ ॥

૪૧ અગ્નિહોત્રી બ્રાહ્મણ ઇચ્છાપૂર્વક અગ્નિમાં સાંજ સવાર જો હોમ આપે નહિ તો તેણે એક માસ ચાંદ્રાયણ વ્રત કરવું. કારણ કે અગ્નિહોત્રના હોમનો લોપ કરવો, તે વીરહત્યા ( પુત્રહત્યા ) સમાન ગણાય છે.

ये शूद्रादधिगम्यार्थमग्निहोत्रमुपासते ।
ऋत्विजस्ते हि शूद्राणां ब्रह्मवादिषु गर्हिताः ॥ ४२ ॥

૪૨ જે બ્રાહ્મણો શૂદ્રની પાસેથી ધન લઇને અગ્નિહોત્રની ઉપાસના કરે છે, તે શૂદ્રોના ઋત્વિજો કહેવાય છે અને વેદ ભણનારાઓમાં તેઓ નિંદાપાત્ર થાય છે.

तेषां सततमज्ञानां वृषलाग्न्युपसेविनाम् ।
पदा मस्तकमाक्रम्य दाता दुर्गाणि संतरेत् ॥ ४३ ॥

૪૩ શૂદ્રની પાસેથી ધન લઇને અગ્નિહોત્રની ઉપાસના કરનારા મૂર્ખ બ્રાહ્મણોના મસ્તક ઉપર, ધન આપનારો શૂદ્ર પગ મૂકીને પરલોકમાં સંકટોને તરી જાય છે અને અગ્નિહોત્રીઓને તેનું ફળ મળતું નથી.

अकुर्वन्विहितं कर्म निन्दितं च समाचरन् ।
प्रसक्तश्चेन्द्रियार्थेषु प्रायश्चित्तीयते नरः ॥ ४४ ॥

૪૪ જે પુરુષ શાસ્ત્રોક્ત સંધ્યા વંદનાદિ કર્મ કરતો નથી, શાસ્ત્રવિરુદ્ધ હિંસા વગેરે નિંદિત કર્મ કરે છે, તથા ઇંદ્રિયોના વિષયોમાં આસક્ત રહે છે તે પુરુષ પતિત થાય છે.

પતિતનું લક્ષણ.

*अकामतः कृते पापे प्रायश्चित्तं विदुर्बुधाः ।
कामकारकृतेऽप्याहुरेके श्रुतिनिदर्शनात् ॥ ४५ ॥

*કેટલાએક શંકા કરે છે કે; કરેલાં કર્મનાં ફળ ભોગવ્યા પછી જ તે કર્મનો નાશ થાય છે. તો પછી આ શ્લોકમાં પ્રાયશ્ચિત્તથી પાપનો નાશ થાય છે, એમ કહ્યું છે તે કેવી રીતે સંભવે ? તેનો ઉત્તર નીચે પ્રમાણે છે; જેમ અમુક કર્મ કરવાથી પાપ લાગે

૪૫ અજાણતાં ઇચ્છિા વગર પાપ કર્મ કર્યું હોય તો તેનું પ્રાયશ્ચિત્ત છે, આમ વિદ્વાનો કહે છે. ત્યારે કેટલાએક વિદ્વાનો શ્રુતિનું પ્રમાણ આપીને કહે છે કે; બુદ્ધિપૂર્વક ( જાણી જોઈને ) કરેલાં પાપનું પણ પ્રાયશ્ચિત્ત છે.

પાપનું પ્રાયશ્ચિત્ત છે.

---

છે. એ વાત આપણે શાસ્ત્રથી જાણી શકીએ છીએ, તેમ શાસ્ત્રકારોએ તે પાપનાં નાશ માટે જે જે પ્રાયશ્ચિત્તો ( તપશ્ચરણ, સ્વાધ્યાય વગેરે ) કહ્યાં છે. તે તે કરવાથી તે તે પાપોનો ક્ષય થાય છે એમ પણ માનવું જ જોઇએ, માટે કોઈ પણ પાપ કર્મ થઇ ગયું હોય તો તુરત વિદ્વાનોની પરિષદ્ પાસે જઇ, કરેલાં પાપ કર્મનું પ્રાયશ્ચિત્ત પૂછી, પરિષદ્‌ના કહેવા પ્રમાણે શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત કરવું કે, જેથી પાપકર્મ કરનારાને નરકાદિ દુઃખો ભોગવવાં પડે નહિ. કેટલાએક વિદ્વાનો કહે છે કે; "अकामतः कृते पापे प्रायश्चित्तं विदुर्बुधाः' એ મનુનાં વચનથી તથા यदज्ञानकृतं भवेत् એ યાજ્ઞવલ્કયનાં વચનથી, તથા अनभिसंधिकृतेऽपराधे प्रायश्चित्तम् એ વસિષ્ઠનાં વચનથી, તેમ જ इयं विशुद्धिरुदिता प्रमाप्याकामतो द्विजम् । વગેરે વચનથી અજાણતાં થઇ ગયેલાં પાપોને માટે જ પ્રાયશ્ચિત્ત છે; પણ જાણી જોઇને કરેલાં પાપોનો તો ભોગથી જ ક્ષય થાય છે એમ માનવું જોઇએ; પરંતુ તેમ નથી. કારણકે બુદ્ધિપૂર્વક કરેલાં પાપનું પણ પ્રાયશ્ચિત્ત છે. 'यः कामतो महापापं नरः कुर्यात् कथंचन । न तस्य निष्कृतिर्दृष्टा भृग्वग्निपतनादृते' તેમજ 'विहितं यदकामानां कामात्तद्विगुणं भवेत्' ઇત્યાદિ વચનો કામનાપૂર્વક કરેલાં પાપનું પણ પ્રાયશ્ચિત્ત કહે છે. પરંતુ આમાં ફેરમાત્ર એટલો જ છે કે; કામના પૂર્વક કરેલાં બ્રહ્મહત્યાદિ મહાપાપનું પ્રાયશ્ચિત્ત મરણ છે. ત્યારે બીજાં પાપો કામનાપૂર્વક કરવામાં આવે તો તેનું બમણું પ્રાયશ્ચિત્ત કહ્યું છે.

આ પ્રમાણે જ્યારે કામનાપૂર્વક કરેલાં પાપને માટે પ્રાયશ્ચિત્ત છે ત્યારે તે પ્રાયશ્ચિત્તથી પાપનો ક્ષય પણ થવો જોઇએ. પણ પ્રાયશ્ચિત્તથીજો પાપનો ક્ષય થતો ન હોય તો પાતકી વ્યવહાર્ય પણ થઈ શકે નહિ. પરંતુ અહિં તેનો નિર્ણય આ પ્રમાણે છે. અજાણતાં અથવા તો જાણીને કરેલાં પાપના સંબંધમાં પ્રાયશ્ચિત્ત કરવામાં આવે છે તેમાં કાંઈ પણ ભેદ નથી; છતાં પણ શાસ્ત્રમાં ફળભેદ કહેલો છે. એક નાના પાપથી આરંભીને મહાપાપ સૂધી અજાણતાં કરેલું કોઈ પણ પાપ પ્રાયશ્ચિત્ત કરવાથી નિવૃત્તિ પામે છે અને પાતકી પુરુષ વ્યવહાર્ય થઇ શકે છે. પરંતુ જાણી બુજીને કરેલાં બ્રહ્મહત્યા વગેરે મહાપાપો કરનાર પુરુષ પ્રતિનિધિ પ્રાયશ્ચિત્ત કરવાથી જેટલું પ્રાયશ્ચિત્ત ( તપશ્ચરણ ) કરે છે તેટલા પાપની નિવૃત્તિ કરી શકે છે. પણ વ્યવહાર્ય ( પંક્તિમાં જમવા યોગ્ય તથા કન્યાની લેવડ દેવડ, ભણવા ભણાવવા, તથા યજ્ઞ કરવા કરાવવા યોગ્ય ) થતો નથી. કારણ કે મનુએ ૧૯૦ મા શ્લોકમાં બાલઘ્ન વગેરે પુરુષો પ્રાયશ્ચિત્ત કરે તો પણ તેઓની સાથે વ્યવહાર કરવો નહિ, આ પ્રમાણે સ્પષ્ટ રીતે નિષેધ કર્યો છે.

अकामतः कृतं पापं वेदाभ्यासेन शुद्ध्यति ।
कामतस्तु कृतं मोहात्प्रायश्चित्तैः पृथग्विधैः ॥ ४६ ॥

૪૬ ઇચ્છા વગર કરેલું પાપ વેદનો પાઠ કરવાથી નાશ પામે છે અને રાગ અથવા દ્વેષથી ઇચ્છાપૂર્વક કરેલું પાપ જુદાં જુદાં પ્રાયશ્ચિત્તો કરવાથી નાશ પામે છે.

प्रायश्चित्तीयतां प्राप्य दैवात्पूर्वकृतेन वा ।
न संसर्गं व्रजेत्सद्भिः प्रायश्चित्तेऽकृते द्विजः ॥ ४७ ॥

૪૭ દ્વિજ જાતિનો પુરુષ પ્રમાદથી અથવા તો પૂર્વ જન્મમાં કરેલાં પાપ કર્મથી ક્ષય વગેરે રોગ થવાથી પ્રાયશ્ચિત્ત કરવાને પાત્ર ઠરે તો તેણે પ્રાયશ્ચિત્ત કર્યા વિના સત્પુરુષોની સાથે સંસર્ગ કરવો નહિ.

(प्रायो नाम तपः प्रोक्तं चित्तं निश्चय उच्यते ।
तपो निश्चयसंयुक्तं प्रायश्चित्तमिति स्मृतम् ॥

પ્રાયને તપ કહેલું છે અને ચિત્તને નિશ્ચય કહેવામાં આવે છે. નિશ્ચય પૂર્વક જે તપ કરવું, તેનું નામ પ્રાયશ્ચિત્ત આમ શાસ્ત્રમાં કહ્યું છે.)

इह दुश्चरितैः केचित्केचित्पूर्वकृतैस्तथा ।
प्राप्नुवन्ति दुरात्मानो नरा रूपविपर्ययम् ॥ ४८ ॥

૪૮ કેટલાએક દુરાત્માઓના રૂપમાં આ જન્મમાં કરેલાં પાપોને લીધે અને કેટલાએક દુરાત્માઓના રૂપમાં પૂર્વજન્મમાં કરેલાં પાપોને લીધે ફેરફાર થાય છે.

કર્મવિપાક.

सुवर्णचौरः कौनख्यं सुरापः श्यावदन्तताम् ।
ब्रह्महा क्षयरोगित्वं दौश्चर्म्यं गुरुतल्पगः ॥ ४९ ॥
पिशुनः पौतिनासिक्यं सूचकः पूतिवक्त्रताम् ।
धान्यचौरोऽङ्गहीनत्वमातिरेक्यं तु मिश्रकः ॥ ५० ॥
अन्नहर्तामयावित्वं मौक्यं वागपहारकः ।
वस्त्रापहारकः श्वैत्र्यं पङ्गुतामश्वहारकः ॥ ५१ ॥
एवं कर्मविशेषेण जायन्ते सद्विगर्हिताः ।
जडमूकान्धबधिरा विकृताकृतयस्तथा ॥ ५२ ॥

૪૯-૫૨ બ્રાહ્મણનું સોનું ચોરનારાના નખ ખડબચડા અને કાળા થઇ જાય છે, સુરાપાન કરનારાના દાંત કાળા થઇ જાય છે, બ્રહ્મહત્યા કર-

નારાને ક્ષયરોગ થાય છે, ગુરુની ભાર્યા સાથે ગમન કરનારાને ઇંદ્રિયરોગ થાય છે, ખરા દોષની નિંદા કરનારાનું નાક ગંધાય છે, ખોટા દોષની ચાડી કરનારાનું મુખ ગંધાય છે, અનાજ ચોરનારાનાં અંગ ઓછાં થાય છે, સારી વસ્તુની સાથે બગડેલી કે હલકી વસ્તુને ભેળનારાનાં અંગ વધારે થાય છે (છ આંગળી વગેરે થાય છે), રાંધેલાં અન્નને ચોરનારાને મંદાગ્નિનો રોગ થાય છે, આજ્ઞા વગર અથવા તો અધિકાર વગર વેદ ભણનારો અથવા સંદેશા નહિ કહેનારો મૂંગો થાય છે, વસ્ત્ર ચોરનારો કોઢિયો થાય છે, ઘોડા વેચનારો લંગડો થાય છે, આ રીતે નાના પ્રકારનાં પાપ કર્મને લીધે લોકો જડબુદ્ધિવાળા, મૂંગા, આંધળા, બહેરા અને ખોડખાપણવાળા જન્મે છે અને સત્પુરુષોમાં તેઓની નિંદા થાય છે.

(दीपहर्ता भवेदन्धः काणोनिर्वापको भवेत् ।
हिंसया व्याधिभूयस्त्वमरोगित्वमहिंसया ॥

દીવો ચોરનારો આંધળો થાય છે, દીવાને ઠારી નાંખનારો કાણો થાય છે, હિંસા કરનારો ઘણો જ રોગી થાય છે અને હિંસા નહિ કરવાથી આરોગ્ય ભોગવે છે.)

चरितव्यमतो नित्यं प्रायश्चित्तं विशुद्धये ।
निन्द्यैर्हि लक्षणैर्युक्ता जायन्तेऽनिष्कृतैनसः ॥ ५३ ॥

૫૩ માટે પાતકીઓએ પાપોની શુદ્ધિને માટે નિત્ય પ્રાયશ્ચિત્ત કરવું. જે મનુષ્યો પાપનું પ્રાયશ્ચિત્ત કરતા નથી, તેઓ નિંદા કરવા યોગ્ય લક્ષણોવાળા જન્મે છે.

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः ।
महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥ ५४ ॥

મહા પાપ.

૫૪ બ્રહ્મહત્યા (બ્રાહ્મણની ભૂમિ અને સુવર્ણ લઈ લેવાથી બ્રાહ્મણ જો આત્મહત્યા કરે તો પણ બ્રહ્મહત્યા જાણવી), મદિરાપાન, બ્રાહ્મણના સુવર્ણની ચોરી, ગુરુપત્ની (પિતા, કાકા, ગુરુ વગેરેને ગુરુ જાણવા) ની સાથે ગમન તથા ઉપર કહેલાં મહાપાપ કરનારાઓની સાથે સંસર્ગ; આ પાંચને મહા પાપ કહ્યાં છે.

अनृतं च समुत्कर्षे राजगामि च पैशुनम् ।
गुरोश्चालीकनिर्बन्धः समानि ब्रह्महत्यया ॥ ५५ ॥

૫૫ પોતાની શ્રેષ્ઠતા દર્શાવવા માટે બ્રાહ્મણ ન હોવા છતાં હું બ્રાહ્મણ છું, આમ અસત્ય કહેવું, રાજાની પાસે કોઇનું મરણ થાય તેવી ચાડી ખાવી અને ગુરુની ઉપર ખોટો અભિશાપ મૂકવો, આ પાપ બ્રહ્મહત્યા સમાન ગણાય છે.

બ્રહ્મહત્યા સમાન પાપ.

ब्रह्मोज्झता वेदनिन्दा कौटसाक्ष्यं सुहृद्वधः ।
गर्हितानाद्ययोर्जग्धिः सुरापानसमानि षट् ॥ ५६ ॥

૫૬ વેદ ભણીને ભૂલી જવો, વેદની નિંદા કરવી, ખોટી સાક્ષી પૂરવી, મિત્રનો વધ કરવો અને શાસ્ત્રમાં નિંદેલાં લસણ, ડુંગળી તથા અભક્ષ્ય એવા પદાર્થ ખાવા; આ છ પાપ સુરાપાન સમાન ગણાય છે.

સુરાપાન સમાન પાપ.

निक्षेपस्यापहरणं नराश्वरजतस्य च ।
भूमिवज्रमणीनां च रुक्मस्तेयसमं स्मृतम् ॥ ५७ ॥

૫૭ થાપણ ઓળવવી, મનુષ્યની, ઘોડાની, રૂપાંની, ભૂમિની, હીરાની અને મણિઓની ચોરી કરવી; એ સુવર્ણની ચોરી સમાન પાપ ગણાય છે.

સુવર્ણની ચોરી સમાન.

रेतःसेकः स्वयोनीषु कुमारीष्वन्त्यजासु च ।
सख्युः पुत्रस्य च स्त्रीषु गुरुतल्पसमं विदुः ॥ ५८ ॥

૫૮ સહોદર બેનો, કુંવારી કન્યાઓ, ચંડાળ જાતિની સ્ત્રીઓ તથા મિત્રની અને પુત્રની સ્ત્રીઓ સાથે ગમન કરવું; એ ગુરુપત્નીની સાથે ગમન કરવા સમાન પાપ ગણાય છે.

ગુરુપત્ની ગમન સમાન.

गोवधोऽयाज्यसंयाज्यपारदार्यात्मविक्रयाः ।
गुरुमातृपितृत्यागः स्वाध्यायाग्न्योः सुतस्य च ॥ ५९ ॥
परिवित्तितानुजेऽनूढे परिवेदनमेव च ।
तयोर्दानं च कन्यायास्तयोरेव च याजनम् ॥ ६० ॥
कन्याया दूषणं चैव वार्धुष्यं व्रतलोपनम् ।
तडागारामदाराणामपत्यस्य च विक्रयः ॥ ६१ ॥
व्रात्यता बान्धवत्यागो भृत्याध्यापनमेव च ।
भृत्या चाध्ययनादानमपण्यानां च विक्रयः ॥ ६२ ॥

सर्वाकरेष्वधिकारो महायन्त्रप्रवर्तनम् ।
हिंसौषधीनां स्त्र्याजीवोऽभिचारो मूलकर्म च ॥ ६३ ॥
इन्धनार्थमशुष्काणां द्रुमाणामवपातनम् ।
आत्मार्थं च क्रियारम्भो निन्दितान्नादनं तथा ॥ ६४ ॥
अनाहिताग्निता स्तेयमृणानामनपक्रिया ।
असच्छास्त्राधिगमनं कौशीलव्यस्य च क्रिया ॥ ६५ ॥
धान्यकुप्यपशुस्तेयं मद्यपस्त्रीनिषेवणम् ।
स्त्रीशूद्रविट्क्षत्रवधो नास्तिक्यं चोपपातकम् ॥ ६६ ॥

ઉપપાતકો.

૫૯-૬૬ ગાયનો વધ કરવો, વ્રાત્યોને તથા શૂદ્રોને યજ્ઞ કરાવવો, પરસ્ત્રીની સાથે વ્યભિચાર કરવો, પોતાનું દાસરૂપે વેચાણ કરવું, ગુરુ ભણાવવાને સમર્થ હોવા છતાં તેનો ત્યાગ કરીને બીજે ભણવા માટે જવું, ગુરુ, માતા, પિતા પતિત ન હોવા છતાં તેનો ત્યાગ કરવો, નિત્યનો સ્વાધ્યાય ન કરવો, સ્માર્તાગ્નિનો ત્યાગ કરી દેવો, કારણ વગર પુત્રને ઉપવીત વગેરે સંસ્કાર તથા ભરણ પોષણ ન કરતાં તજી દેવો, નાનો ભાઈ પ્રથમ વિવાહ કરે અને અગ્નિહોત્ર ગ્રહણ કરે તો તેનો મોટો ભાઈ પરિવિત્ત કહેવાય છે તેવા મોટા ભાઈને અને નાના ભાઈને કન્યાનું દાન કરવું, તે બન્નેને પરણાવવા અથવા તો તેનું ઋત્વિજપણું કરવું, કન્યાનાં કન્યાપણાને દૂષણ આપવું, શાસ્ત્રે બાંધેલા નિયમ કરતાં વધારે વ્યાજ લેવું, ચાંદ્રાયણ વગેરે સંકલ્પિત વ્રતનો તથા સ્નાતક વ્રતનો ભંગ કરવો, સાર્વજનિક તળાવને અથવા તો બગીચાને વેચવા, સંતાનને વેચવાં, સમયાનુસાર સંસ્કારો કરવા નહિ, કાકા, મામા તથા તેના પુત્રોનું સંપત્તિ છતાં પોષણ કરવું નહિ, શિષ્યની પાસેથી અમુક પગાર લઈને તેને ભણાવવો, શિષ્યે અમુક પગાર આપીને ભણવું, દુધ, દહિ, ઘી, લાખ વગેરે નહિ વેચવા યોગ્ય પદાર્થો વેચવા, સોના, રૂપા વગેરેની ખાણો ઉપર રાજાની આજ્ઞાથી અધિકારી થવું, મોટી સેતુઓ બાંધવી અથવા તો ઘાણી, મીલ વગેરે ચલાવવી, લીલી ઔષધિઓને કાપવી, સ્ત્રીને વેશ્યા કરીને તેના ઉપર આજીવિકા કરવી, શ્યેનયાગ વગેરે કરીને અપરાધી ઉપર અભિચાર કરવો, વશીકરણ કરવું, ઇંધણા માટે લીલાં લાકડાંને કાપવાં, પોતાને માટે દેવ, પિતૃ વગેરેના ઉદ્દેશ વગર ભોજન તૈયાર કરવું, લસણ વગેરે નિંદ્ય પદાર્થોને અનિચ્છાથી એક વાર ખાવા, તરુણવયનો, પુત્રવાળો, ધનવાન અને વેદાધ્યયન કરનાર છતાં અગ્નિહોત્ર ન લેવું, ઉત્તમ

પદાર્થો ચોરવા, દેવ, ઋષિ અને પિતરોના કરજમાંથી મુક્ત થવું નહિ ( એટલે યજ્ઞ, સ્વાધ્યાય અને શ્રાદ્ધ કરવાં નહિ ), વેદવિરુદ્ધ શાસ્ત્રોનો અભ્યાસ કરવો, નાટકો કરવાં, અનાજ, તાંબુ, લોઢું તથા પશુઓની ચોરી કરવી, મદિરા પીનારી સ્ત્રી સાથે ગમન, સ્ત્રીનો, શૂદ્રનો, વૈશ્યનો અને ક્ષત્રિયનો વધ અને નાસ્તિકતા, આ ઉપપાતક કહેવાય છે.

ब्राह्मणस्य रुजः कृत्या घ्रातिरघ्रेयमद्ययोः ।
जैह्म्यं च मैथुनं पुंसि जातिभ्रंशकरं स्मृतम् ॥ ६७ ॥

૬૭ બ્રાહ્મણને પ્રહાર કરીને પીડા કરવી, અત્યંત દુર્ગંધી એવાં લસણ, ડુંગળી વગેરેને તથા મદ્યને સુંઘવાં, કુટિલતા કરવી અને સૃષ્ટિ વિરુદ્ધ કર્મ કરવું, આ જાતિભ્રંશકરણ નામનાં પાપ જાણવાં.

જાતિભ્રંશકરણ પાપ.

खराश्वोष्ट्रमृगेभानामजाविकवधस्तथा ।
संकरीकरणं ज्ञेयं मीनाहिमहिषस्य च ॥ ६८ ॥

૬૮ ગધેડાં, ઘોડા, ઉંટ, મૃગ, હાથી, બકરાં, મેંઢાં, માછલાં, સર્પ અને પાડાનો નાશ કરવો, એ સંકરીકરણ નામનાં પાપ જાણવાં.

સંકરીકરણ પાપ.

निन्दितेभ्यो धनादानं वाणिज्यं शूद्रसेवनम् ।
अपात्रीकरणं ज्ञेयमसत्यस्य च भाषणम् ॥ ६९ ॥

૬૯ નિંદાયોગ્ય પુરુષોની પાસેથી ધનનું દાન લેવું, વ્યાપાર કરવો, શૂદ્રની સેવા કરવી અને અસત્ય ભાષણ કરવું, આ અપાત્રીકરણ નામનાં પાપ જાણવાં.

અપાત્રીકરણ પાપ.

कृमिकीटवयोहत्या मद्यानुगतभोजनम् ।
फलैधःकुसुमस्तेयमधैर्यं च मलावहम् ॥ ७० ॥

૭૦ કૃમિ, કીટ અને પક્ષીની હિંસા, મદ્યની સાથે મળી ગયેલાં અન્નનું ભોજન કરવું, ફળ, કાષ્ઠ અને પુષ્પોની ચોરી કરવી તથા અધીરતા, આ મલીનીકરણ નામનાં પાપ જાણવાં.

મલીનીકરણ પાપ.

एतान्येनांसि सर्वाणि यथोक्तानि पृथक्पृथक् ।
यैर्यैर्व्रतैरपोह्यन्ते तानि सम्यङ्निबोधत ॥ ७१ ॥

૭૧ ઉપર જૂદાં જૂદાં જે સર્વે પાપો કહ્યાં, તે તે પાપો જે જે વ્રતોથી
મહાપાપનાં પ્રાયશ્ચિત્તો. નાશ પામે છે, તે તે વ્રતો હવે તું સારી રીતે સાંભળ!

**ब्रह्महा द्वादश समाः कुटीं कृत्वा वने वसेत् ।**
**भैक्षाश्यात्मविशुद्ध्यर्थं कृत्वा शवशिरोध्वजम् ॥ ७२ ॥**

૭૨ બ્રહ્મહત્યા કરનારાએ પોતાની શુદ્ધિને માટે બાર વર્ષ સુધી વનમાં ઝુંપડી બાંધીને રહેવું, ભિક્ષા માગી લાવીને એક વખત ખાવું અને ઝુંપડી ઉપર ખોપરીની ધ્વજા ઉભી કરવી.

***लक्ष्यं शस्त्रभृतां वा स्याद्विदुषामिच्छयात्मनः ।**
**प्रास्येदात्मानमग्नौ वा समिद्धे त्रिरवाक्शिराः ॥ ७३ ॥**

૭૩ અથવા તો શસ્ત્ર ધારણ કરનારાઓ જાણે કે ફલાણો પાતકી નિશાન થયો છે એવી રીતે પોતાની ઇચ્છાથી તેઓના નિશાનરૂપ થવું અથવા તો બળતા અગ્નિમાં ઉંધે મસ્તકે ત્રણવાર ઝંપાપાત કરવો.

**यजेत वाश्वमेधेन स्वर्जिता गोसवेन वा ।**
**अभिजिद्विश्वजिद्भ्यां वा त्रिवृताग्निष्टुतापि वा ॥ ७४ ॥**

૭૪ અથવા તો અશ્વમેધ, સ્વર્ગજિત્, ગોસવ, અભિજિત્ કે વિશ્વજિત્ નામનો યજ્ઞ કરવો અથવા તો ત્રિવૃત્ કે અગ્નિષ્ટુત્ નામનો યજ્ઞ કરવો.

**जपन्वान्यतमं वेदं योजनानां शतं व्रजेत् ।**
**ब्रह्महत्यापनोदाय मितभुङ्नियतेन्द्रियः ॥ ७५ ॥**

૭૫ અથવા તો બ્રહ્મહત્યાના પાપનો નાશ કરવા માટે ઇંદ્રિયોને નિયમમાં રાખીને, પરિમિત ભોજન કરીને, હરકોઈ વેદનો પાઠ કરતાં કરતાં સો યોજન સુધી ચાલ્યા જવું.

---

* બ્રહ્મહત્યા કરનારા પુરુષે બાર વરસ સુધી પ્રાયશ્ચિત્ત કરતી વખતે નીચે પ્રમાણે વર્તન કરવાનું यमस्मृति માં કહ્યું છે; सप्तागाराणि इत्यादि ગૃહસ્થના ઘરમાં સર્વે મનુષ્યો ભોજન કરી રહે અને ધુમાડો શાંત પડી જાય ત્યારે ઓચિંતા કોઇ પણ સાત ઘરમાં પ્રવેશ કરીને કહેવું કે, મેં બ્રહ્મહત્યા કરી છે, મને ભિક્ષા આપો! આમ કહી ભિક્ષા લઇને નગર બહાર જવું અને એક જ વાર તે ભિક્ષામાંથી ભોજન કરવું.

ગુણવાન્ બ્રાહ્મણે જો અજાણતાં બ્રહ્મહત્યા કરી હોય તો તેને માટે બાર વર્ષનું પ્રાયશ્ચિત્ત છે, ક્ષત્રિયને માટે બમણું છે, વૈશ્યને માટે ત્રણગણું છે; અને શૂદ્રને માટે ચારગણું છે. પરંતુ બુદ્ધિપૂર્વક બ્રાહ્મણનો વધ કરનારને માટે તો कामतो ब्राह्मणवधे निष्कृतिर्न विधियते એ મનુનાં વચન પ્રમાણે મરણ શિવાય બીજું પ્રાયશ્ચિત્ત નથી.

**सर्वस्वं वेदविदुषे ब्राह्मणायोपपादयेत् ।**
**धनं वा जीवनायालं गृहं वा सपरिच्छदम् ॥ ७६ ॥**

૭૬ અથવા તો વેદ જાણનારા બ્રાહ્મણને પોતાનું સર્વસ્વ આપી દેવું અથવા તો તેની આજીવિકા ચાલે તેટલું ધન આપવું અથવા તો ઘરની સર્વ સામગ્રીસહિત ઘર આપવું.

**हविष्यभुग्वाऽनुसरेत्प्रतिस्रोतः सरस्वतीम् ।**
**जपेद्वा नियताहारस्त्रिर्वै वेदस्य संहिताम् ॥ ७७ ॥**

૭૭ અથવા તો હવિષ્યાન્નનું ભોજન કરીને સરસ્વતી નદીના પ્રવાહની સામે ચાલ્યા જવું, અથવા તો નિયમિત આહાર કરીને ત્રણે વેદની સંહિતાનો પાઠ કરવો.

**कृतवापनो निवसेद्ग्रामान्ते गोव्रजेऽपि वा ।**
**आश्रमे वृक्षमूले वा गोब्राह्मणहिते रतः ॥ ७८ ॥**

૭૮ અથવા તો દાઢી મૂછ બોડાવીને તથા નખ કતરાવીને ગામની પાડોસમાં, ગોંદરામાં, આશ્રમમાં કે ઝાડના મૂળમાં નિવાસ કરીને ગાયના તથા બ્રાહ્મણના હિતમાં પરાયણ રહેવું.

**ब्राह्मणार्थे गवार्थे वा सद्यः प्राणान्परित्यजेत् ।**
**मुच्यते ब्रह्महत्याया गोप्ता गोर्ब्राह्मणस्य च ॥ ७९ ॥**

૭૯ અથવા તો બ્રાહ્મણોનાં અને ગાયોનાં રક્ષણ માટે તુરત પ્રાણો તજી દેવા; ગાયોની અને બ્રાહ્મણોની રક્ષા કરનારો બ્રહ્મહત્યામાંથી મુક્ત થાય છે.

**त्रिवारं प्रतिरोद्धा वा सर्वस्वमवजित्य वा ।**
**विप्रस्य तन्निमित्ते वा प्राणालाभे विमुच्यते ॥ ८० ॥**

૮૦ ચોર લોકો બ્રાહ્મણનું ધન ચોરી ગયા હોય તે સમયે ત્રણવાર હલ્લો કરવાથી ધન પાછું લાવે કે ન લાવે તો પણ પાપી બ્રહ્મહત્યાના પાપમાંથી છૂટે છે, અથવા તો પહેલી વારની ચઢાઇમાં સર્વ ધન પાછું જિતી લાવે તો પણ બ્રહ્મહત્યાના પાપમાંથી છૂટે છે, અથવા તો ચોર ધન ચોરી જવાથી બ્રાહ્મણ તેને માટે યુદ્ધ કરીને મરવાને તયાર થયો હોય ત્યારે જેટલું ધન ચોરાયું હોય તેટલું ધન તેને આપીને મરતાં અટકાવે તો પણ બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થાય છે.

एवं दृढव्रतो नित्यं ब्रह्मचारी समाहितः ।
समाप्ते द्वादशे वर्षे ब्रह्महत्यां व्यपोहति ॥ ८१ ॥

૮૧ ઉપર કહ્યા પ્રમાણે જે પાપી મનને નિયમમાં રાખી, નિત્ય બ્રહ્મચર્ય પાળીને દૃઢતાથી વ્રત (પ્રાયશ્ચિત્ત) કરે છે, તે પુરુષ બાર વર્ષ વીતી ગયા પછી બ્રહ્મહત્યામાંથી મુક્ત થાય છે.

शिष्ट्वा वा भूमिदेवानां नरदेवसमागमे ।
स्वमेनोऽवभृथस्नातो हयमेधे विमुच्यते ॥ ८२ ॥

૮૨ અથવા તે અશ્વમેધ યજ્ઞના પ્રસંગમાં બ્રાહ્મણોના અને રાજાઓના સમાજની સન્મુખ પોતાનું પાપ કહી બતાવીને અવભૃથ સ્નાન કરે છે, તે પાપી બ્રહ્મહત્યાના પાપમાંથી છૂટે છે.

धर्मस्य ब्राह्मणो मूलमग्रं राजन्य उच्यते ।
तस्मात्समागमे तेषामेनो विख्याप्य शुद्ध्यति ॥ ८३ ॥

૮૩ કારણ કે બ્રાહ્મણ, ધર્મનું મૂળ અને ક્ષત્રિય, ધર્મનો અગ્રભાગ કહેવાય છે. તે માટે તેઓના સમાજની સમક્ષમાં પાપ કહી બતાવવાથી પાપી શુદ્ધ થાય છે.

ब्राह्मणः संभवेनैव देवानामपि दैवतम् ।
प्रमाणं चैव लोकस्य ब्रह्मात्रैव हि कारणम् ॥ ८४ ॥

૮૪ બ્રાહ્મણ જન્મથી જ દેવતાઓનું પણ દૈવત છે; અને તેનો ઉપદેશ વેદમૂલક હોવાથી તે લોકોમાં પ્રમાણ ગણાય છે.

तेषां वेदविदो ब्रूयुस्त्रयोऽप्येनःसुनिष्कृतिम् ।
सा तेषां पावनाय स्यात्पवित्रा विदुषां हि वाक् ॥ ८५ ॥

૮૫ વેદ જાણનારા બ્રાહ્મણોમાંથી ત્રણ બ્રાહ્મણ, પાપનું જે પ્રાયશ્ચિત્ત કહે તે, પાપીઓને પવિત્ર કરે છે. કારણ કે વેદવેત્તા બ્રાહ્મણોની વાણી પાપીઓને પવિત્ર કરનારી છે.

अतोऽन्यतममास्थाय विधिं विप्रः समाहितः ।
ब्रह्महत्याकृतं पापं व्यपोहत्यात्मवत्तया ॥ ८६ ॥

૮૬ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર સાવધાન થઈ શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખીને ઉપર કહેલાં પ્રાયશ્ચિત્તોમાંથી કોઈ પણ એક પ્રાયશ્ચિત્ત કરે, તો તેથી બ્રહ્મહત્યાનું પાપ નાશ પામે છે.

हत्वा गर्भमविज्ञातमेतदेव व्रतं चरेत् ।
राजन्यवैश्यौ चेजानावात्रेयीमेव च स्त्रियम् ॥ ८७ ॥

૮૭ કન્યા, પુત્ર, કે નપુંસક તરીકે જાણવામાં ન આવેલા બ્રાહ્મણના ગર્ભનો, યજ્ઞમાં દીક્ષા લીધેલા ક્ષત્રિયનો અને વૈશ્યનો તથા અત્રિ ગોત્રની બ્રાહ્મણીનો, એટલાંનો જે વધ કરે તેણે બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું.

उक्त्वा चैवानृतं साक्ष्ये प्रतिरुद्ध्य गुरुं तथा ।
अपहृत्य च निःक्षेपं कृत्वा च स्त्रीसुहृद्वधम् ॥ ८८ ॥

૮૮ સુવર્ણ, ભૂમિ, વગેરેના કામમાં ખોટી સાક્ષી આપીને, ગુરુના ઉપર મિથ્યા આરોપ મૂકીને, બ્રાહ્મણની રૂપા વગેરેની અને ક્ષત્રિયની સુવર્ણ વગેરેની થાપણ ઓળવીને તથા પોતાની સ્ત્રીનો અને મિત્રનો નાશ કરીને પણ બ્રહ્મહત્યાનું વ્રત કરવું.

इयं विशुद्धिरुदिता प्रमाप्याकामतो द्विजम् ।
कामतो ब्राह्मणवधे निष्कृतिर्न विधीयते ॥ ८९ ॥

૮૯ ઇચ્છા વિના દ્વિજને માર્યો હોય તો તેને માટે ઉપર પ્રમાણેનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે. પરંતુ ઇચ્છા પૂર્વક (જાણી જોઇને) બ્રાહ્મણનો વધ કર્યો હોય તો તેનું પ્રાયશ્ચિત્ત નથી.

सुरां पीत्वा द्विजो मोहादग्निवर्णां सुरां पिबेत् ।
तया स काये निर्दग्धे मुच्यते किल्बिषात्ततः ॥ ९० ॥

૯૦ દ્વિજવર્ણે સુરા પીધી હોય તો તેણે સુરાને અગ્નિના જેવી લાલ ચોળ કરીને પીવી. તેનાથી તેની કાયા બળી જાય છે, એટલે તે, તે પાપમાંથી મુક્ત થાય છે.

गोमूत्रमग्निवर्णं वा पिबेदुदकमेव वा ।
पयो घृतं वा मरणाद्गोशकृद्रसमेव वा ॥ ९१ ॥

૯૧ અથવા તો ગાયનું મૂત્ર, પાણી, ગાયનું દૂધ, ઘી, અથવા તો ગાયનાં છાણનો રસ, અગ્નિના જેવો લાલ ચોળ કરીને સુરાપાનની શુદ્ધિ માટે મરણ થાય ત્યાં સૂધી પીવો.

कणान्वा भक्षयेदब्दं पिण्याकं वा सकृन्निशि ।
सुरापानापनुत्त्यर्थं बालवासा जटी ध्वजी ॥ ९२ ॥

૯૨ અથવા તો પૈષ્ટી શિવાયની ગૌડી અને માધ્વીના પાનનું પાપ દૂર કરવા માટે ગાયના વાળની ધાબળી પહેરવી, માથે જટા રાખવી, સુરાના પાત્રનું ધ્વજામાં ચિહ્ન કરવું અને એક વર્ષ સુધી રાત્રે એકવખત ચોખાની કણકી અથવા તો તલનો ખોળ ખાઇને રહેવું.

**सुरा वै मलमन्नानां पाप्मा च मलमुच्यते ।**
**तस्माद्ब्राह्मणराजन्यौ वैश्यश्च न सुरां पिबेत् ॥ ९३ ॥**

૯૩ સુરા અન્નના લોટમાંથી બને છે, માટે તે અન્નનો મલ કહેવાય છે અને મલ એ પાપનું નામ છે; માટે બ્રાહ્મણે, ક્ષત્રિયે અને વૈશ્યે સુરા પીવી નહિ.

**गौडी पैष्टी च माध्वी च विज्ञेया त्रिविधा सुरा ।**
**यथैवैका तथा सर्वा न पातव्या द्विजोत्तमैः ॥ ९४ ॥**

૯૪ ગોળમાંથી બને છે તે ગૌડી સુરા કહેવાય છે; ઘઉં, ચોખા, યવ વગેરેના લોટમાંથી બને છે તે પૈષ્ટી સુરા કહેવાય છે; અને મહુડામાંથી બને છે તે માધ્વી સુરા કહેવાય છે; આમ ત્રણ પ્રકારની સુરા છે. જેવી પૈષ્ટી સુરા છે તેવી જ ગૌડી અને માધ્વી પણ છે. માટે દ્વિજવર્ણના પુરુષોએ સર્વ પ્રકારની સુરા પીવી નહિ.

***यक्षरक्षःपिशाचान्नं मद्यं मांसं सुरासवम् ।**
**तद्ब्राह्मणेन नात्तव्यं देवानामश्नता हविः ॥ ९५ ॥**

૯૫ મદ્ય યક્ષોનું ભોજન છે, માંસ રાક્ષસોનું ભોજન છે, અને સુરા તથા આસવ પિશાચોનું ભોજન છે, માટે દેવોનું હવિષ ખાવાનો જેને અધિકાર છે એવા બ્રાહ્મણે કદી પણ તે પદાર્થો ખાવા કે પીવા નહિ.

**अमेध्ये वा पतेन्मत्तो वैदिकं वाप्युदाहरेत् ।**
**अकार्यमन्यत्कुर्याद्वा ब्राह्मणो मदमोहितः ॥ ९६ ॥**

૯૬ બ્રાહ્મણ સુરાના મદથી મત્ત બની જઇને અપવિત્ર સ્થાનમાં પડી જાય, વેદના મંત્રો ભણવા માંડે અથવા તો બીજાં બ્રહ્મહત્યા વગેરે અકાર્ય પણ કરે, તે માટે બ્રાહ્મણે મદ્યપાન કરવું નહિ.

---

* શાસ્ત્રમાં બાર પ્રકારનાં મદ્ય ગણાવ્યાં છે તે નીચે પ્રમાણે છે. [૧]પૈષ્ટી, [૨]ગૌડી, [૩]માધ્વી, [૪]પાનસ (ફણસમાંથી બનાવેલી), [૫]દ્રાક્ષા (દ્રાક્ષમાંથી બનાવેલી), [૬]ખાર્જૂર (ખજૂરમાંથી બનાવેલી), [૭]તાલ (તાડી), [૮]ઐક્ષવ (શેરડીનો સરકો), [૯]ટાંક, [૧૦]માર્દ્વીક (મોટી દ્રાક્ષમાંથી બનાવેલી), [૧૧] નારિકેલ (નાળીયેરમાંથી બનાવેલી)ને [૧૨]મૈરેય.

यस्य कायगतं ब्रह्म मद्येनाप्लाव्यते सकृत् ।
तस्य व्यपैति ब्राह्मण्यं शूद्रत्वं च स गच्छति ॥ ९७ ॥

૯૭ જે બ્રાહ્મણની કાયામાં રહેલો વેદ એકવાર પણ મદ્યથી ઝબોળાય છે તો તેનું બ્રાહ્મણપણું નાશ પામે છે અને તે શૂદ્રપણાને પામે છે.

एषा विचित्राभिहिता सुरापानस्य निष्कृतिः ।
अत ऊर्ध्वं प्रवक्ष्यामि सुवर्णस्तेयनिष्कृतिम् ॥ ९८ ॥

૯૮ તમને સુરાપાનનું જૂદા જૂદા પ્રકારનું પ્રાયશ્ચિત્ત કહી બતાવ્યું. હવે હું તમને સુવર્ણની ચોરીનું પ્રાયશ્ચિત્ત કહું છું.

सुवर्णस्तेयकृद्विप्रो राजानमभिगम्य तु ।
स्वकर्म ख्यापयन्ब्रूयान्मां भवाननुशास्त्विति ॥ ९९ ॥

૯૯ હરકોઇ પણ જાતિનો પુરુષ જો બ્રાહ્મણનું સુવર્ણ ચોરે, તો તેણે ધર્મનિષ્ઠ રાજાની પાસે જઇને પોતે કરેલી સુવર્ણની ચોરીની વાત તેને કહેવી અને કહેવું કે આપ મને શિક્ષા કરો.

*गृहीत्वा मुसलं राजा सकृद्धन्यात्तु तं स्वयम् ।
वधेन शुद्ध्यति स्तेनो ब्राह्मणस्तपसैव तु ॥ १०० ॥

૧૦૦ એટલે રાજાએ પોતે તેના હાથમાંથી મુસલ લઇને તેને એકવાર પ્રહાર કરવો, પછી તે મૃત્યુ પામે કે જીવે. ચોર, મારથી શુદ્ધ થાય છે; અને સુવર્ણની ચોરી કરનારો બ્રાહ્મણ તપવડે જ શુદ્ધ થાય છે.

तपसाऽपनुनुत्सुस्तु सुवर्णस्तेयजं मलम् ।
चीरवासा द्विजोऽरण्ये चरेद्ब्रह्महणो व्रतम् ॥ १०१ ॥

૧૦૧ જે દ્વિજ જાતિના પુરુષને સુવર્ણ ચોરવાથી લાગેલું પાપ તપ કરીને દૂર કરવાની ઇચ્છા હોય, તેણે અરણ્યમાં જઈ ચીથરાં પહેરીને બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું.

एतैर्व्रतैरपोहेत पापं स्तेयकृतं द्विजः ।
गुरुस्त्रीगमनीयं तु व्रतैरेभिरपानुदेत् ॥ १०२ ॥

* આ શ્લોકમાં બ્રાહ્મણ તપશ્ચરણથી શુદ્ધ થાય છે આમ કહ્યું છે, તેપરથી બીજા વર્ણના પુરુષો તપશ્ચરણથી શુદ્ધ ન થાય આમ સમજવું નહિ. પણ આ શ્લોકનું તાત્પર્ય બ્રાહ્મણને દેહાંત દંડની શિક્ષા નહિ કરવામાં છે.

૧૦૨ દ્વિજ જાતિના પુરુષે સુવર્ણની ચોરીનું પાપ, ઉપર કહેલાં વ્રતો કરીને દૂર કરવું અને ગુરુપત્નીની સાથે ગમન કરવાથી લાગેલું પાપ નીચેનાં વ્રતો કરીને દૂર કરવું.

**गुरुतल्प्यभिभाष्यैनस्तप्ते स्वप्यादयोमये ।**
**सूर्मीं ज्वलन्तीं स्वाश्लिष्येन्मृत्युना स विशुद्ध्यति ॥ १०३॥**

૧૦૩ ગુરુપત્નીની સાથે ગમન કરનારા પુરુષે પોતાનું પાપ લોકોને કહી બતાવી, લોઢાની ધગધગતી શય્યા ઉપર સુવું તથા ધગધગતી લોઢાની બનાવેલી સ્ત્રીનું આલિંગન કરીને મરણ પામવું. તેમ કરવાથી પાપી શુદ્ધ થાય છે.

**स्वयं वा शिश्नवृषणावुत्कृत्याधाय चाञ्जलौ ।**
**नैर्ऋतीं दिशमातिष्ठेदानिपातादजिह्मगः ॥ १०४ ॥**

૧૦૪ અથવા તો પોતે જ પોતાના શિશ્નને તથા વૃષણને કાપી, ખોબામાં લઇને શરીર પડી જાય ત્યાં સૂધી નૈર્ઋત્ય ખૂણામાં સીધા ચાલ્યા જવું.

***खट्वाङ्गी चीरवासा वा श्मश्रुलो विजने वने ।**
**प्राजापत्यं चरेत्कृच्छ्रमब्दमेकं समाहितः ॥ १०५ ॥**

૧૦૫ અથવા તો ખાટલાની ઇસ હાથમાં રાખવી, ચીથરાંનાં વસ્ત્રો પહેરવાં, પંચ કેશ રખાવવા અને નિર્જન વનમાં સાવધાનપણાથી એક વર્ષ સૂધી રહીને પ્રાજાપત્ય વ્રત કરવું.

**†चान्द्रायणं वा त्रीन्मासानभ्यस्येन्नियतेन्द्रियः ।**
**हविष्येण यवाग्वा वा गुरुतल्पापनुत्तये ॥ १०६ ॥**

૧૦૬ અથવા તો ગુરુપત્નીની સાથે કરેલાં ગમનના પાપની શુદ્ધિ માટે ઇંદ્રિયોને નિયમમાં રાખીને હવિષ્યાન્ન અથવા તો યવની રાબડી પીને ત્રણ મહિના સૂધી ચાંદ્રાયણ વ્રત કરવું.

---

* આ પ્રાજાપત્ય વ્રતનો બીજો એવો પણ પ્રકાર છે કે, એક દિવસ પ્રાતઃકાળે, બીજે દિવસે સાંજે, ત્રીજે દિવસે અયાચિત અને ચોથે દિવસે ઉપવાસ એમ ત્રણવાર કરવાથી પણ ૧૨ દિવસનું પ્રાજાપત્ય પૂરું થાય છે અને આ વ્રતમાં સવારમાં ૩૨ બત્રીશ કોળીયા જમવા, સાયંકાળે ૨૬ છવીસ કોળીયા જમવા, તથા અયાચિતમાં ૨૪ ચોવીશ કોળીયા અને પછી ત્રણ દિવસ ઉપવાસ કરવો. આ પ્રાજાપત્ય વ્રત કરવાને જે અશક્ત હોય, તેણે તેને બદલે ગાયનું દાન દેવું.

† આ શ્લોકમાં કહેલું પ્રાયશ્ચિત્ત ન્યૂન હોવાથી ગુરુની અસમાન જાતિની અસાધ્વી સ્ત્રી સાથેના ગમનનું આ પ્રાયશ્ચિત્ત જાણવું.

एतैर्व्रतैरपोहेयुर्महापातकिनो मलम् ।
उपपातकिनस्त्वेवमेभिर्नानाविधैर्व्रतैः ॥ १०७ ॥

૧૦૭ મહાપાપ કરનારાઓએ ઉપર કહેલાં વ્રતો કરીને પોતાનાં પાપનો નાશ કરવો અને ઉપપાતકીઓએ નીચે કહેલાં અનેક જાતનાં વ્રતો કરીને પોતાનાં પાપનો નાશ કરવો.

उपपातकसंयुक्तो गोघ्नो मासं यवान्पिबेत् ।
कृतवापो वसेद्गोष्ठे चर्मणा तेन संवृतः ॥ १०८ ॥
चतुर्थकालमश्नीयादक्षारलवणं मितम् ।
गोमूत्रेणाचरेत्स्नानं द्वौ मासौ नियतेन्द्रियः ॥ १०९ ॥
दिवानुगच्छेद्गास्तास्तु तिष्ठन्नूर्ध्वं रजः पिबेत् ।
शुश्रूषित्वा नमस्कृत्य रात्रौ वीरासनं वसेत् ॥ ११० ॥
तिष्ठन्तीष्वनुतिष्ठेत्तु व्रजन्तीष्वप्यनुव्रजेत् ।
आसीनासु तथासीनो नियतो वीतमत्सरः ॥ १११ ॥
आतुरामभिशस्तां वा चौरव्याघ्रादिभिर्भयैः ।
पतितां पङ्कलग्नां वा सर्वोपायैर्विमोचयेत् ॥ ११२ ॥
उष्णे वर्षति शीते वा मारुते वाति वा भृशम् ।
न कुर्वीतात्मनस्त्राणं गोरकृत्वा तु शक्तितः ॥ ११३ ॥
आत्मनो यदि वान्येषां गृहे क्षेत्रेऽथवा खले ।
भक्षयन्तीं न कथयेत्पिबन्तं चैव वत्सकम् ॥ ११४ ॥
अनेन विधिना यस्तु गोघ्नो गामनुगच्छति ।
स गोहत्याकृतं पापं त्रिभिर्मासैर्व्यपोहति ॥ ११५ ॥

ઉપપાતકનું પ્રાયશ્ચિત્ત.

૧૦૮–૧૧૫ ગાયની હત્યા કરનારા ઉપપાતકી પુરુષે દાઢી, મૂછ, નખ વગેરે બોડાવી, શરીર ઉપર ગાયનું ચામડું ઓઢી, એક મહિના સૂધી ગૌશાળામાં રહેવું અને જવની રાબ પીવી, તે પછી બે મહિના સૂધી ઇંદ્રિયોને નિયમમાં રાખી, નિત્ય ગાયના મૂત્રથી સ્નાન કરવું અને ચોથે કાળે એટલે એક દિવસ ઉપવાસ કરીને બીજે દિવસે સાંજે પરિમિત હવિષ્યાન્નનો આહાર કરવો. અથવા તો ત્રણ મહિના સૂધી નિત્ય દિવસે ગાયની પાછળ વનમાં જવું, ઉભા રહીને

ગાયની ખરીથી ઉંચે ઉડતી રજનું પાન કરવું, તેને ખજવાળવું, ખડ નાખવું, ડાંસ ઉડાડવા વગેરે સેવા કરવી, નમસ્કાર કરવા, અને રાત્રિએ વીરાસન વાળીને તેની રક્ષા કરવી. ગાયો ઉભી રહે ત્યારે પાપી પુરુષે મત્સરરહિત થઇને નિયમપૂર્વક ઉભા રહેવું, ચાલે ત્યારે નિયમપૂર્વક ચાલવું, બેસે ત્યારે નિયમપૂર્વક બેસવું, માંદી હોય તો દવા ખવરાવવી, ચોર, વાઘ વગેરેના ભયથી બેબાકળી થઈ ગઈ હોય તો શાંત પાડવી, ખાડામાં અથવા તો નદી નેહેરામાં પડી ગઈ હોય તો, અથવા તો કાદવમાં ખુચી ગઈ હોય તો બાહાર કાઢવી, આમ સર્વ પ્રકારના ઉપાયો કરીને ગાયને દુઃખમાંથી છોડાવવી. સૂર્ય અત્યંત તપતો હોય, વર્ષાદ ઘણો જ વર્ષતો હોય, ટાઢ સારી પેઠે પડતી હોય અથવા તો પવન ખૂબ ફુંકતો હોય, ત્યારે શક્તિ પ્રમાણે ગાયનું રક્ષણ કર્યા વિના પોતાનું રક્ષણ કરવું નહિ. પોતાના અથવા બીજાના ઘરમાં, ક્ષેત્રમાં અથવા તો ખળામાં ગાય અન્ન ખાઈ જતી હોય અથવા તો વાછરડો ધાવી જતો હોય તો તે કોઇને કહેવું નહિ. આ પ્રમાણે ગોહત્યા કરનારો જે પુરુષ ગાયની પાછળ વનમાં જઇને તેની સેવા કરે છે, તે પુરુષ ત્રણ મહિનામાં ગાયની હત્યાના પાપમાંથી મુક્ત થાય છે.

**वृषभैकादशा गाश्च दद्यात्सुचरितव्रतः ।**
**अविद्यमाने सर्वस्वं वेदविद्भ्यो निवेदयेत् ॥ ११६ ॥**

૧૧૬ સારી રીતે પ્રાયશ્ચિત્ત કર્યા પછી પુરુષે વેદ જાણનારા બ્રાહ્મણોને દશ ગાયો તથા એક બળદ દાનમાં આપવો; અને જો તેટલું ધન ન હોય તો પોતાનું સર્વસ્વ આપી દેવું.

**एतदेव व्रतं कुर्युरुपपातकिनो द्विजाः ।**
**अवकीर्णिवर्ज्यं शुद्ध्यर्थं चान्द्रायणमथापि वा ॥ ११७ ॥**

૧૧૭ ઉપપાતકી એવા દ્વિજવર્ણે શુદ્ધિને માટે આ જ વ્રત કરવું, અથવા તો ચાંદ્રાયણ કરવું. પરંતુ અવકીર્ણીએ આ પ્રાયશ્ચિત્ત કરવું નહિં પણ નીચેનું પ્રાયશ્ચિત્ત કરવું.

**अवकीर्णी तु काणेन गर्दभेन चतुष्पथे ।**
**पाकयज्ञविधानेन यजेत निर्ऋतिं निशि ॥ ११८ ॥**

૧૧૮ અવકીર્ણીએ (પરસ્ત્રીના સંગથી જેનું બ્રહ્મચર્ય ખંડિત થયું હોય તેવા પુરુષે) રાત્રે ચૌટામાં પાકયજ્ઞના વિધિ પ્રમાણે કાણા ગધેડાવડે નિર્ઋતિ નામના દેવનું યજન કરવું.

અવકીર્ણીનું પ્રાયશ્ચિત્ત.

हुत्वाग्नौ विधिवद्धोमानन्ततश्च समेत्यृचा ।
वातेन्द्रगुरुवह्नीनां जुहुयात्सर्पिषाहुतीः ॥ ११९ ॥

૧૧૯ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે ચૌટામાં ગધેડાની વપાનું નિર્ઋતિ દેવને બળિદાન આપવું અને છેવટે **समासिंचन्तु मरुतः** એ ઋચા ભણીને વાયુ, ઇંદ્ર, ગુરુ અને અગ્નિને ઘીની આહુતિઓ આપવી.

कामतो रेतसः सेकं व्रतस्थस्य द्विजन्मनः ।
अतिक्रमं व्रतस्याहुर्धर्मज्ञा ब्रह्मवादिनः ॥ १२० ॥

૧૨૦ બ્રહ્મચર્ય વ્રતમાં રહેનારો બ્રહ્મચારી ઇચ્છાપૂર્વક વીર્ય પાડી નાખે તો તેને ધર્મ જાણનારા બ્રહ્મવાદીઓ, વ્રતનો અતિક્રમ (ભંગ) કર્યો કહે છે.

मारुतं पुरुहूतं च गुरुं पावकमेव च ।
चतुरो व्रतिनोऽभ्येति ब्राह्मं तेजोऽवकीर्णिनः ॥ १२१ ॥

૧૨૧ અવકીર્ણી પુરુષનું, વેદના સ્વાધ્યાયનું તથા નિત્ય નિયમાનુષ્ઠાનનું તેજ પવન, ઇંદ્ર, બૃહસ્પતિ અને અગ્નિમાં પ્રવેશ કરે છે.

एतस्मिन्नेनसि प्राप्ते वसित्वा गर्दभाजिनम् ।
सप्तागारांश्चरेद्भैक्षं स्वकर्म परिकीर्तयन् ॥ १२२ ॥

૧૨૨ માટે અવકીર્ણી નામનું પાપ થઇ જાય ત્યારે ગધેડાનું ચામડું ઓઢી, પોતાનું પાપકર્મ લોકોને કહીને સાત ઘેરથી ભિક્ષા માગી લાવવી.

तेभ्यो लब्धेन भैक्षेण वर्तयन्नेककालिकम् ।
उपस्पृशंस्त्रिषवणं त्वब्देन स विशुद्ध्यति ॥ १२३ ॥

૧૨૩ તેઓની પાસેથી મળેલી ભિક્ષાનું દિવસમાં એક વખત ભોજન કરવું, અને ત્રણ વખત સ્નાન કરવું, આમ એક વર્ષ સૂધી કરવાથી અવકીર્ણી પુરુષ શુદ્ધ થાય છે.

जातिभ्रंशकरं कर्म कृत्वान्यतममिच्छया ।
चरेत्सांतपनं कृच्छ्रं प्राजापत्यमनिच्छया ॥ १२४ ॥

૧૨૪ જાતિભ્રંશકરણ નામના પાપોમાંથી કોઇએક પાપ જાણી જોઇને કર્યું હોય, તો સાંતપન વ્રત કરવું અને અજાણતાં કર્યું હોય, તો પ્રાજાપત્ય વ્રત કરવું.

જાતિભ્રંશકરણનું પ્રાયશ્ચિત્ત

संकरापात्रकृत्यासु मासं शोधनमैन्दवम् ।
मलिनीकरणीयेषु तप्तः स्याद्यावकैस्त्र्यहम् ॥ १२५ ॥

૧૨૫ સંકરીકરણ અને અપાત્રીકરણ નામનાં પાપોમાંથી હરકોઇ એક પાપ કર્યું હોય, તો એક મહિનો ચાંદ્રાયણ કરવું, અને મલિનીકરણ નામનાં પાપોમાંથી હરકોઇ પણ પાપ કર્યું હોય તો ત્રણ રાત્રિ સૂધી જવની ઉકાળેલી રાબડી પીવી.

સંકરીકરણ તથા અપાત્રીકરણ પાપનું પ્રાયશ્ચિત્ત

तुरीयो ब्रह्महत्यायाः क्षत्रियस्य वधे स्मृतः ।
वैश्येऽष्टमांशो वृत्तस्थे शूद्रे ज्ञेयस्तु षोडशः ॥ १२६ ॥

૧૨૬ સદાચારી ક્ષત્રિયનો જાણી જોઇને વધ કર્યો હોય તો બ્રહ્મહત્યાનું એક ચતુર્થાંશ પ્રાયશ્ચિત્ત કરવું, એટલે ત્રણ વર્ષ સૂધી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું. સદાચારી વૈશ્યનો વધ કર્યો હોય તો બ્રહ્મહત્યાનું એક અષ્ટમાંશ પ્રાયશ્ચિત્ત કરવું, એટલે દોઢ વર્ષ સૂધી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું અને સદાચારી શૂદ્રનો વધ કર્યો હોય તો બ્રહ્મ-હત્યાનું એક ષોડશાંશ એટલે નવ મહિના સૂધી પ્રાયશ્ચિત્ત કરવું.

ક્ષત્રિયાદિ વર્ણની હત્યાનું પ્રાયશ્ચિત્ત.

अकामतस्तु राजन्यं विनिपात्य द्विजोत्तमः ।
वृषभैकसहस्रा गा दद्यात्सुचरितव्रतः ॥ १२७ ॥

૧૨૭ દ્વિજ જાતિનો પુરુષ ઇચ્છા વગર ક્ષત્રિયની હત્યા કરે, તો તેણે સારી રીતે વ્રત કર્યા પછી બ્રાહ્મણોને એક હજાર ગાયો અને એક બળદ આપવો.

त्र्यब्दं चरेद्वा नियतो जटी ब्रह्महणो व्रतम् ।
वसन्दूरतरे ग्रामाद्वृक्षमूलनिकेतनः ॥ १२८ ॥

૧૨૮ અથવા તો ગામથી દૂર વૃક્ષના મૂળમાં નિવાસ કરી માથે જટા રાખીને નિયમપૂર્વક ત્રણ વર્ષ સૂધી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું.

एतदेव चरेदब्दं प्रायश्चित्तं द्विजोत्तमः ।
प्रमाप्य वैश्यं वृत्तस्थं दद्याच्चैकशतं गवाम् ॥ १२९ ॥

૧૨૯ દ્વિજવર્ણનો પુરુષ સદાચારી વૈશ્યની અજાણતાં હત્યા કરી બેસે, તો તેણે એક વર્ષ સૂધી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું અથવા તો સો ગાયો અને એક બળદ બ્રાહ્મણોને આપવાં.

एतदेव व्रतं कृत्स्नं षण्मासान् शूद्रहा चरेत् ।
वृषभैकादशा वापि दद्याद्विप्राय गाः सिताः ॥ १३० ॥

૧૩૦ સદાચારી શૂદ્રની અજાણતાં હત્યા કરે તો છ મહિના સુધી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું અથવા તો દશ ધોળી ગાયો અને એક બળદ બ્રાહ્મણોને આપવાં.

मार्जारनकुलौ हत्वा चाषं मण्डूकमेव च ।
श्वगोधोलूककाकांश्च शूद्रहत्याव्रतं चरेत् ॥ १३१ ॥
पयः पिबेत्त्रिरात्रं वा योजनं वाध्वनो व्रजेत् ।
उपस्पृशेत्स्रवन्त्यां वा सूक्तं वाब्दैवतं जपेत् ॥ १३२ ॥

પશુપક્ષીઓની હિંસાનું પ્રાયશ્ચિત્ત.

૧૩૧-૧૩૨ મીંદડાને, નોળીયાને, ચાષને, દેડકાને, કુતરાને, ચંદનઘોને, ઘુવડને ને કાગડાને અજાણતાં મારે તો એક ચાંદ્રાયણ કરવું અથવા તો ત્રણ રાત્રિ સુધી દુધ પીને રહેવું, અથવા તો એક યોજન સુધી પંથ કરવો, અથવા તો ત્રણવાર નદીમાં સ્નાન કરવું, અથવા તો વરુણ દેવતાવાળાં **आपोहिष्ठा** વગેરે સૂક્તનો જપ કરવો. પૂર્વ પૂર્વનાં પ્રાયશ્ચિત્ત કરવાને જે અશક્ત હોય, તેણે પછી પછીનાં પ્રાયશ્ચિત્ત કરવાં.

अभ्रिं कार्ष्णायसीं दद्यात्सर्पं हत्वा द्विजोत्तमः ।
पलालभारकं षण्ढे सैसकं चैकमाषकम् ॥ १३३ ॥

૧૩૩ દ્વિજ વર્ણના પુરુષે સર્પને મારીને લોઢાનો સળિયો આપવો, ષંઢને મારીને એક ભાર પરાળ અથવા તો એક માસો સીસું આપવું.

घृतकुम्भं वराहे तु तिलद्रोणं तु तित्तिरौ ।
शुके द्विहायनं वत्सं क्रौञ्चं हत्वा त्रिहायणम् ॥ १३४ ॥

૧૩૪ વરાહને મારીને ઘીનો ઘડો આપવો, તેતરને મારીને એક દ્રોણ ભર તલ આપવા, પોપટને મારીને બે વર્ષનો વાછરડો અને ક્રૌંચને મારીને ત્રણ વર્ષનો વાછરડો આપવો.

हत्वा हंसं बलाकां च बकं बर्हिणमेव च ।
वानरं श्येनभासौ च स्पर्शयेद्ब्राह्मणाय गाम् ॥ १३५ ॥

૧૩૫ હંસને, બગલીને, બગલાને, મોરને, વાંદરાને, શકરાને ને ભાસને મારીને બ્રાહ્મણને ગાયનું દાન આપવું.

वासो दद्याद्धयं हत्वा पञ्च नीलान्वृषान्गजम् ।
अजमेषावनड्वाहं खरं हत्वैकहायनम् ॥ १३६ ॥

૧૩૬ ઘોડાને મારીને વસ્ત્રનું દાન દેવું, હાથીને મારીને પાંચ શ્યામ રંગના બળદોનું દાન દેવું, બકરાને અને મેંઢાંને મારીને બળદનું દાન દેવું, ગધેડાને મારીને એક વર્ષના વાછરડાનું દાન દેવું.

**क्रव्यादांस्तु मृगान्हत्वा धेनुं दद्यात्पयस्विनीम् ।**
**अक्रव्यादान्वत्सतरीमुष्ट्रं हत्वा तु कृष्णलम् ॥ १३७ ॥**

૧૩૭ માંસાહારી પશુઓને મારીને દુઝણી ગાયનું દાન દેવું, માંસાહાર નહિ કરનારાં પશુઓને મારીને વાછરડીનું અને ઊંટને મારીને એક રતિભાર સુવર્ણનું દાન દેવું.

**जीनकार्मुकबस्तावीन्पृथग्दद्याद्विशुद्धये ।**
**चतुर्णामपि वर्णानां नारीर्हत्वाऽनवस्थिताः ॥ १३८ ॥**

૧૩૮ બ્રાહ્મણે વ્યભિચારિણી બ્રાહ્મણીની હત્યા કરીને શુદ્ધ થવા માટે મૃગચર્મનું દાન દેવું, ક્ષત્રિયે વ્યભિચારિણી ક્ષત્રિયાણીની હત્યા કરીને શુદ્ધ થવા માટે ધનુષનું દાન દેવું, વૈશ્યે વ્યભિચારિણી વાણીયણની હત્યા કરીને શુદ્ધ થવા માટે બકરાનું દાન દેવું અને શૂદ્રે વ્યભિચારિણી શૂદ્ર જાતિની સ્ત્રીની હત્યા કરીને શુદ્ધ થવા માટે ઘેટાનું દાન દેવું.

**दानेन वधनिर्णेकं सर्पादीनामशक्नुवन् ।**
**एकैकशश्चरेत्कृच्छ्रं द्विजः पापापनुत्तये ॥ १३९ ॥**

૧૩૯ દ્વિજ વર્ણના પુરુષો ઉપર કહેલાં સર્પ વગેરે પ્રાણીઓની હત્યાનાં પાપોને દાનથી ટાળવાને અસમર્થ હોય, તો તેણે પ્રત્યેક પ્રાણીની હિંસાનું પાપ મટાડવા માટે એક એક પ્રાજાપત્ય કરવું.

**अस्थिमतां तु सत्त्वानां सहस्रस्य प्रमापणे ।**
**पूर्णे चानस्यनस्थ्नां तु शूद्रहत्याव्रतं चरेत् ॥ १४० ॥**

૧૪૦ હાડકાંવાળાં એક હજાર પ્રાણીઓની હત્યા કરી હોય અને હાડકાં વિનાનાં એક ગાડું ભરાય તેટલાં પ્રાણીઓની હિંસા કરી હોય તો શૂદ્રની હત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું ( ચાંદ્રાયણ કરવું ).

**( वर्णानामानुपूर्व्येण त्रयाणामविशेषतः ।**
**अमत्या च प्रमाप्य स्त्रीं शूद्रहत्याव्रतं चरेत् ॥**

અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણની સ્ત્રીને અજાણતાં મારી નાખી હોય તો શૂદ્રની હત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું. )

किंचिदेव तु विप्राय दद्यादस्थिमतां वधे ।
अनस्थ्नां चैव हिंसायां प्राणायामेन शुद्ध्यति ॥ १४१ ॥

૧૪૧ હાડકાંવાળાં પ્રાણીઓની હિંસાના પ્રાયશ્ચિત્તમાં બ્રાહ્મણોને કંઇક દક્ષિણા દેવી, પરંતુ હાડકાં વિનાનાં પ્રાણીઓની હિંસામાં પ્રાણાયામ કરવાથી શુદ્ધ થવાય છે.

फलदानां तु वृक्षाणां छेदने जप्यमृक्शतम् ।
गुल्मवल्लीलतानां च पुष्पितानां च वीरुधाम् ॥ १४२ ॥

૧૪૨ ફળ આપનારાં આંબા વગેરે વૃક્ષોને, ગુલ્મોને, ગળો વગેરેના વેલાઓને તથા પુષ્પવાળી લતાઓને કાપી હોય, તો તે પાપનાં નિવારણ કરવા માટે એકસો ઋચાનો પાઠ કરવો.

अन्नाद्यजानां सत्वानां रसजानां च सर्वशः ।
फलपुष्पोद्भवानां च घृतप्राशो विशोधनम् ॥ १४३ ॥

૧૪૩ અનાજમાંથી ઉત્પન્ન થનારા, ગોળ વગેરે રસમાંથી ઉત્પન્ન થનારા, ઉંબરા વગેરે ફળમાંથી ઉત્પન્ન થનારા, મહુડાં વગેરેના પુષ્પોમાંથી ઉત્પન્ન થનારા જીવ જંતુની હત્યા થઈ જાય, તો માત્ર ઘીનું પ્રાશન કરવાથી શુદ્ધ થવાય છે.

कृष्टजानामोषधीनां जातानां च स्वयं वने ।
वृथालम्भेऽनुगच्छेद्गां दिनमेकं पयोव्रतः ॥ १४४ ॥

૧૪૪ ખેતરમાં ખેડવાથી ઉત્પન્ન થયેલી તથા વનમાં પોતાની મેળે ઉગી નીકળેલી ઔષધિઓને નિરર્થક કાપી હોય, તો એક દિવસ માત્ર દૂધનો આહાર કરીને ગાયની પાછળ વનમાં ફરવું.

एतैर्व्रतैरपोह्यं स्यादेनो हिंसासमुद्भवम् ।
ज्ञानाज्ञानकृतं कृत्स्नं शृणुतानाद्यभक्षणे ॥ १४५ ॥

૧૪૫ જાણતાં અથવા તો અજાણતાં હિંસા કરવાથી જે કંઇ પાપ લાગ્યું હોય, તે સર્વ ઉપર કહેલાં પ્રાયશ્ચિત્તો કરીને નાશ કરવું. હવે હું તમને અભક્ષ્ય અથવા તો અપેય પદાર્થના ભક્ષણથી તથા પાનથી લાગતાં પાપનું પ્રાયશ્ચિત્ત કહું છું તે તમે સાંભળો.

*अज्ञानाद्वारुणीं पीत्वा संस्कारेणैव शुद्ध्यति ।
मतिपूर्वमनिर्देश्यं प्राणान्तिकमिति स्थितिः ॥ १४६ ॥

*પૈષ્ટી શિવાયની ગૌડી તથા માધ્વી જાતની મદિરાને અજાણતાં પીનારો પુરુષ ગૌતમે કહેલું તપ્તકૃચ્છ્ર વ્રત કરીને પુનઃ સંસ્કાર કરવાથી શુદ્ધ થાય છે. અને જાણી

અભક્ષ્ય ભક્ષણનું અને અપેયપાનનું પ્રાયશ્ચિત્ત.

૧૪૬ અજાણતાં વારુણી નામની મદિરા પીધી હોય તો ફરીને દ્વિજ જાતિના સંસ્કારો કરવાથી જ શુદ્ધ થવાય છે, પરંતુ બુદ્ધિપૂર્વક જો વારુણી પીધી હોય તો પ્રાણાંત પ્રાયશ્ચિત્ત કરવું નહિ, પણ એક વર્ષ સૂધી ચોખાની કણકી અથવા તો ખોળ રાત્રીએ ખાઇને રહેવું. આવી ધર્મશાસ્ત્રની મર્યાદા છે.

**अपः सुराभाजनस्था मद्यभाण्डस्थितास्तथा ।**
**पञ्चरात्रं पिबेत्पीत्वा शङ्खपुष्पीशृतं पयः ॥ १४७ ॥**

૧૪૭ જેણે સુરાના અને મદ્યના વાસણમાં ભરેલું પાણી પીધું હોય તેણે પાંચ રાત્રિ સૂધી શંખાવલીનાં પુષ્પોનો કાઢો પીવો.

**स्पृष्ट्वा दत्त्वा च मदिरां विधिवत्प्रतिगृह्य च ।**
**शूद्रोच्छिष्टाश्च पीत्वापः कुशवारि पिबेत्त्र्यहम् ॥ १४८ ॥**

૧૪૮ જે મદિરાને અડકયો હોય, જેણે મદિરાનું દાન દીધું હોય, જેણે વિધિપૂર્વક મદિરાનું દાન લીધું હોય તથા જેણે શૂદ્રનું ઉચ્છિષ્ટ પાણી પીધું હોય, તેણે ત્રણ દિવસ સૂધી દર્ભ સાથે ઉકાળેલું પાણી પીવું.

**ब्राह्मणस्तु सुरापस्य गन्धमाघ्राय सोमपः ।**
**प्राणानप्सु त्रिरायम्य घृतं प्राश्य विशुद्ध्यति ॥ १४९ ॥**

૧૪૯ સોમપાન કરનારો (સોમ યજ્ઞ કરનારો) જે બ્રાહ્મણ મદ્યપાન કરનારાના મુખના ગંધને ગ્રહણ કરે તો, તે પાણીમાં બેસી ત્રણ પ્રાણાયામ કરવાથી તથા ઘીનું પ્રાશન કરવાથી શુદ્ધ થાય છે.

**अज्ञानात्प्राश्य विण्मूत्रं सुरासंस्पृष्टमेव च ।**
**पुनः संस्कारमर्हन्ति त्रयो वर्णा द्विजातयः ॥ १५० ॥**

૧૫૦ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણના પુરુષો અજાણતાં નરક, મૂત્ર અથવા તો જેને મદિરાનો સ્પર્શ થયો હોય તેવી વસ્તુ ખાય, તો તેઓને ફરીને ઉપનયન સંસ્કાર કરવો.

**वपनं मेखलादण्डौ भैक्षचर्या व्रतानि च ।**
**निवर्तन्ते द्विजातीनां पुनःसंस्कारकर्मणि ॥ १५१ ॥**

---

જોઇને ગૌડી તથા માધ્વીનું પાન કરે, તો તે બે મદ્ય બીજાં નવ કરતાં ચઢતાં હોવાથી મનુએ 'कणान्वा भक्षयेदब्दम्' એ શ્લોકમાં કહ્યા પ્રમાણે વર્ષ દિવસ સૂધી ચોખાની કણકી, ખોળ વગેરે ખાઇને પ્રાયશ્ચિત્ત કરવું.

૧૫૧ ત્રણે વર્ણના પુરુષોને ફરીને ઉપનયન સંસ્કાર કરવો હોય ત્યારે તેઓએ મુંડન કરાવવું નહિ, મેખલા અને દંડ ધારણ કરવાં નહિ, તથા ભીક્ષાચરણ અને વેદાધ્યયન માટે કરવામાં આવતાં વ્રતો પણ કરવાં નહિ.

अभोज्यानां तु भुक्त्वान्नं स्त्रीशूद्रोच्छिष्टमेव च ।
जग्ध्वा मांसमभक्ष्यं च सप्तरात्रं यवान्पिबेत् ॥ १५२ ॥

૧૫૨ અસત્ શૂદ્ર, વ્યાજખોરા વગેરે પુરુષોનું અન્ન તથા સ્ત્રીઓનું અને શૂદ્રોનું ઉચ્છિષ્ટ અન્ન ખાઈને તથા શાસ્ત્રમાં ભક્ષણ કરવાને અયોગ્ય ઠરાવેલું માંસ ખાઈને સાત રાત્રિ સૂધી જવની રાબ પીવી.

शुक्तानि च कषायांश्च पीत्वा मेध्यान्यपि द्विजः ।
तावद्भवत्यप्रयतो यावत्तन्न व्रजत्यधः ॥ १५३ ॥

૧૫૩ આથાઓ, બેહેડાં વગેરે તુરા પદાર્થો તથા પવિત્ર કાઢા અથવા તો વિરેચન પીધા પછી તે પાચન થઈને જ્યાં સૂધી બહાર નીકળતાં નથી ત્યાં સૂધી પુરુષ અપવિત્ર ગણાય છે.

विड्वराहखरोष्ट्राणां गोमायोः कपिकाकयोः ।
प्राश्य मूत्रपुरीषाणि द्विजश्चान्द्रायणं चरेत् ॥ १५४ ॥

૧૫૪ વિષ્ઠા ખાનારાં ગામનાં ભુંડ, ગધેડાં, ઉંટ, શિયાળ, વાંદરાં અને કાગડાનાં મૂત્ર પીવામાં આવે તથા વિષ્ઠા ખાધામાં આવે તો દ્વિજ વર્ણના પુરુષે શુદ્ધિને માટે ચાંદ્રાયણ કરવું.

शुष्काणि भुक्त्वा मांसानि भौमानि कवकानि च ।
अज्ञातं चैव सूनास्थमेतदेव व्रतं चरेत् ॥ १५५ ॥

૧૫૫ સૂકાં માંસ, પૃથ્વીમાંથી ઉત્પન્ન થનારી મીંદડાની બળિ વગેરે, અજાણ્યા પશુનું માંસ તથા કસાઈખાનાનું માંસ, જેણે ખાધું હોય તેણે શુદ્ધ થવા માટે ચાંદ્રાયણ વ્રત કરવું.

क्रव्यादसूकरोष्ट्राणां कुक्कुटानां च भक्षणे ।
नरकाकखराणां च तप्तकृच्छ्रं विशोधनम् ॥ १५६ ॥

૧૫૬ કાચું માંસ ખાનારાં સુવર, ઉંટ, કુકડાં, મનુષ્ય, કાગડા અને ગધેડાનું જેણે માંસ ખાધું હોય તે, તપ્તકૃચ્છ્ર નામનું વ્રત કરવાથી શુદ્ધ થાય છે.

मासिकान्नं तु योऽश्नीयादसमावर्तको द्विजः ।
स त्रीण्यहान्युपवसेदेकाहं चोदके वसेत् ॥ १५७ ॥

૧૫૭ જેનો સમાવર્તન નામનો સંસ્કાર પૂરો થયો નથી એવો દ્વિજ જાતિનો બ્રહ્મચારી, જો માસિક શ્રાદ્ધનું અન્ન જમે તો તેણે ત્રણ દિવસ ઉપવાસ કરવા અને એક દિવસ પાણીમાં બેસી રહેવું.

**ब्रह्मचारी तु योऽश्नीयान्मधु मांसं कथंचन ।**
**स कृत्वा प्राकृतं कृच्छ्रं व्रतशेषं समापयेत् ॥ १५८ ॥**

૧૫૮ જે બ્રહ્મચારી મદ્યનો અને માંસનો આહાર કરે, તેણે એક પ્રાજાપત્ય વ્રત કર્યા પછી બ્રહ્મચર્ય વ્રતની સમાપ્તિ કરવી.

**बिडालकाकाखूच्छिष्टं जग्ध्वा श्वनकुलस्य च ।**
**केशकीटावपन्नं च पिबेद्ब्रह्मसुवर्चलाम् ॥ १५९ ॥**

૧૫૯ મીંદડાનું, કાગડાનું, ઉંદરનું, કુતરાનું, નોળીઆનું ઉચ્છિષ્ટ ખાવામાં આવ્યું હોય, વાળવાળું અન્ન તથા ધનેડાવાળું અન્ન ખાવામાં આવ્યું હોય તો શુદ્ધિ માટે બ્રહ્મસુવર્ચલા નામની ઔષધીને ઉકાળીને પીવી.

**अभोज्यमन्नं नात्तव्यमात्मनः शुद्धिमिच्छता ।**
**अज्ञानभुक्तं तूत्तार्यं शोध्यं वाप्याशु शोधनैः ॥ १६० ॥**

૧૬૦ શુદ્ધ રહેવાની ઇચ્છાવાળા પુરુષે અભોજ્ય અન્ન કોઈપણ દાહાડો ખાવું નહિ, અજાણતાં ખવાઈ ગયું હોય તો ઉલટીવડે તેને બહાર કાઢી નાખવું, પરંતુ ઉલટી થાય નહિ તો પ્રાયશ્ચિત્તો કરીને તુરત તેની શુદ્ધિ કરવી.

**एषोऽनाद्यादनस्योक्तो व्रतानां विविधो विधिः ।**
**स्तेयदोषापहर्तॄणां व्रतानां श्रूयतां विधिः ॥ १६१ ॥**

૧૬૧ આ પ્રમાણે અભક્ષ્ય પદાર્થના ભક્ષણનાં જૂદાં જૂદાં પ્રાયશ્ચિત્તો કહ્યાં. હવે ચોરીનાં પાપનો નાશ કરનારાં પ્રાયશ્ચિત્તોનો વિધિ સાંભળો.

**धान्यान्नधनचौर्याणि कृत्वा कामाद्द्विजोत्तमः ।**
**स्वजातीयगृहादेव कृच्छ्राब्देन विशुद्ध्यति ॥ १६२ ॥**

ચોરીનું પ્રાયશ્ચિત્ત.

૧૬૨ જે પુરુષ પોતાની જાતિના પુરુષના ઘરમાંથી ધાન્યની, રાંધેલાં અન્નની તથા ધનની જાણી જોઇને ચોરી કરે, તે એક વર્ષ સૂધી પ્રાજાપત્ય વ્રત કરવાથી શુદ્ધ થાય છે.

**मनुष्याणां तु हरणे स्त्रीणां क्षेत्रगृहस्य च ।**
**कूपवापीजलानां च शुद्धिश्चान्द्रायणं स्मृतम् ॥ १६३ ॥**

૧૬૩ મનુષ્યોનું, સ્ત્રીઓનું, ક્ષેત્રનું અથવા તો ઘરનું હરણ કરે, તથા ક્ષેત્રને માટે કુવાનું અને વાવનું બધું પાણી લઈ જાય, તે પુરુષે પાપની શુદ્ધિ માટે એક ચાંદ્રાયણ વ્રત કરવું.

द्रव्याणामल्पसाराणां स्तेयं कृत्वान्यवेश्मतः ।
चरेत्सांतपनं कृच्छ्रं तन्निर्यात्यात्मशुद्धये ॥ १६४ ॥

૧૬૪ થોડી કિંમતના સીસું, જસત, લોઢું વગેરે પદાર્થોની બીજાના ઘરમાંથી ચોરી કરી હોય, તો તે તે પદાર્થ તેના ધણીને પાછા આપવા અને પોતાની શુદ્ધિને માટે સાંતપન કૃચ્છ્ર વ્રત કરવું.

भक्ष्यभोज्यापहरणे यानशय्यासनस्य च ।
पुष्पमूलफलानां च पञ्चगव्यं विशोधनम् ॥ १६५ ॥

૧૬૫ લાડુ વગેરે ભક્ષ્ય, અને દુધપાક વગેરે ભોજ્ય પદાર્થોની, વાહનોની, શય્યાની, આસનની, પુષ્પોની, મૂળોની, (કંદોની) અને ફળોની ચોરી કરી હોય, તો પંચગવ્યના પ્રાશનથી શુદ્ધ થવાય છે.

तृणकाष्ठद्रुमाणां च शुष्कान्नस्य गुडस्य च ।
चेलचर्मामिषाणां च त्रिरात्रं स्यादभोजनम् ॥ १६६ ॥

૧૬૬ ખડ, લાકડાં, ઝાડ, શુષ્ક અન્ન (ચોખા વગેરે), ગોળ, વસ્ત્ર, ચામડાં અને માંસની ચોરી કરી હોય, તેણે ત્રણ રાત્રિ સૂધી ઉપવાસ કરવો.

मणिमुक्ताप्रवालानां ताम्रस्य रजतस्य च ।
अयःकांस्योपलानां च द्वादशाहं कणान्नता ॥ १६७ ॥

૧૬૭ જેણે મણિ, મોતી, પરવાળાં, તાંબું, રૂપું, લોઢું, કાંસું અને પત્થરની ચોરી કરી હોય, તેણે બાર દિવસ સૂધી ચોખાની કણકીનો આહાર કરવો.

कार्पासकीटजोर्णानां द्विशफैकशफस्य च ।
पक्षिगन्धौषधीनां च रज्ज्वाश्चैव त्र्यहं पयः ॥ १६८ ॥

૧૬૮ કપાસનાં, રેશમનાં અને ઉનનાં વસ્ત્રોની, બે ખરીનાં અને એક ખરીનાં પશુઓની, પક્ષીઓની, સુગંધી પદાર્થોની, ઔષધીઓની અને દોરડીઓની જે ચોરી કરે, તેણે ત્રણ દિવસ સૂધી દૂધનો આહાર કરવો.

एतैर्व्रतैरपोहेत पापं स्तेयकृतं द्विजः ।
अगम्यागमनीयं तु व्रतैरेभिरपानुदेत् ॥ १६९ ॥

અગમ્યાગમનનું પ્રાયશ્ચિત.

૧૬૯ દ્વિજ વર્ણના પુરુષે ઉપર કહેલાં પ્રાયશ્ચિત્તો કરીને ચોરીનાં પાપનો નાશ કરવો અને અગમ્યા (ગમન કરવાને અયોગ્ય) સ્ત્રીની સાથે ગમન કરવાથી લાગેલું પાપ નીચેના પ્રાયશ્ચિત્તોથી દૂર કરવું.

**गुरुतल्पव्रतं कुर्याद्रेतः सिक्त्वा स्वयोनिषु ।**
**सख्युः पुत्रस्य च स्त्रीषु कुमारीष्वन्त्यजासु च ॥ १७० ॥**

૧૭૦ સહોદર ભગિની સાથે, મિત્રની સ્ત્રી અને પુત્રની સ્ત્રી સાથે, કુમારિકાની સાથે તથા ચંડાળ જાતિની સ્ત્રી સાથે ગમન કર્યું હોય તો ગુરુની પત્ની સાથે ગમન કરવાનું જે પ્રાયશ્ચિત્ત છે તે કરવું.

**पैतृष्वसेयीं भगिनीं स्वस्रीयां मातुरेव च ।**
**मातुश्च भ्रातुस्तनयां गत्वा चान्द्रायणं चरेत् ॥ १७१ ॥**

૧૭૧ જે પુરુષ ફુઈની, માશીની અને મામાની દીકરી સાથે ગમન કરે તેણે ચાંદ્રાયણ નામનું વ્રત કરવું.

***एतास्तिस्रस्तु भार्यार्थे नोपयच्छेत्तु बुद्धिमान् ।**
**ज्ञातित्वेनानुपेयास्ताः पतति ह्युपयन्नधः ॥ १७२ ॥**

૧૭૨ બુદ્ધિમાન્ પુરુષે ઉપર કહેલી ત્રણે કન્યાની સાથે વિવાહ કરવો નહિ. તે કન્યાઓ બંધુ હોવાથી તેઓની સાથે પરણાય નહિ. જે પુરુષ મામા વગેરેની કન્યા સાથે પરણે છે, તે પતિત થાય છે.

**अमानुषीषु पुरुष उदक्यायामयोनिषु ।**
**रेतः सिक्त्वा जले चैव कृच्छ्रं सांतपनं चरेत् ॥ १७३ ॥**

૧૭૩ પશુયોનિઓમાં, અટકાવવાળી સ્ત્રીમાં, મુખમાં અને પાણીમાં વીર્યનો પાત કરીને સાંતપન નામનું વ્રત કરવું.

---

* ઋગ્વેદમાં मातुलस्येव योषा એ મંત્રમાં મામાની કન્યા ભાણેજનો ભાગ ગણાય છે એવા ઉપમાન ઉપરથી દાક્ષિણાત્યો મામાની કન્યા સાથે વિવાહ થઈ શકે એમ સિદ્ધ કરે છે; પરંતુ તેવાં અર્થવાદવાળાં વચનથી જો મામાની કન્યાના વિવાહને સિદ્ધ કરીએ તો પછી विधवेव देवरं એ ઉપમાનથી વિધવાવિવાહ પણ સિદ્ધ થશે. તેમ જ યમ, યમીના સંવાદથી સગા ભાઈ બહેનનો વિવાહ પણ સિદ્ધ થશે. પરંતુ તે તે વૈદિકમંત્રો ઉપમાન વાક્યો છે, વિધિ વાક્યો નથી અને તે ઉપમાન વાક્યો તે તે કાર્યોની અધમતા દર્શાવનારાં છે, એ વાત ધર્મશાસ્ત્રના નિષેધવચનથી સિદ્ધ થાય છે. માટે દાક્ષિણાત્યોમાં જે માતુલી કન્યાનો વિવાહ છે તે અશાસ્ત્રીય છે.

*मैथुनं तु समासेव्य पुंसि योषिति वा द्विजः ।
गोयानेऽप्सु दिवा चैव सवासाः स्नानमाचरेत् ॥ १७४ ॥

૧૭૪ દ્વિજ જાતિના પુરુષે પુરુષની સાથે સૃષ્ટિક્રમ વિરુદ્ધ કર્મ કરીને, અથવા બળદવાળા ગાડામાં, પાણીમાં કે દિવસે સ્ત્રીની સાથે મૈથુન કરીને વસ્ત્રો સહિત સ્નાન કરવું.

चण्डालान्त्यस्त्रियो गत्वा भुक्त्वा च प्रतिगृह्य च ।
पतत्यज्ञानतो विप्रो ज्ञानात्साम्यं तु गच्छति ॥ १७५ ॥

૧૭૫ બ્રાહ્મણ અજાણતાં ચંડાળ, મ્લેચ્છ અથવા તો અંત્યજ જાતિની સ્ત્રી સાથે ગમન કરવાથી, તેઓની સાથે ભોજન કરવાથી તથા તેઓની પાસેથી દાન લેવાથી પતિત થાય છે અને જાણી જોઈને ઉપર પ્રમાણે કરે છે તો તેના સમાન થાય છે.

विप्रदुष्टां स्त्रियं भर्ता निरुन्ध्यादेकवेश्मनि ।
यत्पुंसः परदारेषु तच्चैनां चारयेद्व्रतम् ॥ १७६ ॥

૧૭૬ સ્ત્રી, ઇચ્છાપૂર્વક વ્યભિચાર કરે, તો પુરુષે તેને ઘરમાં કેદ કરવી અને પુરુષને પોતાની જાતિની પરસ્ત્રી સાથે ગમન કરવાનું જે પ્રાયશ્ચિત્ત આપવામાં આવે છે તે પ્રાયશ્ચિત્ત એ સ્ત્રીને કરાવવું.

सा चेत्पुनः प्रदुष्येत्तु सदृशेनोपयन्त्रिता ।
कृच्छ्रं चान्द्रायणं चैव तदस्याः पावनं स्मृतम् ॥ १७७ ॥

૧૭૭ તે સ્ત્રી જો પોતાની જાતિના પુરુષની પ્રાર્થના ઉપરથી ફરીને વ્યભિચાર કરે, તો તે ચાંદ્રાયણ વ્રત કરવાથી પવિત્ર થાય છે, આમ શાસ્ત્રમાં કહ્યું છે.

(ब्राह्मणक्षत्रियविशां स्त्रियः शूद्रेऽपसङ्गताः ।
अप्रजाता विशुध्येयुः प्रायश्चित्तेन नेतराः ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની સ્ત્રીઓ શૂદ્રની સાથે વ્યભિચાર કરે અને તેને જો ગર્ભ રહે નહિ તો તેઓ પ્રાયશ્ચિત્ત કરવાથી શુદ્ધ થાય છે, પરંતુ ગર્ભ-વાળી થયેલી સ્ત્રીઓ પ્રાયશ્ચિત્ત કરવાથી શુદ્ધ થતી નથી.)

यत्करोत्येकरात्रेण वृषलीसेवनाद्द्विजः ।
तद्भैक्षभुग्जपन्नित्यं त्रिभिर्वर्षैर्व्यपोहति ॥ १७८ ॥

* આ સ્નાન પ્રાયશ્ચિત્ત તરિકે સમજવું નહિ, પરંતુ શરીરની શુદ્ધિ માટે કહ્યું છે.

૧૭૮ દ્વિજ જાતિના પુરુષને એક રાત્રિ મ્લેચ્છ જાતિની સ્ત્રી સાથે વ્યભિચાર કરવાથી જે પાપ લાગે છે તે પાપ, ત્રણ વર્ષ સૂધી નિત્ય ભિક્ષા માગીને ભોજન કરવાથી તથા નિત્ય ગાયત્રીનો જપ કરવાથી નાશ પામે છે.

**एषा पापकृतामुक्ता चतुर्णामपि निष्कृतिः ।**
**पतितैः संप्रयुक्तानामिमाः शृणुत निष्कृतीः ॥ १७९ ॥**

૧૭૯ આ પ્રમાણે બ્રાહ્મણ વગેરે ચારેય વર્ણના પાપીઓને શુદ્ધ કરનારાં પ્રાયશ્ચિત્તો કહ્યાં. હવે પતિતોની સાથે સંસર્ગ કરનારાઓની શુદ્ધિ કહું છું, તે સાંભળો.

**संवत्सरेण पतति पतितेन सहाचरन् ।**
**याजनाध्यापनाद्यौनान्न तु यानासनाशनात् ॥ १८० ॥**

સંસર્ગી ક્યારે પતિત થાય છે.

૧૮૦ એક વર્ષ સૂધી પતિતોની (પાપીઓની) સાથે એક વાહનમાં બેસવાથી, એક આસન ઉપર બેસવાથી અને એક પંક્તિમાં સાથે બેસીને ભોજન કરવાથી પુરુષ પતિત થાય છે. પરંતુ પતિતને યજ્ઞ કરાવવાથી, વેદશાસ્ત્રનું અધ્યયન કરાવવાથી તથા પરસ્પર કન્યા લેવાદેવાનો વ્યવહાર કરવાથી તો તુરત જ પતિત થાય છે.

**यो येन पतितेनैषां संसर्गं याति मानवः ।**
**स तस्यैव व्रतं कुर्यात्तत्संसर्गविशुद्धये ॥ १८१ ॥**

સંસર્ગીએ પ્રાયશ્ચિત્ત કરવું.

૧૮૧ જે મનુષ્ય ઉપર કહેલા પતિતોમાંથી જે પતિતની સાથે સંસર્ગ કરે, તેણે તે પતિતના સંસર્ગથી લાગેલાં પાપની શુદ્ધિને માટે તે પતિતનું જ પ્રાયશ્ચિત્ત કરવું.

**पतितस्योदकं कार्यं सपिण्डैर्बान्धवैर्बहिः ।**
**निन्दितेऽहनि सायाह्ने ज्ञात्यृत्विग्गुरुसंनिधौ ॥ १८२ ॥**

કાળે ઘડે સ્નાનનો વિધિ.

૧૮૨ પતિત પુરુષ પ્રાયશ્ચિત્ત કરે નહિ તો તેના સપિંડીઓએ તથા મામા, ફૂઇ, માસી વગેરેના પુત્રોએ ચોથ, નવમી વગેરે રિક્તા તિથિને દહાડે સાયંકાળે નગરની બાહાર જઇને તથા નાતિલાઓ, ગુરુજનો અને ઋત્વિજોની સમક્ષમાં નીચે પ્રમાણે ઉદકક્રિયા કરવી.

**दासी घटमपां पूर्णं पर्यस्येत्प्रेतवत्पदा ।**
**अहोरात्रमुपासीरन्नशौचं बान्धवैः सह ॥ १८३ ॥**

૧૮૩ દાસીએ પાણીથી ભરેલા જુના ઘડાને પ્રેતની પેઠે પગની પાટુ મારીને ફોડી નાખવો, અને પતિતના સપિંડીઓએ બાંધવોની સાથે એક રાત્રિ દિવસ તે પતિતનું આશૌચ પાળવું.

**निवर्तेरंश्च तस्मात्तु संभाषणसहासने ।**
**दायाद्यस्य प्रधानं च यात्रा चैव हि लौकिकी ॥ १८४ ॥**

૧૮૪ અને તે પછી સપિંડીઓએ તે પતિતની સાથે સંભાષણ કરવું નહિ, એક આસન ઉપર સાથે બેસવું નહિ, તેને વારસાનો હિસ્સો આપવો નહિ તથા તેની સાથે લૌકિક વ્યવહાર પણ કરવો નહિ.

**ज्येष्ठता च निवर्तेत ज्येष्ठावाप्यं च यद्धनम् ।**
**ज्येष्ठांशं प्राप्नुयाच्चास्य यवीयान्गुणतोऽधिकः ॥ १८५ ॥**

૧૮૫ પતિતને જ્યેષ્ઠ ભાઈ તરીકે માન આપવું નહિ, તેમ જ્યેષ્ઠ ભાઈ તરિકે તેને વધારાનો વીશમો ભાગ પણ આપવો નહિ, જ્યેષ્ઠ ભાઇનો વધારા તરિકેનો વિશમો ભાગ તેનો અધિક ગુણવાન્ નાનો ભાઈ મેળવે છે.

**प्रायश्चित्ते तु चरिते पूर्णकुम्भमपां नवम् ।**
**तेनैव सार्धं प्रास्येयुः स्नात्वा पुण्ये जलाशये ॥ १८६ ॥**

૧૮૬ પરંતુ પતિત જો પ્રાયશ્ચિત્ત કરે તો તેના સપિંડીઓએ અને બાંધવોએ તે પતિતની સાથે જ પવિત્ર જળાશયપર જઈને સ્નાન કરવું અને પાણીથી ભરેલા કોરા ઘડાને પવિત્ર જળાશયમાં નાંખવો.

**स त्वप्सु तं घटं प्रास्य प्रविश्य भवनं स्वकम् ।**
**सर्वाणि ज्ञातिकार्याणि यथापूर्वं समाचरेत् ॥ १८७ ॥**

૧૮૭ પ્રાયશ્ચિત્ત કરનારા પુરુષે પાણીથી ભરેલો નવો ઘડો જળાશયમાં નાખીને પોતાને ઘેર આવવું અને જ્ઞાતિનાં સર્વ કાર્યો પ્રથમની પેઠે કરવાં.

**एतदेव विधिं कुर्याद्योषित्सु पतितास्वपि ।**
**वस्त्रान्नपानं देयं तु वसेयुश्च गृहान्तिके ॥ १८८ ॥**

૧૮૮ સ્ત્રીઓ પતિત થઇ જાય તો તેણે પણ ઉપર પ્રમાણે જ સર્વ વિધિ કરવો ( અને પુરુષોએ તેનો ત્યાગ નહિ કરવો ), પરંતુ ઘરની પાસે એક ઓરડીમાં પતિત સ્ત્રીઓએ રહેવું અને તેના ભર્તારે તેને વસ્ત્રો તથા અન્ન-પાન આપવાં.

एनस्विभिरनिर्णिक्तैर्नार्थं किंचित्सहाचरेत् ।
कृतनिर्णेजनांश्चैव न जुगुप्सेत कर्हिचित् ॥ १८९ ॥

૧૮૯ જે પાતકીઓએ પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું ન હોય તેવા પુરુષોની સાથે યાજન, અધ્યાપન અને દાન લેવા દેવા વગેરે કંઈ પણ કર્મ કરવું નહિ, તેમ પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થયેલાઓની કોઇ દહાડો નિંદા પણ કરવી નહિ.

*बालघ्नांश्च कृतघ्नांश्च विशुद्धानपि धर्मतः ।
शरणागतहन्तॄंश्च स्त्रीहन्तॄंश्च न संवसेत् ॥ १९० ॥

૧૯૦ બાળહત્યા કરનારા, કૃતઘ્ની, શરણાગતનો નાશ કરનારા તથા સ્ત્રીઓની હત્યા કરનારા પુરુષોએ પ્રાયશ્ચિત્ત કર્યું હોય તોપણ તેઓની સાથે સહવાસ કરવો નહિ.

येषां द्विजानां सावित्री नानूच्येत यथाविधि ।
तांश्चारयित्वा त्रीन्कृच्छ्रान्यथाविध्युपनाययेत् ॥ १९१ ॥

૧૯૧ જે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ઉપવીત આપવાને સમયે ઉપવીત આપ્યું ન હોય તેને ત્રણ પ્રાજાપત્ય કરાવીને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ઉપવીત આપવું.

प्रायश्चित्तं चिकीर्षन्ति विकर्मस्थास्तु ये द्विजाः ।
ब्रह्मणा च परित्यक्तास्तेषामप्येतदादिशेत् ॥ १९२ ॥

૧૯૨ જે દ્વિજ જાતિના પુરુષો પોતાની જાતિનું કર્મ તજી દઈને બીજી જાતિનું કર્મ કરતા હોય, અને ઉપનયન સંસ્કારવાળા છતાં પણ વેદ ભણેલા ન હોય તેવાઓને પ્રાયશ્ચિત્ત કરવાની ઇચ્છા થઇ હોય તો તેઓને પણ આ જ પ્રાયશ્ચિત્ત આપવું.

यद्गर्हितेनार्जयन्ति कर्मणा ब्राह्मणा धनम् ।
तस्योत्सर्गेण शुद्ध्यन्ति जप्येन तपसैव च ॥ १९३ ॥

૧૯૩ જે બ્રાહ્મણ નિંદિત કર્મ કરીને એટલે નીચની પાસેથી દાનાદિક લઈને ધન મેળવે તે બ્રાહ્મણ તે ધનનો ત્યાગ કરી દેવાથી, જપ કરવાથી તથા તપ કરવાથી શુદ્ધ થાય છે.

---

* ૧૮૭ મા શ્લોકમાં કહ્યું કે; પ્રાયશ્ચિત્ત કર્યા પછી જ્ઞાતિનાં સર્વ કાર્ય કરવાં, તે આ શ્લોકમાં દર્શાવેલા પતિતો શિવાયના બીજાઓના સંબંધમાં જાણવું.

जपित्वा त्रीणि सावित्र्याः सहस्राणि समाहितः ।
मासं गोष्ठे पयः पीत्वा मुच्यतेऽसत्प्रतिग्रहात् ॥ १९४ ॥

૧૯૪ જેણે દુષ્ટ પુરુષની પાસેથી પ્રતિગ્રહ કર્યો હોય, (દાન લીધું હોય) તે પુરુષ સાવધાન થઇ, એક મહિના સૂધી ગાયની કોડમાં રહી ગાયનું દુધ પી, નિત્ય ત્રણ હજાર ગાયત્રીનો જપ કરવાથી પવિત્ર થાય છે.

उपवासकृशं तं तु गोव्रजात्पुनरागतम् ।
प्रणतं प्रति पृच्छेयुः साम्यं सौम्येच्छसीति किम् ॥ १९५ ॥

૧૯૫ ઉપવાસ કરવાથી દુર્બળ થઇ ગયેલા અને કોડમાંથી પાછા આવી, પ્રણામ કરીને ઉભા રહેલા પુરુષને બ્રાહ્મણોએ પૂછવું કે હે સૌમ્ય! તું અમારી સાથે સમાનભાવને ઇચ્છે છે? અર્થાત્ હવે તું દુષ્ટોની પાસેથી દાન લઇશ નહિ?

सत्यमुक्त्वा तु विप्रेषु विकिरेद्यवसं गवाम् ।
गोभिः प्रवर्तिते तीर्थे कुर्युस्तस्य परिग्रहम् ॥ १९६ ॥

૧૯૬ એટલે પાતકીએ 'હવે હું દુષ્ટોની પાસેથી દાન લઇશ નહિ,' આમ બ્રાહ્મણોની પાસે સત્ય વાત કહીને ગાયોને ખડ નાખવું, અને જે માર્ગેથી ગાયો નદી, તળાવ કે ઝરણાનું પાણી પીવા માટે જતી હોય તેવા તીર્થરૂપ માર્ગ ઉપર બ્રાહ્મણોએ તે બ્રાહ્મણને પોતાના મંડળમાં ગ્રહણ કરવો.

व्रात्यानां याजनं कृत्वा परेषामन्त्यकर्म च ।
अभिचारमहीनं च त्रिभिः कृच्छ्रैर्व्यपोहति ॥ १९७ ॥

૧૯૭ વ્રાત્યોને યજ્ઞ યાગ કરાવીને, માતા પિતા તથા ગુરુ શિવાય બીજાઓની ઉત્તર ક્રિયા કરીને, અભિચાર ક્રિયા ( મારણ કર્મ ) કરીને તથા ત્રણ રાત્રિથી થઇ શકે તેવો અહીન યાગ કરીને પુરુષ ત્રણ પ્રાજાપત્યો કરવાથી શુદ્ધ થાય છે.

शरणागतं परित्यज्य वेदं विप्लाव्य च द्विजः ।
संवत्सरं यवाहारस्तत्पापमपसेधति ॥ १९८ ॥

૧૯૮ જે દ્વિજ વર્ણનો પુરુષ શક્તિમાન છતાં શરણાગતનો ત્યાગ કરે છે અને નહિ ભણાવવા યોગ્ય પુરુષને વેદ ભણાવે છે તે પુરુષ, એક વર્ષ સૂધી યવનો આહાર કરે છે તો તે પાપમાંથી મુક્ત થાય છે.

श्वसृगालखरैर्दष्टो ग्राम्यैः क्रव्याद्भिरेव च ।
नराश्वोष्ट्रवराहैश्च प्राणायामेन शुद्ध्यति ॥ १९९ ॥

૧૯૯ જેને ગામમાં રહેનારાં કુતરાં, શીયાળ તથા ગધેડાં વગેરે, માંસાહારી નહાર, મીંદડાં વગેરે તથા મનુષ્ય, ઘોડા, ઉંટ અથવા તો વરાહ વગેરે કોઇ પણ કરડે તે પુરુષ પ્રાણાયામ કરવાથી શુદ્ધ થાય છે.

**(शुनाघ्रातोपलीढस्य दन्तैर्विदलितस्य च ।**
**अद्भिः प्रक्षालनं प्रोक्तमग्निना चोपचूलनम् ॥**

જે માંસને કુતરાએ સુંઘ્યું હોય, જીભવડે ચાટયું હોય તથા દાંતવડે જેના કટકા કર્યા હોય તેવાં માંસને પાણીથી ધોઇ નાખવું અને અગ્નિના ઉપર ચઢાવીને ઉકાળવું.)

**षष्ठान्नकालता मासं संहिताजप एव वा ।**
**होमाश्च सकला नित्यमपाङ्क्त्यानां विशोधनम् ॥ २०० ॥**

૨૦૦ અપાંક્ત્ય પુરુષો (જેને પંક્તિમાં બેસીને જમવાનો અધિકાર નથી તેવા ચોર, પતિત વગેરે પુરુષો) એક મહિના સૂધી છઠ્ઠે સમયે એટલે ત્રીજે દિવસે સાયંકાળે ભોજન કરવાથી, વેદની સંહિતાનું પારાયણ કરવાથી અથવા તો '**देवकृतस्यैनसोऽवयजनमसि स्वाहा** ઇત્યાદિ આઠ સાકલ મંત્રોવડે હોમ કરવાથી શુદ્ધ થાય છે.

**उष्ट्रयानं समारुह्य खरयानं तु कामतः ।**
**स्नात्वा तु विप्रो दिग्वासा प्राणायामेन शुद्ध्यति ॥ २०१ ॥**

૨૦૧ દ્વિજ જાતિનો જે પુરુષ ઇચ્છાપૂર્વક ઉંટ ઉપર અથવા તો ગધેડા ઉપર બેસે અથવા નગ્ન થઇને સ્નાન કરે તે પ્રાણાયામ કરવાથી શુદ્ધ થાય છે.

**विनाद्भिरप्सु वाप्यार्तः शारीरं संनिवेश्य च ।**
**सचैलो बहिराप्लुत्य गामालभ्य विशुद्ध्यति ॥ २०२ ॥**

૨૦૨ મળ (ઝાડો) અથવા તો મૂત્રના વેગથી આતુર થઇ ગયેલો પુરુષ પાણી વગર મળ મૂત્ર કરે અથવા તો નદી કે તળાવ વગેરેના પાણીમાં મળ મૂત્રનો ત્યાગ કરે તો તે ગામની કે નગરની બાહાર જઈ, વસ્ત્રો સાથે નદીમાં કે તળાવમાં નાહીને ગાયનો સ્પર્શ કરવાથી શુદ્ધ થાય છે.

**वेदोदितानां नित्यानां कर्मणां समतिक्रमे ।**
**स्नातकव्रतलोपे च प्रायश्चित्तमभोजनम् ॥ २०३ ॥**

૨૦૩ જેણે વેદમાં કહેલાં સંધ્યાવંદન, વૈશ્વદેવ, અગ્નિહોત્ર વગેરે નિત્ય

કર્મોનો ત્યાગ કર્યો હોય અથવા સ્નાતકનાં વ્રતોનો ભંગ કર્યો હોય, તેણે તેના પ્રાયશ્ચિત્ત તરિકે ઉપવાસ કરવો.

**हुंकारं ब्राह्मणस्योक्त्वा त्वंकारं च गरीयसः ।**
**स्नात्वानश्नन्नहःशेषमभिवाद्य प्रसादयेत् ॥ २०४ ॥**

૨૦૪ જે દિવસે બ્રાહ્મણની સામે હુંકાર કર્યો હોય, અને વિદ્યાવૃદ્ધ પુરુષોની સામે ટુંકારો કર્યો હોય, તે દિવસે સ્નાન કરીને ઉપવાસ કરવાથી અને તેને પ્રણામ કરીને પ્રસન્ન કરવાથી અપરાધી શુદ્ધ થાય છે.

**ताडयित्वा तृणेनापि कण्ठे वाबध्य वाससा ।**
**विवादे वा विनिर्जित्य प्रणिपत्य प्रसादयेत् ॥ २०५ ॥**

૨૦૫ બ્રાહ્મણને તણખલાથી પણ માર્યો હોય, અથવા તો તેના કંઠમાં વસ્ત્રોનો ફાંસો નાખ્યો હોય, અથવા તો વિવાદમાં તેનો પરાજય કર્યો હોય તો તેને પ્રણામ કરીને પ્રસન્ન કરવો.

**अवगूर्य त्वब्दशतं सहस्रमभिहत्य च ।**
**जिघांसया ब्राह्मणस्य नरकं प्रतिपद्यते ॥ २०६ ॥**

૨૦૬ બ્રાહ્મણને મારવાની ઇચ્છાથી, તેની સામે લાકડી ઉગામવાથી એકસો વર્ષ સૂધી અને લાકડીવડે મારવાથી એક હજાર વર્ષ સૂધી પુરુષ નરકમાં રહે છે.

**शोणितं यावतः पांसून्संगृह्णाति महीतले ।**
**तावन्त्यब्दसहस्राणि तत्कर्ता नरके वसेत् ॥ २०७ ॥**

૨૦૭ બ્રાહ્મણના લોહીથી પૃથ્વીપરના જેટલા રજકણો ભીંજાય છે તેટલા હજાર વર્ષ સૂધી, લોહી કાઢનારો પુરુષ નરકમાં રહે છે.

**अवगूर्य चरेत्कृच्छ्रमतिकृच्छ्रं निपातने ।**
**कृच्छ्रातिकृच्छ्रौ कुर्वीत विप्रस्योत्पाद्य शोणितम् ॥ २०८ ॥**

૨૦૮ બ્રાહ્મણની સામે લાકડી ઉગામી હોય તો પ્રાજાપત્ય વ્રત કરવું, મારી હોય તો અતિકૃચ્છ્ર વ્રત કરવું અને બ્રાહ્મણને લોહી કાઢયું હોય તો કૃચ્છ્રાતિકૃચ્છ્ર વ્રત કરવું.

**अनुक्तनिष्कृतीनां तु पापानामपनुत्तये ।**
**शक्तिं चावेक्ष्य पापं च प्रायश्चित्तं प्रकल्पयेत् ॥ २०९ ॥**

૨૦૯ જે પાપોને માટે પ્રાયશ્ચિત્તો કહ્યાં ન હોય તેવાં પાપોનો નાશ કરવા માટે પ્રાયશ્ચિત્ત કરનારાની શક્તિને જોઇને તથા તેનાં પાપને જોઇને પ્રાયશ્ચિત્ત આપવું.

**यैरभ्युपायैरेनांसि मानवो व्यपकर्षति ।**
**तान्वोऽभ्युपायान्वक्ष्यामि देवर्षिपितृसेवितान् ॥ २१० ॥**

૨૧૦ મનુષ્ય જે ઉપાયોથી (વ્રતોથી) પાપનો નાશ કરે છે, તે દેવો, ઋષિઓ અને પિતૃઓએ સેવેલાં વ્રતો હવે હું તમને કહું છું.

**त्र्यहं प्रातस्त्र्यहं सायं त्र्यहमद्यादयाचितम् ।**
**त्र्यहं परं च नाश्नीयात्प्राजापत्यं चरन्द्विजः ॥ २११ ॥**

૨૧૧ પ્રાજાપત્ય વ્રત કરનારા દ્વિજવર્ણે ત્રણ દિવસ મધ્યાન્હે, ત્રણ દિવસ સાયંકાળે અને ત્રણ દિવસ માગ્યા વિના જે મળે તેનું ભોજન કરવું તથા ત્રણ દિવસ ઉપવાસ કરવો.

વ્રતો.

**गोमूत्रं गोमयं क्षीरं दधि सर्पिः कुशोदकम् ।**
**एकरात्रोपवासश्च कृच्छ्रं सांतपनं स्मृतम् ॥ २१२ ॥**

૨૧૨ એક દિવસે ગોમૂત્ર, એક દિવસે છાણ, એક દિવસે દુધ, એક દિવસે દહિં, એક દિવસે ઘી અને એક દિવસે દર્ભોદકનું પાન કરવું, અને એક દિવસે ઉપવાસ કરવો તેને સાંતપન કૃચ્છ્ર જાણવું.

**एकैकं ग्रासमश्नीयात्त्र्यहाणि त्रीणि पूर्ववत् ।**
**त्र्यहं चोपवसेदन्त्यमतिकृच्छ्रं चरन्द्विजः ॥ २१३ ॥**

૨૧૩ અતિકૃચ્છ્ર નામનું વ્રત કરનારા દ્વિજે પહેલા ત્રણ દિવસ મધ્યાહ્ને હવિષ્યાન્નનો એક એક કોળીઓ, બીજા ત્રણ દિવસ સાંજે એક એક કોળીઓ અને છેલ્લા ત્રણ દિવસ માગ્યા વગર એક એક કોળીઓ જમવો અને ત્રણ દિવસ ઉપવાસ કરવો.

**तप्तकृच्छ्रं चरन्विप्रो जलक्षीरघृतानिलान् ।**
**प्रतित्र्यहं पिबेदुष्णान्सकृत्स्नायी समाहितः ॥ २१४ ॥**

૨૧૪ તપ્તકૃચ્છ્ર નામનું વ્રત કરનારા દ્વિજે સાવધાન થઇને એક વખત સ્નાન કરવું અને ત્રણ દિવસ ઉષ્ણ પાણીનું, ત્રણ દિવસ ઉષ્ણ દુધનું ને ત્રણ દિવસ ઉષ્ણ ઘીનું પ્રાશન કરવું તથા ત્રણ દિવસ પવનનો આહાર કરવો એટલે ઉપવાસ કરવો.

( अपां पिबेच्च त्रिपलं पलमेकं च सर्पिषः ।
पयः पिबेत्तु त्रिपलं त्रिमात्रं चोक्तमानतः ॥

તપ્તકૃચ્છ્ર કરનારાએ કહેલા માપ પ્રમાણે ત્રણ દિવસ ત્રણ ત્રણ પલ પાણી પીવું, ત્રણ દિવસ એક એક પલ ઘી પીવું અને ત્રણ દિવસ ત્રણ ત્રણ પલ દુધ પીવું.)

यतात्मनोऽप्रमत्तस्य द्वादशाहमभोजनम् ।
पराको नाम कृच्छ्रोऽयं सर्वपापापनोदनः ॥ २१५ ॥

૨૧૫ સાવધાન થઈ, મનને નિયમમાં રાખીને બાર દિવસ સૂધી ઉપવાસ કરવો એ પરાક નામનું કૃચ્છ્ર કહેવાય છે અને તે સર્વ પાપોનો નાશ કરે છે.

एकैकं ह्रासयेत्पिण्डं कृष्णे शुक्ले च वर्धयेत् ।
उपस्पृशंस्त्रिषवणमेतच्चान्द्रायणं स्मृतम् ॥ २१६ ॥

૨૧૬ પ્રભાતમાં, મધ્યાહ્ને, તથા સાયંકાળે એમ ત્રણ સમય સ્નાન કરવું અને પુનમને દિવસે હવિષ્યાન્નના પંદર કોળિયા ખાઈને પડવેથી એક એક કોળિયો ઓછો કરતાં જવો, ચૌદશે એક કોળિયો રહે; તે પછી અમાવાસ્યાને દહાડે ઉપવાસ કરવો અને શુકલ પક્ષના પડવાથી આરંભીને એક એક કોળિયો વધારતાં જવો. આ વ્રતને પિપીલિકામધ્ય નામનું ચાંદ્રાયણ જાણવું.

एतमेव विधिं कृत्स्नमाचरेद्यवमध्यमे ।
शुक्लपक्षादिनियतश्चरंश्चान्द्रायणं व्रतम् ॥ २१७ ॥

૨૧૭ યવમધ્યમ નામનું ચાંદ્રાયણ વ્રત કરનારા દ્વિજે નિયમ ધારણ કરીને શુકલ પક્ષથી વ્રતનો આરંભ કરવો અને ઉપરનો જ સર્વ વિધિ કરવો. એટલે શુકલ પક્ષના પડવાથી એક એક કોળિયો વધારતાં જવો એટલે પુનેમે પંદર કોળિયા થાય. તે પછી કૃષ્ણ પક્ષના પડવાથી એક એક કોળિયો ઓછો કરતાં જવો અને અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરવો.

अष्टावष्टौ समश्नीयात्पिण्डान्मध्यंदिने स्थिते ।
नियतात्मा हविष्याशी यतिचान्द्रायणं चरन् ॥ २१८ ॥

૨૧૮ યતિચાંદ્રાયણ કરનારા દ્વિજે મનને નિયમમાં રાખીને એક મહિના સૂધી નિત્ય મધ્યાહ્ન સમયે હવિષ્યાન્નના આઠ આઠ કોળીયા ખાવા.

चतुरः प्रातरश्नीयात्पिण्डान्विप्रः समाहितः ।
चतुरोऽस्तमिते सूर्ये शिशुचान्द्रायणं स्मृतम् ॥ २१९ ॥

૨૧૯ દ્વિજ સાવધાન થઈને ચાર કોળીયા પ્રભાતમાં ખાય અને ચાર કોળીયા સૂર્ય અસ્ત થયા પછી ખાય તે વ્રતને શિશુચાંદ્રાયણ જાણવું.

**यथा कथंचित्पिण्डानां तिस्रोऽशीतीः समाहितः ।**
**मासेनाश्नन्हविष्यस्य चन्द्रस्यैति सलोकताम् ॥ २२० ॥**

૨૨૦ જે દ્વિજવર્ણ મનને નિયમમાં રાખીને એક મહિનામાં ગમે તે રીતે એટલે કોઇ દિવસ દસ, કોઇ દિવસ ચાર એમ હવિષ્યાન્નના બસો-ચાળીશ કોળીયા જમે તે ચંદ્રના લોકમાં જાય છે.

**एतद्रुद्रास्तथादित्या वसवश्चाचरन्व्रतम् ।**
**सर्वाकुशलमोक्षाय मरुतश्च महर्षिभिः ॥ २२१ ॥**

૨૨૧ રુદ્રોએ, આદિત્યોએ, વસુઓએ, મરુતોએ તથા મહર્ષિઓએ સર્વ જાતનાં પાપનો નાશ કરવા માટે આ ચાંદ્રાયણ વ્રત કર્યાં હતાં.

**महाव्याहृतिभिर्होमः कर्तव्यः स्वयमन्वहम् ।**
**अहिंसासत्यमक्रोधमार्जवं च समाचरेत् ॥ २२२ ॥**

૨૨૨ આ વ્રતો કરનારા પુરુષે મહાવ્યાહૃતિના મંત્રો ભણીને પ્રતિદિવસ અગ્નિમાં હોમ કરવો, કોઇની હિંસા કરવી નહિ, સત્ય બોલવું, ક્રોધ કરવો નહિ અને સરલતા રાખવી.

**त्रिरह्नस्त्रिर्निशायां च सवासा जलमाविशेत् ।**
**स्त्रीशूद्रपतितांश्चैव नाभिभाषेत कर्हिचित् ॥ २२३ ॥**

૨૨૩ આ વ્રત કરનારા પુરુષે વસ્ત્રસહિત દિવસમાં ત્રણ વખત ને રાત્રે ત્રણ વખત સ્નાન કરવું, માતા તથા સ્ત્રી શિવાય અન્ય સ્ત્રી સાથે, દાસાદિક શિવાયના શૂદ્રની સાથે તથા પતિતોની સાથે ભાષણ કરવું નહિ.

**स्थानासनाभ्यां विहरेदशक्तोऽधः शयीत वा ।**
**ब्रह्मचारी व्रती च स्याद्गुरुदेवद्विजार्चकः ॥ २२४ ॥**

૨૨૪ શક્તિમાન પુરુષે ઉભું રહેવું, અથવા તો આસન વાળીને બેશી રહેવું અને અશક્ત પુરુષે પથારીપર સુવું, તથા બ્રહ્મચર્ય વ્રત પાળવું, મુંજની મેખલા, મૃગચર્મ વગેરે ધારણ કરવાં અને પોતાના ગુરુ, દેવતા તથા બ્રાહ્મણોનું પૂજન કરવું.

**सावित्रीं च जपेन्नित्यं पवित्राणि च शक्तितः ।**
**सर्वेष्वेव व्रतेष्वेवं प्रायश्चित्तार्थमादृतः ॥ २२५ ॥**

૨૨૫ તથા પોતાની શક્તિ પ્રમાણે નિત્ય ગાયત્રી મંત્રનો અને અઘમર્ષણાદિ પવિત્ર મંત્રોનો જપ કરવો. પુરુષે પ્રાયશ્ચિત્ત કરવા માટે પ્રયત્નપૂર્વક સર્વે વ્રતોમાં આવી રીતે કરવું.

एतैर्द्विजातयः शोध्या व्रतैराविष्कृतैनसः ।
अनाविष्कृतपापांस्तु मन्त्रैर्होमैश्च शोधयेत् ॥ २२६ ॥

૨૨૬ લોકોમાં જેનાં પાપ પ્રગટ થયાં હોય તેવા દ્વિજોને ઉપરનાં વ્રતો કરાવીને શુદ્ધ કરવા, પરંતુ જેનાં પાપ પ્રગટ થયાં ન હોય તેવા પાપીઓને પરિષદે (બ્રાહ્મણ સભાએ) મંત્રનો જપ કરાવીને તથા હોમ કરાવીને શુદ્ધ કરવા.

ख्यापनेनानुतापेन तपसाऽध्ययनेन च ।
पापकृन्मुच्यते पापात्तथा दानेन चापदि ॥ २२७ ॥

૨૨૭ કરેલું પાપ કહી બતાવવાથી, પશ્ચાત્તાપ કરવાથી, તપ કરવાથી અને પાઠ કરવાથી પાપી પાપમાંથી મુક્ત થાય છે. અને આપત્કાળમાં જો તેમ ન બની શકે તો દાન દઈને શુદ્ધ થાય છે. એટલે એક પ્રાજાપત્યને બદલે ગાયનું દાન દેવામાં આવે છે. એ પ્રમાણે એક વર્ષનાં ત્રીશ પ્રાજાપત્ય અને બાર વર્ષનાં ત્રણસો ને સાઠ પ્રાજાપત્ય થાય છે; આ મહાપાપનું પ્રાયશ્ચિત્ત છે. (જો પ્રત્યક્ષ ગાય આપવાની શક્તિ ન હોય તો તેના નિષ્ક્રય તરિકે ઓછામાં ઓછો અરધો રૂપિયો તો આપવો.)

यथा यथा नरोऽधर्मं स्वयं कृत्वानुभाषते ।
तथा तथा त्वचेवाहिस्तेन धर्मेण मुच्यते ॥ २२८ ॥

૨૨૮ પુરુષ પોતે અધર્મ (પાપકર્મ) કરીને જેમ વધારે લોકો જાણે તેમ તે અધર્મને કહી દે તો કાંચળીમાંથી જેમ સર્પ છુટો થાય, તેમ તે અધર્મમાંથી મુક્ત થાય છે.

यथा यथा मनस्तस्य दुष्कृतं कर्म गर्हति ।
तथा तथा शरीरं तत्तेनाधर्मेण मुच्यते ॥ २२९ ॥

૨૨૯ પાપી મનુષ્યનું મન જેમ જેમ પોતાનાં પાપની નિંદા કરે છે; તેમ તેમ તેનું અંતઃકરણ અધર્મમાંથી મુક્ત થાય છે.

कृत्वा पापं हि संतप्य तस्मात्पापात्प्रमुच्यते ।
नैवं कुर्यां पुनरिति निवृत्त्या पूयते तु सः ॥ २३० ॥

૨૩૦ જે મનુષ્ય પાપકર્મ કરીને તેને માટે સંતાપ કરે છે, તે મનુષ્ય પાપમાંથી મુક્ત થાય છે. અને હવે ફરીને આવું પાપ નહિ કરું, એ રીતે નિવૃત્તિરૂપ સંકલ્પ કરવાથી પવિત્ર થાય છે.

**एवं संचिन्त्य मनसा प्रेत्य कर्मफलोदयम् ।**
**मनोवाङ्मूर्तिभिर्नित्यं शुभं कर्म समाचरेत् ॥ २३१ ॥**

૨૩૧ ઉપર પ્રમાણે શુભ તથા અશુભ કર્મનું ફળ પરલોકમાં મળે છે, આ પ્રમાણે મન સાથે વિચાર કરીને મન, વાણી તથા કાયાવડે નિત્ય શુભ કર્મ કરવાં.

**अज्ञानाद्यदि वा ज्ञानात्कृत्वा कर्म विगर्हितम् ।**
**तस्माद्विमुक्तिमन्विच्छन्द्वितीयं न समाचरेत् ॥ २३२ ॥**

૨૩૨ અજાણતાં અથવા તો જાણી જોઇને કરેલાં પાપ કર્મમાંથી છૂટવાની ઇચ્છા કરનારા પુરૂષે બીજું પાપ કર્મ કરવું નહિ.

**यस्मिन्कर्मण्यस्य कृते मनसः स्यादलाघवम् ।**
**तस्मिंस्तावत्तपः कुर्याद्यावत्तुष्टिकरं भवेत् ॥ २३३ ॥**

૨૩૩ પાપકર્મ કરનારાને જો પ્રાયશ્ચિત્ત કરવાથી મનમાં સંતોષ થાય નહિ તો તેણે મન પ્રસન્ન થાય ત્યાં સૂધી તપ (પ્રાયશ્ચિત્ત) કર્યા કરવું.

**तपोमूलमिदं सर्वं दैवमानुषकं सुखम् ।**
**तपोमध्यं बुधैः प्रोक्तं तपोऽन्तं वेददर्शिभिः ॥ २३४ ॥**

તપનું માહાત્મ્ય.

૨૩૪ દેવલોકનું તથા મનુષ્ય લોકનું ઉત્તમ સુખ તપથી મળે છે, તપથી જ તપ કરનારાની મધ્યમ સ્થિતિ સુખમાં જાય છે અને તપથી જ તેનું પરિણામ પણ સુખકારક નિવડે છે; આમ વેદ જાણનારા વિદ્વાનો કહે છે.

**ब्राह्मणस्य तपो ज्ञानं तपः क्षत्रस्य रक्षणम् ।**
**वैश्यस्य तु तपो वार्ता तपः शूद्रस्य सेवनम् ॥ २३५ ॥**

૨૩૫ જ્ઞાન સંપાદન કરવું એ બ્રાહ્મણનું તપ છે, પ્રજાનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનું તપ છે, ખેતીવાડી, વ્યાપાર વગેરે કરવાં એ વૈશ્યનું તપ છે; અને ત્રણે વર્ણોની સેવા કરવી એ શૂદ્રનું તપ છે.

**ऋषयः संयतात्मानः फलमूलानिलाशनाः ।**
**तपसैव प्रपश्यन्ति त्रैलोक्यं सचराचरम् ॥ २३६ ॥**

૨૩૬ ઋષિઓ મનને નિયમમાં રાખી, ફળ, મૂળ અથવા તો પવનનો આહાર કરી, તપવડે જ સ્થાવર જંગમ સહિત ત્રણે લોકને પ્રત્યક્ષ જુવે છે.

**औषधान्यगदो विद्या दैवी च विविधा स्थितिः ।**
**तपसैव प्रसिद्ध्यन्ति तपस्तेषां हि साधनम् ॥ २३७ ॥**

૨૩૭ રસાયનો, ઔષધો, બ્રહ્મવિદ્યા અને સ્વર્ગાદિક લોકમાં નિવાસ, આ બધાં તપવડે જ ફલીભૂત થાય છે. કારણ કે તપ જ તેઓને પ્રાપ્ત કરવાનું સાધન છે.

**यद्दुस्तरं यद्दुरापं यद्दुर्गं यच्च दुष्करम् ।**
**सर्वं तु तपसा साध्यं तपो हि दुरतिक्रमम् ॥ २३८ ॥**

૨૩૮ જે વસ્તુ (ગ્રહાદિક દોષવડે સૂચના કરેલી આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક આપત્તિ) દુઃખે કરીને તરી શકાય તેવી હોય, તથા જે વસ્તુ દુઃખથી મળે તેવી હોય (જેમ વિશ્વામિત્રે ક્ષત્રિય શરીરથી જ બ્રાહ્મણપણું સંપાદન કર્યું હતું તે), જ્યાં આગળ દુઃખથી જઇ શકાય તેવું હોય (જેમકે મેરુ પર્વતના શિખરપર જવું વગેરે) અને જે દુઃખથી કરી શકાય તેવું હોય (જેમ કે ઘણી ગાયોનું દાન દેવું તે), આ સર્વ તપ કરવાથી સાધી શકાય છે. કારણ કે તપની શક્તિ અલંઘ્ય છે.

**महापातकिनश्चैव शेषाश्चाकार्यकारिणः ।**
**तपसैव सुतप्तेन मुच्यन्ते किल्बिषात्ततः ॥ २३९ ॥**

૨૩૯ મહાપાપ કરનારાઓ તથા ઉપપાતક કરનારાઓ સારી રીતે તપ કરવાથી જ તે તે પાપમાંથી મુક્ત થાય છે.

**कीटाश्चाहिपतङ्गाश्च पशवश्च वयांसि च ।**
**स्थावराणि च भूतानि दिवं यान्ति तपोबलात् ॥ २४० ॥**

૨૪૦ કીડાઓ, સર્પો, પતંગીઆઓ, પશુઓ, પક્ષીઓ અને સ્થાવર પ્રાણીઓ તપના બળથી જ સ્વર્ગમાં જાય છે.

**यत्किंचिदेनः कुर्वन्ति मनोवाङ्मूर्तिभिर्जनाः ।**
**तत्सर्वं निर्दहन्त्याशु तपसैव तपोधनाः ॥ २४१ ॥**

૨૪૧ મનુષ્યો મન, વાણી તથા કાયાથી જે કંઇ પાપકર્મ કરે છે, તે સર્વ પાપકર્મને તપને ધન માનનારા ઋષિઓ તપવડે જ ઝટ બાળી નાખે છે.

तपसैव विशुद्धस्य ब्राह्मणस्य दिवौकसः ।
इज्याश्च प्रतिगृह्णन्ति कामान्संवर्धयन्ति च ॥ २४२ ॥

૨૪૨ જે બ્રાહ્મણ તપથી જ શુદ્ધ થયો હોય, તે બ્રાહ્મણના યજ્ઞમાં દેવો બલિને ગ્રહણ કરે છે તથા તેઓની કામનાઓને પણ પૂર્ણ કરે છે.

प्रजापतिरिदं शास्त्रं तपसैवासृजत्प्रभुः ।
तथैव वेदानृषयस्तपसा प्रतिपेदिरे ॥ २४३ ॥

૨૪૩ સમર્થ એવા પ્રજાપતિએ તપ કરીને જ આ ધર્મશાસ્ત્રને રચ્યું હતું. તેમ ઋષિઓએ પણ તપ કરીને જ વેદોને પ્રાપ્ત કર્યા હતા.

इत्येतत्तपसो देवा महाभाग्यं प्रचक्षते ।
सर्वस्यास्य प्रपश्यन्तस्तपसः पुण्यमुत्तमम् ॥ २४४ ॥

૨૪૪ સર્વ પ્રાણીઓનો તપવડે ઉત્તમ યોનિમાં જન્મ થાય છે, એમ જાણનારા દેવો ઉપર પ્રમાણે તપના મહાન્ ફળનું વર્ણન કરે છે.

( ब्रह्मचर्यं जपो होमः काले शुद्धाल्पभोजनः ।
अरागद्वेषलोभाश्च तपउक्तं स्वयंभुवा ॥

બ્રહ્મચર્ય, જપ, હોમ સમય ઉપર શુદ્ધ એવો અલ્પ આહાર તથા રાગ, દ્વેષ અને લોભનો ત્યાગ આને બ્રહ્માએ તપ કહ્યું છે.)

वेदाभ्यासोऽन्वहं शक्त्या महायज्ञक्रिया क्षमा ।
नाशयन्त्याशु पापानि महापातकजान्यपि ॥ २४५ ॥

૨૪૫ નિત્ય શક્તિ પ્રમાણે વેદાધ્યયન, પાંચ મહાયજ્ઞોનું અનુષ્ઠાન અને ક્ષમા, એ મહાપાતક કરવાથી લાગેલાં પાપોનો પણ તુરત નાશ કરે છે.

यथैधस्तेजसा वह्निः प्राप्तं निर्दहति क्षणात् ।
तथा ज्ञानाग्निना पापं सर्वं दहति वेदवित् ॥ २४६ ॥

૨૪૬ અગ્નિ જેમ તેજવડે પાસે રહેલાં કાષ્ઠોને ક્ષણમાત્રમાં જ બાળીને ભસ્મ કરી નાખે છે; તેમ વેદવેત્તા પુરુષ જ્ઞાનરૂપી અગ્નિવડે સર્વ પાપોને બાળી નાંખે છે.

इत्येतदेनसामुक्तं प्रायश्चित्तं यथाविधि ।
अत ऊर्ध्वं रहस्यानां प्रायश्चित्तं निबोधत ॥ २४७ ॥

૨૪૭ આ રીતે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે બ્રહ્મહત્યા વગેરે પ્રકટ પાપોનું પ્રાયશ્ચિત્ત કહ્યું. હવે તમે ગુપ્ત પાપોનું પ્રાયશ્ચિત્ત સાંભળો.

सव्याहृतिप्रणवकाः प्राणायामास्तु षोडश ।
अपि भ्रूणहणं मासात्पुनन्त्यहरहः कृताः ॥ २४८ ॥

૨૪૮ એક મહિના સુધી પ્રતિ દિવસ ૐકાર અને વ્યાહૃતિ સાથે સોળ પ્રાણાયામ કરવામાં આવે તો તે બ્રહ્મહત્યા કરનારાને પણ પવિત્ર કરે છે.

ગુપ્ત પાપનાં પ્રાયશ્ચિત્ત.

कौत्सं जप्त्वाप इत्येतद्वासिष्ठं च प्रतीत्यृचम् ।
माहित्रं शुद्धवत्यश्च सुरापोऽपि विशुद्ध्यति ॥ २४९ ॥

૨૪૯ કૌત્સ ઋષિ જેના દેવતા છે એવા 'अपनः शोशुचदघम्' એ સૂક્તનો, વસિષ્ઠ ઋષિ જેના દેવતા છે એવા 'प्रतिस्तोमोभिरुषसं वसिष्ठाः' એ ઋચાનો, महित्रिणामवोस्तु એ સૂક્તનો તથા 'शुद्धवत्य एतोन्विंद्रं स्तवाम शुद्धं' એ ત્રણ ઋચાનો એક મહિના સુધી પ્રતિદિવસ સોળ વાર પાઠ કરવાથી મદ્યપાન કરનારો પણ શુદ્ધ થાય છે.

सकृज्जप्त्वास्य वामीयं शिवसंकल्पमेव च ।
अपहृत्य सुवर्णं तु क्षणाद्भवति निर्मलः ॥ २५० ॥

૨૫૦ 'अस्य वामस्य पलितस्य' એ સૂક્તનો તથા 'यज्जाग्रतोदूरमुदैति' એ શિવસંકલ્પ સૂક્તનો એક મહિના સુધી એક એક પાઠ કરવાથી બ્રાહ્મણનું સુવર્ણ ચોરનારો પાપરહિત થાય છે.

हविष्यन्तीयमभ्यस्य न तमंह इतीति च ।
जपित्वा पौरुषं सूक्तं मुच्यते गुरुतल्पगः ॥ २५१ ॥

૨૫૧ ગુરુપત્ની સાથે ગમન કરનારો પુરુષ 'हविष्पान्ङ् मजरं स्वर्विदाम्' ઇત્યાદિ ઓગણીશ ઋચાનો 'न तमंहो न दुरितं' એ આઠ ઋચાનો (मेमनः शिवसंकल्पमस्तु એ સૂક્તનો) અથવા 'सहस्रशीर्षा पुरुषः' એ પુરુષ સૂક્તનો એક મહિના સુધી નિત્ય પાઠ કરે તો ગુરુપત્નીની સાથે ગમન કરવાના પાપમાંથી મુક્ત થાય છે.

एनसां स्थूलसूक्ष्माणां चिकीर्षन्नपनोदनम् ।
अवेत्यृचं जपेदब्दं यत्किंचेदमितीति वा ॥ २५२ ॥

૨૫૨ મહાપાતકોનો તથા ઉપપાતકોનો નાશ કરવાની ઇચ્છા રાખનારાએ 'अवते हेळो वरुण नमोभिः' એ ઋચાનો, 'यत्किंचेदं वरुण दैव्येजने એ

ઋચાનો, અથવા તો 'शिवसंकल्पमस्तु,' એ સૂક્તનો એક વર્ષ સૂધી નિત્ય પાઠ કરવો.

प्रतिगृह्याप्रतिग्राह्यं भुक्त्वाचान्नं विगर्हितम् ।
जपंस्तरत्समन्दीयं पूयते मानवस्त्र्यहात् ॥ २५३ ॥

૨૫૩ દાન લેવાને અયોગ્ય એવી વસ્તુનું દાન લેનારો તથા શાસ્ત્રમાં નિંદિત કહેલાં અન્નનું ભોજન કરનારો મનુષ્ય तरत्समन्दी धावति, એ ચાર ઋચાનો પાઠ કરે તો ત્રણ દિવસમાં પવિત્ર થાય છે.

सोमारौद्रं तु बह्वेना मासमभ्यस्य शुद्ध्यति ।
स्रवन्त्यामाचरन्स्नानमर्यम्णामिति च तृचम् ॥ २५४ ॥

૨૫૪ ઘણાં પાપ કરનારો પુરુષ નદીમાં સ્નાન કરીને 'सोमारुद्रा धारये इयाम स्वयम्' એ ચાર ઋચાનો અથવા 'अर्यमा वरुणं मित्रं च' એ ત્રણ ઋચાનો એક મહિના સૂધી નિત્ય પાઠ કરે તોપણ શુદ્ધ થાય છે.

अब्दार्धमिन्द्रमित्येतदेनस्वी सप्तकं जपेत् ।
अप्रशस्तं तु कृत्वाप्सु मासमासीत भैक्षभुक् ॥ २५५ ॥

૨૫૫ કોઈ પણ પાપ કરનારા પુરુષે છ મહિના સૂધી 'इन्द्र मित्र' 'वरुणमाग्नें त्रयो देवता' એ સાત ઋચાનો નિત્ય પાઠ કરવો અને પાણીમાં મળ તથા મૂત્રને નાખનારા પુરુષે એક મહિના સૂધી ભિક્ષા માંગી લાવીને ખાવી.

मन्त्रैः शाकलहोमीयैरब्दं हुत्वा घृतं द्विजः ।
सुगुर्वप्यपहन्त्येनो जप्त्वा वा नम इत्यृचम् ॥ २५६ ॥

૨૫૬ 'देवकृतस्य' ઇત્યાદિ શાકલ હોમના મંત્રોવડે એક વર્ષ સૂધી અગ્નિમાં ઘીનો હોમ કરવાથી તથા 'नम इन्द्रश्च' એ ઋચાનો એક વર્ષ સૂધી જપ કરવાથી દ્વિજ જાતિનો પુરુષ મહાપાપનો પણ નાશ કરે છે.

महापातकसंयुक्तोऽनुगच्छेद्गाः समाहितः ।
अभ्यस्याब्दं पावमानीर्भैक्षाहारो विशुद्ध्यति ॥ २५७ ॥

૨૫૭ બ્રહ્મહત્યા વગેરે મહાપાપ કરનારો પુરુષ એક વર્ષ સૂધી ભિક્ષા માગીને અન્નનો આહાર કરે, ઇંદ્રિયોને નિયમમાં રાખીને, નિત્ય ગાયોની પાછળ વનમાં જાય અને પવમાન સૂક્તનો પાઠ કરે તો શુદ્ધ થાય છે.

अरण्ये वा त्रिरभ्यस्य प्रयतो वेदसंहिताम् ।
मुच्यते पातकैः सर्वैः पराकैः शोधितस्त्रिभिः ॥ २५८ ॥

૨૫૮ ત્રણ પરાક વ્રત કરીને શુદ્ધ થયેલો બ્રાહ્મણ અરણ્યમાં જઈને નિયમપૂર્વક ત્રણ વેદની સંહિતામાંથી કોઈ એક વેદની સંહિતાનો પાઠ કરે તો સર્વ પાપમાંથી મુક્ત થાય છે.

**त्र्यहं तूपवसेद्युक्तस्त्रिरह्नोऽभ्युपयन्नपः ।**
**मुच्यते पातकैः सर्वैस्त्रिर्जपित्वाघमर्षणम् ॥ २५९ ॥**

૨૫૯ પુરુષ નિયમમાં પરાયણ થઈ, ત્રણ દિવસ સૂધી ઉપવાસ કરે અને પ્રભાતે, મધ્યાહ્ને તથા સાયંકાળે સ્નાન કરી, પાણીમાં બેશીને ' **ऋतं च सत्यं चा** ' એ અઘમર્ષણ સૂક્તનો ત્રણ વાર જપ કરે તો સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.

**यथाश्वमेधः क्रतुराट् सर्वपापापनोदनः ।**
**तथाऽघमर्षणं सूक्तं सर्वपापापनोदनम् ॥ २६० ॥**

૨૬૦ યજ્ઞોમાં રાજા સમાન ગણાતો અશ્વમેધ જેમ સર્વ પાપોનો નાશ કરે છે, તેમ અઘમર્ષણ નામનું સૂક્ત પણ સર્વ પાપોનો નાશ કરે છે.

**हत्वा लोकानपीमांस्त्रीनश्नन्नपि यतस्ततः ।**
**ऋग्वेदं धारयन्विप्रो नैनः प्राप्नोति किञ्चन ॥ २६१ ॥**

૨૬૧ ઋગ્વેદ ભણનારો દ્વિજવર્ણ ત્રણે લોકોનો સંહાર કરે અથવા તો ગમે ત્યાં ભોજન કરે તો પણ તેને જરાય પાપ લાગતું નથી.

**ऋक्संहितां त्रिरभ्यस्य यजुषां वा समाहितः ।**
**साम्नां वा सरहस्यानां सर्वपापैः प्रमुच्यते ॥ २६२ ॥**

૨૬૨ જે દ્વિજવર્ણનો પુરુષ સાવધાન થઈને બ્રાહ્મણ સહિત ઋગ્વેદની સંહિતાનો, યજુર્વેદની સંહિતાનો, અથવા તો બ્રાહ્મણ અને ઉપનિષદ સાથે સામસંહિતાનો ત્રણ વાર પાઠ કરે, તો સર્વ પાપોમાંથી મુક્ત થાય છે.

**यथा महाह्रदं प्राप्य क्षिप्तं लोष्टं विनश्यति ।**
**तथा दुश्चरितं सर्वं वेदे त्रिवृति मज्जति ॥ २६३ ॥**

૨૬૩ પાણીના મોટા ધરામાં નાખેલું માટીનું ઢેફું જેમ ગળી જાય છે. તેમ ત્રણ વેદનો પાઠ કરનારા પુરુષવિષે પણ સર્વ પાપો નાશ પામે છે.

**ऋचो यजूंषि चान्यानि सामानि विविधानि च ।**
**एष ज्ञेयस्त्रिवृद्वेदो यो वेदैनं स वेदवित् ॥ २६४ ॥**

૨૬૪ બ્રાહ્મણો સાથે ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદને, ત્રિવૃદ્વેદ જાણવો; અને જે તેને જાણે છે તેને વેદવેત્તા જાણવો.

**आद्यं यत्त्र्यक्षरं ब्रह्म त्रयी यस्मिन्प्रतिष्ठिता ।**
**स गुह्योऽन्यस्त्रिवृद्वेदो यस्तं वेद स वेदवित् ।। २६५ ।।**

૨૬૫ સર્વ વેદોમાં મુખ્ય ગણાતો, ત્રણ અક્ષરવાળો, જેમાં ત્રણ વેદ સમાયલા છે એવો, ગુપ્ત રાખવા યોગ્ય પ્રણવ (ઓંકાર) બીજો ત્રિવૃત્ વેદ છે. જે પુરુષ તેને સ્વરૂપથી તથા અર્થથી જાણે છે તેને વેદવેત્તા જાણવો.

**( एष वोभिहितः कृत्स्नः प्रायश्चित्तस्य निर्णयः ।**
**निश्रेयसं धर्मविधिं विप्रस्येमं निबोधत ।।**

મેં તમને પ્રાયશ્ચિત્તનો સર્વ નિર્ણય કહ્યો. હવે બ્રાહ્મણનું કલ્યાણ કરનારા ધર્મના વિધિને શ્રવણ કરો. )

**( पृथग् ब्राह्मणकल्पाभ्यां स हि वेदस्त्रिवृत्स्मृतः ।।**

**।। इतिश्री मानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां एकादशोऽध्यायः समाप्तः ।।**

સંહિતા, બ્રાહ્મણ અને કલ્પ એ ત્રણ મળીને ત્રિવૃત્ વેદ કહેવાય છે. )

ઇતિ શ્રીગુજરાતીભાષાન્તરસહિત મનુસ્મૃતિમાં 'પ્રાયશ્ચિત્તોનો નિર્ણય' એ નામનો અધ્યાય ૧૧ મો સમાપ્ત.



## અધ્યાય ૧૨ મો.

चातुर्वर्ण्यस्य कृत्स्नोऽयमुक्तो धर्मस्त्वयानघ ।
कर्मणां फलनिर्वृत्तिं शंस नस्तत्त्वतः पराम् ॥ १ ॥

૧ હે દોષરહિત ભૃગુ! તમે અમને ચારેય વર્ણનો તથા વર્ણસંકરનો ધર્મ (અને પ્રાયશ્ચિત્ત) કહ્યાં. હવે કરેલાં પાપ પુણ્યના બીજા જન્મમાં થનારાં ફળ તમે અમને યથાર્થ રીતે કહો.

स तानुवाच धर्मात्मा महर्षीन्मानवो भृगुः ।
अस्य सर्वस्य शृणुत कर्मयोगस्य निर्णयम् ॥ २ ॥

૨ તે સાંભળીને મનુના પુત્ર ધર્માત્મા ભૃગુએ તે ઋષિઓને કહ્યું કે; કરવામાં આવતાં સર્વ કર્મનાં ફળનો નિર્ણય તમે સાંભળો!

शुभाशुभफलं कर्म मनोवाग्देहसंभवम् ।
कर्मजा गतयो नृणामुत्तमाधममध्यमाः ॥ ३ ॥

ત્રણ પ્રકારનાં કર્મ.

૩ મન, વાણી તથા કાયાવડે જે કર્મ કરવામાં આવે છે. તે કર્મના પ્રમાણમાં શુભ અથવા તો અશુભ ફળ મળે છે. તથા તે કર્મ પ્રમાણે મનુષ્યોનો ઉત્તમ, મધ્યમ અને અધમ યોનિમાં જન્મ થાય છે.

तस्येह त्रिविधस्यापि त्र्यधिष्ठानस्य देहिनः ।
दशलक्षणयुक्तस्य मनो विद्यात्प्रवर्तकम् ॥ ४ ॥

૪ મનુષ્યનાં દશ પ્રકારનાં અને ઉત્તમ, મધ્યમ તથા અધમ ગતિ આપનારાં ત્રણ પ્રકારનાં કર્મ છે. અને મન તેનું પ્રવર્તક છે.

परद्रव्येष्वभिध्यानं मनसानिष्टचिन्तनम् ।
वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ॥ ५ ॥

૫ અન્યાયથી પરાયાં ધનને હરી લેવાનો મનમાં વિચાર કરવો, મનમાં બ્રહ્મહત્યા આદિક પાપ કર્મ કરવાનો વિચાર કરવો તથા પરલોક નથી, દેહ જ આત્મા છે આવા નાસ્તિકતાના વિચાર કરવા. આ ત્રણ માનસિક પાપ કર્મ જાણવાં.

पारुष्यमनृतं चैव पैशून्यं चापि सर्वशः ।
असंबद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥ ६ ।

૬ સામા મનુષ્યને કઠોર વચન કહેવાં, અસત્ય બોલવું, પાછળથી પરની નિંદા કરવી અને પ્રયોજન વગર રાજાની, દેશની તથા નગરજનોની વાર્તા કર્યા કરવી. આ ચાર વાણીનાં પાપકર્મ જાણવાં.

**अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ।**
**परदारोपसेवा च शारीरं त्रिविधं स्मृतम् ॥ ७ ॥**

૭ અન્યાયથી પારકું ધન ખુંચવી લેવું, શાસ્ત્રથી વિરુદ્ધ વર્તીને પ્રાણીની હિંસા કરવી અને પરદારાનો સંગ કરવો. આ ત્રણ શરીરનાં પાપ કર્મ જાણવાં.

**मानसं मनसैवायमुपभुंक्ते शुभाशुभम् ।**
**वाचा वाचा कृतं कर्म कायेनैव च कायिकम् ॥ ८ ॥**

૮ મનુષ્ય મનવડે કરેલાં પુણ્ય કર્મનાં અથવા તો પાપ કર્મનાં ફળને આ જન્મમાં અથવાતો પુનર્જન્મમાં મનવડે ભોગવે છે. વાણીવડે કરેલાં પુણ્ય કર્મનાં અથવા તો પાપ કર્મનાં ફળને વાણીવડે ભોગવે છે. અને કાયાવડે કરેલાં પુણ્ય તથા પાપ કર્મનાં ફળને કાયાવડે ભોગવે છે.

**( त्रिविधं च शरीरेण वाचा चैव चतुर्विधम् ।**
**मनसा त्रिविधं कर्म दश धर्मपथांस्त्यजेत् ॥**

ત્રણ પ્રકારનાં શારીર કર્મનો, ચાર પ્રકારનાં વાચિક કર્મનો અને ત્રણ પ્રકારનાં માનસિક કર્મનો એમ દશ પ્રકારનાં કર્મનો મનુષ્યે ત્યાગ કરવો.)

**शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः ।**
**वाचिकैः पक्षिमृगतां मानसैरन्त्यजातिताम् ॥ ९ ॥**

૯ મનુષ્ય કાયાએ કરેલાં કર્મના દોષોથી સ્થાવરપણાંને પામે છે. (વૃક્ષ પર્વત વગેરે થઇને અવતરે છે), વાણીએ કરેલાં કર્મના દોષોથી પક્ષીની અથવા તો પશુની યોનિમાં અવતરે છે અને મનવડે કરેલાં કર્મના દોષોથી ચંડાલની જાતિમાં અવતરે છે.

**( शुभैः प्रयोगैर्देवत्वं व्यामिश्रैर्मानुषो भवेत् ।**
**अशुभैःकेवलैश्चैव तिर्यग्योनिषु जायते ॥**

જીવ શુભ કર્મો કરવાથી દેવની જાતિમાં અવતરે છે, શુભ અને અશુભ એમ મિશ્ર કર્મ કરવાથી મનુષ્યની જાતિમાં અવતરે છે અને કેવળ અશુભ કર્મ કરવાથી પક્ષીની જાતિમાં અવતરે છે. )

( वाग्दण्डो हन्ति विज्ञानं मनोदण्डः परां गतिम् ।
कर्मदंडस्तु लोकांस्त्रीन्हन्यादपरिरक्षितः ॥

વાણીરૂપી દંડને જો નિયમમાં ન રાખ્યો હોય તો તે વિજ્ઞાનનો નાશ કરે છે, મનરૂપી દંડને જો નિયમમાં ન રાખ્યો હોય તો તે પરમ ગતિનો નાશ કરે છે, અને કર્મરૂપી દંડને જો નિયમમાં ન રાખ્યો હોય તો તે ત્રણે લોકનો નાશ કરે છે. )

( वाग्दण्डोऽथ भवेन्मौनं मनोदण्डस्त्वनाशनम् ।
शारीरस्य हि दण्डस्य प्राणायामो विधीयते ॥

મૌન રહેવું એ વાગ્દંડ, નિરાહાર રહેવું એ મનોદંડ અને પ્રાણાયામ કરવો એ શારીર દંડ કહેવાય છે. )

( त्रिदण्डं धारयेद्योगी शारीरं न तु वैणवम् ।
वाचिकं कायिकं चैव मानसं च यथाविधि ॥

( યોગીએ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વાસનાં દંડને ધારણ કરવો નહિ પણ કાયિક, વાચિક અને માનસિક એ ત્રણ દંડને ધારણ કરવા. )

वाग्दण्डोऽथ मनोदण्डः कायदण्डस्तथैव च ।
यस्यैते निहिता बुद्धौ त्रिदण्डीति स उच्यते ॥ १० ॥

૧૦ વાગ્દંડ કહેતાં વાણીને નિયમમાં રાખવી, મનોદંડ કહેતાં મનને નિયમમાં રાખવું અને કાયદંડ કહેતાં કાયાને નિયમમાં રાખવી. આ ત્રણને જે બુદ્ધિપૂર્વક નિયમમાં રાખે છે તે ત્રિદંડી કહેવાય છે.

त्रिदण्डमेतान्निक्षिप्य सर्वभूतेषु मानवः ।
कामक्रोधौ तु संयम्य ततः सिद्धिं नियच्छति ॥ ११ ॥

૧૧ મનુષ્ય આ ત્રણ દંડને એટલે કઠોર વાણી વગેરેને સર્વ પ્રાણીઓના તરફથી પાછી વાળી લે છે તથા તેઓનું દમન કરવા માટે કામને તથા ક્રોધને નિયમમાં રાખે છે તો તેથી મોક્ષ આપનારી સિદ્ધિને પામે છે.

योऽस्यात्मनः कारयिता तं क्षेत्रज्ञं प्रचक्षते ।
यः करोति तु कर्माणि स भूतात्मोच्यते बुधैः ॥ १२ ॥

ક્ષેત્રજ્ઞ, ભૂતાત્મા અને જીવ. ૧૨ જે આ શરીરને કર્મ કરવા માટે પ્રેરે છે, તેને વિદ્વાનો ક્ષેત્રજ્ઞ કહે છે, અને જે કર્મો કરે છે, તેને વિદ્વાનો ભૂતાત્મા (શરીર) કહે છે.

**जीवसंज्ञोऽन्तरात्मान्यः सहजः सर्वदेहिनाम् ।**
**येन वेदयते सर्वं सुखं दुःखं च जन्मसु ॥ १३ ॥**

૧૩ જીવ સંજ્ઞાવાળો બીજો અંતરાત્મા ( સૂક્ષ્મ શરીર ) સર્વ દેહધારી ક્ષેત્રજ્ઞોની સાથે ઉત્પન્ન થાય છે અને જે અંતરાત્માવડે પ્રત્યેક જન્મમાં સર્વ સુખ અથવા તો દુઃખ જાણવામાં આવે છે.

**तावुभौ भूतसंपृक्तौ महान्क्षेत्रज्ञ एव च ।**
**उच्चावचेषु भूतेषु स्थितं तं व्याप्य तिष्ठतः ॥ १४ ॥**

૧૪ તે બન્ને મહાન ( સૂક્ષ્મ શરીર ) અને ક્ષેત્રજ્ઞ ( જીવાત્મા ) પૃથ્વી આદિ પાંચ ભૂતોની સાથે મળીને, ઉત્તમ તથા અધમ પ્રાણીઓને વિષે વાસ કરીને રહેલા પરમાત્માનો આશ્રય કરીને રહેલા છે.

**( उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रयमाविश्य विभर्त्यव्यय ईश्वरः ॥**

ઉત્તમ પુરુષ બીજો જ છે કે જેને પરમાત્મા કહે છે, અને જે અવિનાશી ઈશ્વર, ત્રણે લોકમાં પ્રવેશ કરીને તેનું ધારણ પોષણ કરે છે. )

**असंख्या मूर्तयस्तस्य निष्पतन्ति शरीरतः ।**
**उच्चावचानि भूतानि सततं चेष्टयन्ति याः ॥ १५ ॥**

૧૫ તે પરમાત્માના શરીરમાંથી ક્ષેત્રજ્ઞ નામધારી અસંખ્ય જીવો ઉત્પન્ન થાય છે, જે જીવો ઉત્તમ તથા અધમ એવાં શરીરોને ચેષ્ટાવાળા ( ક્રિયાવાળાં ) કરે છે.

**पञ्चभ्य एव मात्राभ्यः प्रेत्य दुष्कृतिनां नृणाम् ।**
**शरीरं यातनार्थीयमन्यदुत्पद्यते ध्रुवम् ॥ १६ ॥**

ધર્માધર્મનું ફળ.

૧૬ પાપ કર્મ કરનારા મનુષ્યો મરણ પામ્યા પછી તેઓનું યમલોકનાં દુઃખ ભોગવવા માટે બીજું જરાયુજાદિ શરીરના સંબંધ વિનાનું સૂક્ષ્મ શરીર પાંચ તન્માત્રાઓમાંથી ઉત્પન્ન થાય છે.

**तेनानुभूय ता यामीः शरीरेणेह यातनाः ।**
**तास्वेव भूतमात्रासु प्रलीयन्ते विभागशः ॥ १७ ॥**

૧૭ પાપી જીવો તે શરીરવડે યમલોકનાં દુઃખોને ભોગવીને પાછા તેજ પાંચ ભૂતોની માત્રાઓમાં તે માત્રાઓના વિભાગ પ્રમાણે લય પામે છે.

सोऽनुभूयासुखोदर्कान्दोषान्विषयसङ्गजान् ।
व्यपेतकल्मषोऽभ्येति तावेवोभौ महौजसौ ॥ १८ ॥

૧૮ સૂક્ષ્મ શરીર ધારી જીવ શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલાં શબ્દ, સ્પર્શ વગેરે વિષયોનો ઉપભોગ કરવાથી પ્રાપ્ત થયેલાં દુઃખોનો ઉપભોગ કરીને પાપરહિત થયા પછી મહાબળવાન એવા મહત્તત્વનો તથા ક્ષેત્રજ્ઞનો આશ્રય કરે છે.

तौ धर्मं पश्यतस्तस्य पापं चातन्द्रितौ सह ।
याभ्यां प्राप्नोति संपृक्तः प्रेत्येह च सुखासुखम् ॥ १९ ॥

૧૯ અને મહત્તત્વ તથા ક્ષેત્રજ્ઞ તંદ્રાનો ત્યાગ કરી સાથે મળીને, તે જીવનાં ભોગવતાં બાકી રહેલાં પુણ્યનો અને પાપનો વિચાર કરે છે, અને જીવ પુણ્ય તથા પાપની સાથે જોડાઈને આ લોકમાં તથા પરલોકમાં સુખને અને દુઃખને ભોગવે છે.

यद्याचरति धर्मं स प्रायशोऽधर्ममल्पशः ।
तैरेव चावृतो भूतैः स्वर्गे सुखमुपाश्नुते ॥ २० ॥

૨૦ જીવ મનુષ્યાવતારમાં જો ધર્મ કર્મ વિશેષ કરે છે અને પાપકર્મ અલ્પ કરે છે તો; તેજસ્વી સ્થૂલ શરીરના આકારમાં પરિણામ પામેલાં પાંચ મહાભૂતોથી વિંટાઈને સ્વર્ગમાં સુખ ભોગવે છે.

यदि तु प्रायशोऽधर्मं सेवते धर्ममल्पशः ।
तैर्भूतैः स परित्यक्तो यामीः प्राप्नोति यातनाः ॥ २१ ॥

૨૧ પરંતુ જીવ જો અધર્મનાં કર્મ વિશેષ કરે છે અને ધર્મનાં કર્મ અલ્પ કરે છે તો શરીરના આકારે પરિણામ પામનારા પાંચ મહાભૂતોથી જુદો થઈને (મરણ પામીને) યમલોકનાં દુઃખ ભોગવે છે.

यामीस्ता यातनाः प्राप्य स जीवो वीतकल्मषः ।
तान्येव पञ्च भूतानि पुनरप्येति भागशः ॥ २२ ॥

૨૨ અને યમલોકનાં દુઃખો ભોગવીને પાપરહિત થયેલો જીવ પાછો વિભાગ પ્રમાણે દેહને ઉત્પન્ન કરનારાં તેજ પાંચ મહાભૂતોનો આશ્રય કરે છે, એટલે શરીરને ધારણ કરે છે.

एता दृष्ट्वास्य जीवस्य गतीः स्वेनैव चेतसा ।
धर्मतोऽधर्मतश्चैव धर्मे दध्यात्सदा मनः ॥ २३ ॥

૨૩ આ પ્રમાણે ધર્મથી તથા અધર્મથી થનારી જીવની ગતિઓનો પોતાનાં જ મનવડે વિચાર કરીને મનુષ્યે સદાય ધર્મમાં મન રાખવું.

सत्त्वं रजस्तमश्चैव त्रीन्विद्यादात्मनो गुणान् ।
यैर्व्याप्येमान्स्थितो भावान्महान्सर्वानशेषतः ॥ २४ ॥

સત્વ, રજ અને તમોગુણનાં લક્ષણ.

૨૪ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ મહત્તત્વના જાણવા અને જે ગુણોવડે વ્યાપ્ત એવો મહાન આ સ્થાવર જંગમરૂપ સર્વ પદાર્થોને સંપૂર્ણ રીતે વ્યાપીને રહેલો છે.

यो यदैषां गुणो देहे साकल्येनातिरिच्यते ।
स तदा तद्गुणप्रायं तं करोति शरीरिणम् ॥ २५ ॥

૨૫ એ ગુણોમાંથી જે ગુણ જ્યારે દેહમાં અધિક હોય ત્યારે તે ગુણ જીવને બહુધા તે ગુણવાળો જ કરી મૂકે છે.

सत्त्वं ज्ञानं तमोऽज्ञानं रागद्वेषौ रजः स्मृतम् ।
एतद्व्याप्तिमदेतेषां सर्वभूताश्रितं वपुः ॥ २६ ॥

૨૬ વસ્તુના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવું તે સત્વ ગુણનું લક્ષણ જાણવું, વસ્તુના સ્વરૂપનું વિપરીત જ્ઞાન થવું તે તમોગુણનું લક્ષણ જાણવું અને રાગ તથા દ્વેષ એ રજોગુણનું લક્ષણ જાણવું. સર્વ પ્રાણીઓનાં શરીર જ્ઞાનાદિકના જ્ઞાપક એવા એ ત્રણે ગુણોથી વ્યાપ્ત થયેલાં હોય છે.

तत्र यत्प्रीतिसंयुक्तं किंचिदात्मनि लक्षयेत् ।
प्रशान्तमिव शुद्धाभं सत्त्वं तदुपधारयेत् ॥ २७ ॥

૨૭ તે ગુણોમાં જેનાથી સર્વ ક્લેશ નાશ પામીને આત્માને સુખનું જ્ઞાન થાય, અત્યંત શાંતિ તથા શુદ્ધ પ્રકાશ જણાય તેને સત્વ ગુણ જાણવો.

यत्तु दुःखसमायुक्तमप्रीतिकरमात्मनः ।
तद्रजोऽप्रतिपं विद्यात्सततं हारि देहिनाम् ॥ २८ ॥

૨૮ જે દુઃખમિશ્ર, આત્માને અપ્રીતિ કરનારો તથા દેહધારીઓને સર્વદા વિષયોના તરફ પ્રતિકૂલપણાથી ખેંચી જનારો હોય તેને રજોગુણ જાણવો.

यत्तु स्यान्मोहसंयुक्तमव्यक्तं विषयात्मकम् ।
अप्रतर्क्यमविज्ञेयं तमस्तदुपधारयेत् ॥ २९ ॥

૨૯ જે સત્ય તથા અસત્યના વિચારનો વિરોધી હોય, વિષયને પ્રકટપણે જણાવવાને અશક્ત હોય, વિષયોથી ભરપૂર હોય, તર્કથી, ઇંદ્રિયોથી અને બુદ્ધિથી જાણી શકાય નહિ તેવો હોય તેને તમોગુણ જાણવો.

**त्रयाणामपि चैतेषां गुणानां यः फलोदयः ।**
**अग्र्यो मध्यो जघन्यश्च तं प्रवक्ष्याम्यशेषतः ॥ ३० ॥**

૩૦ તે ત્રણેય ગુણોમાંથી ક્રમ પ્રમાણે ઉત્તમ અને અધમ પ્રતિનાં જે ફળ ઉત્પન્ન થાય છે તે હવે સંપૂર્ણ રીતે કહીશ.

**वेदाभ्यासस्तपो ज्ञानं शौचमिन्द्रियनिग्रहः ।**
**धर्मक्रियात्मचिन्ता च सात्त्विकं गुणलक्षणम् ॥ ३१ ॥**

૩૧ વેદાભ્યાસ, પ્રાજાપત્ય આદિ તપ, શાસ્ત્રનું જ્ઞાન, બાહ્ય શુદ્ધિ, ઇંદ્રિયોનો નિગ્રહ, દાનાદિક ધર્મ ક્રિયા અને આત્માનું ચિન્તન આ સત્વગુણનાં કાર્ય છે.

**आरम्भरुचिताऽधैर्यमसत्कार्यपरिग्रहः ।**
**विषयोपसेवा चाजस्रं राजसं गुणलक्षणम् ॥ ३२ ॥**

૩૨ ફળને માટે કર્મ કરવાની ઇચ્છા, અધીરતા, શાસ્ત્રે નિષિદ્ધ કરેલાં કર્મ કરવાં અને નિત્ય વિષયોને સેવવા એ રજોગુણનાં કાર્ય છે.

**लोभः स्वप्नोऽधृतिः क्रौर्यं नास्तिक्यं भिन्नवृत्तिता ।**
**याचिष्णुता प्रमादश्च तामसं गुणलक्षणम् ॥ ३३ ॥**

૩૩ લોભ (ધનની અત્યંત તૃષ્ણા), નિદ્રાળુતા, અધીરતા, ક્રૂરતા, નાસ્તિકપણું, આચારભ્રષ્ટતા, યાચના કરવાનો સ્વભાવ અને પ્રમાદ આ તમોગુણનાં કાર્ય છે.

**त्रयाणामपि चैतेषां गुणानां त्रिषु तिष्ठताम् ।**
**इदं सामासिकं ज्ञेयं क्रमशो गुणलक्षणम् ॥ ३४ ॥**

૩૪ આ ત્રણેય ગુણો ત્રણેય કાળમાં રહેનારા છે. તે ગુણોનું સંક્ષેપમાં ક્રમવાર આ પ્રમાણે લક્ષણ જાણવું.

**यत्कर्म कृत्वा कुर्वंश्च करिष्यंश्चैव लज्जति ।**
**तज्ज्ञेयं विदुषा सर्वं तामसं गुणलक्षणम् ॥ ३५ ॥**

૩૫ જે કર્મ કર્યા પછી, કર્મ કરતી વખતે, તથા કર્મ કરતાં પહેલાં, કર્તાને લજ્જા આવે છે તે સર્વ કર્મને વિદ્વાને તમોગુણી કર્મ જાણવું.

**येनास्मिन्कर्मणा लोके ख्यातिमिच्छति पुष्कलाम् ।**
**न च शोचत्यसंपत्तौ तद्विज्ञेयं तु राजसम् ॥ ३६ ॥**

૩૬ મનુષ્ય જે કર્મ કરીને આ લોકમાં મોટી પ્રખ્યાતિ મેળવવાની ઇચ્છા કરે છે અને ફળની સિદ્ધિ ન થવા છતાં તેને માટે શોક કરતો નથી, તેવાં સર્વ કર્મને રજોગુણી કર્મ જાણવાં.

**यत्सर्वेणेच्छति ज्ञातुं यन्न लज्जति चाचरन् ।**
**येन तुष्यति चात्मास्य तत्सत्त्वगुणलक्षणम् ॥ ३७ ॥**

૩૭ મનુષ્ય જે કર્મવડે જ્ઞાન સંપાદન કરવાની ઇચ્છા કરે છે, જે કર્મ કરતાં લજ્જા આવતી નથી તથા જે કર્મ કરવાથી આત્માને સંતોષ થાય છે, તેવાં કર્મને સત્વગુણી જાણવાં.

**तमसो लक्षणं कामो रजसस्त्वर्थ उच्यते ।**
**सत्त्वस्य लक्षणं धर्मः श्रैष्ठ्यमेषां यथोत्तरम् ॥ ३८ ॥**

૩૮ તમનું મુખ્ય લક્ષણ કામ છે, રજનું મુખ્ય લક્ષણ અર્થ છે અને સત્વનું મુખ્ય લક્ષણ ધર્મ છે. આ ગુણોમાં ઉત્તરોત્તર ગુણને શ્રેષ્ઠ જાણવો.

**येन यस्तु गुणेनैषां संसारान्प्रतिपद्यते ।**
**तान्समासेन वक्ष्यामि सर्वस्यास्य यथाक्रमम् ॥ ३९ ॥**

સત્વાદિ ગુણોથી થનારી ગતિઓ.

૩૯ હવે એ સત્વાદિક ગુણોમાંથી જે ગુણવડે જીવ જે જે ગતિઓને પામે છે, તે તે આખા જગતની ગતિઓને હું ક્રમવાર સંક્ષેપમાં કહું છું.

**देवत्वं सात्त्विका यान्ति मनुष्यत्वं च राजसाः ।**
**तिर्यक्त्वं तामसा नित्यमित्येषा त्रिविधा गतिः ॥ ४० ॥**

૪૦ સત્વગુણી જીવો દેવપણાને પામે છે, રજોગુણી જીવો મનુષ્યપણાને પામે છે અને તમોગુણી જીવો પક્ષીપણાને પામે છે. આવી રીતે ત્રણ પ્રકારના ગુણોથી ત્રણ પ્રકારની ગતિ થાય છે.

**त्रिविधा त्रिविधैषा तु विज्ञेया गौणिकी गतिः ।**
**अधमा मध्यमाग्र्या च कर्मविद्याविशेषतः ॥ ४१ ॥**

૪૧ સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ ગુણથી થનારી ગતિ, કર્મ પ્રમાણે અને વિદ્યા પ્રમાણે ઉત્તમ, મધ્યમ અને અધમ, એમ ત્રણ પ્રકારની છે.

**स्थावराः कृमिकीटाश्च मत्स्याः सर्पाः सकच्छपाः ।**
**पशवश्च मृगाश्चैव जघन्या तामसी गतिः ॥ ४२ ॥**

૪૨ વૃક્ષ વગેરે સ્થાવરો, કૃમિઓ, કીડાઓ, માછલાં, સર્પો, કાચબાઓ, પશુઓ અને મૃગો આ તમોગુણથી થનારી અધમ ગતિ છે.

**हस्तिनश्च तुरंगाश्च शूद्रा म्लेच्छाश्च गर्हिताः ।**
**सिंहा व्याघ्रा वराहाश्च मध्यमा तामसी गतिः ॥ ४३ ॥**

૪૩ હાથી, ઘોડા, શૂદ્ર, નિંદાપાત્ર મ્લેચ્છ, સિંહ, વાઘ અને વરાહ, આ તમોગુણની મધ્યમ ગતિ જાણવી.

**चारणाश्च सुपर्णाश्च पुरुषाश्चैव दाम्भिकाः ।**
**रक्षांसि च पिशाचाश्च तामसीषूत्तमा गतिः ॥ ४४ ॥**

૪૪ ચારણો, ગરુડ વગેરે પક્ષીઓ, છળ કપટથી કાર્ય કરનારા પુરુષો, રાક્ષસો અને પિશાચો, આ તમોગુણની ઉત્તમ ગતિ જાણવી.

**झल्ला मल्ला नटाश्चैव पुरुषाः शस्त्रवृत्तयः ।**
**द्यूतपानप्रसक्ताश्च जघन्या राजसी गतिः ॥ ४५ ॥**

૪૫ ઝલ્લો, મલ્લો, નટો, શસ્ત્ર ઉપર આજીવિકા કરનારા પુરુષો, જુગારીઓ અને મદ્યપાન કરનારા પુરુષો, આ રજોગુણની અધમ ગતિ જાણવી.

**राजानः क्षत्रियाश्चैव राज्ञां चैव पुरोहिताः ।**
**वादयुद्धप्रधानाश्च मध्यमा राजसी गतिः ॥ ४६ ॥**

૪૬ રાજાઓ, ક્ષત્રિયો, રાજાઓના પુરોહિતો અને શાસ્ત્રાર્થનો ઝગડો કરનારા વિદ્વાનો, આ રજોગુણની મધ્યમ ગતિ જાણવી.

**गन्धर्वा गुह्यका यक्षा विबुधानुचराश्च ये ।**
**तथैवाप्सरसः सर्वा राजसीषूत्तमा गतिः ॥ ४७ ॥**

૪૭ ગંધર્વો, ગુહ્યકો, યક્ષો, દેવોના અનુચરો, ( વિદ્યાધર વગેરે ) તથા અપ્સરાઓ, આ સર્વ રજોગુણથી થનારી ઉત્તમ ગતિ જાણવી.

**तापसा यतयो विप्रा ये च वैमानिका गणाः ।**
**नक्षत्राणि च दैत्याश्च प्रथमा सात्त्विकी गतिः ॥ ४८ ॥**

૪૮ વાનપ્રસ્થો, યતિઓ, બ્રાહ્મણો, વિમાનચારી દેવતાઓ, નક્ષત્રો અને દૈત્યો, આ સત્વગુણથી થનારી અધમ ગતિ જાણવી.

यज्वान ऋषयो देवा वेदा ज्योतींषि वत्सराः ।
पितरश्चैव साध्याश्च द्वितीया सात्त्विकी गतिः ॥ ४९ ॥

૪૯ યજમાનો, ઋષિઓ, દેવો, વેદો, નક્ષત્રો, વર્ષો, પિતૃઓ અને સાધ્યો, આ સત્વગુણથી થનારી મધ્યમ ગતિ જાણવી.

ब्रह्मा विश्वसृजो धर्मो महानव्यक्तमेव च ।
उत्तमां सात्त्विकीमेतां गतिमाहुर्मनीषिणः ॥ ५० ॥

૫૦ બ્રહ્મા, પ્રજાપતિઓ, ધર્મ, મહાન્ અને અવ્યક્ત (પ્રધાન), આ ગતિને પંડિતો સત્વગુણની ઉત્તમ ગતિ કહે છે.

एष सर्वः समुद्दिष्टस्त्रिप्रकारस्य कर्मणः ।
त्रिविधस्त्रिविधः कृत्स्नः संसारः सार्वभौतिकः ॥ ५१ ॥

૫૧ મન, વાણી અને કાયાનાં ત્રણ પ્રકારનાં કર્મથી થનારી સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણવાળી તથા ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકારની સર્વ પ્રાણીઓની સંપૂર્ણ ગતિ તમને કહી બતાવી.

इन्द्रियाणां प्रसङ्गेन धर्मस्यासेवनेन च ।
पापान्संयान्ति संसारानविद्वांसो नराधमाः ॥ ५२ ॥

૫૨ ઇંદ્રિયોના વિષયોમાં આસક્તિ રાખવાથી તથા ધર્માચરણ નહિ કરવાથી (પાપ કરવાથી) મૂર્ખ એવા અધમ પુરુષો પાપી જાતિમાં અવતરે છે.

यां यां योनिं तु जीवोऽयं येन येनेह कर्मणा ।
क्रमशो याति लोकेऽस्मिंस्तत्तत्सर्वं निबोधत ॥ ५३ ॥

૫૩ આ જીવ જે જે કર્મવડે આ લોકમાં જે જે જાતિમાં અવતરે છે તે તે સર્વ ક્રમે કરીને તમે સાંભળો.

बहून्वर्षगणान्घोरान्नरकान्प्राप्य तत्क्षयात् ।
संसारान्प्रतिपद्यन्ते महापातकिनस्त्विमान् ॥ ५४ ॥

૫૪ બ્રહ્મહત્યા વગેરે મહાપાપ કરનારાઓ હજારો વર્ષ સૂધી ભયંકર નરકોમાં પડ્યા રહે છે અને તે પાપનો ક્ષય થયા પછી શેષ રહેલાં પાપ ભોગવવા માટે નીચેની યોનિઓમાં જન્મે છે.

કર્મવિપાક.

श्वसूकरखरोष्ट्राणां गोजाविमृगपक्षिणाम् ।
चण्डालपुक्कसानां च ब्रह्महा योनिमृच्छति ॥ ५५ ॥

૫૫ બ્રહ્મહત્યા કરનારો પુરુષ કુતરાં, ભુંડ, ગધેડાં, ઉંટ, બળદ, બકરાં, ઘેટા, મૃગ, પક્ષી, ચંડાળ અને પુક્કસની જાતિમાં અવતરે છે.

**कृमिकीटपतङ्गानां विड्भुजां चैव पक्षिणाम् ।**
**हिंस्राणां चैव सत्त्वानां सुरापो ब्राह्मणो व्रजेत् ॥ ५६ ॥**

૫૬ સુરાપાન કરનારો બ્રાહ્મણ કૃમિ, કીડા, પતંગિયા, વિષ્ઠા ખાનારાં પક્ષીઓ અને હિંસક પ્રાણીઓની જાતિમાં અવતરે છે.

**लूताहिसरटानां च तिरश्चां चाम्बुचारिणाम् ।**
**हिंस्राणां च पिशाचानां स्तेनो विप्रः सहस्रशः ॥ ५७ ॥**

૫૭ બ્રાહ્મણનું સુવર્ણ ચોરનાર બ્રાહ્મણ કરોળિયો, સર્પ, કરચલો, જળચર પ્રાણીઓ, હિંસા કરનારાં પ્રાણીઓ અને પિશાચોની યોનિમાં હજારવાર અવતરે છે.

**तृणगुल्मलतानां च क्रव्यादां दंष्ट्रिणामपि ।**
**क्रूरकर्मकृतां चैव शतशो गुरुतल्पगः ॥ ५८ ॥**

૫૮ ગુરુપત્નીની સાથે ગમન કરનારો પુરુષ, દૂર્વા વગેરે તૃણની, ગુલ્મ, ગળો વગેરેના વેલાની, કાચું માંસ ખાનારાં ગીધ વગેરે પક્ષીઓની, સિંહ વગેરે ડાઢવાળાં પ્રાણીઓની તથા ક્રૂર કર્મ કરનારાં પ્રાણીઓની જાતિમાં સેંકડો વાર જન્મે છે.

**हिंस्रा भवन्ति क्रव्यादाः कृमयोऽभक्ष्यभक्षिणः ।**
**परस्परादिनः स्तेनाः प्रेतान्त्यस्त्रीनिषेविणः ॥ ५९ ॥**

૫૯ હિંસક મનુષ્યો કાચું માંસ ખાનાર મીંદડા વગેરે જાતિમાં જન્મે છે, અભક્ષ્ય વસ્તુનું ભક્ષણ કરનારા કૃમિની જાતિમાં જન્મે છે, સાધારણ ચોરી કરનારાઓ એક બીજાનું માંસ ખાનારાં પ્રાણીની જાતિમાં અવતરે છે અને ચંડાળની સ્ત્રી સાથે ગમન કરનારા પ્રેતપણાને પામે છે.

**संयोगं पतितैर्गत्वा परस्यैव च योषितम् ।**
**अपहृत्य च विप्रस्वं भवति ब्रह्मराक्षसः ॥ ६० ॥**

૬૦ પતિત પુરુષોની સાથે સમાગમ કરવાથી, પરસ્ત્રીની સાથે વ્યભિચાર કરવાથી તથા બ્રાહ્મણનું ધન ચોરવાથી પુરુષ બ્રહ્મરાક્ષસ થાય છે.

**मणिमुक्ताप्रवालानि हृत्वा लोभेन मानवः ।**
**विविधानि च रत्नानि जायते हेमकर्तृषु ॥ ६१ ॥**

૬૧ જે મનુષ્ય લોભે કરીને મણિ, મોતી, પરવાળાં તથા જાત જાતનાં રત્નોની ચોરી કરે છે, તે હેમકાર નામના પક્ષીની જાતિમાં અવતરે છે.

**धान्यं हृत्वा भवत्याखुः कांस्यं हंसो जलं प्लवः ।**
**मधु दंशः पयः काको रसं श्वा नकुलो घृतम् ॥ ६२ ॥**
**मांसं गृध्रो वपां मद्गुस्तैलं तैलपकः खगः ।**
**चीरीवाकस्तु लवणं बलाका शकुनिर्दधि ॥ ६३ ॥**
**कौशेयं तित्तिरिर्हृत्वा क्षौमं हृत्वा तु दर्दुरः ।**
**कार्पासतान्तवं क्रौञ्चो गोधा गां वाग्गुदो गुडम् ॥ ६४ ॥**
**छुच्छुन्दरिः शुभान्गन्धान्पत्रशाकं तु बर्हिणः ।**
**श्वावित्कृतान्नं विविधमकृतान्नं तु शल्यकः ॥ ६५ ॥**

૬૨–૬૫ અનાજની ચોરી કરવાથી ઉંદર, કાંસાની ચોરી કરવાથી હંસ, પાણીની ચોરી કરવાથી પ્લવ, મધની ચોરી કરવાથી ડાંસ, દૂધની ચોરી કરવાથી કાગડો, રસની ચોરી કરવાથી કુતરો, ઘીની ચોરી કરવાથી નોળીયું, માંસની ચોરી કરવાથી ગીધ, વપાની ચોરી કરવાથી બતક, તલની ચોરી કરવાથી તેલ પીનાર પક્ષી, મીઠાની ચોરી કરવાથી ચીરીવાક, દહિંની ચોરી કરવાથી બગલો, રેશમી કપડાની ચોરી કરવાથી તેતર, અતસીનાં વસ્ત્રોની ચોરી કરવાથી દેડકો, કપાસના કપડાંની ચોરી કરવાથી સારસ, ગાયની ચોરી કરવાથી ચંદન ઘો, ગોળની ચોરી કરવાથી વાગ્ગુદ, ઉત્તમ સુગંધી પદાર્થોની ચોરી કરવાથી છછુંદર, પત્રશાકની ચોરી કરવાથી મોર, ભાતભાતનાં પકવાન્નની ચોરી કરવાથી મોટી સેઢાઇ અને કાચાં અન્નની ચોરી કરવાથી નાની સેઢાઇની જાતિમાં અવતરે છે.

**बको भवति हृत्वाग्निं गृहकारी ह्युपस्करम् ।**
**रक्तानि हृत्वा वासांसि जायते जीवजीवकः ॥ ६६ ॥**

૬૬ અગ્નિની ચોરી કરનારો બગલાની જાતિમાં જન્મે છે, ઘરનું રાચરચીલું ચોરનારો ભીંતપર માટીનું ઘર કરનારી ભમરાની જાતિમાં અવતરે છે, રંગેલાં વસ્ત્રો ચોરનારો ચકોરની જાતિમાં અવતરે છે.

**वृको मृगेभं व्याघ्रोऽश्वं फलमूलं तु मर्कटः ।**
**स्त्रीमृक्षः स्तोकको वारि यानान्युष्ट्रः पशूनजः ॥ ६७ ॥**

૬૭ મૃગ અથવા તો હાથી ચોરનારો નહાર જન્મે છે, ઘોડો ચોરનારો વાઘ જન્મે છે, ફળ તથા મૂળ ચોરનારો મર્કટ જન્મે છે, સ્ત્રીનું હરણ કરનારો

સીંછ થઇને અવતરે છે, જળ ચોરનારો બપૈયો જન્મે છે, વાહનો ચોરનારો ઊંટ અવતરે છે અને પશુઓને ચોરનારો બકરો જન્મે છે.

**यद्वा तद्वा परद्रव्यमपहृत्य बलान्नरः ।**
**अवश्यं याति तिर्यक्त्वं जग्ध्वा चैवाहुतं हविः ॥ ६८ ॥**

૬૮ જે મનુષ્ય બળાત્કારથી હરકોઇ પણ નિસ્સાર પદાર્થની ઇચ્છાપૂર્વક ચોરી કરે છે, તથા નહિ હોમેલાં હુતદ્રવ્યને ખાય છે, તે મનુષ્ય અવશ્ય પક્ષીની યોનિમાં અવતરે છે.

**स्त्रियोऽप्येतेन कल्पेन हृत्वा दोषमवाप्नुयुः ।**
**एतेषामेव जन्तूनां भार्यात्वमुपयान्ति ताः ॥ ६९ ॥**

૬૯ સ્ત્રીઓ પણ જો ઉપર જણાવ્યા પ્રમાણે ઇચ્છાપૂર્વક પારકી વસ્તુની ચોરી કરીને દોષપાત્ર થાય છે તો તેઓ એ જ પ્રાણીઓની સ્ત્રી થઇને અવતરે છે.

**स्वेभ्यः स्वेभ्यस्तु कर्मभ्यश्च्युता वर्णा ह्यनापदि ।**
**पापान्संसृत्य संसारान्प्रेष्यतां यान्ति शत्रुषु ॥ ७० ॥**

૭૦ જે વર્ણના પુરુષો આપત્તિ વિના પોતપોતાનાં ધર્મ્ય કર્મનો ત્યાગ કરે છે, તે પુરુષો શૂદ્રની યોનિમાં અવતરીને શત્રુઓને ત્યાં દાસપણાને પામે છે.

**वान्ताश्युल्कामुखः प्रेतो विप्रो धर्मात्स्वकाच्च्युतः ।**
**अमेध्यकुणपाशी च क्षत्रियः कटपूतनः ॥ ७१ ॥**

૭૧ જે બ્રાહ્મણ પોતાનાં ધર્મકર્મથી ભ્રષ્ટ થાય છે, તે ઉલ્કામુખ નામનો પ્રેત થઇને ઓકણ ખાય છે, જે ક્ષત્રિય પોતાનાં ધર્મ કર્મમાંથી ભ્રષ્ટ થાય છે તે કટપૂતન નામનો પ્રેત થઇને વિષ્ઠાનું તથા શબનું ભોજન કરે છે.

**मैत्राक्षज्योतिकः प्रेतो वैश्यो भवति पूयभुक् ।**
**चैलाशकश्च भवति शूद्रो धर्मात्स्वकाच्च्युतः ॥ ७२ ॥**

૭૨ જે વૈશ્ય પોતાનાં ધર્મકર્મથી ભ્રષ્ટ થાય છે, તે મૈત્રાક્ષ જ્યોતિક નામનો પ્રેત થઇને પરુનું ભક્ષણ કરે છે, અને જે શૂદ્ર પોતાનાં ધર્મકર્મથી ભ્રષ્ટ થાય છે તે ચૈલાશક નામનો પ્રેત થઇને વસ્ત્રમાં રહેનારી જુંનું ભક્ષણ કરે છે.

**यथा यथा निषेवन्ते विषयान्विषयात्मकः ।**
**तथा तथा कुशलता तेषां तेषूपजायते ॥ ७३ ॥**

૭૩ વિષયોમાં આસક્તિવાળા પુરુષો જેમ જેમ વિષયોનો ઉપભોગ કરે છે, તેમ તેમ તે પુરુષો વિષયોને વિષે કુશળ થતા જાય છે.

तेऽभ्यासात्कर्मणां तेषां पापानामल्पबुद्धयः ।
संप्राप्नुवन्ति दुःखानि तासु तास्विह योनिषु ॥ ७४ ॥

૭૪ અને પછી અલ્પ બુદ્ધિવાળા તે પુરુષો તે તે પાપકર્મોને વારંવાર કરવાથી આ લોકમાં અનેક પશુ પક્ષીની અધમ જાતિઓમાં અવતરીને દુઃખો ભોગવે છે.

तामिस्रादिषु चोग्रेषु नरकेषु विवर्तनम् ।
असिपत्रवनादीनि बन्धनच्छेदनानि च ॥ ७५ ॥

૭૫ તામિસ્ર વગેરે ભયંકર નરકોમાં વારંવાર જન્મ થાય છે, અસિ-પત્ર વગેરે વનોમાં પગે ચાલવું પડે છે, યમલોકમાં બંધનનું અને છેદનનું દુઃખ ભોગવવું પડે છે.

विविधाश्चैव संपीडाः काकोलूकैश्च भक्षणम् ।
करम्भवालुकातापान्कुंभीपाकांश्च दारुणान् ॥ ७६ ॥

૭૬ અનેક જાતની પીડાઓ ભોગવવી પડે છે, કાગડાઓ અને ઘૂડો બટકાં ભરે છે, ધગધગતી રેતીના તાપોને સહેવા પડે છે, કુંભીપાક વગેરે દારુણ નરકોમાં પડવું પડે છે.

संभवाश्च वियोनीषु दुःखप्रायासु नित्यशः ।
शीतातपाभिघातांश्च विविधानि भयानि च ॥ ७७ ॥

૭૭ બહુધા દુઃખ આપનારી પશુ પક્ષી વગેરે યોનિઓમાં વારંવાર જન્મવું પડે છે, તાઢ, તડકા વગેરેનાં અનેક દુઃખ તથા ભય ભોગવવા પડે છે

असकृद्गर्भवासेषु वासं जन्म च दारुणम् ।
बन्धनानि च काष्ठानि परप्रेष्यत्वमेव च ॥ ७८ ॥

૭૮ વારંવાર ગર્ભમાં વાસ થાય છે, સ્ત્રીની યોનિઓમાંથી દારુણ એવો જન્મ થાય છે, કષ્ટદાયક હેડનાં બંધનો ભોગવવાં પડે છે, પારકાને ત્યાં દાસ-પણું કરવું પડે છે.

बन्धुप्रियवियोगांश्च संवासं चैव दुर्जनैः ।
द्रव्यार्जनं च नाशं च मित्रामित्रस्य चार्जनम् ॥ ७९ ॥

૭૯ બાંધવોના અને સ્નેહીઓના વિયોગો વેઠવા પડે છે, દુર્જનોની સાથે સહવાસ કરવો પડે છે, ધન મેળવવા માટે પરિશ્રમ કરવો પડે છે,

મેળવેલાં ધનનો નાશ સહેવો પડે છે, દુઃખે કરીને મિત્રો મેળવવા પડે છે, શત્રુઓ ઉત્પન્ન થાય છે.

**जरां चैवाप्रतीकारां व्याधिभिश्चोपपीडनम् ।**
**क्लेशांश्च विविधांस्तांस्तान्मृत्युमेव च दुर्जयम् ॥ ८० ॥**

૮૦ કોઈ પણ ઉપાયથી ટાળી ટળે નહિ તેવી વૃદ્ધાવસ્થા આવે છે, વ્યાધિઓથી પીડા થાય છે, અનેક જાતના કલેશો ભોગવવા પડે છે અને છેવટે દુર્જય એવાં મૃત્યુને વશ થવું પડે છે.

**यादृशेन तु भावेन यद्यत्कर्म निषेवते ।**
**तादृशेन शरीरेण तत्तत्फलमुपाश्नुते ॥ ८१ ॥**

૮૧ જેવાં સાત્વિક, રાજસ અથવા તો તામસ અંતઃકરણથી જે જે કર્મ કરવામાં આવે છે તેવાં સાત્વિક, રાજસ અથવા તો તામસ શરીરને ધારણ કરીને સ્નાન, દાન, જપ, તપ વગેરે શુભ કર્મનાં અથવા તો પાપ કર્મનાં ફળ ભોગવવાં પડે છે.

**एष सर्वः समुद्दिष्टः कर्मणां वः फलोदयः ।**
**नैश्रेयसकरं कर्म विप्रस्येदं निबोधत ॥ ८२ ॥**

૮૨ શાસ્ત્ર વિહિત કર્મનાં તથા નિષિદ્ધ કર્મનાં ફળની સર્વ ઉત્પત્તિ તમને કહી બતાવી. હવે તમે બ્રાહ્મણનાં શ્રેયસ્કર કર્મ સાંભળો.

**वेदाभ्यासस्तपोज्ञानमिन्द्रियाणां च संयमः ।**
**अहिंसा गुरुसेवा च निःश्रेयसकरं परम् ॥ ८३ ॥**

૮૩ અંગ સહિત વેદનો અભ્યાસ, પ્રાજાપત્યાદિક તપ, પરમાત્માનું જ્ઞાન, ઇંદ્રિયોનો સંયમ, અહિંસા અને ગુરુસેવા, આ બ્રાહ્મણનાં પરમ શ્રેય કરનારાં કર્મ છે.

બ્રાહ્મણનાં શ્રેયસ્કર કર્મ.

**सर्वेषामपि चैतेषां शुभानामिह कर्मणाम् ।**
**किंचिच्छ्रेयस्करतरं कर्मोक्तं पुरुषं प्रति ॥ ८४ ॥**

૮૪ આ સર્વેય શુભ કર્મોમાંથી પુરુષનું વધારે શ્રેય કરનારું કર્મ કયું છે (તે કહો?)

**सर्वेषामपि चैतेषामात्मज्ञानं परं स्मृतम् ।**
**तद्ध्यग्र्यं सर्वविद्यानां प्राप्यते ह्यमृतं ततः ॥ ८५ ॥**

૮૫ ઉપર કહેલાં સર્વે શુભ કર્મોમાં આત્મજ્ઞાનને શ્રેષ્ઠ જાણવું. કારણ કે આત્મજ્ઞાન સર્વ વિદ્યામાં શ્રેષ્ઠ ગણાય છે અને તેનાથી મોક્ષ મળે છે.

**षण्णामेषां तु सर्वेषां कर्मणां प्रेत्य चेह च ।**
**श्रेयस्करतरं ज्ञेयं सर्वदा कर्म वैदिकम् ॥ ८६ ॥**

૮૬ આ લોકમાં તથા પરલોકમાં ઉપર કહેલાં છએ કર્મોમાંથી સર્વદા વધારે શ્રેય કરનારું વૈદિક કર્મ (જ્યોતિષ્ટોમાદિ) તથા આત્મજ્ઞાન છે.

**वैदिके कर्मयोगे तु सर्वाण्येतान्यशेषतः ।**
**अन्तर्भवन्ति क्रमशस्तस्मिंस्तस्मिन्क्रियाविधौ ॥ ८७ ॥**

૮૭ જ્યોતિષ્ટોમાદિ વૈદિક કર્મના તે તે વિધિમાં ઉપર કહેલાં વેદાભ્યાસ વગેરે સર્વે કર્મોનો ક્રમે કરીને અંતર્ભાવ થાય છે.

**सुखाभ्युदयिकं चैव नैःश्रेयसिकमेव च ।**
**प्रवृत्तं च निवृत्तं च द्विविधं कर्म वैदिकम् ॥ ८८ ॥**

૮૮ સ્વર્ગાદિકનાં સુખને આપનારું તથા સંસારમાં પ્રવૃત્તિ કરાવનારું જ્યોતિષ્ટોમ આદિ જે કર્મ, તે પ્રવૃત્ત કર્મ અને મોક્ષ સુખ આપનારું જે આત્મજ્ઞાન, તે નિવૃત્ત કર્મ. આ રીતે વૈદિક કર્મ બે પ્રકારનું છે.

**इह चामुत्र वा काम्यं प्रवृत्तं कर्म कीर्त्यते ।**
**निष्कामं ज्ञानपूर्वं तु निवृत्तमुपदिश्यते ॥ ८९ ॥**

૮૯ આ લોકનાં સુખની તથા સ્વર્ગાદિકનાં સુખની કામના માટે કરવામાં આવતું કર્મ પ્રવૃત્ત કર્મ કહેવાય છે અને દૃષ્ટ તથા અદૃષ્ટ ફળની કામના વિના બ્રહ્મજ્ઞાનના અભ્યાસપૂર્વક કરવામાં આવતું કર્મ, નિવૃત્ત કર્મ કહેવાય છે.

**( अकामोपहतं नित्यं निवृत्तं च विधीयते ।**
**कामतस्तु कृतं कर्म प्रवृत्तमुपदिश्यते ॥**

નિત્ય કામના વિના કરેલું કર્મ નિવૃત્ત કર્મ કહેવાય છે અને કામનાથી કરેલું કર્મ પ્રવૃત્ત કર્મ કહેવાય છે.)

**प्रवृत्तं कर्म संसेव्य देवानामेति साम्यताम् ।**
**निवृत्तं सेवमानस्तु भूतान्यत्येति पञ्च वै ॥ ९० ॥**

૯૦ મનુષ્ય પ્રવૃત્તિવાળું કર્મ સેવવાથી દેવલોકમાં જાય છે અને નિવૃ-

ત્તિવાળું કર્મ સેવવાથી શરીરને ઉત્પન્ન કરનારાં પાંચ ભૂતોને ઉલ્લંઘન કરીને મોક્ષને પામે છે.

**सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि ।**
**समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति ॥ ९१ ॥**

૯૧ સ્થાવરજંગમાત્મકરૂપ સર્વે પ્રાણીઓમાં હું આત્મારૂપે રહેલો છું અને ઝીણા જીવથી આરંભીને સર્વે પ્રાણીઓ પરમાત્મારૂપ મારાવિષે રહેલાં છે. આ રીતે સામાન્યપણાથી જાણનારો તથા બ્રહ્માર્પણ બુદ્ધિથી જ્યોતિષ્ટોમાદિ યજ્ઞ કરનારો પુરુષ સ્વારાજ્યને ( મોક્ષને ) પામે છે.

**यथोक्तान्यपि कर्माणि परिहाय द्विजोत्तमः ।**
**आत्मज्ञाने शमे च स्याद्वेदाभ्यासे च यत्नवान् ॥ ९२ ॥**

૯૨ ઉત્તમ બ્રાહ્મણ શાસ્ત્રોક્ત અગ્નિહોત્રાદિ કર્મો ન કરી શકે તો તેણે પરબ્રહ્મનું ધ્યાન, ઇંદ્રિયોનો વિજય તથા ઉપનિષદાદિ વેદનું અધ્યયન કરવું.

**एतद्धि जन्मसाफल्यं ब्राह्मणस्य विशेषतः ।**
**प्राप्यैतत्कृतकृत्यो हि द्विजो भवति नान्यथा ॥ ९३ ॥**

૯૩ ઉપર કહ્યા પ્રમાણે વર્તવું, એ વિશેષે કરીને બ્રાહ્મણના જન્મની સફળતા છે. દ્વિજવર્ણ વેદાધ્યયનાદિક કર્મના ફળરૂપ આત્મજ્ઞાનને પામીને કૃતકૃત્ય થાય છે. પરંતુ બીજાં કોઈપણ સાધનોથી કૃતકૃત્ય થતો નથી.

**पितृदेवमनुष्याणां वेदश्चक्षुः सनातनम् ।**
**अशक्यं चाप्रमेयं च वेदशास्त्रमिति स्थितिः ॥ ९४ ॥**

વેદનું માહાત્મ્ય.

૯૪ પિતૃઓને, દેવોને અને મનુષ્યોને સનાતન ધર્મનો માર્ગ દેખાડનારું વેદરૂપી નેત્ર છે, અને તે વૈદિક કર્મ, ધર્મશાસ્ત્ર, મીમાંસાદિના વિચાર જાણ્યા વિના જાણી શકાય નહિ તેવું છે, તથા તે વેદની શાખાઓ અને અંગો અનંત હોવાથી માપમાં આવી શકે તેવું નથી. બ્રહ્મ શક્તિવૃત્તિથી જાણી શકાય તેવું નથી અર્થાત્ લક્ષણાવૃત્તિથી જાણી શકાય તેવું છે તથા વાણી અને મનને અગોચર હોવાથી પ્રમા (જ્ઞાન)નું પણ વિષય ન હોવાથી અપ્રમેય છે.

**या वेदबाह्याः स्मृतयो याश्च काश्च कुदृष्टयः ।**
**सर्वास्ता निष्फलाः प्रेत्य तमोनिष्ठा हि ताः स्मृताः ॥ ९५ ॥**

૯૫ જે વેદાર્થવિરુદ્ધ ઉપદેશ કરનારી સ્મૃતિઓ હોય અને જે મિથ્યા તર્કો કરીને વૈદિક દેવોને તથા યજ્ઞાદિકનાં ફળોને મિથ્યા ઠરાવનારાં શાસ્ત્રો હોય, તે સર્વે પારલૌકિક શ્રેયનો નાશ કરનારાં છે અને છેવટે નરકનું ફળ આપનારાં છે.

**उत्पद्यन्ते च्यवन्ते च यान्यतोऽन्यानि कानिचित् ।**
**तान्यर्वाक्कालिकतया निष्फलान्यनृतानि च ॥ ९६ ॥**

૯૬ વેદ જેનું મૂલ નથી એવાં બીજાં શાસ્ત્રો પ્રાકૃત પુરુષોએ રચેલાં હોવાથી થોડા સમયમાં નાશ પામે છે, અને આધુનિક હોવાથી તથા અસત્ય અર્થનો ઉપદેશ કરનારાં હોવાથી કોઈપિણ જાતનું ફળ આપનારાં નથી.

**चातुर्वर्ण्यं त्रयो लोकाश्चत्वारश्चाश्रमाः पृथक् ।**
**भूतं भव्यं भविष्यं च सर्वं वेदात्प्रसिद्ध्यति ॥ ९७ ॥**

૯૭ ચાર વર્ણ, ચાર આશ્રમ, ભૂર્, ભુવર્ અને સ્વર્ એ ત્રણ લોક, ભૂત, ભવિષ્ય તથા વર્તમાન એ ત્રણ કાળમાં રહેનારી સર્વ વસ્તુ, આ સર્વ વેદથી જાણવામાં આવે છે.

**शब्दः स्पर्शश्च रूपं च रसो गंधश्च पञ्चमः ।**
**वेदादेव प्रसूयन्ते प्रसूतिगुणकर्मतः ॥ ९८ ॥**

૯૮ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને પાંચમો ગંધ ( વગેરે ભોગ્ય સુખનાં સાધનો ) સત્વાદિક ગુણના પરિણામથી થતા ઉદ્રેક ( વધારા ) ને લીધે વેદથી જ ( વૈદિક કર્મોથી જ ) પ્રાપ્ત થાય છે. અથવા તો ગૌણ કર્મથી ઉત્તમ શબ્દાદિ ગુણોની પ્રાપ્તિ થાય છે.

**बिभर्ति सर्वभूतानि वेदशास्त्रं सनातनम् ।**
**तस्मादेतत्परं मन्ये यज्जन्तोरस्य साधनम् ॥ ९९ ॥**

૯૯ સનાતન એવો વેદ તથા ધર્મશાસ્ત્ર યજ્ઞાદિક ક્રિયાદ્વારા આ સ્થાવર જંગમરૂપ જગતનું ધારણ પોષણ કરે છે. તે માટે વેદ તથા શાસ્ત્રો વૈદિક કર્મના અધિકારી પુરુષના પરમ કલ્યાણનું સાધન છે.

**सेनापत्यं च राज्यं च दण्डनेतृत्वमेव च ।**
**सर्वलोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति ॥ १०० ॥**

૧૦૦ સેનાપતિપણાને, રાજ્યને, ન્યાયાધીશપણાને અને સર્વ લોકનાં અધિપતિપણાને વેદશાસ્ત્રસંપન્ન પુરુષ યોગ્ય છે.

**यथा जातबलो वह्निर्दहत्यार्द्रानपि द्रुमान् ।**
**तथा दहति वेदज्ञः कर्मजं दोषमात्मनः ॥ १०१ ॥**

૧૦૧ જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ લીલાં વૃક્ષોને પણ બાળી નાંખે છે, તેમ વેદ જાણનારો પુરુષ પોતાનાં પાપ કર્મથી ઉત્પન્ન થયેલા દોષોને બાળી નાંખે છે.

**( न वेदबलमाश्रित्य पापकर्मरुचिर्भवेत् ।**
**अज्ञानाच्च प्रमादाच्च दहते कर्म नेतरत् ॥**

વૈદિક કર્મના બળનો આશ્રય કરીને પાપકર્મ કરવાની ઇચ્છા કરવી નહિ. અજાણતાં અથવા તો પ્રમાદથી કરેલાં પાપકર્મને વેદોક્ત કર્મ બાળી નાંખે છે. પરંતુ જાણીજોઇને કરેલાં પાપને વૈદિક કર્મ બાળતાં નથી. )

**वेदशास्त्रार्थतत्त्वज्ञो यत्र तत्राश्रमे वसन् ।**
**इहैव लोके तिष्ठन्स ब्रह्मभूयाय कल्पते ॥ १०२ ॥**

૧૦૨ વેદ તથા શાસ્ત્રના ખરા અર્થને જાણનારો પુરુષ ગમે તે આશ્રમમાં હોય, તો પણ આ લોકમાં જ જીવન્મુક્ત થઇને બ્રહ્મરૂપ થવાને સમર્થ થાય છે.

**अज्ञेभ्यो ग्रन्थिनः श्रेष्ठा ग्रन्थिभ्यो धारिणो वराः ।**
**धारिभ्यो ज्ञानिनः श्रेष्ठा ज्ञानिभ्यो व्यवसायिनः ॥ १०३ ॥**

૧૦૩ ધર્મશાસ્ત્રનું થોડું અધ્યયન કરનારા કરતાં સંપૂર્ણ શાસ્ત્રનું અધ્યયન કરનારા શ્રેષ્ઠ છે, તેના કરતાં ધર્મશાસ્ત્રને સ્મરણમાં રાખનારા શ્રેષ્ઠ છે, તેના કરતાં અર્થ જાણનારા શ્રેષ્ઠ છે અને તેના કરતાં શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તનારા શ્રેષ્ઠ છે.

**तपो विद्या च विप्रस्य निःश्रेयसकरं परम् ।**
**तपसा किल्बिषं हन्ति विद्ययाऽमृतमश्नुते ॥ १०४ ॥**

૧૦૪ આશ્રમ વિહિત અગ્નિહોત્ર આદિ કર્મો, કૃચ્છ્ર, સ્વાધ્યાય, પ્રાણાયામ તથા બ્રહ્મવિદ્યા, બ્રાહ્મણનું પરમ કલ્યાણ કરનારાં છે. બ્રાહ્મણ અગ્નિહોત્ર આદિ કર્મવડે પાપનો નાશ કરે છે અને બ્રહ્મવિદ્યાથી મોક્ષને મેળવે છે.

**प्रत्यक्षं चानुमानं च शास्त्रं च विविधागमम् ।**
**त्रयं सुविदितं कार्यं धर्मशुद्धिमभीप्सता ॥ १०५ ॥**

૧૦૫ ધર્મનાં ખરાં સ્વરૂપને જાણવાની ઇચ્છા રાખનારા પુરુષે પ્રત્યક્ષ (શ્રુતિ), અનુમાન (સ્મૃતિ) તથા શ્રુતિ સ્મૃતિના અનુકૂલ વિચાર કરનારાં શાસ્ત્રોને સારી રીતે જાણવાં જોઇએ.

**आर्षं धर्मोपदेशं च वेदशास्त्राऽविरोधिना ।**
**यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः ॥ १०६ ॥**

૧૦૬ જે પુરુષ વેદનો તથા મનુ આદિ ધર્મશાસ્ત્રનો વેદ શાસ્ત્રને અનુકૂલ એવા મીમાંસામાં કહેલા ન્યાયોથી વિચાર કરે છે તે ધર્મને જાણે છે; પરંતુ વેદ તથા ધર્મશાસ્ત્રથી વિરુદ્ધ તર્ક કરનારો ધર્મનાં સ્વરૂપને જાણી શકતો નથી.

**नैःश्रेयसमिदं कर्म यथोदितमशेषतः ।**
**मानवस्यास्य शास्त्रस्य रहस्यमुपदिश्यते ॥ १०७ ॥**

૧૦૭ મોક્ષને આપનારાં સર્વ કર્મ તમને કહ્યાં. હવે હું તમને આ માનવધર્મશાસ્ત્રનાં રહસ્યનો ઉપદેશ કરું છું.

**अनाम्नातेषु धर्मेषु कथं स्यादिति चेद्भवेत् ।**
**यं शिष्टा ब्राह्मणा ब्रूयुः स धर्मः स्यादशङ्कितः ॥ १०८ ॥**

૧૦૮ આ શાસ્ત્રમાં સામાન્યરૂપે સર્વ ધર્મો કહ્યા છે. છતાં પણ જે જે વિશેષ ધર્મો કહ્યા ન હોય ત્યાં કેવી રીતે ધર્મ જાણવો? તેના ઉત્તરમાં કહેવાનું કે, શિષ્ટ બ્રાહ્મણો જેને ધર્મ કહે, તેને નિઃસંદેહ થઇને ધર્મ જાણવો.

**धर्मेणाधिगतो यैस्तु वेदः सपरिबृंहणः ।**
**ते शिष्टा ब्राह्मणा ज्ञेयाः श्रुतिप्रत्यक्षहेतवः ॥ १०९ ॥**

શિષ્ટ બ્રાહ્મણો.

૧૦૯ જેઓ છ અંગ, મીમાંસા, ધર્મશાસ્ત્ર અને પુરાણસહિત વેદ ભણ્યા હોય તથા વેદની શ્રુતિનાં પ્રમાણો આપીને ધર્મનો ઉપદેશ કરતા હોય, તેઓને શિષ્ટ બ્રાહ્મણો જાણવા.

**दशावरा वा परिषद्यं धर्मं परिकल्पयेत् ।**
**त्र्यवरा वापि वृत्तस्था तं धर्मं न विचालयेत् ॥ ११० ॥**

૧૧૦ ઓછામાં ઓછા સદાચારી દશ બ્રાહ્મણ અથવા તો વિશેષ ધ્યાન આપનારા ત્રણ સદાચારી બ્રાહ્મણો, જેને ધર્મ ઠરાવે તે ધર્મને માન્ય કરવો.

**( पुराणं मानवो धर्मः साङ्गोवेदश्चिकित्सितम् ।**
**आज्ञासिद्धानि चत्वारि न हन्तव्यानि हेतुभिः ॥**

પુરાણો, માનવ ધર્મશાસ્ત્ર, છ અંગોસહિત વેદ તથા આયુર્વેદ, આ ચાર આજ્ઞાસિદ્ધ શાસ્ત્ર ગણાય છે. તેઓના ઉપર મિથ્યા તર્કો કરીને આક્ષેપ કરવો નહિ.)

**त्रैविद्यो हेतुकस्तर्की नैरुक्तो धर्मपाठकः ।**
**त्रयश्चाश्रमिणः पूर्वे परिषत्स्याद्दशावरा ॥ १११ ॥**

૧૧૧ ત્રણ વેદને જાણનારા, શ્રુતિ સ્મૃતિને અનુકૂલ એવા ન્યાયને જાણનારા, મીમાંસાના તર્કને જાણનારા અને નિરુક્ત તથા માનવ ધર્મશાસ્ત્ર વગેરેને જાણનારા બ્રહ્મચારી, ગૃહસ્થ, કે વાનપ્રસ્થ આશ્રમવાળા ઓછામાં ઓછા દશ બ્રાહ્મણોની પરિષદ્ (સભા) કહેવાય છે.

પરિષદ્.

**ऋग्वेदविद्यजुर्विच्च सामवेदविदेव च ।**
**त्र्यवरा परिषज्ज्ञेया धर्मसंशयनिर्णये ॥ ११२ ॥**

૧૧૨ અથવા તો ધર્મમાં સંશય પડે ત્યારે તેનો નિર્ણય કરવા માટે ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ જાણનારા ઓછામાં ઓછા ત્રણ બ્રાહ્મણોની પરિષદ્ કરવી.

**एकोऽपि वेदविद्धर्मं यं व्यवस्येद्द्विजोत्तमः ।**
**स विज्ञेयः परो धर्मो नाज्ञानामुदितोऽयुतैः ॥ ११३ ॥**

૧૧૩ અથવા તો વેદ જાણનાર એક ઉત્તમ બ્રાહ્મણ પણ જે ધર્મને ઉપદેશ કરે, તેને શ્રેષ્ઠ ધર્મ જાણવો. પરંતુ દશ હજાર મૂર્ખો કહે, તેને શ્રેષ્ઠ ધર્મ જાણવો નહિ.

**अव्रतानाममन्त्राणां जातिमात्रोपजीविनाम् ।**
**सहस्रशः समेतानां परिषत्त्वं न विद्यते ॥ ११४ ॥**

૧૧૪ બ્રહ્મચારીનાં સાવિત્ર્ય વગેરે વ્રતો નહિ પાળનારા, વેદાધ્યયન નહિ કરનારા પરંતુ કેવળ નામમાત્ર બ્રાહ્મણ જાતિના હજારો પુરુષો એકઠા મળ્યા હોય, તો પણ તેઓની પરિષદ્ કહેવાતી નથી.

**यं वदन्ति तमोभूता मूर्खा धर्ममतद्विदः ।**
**तत्पापं शतधा भूत्वा तद्वक्तॄननुगच्छति ॥ ११५ ॥**

૧૧૫ તમોગુણી, ધર્મમાં પ્રમાણ ગણાતા વેદના અર્થને નહિ જાણનારા તથા ધર્મને નહિ જાણનારા પુરુષો, જે પુરુષને પ્રાયશ્ચિત્તાદિક ધર્મનો

ઉપદેશ કરે છે, તે પુરુષનું પાપ સેંકડોરૂપ થઈને પ્રાયશ્ચિત્તનો ઉપદેશ કરનારાઓને પ્રાપ્ત થાય છે.

**एतद्वोऽभिहितं सर्वं निःश्रेयसकरं परम् ।**
**अस्मादप्रच्युतो विप्रः प्राप्नोति परमां गतिम् ॥ ११६ ॥**

૧૧૬ તમને કલ્યાણ કરનારાં સર્વ શ્રેષ્ઠ સાધનો કહી સંભળાવ્યાં. જે દ્વિજ જાતિનો પુરુષ નિત્ય નૈમિત્તિક ધર્મમાંથી ભ્રષ્ટ થતો નથી, તે પરમ ગતિને (મોક્ષને) પામે છે.

**एवं स भगवान्देवो लोकानां हितकाम्यया ।**
**धर्मस्य परमं गुह्यं ममेदं सर्वमुक्तवान् ॥ ११७ ॥**

૧૧૭ ઉપર પ્રમાણે ભગવાન્ મનુએ મનુષ્યોનું હિત કરવાની ઇચ્છાથી મને ધર્મનું સંપૂર્ણ પરમ રહસ્ય કહ્યું હતું, તે મેં તમને કહ્યું.

**सर्वमात्मनि संपश्येत्सच्चासच्च समाहितः ।**
**सर्वं ह्यात्मनि संपश्यन्नाधर्मे कुरुते मनः ॥ ११८ ॥**

દ્વિજને ઉપદેશ.

૧૧૮ દ્વિજે એકાગ્ર મન રાખીને સત્‌ને તથા અસત્‌ને (કાર્યને તથા કારણને) સર્વને આત્માને વિષે રહેલાં જાણવાં. જે પુરુષ એ સર્વને આત્મારૂપ જાણે છે, તે પુરુષનું મન રાગદ્વેષરહિત હોવાથી અધર્મમાં પ્રવૃત્ત થતું નથી.

**आत्मैव देवताः सर्वाः सर्वमात्मन्यवस्थितम् ।**
**आत्मा हि जनयत्येषां कर्मयोगं शरीरिणाम् ॥ ११९ ॥**

૧૧૯ ઇંદ્ર આદિ સર્વે દેવતાઓ પરમાત્મારૂપ છે અને આ સર્વ જગત્ પણ પરમાત્માને વિષે જ રહેલું છે; કારણ કે પરમાત્મા જ દેહધારી પ્રાણીઓને તેમનાં શુભાશુભ કર્મનાં ફળ આપે છે.

**खं संनिवेशयेत्खेषु चेष्टनस्पर्शनेऽनिलम् ।**
**पक्तिदृष्ट्योः परं तेजः स्नेहेऽपो गां च मूर्तिषु ॥ १२० ॥**
**मनसीन्दुं दिशः श्रोत्रे क्रान्ते विष्णुं बले हरम् ।**
**वाच्यग्निं मित्रमुत्सर्गे प्रजने च प्रजापतिम् ॥ १२१ ॥**

૧૨૦-૧૨૧ જ્ઞાની પુરુષે બાહ્ય આકાશની ઉદરના આકાશમાં, વાયુની ચેષ્ટામાં અને સ્પર્શમાં, તેજની (અગ્નિની) જઠરાગ્નિમાં, આદિત્યની નેત્રમાં,

જળની શરીરના સ્નિગ્ધ પદાર્થોમાં, પૃથ્વીની શરીરમાં, ચંદ્રમાની મનમાં, દિશાઓની શ્રોત્રમાં, વિષ્ણુની ચરણની ગતિમાં, રુદ્રની બળમાં, અગ્નિની વાણીમાં, મિત્રની ગુદામાં અને પ્રજાપતિની જનનેન્દ્રિયમાં ભાવના કરવી.

प्रशासितारं सर्वेषामणीयांसमणोरपि ।
रुक्माभं स्वप्नधीगम्यं विद्यात्तं पुरुषं परम् ॥ १२२ ॥

૧૨૨ બ્રહ્માથી આરંભીને સ્તંભપર્યંત જડ ચેતન સર્વ પદાર્થના નેતા, અણુના કરતાં પણ અણુ (એટલે સૂક્ષ્મબુદ્ધિથી ગ્રહણ થઈ શકે તેવા–વસ્તુતાએ વિભુ ), ઉપાસનામાં શુદ્ધ સુવર્ણના જેવી ઝળહળતી કાંતિવાળા અને નિર્વિકલ્પ બુદ્ધિથી જાણવામાં આવે એવા પરમાત્માનું નિત્ય ધ્યાન કરવું.

एनमेके वदन्त्यग्निं मनुमन्ये प्रजापतिम् ।
इन्द्रमेके परे प्राणमपरे ब्रह्म शाश्वतम् ॥ १२३ ॥

૧૨૩ આ પરમાત્માને કેટલાએક અગ્નિ, કેટલાએક મનુ, કેટલાએક પ્રજાપતિ, કેટલાએક ઇંદ્ર, કેટલાએક પ્રાણ અને કેટલાએક સનાતન બ્રહ્મ કહે છે.

एष सर्वाणि भूतानि पञ्चभिर्व्याप्य मूर्तिभिः ।
जन्मवृद्धिक्षयैर्नित्यं संसारयति चक्रवत् ॥ १२४ ॥

૧૨૪ એ પરમાત્મા સર્વે પ્રાણીઓને પૃથ્વી આદિ પાંચ ભૂતોની સાથે જોડી દે છે અને રથના ચક્રની પઠે તેઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કર્યા કરે છે.

एवं यः सर्वभूतेषु पश्यत्यात्मानमात्मना ।
स सर्वसमतामेत्य ब्रह्माभ्येति परं पदम् ॥ १२५ ॥

૧૨૫ જે પુરુષ ઉપર કહ્યા પ્રમાણે સર્વ પ્રાણીઓને વિષે અંતઃકરણવડે પોતાના આત્માને જુવે છે તે, સર્વની સાથે સમભાવને પામીને પરમપદરૂપ બ્રહ્મને પામે છે.

( चतुर्वेदसमं पुण्यमस्य शास्त्रस्य धारणात् ।
भूयोवाप्यतिरिच्येत पापनिर्यातनं महत् ॥

આ માનવ ધર્મશાસ્ત્રને ભણવાથી ચાર વેદના અધ્યયન સમાન પુણ્ય થાય છે તથા તેનું અધિક ફળ એ છે કે; તે મહાપાપનો પણ નાશ કરે છે. )

इत्येतन्मानवं शास्त्रं भृगुप्रोक्तं पठन्द्विजः ।
भवत्याचारवान्नित्यं यथेष्टां प्राप्नुयाद्गतिम् ॥ १२६ ॥

૧૨૬ જે દ્વિજવર્ણનો પુરુષ ભૃગુ ઋષિએ કહેલાં આ માનવ ધર્મશાસ્ત્ર (મનુસ્મૃતિ) ને ભણે છે, તે પુરુષ નિત્ય સદાચારી થાય છે અને મનમાનતી ગતિને પામે છે.

(मनुः स्वायम्भुवो देवः सर्वशास्त्रार्थपारगः ।
तस्यास्यनिर्गतं धर्मं विचार्य बहुविस्तरम् ॥
ये पठन्ति द्विजाः केचित्सर्वपापोपशान्तिदम् ।
ते गच्छन्ति परं स्थानं ब्रह्मणः सद्म शाश्वतम् ॥

॥ इति श्रीमानवे धर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां द्वादशोऽध्यायः ॥

સ્વયંભૂના પુત્ર ભગવાન્ મનુ સર્વ શાસ્ત્રોને અર્થ જાણવામાં પારંગત હતા, તેમના મુખમાંથી નિકળેલાં, બહુ વિસ્તારવાળાં તથા સર્વ પાપને નાશ કરનારાં આ ધર્મશાસ્ત્રને જે દ્વિજ વર્ણના પુરુષો ભણે છે, તેઓ પરમાત્માનાં સનાતન સ્થાનમાં જાય છે.)

ઇતિ શ્રીગુજરાતીભાષાન્તરસહિત મનુસ્મૃતિમાં 'કર્મવિપાકને તથા પ્રવૃત્ત નિવૃત્ત કર્મનો વિચાર' એ નામનો અધ્યાય ૧૨ મો સમાપ્ત.

॥ इति श्रीसौराष्ट्र देश (काठियावाड) वासी पंडित नथ्थुराम महाशंकर तथा शास्त्री प्राणजीवन हरिहर विरचित गुजराती भाषांतरसहित मनुस्मृति समाप्त. ॥

॥ श्री साम्बसदाशिवार्पणमस्तु ॥



ये केचिदत्र सगुणानपि दूषयन्तः सन्तोप्यसन्त इति ते न विचारणीयाः ।
ये तु प्रगल्भमतयः कृतसारविज्ञा लोकेषु ते कृतिमिमामवधारयन्तु ॥